



॥ श्री स्वामिनारायणो विजयतेतराम् ॥

# બોચાસણ બંડનો અથેતિ ઇતિહાસ.

## (બોરસદ કોર્ટના જજમેન્ટ સાથે)

## પ્રથમ ભાગ.

લેખક શોધક સંપાદક
શાસ્ત્રી હરિજીવનદાસ, વડતાલ.

ધ૦ ધુ૦ આચાર્યશ્રી આનંદપ્રસાદજીમહારાજશ્રીની આજ્ઞાથી
છપાવી પ્રસિદ્ધકર્તા–
વડતાલ મેનેજીંગ ટ્રસ્ટી બોર્ડ વતી
મુખ્ય કોઠારી શ્રી પુ. શાંતિપ્રિયદાસજી, વડતાલ.
ઠરાવ નં. ૪ તા. ૧૦-૧૨-૧૯૮૧

મુદ્રક :
ભગવાનદાસ રામદાસ પટેલ
વાકળ પ્રિન્ટરી–વડોદરા.

બીજી આવૃત્તિ પ્રત : ૫૦૦૦
સં. ૨૦૩૮ — સ. ૧૯૮૨





॥ श्री स्वामिनारायणो विजयतेतराम् ॥

# બોચાસણ બંડનો અથેતિ ઇતિહાસ.

## (બોરસદ કોર્ટના જજમેન્ટ સાથે)

## પ્રથમ ભાગ.


લેખક શોધક સંપાદક

શાસ્ત્રી હરિજીવનદાસ, વડતાલ.



ધ૦ ધુ૦ આચાર્યશ્રી આનંદપ્રસાદજીમહારાજશ્રીની આજ્ઞાથી

છપાવી પ્રસિદ્ધકર્તા-

વડતાલ મેનેજીંગ ટ્રસ્ટી બોર્ડ વતી

મુખ્ય કોઠારી શ્રી પુ. શાંતિપ્રિયદાસજી, વડતાલ.

ઠરાવ નં. ૪ તા. ૧૦-૧૨-૧૯૮૧

મુદ્રક :

ભગવાનદાસ રામદાસ પટેલ

ચાકળ પ્રિન્ટરી-વડોદરા.

બીજી આવૃત્તિ પ્રત : ૫૦૦૦

સં. ૨૦૩૮ ઇ. સ. ૧૯૮૨



**श्रीस्वामिनारायणो जयति ।**

卐

कृष्णाल्लब्धप्रबोधो जगदुपकृतये तन्निदेशानुसारात्
श्रीरामानन्दरूपः पुनरपि धरणावुद्धवः प्रादुरासीत् ।
स श्रीकृष्णश्च भूयः प्रकटितसहजानन्ददिव्यस्वरूप-
स्तं मेने स्वं गुरुं यत्तदयमिति मतो ह्यौद्धवः सम्प्रदायः ॥१॥

卐

## બોચાસણબંડનો અથેતિ ઇતિહાસ—

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ! । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥" આ ભગવદ્ગીતા વાકયમાં કહ્યા પ્રમાણે પૃથ્વી ઉપર ધર્મની ગ્લાનિ અને અધર્મની અભિવૃદ્ધિ થતાં અને પોતાના એકાંતિક ભક્ત ઉદ્ધવજીમાં લોકાનુગ્રહાર્થે સ્થાપેલા સ્વસ્વરૂપવિજ્ઞાનનો વિલોપ થતાં, તે નહિ સહન થવાથી તેના નિવારણ માટે 'अन्योऽपि धर्मरक्षायै देहः संभ्रियते मया' આ ભાગવત વાકયમાં કહ્યા પ્રમાણે ધર્મરક્ષાર્થે પૃથ્વી ઉપર પુનઃ પ્રકટ થવાના શુભ સંકલ્પને અનુસ્મરણ કરીને પરંબ્રહ્મ પરમાત્મા સ્વયં શ્રીકૃષ્ણ **પુરુષોત્તમ ભગવાને શ્રીસ્વામિનારાયણરૂપે** કળિકાળમાં લોકકલ્યાણ માટે પ્રાદુર્ભાવ સ્વીકાર્યો. શુભ ભારત ભૂમિ ઉપર પ્રાદુર્ભવેલા પ્રત્યક્ષ પુરૂષોત્તમ શ્રીહરિએ પોતાના કૃપા પ્રતાપથી પોતાના જે કોઈ દર્શન સ્પર્શન આલાપ આદિક સમાગમમાં આવેલા અનેક મુમુક્ષુ જીવોનું અનાયાસથી આત્યંતિક કલ્યાણ કર્યું.

છેવટે સ્વયં ભગવાન્ શ્રીહરિએ ભાવિ મનુષ્યોના નિઃશ્રેયસ માટે જેમાં મોક્ષનો મુખ્ય મુદ્દો સમાએલો છે એવી ત્રણ વસ્તુઓ સ્થાપવાનો સંકલ્પ કરી, તેને અનુસારે અનુક્રમે ભગવન્મંદિરો બંધાવી તેમાં પોતાની પૂજ્ય **પ્રતિમાઓ** લક્ષ્મીનારાયણાદિ પધરાવી તથા મંત્રદીક્ષા માટે ધર્મવંશમાં **આચાર્યપદની** સ્થાપના કરી તથા ધર્માદિકના જ્ઞાન માટે સર્વ સચ્છાસ્ત્રોના સારરૂપ **સત્સંગિજીવન ગ્રંથ** કે જેમાં શિક્ષાપત્રીનો સમાવેશ છે એવો કરાવ્યો તથા વ્યાવહારિક વ્યવસ્થા માટે **દેશવિભાગ** નામનો લેખ લખ્યો. આ રીતે ઉદ્ધવ સંપ્રદાયની મોક્ષદાયી સઘળી શુદ્ધ વ્યવસ્થા તથા મર્યાદા સ્થિર બાંધી એમ પોતાના પ્રાદુર્ભાવનું પ્રયોજન સ્વલ્પ સમયમાં સંપૂર્ણ થતાં કૃતાર્થ પોતે આ લોકથકી અંતર્ધાન થઈ ગયા.

સ્વયં શ્રીજીએ બાંધેલા વૈજ્ઞાનિક કે વ્યાવહારિક વિશુદ્ધ બંધારણની વિરૂદ્ધ ઉપદેશ કે વર્તન ચલાવનારી કેટલીક દૂષિત વ્યક્તિઓ તે તે સમયે સંપ્રદાયથકી બહિષ્કૃત બની હતી કે બનાવી હતી. શ્રીજીની પોતાની હયાતીમાંજ પોતે કરવા ધારેલી કે કરેલી વિશુદ્ધ વ્યવસ્થામાં કે મર્યાદામાં અસૂયાવશાત્ આડે આવનારી કે દોષારોપણ કરનારી **હરબાઈ વાલબાઈ**ને તથા ગુરૂભાઈ **રઘુનાથદાસ** વિગેરેને સંપ્રદાયથકી વિમુખ કર્યાનો દાખલો સંપ્રદાયના ગ્રંથોમાં મળી આવે છે. ત્યારપછી ચુડાવાળા **હરિશંકર** કે જે પોતે હરિકૃષ્ણ ભગવાન હોવાનું ધતીંગ લઈ બેઠા હતા તેમને શ્રીરઘુવીરજી મહારાજના વખતમાં બહિર્મુખ કરેલા. આજ અવસરમાં લોટ પીઈને રહેવાનો ઢોંગ કરનાર એક **લોટીયા** નામનું મંડળ બન્યું હતું તેને જુનાગઢથી બહિષ્કૃત કર્યાનો દાખલો વાર્તાગ્રંથમાં મળી આવે છે. આ પછી ગુણાતીતાનંદસ્વામીને ભગવાન તરીકે કે મૂળ અક્ષર તરીકે મનાવાનું કુભાંડ કરનારા, **પ્રકાશપુરી** નામથી ઓળખાતા બંડમંડળને શ્રીભગવત્પ્રસાદજી મહારાજના વખતમાં

જુનાગઢથી વિમુખ કરી કાઢી મુકેલું. આ પછી આજ મંડળના અવલંબનવાળા ભાદરણના પાટીદાર **પુરૂષોત્તમ** કે જે પોતે પુરૂષોત્તમ ભગવાન હોવાનું ધૂર્ત ધતીંગ ચલાવનારા હતા તેને વડતાલથી શ્રીવિહારીલાલજી મહારાજના વખતમાં વિમુખ ઠરાવી કાઢી મુકેલા. ત્યારબાદ ગુણાતીતજ્ઞાનપર્યાય પ્રકાશપુરીના પરિપૂર્ણ સંસર્ગ-વાળા **શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસ** કે જે જાગા ભાગા ભકતથકી જ્ઞાન ઐશ્વર્ય પામ્યાનો પામર પાખંડ લઈ બેઠેલા હતા તેમને મંડળ સાથે સં. ૧૯૬૨ માં લક્ષ્મીપ્રસાદજી મહારાજના વખતમાં સર્વાનુમતે બહિષ્કૃત કરેલા આ રીતે સંપ્રદાયના સમારંભથી અત્યાર સુધીમાં ઘણાં ત્યાગીગૃહી બંડમંડળો સંપ્રદાયથકી વૈજ્ઞાનિક કે વ્યાવાહારિક દોષવશાત્ બહિર્મુખ બન્યાં કે બનાવ્યાં છે.

સંપ્રદાયની શાસ્ત્રીય કે વ્યાવાહારિક વ્યવસ્થા કે મર્યાદાના સંરક્ષણ માટેજ તેના થકી વિરૂદ્ધ ઉપદેશ કે વર્તન કરનારાને બહિર્મુખ કરવાની ભલી ભલામણ વચનામૃતમાં શ્રીજીએજ સત્સંગસમાજને ઉદ્દેશીને કરી છે. તેમજ બીજા ઘણા ગ્રંથોમાં પણ એ બાબત લખવામા આવી છે. ગુણાતીતાનંદસ્વામીની વાતોમાં એવા ઉલ્લેખો બહુ સ્થળે છે. એટલે આ બાબત નવી નથી પણ શાસ્ત્રપ્રમાણથી તેમજ વ્યવહારપ્રમાણથી પ્રતિપન્ન પ્રસિદ્ધ છે. આ બાબતનો વિધિ હરિલીલામૃતમાં લખ્યો છે.

અંત્ય મંડળને બાદ કરીને બીજા જે જે મિત્રમંડળો બહિર્મુખ થયાં છે તેમણે પોતાની વિમુખી વ્યવસ્થા કરી લીધી છે અને સંપ્રદાય સાથે બાઝવાની બહુ બાકરી દ્વેષભાવવાળી બાંધી જણાતી નથી. આ અંતિમ મંડળીએ તો મંદિરો જુદાં, ઈષ્ટદેવ જુદા, મૂર્તિઓ જુદી, પ્રાપ્ય ધામ જુદું, જ્ઞાન જુદું, ભકિત જુદી, શાસ્ત્રો જુદાં, આચાર્ય જુદા, દીક્ષાવિધિ જુદો, સમૈયા જુદા, ધર્માદો નામ જુદું, ગોલકત જુદી, વહીવટ જુદો આશ્રિતો જુદા, રહેણી કેણી એમ શ્રીજીસ્થાપિત સંપ્રદાયની અપેક્ષાએ બધીય વામમાર્ગીય વ્યવસ્થા તેજસ્તિમિર જેટલી અત્યંત જુદી કરી છે અને સંપ્રદાયનાં શ્રીજીસ્થાપિત સર્વ અંગો સામે **सहजान्धदृशः स्वदुर्नये परदोषेक्षणदिव्यचक्षुषः'** આન્યાયે દ્વેષ અસૂયાભરી કે નિંદાભરી લાંબી બાકરી બાંધ્યાજ જાય છે. એક તરફથી સંપ્રદાયના આશ્રિત સાધુ સત્સંગી કહેવરાવવાની ઉગ્ર ઉત્કંઠા રખાય છે અને બીજી તરફથી સંપ્રદાયનાં સર્વ અંગો સાથે કોર્ટ સુધીના લાંબા ઝઘડાની ઝુંબેશ ઉઠાવાય છે. આ વસ્તુ આ બંડમંડળમાં વધારે પડતું વિરૂદ્ધ છે. જાણે સંપ્રદાય સામે બહારવટે નીકળ્યા હોય એવી સઘળી પ્રવૃત્તિ ધાંધલવાળી છે.

આ બહિર્ભૂત બાઝકણી મંડળીએ **'अन्धेन नीयमाना यथान्धाः'** આ ન્યાયે ભોળા અજાણ્યા વિશ્વાસુ કેટલાક સત્સંગીઓને અવળો બોધ આપી પોતાના ખાસ અનુયાયી બનાવ્યા. આવા અનુયાયીઓને ઉંજેરી આગળ ધરીને સંપ્રદાયનાં મંદિરો કે જેમાં વિમુખોને ઉતરવા રહેવાનો બીલકુલ હક નથી તેમાં પરાણે પેશી જતાં, તેમ નહિ કરવાની સાચી સમઝણ આપ્યા અપાવ્યા છતાં તે વાત નહિ માનવાથી તેમની ઉપર ફોજદારી વિગેરે કોર્ટ કેશો કરીને તેમનો પ્રવેશ બહુધા અટકાવેલો.

સંપ્રદાયના વહીવટની અર્ધદગ્ધ દશાનો લાભ લઈ વળી આ સામાવાડીયા મંડળી કોઈ કોઈ મંદિરોમાં બળાત્કારે પેસવા રહેવાના પ્રયત્ન પર થઈ. તેમાં હાલમાં **બોરસદ** તાલુકાના તાબામાં આવેલા **ઈસણાવ** ગામના મંદિરમાં ઘુસી ગઈ અને વડતાલના સાધુઓ સાથે કુટિલ કજીયામાં ઉતરી. એટલુંજ નહિ મંદિર ભંડાર કે પટારાને વાસેલા તાળાં તોડવા સુધીના જોરાવર ઝઘડામાં તત્પર થઈ. આ રીતે છેવટની તકરાર ઉપર વાત જતાં, અંદર અંદર સમાધાનના પ્રયત્નો નિષ્ફળ જતાં, અંત્યે અનુપાયે આચાર્યશ્રીને ન્યાય કોર્ટનો આશ્રય લેવો પડયો. આચાર્યશ્રીએ કુળમુખત્યારના નામથી તા. ૮–૧૨–૩૬માં બોરસદ કોર્ટમાં શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસ વગેરે સાતને પ્રતિવાદી ગણી ૫૧૯ નંબરનો દાવો નંધાવ્યો. આમાં મૂળ મંડાણ દાવા અરજીથી છે તેની નકલ આ પ્રમાણે છે—

# દાવા અરજી—

કો. મુ. નં. ૫૧૯ સન ૧૯૩૬

## બોરસદના મે. સે. કા. સબજજ સાહેબની કોરટમાં

| વાદી | ઉમર | જાત | કસબ | રહેવાસી |
|---|---|---|---|---|
| વડતાલની શ્રીલક્ષ્મીનારાયણદેવની ગાદીના | | | | |
| ૧ આચાર્યશ્રી આનંદપ્રસાદજી શ્રીપતિપ્રસાદજી | ૪૦ | બ્રાહ્મણ | આચાર્ય | વડતાલ |
| મહારાજના | | | | |
| કુલમુખત્યાર પા. જશભાઈ મકનભાઈ | ૪૯ | પાટીદાર | નોકરી | વડતાલ |
| પ્રા. વાદી | | | | |
| ૧ બોચાસણના અક્ષરપુરૂષોત્તમની સંસ્થાના મેનેજર તરીકે તથા પોતે શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસજી | ૭૦ | ત્યાગી | ભીક્ષાવૃત્તી કરવાનો | બોચાસણ |
| ૨ અક્ષરપુરૂષોત્તમદાસ, ગુરૂ યજ્ઞપુરૂષદાસજી | ૪૫ | ,, | ,, | બોચાસણ. હાલ |
| ૩ ધર્મતનયદાસ, ગુરૂ યજ્ઞપુરૂષદાસ | ૬૫ | ,, | ,, | ઈસણાવ |
| ૪ સંતદાસ, ગુરૂ યજ્ઞપુરૂષદાસ | ૬૦ | ,, | ,, | ,, |
| ૫ ધર્મસરૂપદાસ, ગુરૂ યજ્ઞપુરૂષદાસ | ૩૨ | ,, | ,, | ,, |
| ૬ નિર્ગુણજીવનદાસ, ગુરૂ યજ્ઞપુરૂષદાસ | ૬૦ | ,, | ,, | ,, |
| ૭ સગીર રામજી ભગત, ગુરૂ યજ્ઞપુરૂષદાસના દાવા પુરતા વાલી | ૧૨ | ,, | ,, | ,, |

### દાવો રૂ. ૨૭૦)

અમો વાદી જણાવીએ છીએ કે—

૧ અમો વાદી વડતાલની શ્રીલક્ષ્મીનારાયણ દેવની ગાદીના આચાર્ય છીએ, અમારા તાબામાં આ કોર્ટની હદના મોજે ઈસણાવનું સ્વામિનારાયણનું મંદીર છે, તે મંદીર મેડાબંધી ઉભું ઈંટેરી કમ્પાઉન્ડના વંડી સાથેનું આથમણા દ્વારનું છે. તેના ખુટની વીગત—

ઉત્તરે–મહેલ્લાનો મારગ છે, દક્ષીણે–મહોલ્લાનો મારગ છે, પૂર્વે–કેટલાક ભાગમાં નવેળું તથા મંદીરના અંગની છુટી જમીન મુકી પગી મંગળ મથુર વીગેરેનાં ઘર છે, પશ્ચિમે–રાજમારગ છે.

૨ વડતાલની અમારી શ્રીસ્વામિનારાયણની ગાદીની મીલકતના વહીવટ માટે મુંબઈની નામદાર હાઈકોર્ટે સને ૧૯૨૨ માં એક સ્કીમ કરી છે તે પ્રમાણે આ ગાદીનો વહીવટ ચાલે છે અને આ ગાદીની તમામ મીલકતનો વહીવટ કરવાનો હક અમારો છે.

૩ શ્રીસ્વામિનારાયણના ધર્મના મૂળ સ્થાપક શ્રીસહજાનંદ સ્વામી હતા. તેમણે ગુજરાત કાઠીઆવાડ વીગેરે દેશમાં શ્રીસ્વામિનારાયણના ધર્મની સ્થાપના કરેલી અને તેમના લાખો મનુષ્ય અનુયાયી થયેલા. સંવત ૧૮૮૩ માં શ્રીસ્વામિનારાયણે આખા હીંદુસ્તાનના બે ધર્મવિભાગ કરી પોતાના બે ભત્રીજાઓને આચાર્ય નીમેલા, સદરહુ બે ગાદીઓ એક અમદાવાદ તે નરનારાયણ દેવનો દેશ અને બીજી વડતાલ તે શ્રીલક્ષ્મીનારાયણદેવનો દેશ એ નામથી ઓળખાય છે અને તેમને સાધુ પાળા બ્રહ્મચારી તથા સત્સંગીઓના ગુરૂ સ્થાપેલા અને સાધુ બ્રહ્મચારીને દીક્ષા આપવાનો તથા સત્સંગિઓને વર્તમાન આપવાનું છે. અધિકાર

આચાર્યોને આપેલો ત્યારથી તેનો વહીવટ તે મુજબ ચાલે છે અને હાલ બન્ને ગાદીના આશ્રિત સાધુ પાળા બ્રહ્મચારી તથા ગૃહસ્થ સત્સંગીઓ છે.

૪ સંવત ૧૯૧૮ માં આ ગાદી ઉપર આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજ હતા. તેઓશ્રીના વખતમાં સં. ૧૯૧૮ માં ઉપર કા. ૧ માં જણાવેલું મંદીર સ્થાપીત કરેલું અને તેનો લેખ સં. ૧૯૧૮ના ભાદરવા વદી ૩ ના રોજનો તેઓશ્રીના નામનો ઇસણાવના મુખી મતાદાર નરવાદાર સખસોએ કરી આપેલો છે. ત્યારબાદ સં. ૧૯૪૮ ના ચૈત્ર વદી ૪ ના રોજ આચાર્યશ્રી વીહારીલાલજી ભગવત્પસાદજીએ બારૈયા નાથા રઘા પાસેથી કેટલીક મીલકત રાખી અને તે પણ મંદીરમાં ભેળવી દીધેલી છે અને ઉપર કા. ૧માં જણાવેલી મીલકતમાં આવી જાય છે. સદરહુ મીલકત વડતાલની શ્રીલક્ષ્મીનારાયણ દેવના ગાદીની છે અને તેનો વહીવટ અસલથી વડતાલની ગાદીના આચાર્યો કરતા આવ્યા છે. વડતાલની ગાદી ઉપર પ્રથમ આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ હતા, તેમના પછી શ્રીભગવત્પ્રસાદજી મહારાજ અને તેમના પછી વિહારીલાલજી મહારાજ હતા તેમના પછી શ્રીલક્ષ્મીપ્રસાદજી મહારાજ થયેલા, તેમણે ગાદી છોડેલી ત્યારથી શ્રીપતિપ્રસાદજી મહારાજ ગાદી ઉપર હતા અને હાલ અમો વાદી આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજ ગાદી ઉપર છીએ.

૫ અમારી ગાદીના આશ્રિત ગૃહસ્થી અનુયાયીઓને અમારાં ધર્મનાં શાસ્ત્રો પ્રમાણે ભજન–ભકતી કરવાનો હેતુ અને તેમાં અમારી ગાદીનાં આશ્રિત સાધુ પાળા બ્રહ્મચારીઓને અમારી આજ્ઞાનુસાર જઈ રહવા તથા અમારા ધર્મનો ઉપદેશ કરવા માટેના ઉદેશથી ઉપર કા. ૧ માં જણાવેલું મંદીર સ્થાપીત કરેલુ છે અને તેનો તે પ્રમાણેનો ઉપભોગ મંદીર બંધાયું ત્યારથી આજ સુધી થાય છે.

૬ આ કામના પ્રા. વાદી નં. ૧ વડતાલ ગાદીના આશ્રિત સાધુ હતા પરંતુ તેમને અમારા ધર્મના સિદ્ધાંતવિરૂદ્ધ પ્રચાર કરવાથી તેમને સં. ૧૯૬૧ ના અરસામાં વિમુખ કરેલા અને મંદીરમાંથી કાઢી મુકેલા છે. ત્યારથી તેમણે પોતાની જુદી સંસ્થા શ્રીસ્વામિનારાયણના સિદ્ધાંતથી વિરૂદ્ધ પ્રચાર કાર્ય કરી પોતે કેટલાક અનુયાયી કર્યા છે અને સંપ્રદાયના ધોરણવીરૂદ્ધ કેટલાક ચેલા પણ મુકયા છે. સદરહુ અનુયાયી અને ચેલાઓની મદદથી પ્રા. વાદી નં ૧ એ બોચાસણ સારંગપુર અને તેથી તેમના પોતાના મત પ્રમાણેનો ધર્મોપદેશ તથા પ્રચાર કાર્ય કરે છે.

૭ ઇસણાવમાં પ્રા વાદી નં. ૧ ના કેટલાક અનુયાયી થયા છે તેમની મદદથી પ્રા. વાદી નં. ૨ થી ૭ સુધીના જે તેમના ચેલા છે તેમને ઉપર કા. ૧ માં જણાવેલા અમારા ગાદીના મંદીરમાં તા ૫-૧૨–૩૬ ના રોજ બળજબરીથી દાખલ કર્યા છે અને તેઓ અમારા સાધુઓને અમારા સત્સંગીઓને હરેક રીતે હરકત કરે છે. અમારા ધર્મ પ્રમાણે અમારા સાધુ તેમની સાથે ખાવા પીવાનો સંસર્ગ રાખી શકતા નથી તેમને અડચન થાય તેવું વર્તન પ્રા. વાદી નં. ૨ થી ૭ કરે છે અને તેમજ અમારા ધર્મના ગૃહસ્થ સત્સંગીઓની લાગણી દુઃખાય તેવી રીતનો ઉપદેશ કરે છે. તે પ્રમાણે નહિ કરવાનું અને મંદીરમાંથી જતા રહેવાનું કહ્યા છતાં તે જતાનથી અને ખોટી રીતે ઝગડો કરે છે અને તેને લીધે ગામમાં પણ અમારા ગૃહસ્થને સત્સંગીઓમાં પણ ઝગડો થવા સંભવ છે. આ પ્રમાણેનું કૃત્ય કરવાનો તેમને કોઈપણ જાતનો હક નથી. અમારા અનુયાયી કે અમારા સાધુ સીવાય બીજા કોઇને મંદિરમાં જઈ ભજન ભક્તિ કરવાનો અગર ઉપદેશ કરવાનો કે રહેવાનો હક નથી. તેમ છતાં પ્રા. વાદી નં. ૨ થી ૭ પ્રા. વાદી નં. ૧ ની ઉશ્કેરણીથી ગેરકાયદેસર પ્રવેશ કરી સ્હેજોરીથી બીન હકે મંદિરમાં રહી ધાંધલ કરે છે અને ઉપર મુજબનાં અપકૃત્યો કરે છે અને અમારા અટકાવ્યા અટકતા નથી. માટે આ દાવો ઉપર કા. ૧ માં જણાવેલું મંદિર અમો વાદીની વડતાલની ગાદીનું મંદિર છે અને તેમાં પ્રા. વાદી નં. ૧ અને તેના ચેલા પ્રા. વાદી નં. ૨ થી ૭ તથા તેમના બીજા ચેલા તથા સત્સંગીઓને સદરહુ મંદિરમાં આવી ભજન કીર્તન કરવાનો કે તેમાં રહેવાનો કે તેમાં આવી ઉપદેશ કરવાનો હક નથી એવું ઠરાવા માટે અને પ્રા. વાદી ૧ થી

૭ દાવાવાળા મંદિરમાં પ્રવેશ કરે નહી કે રહે નહી કે તેમાં રહી રસોઈ કરાવે નહી કે જમે જમાડે નહી તથા પોતાના બીજા માણસોને મોકલી પ્રવેશ કરાવે નહી કે તેમાં રાખે નહિ કે તેમાં આવી ઉપદેશ કરે કરાવે નહિ અને અમારા ધર્મની લાગણી દુઃખાય તેવું કંઈપણ કૃત્ય કરે કરાવે નહિ તેવો નીચે કા. ૯ માં જણાવ્યા પ્રમાણે થવાનો મનાઈ હુકમ મેળવવા માટે આ દાવો કરવો પડયો છે.

૮ દાવાનું કારણ આ કોર્ટની હદના મોજે ઈસણાવમાં તા. ૫–૧૨–૩૬ ના રોજ ઉત્પન્ન થયું છે.

૯ માટે દાદ માગવાની કે—

૧ ઉપર કા. ૧ માં જણાવેલું મંદિર અમો વાદીની વડતાલની શ્રીલક્ષ્મીનારાયણદેવની ગાદીનું છે અને તેમાં અમારી વડતાલના શ્રીલક્ષ્મીનારાયણ દેવની ગાદીના આશ્રિત સત્સંગીઓને ભજન કીર્તન સેવા વીગેરે કરવા સ્થાપીત કરેલું છે અને તેમાં જઈ અમારા વડતાલ ગાદીના આશ્રિત સાધુ બ્રહ્મચારી પાળા અમારી ગાદીના નીયમ મુજબ જઈ રહે ઉપદેશ કરે અને નામ ધર્માદા ઉગરાવે તે સીવાય બીજા કોઈ પંથના સાધુ ત્યાગી વેરાગીને તેમાં ઉતરવાનો કે રહેવાનો કે ઉપદેશ કરવાનો તેનો કોઈપણ જાતનો ઉપભોગ કરવાનો હક નથી એવું ઠરાવો.

૨ તથા આ કામના પ્રા. વાદી નં. ૧ શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસજી વડતાલના શ્રીલક્ષ્મીનારાયણ દેવની સંસ્થાએ વિમુખ કરેલા છે અને તેમણે બોચાસણ વિગેરે જગ્યાએ પોતાનો જુદો પંથ ચલાવી અક્ષર-પુરુષોત્તમનો નવો પંથ કાઢી મંદિરો બાંધ્યાં છે અને જુદી સંસ્થા ચલાવે છે અને ધર્મના સિધ્ધાન્ત વીરૂદ્ધ ચેલા વીગેરે પંથ ચલાવે છે, તેમને તેમના ચેલા તથા તેમના શીષ્યોને અમારી લક્ષ્મીનારાયણની ગાદીના કોઈ હરીમંદિર કે શિખરબંધી મંદિરમાં જઈ રહેવાનો કે ઉપદેશ કરવાનો હક નથી તેવું ઠરાવી પ્રા. વાદી નં ૧ ની ઉશ્કેરણીથી પ્રા વાદી નં. ૨ થી ૭ ઉપર કા. ૧ માં જણાવેલા મંદિરમાં પ્રવેશ કરી તેમના મત પ્રમાણેનાં ભજન કીર્તન કરે છે તથા ઉપદેશ કરે છે તે પ્રમાણે કરવાનો કે તેમાં રહેવાનો તેમને હક નથી એમ ઠરાવી પ્રા. વાદી ૨ થી ૭ કે પ્રા વાદી નં. ૧ ના તરફના કોઇપણ ત્યાગી વેરાગી કે ચેલા કે શીષ્યો તેમાં રહે નહિ કે ભજન કીર્તન કરે નહિ કે ઉપદેશ કરે નહિ કે તેમાં રહી ધર્માદા દેણગી લે નહી અને પ્રા. વાદી નં. ૧ કોઇને આ પ્રમાણે કરવા કોઇને મોકલે નહિ કે પોતે જાય નહી એવો જાથુનો મનાઈ હુકમ આપશો.

૩ કામની હકીકત ઉપરથી યોગ્ય અને વ્યાજબી લાગે તે દાદ આપશો.

૪ આ દાવાનું તમામ ખર્ચ અપાવશો.

૧૦ કોર્ટ ફી તથા હકુમત માટે દાવાનો આંક પહેલી દાદ માટે રૂા. ૨૦૦) નો બાંધી રૂા. ૧૫) ના સ્ટેમ્પ ઉપર અને બીજી દાદ ઠરાવ સાથે મનાઈ હુકમની છે તેને માટે રૂા. ૭૦)નો આંક બાંધી રૂા. ૫–૪–૦ ના સ્ટેમ્પ પર મળી કુલ રૂા. ૨૭૦) નો આંક બાંધી રૂા. ૨૦–૪–૦ના સ્ટેમ્પ ઉપર કર્યો છે. વકીલ ફી તથા પ્રોસેસ ફી માટે મંદિરની કીંમત રૂા. ૧૧૦૦) છે તે પ્રમાણે આંક બાંધ્યો છે.

૧૧ પ્રા. વાદીઓનો ધંધો ખેતીનો નથી.

૧૨ વકીલ ફી સેડયુલ કરતાં વધારે ઠરાવી છે.

૧૩ દાવા અરજી સાથે વકીલ પત્ર તથા લીષ્ટ રજુ

તા. ૮–૧૨–૩૬

**પટેલ જશભાઈ મકનદાસ** સહી દા. પોતે

ઈકરાર બોરસદમાં

ખરી નકલ

**કલાર્ક**

# પ્ર. નં. ૧ શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસનો જવાબ

કો. મુ./નં. ૫૧૯/૧૯૩૬

## બોરસદના મે. સે. કા. સબજજજ સાહેબની કોર્ટમાં

વાદી આનંદપ્રસાદજી

પ્રા. વાદી યજ્ઞપુરૂષદાસજી વીગેરે

પ્રા. નં. ૧ નો લેખી જવાબ નીચે પ્રમાણે છે—

૧ વાદીનો દાવો ખરો નથી અને તે અમારે કબુલ નથી.

૨ દાવા અરજીની કલમ ૧ માં વાદી વડતાલની શ્રીલક્ષ્મીનારાયણ દેવની ગાદીના આચાર્ય હોવાનું જે લખવામાં આવેલું છે તે વાત ખરી નથી અને તે વાત અમારે કબુલ નથી. આ કામના વાદી વડતાલના શ્રીલક્ષ્મીનારાયણ દેવની ગાદીના ખરા આચાર્ય નથી તેમજ તેમની શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના નિયમ અને લેખ મુજબ આચાર્ય તરીકે નીમણુંક થયેલી નથી, તેથી કરી તેઓ વડતાલના શ્રીલક્ષ્મીનારાયણ દેવના આચાર્ય તરીકે આ દાવો લાવવા હકદાર નથી.

૩ દાવા અરજીની કા. ૧ માં ઈસણાવનું મંદિર વડતાલના શ્રીલક્ષ્મીનારાયણ દેવના મંદિરના તાબાનું હોવાનું લખવામાં આવ્યું છે તે વાત ખરી નથી અને તે અમારે કબુલ નથી.

૪ વડતાલના મંદિર માટે નામદાર હાઈકોર્ટે સ્કીમ કર્યાની વાત ખરી છે પરંતુ તેના આધારે વડતાલના મંદિરનો વહીવટ કરવાનો વાદીનેજ હક છે તે વાત ખરી નથી અને તે અમારે કબુલ નથી તેમજ તે સ્કીમમાં ગામડાંનાં હરિમંદિરો ગણેલાં નથી, માટે સ્કીમના આધારે દાવાવાળા ઈસણાવના મંદિરસંબંધી દાવો લાવવાનો વાદીના કાયદા પ્રમાણે હક નથી.

૫ દાવા અરજીની કા. ૩ માં સ્વામિનારાયણ સંપ્રદાયના મૂળ પ્રવર્તક શ્રીસહજાનંદસ્વામિ હતા એમ જે લખ્યું છે તે ખરૂ છે તેમજ તે કલમમાં લખ્યા પ્રમાણે તેમણે તે ધર્મની બે ગાદીઓ સ્થાપ્યાની વાત પણ ખરી છે. તે સીવાય તે કલમનું બીજું લખાણ અમોને કબુલ નથી.

૬ દાવાઅરજીની કા. ૪ માં દાવાવાળું ઈસણાવ ગામનું મંદિર સં. ૧૯૧૮ ની સાલમાં શ્રીભગવતપ્રસાદજી મહારાજે સ્થાપીત કર્યાનું લખવામાં આવ્યું છે તે વાત ખરી નથી અને તે અમોને કબુલ નથી. તેમજ તે કલમમાં સંવત ૧૯૧૮ નું તથા સં. ૧૯૪૮નું એ રીતે બે ખર્તાં સદરહુ મંદિર સંબંધી કરવામાં આવેલાં એમ જે બતાવવામાં આવ્યું છે તે ખર્તાનું ખરાપણું અમોને કબુલ નથી તેમજ તે કલમમાં સદરહુ મંદિર વડતાલના શ્રીલક્ષ્મીનારાયણ દેવની માલીકીનું છે અને તેનો વહીવટ તે મંદીરના આચાર્ય તરફથી હરહમેશથી થાય છે એમ જે લખાણ છે તે ખરૂ નથી અને તે અમોને કબુલ નથી.

૭ ઈસણાવ ગામમાં શ્રીસ્વામિનારાયણનું મંદિર છે, સદરહુ મંદિર ઈસણાવ ગામના શ્રીસ્વામિનારાયણના સંપ્રદાયના માણસોએ પોતાને ઇશ્વરભજન કરવાનું સુગમ અને દરરોજનું થાય તે સારૂ ગામમાં ઉગરાણી કરી બાંધેલું ત્યારથી તેનો વહીવટ ઈસણાવ ગામના સતસંગીઓ કરે છે અને તે પ્રમાણે સદરહુ મંદિરનો વહીવટ હજુ પણ ઈસણાવ ગામના સતસંગીઓના હાથમાં છે. તેનો વહીવટ કોઈ વખત વડતાલના આચાર્યોએ કે વડતાલ તરફના કોઈ માણસે સાધુપાળા રોકીને કોઈ વખત કર્યો નથી. દાવાવાળા ઇસણાવના સ્વામિનારાયણના મંદિરના અંગની ખેતરોની જમીન છે, સદરહુ જમીનો પણ ઈસણાવ મંદિરના વહીવટ કરનાર સતસંગીને નામે રેકર્ડમાં પણ ચાલે છે, વળી ઇસણાવ ગામમાં વડતાલ ખાતાની પણ ખેતરોની જમીન છે અને તે તમામ વડતાલના મંદિર આચાર્યના નામે ચાલે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ઈસણાવ

ગામના મંદિરનો વહીવટ મુળથીજ ઈસણાવના સત્સંગીઓના હાથમાં છે અને તે મંદિરના વહીવટ સંબંધે વડતાલના મંદિરના આચાર્યને કંઈ લેવા દેવા નથી.

૮ દાવાઅરજીની કલમ ૫ મા વડતાલની ગાદીના આશ્રિત સત્સંગીઓ તથા સાધુ ત્યાગી તથા માણસોના વાપર માટેજ ફક્ત દાવાવાળુ મંદિર બાંધવામાં આવ્યું છે અને તે ફક્ત તેઓજ વાપરે છે એમ જે લખ્યું છે તે તદ્દન ખોટુ અને બનાવટી છે. દાવાવાળું મંદિર ઉપર પેરા ૭ માં બતાવ્યા પ્રમાણે ઈસણાવ ગામના સત્સંગીઓએ બંધાવેલું છે, તેમજ તેનો ઉપભોગ સ્વામિનારાયણ સંપ્રદાયના કોઈપણ સત્સંગી ત્યાગી સાધુ તથા પાળાઓ હરહંમેશથી કરે છે તેમ અમે પણ નાખ્યા નીકળ્યા પછી પણ એકવીસ વરસથી ઉપભોગ કરીએ છીએ. સદરહુ મંદિરમાં સ્વામિનારાયણ સંપ્રદાયના કોઈપણ માણસને ઉતરવાનો હક છે અને તે પ્રમાણે વાપરત કરતાં કોઈને કોઈ વખત અટકાવ કરવામાં આવ્યો નથી.

૯ દાવાઅરજીની કા. ૬ માં અમારી સામે જે આક્ષેપો કરવામાં આવ્યા છે તે દ્વેષને લીધે તદ્દન ખોટા બનાવટી જોડી કાઢેલા છે.

૧૦ અમો શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ છીએ અમો પ્રથમ વડતાલમાં રહેતા હતા. સંવત ૧૯૬૨ ની સાલમાં વડતાલના મંદિરમાં રહેતા ત્યાગી તથા સાધુઓમાં વીખવાદ ઉભો થયેલો અને તે વીખવાદને લીધે અમારાથી શ્રીસ્વામિનાયણના સંપ્રદાય પ્રમાણે અમારૂં પોતાનું તથા બીજાઓનું કલ્યાણ થઇ શકે તેમ નહિ રહેવાથી અમો ત્યાંથી તે સાલમાં નીકળી ગયેલા અને ત્યારબાદ શ્રીસ્વામિનારાયણના સંપ્રદાય પ્રમાણે હરીભજન કરવા સારૂં ભીક્ષા માગી બોચાસણ ગામે મંદિર બંધાવી ત્યાં રહીએ છીએ અને હરીભજન કરીએ છીએ.

૧૧ વાદી અમો ધર્મના સિદ્ધાંત વિરૂદ્ધ પ્રચાર કરવાથી અમોને વિમુખ કરેલા અને અમોને મંદિરમાંથી કાઢી મુકેલા એમ જે લખે છે તે તદ્દન ખોટું અને અમોને અપમાન કરવા લખવામાં આવેલું છે. અમોએ ધર્મના સિદ્ધાંત વિરૂદ્ધ કોઈ વખત પ્રચાર કામ કર્યું નથી તેમજ અમો શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના તમામ સિદ્ધાંત માનીએ છીએ અને તે અનુસાર હરીભજન કરીએ છીએ. સદરહુ સંપ્રદાયનાં માન્ય પુસ્તકો શિક્ષાપત્રી વચતામૃત સત્સંગીજીવન વીગેરે પ્રમાણે અમો હરીભજન કરીએ છીએ. વડતાલનાં પુસ્તકો આધારે સંપ્રદાય ચાલે છે તે પુસ્તકો પ્રમાણે અમો પણ હરીભજન કરીએ છીએ વડતાલના મંદિરમાં રહેવું યોગ્ય નહી લાગવાથી બીજા ગામોની જેમ ગામ લોકો મંદિરો બાંધી શ્રીસ્વામિનારાયણ સંપ્રદાય પ્રમાણે હરીભજન કરે છે તેજ પ્રમાણે અમો મંદિર બંધાવી તેજ પ્રમાણે હરિભજન કરીએ છીએ અને બીજા હરિમંદિરોમાં પણ જઈ આવીએ છીએ અને શ્રીસ્વામિનારાયણના સંપ્રદાયના સિદ્ધાંત પ્રમાણે ઉપદેશ પણ કરીએ છીએ. તેથી કરી અમોને વિમુખ થયેલા લખવામાં આવ્યું છે તે તદ્દન સંપ્રદાયવિરૂદ્ધ અમોને અપમાન કરવા ફક્ત દાવામાં લખવામાં આવ્યું છે. વીમુખ કોને કહેવા તે વચનામૃત શિક્ષાપત્રી વીગેરે ગ્રંથોમાં લખેલ છે.

૧૨ અમોએ નવી ગાદી સ્થાપી નથી તેમ બોચાસણ ગામે નવા પંથની ગાદી નથી અમો સાધુ છીએ અને શ્રીસ્વામિનારાયણનાં શિખરબંધ મંદિરો બાંધી ત્યાં હરીભજન કરીએ છીએ અને બહાર ગામ હરીમંદિરોમાં જઈએ આવીએ છીએ ને ઉપદેશ પણ કરીએ છીએ.

૧૩ દાવાઅરજીની કા. ૭ માં અમોએ બાકીના પ્રા. વાદીઓને તા. ૫–૧૨–૩૬ ના અરસામાં દાવાવાળા ઈસણાવના મંદિરમાં ઘુસાડી દીધા એમ જે લખવામાં આવ્યું છે તે તદ્દન ખોટું અને બનાવટી છે. ઇસણાવ ગામના મંદિરમાં અમો તથા બીજા સ્વામિનારાયણ સંપ્રદાયના હરકોઈ સત્સંગી સાધુ તથા ત્યાગી હરહંમેશથી ઉતરે છે અને તેનો વાપર કરે છે તે પ્રમાણે અમો તથા બાકીના પ્રા. વાદીઓ હરહંમેશથી સદરહુ મંદિરમાં ત્રીસ એકત્રીસ વરસથી ઉતરીએ છીએ ને વાપર કરીએ છીએ.

૧૪ અમારા રહેવાથી સદરહુ મંદિરમાં વડતાલથી આવતા સાધુ વીગેરેને હરકત થાય છે. તેમજ અમારા ઉપદેશથી ત્યાં વડતાલથી આવતા સાધુઓને તથા બીજાઓને કલેશ થાય છે. એમ જે દાવામાં લખવામાં આવ્યું છે તે તદ્દન જોડી કાઢવામાં આવેલું છે. અમો સદરહુ મંદિરમાં પહેલાંની માફક ઓચાસણમાં મંદિર બાંધ્યા બાદ ઉતરીએ છીએ અને અત્યાર સુધી કોઈએ વાંધો લીધો નથી તેમ અમારા ઉતરવાથી કોઈને હરકત થતી નથી. તેમજ અમારો ઉપદેશ સ્વામિનારાયણના સંપ્રદાય પ્રમાણે હોવાથી અમારા ઉપદેશથી કોઈને કોઈ પણ કલેશ થાય તેમ નથી.

૧૫ ઈસણાવ ગામનું મંદિર તથા બીજા ગામના હરીમંદિરો સ્વામિનારાયણના સંપ્રદાયના હરકોઈ સત્સંગી, સાધુ ત્યાગી વીગેરે માટે છે. અમે શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના નક્કી કરેલા નીયમ પ્રમાણે વર્તીએ છીએ તેમજ હરીભજન કરીએ છીએ, તો તેથી કરી પણ સદરહુ મંદિર ગમે તેની ગીલકતનું હેર તો પણ તે મંદીરમાં જતાં આવતાં તથા હરીજન કરતાં કે ઉપદેશ કરતાં અટકાવવાનો વાદીનો કાયદા પ્રમાણે હક નથી.

૧૬ દાવાવાળું મંદિર તેમજ બીજાં સ્વામિનારાયણ સંપ્રદાયનાં મંદીરોના વહીવટ કરનાર ફક્ત ટ્રસ્ટીઓ છે અને તેનો લાભ સદરહુ ધર્મના તમામ સત્સંગીએ સાધુ પાળા વીગેરેને લેવાનો છે. સ્વામિનારાયણ ધર્મના સિદ્ધાંતો પ્રમાણે હરીભજન કરવાને સદરહુ મંદિરમાં પેસતાં રોકવાનો કોઈનો કાયદા પ્રમાણે કશી જાતનો હક નથી.

૧૭ વાદી ઈસણાવના મંદિર સિવાય બીજાં બધાં મંદિરો સંબંધી અમારી સામે મનાઈ હુકમ માગે છે, તો તે કયા મંદિરો સંબંધી દાદ માગે છે, તે સ્પષ્ટ કર્યા સિવાય વાદીનો દાવો ચાલે નહિ તેમજ કોર્ટની હકુમતને માટે પણ સદરહુ બીજા મંદિરોની કીંમત પણ ગણવી જોઈએ અને તે જોતાં આ દાવો ચલાવવાને આ કોર્ટને હકુમત રહેતી નથી.

૧૮ આ દાવો યોગ્ય સ્ટાંપ ઉપર નથી.

૧૯ વાદીએ મંદીરની કીંમત બાંધી તે કબુલ નથી. તે દાવો મુદ્દત બહાર છે.

૨૦ આ દાવો ધર્મના સિદ્ધાંતોના તથા સાધુ સત્સંગીઓના નીયમ સંબંધીના નીર્ણયનો હોવાથી તે સીવીલ નેચરનો નથી તેથી કરી સીવીલ પ્રો. કોડ કલમ ૯ પ્રમાણે આ દાવો ચાલે નહી.

૨૧ વાદી તરફથી મુખત્યારને આવો દાવો લાવવાનો હક નથી.

૨૨ દાવામાં બીજી અમારા વિરૂદ્ધની હકીકત અમારે કબુલ નથી. મજકુર ગીલ્કત બંધાઈ ત્યારથી સત્સંગીઓના કબજા ભોગવટામાં છે, માટે વાદીનો દાવો ચાલી શકતો નથી.

૨૩ ઉપરનાં કારણોથી વાદીનો દાવો રદ ખરચા સાથે કરી, અમારૂં ખર્ચ અપાવશો અને વાદી ખોટો ને હેરાન કરવા માટે દ્વેષ બુધ્ધિથી દાવો લાવ્યો છે માટે અમને કંપનસેસન આપવી

તા.

સહી

ધકરાર

કો. મુ. નં. ૫૧૯/૩૬

## બોરસદના મે. સે. કા. સબજજ સાહેબની કોર્ટમાં

વાદી વડતાલની શ્રીલક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્ય.

પ્ર. વાદી શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસજી વિગેરે.

પ્રા. નં. ૬ નો જવાબ નીચે મુજબ છે—

૧ વાદીનો ખરો દાવો નથી અને તે અમારે કબુલ નથી.

૨ દાવાઅરજીની કલમ ૧ માં વાદી વડતાલના શ્રીલક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્ય હોવાનું જે લખવામાં આવ્યું છે તે વાત ખરી નથી અને તે અમારે કબુલ નથી. આ કામના વાદી વડતાલના શ્રીલક્ષ્મી નારાયણદેવની ગાદીના ખરા આચાર્ય નથી તેમજ તેમની શ્રીસ્વામિનારાયણના સંપ્રદાયના નીયમને લેખ મુજબ આચાર્ય તરીકે નીમણુંક થએલી નથી તેથી કરી તેઓ વડતાલના શ્રીલક્ષ્મીનારાયણદેવના આચાર્ય તરીકે આ દાવો લાવવા હકદાર નથી.

૩ દાવા અરજીની કલમ ૧ માં ઈસણાવનું મંદિર વડતાલના શ્રીલક્ષ્મીનારાયણદેવના મંદિરના તાબાનું હોવાથી લખવામાં આવ્યું છે તે વાત ખરી નથી અને તે અમારે કબુલ નથી.

૪ વડતાલના મંદિર માટે નામદાર હાઈકોર્ટે સ્કીમ કર્યાની વાત ખરી છે પરંતુ તેના આધારે વડતાલના મંદિરનો વહીવટ કરવાનો વાદીનેજ હક છે તે વાત ખરી નથી અને તે અમારે કબુલ નથી તેમજ તે સ્કીમમાં ગામડાંનાં હરીમંદિરો ગણ્યાં નથી માટે સ્કીમના આધારે દાવાવાળા ઈસણાવના મંદિર સંબંધી દાવો લાવવાનો વાદીને કાયદા પ્રમાણે હક નથી.

૫ દાવા અરજીની ક. ૩ માં સ્વામિનારાયણ સંપ્રદાયના મૂળ પ્રવર્તક શ્રીસહજાનંદ સ્વામી હતા એમ જે લખ્યુ છે તે ખરૂં છે તેમજ તે કલમમાં લખ્યા પ્રમાણે તેમણે તે ધર્મની બે ગાદીએ સ્થાપ્યાની વાત પણ ખરી છે તે સીવાય તે કલમનું બીજુ લખાણ અમોને કબુલ નથી.

૬ દાવાઅરજીની કલમ ૪ માં દાવાવાળું ઈસણાવ ગામનું મંદિર સં. ૧૯૧૮ની સાલમાં શ્રીભગવત-પ્રસાદજી મહારાજે સ્થાપીત કર્યાનું લખવામાં આવ્યું છે તે વાત ખરી નથી અને તે અમારે કબુલ નથી તેમજ તે કલમમાં સં. ૧૯૧૮નું તથા સં. ૧૯૪૮ નું એ રીતે બે ખતાં સદરહુ મંદિર સંબંધી કરવામાં આવેલા એમ જે બતાવવામાં આવ્યું છે તે ખતાંનું ખરાપણું અમારે કબુલ નથી તેમજ તે કલમમાં સદરહુ મંદિર વડતાલના શ્રીલક્ષ્મીનારાયણદેવની માલીકીનું છે અને તેનો વહીવટ તે મંદિરના આચાર્ય તરફથી હર-હમેશથી થાય છે એમ જે લખાણ છે તે ખરૂ નથી અને તે અમારે કબુલ નથી

૭ ઈસણાવ ગામમાં શ્રીસ્વામિનારાયણનું મંદિર છે. સદરહુ મંદિર ઈસણાવ ગામના શ્રીસ્વામિ-નારાયણના સંપ્રદાયના માણસોએ પોતાને ઈશ્વરભજન કરવાનું સુગમ અને દરરોજનું થાય તે સારૂ ગામમાં ઉઘરાણી કરી બાંધેલું ત્યારથી તેનો વહીવટ ઇસણાવ ગામના સત્સંગીઓ કરે છે અને તે પ્રમાણે સદરહુ મંદિરનો વહીવટ હજુ પણ ઈસણાવ ગામના સત્સંગીઓના હાથમાં છે. તેનો વહીવટ કોઈ વખત વડતાલના આચાર્યોએ કે વડતાલ તરફના કોઈ માણસે સાધુ પાળા રોકીને કોઈ વખત કર્યો નથી.

૮ દાવાઅરજીની કલમ ૫ માં વડતાલની ગાદીના આશ્રિત સત્સંગીઓ તથા સાધુ ત્યાગી તથા માણસોના વાપર માટેજ ફક્ત દાવાવાળું મંદિર બાંધવામાં આવ્યું છે અને તે ફક્ત તેઓજ વાપરે છે એમ જે લખ્યું છે તે તદ્દન ખોટું અને બનાવટી છે. દાવાવાળું મંદિર ઉપર પેરા ૭ માં જણાવ્યા પ્રમાણે ઈસણાવ ગામના સત્સંગીઓએ બંધાવેલું છે તેમજ તેનો ઉપયોગ સ્વામિનારાયણ સંપ્રદાયના કોઈપણ સત્સંગી ત્યાગી સાધુ પાળાઓ હરહમેશથી કરે છે તેમ અમો પણ એકત્રીસ વરસથી ઉપયોગ કરીએ છીએ. સદરહુ મંદિરમાં સ્વામિનારાયણ સંપ્રદાયના કોઈ માણસને ઉતરવાનો હક છે અને તે પ્રમાણે વાપર કરતાં કોઈને કોઈ વખત અટકાવ કરવામાં આવ્યો નથી.

૯ ધર્મના સિદ્ધાંત વિરૂધ્ધ પ્રચાર કરવાથી પ્રા. નં. ૧ ને વિમુખ કરેલા અને તેમને મંદિરમાંથી કાઢી મુકેલા એમ જે વાદી લખે છે તે તદ્દન ખોટુ અને અમોને અપમાન કરવા લખવામાં આવેલું છે. અમોએ ધર્મના સિદ્ધાંત વિરૂધ્ધ કોઈ વખત પ્રચાર કામ કર્યું નથી તેમજ અમો શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના તમામ સિધ્ધાંત માનીએ છીએ અને તે અનુસાર હરીભજન કરીએ છીએ. સદરહુ સંપ્રદાયના માન્ય પુસ્તકો શિક્ષાપત્રી વચનામૃત સત્સંગીજીવન વિગેરે પ્રમાણે અમો હરીભજન કરીએ છીએ. વડતાલમાં જે પુસ્તકો આધારે

સંપ્રદાય ચાલે છે તે પુસ્તકો પ્રમાણે અમો પણ હરીભજન કરીએ છીએ. વડતાલના મંદિરમાં રહેવું યોગ્ય નહિ લાગવાથી બીજા ગામોમાં જેમ ગામ લોકો મંદિરો બાંધી શ્રીસ્વામિનારાયણના સંપ્રદાય પ્રમાણે હરીભજન કરે છે તેજ પ્રમાણે અમો પણ હરીભજન કરીએ છીએ અને બીજાં હરિમંદિરોમાં પણ જઇ આવીએ છીએ અને શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના સિદ્ધાંત પ્રમાણે ઉપદેશ કરીએ છીએ.

૧૦ દાવાઅરજીના કલમ ૭ માં અમો પ્રા.ઓને તા. ૫-૧૨-૨૬ના અરસામાં દાવાવાળો ઈસણાવના મંદિરમાં ઘુસાડી દીધા એમ જે લખવામાં આવ્યું છે તે તદ્દન ખોટું અને બનાવટી છે ઈસણાવ ગામના મંદિરમાં અમો તથા બીજા સ્વામિનારાયણ સંપ્રદાયના હરકોઈ સતસંગી સાધુ તથા ત્યાગી હરહંમેશથી ઉતરે છે અને તેનો વાપર કરે છે તે પ્રમાણે અમો તથા બાકીના પ્રા.ઓ હરહમેશથી સદરહુ મંદિરમાં ત્રીસ એકત્રીસ વરસથી ઉતરીએ છીએ.

૧૧ અમારા રહેવાથી સદરહુ મંદિરમાં વડતાલથી આવતા સાધુ વીગેરેને હરકત થાય છે તેમજ અમારા ઉપદેશથી તથા વડતાલથી આવતા સાધુઓને તથા બીજાઓને કલેશ થાય છે એમ જે દાવામાં લખવામાં આવ્યું છે તે તદ્દન જોડી કાઢવામાં આવેલું છે, અમે સદરહુ મંદિરમાં પહેલાંની માફક ઓચા-સણમાં મંદિર બંધાવ્યા બાદ ઉતરીએ છીએ અને અત્યાર સુધી કોઈએ વાંધો લીધો નથી. તેમજ અમારા ઉતરવાથી કોઇને કાંઈ હરકત થતી નથી તેમજ અમારો ઉપદેશ સ્વામિનારાયણ સંપ્રદાય પ્રમાણે હોવાથી અમારા ઉપદેશથી કોઈને કાંઇ પણ કલેશ થાય એમ નથી.

૧૨ ઈસણાવ ગામનું મંદિર તથા બીજા ગામોનાં હરીમંદિરો સ્વામિનારાયણ સંપ્રદાય પ્રમાણે હરકોઈ સતસંગી સાધુ ત્યાગી વીગેરે માટે છે અમો શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના નકકી કરેલા નીયમ પ્રમાણે વર્તિએ છીએ તેમજ હરીભજન કરીએ છીએ. તો તેથી કરી પણ સદરહુ મંદિર ગમે તેની માલીકીનું ઠરે તો પણ તે મંદિરમાં જતાં આવતાં તથા ત્યાં હરીભજન કરતાં કે ઉપદેશ કરતાં અટકાવવાનો વાદીને કાયદા પ્રમાણે હક નથી.

૧૩ દાવાવાળું મંદિર તેમજ બીજાં સ્વામિનારાયણ સંપ્રદાયનાં મંદિરોનો વહીવટ કરનાર ફકત ટ્રસ્ટીઓ છે અને તેનો લાગ સ્વામિનારાયણ ધર્મના તમામ સતસંગી સાધુ ત્યાગી પાળા વીગેરેને લેવાનો છે. સ્વામિનારાયણ ધર્મના સિદ્ધાંત પ્રમાણે હરીભજન કરનારને સદરહુ મંદિરમાં પેસતાં રોકવાનો કોઈનો કાયદા પ્રમાણે કશી જાતનો હક નથી,

૧૪ વાદી ઇસણાવાના મંદીર સીવાય બીજાં બધાં મંદિરો સંબંધી અમારી સામે મનાઈ હુકમ માગે છે તો તે કયાં મંદિરો સંબંધી છે તે સ્પષ્ટ કર્યા સીવાય વાદીનો દાવો ચાલી શકે નહિ તેમજ કોર્ટની હકુમતો માટે પણ સદરહુ બીજાં મંદિરોની કીંમત પણ ગણવી જોઇએ અને તે જોતાં આ દાવો ચલાવવાનો આ કોરટને હકુમત રહેતી નથી

૧૫ આ દાવો યોગ્ય સ્ટાંપ ઉપર નથી.

૧૬ વાદીએ મંદિરની કીંમત લખી છે તે કબુલ નથી ને દાવો મુદત બહાર છે.

૧૭ આ દાવો ધર્મના સિધ્ધાંતનો તથા સાધુ સતસંગીઓના નીયમ સંબંધના નીર્ણયનો હોવાથી ને સીવીલ નેચરનો નથી તેથી કરીને સીવીલ પ્રો. કોડની કલમ ૯ પ્રમાણે આ દાવા ચાલી શકે નહિ.

૧૮ વાદી તરફથી મુખત્યારને આ દાવો લાવવાનો હક્ક નથી.

૧૯ અમો શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ છીએ, અમો પ્રથમ વડતાલમાં રહેતા હતા. સં. ૧૯૬૨ ની સાલમાં વડતાલના મંદિરમાં રહેતા ત્યાગી સાધુ ઓમાં વીખવાદ ઉભો થયેલો અને તે વીખવાદને લીધે અમારાથી શ્રી સ્વામિનારાયણના સંપ્રદાય પ્રમાણે અમારૂ પોતાનું તથા બીજાઓનું કલ્યાણ થઈ શકે તેમ

નહિ રહેવાથી અમો પ્રા. નં. ૧ સાથે ત્યાંથી તે સાલમાં નીકળી ગયેલા અને તેમની સાથે બોચાસણ આવી રહીએ છીએ અને હરિભજન કરીએ છીએ.

૨૦ વડતાલમાં સાધુઓનાં ઘણાં મંડળો છે અને અને અમારૂ પણ સાધુઓનું એક મંડળ છે અને પ્રા. નં. ૧ અમારા મંડળના મુખ્ય સાધુ છે. અમો શ્રી સ્વામિનારાયણના સિધ્ધાંત પ્રમાણે ઉપદેશ વીગેરે કરીએ છીએ અને શ્રી સ્વામિનારાયણના સિદ્ધાંતને અનુસરીએ છીએ.

૨૧ દાવામાં બીજી અમારા વિરૂધ્ધની હકીક્ત અમારે કબુલ નથી.

૨૨ મજકુર મીલકત બંધાઈ ત્યારથી સત્સંગીઓનાં કબજા ભોગવટામાં છે માટે વાદીનો દાવો ચાલી શકે નહિ.

૨૩ ઉપરના કારણોથી વાદીનો દાવો રદ કરી અમારો ખરચ અપાવશો, અને અમને ખોટી હરકત કરવા દ્વેષબુધ્ધિથી દાવો લાવ્યા છે માટે અમને કંપનસેન અપાવશો

તા. ૨૩–૪–૩૭

સ. દ. પોતે

ઈકરાર બોરસદમાં.

ઉપર મુજબનો ૧ એક તથા ૬ છ નંબરના પ્રતિવાદીઓએ જડજવાબ આપ્યો છે. બીજા પ્રતિવાદીઓ તેમનાજ શિષ્ય હોવાથી તેમને મળતોજ જવાબ અપાવ્યો છે.

આ પ્રમાણે જવાબ અપાય પછી લાંબે ટાઇમે વાદી પ્રતિવાદી તરફથી પોતપોતાને ફાવતાં કેટલાક પુસ્તકો દસ્તાવેજો વિગેરે પુરાવાના કાગળો કોર્ટમાં રજુ થયા. ત્યારબાદ બે વાર મળીને તા. ૨૭–૬–૩૮ની સુધીમાં ૧૧ ઈશ્યુઓ નક્કી થયા. તે આ પ્રમાણે છે—

## એગ્ઝીબીટ ૬૩

૧ ફરીઆદ ઊપર યોગ્ય રીતે સ્ટેમ્પ ચોઢવામાં આવ્યો નથી કે કેમ ? જો એ બાબત સત્ય હોય તો ફરીઆદી કેટલો વધારે સ્ટેમ્પ ચોઢવાને પાત્ર છે ?

૨ સાક્ષી એક્ઝીબીટ ૨૮ ના ૧૯ મા પેરામાં આક્ષેપ કર્યા મુજબ તથા ૨૯ મા એક્ઝીબીટના ૧૭ મા પેરામાં આક્ષેપ કર્યા મુજબ સદરહુ દાવો ચાલી શકે તેમ નથી કે કેમ ?

૩ પ્રતિવાદી નં. ૧ અને ૬ ના આક્ષેપ મુજબ કુલમુખત્યારે માંડેલો સદરહુ દાવો કાયદેસર રીતે ચાલી શકે તેમ નથી કે કેમ ?

૪ દાવામાં દાખલ કર્યું છે તે મુજબ ફરીઆદી દાવાવાળું મંદિર વડતાલ મંદિરના તાબામાં છે એમ સાબીત કરે છે કે કેમ ?

૫ અ ફરીઆદી મંદિરની મેનેજમેન્ટ ( વ્યવસ્થા ) કરવાનો પોતાને હક છે એમ સાબીત કરે છે ? (બ) હાઈકોર્ટે નક્કી કરેલી સ્કીમમાં ટેમ્પલ મેનેજમેન્ટ ( મંદિરની વ્યવસ્થા ) ના દાવાનો સમાવેશ થાય છે કે કેમ ?

૬ (અ) ફરીઆદી સદરહુ ફરીઆદના છઠ્ઠા પેરામાં જણાવ્યા મુજબ પ્રતિવાદી નં. ૧ ને વિમુખ કર્યા એ બાબત સાબીત કરે છે ?

(બ) અને એ પંથના સાધુ નથી એમ સાબીત કરે છે ?

૭ ફરીઆદીએ કરેલા આક્ષેપ મુજબ દાવાવાળા મંદિરનો ઉપયોગ કરવા પ્રતિવાદીઓને અધિકાર નથી કે કેમ ?

૮ ખાસ અમુકજ મંદિર દર્શાવ્યા સીવાય દરેક મંદિરના સંબંધમાં સામાન્ય હુકમ માટે દાદ આપી શકાય કે કેમ ?

૯ જો કોઈપણ જાતની દાદ હોય તો ફરીઆદી કઈ દાદને પાત્ર છે?

૫–૨–૩૮ પી. બી. પટેલ

નીચે મુજબના ઈસ્યુઓ ( મુદ્દાઓ ) ઊત્પન્ન થયા હતા.

૧૦ સીવીલ પ્રોસીઝર કોડના ૧૧ મા સેકસનના છટ્ઠા ખુલાસાની સમજુતીના અર્થમાં ૧૮૨૪ ના ૧૯૨૪ ના કો. મુ. નં. ૩૪૪ નું જજમેન્ટ પ્રતીનીધિત્વવાળા દાવાના જજમેન્ટ તરીકે થયેલું હતું કે કેમ? અને જો એ પ્રમાણે હોય તો પ્રતિવાદી વાદીની આચાર્ય તરીકે પોઝીશનની તકરાર કરી શકે કે કેમ?

૧૧ જો ઉપરના મુદ્દાનો ઠરાવ પ્રતિવાદીના લાભમાં થાય તો તેઓ પોતાની તકરાર મુજબ વાદી કાયદેસર રીતે સ્થપાયેલા આચાર્ય નથી એમ સાબીત કરે છે કેમ? અને જો તેમ હોય તો સદરહુ દાવો દાખલ કરવાનો હક વાદીને છે કે કેમ?

૨૭–૬–૩૮ પી બી. પટેલ

આ પછી વાદી પ્રતિવાદી તરફથી સાક્ષીઓનાં લાંબા લીષ્ટ રજુ થયાં. તે પછી તા. ૧૭–૬–૪૦ થી સાક્ષી વીગેરે પુરાવો લેવાનો પ્રારંભ થયો તે તા. ૨–૧૦–૪૦ સુધી ચાલુ રહ્યો. આમાં વાદી તરફથી ૧૫ અને પ્રતિવાદી તરફથી ૩૬ સાક્ષીઓ ન્યૂનાધિક યથેચ્છ લેવાયા.

## વાદી તરફની જુબાની ગ્રામવાર નામવાર તારીખવાર યાદી—

| | નામ | ગામ | તારીખ | |
|---|---|---|---|---|
| ૧ | પા. જસભાઈ મકનદાસ | ( વાદીના કુલમુખત્યાર ) વડતાલ | તા. ૧૭–૬–૪૦ | (૧૭–૧૮) |
| ૨ | પા. દેસાઈભાઈ લલ્લુભાઈ | ઈસણાવ ( કોઠારી ) | તા. ૧૮–૬–૪૦ | (૧૮–૧૯) |
| ૩ | પા. ભાઈલાલભાઈ જીવાભાઈ | ઈસણાવ | તા. ૧૯–૬–૪૦ | |
| ૪ | સદ્‌ગુરુ પુરાણી હરિપ્રસાદદાસજી | ( સુરત મંદિરના મહાંત ) | તા. ૨૦–૬–૪૦ | (૨૦–૨૧) |
| ૫ | પા પુનમભાઈ જવેરભાઈ | ઈસણાવ | તા. ૨૧–૬–૪૦ | |
| ૬ | પા. સનાભાઈ પરભુદાસ | ઈસણાવ | તા. ૨૧–૬–૪૦ | |
| ૭ | પા. કીશાભાઈ જીવાભાઈ | ઈસણાવ | તા. ૨૧–૬–૪૦ | |
| ૮ | પા. હરિભાઈ પ્રભુદાસ | ઈસણાવ | તા. ૯–૭–૪૦ | |
| ૯ | પા લલ્લુભાઈ ખોડાભાઈ | પીપળાવ | તા. ૯–૭–૪૦ | |
| ૧૦ | પા. શંકરભાઈ લલ્લુભાઈ | દાવોલ | તા. ૯–૭–૪૦ | |
| ૧૧ | કોઠારી ગોવિંદભક્ત | વડતાલ | તા. ૯–૭–૪૦ | (૯–૧૧–૨૫–૨૬) |
| ૧૨ | કોઠારી ખુશાલભાઈ | વડતાલ | તા. ૨૬–૭–૪૦ | |
| ૧૩ | સદ્‌ગુરૂ શાસ્ત્રી હરિજીવનદાસજી | વડતાલ | તા. ૫–૮–૪૦ | (૫–૬–૭–૮–૯) |
| ૧૪ | સ. પુરાણી હરિનારાયણદાસજી | ( જુનાગઢના મહાંત ) | તા. ૧૫–૮–૪૦ | |
| ૧૫ | રેવાશંકર ભવાનીશંકર | ( વડતાલ કારકુન ) | તા. ૧૫–૮–૪૦ | |

## પ્રતિવાદી તરફની જુબાનીયોની ગ્રામવાર તારીખવાર યાદી—

| | નામ | ગામ | તારીખ |
|---|---|---|---|
| ૧ | પા ઈશ્વરભાઈ દાસભાઈ | ઈસણાવ | તા. ૧૬–૮–૪૦ |
| ૨ | પા. સનાભાઈ ઇશ્વરભાઈ | ઈસણાવ | તા. ૧૬–૮–૪૦ |
| ૩ | પા. રણછોડભાઈ કાળીદાસ | ઈસણાવ | તા. ૧૬–૮–૪૦ |
| ૪ | પા. પરભુદાસ કુબેરભાઈ | ઈસણાવ | તા. ૧૬–૮–૪૦ |

| | | | |
|---|---|---|---|
| ૫ | પા. વાઘજીભાઇ જીજીભાઈ | પીપળાવ | તા. ૨૧–૮–૪૦ |
| ૬ | પા. મગનભાઈ મોતીભાઈ | વસો | તા. ૨૧–૮–૪૦ |
| ૭ | પા. આશાભાઈ વેરીભાઈ | ઈસણાવ | તા. ૨૧–૮–૪૦ |
| ૮ | બાળકૃષ્ણ જેશંકર | બોરસદ | તા. ૨૨–૮–૪૦ |
| ૯ | પા. શીવાભાઈ રણછોડભાઈ | ઈસણાવ | તા. ૨૨–૮–૪૦ |
| ૧૦ | પા. ફુલાભાઈ વસનભાઈ | ઈસણાવ | તા. ૨૨–૮–૪૦ |
| ૧૧ | પા. હરિભાઈ કાળીદાસ | ઈસણાવ | તા. ૨૩–૮–૪૦ |
| ૧૨ | પા. રઈજી ભુલજી | ઈસણાવ | તા. ૨૩–૮–૪૦ |
| ૧૩ | પા. ડુંગરભાઈ ઝવેરભાઇ | ધર્મજ | તા. ૨૩–૮–૪૦ |
| ૧૪ | પા. નરસીભાઈ શામળભાઈ | વીરસદ | તા. ૨૩–૮–૪૦ |
| ૧૫ | પરસોતમ શામજી | રાજકોટ | તા. ૪–૯–૪૦ |
| ૧૬ | હીરાલાલ લલ્લુભાઇ | અમદાવાદ | તા. ૪–૯–૪૦ |
| ૧૭ | મહમદગોયા અલતાફહુસેન | દીલ્હી | તા. ૪–૯–૪૦ |
| ૧૮ | ડાહ્યાભાઈ નરસીભાઈ | સોજીત્રા | તા. ૪–૯–૪૦ |
| ૧૯ | કાળીદાસ ગોવીંદભાઈ | પીજ | તા. ૬–૯–૪૦ |
| ૨૦ | માણેકલાલ છોટાલાલ | પીજ | તા. ૬–૯–૪૦ |
| ૨૧ | નાથાલાલ હરગોવિંદ | વીરસદ | તા. ૬–૯–૪૦ |
| ૨૨ | મણીલાલ મયારામ | નડીયાદ | તા. ૬–૯–૪૦ |
| ૨૩ | બાબુભાઇ સોમનાથ | અમદાવાદ | તા. ૬–૯–૪૦ |
| ૨૪ | ખાચર હકા રૂખડ | સારંગપુર | તા. ૯–૯–૪૦ |
| ૨૫ | ઠક્કર ત્રિભોવન જાદવજી | વીશાવદર | તા. ૯–૯–૪૦ |
| ૨૬ | દેવીચંદ કસ્તુરચંદ | બોરડી | તા. ૧૦–૯–૪૦ |
| ૨૭ | મોચી ડાહ્યા દલીચંદ | કડી | તા. ૧૦–૯–૪૦ |
| ૨૮ | પા. કુબેરદાસ મેગજી | રાજપુર | તા. ૧૦–૯–૪૦ |
| ૨૯ | મોચી કલ્યાણ હીરા | જેતપુર | તા. ૧૦–૯–૪૦ |
| ૩૦ | મોહનલાલ હીરાલાલ | બગડ | તા. ૧૦–૯–૪૦ |
| ૩૧ | દરજી ભગવાનજી નારાયણ | મહુવા | તા. ૧૧–૯–૪૦ |
| ૩૨ | ચતુરભાઈ ગોકળભાઈ | સંજાયા | તા. ૧૧–૯–૪૦ |
| ૩૩ | દાજીભાઇ બનેસંગ | ખીલારા | તા. ૧૧–૯–૪૦ |
| ૩૪ | ચાવડા અર્જુનભાઇ રણછોડભાઈ | અમદાવાદ | તા. ૧૧–૯–૪૦ (૧૧–૧૩) |
| ૩૫ | કોઠારી શ્રીજીસ્વરૂપદાસજી | બોચાસણ | તા. ૧૯–૯–૪૦ (૧૮–૧૯–૨૦–૨૬–૨૭) |
| ૩૬ | પા. ગીરધરભાઈ મથુરભાઈ | સારસા | તા. ૨–૧૦–૪૦ |

ઉપર મુજબ સાક્ષીઓ વિગેરે પુરાવાનું દીર્ઘ યથેચ્છ પતી જતાં, તા. ૧૭–૧૦–૪૦ **થી** ૧૮–૧૯–૨૧ આ ચાર તારીખોએ વાદી તરફથી શ્રીમાન એડવોકેટ **કનૈયાલાલ** માણેકલાલ મુનસીએ દાવાને અંગે કરવાની બધી **દલીલો** ઉદ્ધવસંપ્રદાયનાં પ્રામાણિક પ્રાચીન શાસ્ત્રોને તથા બીજી સ્થાપિત પ્રચલિત વહીવટને આધારે કરી. તે પછી પ્રતિવાદી તરફથી શ્રીમાન્ બારીસ્ટર અમીન **મણીભાઇ** પુરૂષોતમભાઈ વીરસદવાળાએ

તા. ૨૨ થી ૨૫ આ ચાર તારીખોએ પોતાના પક્ષની **દલીલો** વિસ્તારથી કરી. એમ આઠ દિવસ લાગટ શાસ્ત્રસંબંધી તથા વહીવટસંબંધી તથા કાયદાસંબંધી વિસ્તૃત **વિવેચનો** ન ભૂતો ન ભવિષ્યતિ થયાં. આ અશ્રુતપૂર્વ અભૂતપૂર્વ પારાયણની તા. ૨૫–૧૦–૪૦ મીએ સંધ્યાસમયે સંપ્રદાયના સદ્‌ભાગ્યે વિના વિઘ્ને પૂર્ણાહુતિ થઈ

ઉપરોક્ત પ્રકારે કલિષ્ટ કેસના સાક્ષી આદિક સઘળા પુરાવાની પૂર્ણાહુતિ થયા પછી બહુજ થોડા દિવસોમાં તા. ૬–૧૧–૪૦ ના રોજ ઉપરના દીર્ઘ દાવાનું **જજમેન્ટ** શ્રીહરિઅભીષ્ટ પ્રાચીન પ્રામાણિક સચ્છાસ્ત્રો અને શ્રીજીસ્થાપિત સઘળી વહીવટી મર્યાદાને અવલંબીને બહુ વિસ્તારથી અપાયું છે. આમાં તમામ મુદ્દાઓનો નિર્ણય વાદી આચાર્યશ્રીની દાદની તરફેણમાં અપાયો છે. ઈંગ્રેજીમાં અપાએલા જજમેન્ટનો ગુજરાતીમાં તરજુમો આ પ્રમાણે છે—

# જજમેન્ટ—

## બોરસદના સેકન્ડ કલાસ સબ જડજની કોર્ટમાં

**મુકરદમો** નંબર ૫૧૯, **સને** ૧૯૩૬.

**વકીલો:—**
કાઉન્સેલ:—મી. કે. એમ. મુનશી.
મી. એચ. જી. પટેલ.
મી. સી. એન. પટેલ.

**વાદી:**—વડતાલના શ્રી લક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્યશ્રી **આનંદપ્રસાદજી** શ્રીપતિપ્રસાદજીના કુલમુખત્યાર પટેલ **જસભાઈ** મકનદાસ.

### વિરૂદ્ધ—

**પ્રતિવાદીઓ:**
(૧) શાસ્ત્રી **યજ્ઞપુરૂષદાસજી** પોતે જાતે તથા બોચાસણની અક્ષરપુરૂષોત્તમની સંસ્થાના મેનેજર તરીકે.
(૨) અક્ષરપુરૂષોત્તમદાસ ગુરૂ યજ્ઞપુરૂષદાસજી
(૩) ધર્મતનયદાસ ,, ,,
(૪) સંતદાસ ,, ,,
(૫) ધર્મસ્વરૂપદાસ ,, ,,
(૬) નિર્ગુણદાસ ,, ,
(૭) રામજી ભગત ,, ,,
સગીરના વાલી શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસ

**વકીલો:—**
કાઉન્સેલ:—મી. એમ. પી. અમીન.
મી. ડી. એન. પટેલ
પ્રતિવાદી નં. ૧ અને ૭ માટે.
મી. જે. એન દવે
પ્રતિવાદી નં. ૬ માટે.
બાકીના એકસપાર્ટી.

### દાવો રૂા. ૨૭૦)

(૧) **વાદી** આ દાવો દાવા અરજીના પેરા (૧) માં જણાવેલું ઈસણાવનું હરિમંદિર વડતાલના શ્રીલક્ષ્મીનારાયણદેવની ગાદીનું છે અને તે વડતાલની ગાદીના સાધુ, પાળા અને બ્રહ્મચારીના ઉપયોગ માટે છે; અને વડતાલની ગાદીના સાધુ સીવાયના કોઇ સાધુને તેમાં ઉતરવાનો અથવા તેમાં રહી ઉપદેશ કરવાનો કંઈજ હક્ક નથી એવું ઠરાવવા કરે છે. વળી વધુમાં પ્રતિવાદી નં. ૧ ને ‘ **વિમુખ** ’ કરેલા હોઈ પ્રાતવાદી નં. ૧ અથવા તેમના સાધુઓને દાવાવાળા હરિમંદિરમાં અથવા વડતાલની ગાદીના તાબાના કોઈપણ હરિમંદિરમાં ઉતરવાનો અથવા તેમાં રહી ઉપદેશ કરવાનો બીલકુલ હક્ક નથી એવું ઠરાવવા તથા પ્રતિવાદીઓને ઈસણાવના હરિમંદિરમાં રહેતા તથા તેમાં રહી ઉપદેશ કરતા અટકાવવા માટે મનાઈ હુકમ મેળવવા તથા આ દાવાનું ખર્ચ તેમની પાસે મેળવવા કર્યો છે.

(૨) **વાદી** દાવા અરજીમાં જણાવે છે કે—ઈસણાવના હરિમંદિરની વિગતો દાવા અરજીના પેરા (૧) પ્રમાણે છે. સંપ્રદાયના સ્થાપક સહજાનંદસ્વામી હતા; સંવત્ ૧૮૮૩ માં સ્થાપકે પોતાના અનુયાયીઓ જે દેશમાં વસતા હતા તે દેશના બે **વિભાગ** પાડ્યા; (૧) નરનારાયણદેવનો દેશ (૨) લક્ષ્મીનારાયણદેવનો દેશ; દરેક વિભાગમાં એક એક આચાર્યની નિમણુંક કરી; દરેક આચાર્ય પોતાના વિભાગમાં વસતા સાધુ, પાળા, બ્રહ્મચારી તથા સત્સંગીઓના ગુરૂ ગણાય. આચાર્યને, ગૃહસ્થ સત્સંગીઓને ગુરૂમંત્ર આપવાની અને સાધુ, પાળા તથા બ્રહ્મચારીને મંત્રદીક્ષા આપવાની સત્તા આપવામાં આવતી હતી.

(૩) દાવા અરજીમાં વધુ જણાવવામાં આવેલ છે કે-ઇસણાવનું હરિમંદિર સંવત્ ૧૯૧૮ (સને ૧૮૬૨)માં બાંધવામાં આવ્યું હતું; મંદિર બાંધવા માટે જમીન તે વખતના આચાર્ય ભગવત્પ્રસાદજીએ ઈસણાવ ગામના નરવાદારોએ ખતથી આપેલી હતી. એ મંદિર વડતાલની ગાદીનું છે; વહીવટ સદાય આચાર્ય મારફતજ થતો; હરિમંદિરો બાંધવાનું કારણ અને ઉદ્દેશ હરિભક્તોને હરિભજન કરવા માટે સ્થાન આપવાનો તેમજ સંપ્રદાયના સાધુઓને જ્યારે વડતાલ બહાર આચાર્યની આજ્ઞાથી ઉપદેશ કરવા તથા ધર્માદો ઉઘરાવવા જવું પડે ત્યારે ઉતારો આપવાનો હતો. પ્રતિવાદી નં. ૧ સંપ્રદાયના સિદ્ધાન્તો વિરૂદ્ધ ઉપદેશ કરતા હોવાથી સંવત ૧૯૬૧માં યા એ અરસામાં તેમને '**વિમુખ**' કરેલા. (સંપ્રદાયમાંથી બહાર કાઢેલા); તે વખતથી પ્રતિવાદી નં. એકે, એક નવો પંથ સ્થાપ્યો છે અને તે સંપ્રદાયના સિદ્ધાન્તોથી વિરૂદ્ધ ઉપદેશ કરે છે. સંપ્રદાયના સિદ્ધાન્ત વિરૂદ્ધ જઈ તે સાધુઓને દીક્ષા આપે છે; પ્રતિવાદી નં. એકે પોતાની માલીકીનાં મંદિરો બોચાસણમાં, સારંગપુરમાં અને ગોન્ડળમાં બાંધેલાં છે. તા. ૫-૧૨-૩૬ ના અરસામાં બેથી સાત નંબરના પ્રતિવાદીઓ જબરજસ્તીથી ઈસણાવના હરિમંદિરમાં પેશી ગયેલા; ઉપલી હકીકતમાં ઉપર જણાવેલી દાદો મેળવવા આ દાવો કરેલ છે.

(૪) **પ્રતિવાદીઓ** નંબર ૧, ૬ અને ૭ આ દાવામાં સામેલ થયા છે. તેમનું કહેવું એમ છે કે—(આંક ૨૮-૨૯) વાદી વડતાલની ગાદીના આચાર્ય નથી; ઈસણાવનું હરિમંદિર વડતાલના લક્ષ્મીનારાયણદેવની ગાદીની માલકીનું તેમજ વહીવટ નીચે નથી, ના. હાઈકોર્ટની સ્કીમમાં કોઈપણ હરિમંદિરના વહીવટનો યા દાવાવાળા હરિમંદિરનો સમાવેશ થતો નથી. દાવા અરજીમાં જણાવેલા ઇસણાવના હરિમંદિરના દસ્તાવેજો તેમને કબુલ નથી. આચાર્ય એકલાનેજ સાધુને તેમજ સત્સંગીઓને દીક્ષા આપવાનો હક્ક છે તે ખોટુ છે અને તે કબુલ નથી. ઈસણાવનું હરિમંદિર ગામના હરિભક્તોનું છે; અને તેનો વહિવટ ગામના સત્સંગીઓ કરે છે; સ્વામિનારાયણ સંપ્રદાયના કોઈપણ માણસને તેમાં ઉતરવાનો હક્ક છે; પ્રતિવાદી નં. ૧ વડતાલથી નીકળી ગયા ત્યારથી એટલે કે લગભગ ૩૧ વર્ષથી તેઓ તેનો ઉપયોગ કરે છે. પ્રતિવાદી નં. ૧ ને '**વિમુખ**' કર્યાની હકીકત કબુલ નથી. ખરી હકીકતમાં પ્રતિ. નં. એકે જાતેજ વડતાલ છોડેલું પ્રતિ. નં. ૧ સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયી છે. બધાજ પ્રતિવાદીઓ (૧) શિક્ષાપત્રી (૨) વચનામૃત અને (૩) સત્સંગિજીવનના નિયમો અને સિદ્ધાન્તોને અનુસરે છે; બોચાસણમાં કોઈ પંથ શરૂ કર્યો નથી. માટે આ દાવો વ્યાજબી નથી અને કાઢી નાંખવો જોઇએ.

(૫) બાકીના પ્રતિવાદીઓ ઉપર સમન્સ બજ્યા છતાં તેઓ હાજર થયા નથી.

(૬) ઉપર પ્રમાણેની હકીકતમાં નીચેના **મુદ્દાઓ**, આંક ૬૩ થી કાઢવામાં આવ્યા છે.

(૧) દાવાઅરજી ઉપર પુરતો સ્ટેમ્પ ચોઢયો નથી કે કેમ! અને જો ન ચોઢયો હોય તો વાદી કેટલો વધારે સ્ટેમ્પ ચોઢવાને જવાબદાર છે ?

(૨) દાવાઅરજીના લેખિત જવાબ (આંક ૨૮)ના પેરેગ્રાફ ૧૯ અને આંક ૨૯ ના પેરેગ્રાફ ૧૭ માં જણાવ્યા મુજબ આ દાવો ચાલી શકે નહિ કે કેમ ?

(૩) પ્રતિવાદી નં. ૧ અને ૬ ના જણાવ્યા મુજબ કુલમુખત્યારથી આ દાવો કાયદા મુજબ ચાલે એમ નથી કે કેમ ?

(૪) દાવાઅરજીમાં જણાવ્યા મુજબ વાદી, દાવાવાળુ મંદિર વડતાલના તાબાનું છે એમ સાબીત કરે છે કે કેમ ?

(૫) વાદીવાળા મંદિરનો વહીવટ કરવાનો પોતાનો હક્ક સાબીત કરે છે કે કેમ ? અને ના. હાઇ-કોર્ટથી સ્કીમમાં સદરહુ મંદિરના વહીવટનો સમાવેશ થાય છે કે કેમ ?

(૬) દાવા અરજીના ફકરા છઠ્ઠામાં જણાવ્યા મુજબ પ્રતિ, ૧ 'વિમુખ' કર્યાનું તેમજ પ્રતિ નં. ૧ સ્વામિનારાયણ સંપ્રદાયનો સાધુ નથી એવું વાદી સાબીત કરે છે કે કેમ ?

(૭) વાદીના જણાવવા મુજબ પ્રતિવાદીઓને દાવાવાળા મંદિરનો ઉપયોગ કરવાનો હક્ક નથી કે કેમ ?

(૮) બધા મંદિરોની વિગત સિવાય બધાં મંદિરોનાં સંબંધમાં સામાન્ય મનાઈની દાદ આપી શકાય કે કેમ ?

(૯) વાદીને કોઈપણ દાદ મેળવવાનો હક્ક છે કે કેમ ? અને હોય તો કયી ?

### વધારેલા મુદ્દાઓ :—

(૧૦) 'સીવીલ પ્રોસીજર કોડ'ની ૧૧ મી કલમની છઠ્ઠી સમજુતી મુજબ દાવા નં. ૩૪૪ સને ૧૯૨૪ નો ફેંસલો પ્રતિનિધિત્વ ધરાવતાદાવાનો ફેંસલો હતો કે કેમ ? જો એમ હોય તો પ્રતિવાદીઓ વાદીની આચાર્ય તરીકેની પદવી બાબત તકરાર કરી શકે નહિ કે કેમ ?

(૧૧) જો ઉપરના મુદ્દાનો નિકાલ પ્રતિવાદીઓની તરફેણમાં હોય તો પ્રતિઓ તેમના કહેવા મુજબ 'વાદી કાયદેસર નિમાયેલા આચાર્ય નથી' એવું સાબીત કરે છે કે કેમ ? જો કરે તો વાદીને આ દાવો કરવાનો અધિકાર છે કે કેમ ?

### નિર્ણયો :—

**(૧) ના. પાછળનો ભાગ રહેતો નથી.**
**(૨) દાવો ચાલી શકે છે.**
**(૩) નકારમાં**
**(૪) હકારમાં.**
**(૫) બન્ને ભાગમાં હકારમાં**
**(૬) (૧) જરૂર નથી.**
**(૨) પ્રતિવાદી નં. ૧ સંપ્રદાયના સાધુ નથી.**
**(૭) પ્રતિવાદીઓને અધિકાર નથી.**
**(૮) ઈસણાવના મંદિર સંબંધમાં તો મનાઈ હુકમ આપવો જોઈએ.**
**(૯) છેવટે હુકમ પ્રમાણે.**
**(૧૦) હા અને હા.**
**(૧૧) પ્રતિવાદીઓને બાધ નથી એમ ગણીએ તો નિર્ણય એવો છે કે (૧) ના (૨) સવાલ રહેતો નથી.**

### કારણો :—

(૭) ફક્ત ૧–૬–૭ નંબરના પ્રતિવાદીઓ દાવો લડવા હાજર રહ્યા છે. અને તેમના કહેવાથી ૧, ૨ અને ૩ નંબરના મુદ્દાઓ કાઢવામાં આવ્યા છે.

આ બધાજ મુદ્દાઓ તેમણે છોડી દીધા છે. ( આંક ૯૮ ) અને તેથી એ મુદ્દાઓ બાબત મારો નિર્ણય વાદીની તરફેણમાં રહેશે.

(૮) આ દાવો વડતાલના લક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્યે પ્રતિવાદીઓ અને પ્રતિવાદી નં. ૧ ના અનુયાયીઓ સામે ઈસણાવનું હરિમંદિર વડતાલના તાબાનું છે એમ જાહેર કરવા અને ઉપર જણાવેલા માણસોને તેમાં ઉતરતા તથા તેમાં રહી ઉપદેશ કરતા અટકાવવા માટે કર્યો છે.

**વાદીની હકીકત એવી છે કે :—**

**(૧) વાદી આચાર્ય છે.**

**(૨) દાવાવાળા હરિમંદિરનો તેમજ બધાંજ હરિમંદિરોનો વહીવટ વડતાલ ગાદી નીચે છે.**

**(૩) ના. હાઇકોર્ટે કરેલી સ્કીમમાં બધાં જ હરિમંદિરોના વહીવટનો સમાવેશ થઈ જાય છે. ( અલબત્ત દાવાવાળા હરિમંદિરના વહીવટનો પણ સમાવેશ થઈ જાય છે. )**

**બચાવ એવો છે કે :—**

(૧) વાદી વડતાલના શ્રી લક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્ય નથી.

(૨) વાદીની નિમણુંક સ્વામિનારાયણ સંપ્રદાયના નિયમ મુજબ નથી.

(૩) ના. હાઇકોર્ટે કરેલી સ્કીમમાં હરિમંદિરોના વહીવટનો સમાવેશ થતો નથી. (પેરા ૪. આંક ૨૮)

વિશેષમાં એમ કહેવામાં આવે છે કે—દાવાવાળું હરિમંદિર ઈસણાવના સત્સંગીઓએ બાંધેલું છે. (પેરા ૭, આંક ૨૮). અને તેનો વહીવટ ઈસણાવના લોકો કરતા હતા અને કરે છે. અને આચાર્યને અથવા વડતાલગાદીને તેની સાથે કંઈજ લેવાદેવા નથી ૪–૫–૧૦ અને ૧૧ નંબરના મુદ્દાઓ પ્રતિવાદીઓની આ હકીકતના સંબંધમાં છે અને તે બાબત હું પ્રથમ વિચાર કરવા માગું છું.

(૯) એ બાબતની હકીકતો અને દલીલોમાં પડતા પહેલાં બન્ને પક્ષોએ કબૂલ રાખેલી કેટલીક હકીકતોની નોંધ લેવી જરૂરી છે.

આ સંપ્રદાય **સહજાનંદ સ્વામી** ( શ્રીજીમહારાજ તરીકે પણ ઓળખાતા) એ સ્થાપ્યો હતો. શ્રીજીમહારાજ સને ૧૭૮૧માં ( સં. ૧૮૩૭ ) જન્મ્યા હતા અને સને ૧૮૦૨ માં ( સં. ૧૮૫૮ ) તેમને ગુરૂપદે સ્થાપવામાં આવ્યા હતા. સને ૧૮૦૪માં તેમણે આ સંપ્રદાય સ્થાપ્યો હતો. પોતાના સંપ્રદાયના અનુયાયીઓના ઉપયોગ માટે તેમણે સને ૧૮૨૬ માં ( સં. ૧૮૮૨ ) **શિક્ષાપત્રી** ( આંક ૯૩ ) લખેલી. સને ૧૮૨૭ માં ( સં. ૧૮૮૩ ) **લેખ** ( આંક ૯૨ ) કરી દેશના વિભાગ પાડી દરેક વિભાગમાં પોતાના એક એક ભત્રીજાને આચાર્ય તરીકે સ્થાપ્યા. શ્રીજીમહારાજ સને ૧૮૩૦ માં ( સં. ૧૮૮૬ ) ધામમાં પધાર્યા. ગાદીના વારસો ધર્મ ( શ્રીજી મહારાજના પિતા ) વંશના હતા. અને વડતાલ ગાદી ઉપર નીચે પ્રમાણે **આચાર્યો** થયા.

| | |
|---|---|
| (૧) રઘુવીરજી મહારાજ | સને ૧૮૨૭–૧૮૬૩ |
| (૩) ભગવતપ્રસાદજી મહારાજ | ૧૮૬૩–૧૮૭૯ |
| (૩) વિહારીલાલજી મહારાજ | ૧૮૭૯–૧૮૯૯ |
| (૪) લક્ષ્મીપ્રસાદજી મહારાજ | ૧૮૯૯–૧૯૦૯ |
| (૫) શ્રીપતિપ્રસાદજી મહારાજ | ૧૯૦૯–૧૯૩૧ |
| (૬) **આનંદપ્રસાદજી મહારાજ** | ૧૯૩૧–( હાલના આચાર્ય ) |

(૧૦) પહેલો સવાલ એ છે કે–વાદી વડતાલના લક્ષ્મીનારાયણ દેવની ગાદીના આચાર્ય છે કે કેમ ?

દાવાઅરજીના પહેલા ફકરામાં એમ જણાવવામાં આવે છે કે–વાદી ગાદીના આચાર્ય છે. પ્રતિવાદીઓ એમ કહે છે કે :—

(ज) વાદી વડતાલના શ્રી લક્ષ્મીનારાયણ દેવની ગાદીના આચાર્ય નથી. (ફકરો ૨, આંક ૨૮)

(व) વાદી ખરા આચાર્ય નથી; કારણ કે તેમની નિમણુંક સંપ્રદાયના નિયમ મુજબ તેમજ લેખ (આંક ૯૨)ના હુકમ મુજબની નથી.

લેખિત જવાબમાં એમ જણાય છે કે-**હાજર રહેલા પ્રતિવાદીઓએ** આ હકીકતનો શરૂઆતમાં અસ્વીકાર કરેલો. વાદીના સાક્ષીઓ સોગનપૂર્વક જણાવે છે કે-વાદી આચાર્ય છે, અને આ હકીકત ઉલટ તપાસમાં છેડવામાં આવેલ નથી. ખરી રીતે આ હકીકત આંક ૨૮૦ની જુબાની (પેરા ૩૨)થી કબુલ કરવામાં આવી છે. અને આ માણસ કહે છે કે-તે પોતે પ્રતિવાદી નંબર ૧ નું કામકાજ કરે છે. પ્રતિવાદી નંબર ૬ (નિર્ગુણદાસ) સાક્ષીના પાંજરામાં આવેલ નથી. અને તેણે કંઈજ પૂરાવો આપેલ નથી.

(૧૧) તેથી ફક્ત સવાલ એજ રહે છે—કે, વાદીની નિમણુંક સંપ્રદાયના રિવાજ મુજબ યા લેખ મુજબ હતી કે નહિ ? (આંક ૯૨). આ સંબંધમાં પ્રથમ એટલું જોવાનું છે કે, આ મુદ્દા ઉપર કોઈપણ જાતનો પૂરાવો આપવામાં આવ્યો નથી.

બચાવ પક્ષ તરફથી આંક ૨૮૦ સિવાય કોઈ સાક્ષીને આ બાબતમાં કંઈક પૂછવામાં આવ્યું નથી અને આંક ૨૮૦ ના ૩૩ મા ફકરાથી જણાય છે કે:—

"શ્રીપતિપ્રસાદજી (વાદીની પહેલાંના આચાર્ય) લેખ અને સત્સંગિજીવન પ્રમાણે આચાર્ય નિમાયા ન હતા અને તેથી વાદી આચાર્ય નથી."

આ બાબતની દલીલોમાં બચાવ તરફે કોઈ ધર્મ પુસ્તકમાંથી કોઈજ આધાર દર્શાવવામાં આવ્યો ન હતો. પણ એટલુંજ કહેવામાં આવ્યું હતું કે 'શ્રીપતિપ્રસાદજીની નિમણુંક લેખ પ્રમાણે ન હતી. (આંક ૯૨) એ એક નોંધવા જેવી બાબત છે કે-શ્રીપતિપ્રસાદજી આચાર્ય તરીકે ૨૨ વરસ રહ્યા અને આજથી ૧૦ વરસ પહેલાં ગુજરી ગયા. મ્હારા સમજવા પ્રમાણે દાવાના જવાબમાં જણાવેલી હકીકતોમાં આ દલીલનો સમાવેશ થતો નથી. જો પ્રતિવાદીઓએ અત્યારે જે દલીલ કરે છે તે તકરાર લેવી હોત તો તેમણે લેખિત જવાબમાં જરૂરી હકીકતો જણાવવી જોઈતી હતી. પ્રતિવાદીઓએ એવું જણાવવું જોઈતું હતું કે-'શ્રીપતિપ્રસાદજીની નિમણુંક લેખ અનુસાર ન હતી.' શ્રીપતિપ્રસાદજીની નિમણુંકની બાબતમાં બન્ને લેખિત જવાબોમાં એક પણ શબ્દ લખ્યો નથી.

(૧૨) ગમે તેમ હોય તો પણ હવે એ બાબતમાં તપાસ થઇ શકે તેમ નથી; અને ધારો કે થઈ શકે તેમ હોય તો પણ એ તો ચોકખું જ છે કે-**વાદી કાયદેસર નિમાયેલા આચાર્ય છે.**

(૧૩) શ્રીપતિપ્રસાદજી મહારાજની નિમણુંકની બાબતમાં આંક ૨૮૦ શ્રીજીસ્વરૂપદાસજી સિવાય વાદી યા પ્રતિવાદીના કોઈપણ સાક્ષીને એકેય સવાલ પૂછવામાં આવ્યો ન હતો. અને તેમણે જે જવાબ આપ્યો હતો તે મેં આગળ જણાવ્યો છે. નિમણુંક કેવી રીતે થઈ એ બાબતમાં એમાંથી કંઈ જ જાણી શકાય તેમ નથી. તેથી કદાચ તે બાબતમાં કંઇ નક્કી કરવાનું હોત તો પણ તેમને ગાદી ઉપર કેવી રીતે બેસાડવામાં આવ્યા હતા તે બાબત માટે આ દાવાના રેકર્ડમાં કાંઈ પૂરાવો નથી. એટલે આંક ૯૨ ના કોઈપણ નિયમનો ભંગ થયો છે એમ કહેવા માટે કોઈ આધાર નથી. ખરી રીતે એ પુરાવાનો સવાલ છે, અને કાંઇ પુરાવો મૂકવામાં આવ્યો નથી. વાદીના કેટલાક સાક્ષીઓએ કહ્યું કે-વાદી આચાર્ય છે અને એક વખત એ નક્કી થયું એટલે એ પુરાવો નકામો છે; યા નિમણુંક કાયદેસરની નથી એ હકીકત બચાવ પક્ષે સાબીત કરવી જોઈતી હતી.

(૧૪) એ બાબત આટલેથી અટકતી નથી, કારણ કે આ દાવામાં પડેલો પુરાવો બતાવે છે કે-શ્રીપતિપ્રસાદજી મહારાજ સને ૧૯૦૯ થી ૧૯૩૧ સુધી આચાર્ય હતા. ૧૯૧૪ અને ૧૯૨૪ ના દાવા એમના

વખતમાં થયેલા. પહેલો દાવો સત્સંગીઓએ સીવીલ પ્રોસીજર કોડના સેકશન ૯૨ મુજબ શ્રીપતિપ્રસાદને ટ્રસ્ટી તરીકેથી ખસેડી મૂકવા માટે કરેલો. અને એ દાવામાં નીચે મુજબનો એક ચોક્કસ મુદ્દો કાઢવામાં આવેલો::—

નંબર ૭ " પ્રતિવાદી નં. ૧ રીતસર નિમાયેલા આચાર્ય છે કે નહિ ? "

એ દાવાના પ્રતિ. નં. ૧ શ્રીપતિપ્રસાદજી મહારાજ હતા, આ વિષય ઉપર કોર્ટનો નિર્ણય નીચે પ્રમાણે હતો ;—

**" પ્રતિવાદી નં. ૧ રીતસર નિમાયેલા આચાર્ય છે. એમ બન્ને પક્ષને કબુલ છે. અને દાવાઅરજી તથા લેખિત જવાબમાં જણાવેલી હકીકતો ઉપરથી આ સવાલ ઉપસ્થિત થતો નથી. "**

સીવીલ પ્રોસીજર કોડના ૯૨ મા સેકશન મુજબના દાવાઓ બાબત સીવીલ પ્રોસીજર કોડના ૨૯૫ મા પાને ( સર ડી એફ. મુલ્લા, ૧૦ મી આવૃત્તિ ) એમ જણાવેલું છે કે ;—

" પ્રતિનિધિત્વવાળો દાવો અને રેસજયુડીકેટાઃ આ કલમમાં જણાવેલો દાવો. પ્રતિનિધિત્વ ધરાવતો દાવો એટલે કે વ્યક્તિએ પોતાના લાભ માટે નહિ પણ સામાન્ય જનતાના પ્રતિનિધિ તરીકે આણેલો આ દાવો છે. તેથી આ કલમ મુજબના દાવાનું હુકમનામુ સેકશન ૧૧ ના સમજુતી ૬ મુજબ રેસજયુડીકેટા થાય છે. "

(૧૫) આ સંબંધમાં બીજો દાવો દાવા નંબર ૩૪૪ સને ૧૯૨૪ નો હતો. આંક ૯૭ એ દાવાના જજમેન્ટના સહીસિક્કાવાળી નકલ છે. અને આંક ૧૦૨ સંપ્રદાયના પ્રતિનિધિ તરીકે દાવો કરવાની મંજુરી મેળવવા માટેની અરજીની સહીસિક્કાવાળી નકલ છે. આંક નં. ૧૦૧ તે દાવાના હુકમનામાની સહીસિક્કાવાળી નકલ છે. અને તે ઉપરથી જણાય છે કે-આ સંપ્રદાયના કુલ ૬૪૫ માણસો દાવાના વાદી તરીકે જોડાયા હતા. એ દાવામાં પ્રથમ નીચે મુજબની દાદ માગવામાં આવેલી :—

શ્રીપતિપ્રસાદજીને, હાલના વાદીને અથવા બીજા કોઈને પોતાની પછીના આચાર્ય બનાવવા માટે દત્તક લેવાનો હક હતો નહિ. એ દાવા દરમ્યાન શ્રીપતિપ્રસાદજીએ આનંદપ્રસાદજીને ભવિષ્યના આચાર્ય તરીકે નિમેલા અને તેના પરિણામે દાવાઅરજીમાં સુધારો કરવામાં આવેલો અને નીચે મુજબ વધુ દાદ માગવામાં આવેલી.

" હાલના વાદીની ભવિષ્યના આચાર્ય તરીકેની શ્રીપતિપ્રસાદજીએ કરેલી નિમણૂંક ગેરકાયદેસર છે. "
એ દાવામાં નીચેના બે મુદ્દાઓ કાઢવામાં આવ્યા હતા :—

મુદ્દા નં. (૩) પ્રતિ નં. ૧ (શ્રીપ્રતિપ્રસાદ) સામે તેમને તેમની હાલની ગાદી ઉપર આનંદપ્રસાદજીને બેસાડતા અટકાવવા માટે તથા બીજા પ્રતિવાદીઓ સામે વાદીઓને દાવાનું કાંઈ કારણ છે કે કેમ ?

મુદ્દા નં. (૪) જો એમ હોય તો ઉપર જણાવેલ દાવો કે જે તા ૨૧-૪-૧૯૦૯ ના દસ્તાવેજના આધારે છે તે દાવા નંબર ૧૭૯ સને ૧૯૧૪માં અપીલ નંબર ૬૨-૧૬૪ તથા ૧૬૯ સને ૧૯૧૯ માં પ્રતિવાદી નં. ૧ સહજાનંદસ્વામીના લેખ મુજબ કાયદેસર નિમાયેલા આચાર્ય છે એવો નિર્ણય થયો છે તે નિર્ણયના કારણે રેસજયુડીકેટા છે કે કેમ ?

ઉપરના મુદ્દાઓનો નિર્ણય 'ના' અને 'હા' અનુક્રમે હતો.

(૧૬) આ રીતે ચોકખુંજ છે કે, પ્રતિવાદીઓ વાદીના આચાર્ય તરીકેના હક્ક બાબત તકરાર લઈ શકે નહિ. શ્રીપ્રતિપ્રસાદજી કાયદેસરના નિમાયલા આચાર્ય ન હતા એ હકીકત ઉપરજ તેમની તકરાર આધાર રાખે છે. પરંતુ આ **બન્ને દાવાઓમાં શ્રીપતિપ્રસાદજી કાયદેસરના નિમાયલા આચાર્ય હતા એમ ઠરાવેલું.** એ પ્રમાણે હોય તો આ દાવાના આંક ૨૮૦ ના સાક્ષીએ બચાવ તરફે જણાવેલી તકરારનો

પૂરેપૂરો જવાબ મળે છે. **ખરી રીતે આ સંપ્રદાયના બધાજ માણસો આ બે ફેંસલાથી બંધાયેલા છે.** અને પ્રતિ. નં. ૧ અથવા હાજર રહેલા કોઈ પ્રતિવાદીનું એવું કહેવું નથી કે 'તે સંપ્રદાયની બહારના છે.' વાસ્તવિક રીતે તેઓ સંપ્રદાયમાંજ છે એમ ન કહે તો તેમને કાંઈ સ્થાનજ રહેતું નથી, કારણ કે હરિમંદિરો સંપ્રદાયના માણસો માટે જ છે.

(૧૭) આ પછી એક **રાધારમણપ્રસાદે** વાદીના આચાર્ય તરીકેના સ્થાન સામે તકરાર લઈ દાવો કરેલો, જે કાઢી નાંખવામાં આવ્યો હતો. એક નોંધ કરવાની છે –આંક ૨૮૦ કબુલ કરે છે કે–રાધારમણને પ્રતિવાદી નં એકે અને બોચાસણના પંથે મદદ કરેલી, અને એમ જણાય છે કે તેમને સલાહથી તેમજ પૈસાથી બન્ને રીતે મદદ કરેલી. આંક ૨૮૦ કહે છે તે પ્રમાણે તેમને લગભગ રૂા. ૧૧૦૦] આપેલા.

(૧૮) એટલે વસ્તુસ્થિતિ એવી છે કે, સીવીલ પ્રોસીજર કોડના ૯૨ મા સેકશન નીચેના દાવામાં શ્રીપતિપ્રસાદજી આચાર્ય ઠરાવવામાં આવેલા અને ત્યાર પછી સંપ્રદાયના કોઈપણ માણસને તેમના આચાર્ય તરીકેના સ્થાન બાબત તકરાર લેવાનો હક નથી. એ તકરાર પાછલા દાવમાં લેવામાં આવેલી અને કોર્ટે એ દાવામાં એ બાબતને રેસજ્યુડીકેટા ( એક વખત નિર્ણય થયેલ ) ગણેલી.

પ્રતિનિધિત્વ ધરાવતા દાવામાંના આ નિર્ણયથી હાલની તકરારને બાધ નડે છે. એ એક નોંધવા જેવી બાબત છે કે કાયદાની આવી હકીક્ત બાજુ પર રાખીએ તો પણ બચાવ પક્ષ આ બાબતમાં કંઈ પણ સાબીત કરવામાં નિષ્ફળ નીવડે છે. તેથી મુદ્દા નં. ૧૦ના પહેલા ભાગ માટે મારો નિર્ણય હકારમાં અને બીજા ભાગ માટે 'પ્રતિવાદીઓને એ તકરાર લેવાનો હક્ક નથી' એવો છે.

(૧૯) ઉપરનો નિર્ણય હોવાથી મુદ્દા નં. ૧૧ નો સવાલ રહેતો નથી. છતાંય ધારીએ કે આગળ જણાવ્યા મુજબ તેમને હક્ક છે તો પણ બચાવપક્ષે કંઈજ સાબીત કર્યું નથી. આંક ૧૬૦ ની ઉલટ તપાસ-માંથી એમ જણાતું હતું કે બચાવ પક્ષનું સૂચન એવું હતું કે હુકમનામું દગા અને મળતિયાપણાને કારણે ખોટું છે. દલીલો દરમ્યાન આ બાબત માટે કંઈજ કહેવામાં આવ્યું નથી, કારણ કે એ ઉપરથી ચુકાદો 'રેસજ્યુડીકેટા' (એક વખત નિર્ણય થયેલ) નથી એમ સૂચવવું એ પણ નિરર્થક હતું.

(૨૦) આ દાવમાં બીજા સવાલ એ છે કે-ના. હાઈકોર્ટે કરેલી અને પ્રીવી કાઉન્સીલે ૩૧ બોમ્બે લો રિપોર્ટર પાનું ૨૪૩ માં મંજુર કરેલ સ્કીમમાં હરિમંદિરોનો સમાવેશ થાય છે કે નહિ ? આને માટે દાવા નં. ૯૬ સને ૧૯૧૪નો દાવો કઇ હકીકતોમાંથી થએલો તે તપાસવાની જરૂર છે. આંક નં. ૯૬ દાવા નંબર ૧૭૯ સને ૧૯૧૪ના ફેંસલાની સહીસિક્કાવાળી નકલ છે. અને તે ઉપરથી જણાય છે કે સંપ્રદાયના કેટલાક સત્સંગીઓએ મળી સીવીલ પ્રોસીજર કોડના સેકશન ૯૨ નીચે એ દાવો નીચેની તથા બીજી દાદો માટે કરેલો : –

'સ્વામિનારાયણનાં મંદિરો અને તેને લગતી તેના રેકર્ડમાં જણાવેલ બીજી મિલ્કતો સુદ્ધાં દાવા-અરજીમાં જણાવેલી મિલ્કતો જાહેર જનતાની, ધાર્મિક અને ધર્માદાની મિલ્કત છે એમ જાહેર કરો, આચાર્ય અને તેમણે નીમેલા શખ્સોને મિલ્કતના વહીવટમાંથી દૂર કરો. સંપ્રદાયના માણસો પૈકી કોર્ટને મુનાસબ લાગે તેવા માણસોને ટ્રસ્ટી અથવા વહીવટકર્તા નીમો. અને નવા ટ્રસ્ટીઓને મજકુર મિલ્કતોને લગતા હિસાબના ચોપડા, દસ્તાવેજો, રોકડ રકમ તેમજ ઘરેણાં વિગેરે સોંપો." વધુમાં એવી દાદ માગવામાં આવેલી કે–"આ મિલકતોના વહીવટ માટે એક સ્કીમ નક્કી કરવી.' આમ વસ્તુસ્થિતિ એવી છે કે–એ દાવાના વાદીઓએ એવો દાવો કરેલો કે આ દાવાવાળી તમામ મિલકત જાહેર જનતાની, ધાર્મિક અને ધર્માદાના ટ્રસ્ટીની મિલકતો છે અને તેમાં હિત ધરાવતા હોઇ તેઓએ ઉપર જણાવેલી તથા બીજી દાદો માગેલી. એજ દાવાવાળી તમામ મિલક્ત પોતાની સંપૂર્ણ માલકીની છે એમ આચાર્યે પ્રથમ તકરાર લીધેલી. એ તકરાર

પાછળથી ખેંચી લઈ છેવટે આચાર્યે એવી તકરાર લીધેલી કે—"આ સંસ્થાના નિભાવ કરવાના બોજા સહિત એ મિલકતોના તેઓ પોતે માલીક છે."

(૨૧) તેથી આ દાવામાં પ્રથમ સવાલ એ ઉપસ્થિત થાય છે કે :—એ દાવામાં કઈ કઈ મિલકતોનો સમાવેશ કરવામાં આવ્યો હતો ? આ સંબંધમાં એ દાવાના ફેંસલા ( આંક ૯૬ ) માંથી જણાય છે કે :—

" વડતાલ ગાદીના તાબામાં વડતાલમંદિર જેટલી જ અગત્યનાં અને મોટાં ૧૪ મંદિરો છે. આ મંદિરો ધ્રાણ, સુરત, ભરૂચ, મુંબાઇ, બુરાનપુર, ધોલેરા, સારંગપુર, ખંભાત, વડોદરા, ગોંડળ, ગઢડા, માણાવદર અને ચાણોદમાં છે. સાધુઓને રહેવા તથા તેમની પાઠશાળા માટે જુનાગઢ, ધોલેરા અને ગઢડાનાં મંદિર વડતાલના મુખ્ય મંદિરથી બીજે નંબરે છે. શ્રીકૃષ્ણની મૂર્તિ ધરાવતાં શિખરબંધ મંદિરો નામથી ઓળખાતાં મુખ્ય મંદિરો ઉપરાંત લગભગ દરેક ગામમાં હરિમંદિરો છે કે જેમાં સંપ્રદાયના સ્થાપક (શ્રીજી મહારાજ)નો **ફોટો** અને **શિક્ષાપત્રી** હોય છે, જેની સંપ્રદાયના હરિભકતો પૂજા ભક્તિ કરે છે."

આંક ૯૬ ના ૫૮ મા પાને વધુંમાં આ બાબત જણાવવામાં આવેલ છે કે :—"આ સાથે જોડેલા પરિશિષ્ટ "અ"માં જણાવ્યા મુજબની મિલકતો અને અત્યાર પછી શ્રીસ્વામિનારાયણની વડતાલની સંસ્થા માટે જે જે મિલ્કતો મેળવાય તે બધીજ મિલકતો વડતાલના શ્રીલક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્ય પાસે સંપ્રદાયના ટ્રસ્ટી તરીકે રહેશે."

આંક ૯૬ ના ૬૮ મા પાને મિલકતો કયી કયી છે તે જણાવવામાં આવેલ છેઃ—

"કલોઝ ૩. લક્ષ્મીનારાયણ દેવના દેશમાં સ્થપાયેલાં બધાંજ હરિમંદિરો અને તેને લગતી સ્થાવર, જંગમ મિલ્કત."

આ રીતે સ્પષ્ટ જણાય છે કે—એ દાવામાં બધાં જ હરિમંદિરોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. અહિં એક વસ્તુ નોંધવા જોગ છે કે—કોર્ટે આચાર્યને ટ્રસ્ટી તરીકેથી દૂર કરવાનું નામંજુર કર્યું હતું, પણ નીચે પ્રમાણે જણાવી ફક્ત વહીવટ માટે સ્કીમ કરવા હુકમ કર્યો હતો :—

"અગાઉ મેં જણાવ્યું છે તેમ આચાર્ય આધ્યાત્મિક અને સાંસારિક બન્ને દ્રષ્ટિએ સંસ્થાના પ્રતિનિધિ છે. એમનું સ્થાન સંપ્રદાયમાં અજોડ છે. એમનું માલકીપણું સંસ્થા તરફે ટ્રસ્ટી તરીકેનું છે તો પણ સંસ્થાના વહીવટને લગતી ગમે તેવી સ્કીમ નક્કી કરવામાં આવે તેમાં તેમની આધ્યાત્મિક તેમજ વહીવટને લગતી વિશાળ સત્તાઓને માન આપવું જ જોઈએ. સ્કીમ નક્કી કરવામાં આચાર્યના સંપ્રદાયના ધર્મગુરુ તરીકેના હક્ક અને અધિકારોને ખલેલ ન પહોંચાડવા મેં પ્રયત્ન કર્યો છે. અને મેં મ્હારી પોતાની નમ્ર રીતે આચાર્યના અધિકાર અને આબરૂ ઓછાં કર્યા વિના જ્યાં જરૂર જણાય અને બની શકે તેમ હોય ત્યાં અંકુશો મૂકવા પ્રયત્ન કર્યો છે. આચાર્યના પોતાના વ્યક્તિગત વહીવટને બદલે વહીવટની કમીટી નિમવાની સૂચનાને મેં નકારી છે; કારણ કે તે સંસ્થાના બંધારણથી આડે માર્ગે તથા સંસ્થાના સ્થાપિત રિવાજ વિરૂદ્ધ છે. મેં વડતાલમાં નાની સલાહકાર કમીટીઓ નીમવાની વિકલ્પેની સૂચના માન્ય રાખી છે."

**આ રીતે એ દાવામાં હરિમંદિરોનો સમાવેશ થાય છે એ સ્પષ્ટ છે.** અને એ દાવામાં જણાવેલી સ્કીમે ફક્ત સલાહકાર કમીટીઓ નીમી હતી. મિલકતો આચાર્યને નામે સ્થાપન કરી હતી અને આચાર્યમાં સ્થાપિત થયેલ હક્કો બીજામાં સ્થાપિત થાય એવો અર્થ થાય અથવા એવો ભાવાર્થ હોય એવું તે ફેંસલામાં કાંઇ નહોતું.

(૨૨)આ નિર્ણય ઉપર બન્ને પક્ષ તરફથી અપીલો થઈ હતી. સંસ્થાના નિભાવના બોજા સાથે મિલ્કતો આચાર્યની માલીકીની નહોતી તે ફેંસલા વિરૂદ્ધ આચાર્ય તરફથી અને નામવેરા સંબન્ધી ફેંસલા સામે સત્સંગીઓ તરફથી કરવામાં આવી હતી.

(૨૩) અપીલના અને જોઈન્ટ જડજના નિર્ણય વચ્ચેના સમય દરમ્યાન વહીવટ એક સલાહકાર કમીટીની મદદથી આચાર્ય હસ્તક હતો. અને હાઈકોર્ટે આખરની સ્કીમ મંજુર કરી ત્યાં સુધી આ પ્રમાણે વહીવટ ચાલેલો. આ સંબંધમાં આંક ૧૪૮, ૧૪૯ અને ૧૫૦ના દસ્તાવેજો હરિમંદિરોનો તે દાવામાં સમાવેશ કરવામાં આવેલો એ બતાવે છે. આ દસ્તાવેજો સને ૧૯૨૦ થી ૧૯૨૩ના સમયના છે. આંક ૧૪૮ અને ૧૫૦થી જણાય છે કે-હરિમંદિરોના સમારકામના ખર્ચ માટે મંજુરી મેળવવામાં આવી હતી અને તે સમારકામો રિવાજ મુજબ સંસ્થાના ત્યાગીઓની દેખરેખ નીચે કરાવવામાં આવેલાં. આંક ૧૪૯ એક જુના હરિમંદિરની જગા વેચવા માટે કોર્ટની મંજુરીના સબંધમાં છે

(૨૪) આ દાવાનો આંક ૯૫, ઉપર ૨૨ મા ફકરામાં જણાવેલ અપીલોના હાઈકોર્ટના ફેંસલાની સહીસિક્કાવાળી નકલ છે એમ જણાય છે કે એ અપીલમાં આચાર્ય તરફથી એવી દલીલ કરવામાં આવેલી કે 'સ્કીમની જરૂર નથી' અને ના કોર્ટનો મત એવો હતો કે 'સ્કીમની જરૂર છે.' અને આંક ૯૫ ના ૧૩૯ મા ફકરામાં ચીફ જસ્ટીસ માર્ટિને જણાવ્યું છે કે, મ્હારા મત પ્રમાણે નીચલી કોર્ટે કરેલ સ્કીમ કરતાં ઘણી જ સરળ સ્કીમ નક્કી કરવી જોઈએ અને ખાસ કરીને તેમાં ધાર્મિક ક્રિયાઓ બાબત વિગતો ન રાખવી.

ખરી હકીકતમાં હાલના દાવાને લાગે વળગે છે ત્યાં સુધી સ્કીમમાં અથવા મિલકતો બાબત આચાર્યની સત્તામાં હાઈકોર્ટના ફેંસલાથી કંઈજ ફેરફાર કરવામાં આવ્યો ન હતો અને કરેલા ફેરફારો મિલકતોને અથવા આચાર્યના ટ્રસ્ટી તરીકેના મોભા સંબંધે નહોતા. **બધીજ મિલકતો આચાર્યમાં સ્થાપિત હતી અને હજી છે.** જોઈન્ટ જજે રજુ કરેલી સ્કીમને જોડેલા પરિશિષ્ટને બદલે હાઈકોર્ટે સ્કીમને મથાળે **"વડતાલના શ્રીલક્ષ્મીનારાયણદેવના મંદિરની અને તેના તાબાનાં મંદિરોની મિલકતના વહીવટને માટેની સ્કીમ"** એવું નામ આપેલું. હાઈકોર્ટે મંજુર કરેલ સ્કીમની સહીસિક્કાવાળી નકલ આંક ૯૪ છે.

(૨૫) હાઈકોર્ટના ફેંસલા ઉપર અપીલ થયેલી અને પ્રીવીકાઉન્સીલના ફેંસલાનો રીપોર્ટ ૩૧ બોમ્બે લૉ રીપોર્ટરના પાન-૨૪૩ ઉપર આપેલ છે. એટલું જાણવું બસ છે કે-પ્રીવી કાઉન્સીલે હાઈકોર્ટે મંજુર કરેલ સ્કીમને તેમજ આચાર્યના મોભાને માન્ય રાખેલાં.

(૨૬) હવે આપણે આંક ૯૪-સ્કીમ ઉપર આવીએ. મ્હારી આગળની દલીલોમાં પ્રતિવાદી નં. ૧ તરફે શ્રી. અમીને ક્લોઝ નંબર ૧૭-૨૦-૨૨-૨૬ અને ૨૭ નો નિર્દેશ કર્યો છે અને બીજા પક્ષે ક્લોઝ ૧, ૧૬ અને ૩૪ નો નિર્દેશ કર્યો છે. આંક નં. ૯૪ માં ક્લોઝ નં. ૧ નીચે મુજબ છે:—

**"આગળ જણાવેલી મિલકતનો વહીવટ આચાર્ય, કમીટીની મદદથી આ સ્કીમ અનુસાર કરશે."**

ઉપર મેં સ્કીમના મથાળા (હેડીંગ)ની બાબત જણાવી છે અને આ ક્લોઝ વાંચવાથી ફક્ત એકજ નિર્ણય થઈ શકે છે કે-ઉપર જણાવેલી મિલકતનો સ્કીમમાં સમાવેશ થઈ જાય છે. આંક ૯૪ ના ૨ થી ૧૫ નંબરનાં ક્લોઝ આપણને હાલના કામ માટે જરૂરી નથી. અને ક્લોઝ ૧૬ "કમીટીની અંકુશની સત્તા" વર્ણવે છે. ક્લોઝ (૧૬) ૨ નીચે પ્રમાણે છે:—

"સંસ્થાની મિલકતની આચાર્યે કરેલી દરેક વ્યવસ્થા-વેચાણથી, બદલાથી અથવા બીજી રીતે-તેમની મંજુરીને આધીન રહેશે. પણ આ પેટા ક્લોઝ જમીનની પેદાશથી અથવા ઢોરાની વ્યવસ્થાને લાગુ પડશે નહિ."

અને પછી, ક્લોઝ ૧૬ (૪)માં એમ છે કે, "સંસ્થાની મિલકતના વહીવટને લગતા યા આંતરિક વ્યવસ્થાને લગતા કમીટીના કોઈપણ ઠરાવને, કમીટીને લેખિત કારણો સાથે જણાવ્યા સિવાય આચાર્યથી અમાન્ય કરી શકાય નહિ." આ પ્રમાણે સ્કીમથી આચાર્યમાં કાયદેસરના સ્થાપિત થએલા હક્કો અને તેનો

આચાર્ય થકી વહીવટ એ બેમાં કંઈ ફેર પડયો નથી. સ્કીમથી તો ફક્ત એટલું જ થયું કે–એક નાની સલાહકાર કમીટી નક્કી થએલી. અને છતાં પણ આચાર્ય લેખિત કારણો આપી કમીટીએ કરેલા ઠરાવને અનુસરવાની ના પાડી શકે. **મિલકતો કમીટીમાં સ્થાપિત કરવામાં તો ન્હોતી જ આવી, એ વાત તો નિ:શંક અને નિર્વિવાદ છે.**

(૨૭) મી. અમીનની દલીલ એવી હતી કે:–આંક નં. ૯૪ ના કલોઝ નંબર ૧૭ થી સંસ્થાની દરેક જગાએની મિલ્કતો અને માલમત્તાની નોંધ કરવી ફરજીઆત છે. કલોઝ ૨૨ માં મંદિરોનો નિર્દેશ છે. કલોઝ નંબર ૨૬ હિસાબના કયા ચોપડા રાખવા તે બતાવે છે. કલોઝ નં. ૨૭ માં જણાવવામાં આવે છે કે–દરેક મંદિર બાબત આવક તથા ખર્ચના હિસાબનું માસિક સ્ટેટમેન્ટ બનાવવું અને આવા સ્ટેટમેન્ટો કમીટી રૂબરૂ મુકવાં. અને આ ઉપરથી દલીલ કરવામાં આવી છે કે–ઈસણાવના મંદિર સંબંધે ઉપર પ્રમાણેની એક પણ વસ્તુ હજી સુધી બની નથી અને આ ઉપરથી લાગશે કે–ઈસણાવનું હરિમંદિર સ્કીમમાં આવી જતું નથી. વધુમાં દલીલ કરવામાં આવી છે કે–ફક્ત વડતાલે બાંધ્યાં હોય તેટલાં જ હરિમંદિરોનો સમાવેશ થાય છે. **હું ઉપર જણાવેલ એક પણ દલીલ માન્ય કરવા તૈયાર નથી. કેમકે તે ખોટી માન્યતા ઉપર અવલંબે છે.** પ્રથમ જણાવવું જોઈએ કે–ઉપર બતાવ્યા પ્રમાણે કોઈપણ હરિમંદિર બાતલ રાખવામાં આવ્યું નથી. બીજું આ દાવામાંના પુરાવા ઉપરથી માલમ પડે છે કે–ઈસણાવ હરિમંદિરને લગતા બધા દસ્તાવેજોની નોંધ કરવામાં આવેલી અને આંક ૩૩૫ અને આંક ૩૩૬ નોંધવામાં આવ્યાં છે તે બતાવવા દસ્તાવેજ રજુ કરવામાં આવ્યાં છે. ( આંક ૧૪૩ ) આંક ૧૪૩ ના શબ્દનો વિરોધ થયો નથી. હું ધારું છું કે આ મુખ્ય મુદ્દાના કાગળોની નોંધણી એ પુરતી નોંધ છે અને વાસ્તવિક રીતે વડતાલની ગાદી નીચેનાં લગભગ ૨૫૦૦ હરિમંદિરોએ જવાનું તથા તપાસવાનું જરૂરી નથી. વધુમાં એ પણ નોંધવા જોગ છે કે–હરિમંદિરોની ખાસ બીજી કંઈ મિલકત હોય નહિ અને કોઈપણ હકીકતમાં ઈસણાવ હરિમંદિરનાં ફક્ત થોડાંક ખેતર અને થોડાં વાસણો છે એવો આ દાવામાં પુરાવો છે. અને દસ્તાવેજ તેમજ અગત્યના કાગળોની નોંધ એટલે સ્થાવર મિલકતોની નોંધ છે. એમ કહેવામાં આવ્યું છે કે આ વાસણોની નોંધ કરવી જોઇતી હતી. પણ વાસણોની નજીવી કિંમત અને સંસ્થાની મિલકત જોતાં તેની નોંધ કરવાની જરૂર ન હતી. આ સિવાય ઈસણાવ હરિમંદિરમાં શ્રીજી મહારાજની છબીરૂપી મૂર્તિ છે. ઈસણાવ હરિમંદિરની આવકનો સવાલ નથી. અને તે ફક્ત સ્કીમમાં જણાવવામાં આવેલ શિખરબંધ મંદિરો સંબંધે છે. **અને તેથી હું મી. અમીનની દલીલ સ્વીકારવા તૈયાર નથી.**

(૨૮) તકરારને ખાતર માની લઈએ કે–ઈસણાવ હરિમંદિર બાબત કોઈ નોંધ કરેલ નથી અથવા જે કરેલ છે તે ભૂલભરેલી અથવા અધુરી છે, તો તેથી શું ? **એથી કંઈ સંસ્થાનું કોઇ પણ હરિમંદિર સ્કીમની બહાર કાઢી શકાય નહિ.** અને જો હુકમ પ્રમાણે નોંધ થયેલ ન હોય તો એ માટે જવાબદાર માણસ અથવા માણસો સામે લાગતા વળગતા માણસો પગલાં લઈ શકે છે. ટુંકમાં એથી કંઈજ બચાવ થતો નથી. સ્કીમ કલોઝ નં. ૨૨, ૧૭ શિખરબંધ મંદિરોનો નિર્દેશ કરે છે. અને કલોઝ નંબર ૨૬ અને ૨૭ દેખીતી રીતે એ મંદિરો સંબંધે છે. વાસ્તવિક રીતે એનો બીજો કંઇ અર્થ હોઈ શકે નહિ. ઇસણાવ હરિમંદિરનાં થોડાંક ખેતરો છે. જેની આવક મંદિરના ખર્ચ માટે રાખવામાં આવેલી છે અને તે વાર્ષિક રૂા. ૭૫ થી વધુ નથી. આ રીતે એમાં માસિક સ્ટેટમેન્ટ બનાવવાનું અને પ્રગટ કરવાનું કાંઈ જણાતું નથી.

(૨૯) ના. હાઇકોર્ટે કરેલી સ્કીમ ૧૯૨૪ થી અમલમાં આવી અને હરિમંદિરોનો વહીવટ પણ આંક ૯૪ પ્રમાણે થતો તે બતાવવા માટે દસ્તાવેજી પૂરાવો છે. આંક ૧૫૧ થી આંક ૧૫૭ સુધીના દસ્તાવેજો વહીવટકર્તા કમીટીએ પસાર કરેલા ઠરાવોની ખરી નકલો છે. અને તે જરૂરી નવાં હરિમંદિરો બાંધવા, રીપેર

કરવા અને વેચવાના સંબંધમાં છે, **વધુમાં નોંધવા જેવું છે કે આ ઠરાવોમાં એ કામ આચાર્ય અથવા કોઠારીએ એ ગામે મોકલેલા સંપ્રદાયના સાધુઓની હાજરીમાં કરવાં એમ પણ જણાવવામાં આવેલ છે. અને આ દાવામાંના પૂરાવાથી જણાય છે કે સાધુઓ કામ ઉપર ફક્ત દેખરેખ રાખતા એટલું જ નહિ પણ મંજુર કરેલાં કામોમાં મજુરી પણ કરતા.** ઉપરના દસ્તાવેજો પૈકી સને ૧૯૨૭માં ગુજરાતમાં ભારે વરસાદ થયો ત્યારે ઘણાં મકાનો પડી ગએલા અથવા ઘણાંને નુકશાન થયેલું તે વખતને લગતો આંક ૧૫૪ નો દસ્તાવેજ તપાસવો બસ છે. એ વખતે કમિટીએ વિભાગનાં હરિમંદિરો રીપેર કરવા માટે રૂ. ૭૦૦૦) મંજુર કરેલા. આ ઉપરથી દેખીતો નિર્ણય થઈ શકે છે કે-**સ્કીમમાં હરિમંદિરોનો સમાવેશ કરવામાં આવેલો અને હરિમંદિરો** દાવા નં. ૧૭૯ સને ૧૯૧૪ ના દાવાની ટ્રસ્ટની મિલ્કતોનો એક ભાગ હતો. **વધુમાં એક નોંધવા જેવું છે કે સમારકામો દરેક પ્રસંગે સંસ્થાના સાધુઓને જ સોંપવામાં આવેલાં.** જો હરિમંદિરોનો સ્કીમમાં સમાવેશ ન થતો હોત તો આ બધુ કેમ બને એ હું સમજી શકતો નથી.

(૩૦) આ રીતે ઉપર જણાવેલી હકીકતોનો વિચાર કરતાં હું નીચેના નિર્ણયો ઉપર આવું છુ ;—

**(૧) હરિમંદિરોનો આંક ૯૪ ની સ્કીમમાં સમાવેશ થાય છે જ.**
**(૨) હરિમંદિરો ટ્રસ્ટ મિલકતનો ભાગ છે.**
**(૩) વહીવટ આચાર્યમાંજ સ્થાપિત હતો અને તેમને સલાહ આપવા માટે એક કમીટી હતી. આચાર્યનો નિર્ણય આખરી ગણાય.**
**(૪) આચાર્યોની કોઇપણ સત્તા સ્કીમથી ઓછી થઈ નથી.**
**(૫) કમિટીમાં કંઇ સ્થાપિત નથી.**

(૩૧) ઈસણાવ મંદિરને કંઈ રકમ આપવામાં આવી ન હતી એમ દલીલ કરવામાં આવે છે, પણ એ બાબતમાં સવાલ એ ઉપસ્થિત થાય છે કે-સને ૧૯૨૦ પછી ઇસણાવ હરિમંદિરને કયારેય પૈસાની જરૂર પડી હતી ? આ સવાલના જવાબમાં ભાગ્યેજ કોઈ શંકાને સ્થાન હોય. **સામાન્ય નિયમ એવો છે કે-સાધુઓ હરિમંદિરો માટે ફંડ ભેગું કરે છે અને તેમાં સત્સંગીઓ મદદ કરે છે અને આ ફંડ વાપરવામાં આવે છે.** આ બાબત આપણે આગળ વિચારવી પડશે.

(૩૨) આંક નં. ૨૮ ની લેખિત હકીકતથી જણાય છે કે, ઈસણાવમાં હરિમંદિર છે એ હકીકત કબુલ છે. અને આંક ૧૧૨ (પેરા ૨-૪) અને આંક ૧૪૩ (પેરા ૩) તે વડતાલ ગાદીના વહીવટ હેઠળ હોવાનું જણાવે છે. અને આ હકીકતોને બીજા પૂરાવાથી આધાર મળે છે, અને હું તે હકીકત માન્ય રાખું છું.

(૩૩) આ દાવો આચાર્યે એકલા નહિ પણ કમીટીએ કરવો જોઈતો હતો અથવા કોઈપણ સંજોગોમાં આચાર્ય અને કમીટી મળી કરવો જોઇતો હતો એમ દલીલ કરવામાં આવી છે. આ બાબતમાં જણાવવું જ જોઈએ કે-પ્રતિવાદીઓએ ઉપર પ્રમાણે તકરાર તેમની લેખિત હકીકતમાં કરેલ નથી. (આંક ૨૮-૨૯) ફક્ત એટલીજ હકીકત છે કે-' પરંતુ તેના આધારે વડતાલના મંદિરનો વહીવટ કરવાનો વાદીને જ હક છે તે વાત ખરી નથી અને તે અમારે કબુલ નથી. "

આંક ૨૮ ના ફકરા ૪ નું બીજું વાકય વાંચતાં જણાય છે કે-હરિમંદિરોનો સ્કીમમાં સમાવેશ થતો નથી અને તેથી સ્કીમના આધારે વાદીને આ દાવો દાખલ કરવાનો કોઈ હક નથી. આ રીતે પૂર્વાપરનો સંબંધ જોતાં બચાવ એવો છે કે સ્કીમ મુજબ એકલા વાદીનેજ વડતાલ મંદિરનો વહીવટ કરવાનો હક્ક નથી અને તેથીયે ઓછું, હરિમંદિરોનો વહીવટ એકલાને કરવાનો હક્ક નથી, કારણકે તેનો તો સ્કીમમાં સમાવેશ પણ થતો નથી. આનો પૂરેપૂરો જવાબ ઉપર જણાવેલી હકીકતોથી મળી રહે છે.

(૩૪) છતાંય દલીલ દરમ્યાન આ હકીકતનો જે અર્થ કરાયો છે તે લઈએ. સ્કીમ મુજબ કમીટીની નિમણુંક થયેલ છે, તેથી એમ કહેવું છે કે આ દાવો કમીટી અને આચાર્યે મળી કરવો જોઈતો હતો. આ બાબતમાં મી. અમીને નીચેના ફેંસલા ઉપર આધાર રાખ્યો છે —

(૧) ૫ કલકત્તા લો જર્નલ ૫૨૭ કોકીલાસારી દાસી, વિરૂદ્ધ મહંત રૂદ્રાનંદ.

(૨) ૨૭ કલકત્તા લો જર્નલ. ૬૦૫ નરેન્દ્રનાથકુમાર, વિરૂદ્ધ અતુલચંદ્રજી બેનરજી.

(૩) ૩૨ કલકત્તા, ૧૨૯ જજીન્દ્રનાથ રોય, વિરૂદ્ધ હેમંતકુમારી દેવી.

(૪) ૨૫ બોમ્બે લો રીપોર્ટર, ૫૧૩ સરસપુર મેન્યુફેકચરીંગ કું. વિરૂદ્ધ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે કું.

પહેલા બે ફેંસલા બતાવે છે કે–જ્યાં ઘણાએક ટ્રસ્ટીઓ હોય ત્યાં બધા ટ્રસ્ટીઓએ ભેગા મળી દાવો કરવો જોઈએ. ત્રીજો ફેંસલો મી. અમીને કરેલી દલીલથી ચોકકસ વિરૂદ્ધનો છે. અને છેલ્લો ફેંસલો જણાવે છે કે પક્ષકારના વર્ણનમાં ભુલ હોય તો સુધારવા માટે રજા આપી શકાય. દાવાઅરજીને મથાળે વાદીના વર્ણનમાં ભુલ છે એમ હું ગણું નહિ ત્યાં સુધી છેલ્લો ફેંસલો લાગુ પડતો નથી એ દેખીતું છે અને વર્ણનમાં ભૂલ છે એમ હું માનતો નથી. પહેલા બે ફેંસલા ઉપર આવતાં એમ જણાવવું જોઇએ કે– તે ફેંસલામાંનું પ્રમાણ લાગુ પાડતા પહેલાં આ દાવામાંનો પુરાવો "બે વહીવટકર્તા–બે ટ્રસ્ટીઓ અથવા એકથી વધારે ટ્રસ્ટીઓ અથવા વહીવટકર્તાઓનું અસ્તિત્વ" છે એ સાબીત કરે છે કે કેમ ? એ નક્કી કરવું જોઇએ. પહેલા બે ફેંસલાઓ કોઈપણ રીતે લાગુ પડે છે કે કેમ ? તે જાણવા માટે નીચેની વસ્તુ જાણવી જરૂરી છે :—

દાવા નંબર ૧૭૯ સને ૧૯૧૪ પહેલાં આ દાવામાંના હરિમંદિર સહિત મીલકતોના સંબંધમાં આચાર્યનું સ્થાન કયું હતું ? અને ફેંસલાથી એ સ્થાન બદલવામાં આવ્યું હતું અગર તેના ઉપર કંઈ અસર થઇ હતી કે કેમ ?

આગળ જણાવ્યા મુજબ દાવો નં. ૧૭૯, ૧૪ સીવીલ પ્રોસીજર કોડના સેકશન ૯૨ નીચેનો દાવો હતો અને તેમાં બે વસ્તુઓ સમાએલી હતી.

**(૧) આચાર્ય ટ્રસ્ટી હતા.**

**(૨) મિલકતો એક જાહેર ધાર્મિક અને ધર્માદા ટ્રસ્ટની હતી.**

આચાર્યે પોતાની સંપૂર્ણ માલકીનો હક કર્યો, કોઈપણ પ્રકારે એટલું તો નકકી જ હતું કે–એ દાવામાં સંબંધ ધરાવતી મીલકતો આચાર્યમાં સ્થાપિત થયેલી હતી. અથવા આચાર્યનું એ મીલકત ઉપર કાયદેસર હોદ્દાપણું હતું. પછી સવાલ એ ઉભો થશે કે–એ દાવાના પરિણામથી આચાર્યમાં સ્થાપિત થયેલ હોદ્દો બીજા કોઈમાં અથવા આચાર્ય અને બીજા કોઈમાં સ્થાપિત થયેલો કે કેમ ? આ બન્ને સવાલોના નિર્ણય પ્રતિવાદીની વિરૂદ્ધમાં આપી શકાય. કોઈજ ટ્રસ્ટી ઉમેરવામાં આવેલ ન હતા. આ સંબંધમાં આંક ૯૫ ( માર્ટીન સી. જે.નું જજમેન્ટ )ના પેરા ૧૨૨ અને ૧૩૯ અગત્યના છે. એટલે આચાર્ય એકલાજ ટ્રસ્ટી રહેલા. પ્રીવીકાઉન્સીલના ફેંસલાથી આ સ્થિતિમાં કંઈજ ફેરફાર થવા પામ્યો નથી. કમીટી તો આચાર્ય ટ્રસ્ટની મીલકતોનો ગેરવહીવટ કરે તે સામે અંકુશરૂપે ફક્ત સલાહ આપવા માટેજ નીમાએલી હતી. તેથી દેખીતી રીતે જ ઉપરના બે ચૂકાદા લાગુ પડતા નથી. કમીટીના મેમ્બરો તો સહવહીવટકર્તા પણ ગણી ન શકાય. ત્રીજો ફેંસલો મહંતે ( શીબાઈટે ) મૂર્તિના નામથી નહિ પણ પોતાના નામથી દાખલ કરેલા દાવાનો છે. અને એ દાવો ચાલી શકે છે એવો ચુકાદો આપવામાં આવેલો. ( ૩૨, કલકત્તા ૧૨૯, પાન ૧૪૦–૪૧ ).

બો. ૪

**(૩૫) આથી વાદી એકલા જ ટ્રસ્ટી છે અને તેમનામાંજ મિલકતોનું સ્થાપિતપણું છે અને કમીટીના મેમ્બરોને મિલકત સાથે કંઇજ નિસ્બત નથી એવો નિર્ણય થાય છે. આમ કમીટીના મેમ્બરો જરૂરી યા યોગ્ય પક્ષકારો નથી એ સ્પષ્ટ છે.** ( જુઓ હીંદુ લૉ–ડી. એફ. મુલ્લા–૧૯૩૬, પેરા ૪૧૩–૪૧૪ )–

(૩૬) વધુમાં એવી દલીલ કરવામાં આવેલી છે કે–કોઇપણ સંજોગોમાં દાવો મૂર્તિના નામથીજ કરવો જોઈતો હતો. ૩૨ કલકત્તા ૧૨૯ નો ચૂકાદો મ્હારી ધારણા પ્રમાણે આ દલીલનો પુરેપુરો જવાબ આપે છે. આ સંબંધમાં ઓલ ઇન્ડીઆ રીપોર્ટર ૧૯૪૦ કલકત્તા ૪૬૮ ગોવિંદદાસ, વિરૂદ્ધ શ્યામચરણનાથના ફેંસલા ઉપર આધાર રાખવામાં આવેલો. શીબાઇટ અને સહશીબાઇટના હોદ્દા બાબત એ ફેંસલો છે. હાલના દાવામાં આચાર્ય શીબાઇટ છે અથવા ફકત એક વહીવટકર્તા છે એમ કહી શકાય નહિ અને આંક ૯૬ થી એ સ્પષ્ટ સમજાય છે. ૩૩ અલ્હાબાદ ૭૩૫ જોષીરાય, વિરૂદ્ધ બાસદેવપ્રસાદનો ફેંસલો પણ લાગુ પડતો નથી.

(૩૭) ઉપર જણાવેલા કારણોને લીધે મુદ્દા નં. ૫ ના બન્ને ભાગો ઉપર મારો નિર્ણય હકારમાં રહેશે.

(૩૮) હવે આપણે દાવાના મુદ્દા નં. ૪ ઉપર આવીએ. વાદીની હકીકત આ સંબંધમાં એવી છે કે–ઈસણાવનું હરિમંદિર સંવત ૧૯૧૮ માં જ્યારે રઘુવીરજી મહારાજ આચાર્ય હતા ત્યારે બાંધવામાં આવ્યું હતું. અને એ બાબતમાં ગામના સત્સંગી નરવાદારોએ આચાર્યને તા. ૧૧–૯–૧૮૬૨ ને રોજ દસ્તાવેજ કરી આપેલો. વધુ દાવા અરજીમાં જણાવેલું છે કે–બારૈયા નાથા રત્ના પાસેથી ( સંવત ૧૯૪૮ માં ) જમીન જમીન ખરીદી તેમાં વધારો કરવામાં આવેલો અને આ મિલકત વડતાલના શ્રીસ્વામીનારાયણદેવની ગાદીની છે અને તેનો વહિવટ સદાય આચાર્ય પાસેજ હતો. ( દાવાઅરજીનો ફકરો ૪ ) ઉપરની બધીજ હકીકતો હાજર રહેલા પ્રતિવાદીઓએ ના કબુલ કરેલી છે. ( આંક ૨૯ પેરા ૬ ) વધુમાં પ્રતિવાદીઓએ એવી તકરાર લીધી છે કે ( આંક ૨૯ પેરા ૭ ) ઇસણાવનું મંદિર ગામના હરિભકતોએ મળી ભેગી કરેલ રકમમાંથી બાંધવામાં આવેલું હતું અને મંદિરનો વહીવટ હંમેશાં ગામ લોકોજ કરતા હતા અને આચાર્યે કોઇપણ વખત તેનો વહીવટ કર્યોજ નથી.

(૩૯) ઈસણાવનું હરિમંદિર વાદીના કથન મુજબ સંવત ૧૯૧૮ માં કે પ્રતિવાદીના કથન મુજબ ૧૯૩૨ માં બંધાયું. એ બાબતનો પ્રથમ નિર્ણય કરવાની જરૂર છે. પ્રતિવાદી નંબર ૧ના સાક્ષીએ કરેલું મંદિરનું વર્ણન પ્રથમ નોંધવું જોઇએ. ( આંક ૨૦૬ પેરા ૭ અને આંક ૨૧૨ પેરા ૧૦ ) સાક્ષી ફુલાભાઈ વસનભાઈ ( આંક ૨૧૨ ) નીચે પ્રમાણે કહે છે:—

"રસ્તા ઉપરથી મંદિરના ચોકમાં જવા માટે ૬ પગથીયાં ચઢવાં પડે છે અને ચોકમાંથી સભા-મંડપમાં જવા માટે બીજા ૬ પગથીયાં ચઢવા પડે છે. આથમણી ભીંતમાં જમીનથી આશરે ૧½ ફુટ ઉંચે ખુંટીઓ છે અને તેટલીજ ઉંચાઇએ ચાર ગોખલા ( તાકાં ) છે. ભોંયતળીયાથી લગભગ ૬ ફુટ ઉંચે એજ દિવાલમાં બીજી ખુંટીઓ તથા ગોખલા છે ઉગમણી ભીંતમાં આથમણી ભીંતની માફક જમીનથી ૧½ ફુટ ઉંચે ગોખલા તેમજ ખુંટીઓ નથી. ઉત્તરની દિવાલમાં આશરે ૧½ ફુટ ઉંચે ખુંટીઓ તથા એક ગોખલો છે અને બીજી ખુંટીઓ તથા ગોખલા આશરે ૬ ફુટની ઉંચાઇએ છે.

પ્રતિવાદી નંબર એકે આ દાવામાં તપાસેલા ઇસણાવના સાક્ષીઓમાં ( આંક ૧૨ ) સૌથી મોટી ઉંમરનો સાક્ષી છે. શું સંવત ૧૯૩૨ પહેલાં ઈસણાવમાં હરિમંદિર ન હતું એમ કહેવું છે એમ આ સાક્ષીને પૂછવામાં આવેલું. જેના જવાબમાં તેણે જણાવેલું કે 'એ પહેલાં જુનું મંદિર હોય તો તે હું જાણતો નથી' અને પ્રતિવાદીના સાક્ષી ( આંક ૧૯૪ પેરા ૧૨ ) એ પણ એજ મુજબ વર્ણન આપ્યું છે. ફુલાભાઇ વસન-

ભાઈની જુબાની ( આંક ૨૧૨ પેરા ૧૦ ) ઉપરથી વધુમાં જણાય છે કે તે ૧૯૩૨માં સત્સંગી ન હતા. અને એ ઉપરથી માલમ પડે છે કે તેઓને સત્સંગી થયા પહેલાં મંદિરમાં જવાને કંઈ ખાસ કારણ ન હોય. એ બાબત તે એવો ખુલાસો કરે છે કે તેણે જે હકીકત જણાવી છે તે તેણે નિશાળે જતાં જોએલી.

(૪૦) ખુંટીઓની બે લાઈનોનું અને તેમાંની એક લાઈન આશરે ૧૬ ફુટ જમીનથી ઉંચે હોવાનું વર્ણન બતાવે છે કે–એ જગાએ પહેલાં મકાન હતું જે પાછળથી ઉંચુ બનાવવામાં આવેલું. જુની ભીંતો રહેવા દઈને ઉભણી ઉચી કરેલી. બચાવ પક્ષનું કહેવું એવું નથી કે સંવત ૧૯૩૨ માં કોઈ હયાત મકાન ઉપર મંદિર બાંધવામાં આવ્યું હતું. પણ બચાવ પક્ષનું કહેવું એવું છે કે–ત્યારે એ પ્રથમ વારજ બંધાયેલું કદાચ બચાવ પક્ષને આ બાબત સમજ પડેલી અને ભોયતળીયાની નજીકમાં ખુંટીઓ અને ગોખલા શાથી રાખ્યાં હતાં તેનો ખુલાસો કરવા આંક ૨૦૬ ના સાક્ષીની ફરી તપાસમાં પ્રયત્ન કરવામાં આવેલો અને એવો જવાબ મળેલો કે 'થડા ગોઠવવા માટે રાખેલા.' આ ખુલાસો બેવકુફી ભર્યો છે અને સામાન્ય જ્ઞાનની વાત છે કે–ખુંટીઓ એ માટે હોતી નથી. માની લઇએ કે ખુંટીઓ એ ઉપયોગ માટે રાખવામાં આવેલી હતી તો પણ બીજી ખુંટીઓની હાર છ ફુટ ઉંચે છે અને એમ ખુંટી તથા ગોખલાની બે હારો શાથી રાખવામાં આવી હોય તે હું સમજી શકતો નથી.

(૪૧) વાદી તરફથી ઈસણાવના મંદિરના વહીવટદારની જુબાની આંક ૧૧૫ થી થયેલી છે અને તે પણ એજ વિગતો આપે છે ( પેરા ૮ આંક ૧૧૫ ). વધુમાં એ જણાવે છે કે–જુનું મંદિર સંવત ૧૯૩૩માં ફક્ત વધારવામાં આવેલું. જગ્યા આંક ૩૩૫ અને દાવાઅરજીમાં વર્ણવ્યા મુજબની છે.

(૪૨) સંવત ૧૯૩૩માં પહેલાં કોઇપણ હરિમંદિરની ગામમાં હયાતી હોવાનું બચાવ પક્ષ કબુલ કરતો નથી એ સ્પષ્ટ છે કારણ કે આંક ૩૩૫ નો દસ્તાવેજ બનાવટી છે એમ બચાવ પક્ષ જણાવે છે. એટલે આ દલીલમાં કેટલું તથ્ય છે તે જોવાની પ્રથમ જરૂર છે. આ સંબંધમાં પ્રથમ એ નોંધવું જરૂરી છે કે સને ૧૮૯૬ માં એટલે આ દાવો દાખલ થયો ત્યાર પહેલાં ૪૦ વરસ ઉપર વડતાલ સંસ્થાના બધાજ દસ્તાવેજોની નોંધ થયેલી અને તેમાં આંક ૩૩૬ અને આંક ૩૩૫ બન્ને નોંધાયા છે. વધુમાં એ નોંધમાં દસ્તાવેજોની નકલો બનાવવામાં આવેલી અને આંક ૩૪૨ એ વખતે કરેલી નકલ છે. હાઇકોર્ટમાં થયેલી અપીલ દરમીઆન કામચલાઉ કમીટીએ એક નોંધ તૈયાર કરેલી અને તેમાં પણ ઉપરના બન્ને દસ્તાવેજો નોંધાયેલા છે આ બધી હકીકત કોઠારી ગોવિંદ ભગતે ( આંક ૧૪૩ ) જણાવી છે અને આ પૂરાવા સામે વિરોધ થયો નથી. ત્યાર પછી પણ જ્યારે સ્કીમ નક્કી થઇ ત્યારે ફરીથી નોંધ થયેલી અને તેમાં પણ આંક ૩૩૫ અને આંક ૩૩૬ ના દસ્તાવેજો નોંધાયેલા છે. આ ઉપરથી એક વાત ચોક્કસપણે કહી શકાય કે–આંક ૩૩૫-૩૩૬ ના દસ્તાવેજો હાલની તકરાર પહેલાં લાંબા સમય ઉપર પણ હયાતીમાં હતા. પછી સવાલ એ ઊભો થાય છે કે હાલની તકરાર પહેલાં ૪૦ વરસ અગાઉ દસ્તાવેજો ઉપજાવી કાઢવાનું કાંઈ કારણ હતું કે કેમ ? આ સવાલનો જવાબ દેખીતોજ છે. અને ૪૦ વરસ પહેલાં સંસ્થાએ આ દસ્તાવેજો શા માટે ઉપજાવી કાઢયા તે બાબત કાંઈ પણ સૂચન કરેલું નથી.

(૪૩) દલીલો દરમ્યાન આંક ૩૩૬ ના દસ્તાવેજ બાબત કાંઈ કહેવામાં આવ્યું નથી અને તેનું દેખીતું કારણ એ છે કે–પ્રતિવાદી નં. ૧ ના સાક્ષીઓમાંથી ઘણાને તેમની જુબાનીમાં **"બારૈયા નાથા રઘા પાસેથી જમીન ખરીદી જુના મંદિરમાં જોડવામાં આવી હતી"** એવું કહેવું પડેલું આથી સ્પષ્ટ છે કે લેખિત હકીકતમાં આંક ૩૩૬ ના દસ્તાવેજનું ખરાપણું કબુલ રાખવામાં આવેલું નહિ એ બચાવમાં કાંઈ તથ્ય નથી.

(૪) હવે આપણે પહેલા દસ્તાવેજ ( અંક ૩૩૫ ) ઉપર આવીએ. સંસ્થાના તે વખતના આચાર્યને

ગામના મુખી, મતાદારો અને નરવાદરોએ મળી એ દસ્તાવેજ કરી આપેલો. તેમાં જણાવેલું મિલકતનું વર્ણન અગત્યનું છે :—

"...આપી છે, તે જમીન ઉપર ખરચ કરી મંદી ( ર તમોએ આ ) થમણા દારતું છે. તેના ખુંટ"

કૌંસમાં લખેલા શબ્દો આંક ૩૩૫ માં ફાટેલા અને તે મેં ૪૪ વરસ ઉપર થયેલ નકલ ( આંક ૩૪૨ ) માંથી લીધા છે દેખીતી રીતે "બાંધ્યું" એ શબ્દ સરતચુકથી રહી ગયેલો છે. આનો અર્થ એવો થાય છે કે એ મંદિર આચાર્યે બંધાવ્યું હતું અને સં. ૧૯૧૮ પહેલાં હસ્તીમાં હતું અને જે હેતુ માટે એ ભેટ થએલી તે નીચે મુજબ છે:—

**"તમારા ( આચાર્યના ) સાધુઓ આવે ત્યારે ઉતારો આપવા"**

આ રીતે આ એક ભેટ છે અને એ ટ્રસ્ટનો ઉદ્દેશ બહુજ સ્પષ્ટ રીતે જણાવવામાં આવેલો છે.

(૪૫) આંક ૩૩૫ નો દસ્તાવેજ બનાવટી છે એવી દલીલ નકામી છે એમ બચાવપક્ષે કદાચ જાણ્યું અને એવી દલીલ કરવામાં આવી કે :—

(૧) આંક નં. ૩૩૫ ના દસ્તાવેજ ઉપર મતુ કરનારાઓ પૈકી બે માણસ દસ્તાવેજની તારીખે સગીર હતા એમ રેકર્ડ ઉપરથી બતાવી શકાય એમ છે અને તેથી એ દસ્તાવેજ રદ બાતલ હતો અને એ દસ્તાવેજ સન ૧૮૬૨ માં કરવામાં આવ્યો ન હતો એટલું બતાવવું બચાવપક્ષ માટે પુરતું છે.

(૨) આંક નં. ૩૩૫ નો સ્તાવેજ કરનારા માણસોનો હક્ક સાબીત કરવામાં આવ્યો નથી.

(૩) કોઈપણ હકીકતમાં એ દસ્તાવેજ કાગળનો ટુકડો હતો અને એનો અમલ કદી થયો નથી.

આંક ૨૮–૨૯ ની લેખિત હકીકતો વાંચતાં ઉપરની ત્રણે બાબતો પૈકી કોઈપણ બાબત ઉપર એકે શબ્દ જોવામાં આવતો નથી. જો બચાવપક્ષનું કહેવું એમ હોત કે દસ્તાવેજથી કાંઇ હક્ક પ્રાપ્ત થયો નહોતો અથવા ફક્ત થોડા સહભાગીદારો જ તેમાં જોડાયેલા હતા તોપણ હું ધારૂં છું કે તે ચોક્કસ જણાવવું જોઈતું હતું. મ્હારી આગળ દલીલ કરવામાં આવે છે તેમ પ્રતિવાદીઓને તકરાર લેવાનો હક્ક છે એમ માની લઈએ તોપણ આપણે દલીલો તપાસીએ અને તેમને કેટલો ટેકો આપી શકાય તે જોઈએ.

(૪૫) અ. આંક ૩૨૯–૩૩૦ શંકરભાઈ મથુર અને કુબેરભાઈ ગરબડ બન્નેની ચોક્કસ ઉંમર બતાવે છે એમ માનીએ તો આંક ૩૩૫ ના દસ્તાવેજની તારીખે તેઓ સગીર હતા. પરંતુ મરણની નોંધ ચોકકસ ઉંમર બતાવે છે એમ ભાગ્યેજ માલમ પડે છે અને ઘણુંખરૂં માત્ર આશરે ઉંમરજ બતાવે છે. વૃદ્ધોની બાબતમાં કેટલીક વખત લગભગ ૧૦ વરસનો તફાવત હોય અને કોઈપણ રીતે ચોકકસપણે એમ કહી ન શકાય કે બન્ને માણસો સગીર હતા. આંક ૩૨૮ નો દસ્તાવેજ જેમાં કુબેરભાઈ સને ૧૯૧૬માં ૬૨ વરસના હતા એમ જણાવ્યું છે તેને પણ આજ દલીલ લાગુ પડે છે. એમ દલીલ કરવામાં આવી છે કે ૨–૩ વરસનો તફાવત હોય પણ તેથી વધુ નહીં હોય. જ્યાં નોંધ થાય ત્યાં આસરાનો આધાર નોંધ કરાવનાર માણસની બુદ્ધિ ઉપર રહે છે. અત્યારે ( ૭૮ વરસ પછી ) આંક ૩૨૫ થી કાંઇપણ હકકો પ્રાપ્ત થયા નથી એમ કહેવું અશકય છે, કારણ કે પૂરાવો કહે છે કે–આચાર્ય વહીવટ કરતા હતા અને જણાવેલા બે માણસોએ દસ્તાવેજનું ખરાપણું કબુલ રાખ્યું છે અને તે પ્રમાણે વર્તન કર્યું છે. ( એ બે માણસોની શાખવાળા આંક ૩૩૩ અને આંક ૩૩૬ ના દસ્તાવેજો જુઓ. ) ત્રીજી દલીલ ઉપર આવતાં જણાય છે કે આંક ૩૩૫ નો દસ્તાવેજ કરનાર નરવદારો હતા એ બાબત તકરાર નથી, તો પછી દસ્તાવેજ કરનારા માત્ર થોડાક માલીકો જ હતા એમ સૂચવવા આખા પુરાવામાં કાંઈપણ નથી. આ દલીલો પ્રતિવાદીની તરફેણમાં કોઇપણ પ્રકારે મદદકર્તા નથી.

(૪૬) હવે આપણે, ઈસણાવ મંદિરનો વહિવટ કોણ કરે છે—એટલે કે વહીવટ પોતાના માણસો મારફત આચાર્ય કરે છે કે ગામના માણસો જ કરે છે એ બાબત ઉપર આવીએ. હરિમંદિરોના ધ્યેયની બાબતમાં બન્ને પક્ષો એકમત છે. અને એ ઉદ્દેશ નિચે પ્રમાણે છે :—

(૧) સત્સંગીઓને ભજન કીર્તન કરવા માટે જગા આપવી.

(૨) સંપ્રદાયના સાધુઓને રહેવા માટે જગા આપવી.

આ દાવામાંના પૂરાવા ઉપરથી જણાય છે કે—વડતાલ દેશનાં લગભગ ૨૫૦૦ હરિમંદિરો છે. વધુમાં પૂરાવાથી જણાય છે કે સંસ્થાના સાધુઓ ઉપદેશ કરવા માટે તથા ધર્માદા ઉઘરાવવા માટે વાર્ષિક યાત્રાએ નીકળતા ત્યારે જે ગામોમાં જતા ત્યાંનાં હરિમંદિરોમાં ઉતરતા. ઘણાં ખરાં હરિમંદિરોની મિલકત એક બે ખેતરો હોય છે. અને તેની આવક મંદિરમાં થાળ ધરાવવા તેમજ દીવો કરવા માટેજ પૂરતી છે. આમ એકંદરે હરિમંદિરોમાં ખાસ કંઈ કરવાપણું હોતું નથી.

(૪૭) આગળ જણાવ્યા મુજબ આંક ૩૩૫નો દસ્તાવેજ સને ૧૮૬૨ માં કરવામાં આવ્યો હતો. પછી હરિમંદિરને વધારવા આચાર્યે સને ૧૮૯૨ માં બારૈયા નાથા રઘા પાસેથી થોડીક જમીન ખરીદેલી. ( આંક ૩૩૬ થી અડધા વેચાણ થયેલા ) મકાનનો બાકી રહેલો ભાગ હજી નાથા રઘાના વારસોના કબજામાં છે અને ખરીદેલો ભાગ મંદિરમાં લઈ લેવામાં આવેલ છે અને અત્યારે મંદિરનોજ એક ભાગ છે એ કબુલ થયેલી હકીકત છે. ( આંક ૧૧૫ અને આંક ૨૧૧ પેરા ૯ )

આંક ૩૩૬ ના દસ્તાવેજમાં જણાવવામાં આવેલું છે.

"ઉત્તરે **તમારૂં** મંદિર છે" અને "**તમારૂ**" એટલે વડતાલના આચાર્યનું. કારણ કે આચાર્યને દસ્તાવેજ કરી આપવામાં આવેલો હતો. હવે આંક ૩૩૫ એ એક કાગળનો ટુકડોજ હતો તો સવાલ એ ઉપસ્થિત થાય છે કે-મંદિર આચાર્યનું છે એ કેવી રીતે લખવામાં આવ્યું !

(૪૮) તેથી વસ્તુસ્થિતિ એવી છે કે—આંક ૩૩૫ અને આંક ૩૩૬ ના દસ્તાવેજો આચાર્યના નામના છે અને વાદી હાલના આચાર્ય છે એ સાબીત થાય છે. એ મિલકત ઉપર ચોક્કસપણે તેમનો હક્ક છે. પ્રતિવાદીઓ તરફે આંક ૩૩૩ નો દસ્તાવેજ રજુ કરાવવામાં આવેલો છે અને તેમાં જણાવવામાં આવ્યું છે કે—૨૮ ચોરસ ગજ જમીન મંદિર વધારવા માટે ખરીદેલી, એ દસ્તાવેજમાં સંવત ૧૯૩૯ નો છે અને દસ્તાવેજ લક્ષ્મીનારાયણદેવના નામનો છે અને લક્ષ્મીનારાયણદેવ વડતાલ સીવાય બીજે ક્યાંય નથી. ઈસણાવ હરિમંદિરમાં લક્ષ્મીનારાયણદેવની મૂર્તિ નથી પણ પૂજા માટે ફક્ત શ્રીજીમહારાજની છબી છે. ઉપરની હકીકતો ધ્યાનમાં લેતાં મ્હારો અભિપ્રાય એવો છે કે—**આચાર્યનો કાયદેસર માલીકી હક્ક છે.**

(૪૯) આચાર્યને ધાર્મિક માણસોએ કેટલીક જમીનો, તેની આવક અમુક ઉપયોગમાં લેવા માટે આપેલી. તેને લગતા બીજા કેટલાક દસ્તાવેજો છે. અને આ પ્રમાણે દાન કરનારાઓનું ધ્યેય મોક્ષ મેળવવાનું હતું આ બધા દસ્તાજો આંક ૧૩૦, ૧૨૨, ૧૨૩, ૧૨૬, ૧૨૯, ૧૨૫, ૧૨૭ અને ૧૨૮ છે. આ દરેક દસ્તાવેજમાં એક વસ્તુ સામાન્ય છે અને તે એકે દસ્તાવેજો **વડતાલના લક્ષ્મીનારાયણદેવના વખતો વખતના આચાર્યના નામે કરેલો છે.** હવે જો વહીવટ ગામ લોકો પાસે હોત તો દાન કરનાર માણસોને દસ્તાવેજો આચાર્યને કરી આપવાનો કદાપિ વિચાર થાત નહિ અને જો લોકોને ઈસણાવ હરિમંદિરના ઉપયોગ માટે મિલકત આપવી હોત તો બચાવપક્ષ કહે છે તેમ ગામલોકોએ નીમેલા મંદિરના વહીવટદારોનેજ દસ્તાવેજો કરી આપ્યા હોત. વધુમાં જો હરિમંદિર વડતાલના આચાર્યના કબજા વહીવટમાં ન હોત તો સ્વાભાવિક રીતે જ આચાર્યે કહ્યું હોત કે પોતાના વહીવટ નીચે ઈસણાવમાં કોઈ હરિમંદિર નથી અને એ સંજોગોમાં એમને કોઇપણ મીલકત લખી આપવી નિરર્થક છે. આ દસ્તાવેજોની વિગતોમાં ઉતરવું બીનજરૂરી છે. **એટલુંજ કહેવું પૂરતું છે કે બધુંજ કૃષ્ણાર્પણ કરેલું છે અને કૃષ્ણાર્પણ આચાર્ય**

**સિવાય બીજા કોઇને થઇ શકે નહિ,** કારણ કે જો ગામના લોકો વહીવટ કરતા હોય તો કૃષ્ણાર્પણ નહિ પણ ટ્રસ્ટ હોય.

(૫૦) દાવાવાળા હરિમંદિરનો રોજીંદો ખર્ચ ઉપર જણાવ્યા મુજબ આચાર્યને આપેલી જમીનની આવકમાંથી થાય છે. એ ખરચ બીજી કોઈ રીતે પુરો પાડવામાં આવે છે એમ પ્રતિવાદીઓનું કયાંય કહેવું નથી. આંક ૧૧૫ કહે છે કે તે આચાર્ય તરફથી હરિમંદિરનો વહીવટ કરે છે. અને પોતાની પાસે સં. ૧૯૫૯ થી વહીવટને લગતા હીસાબના ચોપડા છે. સાક્ષી કોર્ટમાં ચોપડા લાવ્યા હતા. અને જો પ્રતિવાદીઓને પોતાની હકીકત સાબીત કરવી હોય તો તેઓ ચોપડામાંથી બતાવી શકયા હોત. આ વાત આટલેથી અટકતી નથી, કારણ કે પૂરાવો આગળ કહે છે કે–**વડતાલ સંસ્થાના પૈસા ઈસણાવ હરિમંદિરમાં વાપરવામાં આવ્યા હતા–કારણ તે વખતના આચાર્ય એમ માનતા હતા કે–સંસ્થાની બધીજ મિલ્કતોના પોતે એકલાજ સ્વતંત્ર માલીક છે.**

(૫૧) હવે આપણે દાવાવાળા હરિમંદિરના વધારા તથા સમારકામની બાબત ઉપર આવીએ. સમારકામ પહેલી વખત સં. ૧૯૩૨ માં થયેલું. આ બાબતમાં નોંધવા જેવું એ છે કે–વધારો તથા સમારકામ એ બન્નેનું ખર્ચ તે કામ માટે સાધુઓ અને સત્સંગીઓએ કરેલા ફંડમાંથી ઘણું ખરૂં કરવામાં આવે છે. વધુમાં સાધુઓ ફક્ત ફંડજ ઉઘરાવે છે એટલુંજ નહિ પણ તેઓ સમારકામમાં અને વધારામાં ખરેખર કામ પણ કરે છે. આંક ૨૧૨ ( પ્રતિવાદી નં. ૧ નો સાક્ષી ) કહે છે કે–સં. ૧૯૩૨ માં થયેલ કામ સાધુઓની હાજરીમાં થયું હતું અને બીજાઓ સાથે તેમાં સાધુઓ પણ કરતા હતા. ત્યાર પછી બારૈયા પાસેથી આંક ૩૩૬ ના દસ્તાવેજથી જમીન ખરીદી ભંડાર વધારવામાં આવ્યો અને આંક ૨૦૬ કહે છે કે–વડતાલના સાધુઓ ત્યાં હતા અને બાંધકામમાં તેઓ કામ કરતા હતા.

(૫૨) પછી સને ૧૯૦૬ માં સ્ત્રીઓ માટે મંદિર બનાવવામાં આવેલું, અને આંક ૨૧૧ ( પેરા ૧૧–૧૨ ) કહે છે કે–જયારે તે બાંધવામાં આવ્યું ત્યારે સાધુઓ ત્યાં હતા. વાત આટલેથીજ અટકતી નથી પણ આંક ૧૧૫ કહે છે કે–આ કામ માટે વડતાલના કોઠારી પાસેથી રૂા. ૨૫) લેવામાં આવેલા અને આ હકીકત ઉપર વિરોધ થયેલો વથી. પછી સં. ૧૯૮૫ માં સિંહાસન બનાવવામાં આવેલું. અને આંક ૧૧૫ ( પેરા ૧૦ ) તથા આંક ૨૧૧ ( પેરા ૧૧ ) બન્ને કહે છે કે–વડતાલના સાધુઓની હાજરીમાં એ કામ થયેલું. સંવત ૧૯૮૬માં દાવાવાળા હરિમંદિર ઉપર પતરાં નંખાવવામાં આવેલાં અને વડતાલના સાધુઓ ત્યાં હતા એ બાબત આંક ૧૧૫–૨૧૧ અને ૨૧૨ એકમત છે.

(૫૩) આ રીતે પૂરાવો કહે છે કે–**બધાંજ સમારકામો વડતાલ સંસ્થાના સાધુઓની હાજરીમાં થયેલાં અને આ સાધુઓ ત્યાં આચાર્યની આજ્ઞા સીવાય જઇ શકે નહિ. સાધુઓ હાજર રહેલા એટલુંજ નહિ પણ તેમણે બીજાઓની સાથે સમારકામમાં જાતે કામ કરેલું.** જો આ હરિમંદિર ટ્રસ્ટની મીલકતનો ભાગ ન હોત તો ઉપર જણાવેલી હકીકતોના અસ્તિત્વનું કાંઇ પણ કારણ યા વ્યાજબીપણું મને જણાતું નથી.

(૫૪) **સમારકામ માટે મોટા ભાગનું ફંડ ગામના સત્સંગીઓમાંથી થયેલું એ માટે શંકા નથી પણ તેથી કંઇ તેમનું માલકીપણું અથવા વહીવટ–જે બેમાંથી એકેય પહેલાં ન હતું–તે થતું નથી. વાસ્તવિક રીતે સત્સંગીઓ માલકીપણું કરવા અથવા વહીવટ કરવા માટે ફંડમાં પૈસા આપતા નથી, પણ મુખ્ય ઉદ્દેશ મોક્ષ મેળવવાનો અને ગૌણ ઉદ્દેશ સાધુઓ પોતાની આધ્યાત્મિક જરૂરીઆતોને પહોંચી વળે એ છે.**

(૫૫) સંવત ૧૯૩૨ માં મંદિરની ભીંત ઉંચી કરવામાં આવેલી અને માળીયું વધારવામાં આવેલું તે વખતે કરેલા ઉઘરાણા ઉપર બચાવપક્ષે ઘણો ભાર મૂકેલો છે. આ સંબંધમાં આંક ૩૫૧–૨૩૩ અને

૨૩૪ નો નિર્દેશ કરવામાં આવેલો. આંક ૩૫૧ નો દસ્તાવેજ આંક ૨૧૪ ના સાક્ષીએ રજુ કરેલો અને તે ઉકેલવો મુશ્કેલ છે. એ દસ્તાવેજ કેટલી રકમ ઉઘરાવવામાં આવી હતી તેની હીસાબની ચોપડી હોય એમ લાગે છે. પણ ઉઘરાણાથી પહેલાં જે હકક બીલકુલ ન હોય તે હક્ક મળી શકે નહિ. આંક ૧૯૮ અને ૨૦૯ ના દસ્તાવેજો જોતાં ખરી વસ્તુસ્થિતિ શું હતી તે સહેલાઈથી સમજી શકાય છે. આંક ૧૯૮ એ પ્રતિવાદીના સાક્ષી ( આંક ૧૯૪ )ના હીસાબની ચોપડીમાંની રકમની નકલ છે. અને એ ઉપરથી એમ જણાય છે કે–ચોપડીનો માલીક વડતાલ સંસ્થા માટે વાર્ષિક ૧૩ રૂપીઆ આપતો અથવા ઉઘરાવતો. સં. ૧૯૩૩ માં આ માણસે રૂપીઆ વડતાલ ન મોકલતાં દાવાવાળા મંદિરના રીપેરમાં આપેલા. આ હકીકત બતાવી આપે છે કે–**ગામ લોકોએ ઇસણાવ હરિમંદિરને વડતાલ સંસ્થાથી કોઈપણ રીતે જુદું હોવાનો કદી વિચાર પણ કર્યો નથી અને ખરી રીતે તો વડતાલ ગાદીના એક ભાગ તરીકેજ ગણેલું.** એમ જણાય છે કે–જે માણસની આંક ૧૯૮ ની ચોપડી રજુ કરવામાં આવેલી તેને કંઈક કામ સોંપવામાં આવેલું અને તેથી તે ચોપડીમાં કેટલીક રકમો છે. આંક ૧૯૬ ( બચાવ તરફે રજુ કરાવેલી રકમો ) વાંચવાથી દેખીતી રીતે માલમ પડે છે કે–**જે પૈસા ખરેખર વડતાલના લક્ષ્મીનારાયણદેવના હતા તે પૈસા ઇસણાવના મંદિરમાં વાપરવામાં આવેલા.** અને જો વહીવટ વડતાલ સંસ્થા પાસે યા આચાર્ય પાસે ન હોત તો આમ બનવા પામે નહિ. આંક ૨૩૨ અને ૨૩૩ થી જણાય છે કે-સંવત ૧૯૫૦ માં સમારકામ થયેલું અને વહીવટદારે તેમજ બાવાજીએ આંક ૨૩૧ ના બાપ સાથે ખાતું રાખેલું. હકીકત એ છે કે બન્ને માણસોએ આ ખાતામાં પૈસા ભરાવેલા અને એ પૈસા ક્યાંથી આવ્યા અને કેવી રીતે ભરાયા તે નોંધવા જેવું છે. ખાતાની થોડીક રકમ આચાર્યના નામે ચાલતા. ખેતરની આવકમાંથી ભરપાઈ કરવામાં આવેલી અને થોડીક રકમ આચાર્યને નામે ચાલતાં ખેતરો કે જેને ઈસણાવ હરિમંદિર સાથે કંઈ નિસ્બત નથી તેની આવકમાંથી ભરપાઈ કરવામાં આવેલી.

(૫૬) **તેથી સત્ય હકીકત એ જણાય છે કે–દરેક દસ્તાવેજ આચાર્યના નામનાજ છે. દરેક સમારકામ વખતે સાધુઓએ ફંડ ઉઘરાવેલા અને કામ પણ કરેલું છે. જરૂર પડે આચાર્યની અથવા સંસ્થાની મિલકતમાંની આવકનો કેટલોક ભાગ થએલા ખર્ચમાં વપરાએલો.**

(૫૭) ગામલોકોએ વહીવટદાર નીમેલા એમ દલીલ કરવામાં આવે છે. વાદીનું કહેવું એવું છે કે–વહીવટદાર વાદીના એજન્ટ તરીકે વહીવટ કરે છે. અને આંક ૧૧૫ એ હકીકત સોગંદ ઉપર જણાવે છે. ઉપર જણાવેલા સંજોગોમાં આ બાબતનો મૌખીક પૂરાવો આંક ૧૧૫ ના કથનને ટેકો આપે છે. વધુમાં પૂરાવા ઉપરથી નીચેની હકીકતો જણાય છે :—

**(૧) ગામલોકો આ મંદિરના કોઇપણ હિસાબ માટે ભેગા કદીજ મળતા નહિ.**

**(૨) ગામના કોઇપણ માણસે હીસાબ કદી જોયેલો નહિ અને ગામના સત્સંગીઓ આગળ કદી હીસાબ રજુ કરવામાં આવેલો નહિ.**

આ દાવામાંનો પૂરાવો કહે છે કે–ગામલોક પાસે ગામનાં બીજાં મંદિરો અથવા સંસ્થાનો વહીવટ છે. અને તેમાં ઉપર જણાવ્યા મુજબની બધીજ વસ્તુઓ ( હીસાબ અને તેની તમામ બાબત ) બનેલી. વધુમાં નોંધવું જોઈએ કે–એ સંસ્થાઓ માટેનાં ઉઘરાણાં ફરજીઆત હતાં. આથી જણાય છે કે–**હરિમંદિરના માલીકીપણા સાથે તેમજ વહીવટ સાથે સત્સંગીઓને કંઈજ લેવાદેવા નથી. એની તેમને પૂરી જાણ છે. અને તેઓને મંદિરમાં જઈ હરિભક્તિ કરવાનોજ હક્ક છે એટલું જ દેખાય છે.** એ નોંધવા જેવું છે કે–ઘણી સારી પૈસાની રકમ સમારકામ પાછળ ખર્ચવામાં આવેલી હતી. છતાંય ગામલોકોએ કદી હીસાબ જોયો નથી એમ કબુલ રાખવામાં આવે છે.

(૫૮) આ બધા કરતાં સૌથી અગત્યની હકીકત એ છે કે-બચાવપક્ષના કહેવા મુજબ **હાલના વહીવટદાર, ( આંક ૧૧૫ થી જેમની તપાસ થયેલ છે ) ગામના સત્સંગીઓની મોટી સંખ્યાથી વિરૂદ્ધ છે છતાંય તેમને વહીવટમાંથી દૂર કરવા પ્રયત્ન સરખો પણ થયો નથી. જો વહીવટ ગામલોકો પાસે હોત તો આ પ્રમાણે કયારનુંય બન્યું હોત અથવા બનવું જોઇતું હતું.**

(૫૯) આ બાબતમાં મૌખીક પૂરાવાતું વિવેચન કરવાની જરૂર નથી. પણ એટલુંજ કહેવું પૂરતું છે કે-વહીવટ પોતાના એજન્ટ મારફત થાય છે એમ વાદી કહે છે, જ્યારે વહીવટ ગામલોકોનો હતો અને છે એમ પ્રતિવાદીઓ કહે છે. **દસ્તાવેજના પૂરાવાથી અને ઉપર જણાવેલા સંજોગોથી વાદીના કથનને ટેકો મળે છે અને તેથી વાદીના કથનની તરફેણમાં સંભવ છે અને વહિવટને લગતા વાદીના સાક્ષીઓએ આપેલા મૌખીક પૂરાવાને હું માન્ય રાખું છું.**

(૬૦) મી. અમીને ટાંકેલા બન્ને ફેંસલાઓ-૬ કલકત્તા ૨૦૯ અને ૧૧ મુંબાઈ ૯૪-આ બાબતમાં લાગુ પડતા નથી. હાલના દાવામાં, નરવાદારો કે જેમણે આંક ૩૩૫ નો દસ્તાવેજ કરી આપેલો તેઓ સંપૂર્ણ માલકી ધરાવતા ન હતા એવું સૂચન પ્રતિવાદીઓએ હાલના દાવામાં કરેલું નથી. મેં જણાવેલા કારણોસર વાદી કાયદેસરના માલીક છે અને વહીવટ તેમની પાસે છે એમ મારો નિર્ણય હોઈ બીજો ફેંસલો જુદો પાડી શકાય એમ છે.

(૬૧) આ વસ્તુ આટલેથી અટકતી નથી. કારણકે બધીજ મીલકતો અગાઉ સરકારી દફતરમાં આચાર્યના નામેજ હતી. અને ફક્ત સને ૧૯૦૬ માં સગવડતા ખાતર ઈસણાવ હરિમંદિરના ઉપયોગ માટે નક્કી કરેલી મિલકતો સ્થાનિક વહીવટદારને ખાતે ટ્રાન્સફર કરવામાં આવેલી ( આંક ૧૦૦ ) આચાર્યને કોઈ પણ મિલકત કોઇના ખાતે ટ્રાન્સફર કરવા બાબત કહેવામાં આવેલું એમ બચાવ પક્ષનું અથવા કોઇપણ સાક્ષીનું કહેવું નથી. વધુમાં એ નોંધવું જોઈએ કે જો વહીવટકર્તા આચાર્યે નિમેલા ન હોત તો વડતાલસંસ્થા કોઈપણ મિલકત કોઈને ખાતે ટ્રાન્સફર કરે એવી કલ્પના થઈ શકે ?

**(૬૨) ઉપર જણાવેલી બધી હકીકતો ભેગી કરતાં નિચે મુજબ નિર્ણય થાય છે :-**

**(૧) વહીવટની સ્કીમમાં હરિમંદિરોનો સમાવેશ થાય છે અને ઈસણાવના હરિમંદિરનો આપમેળે સમાવેશ થાય છે.**

**(૨) વહીવટ સદાય આચાર્ય પાસે હતો અને હજી આંક ૧૧૫ આચાર્યના એજન્ટ તરીકે વહીવટ કરે છે.**

**(૩) મિલકતોના દસ્તાવેજો આચાર્યના નામે છે અને તે વડતાલને હવાલે છે.**

**(૪) કાયદેસરનો હક આચાર્યમાં સ્થાપિત છે.**

**(૫) આ હરિમંદિર વડતાલનું છે અથવા વડતાલ સંસ્થાનો ભાગ છે એ આધારે સમારકામ થએલાં છે.**

**તેથી ચોક્કસ રીતે મુદા નંબર ૪ અને ૫ ના નિર્ણયો 'હકારમાંજ' હોવા જોઇએ.**

(૬૩) હવે આપણે મુદા નં. ૬ અને ૭ ઉપર આવીએ અને બન્નેને સાથેજ તપાસવા સરલ પડશે. અગાઉ જણાવ્યા મુજબ આ ધર્મના સ્થાપક શ્રીજીમહારાજ સને ૧૭૮૧ માં જન્મ્યા હતા. ૧૮૦૨માં ગુરૂપદ પામ્યા હતા અને છેવટે ૧૮૦૪ માં સંપ્રદાયની સ્થાપના કરવામાં આવેલી. આ સંબંધમાં આંક ૯૬માં જણાવવામાં આવ્યું છે કે :—

"......પરંતુ સને ૧૮૦૨ માં જ્યારે તેઓ વિષ્ણુના ઉપદેશક થયા ત્યારે તેઓએ ધારણ કરેલ (બદલે તેમને આપવામાં આવેલ) '**સ્વામિનારાયણ**' નામથી પણ ઓળખાતા. રામાનુજ, મધ્વ, ચૈતન્ય (નિંબાર્ક) અને વલ્લભે સ્થાપેલા તે વખતના પ્રચલિત ચાર સંપ્રદાયોમાંથી સહજાનંદસ્વામીએ વૈષ્ણવોના મોટા ગુરૂ **રામાનુજાચાર્યે** સ્થાપેલો મત-મનુષ્ય આત્માનો દૈવી આત્મા (પરમાત્મા) ઉપર આધાર છે અને મનુષ્યનો આત્મા છેવટે સર્વોપરિ વિષ્ણુ ભગવાન સાથે એકતાને પામે છે એ મત પસંદ કરેલો. ખરીરીતે એમણે વેદાન્તના તત્વજ્ઞાનનો અદ્વૈત સિદ્ધાન્ત ગ્રહણ કરેલો અને તેનો ખાસ અર્થ કરી "**વિશિષ્ટાદ્વૈત**" નામ આપેલું. સ્વામિનારાયણ સંપ્રદાયના પ્રમાણપાત્ર ગ્રંથ શિક્ષાપત્રીમાં સહજાનંદસ્વામી કહે છે કે.—"**મારો મુખ્ય સિદ્ધાંત વિશિષ્ટાદ્વૈત છે અને આપણે માટે ઇપ્સિત ધામ ગોલોક છે કે જેમાં બ્રહ્મરૂપે રહી કૃષ્ણની સેવા કરવી એ અમે મુક્તિ માની છે.**"

પોતાના સંપ્રદાયની રચના કરવાની તથા પોતે આપેલ જ્ઞાનને કાયમ રાખવાની ઈચ્છાથી સહજાનંદસ્વામિએ પોતાની આગળ નિચે પ્રમાણે કાર્યક્રમ રાખેલો :-(સત્સંગિજીવન, પ્રકરણ ૪ અ. ૨૪ આંક ૨૯૬ પાન ૨૦૦ અને ૨૦૧)

(૧) **પોતપોતાની ધાર્મિક ફરજો બજાવવા બધા માણસો જેમાં ભક્તિ કરી પોતાની જીંદગીના ચાર હેતુ (ધર્મ-અર્થ-કામ અને મોક્ષ)ની સિદ્ધિને પામે એ ઉદ્દેશથી શ્રીકૃષ્ણની ભક્તિ કરવા માટે પોતાની મૂર્તિઓવાળાં મંદિરો બાંધવાં.**

(૨) **લોકોને ભક્તિના માર્ગે દાખલ કરવા માટે મંત્રદીક્ષાની જરૂર હોવાથી શુદ્ધ ધર્મકુળમાં એક ગુરૂ સ્થાપવાની ખાસ જરૂર છે.**

(૩) **પોતાના ભક્તો બધા શાસ્ત્રોમાંનું સત્ય જ્ઞાન મેળવે તે માટે ગ્રંથોનું પ્રકાશન.**

પહેલી બાબતમાં-પોતાના સંપ્રદાયનું કોઈપણ મંદિર પોતાની પ્રતિમા સિવાયનું ન હોવું જોઈએ એ હકીકત ઉપર **ભાર** મૂકવામાં આવેલો, બીજી બાબતમાં-ધર્મ (જેમને તેઓ પોતાના પિતા કહેતા હતા તે)ના કુળમાંથી ઉતરી આવેલા આચાર્ય પાસેથી મંત્રદીક્ષા લીધા સીવાય ભક્તિમાં આગળ વધી શકાતું જ નથી એ બાબત ઉપર **ભાર** મૂકવામાં આવેલો. ત્રીજી બાબતમાં-તેમણે શતાનંદમુનિને સત્સંગિજીવન ગ્રંથ લખવા કહેલું.

**(૬૪) સંપ્રદાયના પ્રમાણભૂત ગ્રંથો નીચે મુજબ છે :—**

**(૧) શિક્ષાપત્રી (આંક ૯૩)**
**(૨) લેખ (આંક ૯૨)**
**(૩) વચનામૃત (આંક ૩૫૯)**
**(૪) સત્સંગિજીવન (પાંચ ગ્રંથ યા પ્રકરણ. આંક ૨૯૩, ૨૯૪, ૨૯૫, ૨૯૬, ૨૯૭)**

૧૯૧૪ના દાવામાં પણ આ ગ્રંથો સંપ્રદાયના પ્રમાણભૂત ગ્રંથો તરીકે માનવામાં આવ્યા હતા. (૩૧ બોમ્બે લો રીપોર્ટર, ૨૪૩ પાનું ૨૪૭)

(૬૫) **શિક્ષાપત્રી** (આંક ૯૩) વાંચતાં સ્પષ્ટ જણાય છે કે તે બીજા કોઈનેય નહિ પણ પોતાના અનુયાયીઓનેજ સંબોધાયેલા છે. વધુમાં નોંધાવા જેવું એ છે કે-**શિક્ષાપત્રી** શ્રીજીમહારાજે પોતે સને ૧૮૨૬ માં **ગુજરાતી**માં લખી હતી અને ત્યારબાદ તેમની આજ્ઞા અનુસાર શતાનંદમુનિએ તેનું **સંસ્કૃતમાં** ગ્રંથન કરેલું સત્સંગિજીવનનો પણ એક ભાગ છે (જુઓ આંક ૨૮૦ પેરા ૬૬ અને સત્સંગિજીવન પ્રકરણ પાંચ અધ્યાય ૬૭-આંક ૨૯૭ પાન ૫૯૩-૯૪) વધુમાં એમ જણાય છે કે-સંપ્રદાયના સ્થાપકની આજ્ઞાથી શતા-

નંદમુનિએ એ ઉપર સંસ્કૃતમાં ટીકા લખેલી કે જે **અર્થદિપીકા** ( આંક ૨૮૦ પેરા ૬૬ ) નામથી ઓળખાય છે. એ **ટીકા** આ દાવામાં આંક ૩૪૪ છે. એ ટીકા શ્રીજીમહારાજે વાંચેલી અને તે માન્ય રાખેલી હતી.

(૬૬) પછી ક્રમ પ્રમાણે **લેખ** ( આંક ૯૨ ) આવે છે અને તે સને ૧૮૨૬માં લખાયેલ હતો. આંક ૯૨ સ્થાપકના બે ભત્રીજા (જેમને સ્થાપકે આચાર્યો તરીકે પ્રસંદ કરેલા) તેમને સંબોધાયેલ છે. અને તેના છેલ્લા બે ફકરા નીચે મુજબ છેઃ—

"આ મુજબ અમે બન્ને આચાર્યોને લખી આપેલું છે. બન્ને આચાર્યોએ અમે જે જે આજ્ઞાઓ કરેલી છે તે તે સદાય અને હરહંમેશ પાળવી અને પળાવવી. અને તેમાંથી કોઈએ કોઈપણ વખતે આડે રસ્તે જવું નહિ એ આજ્ઞાઓનું જે ઉલ્લંઘન કરશે તે અમારો વિશ્વાસઘાતી છે અને તે ગુરુનો દ્રોહી છે અને તે ધર્મવંશનો નથી એમ ગણાશે.

એમ અહિં જે લખેલું છે તેનું કોઈપણ સાધુ બ્રહ્મચારી પાળા અને સત્સંગીએ ઉલ્લંઘન કરવું નહિ એવી અમારી આજ્ઞા છે અને તેઓએ સદાય આચાર્યની આજ્ઞામાં રહેવું..."

આ રીતે આંક ૯૨ થી બધાજ અનુયાયીઓને આજ્ઞાઓને તાબે રહેવા ફરમાવવામાં આવેલું છે અને તેનું ઉલ્લંઘન કરનાર લેખના શબ્દોમાં નીચે પ્રમાણે ગણાશે :—

**"એ અમારો નથી. એને ચંડાળ ( ન્યાત બહાર ) જેવો ગણવો."**

વધુમાં એ નોંધવું જરૂરી છે કે—સ્થાપકે પોતાના અનુયાયીઓ માટે **'સત્સંગી'** શબ્દ અને બીજાઓ માટે **કુસંગી'** ( શબ્દાર્થમાં સત્સંગી નહિ તે ) શબ્દ વાપરેલ છે. સ્થાપકે પોતે કરેલા બીજા ઠરાવને આંક ૯૨ થી પરિપૂર્ણ કર્યો છે. આંક ૯૨ થી સ્થાપકે બે આચાર્યોની મુલ્કી હકુમત વર્ણવેલ છે અને વધુમાં જણાવ્યું છે કે—પોતાના સંપ્રદાયના બધાજ માણસો–સત્સંગી, સાધુ પાળા અને બ્રહ્મચારીઓએ પોતાના વિભાગના આચાર્યની સદાય સંપૂર્ણપણે આજ્ઞામાં રહેવું આ સંબંધે આંક ૯૨ ના પાન ૪ ઉપરથી નિચે પ્રમાણે જણાય છે :—

"જો કોઈપણ માણસને મંત્ર ઉપદેશ લેવો હોય તો પ્રત્યેક આચાર્યે ફકત પોતાના દેશના માણસનેજ વિધિપૂર્વક મંત્રઉપદેશ આપવો અને તેને કંઠી બાંધવી. પછી આવા માણસોમાંથી કોઇને સાધુ, પાળા અગર બ્રહ્મચારી થવું હોય તો તેણે ફક્ત પોતાના વિભાગના આચાર્ય પાસેજ દીક્ષા લેવી જોઈએ."

(૬૭) પછી **સત્સંગિજીવન** ( આંક ૨૯૩ થી ૨૯૭ ) આવે છે. એ ગ્રંથો સંપ્રદાયના સ્થાપક શ્રીજીમહારાજના જીવન અને તેમના ઉપદેશો ધરાવતા ઘણાજ પ્રમાણપાત્ર ગ્રંથો છે. એ આખો ગ્રંથ તેમને વાંચી સંભળાવવામાં આવ્યો હતો અને તે એમણે માન્ય રાખેલો. ( ફકત ૬૮ અધ્યાય વાંચવામાં આવ્યો ન હતો. )

(૬૮) આંક ૩૫૯ એ શ્રીજીમહારાજના સંપ્રદાયના સિદ્ધાન્તો વિષેના ઉપદેશોમાંથી ચુંટી કાઢેલા ઉપદેશોનો ગ્રંથ છે, કે જેની તેમના અનુયાયીઓમાંથી ચાર મોટા શિષ્યોએ નોંધ કરેલી અને પછી પ્રકાશન કરેલું. આ ગ્રંથ ( વચનામૃત ) પણ શ્રીજીમહારાજે માન્ય રાખ્યો હતો.

(૬૯) આંક ૯૨–૯૩ અને આંક ૨૯૭ ના પાના ૬૦૨ થી નિઃશંક જણાય છે કે—આ બધાજ ગ્રંથો બીજા કોઈને માટે નહિ પણ સંપ્રદાયના અનુયાયીઓ માટેજ હતા. વાસ્તવિક રીતે શ્રીજીમહારાજ પોતાના આશ્રિત ( અનુયાયી કે તેમના ઉપર આધાર રાખનારા ) સંબન્ધે હમેશાં વિચારતા. પોતાના સંપ્રદાયના સિદ્ધાન્તો, ક્રિયાઓ અને બંધારણ સંબંધે **આ ગ્રંથના પ્રમાણભૂતપણા વિષે કંઈજ પ્રશ્ન નથી અને તેઓ સર્વોપરિ પ્રમાણભૂત છે એમ બન્ને પક્ષને કબુલ છે.**

(૬૯) અ. આ સંપ્રદાયના આશ્રિત ( સંપ્રદાયને અનુસરનારા ) કોણ છે અને તેઓને કેવી રીતે દીક્ષા અપાય છે એ પ્રથમ નક્કી કરવું જોઈએ. આ સંબંધમાં પ્રથમ વસ્તુ એ નોંધવા જેવી છે કે–લેખ આંક ૯૨ જણાવે છે કે–ચારમાંથી ગમે તે વર્ગને બીજા કોઈથી પહિ પણ **આચાર્યથીજ મંત્રદીક્ષા અપાવી જોઇએ.** સત્સંગિજીવનમાં પણ એજ વસ્તુ છે. આ દાવામાંનો પૂરાવો કહે છે કે જે માણસોને આ ધાર્મિક સંપ્રદાયમાં દાખલ થવું હોય તે સાધુઓથી વર્તમાન ગ્રહણ કરે અને આંક ૨૮૦ કબુલ કરે છે તેમ વર્તમાન એ ફકત પ્રાથમિક પગથીયું છે અને આ પ્રાથમિક પગથીયા પછી, આવા માણસે ધર્મવંશી આચાર્યનો આશ્રય લેવો જોઈએ એમ સત્સંગિજીવન પ્રકરણ ૪ અધ્યાય ૪૬–શ્લોક ૨૦ ( આંક ૨૯૬–પાન ૫૬૯ ) જણાવે છે. મંત્રદીક્ષા લેવા ઈચ્છનાર માણસે આચાર્ય પાસે કેવી રીતે જવું તે બાબત શ્લોક ૨૫ માં વર્ણન કરવામાં આવેલું છે પછી આચાર્યે મંત્રદીક્ષા આપવા બાબત અને બીજા વિધિ બાબત જણાવેલું છે અને મંત્ર કયો છે એ બાબત ઉપર બન્ને પક્ષો એકમત છે. આ બધો વિધિ થયા પછી અને આચાર્ય પાસેથી ગુરૂમંત્ર લીધા પછી શ્લોક ૬૦ ( આંક ૨૯૬ પાન ૫૮૫ ) જણાવે છે કે-ભાગવતી દીક્ષા મળ્યા પછી એ **સત્સંગી** તરીકે ગણાશે.

આ સંબન્ધ અહિં બે વસ્તુની નોંધ કરવા જેવી છે :—

**(૧) આચાર્યે મંત્રોપદેશ કરવો જોઇએ અને દીક્ષા એ ભાગવતી દીક્ષા છે.**

**(૨) મંત્રોપદેશ આચાર્યેજ કરવો જોઈએ અને બીજો કોઇ ( ગમે તેવો મોટો અને પવિત્ર હોય તો પણ ) તે કરી શકે નહિ.**

પછી મહાદીક્ષા કેવી રીતે લેવામાં આવે છે એ બાબત પ્રકરણ ૪ અધ્યાય ૪૮ ( આંક ૨૯૬ ) માં વર્ણવવામાં આવેલું છે અને એ પણ આપવા માટે આચાર્ય એકલાનેજ હક્ક છે. પ્રકરણ ૪ અધ્યાય ૫૦ અને ૫૧ બ્રહ્મચારી અને સાધુની દીક્ષા બાબત છે અને તે પણ આચાર્યેજ આપવી જોઈએ. **દીક્ષા ઘણીજ અગત્યની વસ્તુ છે અને આચાર્ય પાસેથી મંત્ર ઉપદેશ લીધા સીવાય કોઈપણ આ સંપ્રદાયનો ( સત્સંગી ) હોવાનો દાવો કરી શકે નહિ.**

(૭૦) પ્રતીવાદીઓમાંથી **પ્રતિ. નં. ૧ સિવાય કોઈએ કદી આચાર્ય પાસે મંત્રઉપદેશ અથવા દીક્ષા લીધી નથી એ હકીકત કબુલ થએલી છે.** પ્રતિ. નં. ૧ એ આચાર્ય પાસે દીક્ષા લીધી હતી **અને પૂરાવો કહે છે કે–એને આચાર્ય અથવા વડતાલ સંસ્થા સાથે કંઇ નિસ્બત નથી અને તેથી પ્રથમ દૃષ્ટિએ એને વડતાલ સંસ્થાનો સાધુ કહી શકાય નહિ.** સ્થાપકે પોતે મંત્રદીક્ષાની અગત્યતા ઉપર ઘણો જ ભાર મુકેલો છે અને સ્થાપકે પોતે પોતાના બધા જ અનુયાયીઓને પોતે સ્થાપેલા આચાર્ય પાસે ફરીથી મંત્ર ઉપદેશ લેવડાવેલો. ( આંક ૨૯૬ પ્રકરણ ૪ અધ્યાય ૫૪ શ્લો. ૧૭ )

(૭૧) આચાર્યના હક્કો અને ફરજો દાવા નંબર ૧૭૯/૧૪ માં વિચારવામાં આવેલા અને આંક ૯૬ થી જણાય છે કે :—

"**આ રીતે આચાર્ય સંસ્થામાં મુખ્ય મૂળ તત્વ છે એ બાબત ના કહી શકાય નહિ.** સહજાનંદસ્વામીના સિદ્ધાંત મુજબ જ્ઞાન અને સાધના સિવાય મુક્તિ હોઈ શકે નહિ. અને સદ્‌ગુરૂ સિવાય સાધના હોઈ શકે નહિ. ( જુઓ પ્રકરણ ૪ અધ્યાય ૪૮ શ્લોક ૮૫ સત્સંગિજીવન ) આ બાબત "સદ્‌ગુરૂ" શબ્દ સંસ્થાના આચાર્યને ઉલ્લેખીને છે. મૌખીક પૂરાવા મુજબ આચાર્ય મંત્ર ઉપદેશના વિધિથી દરેક સત્સંગીને દીક્ષા આપે છે તથા સાધુઓને દીક્ષા આપે છે અને પોતાના અનુયાયીઓને ભક્તિ માટે શ્રીકૃષ્ણની પ્રતિમાઓ આપે છે. શિક્ષાપત્રી પ્રમાણે ભાવિક સત્સંગીએ દરરોજ જેટલી વખત બની શકે

તેટલી વખત મંત્ર ઉચ્ચારવાનો છે અને ફક્ત આચાર્યે જ આપેલી પ્રતિમાને પૂજવાની છે... ..'' આંક ૩૩૫ જોતાં ટ્રસ્ટનું ધ્યેય સ્પષ્ટ છે. અને **"તમારા સાધુ"** એવા શબ્દો વાપર્યા છે. અને એનો અર્થ એવો થાય છે કે–વડતાલના આચાર્યે દીક્ષા આપેલા જ સાધુ અને બીજા નહિ. લેખ કરનારાઓને વડતાલના આચાર્ય પાસેથી દીક્ષા લીધા સીવાયના બીજા સાધુઓને કાંઈપણ લાભ આપવાનો વિચાર યા ઈચ્છા પણ થઇ નહિ હોય અને ખરી હકીકતમાં તેમણે તેવા સાધુઓ માટે કાંઇ ગોઠવણ કરી નથી એ વાત નિઃશંક કહી શકાય. કોઈપણ કલ્પનાથી એમ નજ કહી શકાય કે વડતાલના આચાર્યના આશ્રિત નહિ, એવા બીજા સાધુઓને અથવા સાધુઓ કે જેમની યોગ્યતા, આચાર્યને માન્યા સિવાય, ( આંક ૯૨ સિવાયના ) ફક્ત ત્રણ ગ્રંથો વાંચવાથી જ હોય તેવાઓને કંઇ આપવાની ઈચ્છા આંક ૩૩૫ ની હોય. **વડતાલ ગાદીના આશ્રિત નહિ એવા બીજા સાધુઓને કંઇ જ લાભ કરવાનો આંક ૩૩૫ નો દસ્તાવેજ કરનારાઓનો ઇરાદો ન હતો** એવો મ્હારો નિર્ણય ખરો હોય તો આ એક જ સત્ય હકીકત બચાવ માટે નાશકારક નિવડે અને વાદીને જરૂર માગ્યા મુજબ મનાઈની દાદ મેળવવા હક્ક રહે.

આ સંબંધમાં હેલ્સબરીઝ લોઝ, ઑફ ઇંગ્લેન્ડ વોલ્યુમ ૪ ના પેરા ૨૫૭ અને ૨૫૯ બીજી આવૃતિ સન ૧૯૩૨ )ની ટીકાઓ મુદ્દાસર છે :—

*"૨૫૭ દરેક ધર્માદા સંસ્થાને એક મુદ્દો અપવાદ સીવાય લાગુ પડે છે કે–સ્થાપકના ઇરાદાનો અમલ જેટલો બને તેટલો અને કાયદા અને નીતિ વિરૂદ્ધ ન હોય તેટલે અંશે કરવો જોઈએ. તેથી જો સ્થાપકે જણાવ્યું હોય કે અમુક ધાર્મિક સિદ્ધાન્તોને અનુસરતા માણસો જ તેમની કૃપાના ભોક્તા બની શકશે તો તેની મરજી મુજબ અનુસરવું જ જોઇએ."

*૨૫૯ ધાર્મિક સંસ્થાના સામાન્ય લાભ માટેના અથવા ધાર્મિક પ્રચારકાર્યની મદદ માટેના કોઇપણ ધર્માદા બાબતમાં બે અનુમાનો ઉદ્‌ભવે છે :–પહેલું એ કે સ્થાપકની ઈચ્છા કોઈ અમુક પ્રકારના ધર્મની સંસ્થાને મદદ કરવાની અને ધર્મનો કોઈ અમુક સિદ્ધાન્ત શીખવાડવાની હતી. **અને બીજું એ કે–આ** સંસ્થા અને સિદ્ધાન્ત તેણે ટેકો આપેલા અને જણાવેલા સંસ્થા અને સિદ્ધાન્ત હતા. અને તે કયા સિદ્ધાન્ત અને અભિપ્રાયો ધરાવતો અને જણાવતો એ નક્કી કરવા કોર્ટે કાળજીપૂર્વક તેનું જીવન અને વર્તન જોવાં જોઈએ. અને ફક્ત મુખ્ય લેખજ નહિ પણ તેનું **વીલ** તથા બીજા ગ્રંથો તપાસવા જોઈએ. તેથી સવાલ એ છે કે-**જમીન લીધા પછી ઇસણાવનું હરિમંદિર કોના લાભ માટે બાંધવામાં આવ્યું હતું. અને દાવામાંનો પૂરાવો કહે છે કે–સંવત ૧૯૬૦ ( સને ૧૯૦૪ ) સુધી કોઇ અક્ષરપુરૂષોત્તમ વિષે કશું જાણતું ન હતું.**

ટયુડર ઓન ચેરીટીઝના ( પાંચમી આવૃત્તિ ) પાન ૨૩૪ ઉપર જણાવેલું છે કે :—

" કોઈપણ ધર્માદાનો લાભ અમુક માન્યતા ધરાવતા માણસો માટે મર્યાદિત કરેલો હોય તો તેવી યોગ્યતા નહિ ધરાવતા માણસો પ્રત્યે ધર્માદાનો લાભ વિસ્તૃત કરવો એ ટ્રસ્ટનો ભંગ છે."

" કોઈ શુદ્ધ ધાર્મિક હેતુ માટે ધર્માદા સ્થાપવામાં ન આવ્યું હોય તો પણ તે અમુક માન્યતા ધરાવતા માણસો માટેજ છે એવી ઈચ્છા બતાવવામાં આવી હોય તો તે ઈચ્છાનો અમલ થવોજ જોઈએ..."

(૭૨) તેથી સવાલ એ ઉદ્‌ભવશે કે–સ્થાપકે કયા ધાર્મિક સંપ્રદાયની સ્થાપના કરેલી? અને પ્રતિવાદીઓને તે સંપ્રદાયના શખ્સો કહી શકાય કે નહિ ? પૂરાવો કહે છે કે–એક ધાર્મિક સંપ્રદાયની સ્થાપના કરેલી. આ વિષય ૩ મથાળા હેઠળ સરલતાથી તપાસી શકાય :—

**(૧) રચના—**

**(અ) બે આચાર્યોની સ્થાપના. બન્ને આચાર્યોની વિભાગીય હકુમત એક-બીજાથી જુદી પણ ત્રીજો આચાર્ય થઈ શકે નહિ.**

**(બ) અનુયાયીઓને પોતાના આચાર્યની આજ્ઞામાં રહેવાનું.**

(૨) **ધર્મગ્રંથો—**

**(અ) ચાર પુસ્તકોમાં જણાવ્યા મુજબ ધર્મગ્રંથોનું પાલન કરવું.**

**(૩) સિદ્ધાન્તો—**

**(૪) મંત્રદીક્ષા દેશવિભાગના આચાર્યથીજ થઈ શકે, બીજા કોઈથી નહિ.**

પહેલા અને ચોથા મથાળા હેઠળની વાતોનો હું નિર્દેશ કરી ચુકયો છું. મંત્રઉપદેશ અને દીક્ષા બીજા કોઈજ પાસે નહિ પણ આચાર્ય પાસેજ લેવાં જોઇએ એટલુંજ આ ઠેકાણે કહેવું પૂરતું છે. આ રીતે સંપ્રદાયના બધાજ અનુયાયીઓને મંત્રઉપદેશ સામાન્ય સંબંધરૂપ છે અને તે સંબંધથી બધા આચાર્યને બંધાયેલા છે. સાધુઓની ફરજો તથા હક્કો ઝીણવટથી વર્ણવેલા છે. અને સંપ્રદાયમાં તેમનું સ્થાન અગત્યનું છે. ગુરૂમંત્રનો વિધિ ચોક્કસપણે વર્ણવેલ છે ( આંક ૨૯૬ પાનું ૬૧૨ શ્લો. ૭૯–૮૫) આંક ૯૫–૯૬–૩૧ બોમ્બે લો. રીપોર્ટર ૨૪૩ અને આંક ૯૨ તથા આંક ૯૩ વાંચતાં નિચેના નિર્ણય ઉપર અવાય છે કે–આ ધાર્મિક સંપ્રદાયમાં નીચે મુજબના વિભાગ છે :—

**(૧) આચાર્ય.**
**(૨) સાધુ.**
**(૩) બ્રહ્મચારી.**
**(૪) પાળા.**
**(૫) સત્સંગી ગૃહસ્થો.**

અને બેથી પાંચ નંબરના મથાળા નિચેના અનુયાયીઓ વચ્ચે એક સામાન્ય ગાંઠ છે. **આ સિવાયના કોઇપણ માણસને સંસ્થાના હક્કો સાથે કંઇજ નિસ્બત નથી.** ૩૧ બોમ્બે લો રીપોર્ટર ૨૪૩ નો એ નિર્ણય હતો કે, એ સંસ્થાનું ટ્રસ્ટ હતું અને તેને માન આપવુંજ જોઈએ અને તેમાં હિત ધરાવનારાઓ ઉપર જણાવ્યા મુજબ સંપ્રદાયમાં દાખલ થયેલા માણસો હતા.

(૭૩) ચાર ગ્રંથો આપણે કયારનાય તપાસ્યા છે.

(૭૪) હવે આપણે સ્થાપકના **સિદ્ધાન્તો** ઉપર આવીએ અને તેમનો ઉપદેશ વિષે કાંઈ શંકા નથી. સત્સંગિજીવન પ્રકરણ ૨ અધ્યાય ૩૭ શ્લો. ૯૧ પ્રમાણે શ્રીજીમહારાજે કહ્યું છે કે–" આપણો સંપ્રદાય **ઉદ્ધવ સંપ્રદાય** છે." ( આંક ૨૯૪–પાન ૩૮૮ ) અને દીક્ષા એ અગાઉ જોયું તેમ ભાગવતી દીક્ષા હતી. ( આંક ૨૯૬–પાન ૫૬૭ શ્લો. ૯–૧૨ ) તેમણે પોતાના અનુયાયીઓને શું જાણવું જરૂરી છે એ પણ કહ્યું છે ( જુઓ વચનામૃત વડતાલ ૧૮ આંક ૩૫૯ પાન ૬૨૩–૬૨૪ ) અને તે નીચે મુજબ છે :—

**(૧) સંપ્રદાય ઉદ્ધવસંપ્રદાય છે.**
**(૨) ગુરૂપરંપરા**
(૩) **સંપ્રદાયના પ્રમાણપાત્ર ગ્રંથો નીચે મુજબ :—**

(૧) વેદ (૨) વ્યાસસૂત્ર
(૨) શ્રીમદ્‌ભાગવત (૪) વિષ્ણુસહસ્રનામ
(૫) ગીતા (૬) વિદુરનીતિ
(૭) વાસુદેવમાહાત્મ્ય. (૮) યાજ્ઞવલ્કયસ્મૃતિ

પહેલી બાબત વિષે કાંઈ તકરાર નથી. પણ અહિં કહેવું જોઈએ કે જણાવેલ ઉદ્ધવ **એ શ્રીકૃષ્ણના એક ભકત હતા.** આ ઉદ્ધવ વિષે ભાગવતમાં વર્ણન છે. આ સંપ્રદાયમાં માન્યતા એવી છે કે **ઉદ્ધવજીનો ફરીથી જન્મ થયો હતો અને રામાનંદસ્વામી તે ઉદ્ધવજીના અવતાર હતા.**

(૨) રામાનંદસ્વામી પહેલા હતા અને તે સ્થાપકના ગુરૂ હતા. સ્થાપકે બે આચાર્યો બનાવેલા અને બન્ને આચાર્યો અને તેમના વંશજો ગુરૂઓ થાય છે. ( જુઓ. આંક ૨૯૬ પાન ૩૬૨ શ્લો. ૧૨–૧૬ ) જ્યારે શ્રીજીમહારાજે પોતાના બે ભત્રીજાઓને ગાદીઓ ( એક વડતાલ, બીજી અમદાવાદ ) ઉપર આચાર્ય તરીકે બેસાડ્યા ત્યારે તેમણે એવું કહેલાતું કહેવાય છે કે :—( સત્સંગિજીવન પ્રકરણ ૪ અધ્યાય ૪૦ શ્લો. ૩૮–૩૯ અને ૫૩ આંક ૨૯૬ અનુક્રમે પાના ૩૬૬ અને ૩૬૯ )

"તમારે આ બે તેના ( ધર્મવંશમાંથી ઉતરી આવેલા ) દીકરાઓ તરફ ધર્મદેવ તરીકે જોવાતું છે અને તમારે બધાએ તેમની અનાજ, વસ્ત્ર, ઘરેણાં તથા ધન વિગેરેથી સેવા કરવી જોઈએ. જે જે આ બન્ને આચાર્યોનો તથા તેમનામાંથી ઉતરી આવેલા આચાર્યોનો આશ્રય કરશે તે બધાને તેમના મૃત્યુ સમયે શ્રીકૃષ્ણ ભગવાન પોતાના નિવાસસ્થાન **ગોલોકમાં લઈ જશે.**"

**અને વધુમાં :—**

"જેઓ આ પ્રમાણે નહિ વર્તે તેઓ પોતે સ્થાપેલા સંપ્રદાયથી દૂર અથવા બહાર રહેશે."

પ્રતિવાદી નં. એકના પુરાણી કે જે આંક ૨૮૦ થી તપાસાયા છે તેમણે આ હકીકત કબુલ રાખેલી છે ( જુઓ પેરા ૮૨ ) છતાંય આ પછી એ સાક્ષીએ એવી મતલબની વિચિત્ર હકીકત કહેલી છે કે–આચાર્યનો આશ્રય લીધા સીવાય અથવા આચાર્યને ગુરૂ માન્યા સિવાય પણ માણસ આ સંપ્રદાયનો હોઈ શકે. આ હકીકતનો ટેકો આપવા આંક ૨૮૦ એ વચનામૃત ગઢડા પ્રથમ ૫૪ ( આંક ૩૫૯ પાન ૧૧૬–૧૧૭ ) અને સત્સંગિજીવન પ્રકરણ ૨ અધ્યાય ૫૧ શ્લો. ૯ ( આંક ૨૯૪ પાન ૫૪૦ ) ઉપર આધાર રાખ્યો હતો અને સાક્ષીને આ બન્ને ગ્રંથો આપવામાં આવ્યા હતા. અને તેની જુબાનીના પેરા ૮૨ અને પેરા ૮૩ ના પાછળના ભાગમાંથી સ્પષ્ટ જણાશે કે તે પોતે કહેલી હકીકતને ટેકો આપી શકતો નથી. **આથી ચોક્કસ છે કે બીજું કોઈ નહિ પણ આચાર્યોજ ગુરૂ છે.**

**(૩) ગ્રંથો અને સિદ્ધાન્તો—**

વચનામૃત વડતાલ ૧૮ માં જે ગ્રંથો પ્રમાણપત્ર તરીકે જણાવવામાં આવેલા છે તે શિક્ષાપત્રી શ્લો. ૯૩ થી ૧૦૦ માં પણ જણાવેલા છે (અને આંક ૨૯૪ સત્સંગિજીવન પ્રકરણ ૨ અધ્યાય ૩૭માં પણ જુઓ) હિંદુ દર્શનશાસ્ત્રના બધાજ મતો ૧–૨ અને પાંચ નંબરના ગ્રંથોને તેમના પાયા તરીકે ગણે છે. **રામાનુજ વૈષ્ણવ ગુરૂ હતા** અને પોતાના તત્ત્વજ્ઞાનના મૂળ તરીકે (૧) **ક્ષર** (૨) **અક્ષર** (૩) **નારાયણ**, પુરૂષોત્તમ તરીકે ઓળખાતા પરમાત્માને લીધેલા. "એવો ઉપદેશ કરવામાં આવતો હતો કે–જે ક્ષરો ભજન અથવા ભક્તિથી શરણે જાય તેઓ **અક્ષર** બને છે અને એવી રીતે મુક્ત થયા બાદ તેઓ શાશ્વત સ્થાનને પામે છે અને ત્યાંજ રહે છે. બીજુ કે-કૃષ્ણ એ વિષ્ણુના આઠમા અવતાર હતા. ત્રીજું કે શ્રીપતિ અથવા શ્રીમન્નારાયણ ઈષ્ટદેવતા હતા.' સંપ્રદાય સ્થાપ્યા પછી શ્રીજીમહારાજે એજ સિદ્ધાન્તો થોડાક ફેરફાર સાથે ગ્રહણ કરેલા અને એ ફેરફાર કરવાના કારણ તેમનો **વાસુદેવમહાત્મ્ય** પ્રત્યેનો અથાગ પ્રેમ અને શોખ હતા. ( જુઓ સત્સંગિજીવન પ્રકરણ ૪ અધ્યાય ૪૫ શ્લો. ૭–૮–આંક ૨૯૬ પાન ૫૬૦, પ્રકરણ ૨ અધ્યાય ૨ શ્લો. ૨૩ ૨૪=આંક ૨૯૪ પાન ૨૪, ગઢડા પ્રથમ પ્રકરણ ૨૩ આંક ૩૫૯ પાન ૩૯, લોયા–૯ આંક ૩૫૯ પાન ૩૩૫ આંક ૩૫૯ પાન ૪૯૬ ) નીચેના ફેરફારો કરવામાં આવ્યા હતા.

(૧) શ્રીમન્નારાયણને બદલે કૃષ્ણ રાખવામાં આવ્યા.

(૨) કૃષ્ણ વાસુદેવને શરણે જનારા મુક્તો થાય.

(૩) આ મુક્તોને બ્રહ્મપુર અથવા ગોલોક ( ગીતામાં દર્શાવ્યા મુજબનું શાશ્વત સ્થાન )માં સ્થાન મળે છે અને વાસુદેવ કૃષ્ણનું નિવાસસ્થાન અક્ષરધામ છે.

(૪) કૃષ્ણનો અવતાર શ્રેષ્ઠ હતો.
(૫) શ્રીકૃષ્ણ ઇષ્ટદેવતા છે અને ગોલોક એ ઇપ્સિત ધામ છે.

**ઉપરના બધા નિર્ણયો સાબીત કરવા માટે ચાર ગ્રંથોમાં પૂરતું પ્રમાણ છે.**

(૭૫) આ દાવામાં **આંક ૩૬૧ વાસુદેવમાહાત્મ્ય છે.** તેના ૧૬ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણનું ધામ કેવું છે એ બાબત કહેવામાં આવેલી છે. નારદ એ જગાએ કેવી રીતે પહોંચ્યા એ બાબત એ અધ્યાયમાં જણાવવામાં આવેલી છે. ( શ્લો. ૧૨–૧૩ ) શ્લો. ૪૩ થી ૪૭ માં ગોલોકનું વર્ણન છે. અને ગોલોકમાં શ્રીકૃષ્ણના સ્થાન બાબત શ્લો. ૪૮ થી ૪૯ માં વર્ણન છે. આવી રીતે આંક ૩૬૧ ગોલોક શું છે ? અને ક્યાં છે ? એ બાબત જણાવે છે. સત્સંગિજીવન પ્રકરણ ૩ અધ્યાય ૪૦ શ્લો. ૨૫ થી ૩૦ ( આંક ૨૯૫ પાન ૪૪૫ ) જોતાં જણાય છે કે–પુસ્તકના એ ભાગમાં કરેલ આજ્ઞાઓ મુજબ જે માણસ વર્તે તે મૃત્યુ બાદ શ્રીકૃષ્ણના ધામને પામે. પછી એ ધામ કેવું છે ? એવો પ્રશ્ન થતાં શ્રીજીમહારાજે સત્સંગિજીવન પ્રકરણ ૩ અધ્યાય ૪૧ ( આંક ૨૯૫–પાન ૪૪૬ )માં વર્ણન ( ભૌગોલિક ) આપેલું છે. અને સરખામણી કરતાં બન્ને વર્ણનો એજ પર્વતો, નદીઓ અને બીજી વસ્તુઓ સહિત સરખાં છે. આ વાંચતાં સ્પષ્ટ જણાય છે કે–**અક્ષરધામ ગોલોકમાં છે.** અને આ વાત જે ભક્તોએ સાંભળેલી તે ભક્તોએ શું નિર્ણય કર્યો એ બાબત શ્લો. ( ૬૦–૬૧ )માં જણાવેલ છે :—

> **“ શ્રીજીમહારાજ પોતે બીજા કોઇજ નહિ પણ શ્રીકૃષ્ણ હતા. બ્રહ્મપુર એ એમનું ધામ છે. અને મરણ પછી એ બધા એ ધામમાં જશે એમ જાણી બહુ રાજી થયા. ”**

આંક ૩૫૯–પાન ૫૭૧–આંક ૩૫૯ પાન ૬૨૪ અને આંક ૯૩ ના ૧૨૧ શ્લોકમાં એજ હકીકત કહેવામાં આવેલી છે. ( શ્રીજીસ્વરૂપદાસજીની જુબાની ) આંક ૨૮૦ ના પેરા ૧૦૩ થી ૧૦૭ વાંચતાં સ્પષ્ટ જણાય છે કે–અક્ષરધામો હતાં એમ એ કહે નહિ તો કશુંજ સમજાવી ન શકે અને પ્રતિવાદી નં. ૧ જેનો ઉપદેશ કરે છે એ અક્ષરધામ શ્રીકૃષ્ણના અક્ષરધામથી તદ્દન જુદું છે એમ એ છેવટે કહે છે.

(૭૬) આપણે તો અહિં શ્રીજીમહારાજે ક્યા સિદ્ધાન્તો ગ્રહણ કરેલા તેની સાથેજ નિસ્બત છે. અને સવાલ એટલોજ છે કે–પ્રતિવાદીઓ એ સિદ્ધાન્તો ધરાવે છે કે નહિ ? પ્રતિવાદીઓએ ગ્રહણ કરેલા સિદ્ધાન્તો વધારે ઉંચા છે અથવા એ બે સિદ્ધાન્તોમાં ફેરફાર થોડો છે કે વધારે અથવા માત્ર દેખાવનો છે કે ખરો છે એ સવાલ નથી.

(૭૭) પ્રતિવાદીઓ જે અક્ષરધામનો ઉપદેશ કરે છે તે જુદું છે એ સિદ્ધાન્તને ટેકો આપવા બચાવપક્ષના વિદ્વાન કાઉન્સેલે નિચેના ગ્રંથો ઉપર આધાર રાખેલો :—

(૧) અક્ષરધામ ગોલોકથી જુદું છે અને તે ગોલોક કરતાં વધારે ઉંચું છે.
આંક ૩૫૯–પાન ૩૮૦–૮૧, ૪૩૮, ૩૭૦ અને ૨૦૬.
આંક ૩૦૩–પાન ૩૫૨ કડી ૬૧
આંક ૩૦૪–પાન ૪૯૩ ,, ૨૮
આંક ૩૦૨–પ્રકરણ ૧૨૮ ,, ૨૧
,, ,, પ્રકરણ ૧૦૧ ,, ૫–૨૧.
સત્સંગિજીવન પ્રકરણ ૨ અધ્યાય ૨૦ શ્લો. ૧૬.

શિક્ષાપત્રી ઉપર કંઈજ આધાર રાખવામાં આવેલો નહિ અને એવી દલીલ કરવામાં આવેલી કે–**વચનામૃત સંપ્રદાયના ચારેય ગ્રંથોમાં શ્રેષ્ઠ છે. હું આ વસ્તુ માન્ય રાખવા તૈયાર નથી અને આ દલીલને ટેકો આપવા કોઇ આધાર નથી.**

(૭૮) ઉપરનાં પ્રમાણો તપાસતાં પહેલાં અમુક હકીકતોની નોંધ કરવાની જરૂર છે. અગાઉ જણાવ્યા મુજબ ૩૪૪ શતાનંદમુનિએ શ્રીજીમહારાજની આજ્ઞાથી લખેલી અને તે ટીકા શ્રીજીમહારાજે મંજુર રાખેલી. ( આંક ૨૮૦ પેરા ૮૫ ) પ્રતિ. નં. એકના પુરાણી આંક ૨૮૦ થી તપાસવામાં આવેલા અને તે કહે છે કે ( આંક ૨૮૦ પેરા ૧૦૪ )

**"શિક્ષાપત્રીની ટીકા અર્થદીપિકામાં શ્લો. ૨૯ ની ટીકામાં શતાનંદમુનિ જણાવે છે કે–વૈકુંઠ, ગોલોક અને બ્રહ્મપુર એ બધાં એકજ છે."**

આ સાક્ષી પોતાની જુબાનીના પેરા ૧૦૫ માં વધુમાં કબુલ કરે છે કે–**ગોલોકમાંનું શ્રીકૃષ્ણનું સ્થાન એ અક્ષરધામ કહેવાય છે.** પેરા ૧૦૬ માં એમ કબુલ કરવામાં આવેલું છે કે–**સત્સંગિજીવન પ્રકરણ ત્રીજામાં અક્ષરધામ અને ગોલોકને એકજ જણાવવામાં આવેલ છે.** ( આંક ૨૮૦ ના પેરા ૧૦૭ નો છેલ્લો ભાગ પણ જુઓ ) પેરા ૧૧૦ માં કબુલ કરવામાં આવ્યું છે કે–ભકતચિંતામણિ ( આંક ૩૦૨ ) ના ૧૫૯ મા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે–**સંપ્રદાયના અનુયાયીઓ શ્રીકૃષ્ણના ધામ ગોલોકને પામે છે.** આ બધું વાંચતાં જે વસ્તુનો ઉપદેશ કરવામાં આવતો હતો તે સ્પષ્ટ જણાય છે. વધુમાં જણાવ છે કે–આંક ૨૮૦ ને પોતે નિર્દિષ્ટ કરેલ ગોલોક અને અક્ષરધામ જુદા હોવાના સિદ્ધાન્ત વિષે ખાત્રી ન હતી અને તેથી એમણે કહેવું પડેલું કે–**'શ્રીજીમહારાજ સમજતા હતા કંઈક અને કહેતા હતા કંઇક બીજું.'** શ્રીજીમહારાજને બન્ને પક્ષો ભગવાન ગણે છે અને આથી વિશેષ પાખંડી હકીકતની હું કલ્પના કરી શકતો નથી. ગમે તેમ પણ આથી શ્રીજીમહારાજે શું કહ્યું છે અને એમનાં વચનો લોકો કેવી રીતે સમજ્યા અને તે પણ ખાસ કરીને આંક ૩૩૫ ના દસ્તાવેજ સમયે કેવી રીતે સમજ્યા એ વસ્તુ સ્પષ્ટ સમજાય છે. શ્રીજીમહારાજે કહેલા શબ્દોને વડતાલ સંસ્થા અનુસરે છે તે અર્થ સિવાય બીજો, કોઈ અર્થ થઈ શકતો નથી. છતાં શ્રીજીમહારાજ ખરી રીતે શું કહેવા માગતા હતા એ પ્રતિવાદીઓ જરૂર કહી શકે છે અને કદાચ એ સમજણમાં યોગ્યતા હોય તો પણ એ હકીકતમાં કાયદાની રૂએ પ્રતિવાદીઓને ટ્રસ્ટની મીલકતમાંનો હકક નાબુદ થાય છે એ કહેવું જોઈએ **મ્હારા પોતાના મત માટે હું કહું છું કે શ્રીજીમહારાજ કહેતા હતા એક વાત અને સમજતા હતા બીજી વાત, એ વાત મારે ગળે ઉતરી શકતી નથી.** શ્રીજીમહારાજે જે કહેલું તેજ પ્રમાણે તેમનો ભાવાર્થ હોય તો **પ્રતિવાદીઓ જરૂર શ્રીજીમહારાજે કદી નહિ ઉપદેશેલા સિદ્ધાન્તો ધરાવે છે એમ કહેવુંજ જોઇએ અને એ સંજોગોમાં પ્રતિવાદીઓને કાયદાની રૂએ કંઇજ બચાવ નથી.**

(૭૯) આંક ૨૮૦ કહે છે તે ખરૂં છે ( એક વાત કહેવી અને ભાવાર્થ બીજો હોવો ) એમ દલીલ કરવા ખાતર માની લઈ બચાવ તરીકે ટાંકેલા પ્રમાણો તપાસીએ. આંક ૩૦૩ અને ૩૦૪ હરિલીલામૃતના બે ભાગ છે અને તે પુસ્તક સને ૧૮૯૯ ના અરસામાં પ્રકાશન પામેલું અને અગાઉ થોડાંક વર્ષો પહેલાં લખાયેલું. તે પુસ્તકમાં શ્રીજીમહારાજનું જીવનચરિત્ર કડીઓમાં લખાએલું છે. ( આંક ૧૭૬ શાસ્ત્રી હરિજીવનદાસ ) **આ પુસ્તકનું સત્સંગિજીવન જેનો ઉલ્લેખ મેં આગળ કર્યો છે તેના જેટલું પ્રમાણ ન હોઈ શકે. અને સત્સંગિજીવન તથા આંક ૩૦૩ અને ૩૦૪ વચ્ચે જ્યાં મતભેદ હોય ત્યાં આંક ૩૦૩ અને આંક ૩૦૪ ને નાપસંદ કરવા જોઇએ.** આંક ૩૦૩ ના ૩૫૨ મા પાને કેટલાક માણસોએ સમાધિમાં જોઈલી જગાઓનાં વર્ણનો છે. કેટલાકે ગોલોક જોયાનું જણાવ્યું છે, કેટલાકે વૈકુંઠ જોયાનું અને કેટલાકે અક્ષરધામ જોયાનું જણાવ્યું છે. ત્યાર પછીની બીજીજ કડી વાંચતાં સમજાય છે કે–**જે આ લોકોએ જોયું તે બધું એકજ છે,** પણ તેઓએ જુદાં જુદાં નામ આપેલાં. કારણ કે તેઓ કહે છે કે:—

"તેમણે ત્યાં શ્રીજીમહારાજને સિંહાસન ઉપર બીરાજેલા જોયા. અને ત્યાંથી શ્રીજીમહારાજ આટલા જલદી કેવી રીતે આવ્યા."

અને આનો અર્થ એવો **થાય છે** કે–**આ લોકોએ વર્ણવેલ ત્રણે જગાઓ શતાનંદ-મુનિના કહેવા મુજબ એકજ હતી.** પછી આંક ૩૦૪ બતાવવામાં આવેલ છે અને શ્રીજીમહારાજ મરણ પથારીએ હતા ત્યારના દેખાવો બાબતના પ્રકરણમાં આ કડીઓ છે. એ પ્રકરણમાં † કડી ૫૦ માં કહ્યું છે કે–**શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણના અવતાર હતા.** ( જે પ્રતિવાદીઓ કબુલ કરતા નથી ) **અને તેઓ ગોલોકમાં ગયા.** જો ગોલોક શ્રીજીમહારાજનું ધામ ન હોત તો આ સમજાવવું અશકય બને. પેરા ૭૭ માં જણાવેલાં ચાર વચનામૃતો વાંચતાં નિચેના વિષયો જણાય છે :—

(૧) વાસનાઓ વશ કરવી અને તે કેવી રીતે બને અને તેનું પરિણામ શું આવે ?

(૨) શ્રીજીમહારાજને જે ભગવાન તરીકે ઓળખે તે અક્ષરધામને પામે.

(૩) સાધુનો દ્રોહ કરનારનું પતન થાય છે.

(૪) ઇંદ્રિયોના આનંદથી પર એવા માણસને શરીર અને આત્મા એ જુદા છે એવું જ્ઞાન થશે. શ્રીજીમહારાજ બ્રહ્મપુર, ગોલોક અને શ્વેતદ્વીપના આધિપતિ ભગવાન છે.

**આ વચનામૃતો વાંચતાં અક્ષરધામ ગોલોકથી જુદું છે એમ કબુલ કરવા હું તૈયાર નથી. આગળ પાછળનો પૂરેપૂરો સંબંધ ધ્યાનમાં લેવોજ જોઇએ.** અક્ષરધામ ગોલોકથી ઉંચી કક્ષાએ છે એમ કહેવા માટે આંક ૩૫૯ ના પાન ૬૯૦ ઉપર આધાર રાખવામાં આવ્યો હતો. **અર્થ સમજવા માટે પૂરેપૂરું વચનામૃત વાંચવું જોઇએ.** અને શો અર્થ છે એ નક્કી કરવા માટે વચનામૃતમાં નીચે જણાવેલા ફકરા કરતાં બીજા કોઇ શબ્દો વધુ જોરદાર હોઇ શકે નહિ.

"વિષ્ણુના આઠમા અવતાર શ્રીકૃષ્ણના ધામમાં આવા વૈષ્ણવો ( વૈકુંઠ જેનું ધામ છે એવા વિષ્ણુના અનુયાયીઓ ) સાથે રહેવાનો નિશ્ચય છે અને સંપ્રદાયે પણ એજ નિશ્ચય રાખવો જોઇએ."

આ ઉપર કંઇજ વિવેચનની જરૂર નથી, કારણ કે અર્થ ઘણો દેખીતો છે. બીજો આધાર આંક ૩૫૯ પાન ૬૪૪ ઉપર રાખવામાં આવ્યો હતો, કે જેનો અર્થ નીચે મુજબ છે :—

" સત્સંગીઓની સભાને પોતે ( શ્રીજીમહારાજે ) ગોલોક, વૈકુંઠ અથવા શ્વેતદ્વીપમાંની સભા કરતાં મોટી ગણી છે. "

આ વચનામૃતનો હેતુ વાસનાઓને વશ કરવાનો માર્ગ બતાવવાનો છે અને એ વિષે શ્રીજીમહારાજે, ઉદ્ધવજીને ભાગવતના ૧૧ મા સ્કંધમાં શ્રીકૃષ્ણે જે કહેલું તેનો નિર્દેશ કરેલો છે. ( બીજા સાધનો કરતાં સત્સંગથી તેમની પ્રાપ્તિ જલદી થાય છે) અને છેવટે ( આખી હકીકતનો ઉપસંહાર કરતાં ) કહેલું કે જો સંપ્રદાય પોતાની સમક્ષ એજ દેવ ( શ્રીકૃષ્ણ–કારણ કે એ શ્રીકૃષ્ણના અવતાર હતા ) છે એમ જો સમજે તો જે પરમ પદ ( શાશ્વત સ્થાન ) આજસુધી લોકો પોતાના મૃત્યુ પછી પામતા હતા તેને પ્રાપ્ત કરે. આની ઉપર કંઇ વિવેચનની જરૂર નથી, કારણ કે શ્રીકૃષ્ણનું સ્થાન શું હતું એ બાબત કબુલ કરવામાં આવે છે અને શો ભાવાર્થ હતો તે શ્રીકૃષ્ણની સભાથી જણાય છે. પછી આંક ૩૫૯ પાન ૧૨૮ ઉપર આધાર મૂકવામાં આવેલો. અને આખું વચનામૃત વાંચતાં વૈકુંઠ, ગોલોક અને બ્રહ્મમહોલ એ શબ્દો એકજ વસ્તુ માટે વપરાયેલા હોય એમ મને લાગે છે.

આ વચનામૃતનો વિષય નીચે મુજબ છેઃ—

" પરમેશ્વર પ્રત્યે પરમ પ્રેમ ઉત્પન્ન કરવાનો શ્રેષ્ઠ રસ્તો કયો છે ?"

---

† આ ઠેકાણે ટાંકેલા શાસ્ત્રાધારોમાં શંકા છે.

એ ભાવના મેળવવા નિચેના રસ્તા છેઃ—

(૧) શ્રીજીમહારાજ પરમેશ્વર હતા એમ માનવા નિશ્ચય કરવો.

(૨) આજે પરમેશ્વર "બ્રહ્મમહોલ, ગોલોક, વૈકુંઠ, અને બીજાં બધાંજ ધામોના" અધિપતિ હતા.

ઉપર જણાવેલાં ધામોના અધિપતિઓ કોણુ હતા એ નકકી થાય તો અર્થ શો છે એ સ્પષ્ટ થાય. ગોલોક શ્રીકૃષ્ણનું ધામ છે, વૈકુંઠ વિષ્ણુનું અને બ્રહ્મમહોલ શ્રીકૃષ્ણનું નિવાસ સ્થાન છે, એ કબુલ કરવામાં આવેલું છે. **શ્રીકૃષ્ણ વિષ્ણુના અવતાર હતા. આ રીતે એ બધા શબ્દો એકજ છે.** ઉપર જણાવેલ કારણ આંક ૩૫૯ પાન ૨૯૭ ને લાગુ પડે છે. આંક ૩૦૨ ને પણ ઉપર (આંક ૩૦૩ અને ૩૦૪ના સંબંધમાં) કરેલી ટીકા લાગુ પડે છે.

(૮૦) વડતાલ ગાદીનો સિદ્ધાંત એવો છે કે-**શ્રીજીમહારાજ કૃષ્ણનો અવતાર** હતા. અને પ્રતિવાદીઓનું કહેવું એમ છે કે-શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણથી પર હતા અને તેમનાથી જુદા હતા. આ સંબંધમાં સત્સંગિજીવનથી શરૂ કરવું જોઈએ. આંક ૨૯૩ પાન ૧૦૭ થી ૧૧૧ માં જણાય છે કે-એક વખત દુર્વાસા મુનિ નરનારાયણ પાસે ગયા અને ત્યાં તેમનો યોગ્ય આવકાર અને સત્કાર થયો નહિ તેથી તેમણે નારાયણને તથા ત્યાં બીજા હતા તે બધાને શાપ આપ્યો. પછી નારાયણે બધાને દીલાસો આપ્યો અને સમજાવ્યું કે પોતાને એકાન્તિક ભક્તિના પ્રચારનું કાર્ય પરિપૂર્ણ કરવાનું હતું (શ્લો. ૪૧ પાન ૧૦૯ આંક ૨૯૩) આંક ૨૯૩ ના ૩૦૫ મા પાનથી સ્પષ્ટ જણાય છે કે-જેનો જન્મ થએલો તે **શ્રીકૃષ્ણ સીવાય બીજું કોઈ ન હતું**. આ વાત આટલેજ અટકતી નથી પણ આ વસ્તુને ચોક્કસપણે ખાત્રીપૂર્વક જણાવતી હકીકતો સત્સંગિજીવનના પ્રકરણોમાંથી મળી રહે છે (જુઓ આંક ૨૯૩ પાન ૪૩; પાન ૯૫ (શ્લો. ૧૬) પાન ૧૦૮–૧૦૯ (૩૪ થી ૪૦); પાન ૨૧૩ શ્લો. ૩૬), પાન ૭૦૭ (શ્લો. ૬૨); પાન ૪૭૧). આ પ્રમાણોથી જણાય છે કે-**શ્રીજીમહારાજ પોતાને શ્રીકૃષ્ણના અવતાર સિવાય બીજા કોઇ કદીજ માનતા નહોતા.** પ્રતિવાદીઓ આ કબુલ કરતા નથી. **અને કદાચ આ મોટામાં મોટો મતભેદ છે. શ્રીકૃષ્ણને સંપ્રદાયથી દૂર કરવામાં આવે તો કોઈપણ કલ્પનાથી એ ઉદ્ધવસંપ્રદાય કહી શકાય નહિ. અને વધુમાં દીક્ષા એ ભાગવતી દીક્ષા રહે નહિ.**

(૮૧) પ્રતિવાદીઓ નીચે પ્રમાણે માને છે અને ઉપદેશ કરે છે : -

(૧) શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણના અવતાર નથી.

(૨) શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણથી ઉચી કોટીના છે અને એનો અર્થ કે જુદા છે.

(૩) શ્રીજીમહારાજ અવતારના અવતારી હતા.

(જુઓ પેરા ૧૧૧ આંક ૨૮૦). આંક ૨૮૦ એ ઉપર જણાવ્યા મુજબ કહેવાને માટેનાં પ્રમાણો જુબાનીના પેરા ૮ અને ૧૫ માં આપેલાં છે. પ્રમાણો અનેક છે પણ ઉલટ તપાસમાં શ્રીજીસ્વરૂપદાસજીને તેમાંનાં ઘણાંખરાં છોડી દેવાં પડેલાં. આંક ૨૮૦ ને તે જે વચનામૃત ઉપર આધાર રાખતા હતા તે પૈકી કેટલાંક વચનામૃતો બતાવવામાં આવેલાં અને તે ઉપરથી અનિવાર્ય નિર્ણય (આંક ૨૮૦ ના શબ્દોમાં) એવો હતો કે :—

**"હવે હું કહું છું કે શ્રીજીમહારાજે પોતે કહેલું કે-શ્રીકૃષ્ણ પૂર્ણ પુરૂષોત્તમ હતા."** (પેરા ૧૧૨ આંક ૨૮૦ છેવટનો ભાગ).

પછી આ સાક્ષીને વચનામૃત વડતાલ ૧૮ (આંક ૩૫૯) બતાવવામાં આવેલું અને તેને એ વસ્તુ કબુલ કરવી પડેલી. (પેરા ૧૧૨–આંક ૨૮૦).

**(૧) શ્રીકૃષ્ણ અવતારના અવતારી હતા.**

**(૨) શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ નારાયણ કહી શકાય.**

અને પેરા ૧૧૩ અ માં એ કબુલ કરે છે કે–**બધાજ અવતારો પુરૂષોત્તમ નારાયણના છે.** આ કબુલતો ઉપરથી એમ કહી શકાય કે–**શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ નારાયણ હતા. અને અવતારના અવતારી હતા. અને શ્રીકૃષ્ણ અને શ્રીજીમહારાજ એકજ હતા એટલે કે શ્રીજીમહારાજ એ શ્રીકૃષ્ણના અવતાર હતા તેથી શ્રીકૃષ્ણને માટે જે જે કહી શકાય તે તમામ શ્રીજીમહારાજને માટે પણ કહી શકાય અને શ્રીજીમહારાજ વિષે જે જે કહી શકાય તે તમામ શ્રીકૃષ્ણ વિષે પણ કહી શકાય.** જો આ નિર્ણય હોય તો એમ ચોક્કસપણે કહી શકાય કે–**પ્રતિવાદીઓ વડતાલ સંસ્થાને માન્ય નથી એવો ઉપદેશ લોકોને આપે છે.** અને વધુમાં જો એમાં કયો પક્ષ આ બાબતમાં ખરો છે એ નક્કી કરવાનું હોય તો કહેવું જોઈએ કે–**સંભવો વાદીની તરફેણમાં છે.**

(૮૨) આંક ૯૩ શ્લોક ૧–૫૪. ૧૦૮–૧૧૬–૧૨૧ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે–**સંપ્રદાયના ઇષ્ટ દેવ શ્રીકૃષ્ણ છે અને શ્રીકૃષ્ણની ઉપાસના કરવાની છે. શ્રીજીમહારાજ અને શ્રીકૃષ્ણ એકજ હતા અને શ્રીકૃષ્ણ સર્વોપરી અને અવતારના અવતારી બન્ને હતા** એ બાબત વચનામૃતમાં સ્પષ્ટ હકીકતો છે. આ વિષે જુઓ આંક ૩૫૯ પાન ૭ પાન ૮૯–૩૫૫–૪૦૫–૪૭૫–૪૯૬–૫૨૨–૫૭૨–૬૨૩–૬૮૨ અને ૬૮૩. કોની ભક્તિ કરવાની છે (શ્રીકૃષ્ણ અને રાધા) એ આંક ૩૫૯ ના ૭ મા પાને કહેવામાં આવેલું છે. **શ્રીકૃષ્ણનો અવતાર સર્વોપરી હતો અને એ અવતારમાં બીજા બધા અવતારો કરતાં વિશેષ શક્તિ હતી** એ હકીકત શ્રીજીમહારાજે આંક ૩૫૯ ના ૩૫૫ મા પાને કહેલી અને દાખલા સહિત સાબીત કરેલી અને **શ્રીજીમહારાજ અને શ્રીકૃષ્ણ એકજ હતા** એવા નિર્ણય ઉપર લોકો આવેલા. આંક ૩૫૯ ના ૫૨૨ મા પાને કહેલું છે કે–શ્રીમદ્ભાગવતના શ્રીકૃષ્ણ સર્વોપરી હતા અને શ્રીકૃષ્ણ સાકાર છે. ગઢડા મધ્ય ૬૪ (આંક ૩૫૯ પાન ૫૭૨)માં શ્રીકૃષ્ણનો અવતાર બધાજ અવતારોમાં મોટો શા કારણોથી હતો એ બાબત શ્રીજીમહારાજે જણાવી છે. અને એજ વચનામૃતના છેલ્લા શબ્દો નિચે મુજબ છે :—

**"જે એજ જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજીમહારાજ છે."**

**વચનામૃત વડતાલ ૧૮ (આંક ૩૫૯ પાન ૬૨૫) કહે છે કે–શ્રીકૃષ્ણનો અવતાર સર્વ અવતારોમાં મોટો છે. અને તે અવતારના અવતારી છે. અને પોતેજ પુરૂષોત્તમ નારાયણ છે. આ પ્રમાણે શ્રીકૃષ્ણ, પુરૂષોત્તમ નારાયણ, સર્વોપરી અને અવતારના અવતારી હતા. અને શ્રીજીમહારાજ બીજા કોઇ નહિ પણ શ્રીકૃષ્ણજ હોવાથી એ પણ પુરૂષોત્તમ નારાયણ, સર્વોપરી અને અવતારના અવતારી હતા.** આથી ઉપર જણાવેલા વડતાલના સિદ્ધાન્તમાં વધુ વ્યાજબીપણું છે. અને આંક ૨૮૦ પણ વડતાલમાં ધરાવાતા સિદ્ધાન્તોની તદ્દન વિરૂદ્ધના જે પોતાના સિદ્ધાન્તો છે તેને ટેકો આપી શકતો નથી.

(૮૩) આથી સ્પષ્ટ થાય છે કે–પ્રતિવાદીઓ કહે છે કે શ્રીકૃષ્ણ તેના ઉપાસ્ય દેવ નથી એટલે પ્રતિવાદીઓ કરે છે તેમ **શ્રીકૃષ્ણને સંપ્રદાયમાંથી ખસેડી મૂકવા કોઈ પણ માણસ પ્રયત્ન કરે, અથવા શ્રીકૃષ્ણની જગાએ બીજાને દાખલ કરે, અથવા શ્રીજીમહારાજ એ શ્રીકૃષ્ણથી જુદા છે અને ઉંચી કોટીના છે** એમ કહે (વાંચો આંક ૨૮૦ પેરા ૧૧૩) **તો તે દેહમાંથી આત્માને કાઢી લે છે અને ખરૂં જોતાં આખા સંપ્રદાયને ભાંગી નાંખે છે. મારી ધારણા પ્રમાણે મતભેદો અને તફાવતો એટલા બધા મોટા જણાય છે કે કોઈ પક્ષ તેમના પંથો એકજ છે એમ પ્રામાણિકપણે કહી શકે નહિ.**

(૮૪) એ નિઃશંક ખરૂં છે કે–શ્રીજીમહારાજે **"સર્વોપરી" અને "અવતારના અવતારી" અને "પુરૂષોત્તમ નારાયણ" એ શબ્દો બન્ને–શ્રીકૃષ્ણ અને પોતાના સંબંધે વાપરેલા.** શ્રીજી-મહારાજે હંમેશાં પોતાને શ્રીકૃષ્ણ સાથે જોડેલા અને શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ નારાયણ સાથે જોડેલા એ હકીકત કોઈ ધ્યાનમાં લે તો આ તદ્દન ચોખ્ખું જણાય છે. **કોઈપણ શ્રીકૃષ્ણને આ સંપ્રદાયમાંથી તદ્દન કાઢી નાંખી શકે નહિ.** આંક ૨૮૦ ઇચ્છે છે તેમ **જો શ્રીકૃષ્ણને કાઢી નાંખવામાં આવે અથવા શ્રીજી-મહારાજથી ઉતરતી કોટીએ ઉતારી પાડવામાં આવે તો શિક્ષાપત્રીના ઘણા ખરા શ્લોકોનો બીલકુલ કંઇજ અર્થ રહે નહિ એમ હું માનું છું.** બરાબર આજ નિર્ણય ઉપર આંક ૨૮૦ **આવે છે** પણ તે એ કબુલ કરતો નથી, કારણ કે તે કહે છે કે શ્રીજીમહારાજે પોતે ઉપદેશ કરતા હતા ત્યારનો **સમય અને** દેશકાળ જોઈ આવું કહેલું.' (આંક ૨૮૦ પેરા ૧૧૨ છેવટનો ભાગ) હું ધારૂં છું કે–જેને બન્ને પક્ષો ભગવાન જેવા ગણે છે ઈશ્વરના અવતાર જેવા ગણે છે અને ઈશ્વર જેવા ગણે છે તેને દ્વૈતપણું આરોપવા કરતાં પોતાને જે લાગે છે તે કહે છે પણ એને પોતે ટેકો આપી શકતો નથી એમ કહેવું પ્રતિવાદી નં. ૧ ના પ્રતિનિધિ માટે વધારે સારૂં અને પ્રતિષ્ઠાભર્યું હોત.

(૮૫) ઉપરની હકીકત જોતાં ઉપરના શબ્દો જ્યાં જ્યાં વપરાયા છે તેનું પૃથક્કરણ કરવાની જરૂર નથી. એટલુંજ કહેવું બસ છે કે શ્રીજીમહારાજે કહ્યું હતું તે એ હતું કે **પોતે શ્રીકૃષ્ણનાજ અવતાર હતા અને શ્રીકૃષ્ણ સીવાય બીજા કોઈજ નહોતા.**

(૮૬) આ સંબંધમાં મ્હને આંક ૩૦૩ પાન ૨૧૩ ની ૪૦–૪૩ કડીઓ બતાવવામાં આવેલી અને જણાવવામાં આવેલું કે રામાનંદે નીચે મુજબ કહ્યાનું કહેવાય છેઃ—

"શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણથીય પણ મોટા છે."

મ્હારી આગળ એવી દલીલ કરવામાં આવી છે કે–જો શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણના અવતાર હતા તો આ વાત અસંબદ્ધ છે અને તે સમજાવી શકાય તેમ નથી. કડી ૧ થી ૨૫ વાંચવાથી આ શંકાઓ દૂર થાય છે. કડી ૧ થી ૨૫ સુધીમાં જણાવવામાં આવેલ છે કે–રામાનંદસ્વામી ભુજ ગયા હતા. તેમની શ્રીજીમહારાજ લોજમાં રાહ જોતા હતા. જ્યારે શ્રીજીમહારાજની ધીરજ ખૂટી ત્યારે આ નવા સંન્યાસીના આગમન સંબંધમાં રામાનંદસ્વામીને કાગળ મોકલવામાં આવેલો. એ કાગળ મળતાં રામાનંદસ્વામીને સમાધિ થઈ **અને તે સમાધિમાં તેમણે જોયું કે–શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણના અવતાર હતા અને પોતે ઉદ્ધવના અવતાર હતા.** તેથી એ કડીઓના અર્થમાં એટલુંજ છે કે–બીજા બધા અવતારોમાં સિદ્ધિઓ કરતાં આ અવતારની સિદ્ધિ (કર્મ) ચઢીઆતી હતી. આ એકજ એનો અર્થ છે. આમ કહેવાને બીજું કારણ એ છે કે–શ્રીજી-મહારાજ તરીકેના અવતારમાં શ્રીકૃષ્ણે મોક્ષ માટેનો એક ચોક્કસ અને સહેલો માર્ગ ભક્તિનો ઉપદેશ કરવાનો હતો.

(૮૭) મી. અગોને દલીલ કરેલ કે–'કોઈપણ સંજોગોમાં અનુયાયીઓને શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણનાથી ઉંચી કોટીના ન હતા એવી કોઈ સીધી મના કરવામાં આવી નથી' હું ધારૂં છું કે–શિક્ષાપત્રીના શ્લોક ૨૯ અને સત્સંગિજીવન પ્રકરણ ૨ અધ્યાય ૧૭ શ્લો. ૧૧ (આંક ૨૯૪ પાન ૧૮૧) જોતાં આ દલીલ ખોટી પડે છે. **સંપ્રદાયના કોઈપણ પુસ્તકમાં શ્રીકૃષ્ણને ઉતારી પાડવામાં આવ્યા નથી અથવા હલકા સ્થાને મુકવામાં આવ્યા નથી એમ ચોક્કસ કહી શકાય.**

(૮૮) પછી તેમણે સ્થાપેલા ધર્મમાં ઈષ્ટદેવતા તરીકે કોને ગણેલા છે તે આપણે જોઈએ. આંક ૯૩ શિક્ષાપત્રીના પહેલા શ્લોકમાં શ્રીજીમહારાજ જણાવે છે કેઃ—

**"હું મ્હારા હૃદયમાં શ્રીકૃષ્ણનું ધ્યાન ધરૂં છું........................."**

શ્લોક ૨૫ માં તેઓ શ્રીકૃષ્ણની ભક્તિ માટે આજ્ઞા કરે છે. શ્લોક ૬૨ માં એઓ કહે છે કે 'શ્રીકૃષ્ણ-આઠમા અવતારને ભજવાના છે.' શ્લોક ૧૧૧ થી ૧૧૫ કહે છે કે 'શ્રીકૃષ્ણનું ધ્યાન ધરવાનું છે' શ્લોક ૧૦૮-૧૦૯ કૃષ્ણ-સંપ્રદાયના ઇષ્ટદેવ કોણ હતા એ બાબત કહે છે. આથી **સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ છે** એ બાબતમાં કાંઈ શંકા રહેતી નથી. (જુઓ સ. જી. પ્રકરણ ૨ અધ્યાય ૩૭ શ્લો. ૯૬-૧૦૨=આંક ૨૯૪ પાન ૩૮૯; પ્રકરણ ૪, અધ્યાય ૨૫ શ્લો. ૮૩=આંક ૨૯૬ પાન ૨૧૫ અને પ્રકરણ ૪, અધ્યાય ૪૬, શ્લો. ૧૧-૧૨ આંક=૨૯૬ પાન ૫૬૭) **પ્રતિવાદીઓ શ્રીકૃષ્ણને પોતાના ઇષ્ટદેવ તરીકે ગણતા નથી.**

(૮૯) **હવે આપણે સંપ્રદાય માટે નક્કી કરેલી ક્રિયાઓ તપાસીએ.** તે નીચે મુજબ છેઃ—

**(૧) ફક્ત આચાર્યેજ આપેલી પ્રતિમાઓ પૂજવાની.**

**(૨) ફક્ત આચાર્યેજ સ્થાપેલી મૂર્તિઓને પૂજવાની.**

આ સીવાયની બીજી મૂર્તિઓ તો ફક્ત નમસ્કાર કરવાને યોગ્ય છે. (આંક ૯૩ શ્લોક ૬૨) આ સંબંધમાં આંક ૨૮૦ કહે છે કેઃ—

'મ્હને સ. જી. પ્રકરણ ૪ અધ્યાય ૫૨ ના શ્લો. ૧ થી ૪ બતાવવામાં આવેલ છે. કઇ મૂર્તિઓ પૂજવાની છે તે તેમાં જણાવેલું છે. એમાં નીચે મુજબની મૂર્તિઓ પૂજવાનું કહેવામાં આવ્યું છે."

(૧) ઔદ્ધવ આચાર્યો (વર્તમાન આચાર્ય અને ભવિષ્યના આચાર્ય સહિત) પાસેથીજ મૂર્તિઓ મેળવવી.

(૨) આચાર્યે આપેલી મૂર્તિઓની અથવા આચાર્યે પ્રતિષ્ઠા કરેલ મૂર્તિઓ, બીજી નહિ.

બીજા ભાગ માટે એમ કહેવામાં આવ્યું છે કે 'એ આજ્ઞા કદી પાળવામાં આવેલ નથી.' ગમે તેમ હોય પણ આંક ૨૮૦ ને કબુલ કરવું પડ્યું છે કે **પોતાના સમયમાં બંધાયેલાં શિખરબંધ મંદિરોમાં બધીજ મૂર્તિઓની સ્થાપના શ્રીજીમહારાજે પોતે કરેલી છે.** વધુમાં એ કબુલ કરે છે (પેરા ૧૨૯) કે શ્રીજીમહારાજે બ્લોક તૈયાર કરાવ્યા હતા અને વાદી એજ બ્લોકમાંથી તૈયાર કરેલી પ્રતિમાઓ આપે છે, બીજી નહિ. આ સંબંધમાં એમ કહેવામાં આવેલું કે-સંસ્કૃતમાં **ગુરૂ** શબ્દ છે (આંક ૯૩ શ્લોક ૬૨) પણ અગાઉ જણાવ્યા મુજબ ગુજરાતી મૂળનું છે અને તેમાં આચાર્ય અથવા ધર્મવંશના ગુરૂ એ શબ્દ વપરાયેલો છે.

**(૩) બે સમૈયા.**

**૧ કાર્તિકી એકાદશી.**

**૨ રામનવમી.**

આ **સમૈયા** દર વરસે ભરાય છે અને તે વખતે વડતાલમાં આખો સંપ્રદાય મળે છે. (જુઓ આંક ૧૭૬ પેરા ૨૧. આંક ૩૦૪ પાન ૪૩૨ કડી ૨૨-૨૪ અને ૨૮-૩૧. આંક ૩૦૨ પ્રકરણ ૭૮) **પ્રતિવાદી નં. ૬ બોચાસણ મંદિરમાં સમૈયા ભરે છે એ કબુલ કરવામાં આવે છે.**

**(૪) આવાહન મંત્ર.**

**પૂજા** શરૂ કરતાં પહેલાં આ મંત્ર ઉચ્ચારવામાં આવે છે. પૂજાની મૂર્તિમાં ઇશ્વરને દાખલ થવા માટે પ્રાર્થના કરવામાં આવે છે એમ આ મંત્રનો અર્થ છે. ધર્મક્રિયામાં એ એક અગત્યની વસ્તુ છે અને ફક્ત ઇષ્ટદેવનેજ આવાહન કરવામાં આવે છે અથવા સંબોધવામાં આવે છે. આ મંત્ર શું છે એ બાબત સ. જી. પ્રકરણ ૩ અધ્યાય ૨૮ શ્લોક ૩૫ (આંક ૨૯૫ પાનું ૨૮૭)માં જણાવવામાં આવેલું છે પ્રાર્થના કરવામાં આવેલા ભગવાન શ્રીકૃષ્ણ છે અને તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું છે નહિ, કારણ કે તે સંપ્રદાયના ઇષ્ટદેવ છે. આ સંબંધમાં આંક ૨૮૦ કહે છે કેઃ —

'અમે એ નામ બદલ્યું છે અને શ્રીકૃષ્ણને બદલે અમે સંબોધીએ છીએ કે–હે નાથ સ્વામિ-નારાયણ પ્રભો."

આ વસ્તુ આટલેથીજ અટકતી નથી પણ **આમાં બે દેવોની પ્રાર્થના કરવામાં આવે છે (૧) શ્રીજીમહારાજ (૨) ગુણાતીતાનંદસ્વામી.**

**(૫) આરતી.**

**(૬) ધૂન.**

વાદીના સાક્ષી ( આંક ૧૭૬ ) કહે છે કે '**સ્વામિનારાયણ**' નામની ધૂન કરવામાં આવે છે.

(૯૦) શ્રીજીમહારાજે પોતે સ્થાપેલ સંપ્રદાયની રચનાના સંબંધમાં ચોક્કસપણે જણાવેલ બાબતો વિષે આપણે આગળ જોઈ ગયા છીએ. સંપ્રદાયના પ્રમાણપાત્ર ગ્રંથો બાબત, સંપ્રદાયના સિદ્ધાન્તો બાબત અને સંપ્રદાયની ક્રિયાઓ બાબત પણ જોઈ ગયા છીએ. **વાસ્તવિક રીતે કશુંજ અનિશ્ચિત રાખવામાં આવ્યું ન હતું અને તેમણે જણાવેલ બાબતોમાંથી કોઈપણ બાબતમાં જુદા પડવા માટે વ્યાજબીપણું નથી.** પ્રતિવાદીઓ વાદી પાળે છે તે અને શ્રીજીમહારાજે કહ્યા પ્રમાણેના સિદ્ધાન્તો અને ક્રિયાઓ વિગેરે ધરાવે છે કે નહિ એ સવાલ સાથે આ દાવામાં આપણને સંબંધ છે. એ વધારે ઉંચા કે સારા છે યા નહિ એ સવાલ નથી. પ્રતિવાદીઓ એજ સિદ્ધાન્તોને અનુસરે છે કે નહિ એ સવાલ છે. આ સંબંધમાં ૧૯૦૪ એ. સી. ૫૧૫ ( **જનરલ એસેમ્બલી ઓફ ફ્રી ચર્ચ ઓફ સ્કોટલેન્ડ વિ. લોર્ડ ઓવરટાઉન** )માં ૬૧૩ મા પાના ઉપરની ટીકા બરાબર મુદ્દાસરની છે.

**પાન ૬૧૩ ઉપર નીચે મુજબ છે :—**

" ન્યાયની અદાલતને કોઈપણ સિદ્ધાન્તની સંગીનતા અથવા પોકળતા સાથે કાંઈ સંબંધ નથી એ વસ્તુ હાલની તકરારમાં ધ્યાનમાં રાખવાની જરૂર છે. જે વિચારો ધરાવવામાં આવે છે તે ગેરકાયદેસર નથી એમ માની લઈ–અને એ સવાલ અત્રે ઉપસ્થિત થતો નથી–**ટ્રસ્ટનો અસલ હેતુ શો હતો તેજ અદાલતે નક્કી કરવાનું છે.**

મારા સાહેબો ! જે વિચારો હોય તેમાં અગત્યનું શું છે અને બીન અગત્યનું શું છે એ બાબત તર્ક ચલાવવાનો આપણને હક્ક છે એમ હું માનતો નથી. **કયા વિચારો ધરાવવામાં આવતા હતા અને ટ્રસ્ટના સ્થાપકે શું અગત્યનું માનેલું એજ માત્ર સવાલ છે.**

આ વિષય ઉપર વિલાયતના કાયદાના સિદ્ધાન્ત મુજબ, ધાર્મિક પૂજા માટે અ, બ, ક, વી. ના બનેલા કોઈપણ પંથ માટે કોઈ મિલ્કત ટ્રસ્ટમાં આપવામાં આવી હોય અને તેની બાબતમાં જે દસ્તાવેજમાં ગોઠવણ કરવામાં આવી હોય તો અદાલત તે પ્રમાણે અમલ કરે. પરંતુ જો દસ્તાવેજમાં એ બાબતમાં કાંઈ ગોઠવણ ન હોય અને સંસ્થામાં તડ પડે તો જે મતો અને સિદ્ધાન્તો માટે પંથ અસલ સ્થાપવામાં આવ્યો હોય તે મતો અને સિદ્ધાન્તોને વળગી રહેવા બદલ ટ્રસ્ટના હિતધારીઓ મીલકતમાંનો પોતાનો હક્ક ગુમાવી બેસે એવી રીતે ધાર્મિક સંસ્થાનું ટ્રસ્ટ વિલાયતનો કાયદો ચલાવે એવું મને જડયું નથી. આવું ટ્રસ્ટ સંસ્થાના મૂળ સિદ્ધાન્તોને વળગી રહેનારના લાભ માટેને બદલે માત્ર વધુમતિના લાભમાં અદાલત ચલાવે એમ કહેવા માટે મને કોઈ ફેંસલો મળ્યો નથી."

**પાના ૬૧૬ ઉપર નીચે મુજબ ટીકા છે.**

"આજ વિષય ઉપર આયર્લેન્ડમાં **ડીલ વિરૂદ્ધ વોટસનના** ફેંસલામાં રગીથ બી. એ કહ્યું છે કે "મારી સહીથી અથવા મારી જાહેરાતથી પ્રભુના શબ્દો ઉપર માણસોના શબ્દોને હું અપીલ કરૂં છું અથવા ધાર્મિક ગ્રંથોમાંના કેટલાક ફકરાઓના મારા સહઅનુયાયીઓ ( ખ્રીસ્તીઓ ) ના કેટલાક મંડળોએ કરેલા

અર્થ સાથે હું સંમત થાઉં છું એમ હું માનતો નથી. અર્થમાં તેમજ તેમાંથી ઉદ્‌ભવતા પંથમાં તેઓ મારી સાથે એકમત છે અને હું તેઓ સાથે એકમત છું પણ બન્નેમાંથી એક પણ બીજાના પ્રમાણ ઉપર માન્યતા ધરાવતા નથી. બન્નેએ બાઈબલને મૂળ તરીકે લઈ સિદ્ધાન્ત કાઢ્યો છે; ખરા ધર્મનો એક માત્ર નિયમ અને ભૂલ વગર રસ્તો બતાવનાર એક માત્ર ભોમીઓ બાઈબલમાં છે એમ બન્ને માને છે. માણસના દોષો છતાં જેટલી સારી રીતે બની શકે તેટલી સારી રીતે દરેક જણ પ્રભુની સહાય અને તેથી ઉતરતી મનુષ્યની ધાર્મિક સહાય વડે અર્થ કાઢે છે. બન્ને એ અર્થમાં એકમત છે; એ અર્થથી તેમની માન્યતા ચાલે છે અને એ રીતે અર્થમાં જેઓ એકમત હોય છે તેઓ એક પંથના અનુયાયીઓ બને છે.

અને ત્રીજું, અમે અમારી માન્યતાઓ યા સિદ્ધાન્તો ઉપર સહી કરવા માટે અમારા પડોશીઓ ઉપર જોરજુલમ કરતા નથી. તેની અક્કલ, તેનું અંતઃકરણ અને પ્રભુની કૃપા તેને જેમ દોરવે તે મુજબ તેને એ પંથ કબુલ રાખવા યા તેનાથી વિરૂદ્ધ થવા સંપૂર્ણ છુટ આપીએ છીએ. અમે તો માત્ર એટલુંજ કહીએ છીએ કે અમારી સાથે સંમત હો તો સહી કરો અથવા અમારા સિદ્ધાન્તો સાચા છે એ બદલ કોઈ રીતે જાહેરાત કરો; અથવા જો વિરૂદ્ધ હો તો એવી સહી યા જાહેરાત નહિ કરો. અને જો અમારી સાથે સંમત હોય તો તે અમારા ધર્મનો છે અને અમારાથી વિરૂદ્ધ હોય તો તે અમારા ધર્મનો નથી એમ અમે કહીએ છીએ. અમે તેને અમારો મત કબુલ કરવા દબાણ કરતા નથી પણ ફક્ત તે અમારો મત માને છે કે નહિ તે બાબત અમુક કૃત્યોથી અમોને જણાવવા અમે કહીએ છીએ અને તે પણ જો તે અમારી સંસ્થામાં દાખલ થવાનો અને અમારો સહધર્મી હોવાનો હક્ક કરે તો. એ કસોટી વગર અમારી સંસ્થામાં એક સરખા મતથી સંધાઈ ગએલો સંગીન ખડક ન થાય પણ સંધાયા વગર ફક્ત ભેગા મળેલા છુટા છુટા રેતીના દાણાનો ઢગલો એટલે કે એકબીજાથી જુદા અને છુટા અને માત્ર આંતરિક અસરખાપણું અને પરસ્પર મતભેદ અને વિરોધ વડે સંકળાએલા ફક્ત નામના જોડાએલા પરંતુ ખરી રીતે તદ્દન જુદા જુદા બુદ્ધિવાળા માણસોનો સમુદાય હોય. .........અને અલબત આને હું એક જુની કહેવત મુજબ ધર્મ વગરનું મંદિર સમજું."

અને તેથી સવાલ એ છે કે–પ્રતિવાદીઓ શ્રીજીમહારાજે નક્કી કરેલા સિદ્ધાન્તો, ક્રિયાઓ, રીતો અને કસોટી કે જે વડે પોતાનો આખો સંપ્રદાય સંકળાએલો છે તેજ સિદ્ધાન્તો, ક્રિયાઓ, રીતો અને કસોટીઓ ધારણ કરતા હતા એમ કહેવાય કે નહિ ?

**(૯૧) બચાવપક્ષ નીચેની હકીકતો ખુલ્લી રીતે કહે છે :—**

**(૧) પ્રતિવાદીઓએ આચાર્યની સત્તાનો સિદ્ધાંત નકાર્યો છે. તેઓ કહે છે કે–પોતે આચાર્યના આશ્રિતો નથી.**

**(૨) આચાર્યનેજ દીક્ષા અને મંત્ર ઉપદેશ આપવાની સત્તા છે. એ સંપ્રદાયના મુખ્ય સિધ્ધાન્તને પ્રતિવાદીઓએ નકાર્યો છે.**

**(૩) પ્રતિવાદીઓએ સ્થાપકે પાડેલા દેશ વિભાગને નકાર્યો છે.**

**(૪) શ્રીજીમહારાજે જેમને સંપ્રદાયના ઇષ્ટદેવ હોવાનું સ્પષ્ટપણે કહ્યું હતું તે ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને નકાર્યા છે.**

**(૫) પ્રતિવાદીઓએ શ્રીકૃષ્ણના સ્થાને અક્ષરપુરૂષોત્તમને મુકયા છે.**

**(૬) પ્રતિવાદીઓએ ક્રિયાઓ બદલી છે.**

**(૭) ગોલોક કે જેને સ્થાપકે પોતાના અનુયાયીઓ માટે ઇપ્સિત ધામ જણાવેલું તેને પ્રતિવાદીઓએ નકારેલ છે.**

આમ દરેક વિગતમાં તફાવત હોવા છતાં પણ પ્રતિવાદીઓ શ્રીજીમહારાજે સ્થાપેલા સંપ્રદાયના અનુયાયીઓ હોવાનું કહી શકાય ? આ સવાલનો ફક્ત એકજ જવાબ હોઈ શકે અને તે પ્રતિવાદીઓની વિરૂદ્ધમાં. ખરૂં જોતાં તેઓ અને શ્રીજીમહારાજે સ્થાપેલા સંપ્રદાયના અનુયાયીઓ વચ્ચે કોઈજ બાબતમાં સરખાપણું નથી અને કોઈ સામાન્ય માન્યતાની સાંકળ નથી.

(૯૨) ઈસણાવ હરિમંદિર એ વડતાલ સંસ્થાના સાધુઓના ઉપયોગ માટે હતું એ ચોક્કસ છે. આંક ૩૩૫ માં 'તમારા' શબ્દ વાપરવામાં આવેલ છે અને આનો અર્થ આચાર્યે દીક્ષા આપેલા અને સત્સંગિજીવન અને લેખમાં જણાવ્યા મુજબ તેમને વફાદાર રહેતા હોય એવા સાધુઓ એ છે, ઉપર જણાવેલાં કારણોને લીધે મુદ્દા નં. ૬ (૨) અને નં. ૭ ઉપર મ્હારો નિર્ણય હકારમાં રહેશે.

(૯૩) આ દાવામાં બીજો સવાલ એ છે કે-પ્રતિવાદી નં. એકને સંપ્રદાયમાંથી 'વિમુખ' કરેલા એટલે સંપ્રદાયની બહાર મુકેલા કે નહિ । ( મુદ્દા નં. ૬ ભાગ (૧) )

આ સંબંધમાં વાદીનું કથન નીચે મુજબ છેઃ—

"પ્રતિવાદી નં. ૧ પહેલાં વડતાલ ગાદીનો આશ્રિત સાધુ હતો. પણ તે સંપ્રદાયના સિદ્ધાન્તોથી વિરૂધ્ધ પ્રચાર કરતો હોવાથી લગભગ સંવત ૧૯૬૧ માં તેને વિમુખ કરવામાં આવેલો અને પરિણામે તેને કાઢી મૂકવામાં આવેલો. અને તે સમયથી પ્રતિવાદી નં. એકે અમારા સંપ્રદાયના સિદ્ધાન્તોની વિરૂદ્ધતા સિદ્ધાન્તોનો ઉપદેશ કરી પોતાના અનુયાયીઓ બનાવ્યા છે અને અમારા સંપ્રદાયના નિયમ વિરૂદ્ધ દીક્ષા પણ આપી છે. અને તેના અનુયાયીઓની મદદથી પ્રતિવાદી નં. એકે સારંગપુર, બોચાસણ અને ગોંડળમાં જુદાં મંદિર બંધાવ્યાં છે. અને એ મંદિરમાં એ પોતાના પંથના સિધ્ધાન્તો ઉપદેશ કરે છે (પેરા ૬ આંક ૧)

આના જવાબમાં પ્રતિવાદી નં. ૧ નીચે પ્રમાણે છે :—

"પ્રતિવાદી નં. એકને સંપ્રદાયના સિદ્ધાન્તોથી વિરૂદ્ધ પ્રચાર કરવા બદલ વિમુખ કરવામાં આવેલ એ વાદીનું કથન તદ્દન જુઠ્ઠું છે અને તે પ્રતિવાદી નં. એકનું અપમાન કરવાના ઈરાદાથી કરવામાં આવેલું છે. તેને સંપ્રદાયના કોઇપણ સિદ્ધાન્તથી વિરૂદ્ધ કદી પ્રચાર કર્યો નથી. વડતાલ મંદિરમાં રહેવું એ વ્યાજબી નથી એમ તેને લાગ્યું તેથી તેણે વડતાલ છોડયું અને બીજા લોકોની માફક મંદિરો બાંધ્યાં અને તેમાં તે સંપ્રદાય પ્રમાણે ભગવાનને ભજે છે. તે ઘણાં હરિમંદિરોમાં જાય છે અને તેમાં સ્વામિનારાયણ સંપ્રદાયના સિધ્ધાન્તોનો ઉપદેશ કરે છે." ( આંક ૨૮ પેરા ૧૧)

આંક ૨૮ ના પેરા ૧૦ માં જણાવવામાં આવેલ છે કે—વાદીએ જણાવેલા સમયના અરસામાં ત્યાગીઓ સાથે વિખવાદને લીધે તેણે પોતાની મરજીથીજ વડતાલ છોડેલું. આ ઉપરથી એક વાત ચોક્કસ જણાય છે કે-પ્રતિવાદી નં. ૧ છેલ્લા લગભગ ૩૫ વરસથી વડતાલ રહેતા નથી. વધુમાં એમ જણાય છે કે—કોઈપણ ઠરાવ થયો હોવાનું તે નાકબુલ કરે છે. પ્રતિવાદી નં. એકે પોતાની મરજીથી વડતાલ છોડેલું એમ માની લઈએ તો પણ તેમણે વડતાલ સંસ્થાના સાધુ તરીકેના બધાજ હક્ક ગુમાવ્યા છે એ બાબતમાં કંઈ શંકા જણાતી નથી અને તેઓને ઈસણાવ મંદિરનો ઉપયોગ કરવાનો હક્ક હોઈ શકે નહિ કારણ કે ઈસણાવ હરિમંદિર એ વડતાલ સંસ્થાના સાધુઓનાજ ઉપયોગ માટે છે. પ્રતિવાદી નં. એકના સાક્ષી આંક ૨૧૧ પોતાની જુબાનીમાં આવો ભાવાર્થ કહે છે. જુબાનીના ૧૪ મા ફકરામાં આંક ૨૧૧ કહે છે કેઃ—

"એક હરિકૃષ્ણ નામનો પહેલાં વડતાલનો સાધુ હતો. એણે વડતાલ છોડયું અને પોતાનું મંદિર બાંધ્યું. એ હરિકૃષ્ણ અથવા તેના સાધુઓને ઈસણાવ હરિમંદિરમાં ઉતરવા દેવામાં આવે નહિ."

**પ્રતિવાદી નં. ૧ ના પોતાના જ કહેવા મુજબ હરિકૃષ્ણને જે કાયદો લાગુ પડયો તે પ્રતિવાદી નં. ૧ કેમ લાગુ નહિ પડે એ હું સમજી શકતો નથી.** આ સંબંધમાં આંક ૨૮૦ (પેરા ૪૦) કહે છે કેઃ–" વડતાલના સાધુઓને વડતાલ મંદિરમાંથી ભરણપોષણ કપડાંલત્તાં તથા આશ્રય મેળવવાનો હક્ક છે. દરેક સાધુને વડતાલ મંદિરમાં રહેવા માટે આસન આપવામાં આવેલ છે. તેમાં પ્રતિવાદી નં. ૧ માટે અથવા બોચાસણના કોઈજ સાધુ માટે સ્થાન નથી. અને તેમનો વડતાલ સંસ્થામાંથી ખોરાકી પોષણ મેળવવાનો હક્ક નથી." આ દૃષ્ટિએ મુદ્દા નં. ૬ ના પહેલા ભાગ વિષે કંઈજ નિર્ણય કરવાની જરૂર નથી. છતાંય બન્ને પક્ષોએ આ વિષય ઉપર દલીલ કરવી યોગ્ય ગણેલી હોવાથી હું આ વિષય ઉપર મ્હારો નિર્ણય અને કારણો આપીશ.

(૯૪) **પ્રતિવાદી નં. એકના જીવનનો હેવાલ આપવો ઉપયોગી થશે.** પ્રતિવાદી નં. એકને ૫૦ વરસ પહેલાં તે વખતના વડતાલ સંસ્થાના આચાર્યે દીક્ષા આપેલી એમ જણાય છે. પછી આંક ૧૪૩ થી જણાય છે કે–**તેમના પ્રચારના પાખંડીપણાને લીધે તેઓ મુશ્કેલીમાં મૂકાયા અને તેમને સાધુના સ્થાનમાંથી ઉતારી પાડી પાળા બનાવવામાં આવ્યા.** પ્રતિવાદી નં. એકને સાક્ષીના પાંજરામાં આવી આ કથન ખોટું છે એમ કહેવું ઉચિત લાગ્યું નથી. પણ આ વાત બહુ મહત્વની નથી. પછી તેઓ ફરીથી સંસ્થાના સાધુ તરીકે ચાલુ રહેલા. પ્રતિ. નં. ૧ અને બીજા સાધુઓ વચ્ચે શા મતભેદ ઉભા થયા કે જેના પરિણામે તેઓ કહે છે તેમ વડતાલ છોડવું પડયું તે જાણવા આ દાવામાં કાંઈ પુરાવો નથી. **આંક ૧૪૩ અને ૧૬૦ કહે છે કે–મતભેદો સંપ્રદાય વિષે હતા અને તેમને કાઢી મૂકવામાં આવેલા.** શું સંભવિત હતું એ નક્કી કરવા **પ્રતિવાદી નં. એકનું પછીનું વર્તન તપાસવું જરૂરી છે.**

(૯૫) વડતાલ મંદિર છોડયા પછી પ્રતિવાદી નં. એક રૂદેલમાં એક નાનું મંદિર શરૂ કરે છે. અને આંક ૨૮૦ કબુલ કરે છે કે–'બોચાસણ પંથનું રૂદેલમાં એક હરિમંદિર છે' જો કે મકાન હવે પડી ગયેલું છે. આ પછી એક વરસની અંદર બોચાસણમાં મંદિર બાંધવા પૈસા મેળવવાની વ્યવસ્થા પ્રતિવાદી નં. એકે કરી અને તેમાં મૂર્તિઓની સ્થાપના કરવા પ્રતિવાદી નંબર એકે (આ દાવાના આંક ૨૪૧ મુજબની) આમંત્રણપત્રિકાઓ કાઢેલી. **બોચાસણ મંદિરને વડતાલ મંદિર સાથે કંઇ નિસ્બત નથી, એ બાબત ના કહી શકાય નહિ.** આંક ૨૪૧ કહે છે કે–આ નવા મંદરમાં મુખ્ય દેવ **અક્ષર પુરૂષોત્તમ** છે. એટલે કે–**શ્રીજીમહારાજ** એકલાજ નહિ પણ શ્રીજીમહારાજ અને ગુણાતીતાનંદસ્વામી છે. એ જાણવા જેવું છે કે **વડતાલ ગાદીના તાબાના એકેય મંદિરમાં અક્ષરપુરૂષોત્તમ જેવી કોઈ મૂર્તિઓ નથી.** (આંક ૨૮૦ પેરા ૧૨૩) **ખરૂં જોતાં સંવત ૧૯૬૦ સુધી અક્ષરપુરૂષોત્તમ વિષે કોઈ કશું જ જાણતું ન હોતું.** શ્રીજીમહારાજે સાધુની મૂર્તિ મૂકવા બાબત અથવા સાધુની ઉપાસના કરવા બાબત સીધી મના કરેલ છે. (આંક ૯૩ શ્લોક ૧૧૫) આ બાબત આંક ૨૮૦ પણ કબુલ છે (જુઓ પેરા ૧૧૫ આંક ૨૮૦) આ મૂર્તિઓની સ્થાપનાનું વ્યાજબીપણું બતાવવા નિચેના મુદ્દાઓ ઉપર આધાર રાખવામાં આવે છે :—

(૧) વડતાલ સંસ્થાએ સાધુઓની મૂર્તિઓની સ્થાપના કરેલ છે.

(૨) વડતાલ સંસ્થા તેમની પૂજા કરે છે.

(૩) ગુણાતીતાનંદસ્વામી અક્ષર ધામનો અવતાર હતા.

(૪) સ્થાપના હંમેશાં આચાર્યથીજ થાય એમ નથી અને તેથી સાધુઓને સ્થાપના કરવાનો હક્ક છે.

પ્રતિવાદી નં. એક શિક્ષાપત્રી વચનામૃત અને સત્સંગિજીવન એ પ્રમાણપાત્રો ગ્રંથો છે એમ કબુલ કરે છે અને આ બાબત તેમાં મનાઈ કરવામાં આવેલ છે. હવે જો વાદીએ (૧) (૨) અને ચાર શરતોનો ભંગ કર્યો હોય તો તે સંપ્રદાયને બંધનકર્તા સંપ્રદાયના ગ્રંથો અનુસાર નથી. એકે કરેલ ભંગથી બીજાનો ભંગ વ્યાજબી ઠરી શકે નહિ છતાં પણ જો પ્રતિવાદીઓને રીવાજની દલીલ કરવી હતી તો તે પ્રમાણે તેમણે જણાવવું જોઈતું હતું. પરંતુ આવો રિવાજ માન્ય રાખી શકાય કે કેમ એ શંકાભર્યું છે. ઉપર જણાવેલ મુદ્દા (૧) અને (૨) ને ટેકો આપવા માટે બચાવપક્ષે કેટલાંક ચિત્રો ( ચિત્રોના ફોટાઓ ) રજુ કરાવ્યા છે. એમાંનો એક આંક ૨૪૦ છે અને તેમાં શ્રીજીમહારાજ એક હિંચકા ઉપર ઉભેલા જણાય છે અને ગુણાતીતાનંદસ્વામી અને રઘુવીરજી હિંચકા પાસે નીચે જમીન ઉપર ઉભેલા જણાય છે. તેમના હાથમાંની વસ્તુઓ ઉપરથી જણાય છે કે–તેઓ શ્રીજીમહારાજના ફકત સેવકો તરીકે છે. એમાં ગુણાતીતાનંદસ્વામી પૂજાવા માટે હોય એમ હું માનતો નથી. આંક ૨૪૦ જેવું ચિત્ર રાજકોટના સભામંડપમાં છે અને ગઢડા ધર્મશાળામાં શ્રીજીમહારાજ સાથે પાંચ સાધુઓનું ચિત્ર છે ( અનુક્રમે આંક ૨૫૯ અને ૨૫૩ ) આંક ૨૨૩ સંપ્રદાયનો અનુયાયી ફોટોગ્રાફર છે તેને તપાસવામાં આવેલ છે. તેની જુબાની પેરા ૧૦ માં તે જણાવે છે કે નિજમંદિર ( જયાં ભજવા માટે મૂર્તિઓ પધરાવી હોય તે ) સભામંડપ અથવા ધર્મશાળાથી જુદુ છે. અને સભામંડપમાં નહિ પણ નિજમંદિરમાં આરતી ઉતારવામાં આવે છે અને થાળ ધરાવવામાં આવે છે. આંક ૨૫૫ અને ૨૫૬ એ બે જુદાં ચિત્રો એક ફ્રેમમાં મુકવામાં આવેલ છે અને તે દિવાલ ઉપરનાં હોય એમ જણાય છે અને આ બધાં ચિત્રો ભજવા માટે નથી. આંક ૨૫૨ અને ૨૫૩ ના ફોટાઓ સંબન્ધમાં ફોટોગ્રાફર ( આંક ૨૨૪ પેરા ૧૦ ) જણાવે છે કે– એ છબીઓ સાથે બીજી ઘણી છબીઓ હતી પણ તેણે ફક્ત આટલી છબીઓના ફોટા લીધેલા કારણકે બીજા વધુ ફોટા લેવા તેને કહેવામાં આવેલું નહિ. આજ બતાવે છે કે એ ચિત્રો ભજવા માટે ન હતાં. અને ઘણીવાર એવું બને છે કે–કોઈ માણસ છબી ભેટ આપે અને તેને ભીંતે ચોંઢવામાં આવે છે. **પ્રતિવાદીઓએ ભાર મૂકેલ મુદ્દા (૧) અને (૨) ને આથી ટેકો મળી શકતો નથી.** ( આંક ૨૨૪ નો પેરા ૪ પણ જુઓ ) છબીઓ જોતાં સવાલ એ થાય છે કે–જો સાધુ અથવા આચાર્યને બદલે કોઇ સત્સંગિને ઉભો રાખવામાં આવે તો શું એમ કહી શકાય કે તેનું પણ ભજન કરવાનું અથવા ધ્યાન ધરવાનું છે ? જવાબ ચોક્કસ છે કે **'ના'.**

(૯૬) ઉપર જણાવેલ ત્રીજા મુદ્દા બાબત આંક ૨૪૪–૨૪૫–૨૪૬–૨૪૭–૨૪૮–૨૪૯ અને ૨૬૧ ના શીલાલેખો ઉપર આધાર રાખવામાં આવ્યો છે. નોંધવા જેવી બાબતો એ છે કે–**આ બધા નિજમંદિરની બહાર છે.** અને એમ જણાય છે કે અમુક પ્રસંગે, અમુક સમયે, અમુક રીતે વાપરવા માટે ભેટ કરનાર વ્યકિતઓએ એ મૂકાવેલા. એ સંબંધમાં ગુણાતીતાનંદસ્વામિની આગળ નીચે મુજબના શબ્દો વાપરવામાં આવેલા છે :—

'અનાદિ મૂળ અક્ષરમૂર્તિ સદ્ગુરૂ ગુણાતીતાનંદસ્વામી અથવા અનાદિ મુળ અક્ષર સ્વામી ગુણાતીતાનંદ"

એ શિલાલેખો ગુણાતીતાનંદના અનુયાયીઓએ મૂકેલા છે. વધુમાં નોંધવા જેવું છે કે–**એ બધાજ શિલાલેખો છેલ્લા લગભગ ૨૦ વરસમાં મૂકવામાં આવેલ છે.** ( આંક ૨૪૬ ઉપર કોઈ તારીખ નથી.) ખરૂં જોતાં તે મૂકનાર માણસોને પોતે એક ટ્રસ્ટ કરે છે એ સિવાય બીજો કંઈ ખ્યાલ હતો નહિ. એ ( ભેટ કરનારા–જેના નામો શિલાલેખમાં છે તેઓ )માંથી કોઈને આ દાવામાં તપાસવામાં આવેલ નથી. હવે એનો અર્થ સૂચવવામાં આવે છે તે પ્રમાણે છે કે નહિ તે આપણે જોઇએ. એમાં 'આદિ મહન્ત' શબ્દ ગુણાતીતાનંદસ્વામી જેઓ જુનાગઢ મંદિરના સંવત ૧૮૮૫ થી પોતે ધામમાં ગયા ત્યાં સુધી મહંત હતા તેમને માટે છે. 'મૂર્તિ' શબ્દનો અર્થ અવતાર કરી શકાય નહિ અને બનવા જોગ છે કે કદાચ તેનો અર્થ

તેમની ભક્તિને અંગે તેમને અમર અથવા મુક્ત કહેવાનો હોય. આ સંબંધમાં ગો. અગોને આંક ૧૪૩ (ગોવિંદભક્ત)ની જુબાની ઉપર ટીકા કરેલી અને વ્યાજબી રીતે પણ તેથી કંઈ અર્થમાં ફેર પડતો નથી.

(૯૭) આગળ પેરા ૯૫ માં જણાવેલ ચોથા મુદ્દા બાબત સારંગપુરમાં હનુમાનજીની નજીકમાં ગોપાળાનંદસ્વામિની છબી છે. પૂરાવો વાંચ્યા પછી મને લાગે છે કે-ત્યાંના હનુમાનજીની મૂર્તિ સાથે એ સ્વામીને ખાસ સંબંધ હતો એટલું જ ફક્ત એ બતાવે છે. ગોપાળાનંદસ્વામિનું ધ્યાન ધરવામાં આવે છે. એમ કોઈજ કહેતું નથી. તેથી હુ એવા અભિપ્રાય ઉપર આવું છું કે-**આગળ પેરા ૯૫ માં કરવામાં આવેલ કોઇ તકરારમાં તથ્ય નથી.**

(૯૮) **ગ્રંથોને લાગે વળગે છે ત્યાં સુધી તેમાં કયાંય ગુણાતીતાનંદસ્વામી અક્ષરધામનો અવતાર હતા એમ કહેવામાં આવ્યું નથી.** એ કબુલ કરવામાં આવેલું છે. ગુણાતીતાનંદસ્વામિની આગળ વપરાએલા શબ્દો સંબંધમાં આંક ૨૮૦ ના પેરા ૬૨ થી ૬૫ વાંચતાં નીચે મુજબ નક્કી થાય છે.

**(૧) રૂપ અને સ્વરૂપ એક જ હોવાનું કબુલ કરવામાં આવે છે.**

**(૨) સ્વરૂપ અને મૂર્તિ બન્ને એકજ હોવાનું કબુલ કરવામાં આવે છે.**

તો પછી ત્રણેને એકજ કેમ ન કહી શકાય તે હું સમજતો નથી. **જો એમ હોય તો પછી બીજા ઘણા સાધુઓ ગુણાતીતાનંદસ્વામીના મોભાના હોવાનો દાવો કરે.**

(૯૯) આંક ૨૮૦ કહે છે કે-ગુણાતીતાનંદસ્વામી અક્ષરધામનો અવતાર હતા એવો વચનામૃતમાં ભાવાર્થ થાય છે. આંક ૨૮૦ ના પેરા ૫૯ અને ૬૦ વાંચતાં જણાય છે **કે-પ્રતિવાદી નં. ૬ ના શાસ્ત્રીને એ વસ્તુ છોડી દેવી પડેલી અથવા તેને એ ટેકો આપી શકેલા નહિ.** પછી પુરૂષોત્તમચરિત્રનો ઉલ્લેખ કરવામાં આવેલો, પરંતુ **ચાર પ્રમાણપાત્ર ગ્રંથોના આધાર સીવાય તેની કંઈ જ કીંમત નથી.**

**નીચેની બીજી વસ્તુઓ કબુલ કરવામાં આવેલ છે**-( આંક ૨૮૦ ના પેરા ૧૨૨-૧૨૫ )

**(૧) શ્રીજીમહારાજ ધામમાં ગયા તે પહેલાં તેમણે પોતાના સાધુઓ અને અનુયાયીઓને ગોપાળાનંદસ્વામિની આજ્ઞા મુજબ વર્તવા આજ્ઞા કરેલી.**

**(૨) એ વખતે શ્રીજીમહારાજે સત્સંગના મુખ્ય સાધુઓને બોલાવેલા અને તેમાં ગુણાતીતાનંદ ન હતા.**

**(૩) હરિલીલામૃત ( આંક ૩૦૩ અને ૩૦૪ ) માં ચાર સાધુઓ સત્સંગના સ્થંભરૂપે જણાવેલા છે અને તેમાં ગુણાતીતાનંદસ્વામિનું નામ નથી.**

**(૪) શ્રીજીમહારાજે અમુક સાધુઓને આદર્શ સાધુઓ કહ્યા છે અને વધુમાં તેમને અનુસરવા જણાવ્યું છે અને એમાં પણ ગુણાતીતાનંદસ્વામિનું નામ ન હતું.**

જો ગુણાતીતાનંદસ્વામિનું શ્રીજીમહારાજથી બીજાજ નંબરનું અગત્યનું સ્થાન હોત તો હું ધારૂં છું કે-ઉપર જણાવેલી હકીકતોમાં તે વિષે જણાવવામાં આવ્યું હોત. આ ઉપરના દાવામાંના પૂરાવા અને સંજોગોથી નીચે જણાવ્યા કરતાં વધુ કંઈ નિર્ણય થઈ શકે એમ નથીઃ—

(૧) ૩૭ વરસ સુધી ગુણાતીતાનંદસ્વામી જુનાગઢ મંદિરના મહંત હતા.

(૨) તે ઘણા પવિત્ર સાધુ હતા અને કાઠીયાવાડમાં કે જ્યાં તેઓ જન્મ્યા હતા અને ધામમાં ગયા ત્યાં સુધી રહ્યા હતા ત્યાં તેમને માટે બહુ માન હતું.

(૩) તેમના ભક્તિભાવને અંગે અનેક માણસો તેમને ગુરૂ તરીકે ગણતા.

આ વસ્તુનો આટલેથીજ અંત આવતો નથી. કારણ કે પોતાની સાથે જન્મેલા મુકતોની ઓળખ કોઇએ પણ ન જાણવી એવી આજ્ઞા શ્રીજીમહારાજે કરેલી. અને જે હકીકત લોકોએ નહિ જાણવી એમ ભગવાને ઈચ્છા રાખેલી અને ઠરાવેલું તે હકીકત પ્રતિવાદીઓ કેમ ઉકેલી શકયા એ વિચિત્ર છે. મ્હારે તો ફકત એજ સવાલ સાથે નિસ્બત છે કે—**વડતાલ સંસ્થા ઉપરની માન્યતાને અનુસરે છે કે નહિ અથવા સ્થાપકે તેવો ઉપદેશ કરેલો કે નહિ.** પ્રતિવાદીઓ જે માન્યતા ધરાવે છે એ ખરી છે કે ખોટી એ સવાલ સાથે મ્હારે નિસ્બત નથી. **પ્રતિવાદીઓના સૂચન પ્રમાણે શ્રીજીમહારાજે કદી કહ્યું નથી અથવા લખ્યું નથી એ ચોક્કસ છે, અને ગુણાતીતાનંદસ્વામિના ધામમાં ગયા પછી ઘણાં વરસો સુધી કોઇને એવો કંઈજ વિચાર નહોતો.**

(૧૦૮) નર ભાવિક ભકત હતા અને ગુણાતીતાનંદ પણ ભાવિક ભકત હતા એને આધારે પ્રતિવાદીઓ નરનારાયણમાંના નરને ઠેકાણે ગુણાતીતાનંદને મુકે છે એમ મને લાગે છે. એ વિચાર કદાચ સારો અથવા વધારે ઉમદા હોય તો પણ **ગ્રંથોના પ્રમાણ સિવાય કંઈજ ફેરફાર કરી શકાય નહિ.**

(૧૦૧) આ સંબંધમાં મો. અમીને એવી દલીલ કરી હતી કે શ્રીજીમહારાજે એમ કહ્યું હતું કે—પોતે પોતાના મુકતો અને અક્ષરધામ સહિત પૃથ્વી ઉપર આવેલા હતા અને તેમના અસીલો (પ્રતિવાદીઓ) જણાવે છે કે—ગુણાતીતાનંદસ્વામી અક્ષરધામનો અવતાર હતા અને ‘ એ ખોટું છે ’ એમ વાદી સાબીત કરી શકયા નથી. આ દલીલ સ્વીકારી શકાય તેમ નથી, કારણ કે ભગવાને લોકોને જે વસ્તુ ન જાણવા માટે ઠરાવ્યું હોય તે ઉપર પોતે કંઈ પ્રકાશ પાડી શકે તેમ છે એમ વાદીએ કદાપિ જણાવ્યું નથી.

(૧૦૨) સંસ્થા માને છે અને પ્રચાર કરે છે તેમ **‘ સ્વામિનારાયણ ’** એટલે શ્રીજીમહારાજ એકલાજ એવો અર્થ નથી પણ એનો અર્થ **‘સ્વામી’** અને **‘નારાયણ’** એટલે કે ‘અક્ષર’ અને ‘પુરૂષોત્તમ’ અથવા ‘ ગુણાતીતાનંદસ્વામી’ અને ‘શ્રીજીમહારાજ’ એવો છે એમ પ્રતિવાદીઓએ શોધી કાઢયું છે. પ્રતિવાદી નં. એકના સાક્ષીઓ જણાવે છે કે—**તેઓ પ્રતિ. નં. ૧ ના પરિચયમાં આવ્યા પછી ઉપરનો અર્થ જાણતા થયા છે.** પ્રતિવાદી નં. એકે આવો અર્થ કર્યાથી એમજ કહેવાય કે **ભજવા અને ધ્યાન ધરવા માટે તેણે ભગવાનનું દ્વૈતપણું સ્થાપ્યું છે.** આ સંબંધમાં **આંક ૨૮૦ કબુલ કરે છે કે—આ શબ્દ (સ્વામિનારાયણ) સત્સંગિજીવન, સર્વમંગળસ્તોત્ર અને જન્મમંગળસ્તોત્રમાં શ્રીજીમહારાજ એકલાને જ માટે વપરાયેલ છે** (પેરા ૯૪). વધુમાં તે કબુલ કરે છે કે—**‘ સ્વામિનારાયણ ’ શબ્દનો ‘ગુણાતીતાનંદ’ અને ‘ શ્રીજીમહારાજ ’ એવો અર્થ સત્સંગિજીવનમાં કયાંય કરી શકાય એમ નથી** અને તેમની જુબાનીના પેરા ૯૫ થી જણાય છે કે—**એ વ્યકિતઓના સમાવેશની આ રીતને ટેકો આપી શકાય તેમ નથી.** કદાચ તેમનાથી વધારે નહિ તો તેમના જેટલાજ **વિદ્વાન અને પવિત્ર માણસો ૭૫ વરસોથી** વધારે **સમયમાં જે ઉકેલી ન શકયા એ વસ્તુ પ્રતિવાદીઓ કેવી રીતે ખોળી શકયા એ વિચિત્ર છે.**

(૧૦૩) એટલું કહેવું પૂરતું છે કે—**પ્રતિવાદી નં. ૧ વડતાલ મંદિરથી જીુદું મંદિર સ્થાપે છે અને તેમાં વડતાલ મંદિરોથી અજાણી ( જીુદી જાતની ) મૂર્તિ** પધરાવે છે.

(૧૦૪) પ્રતિવાદી નં. એક ઈચ્છે છે કે—**આ નવા મંદિરમાં પણ સાધુઓ, પાળાઓ અને બ્રહ્મચારીઓ હોવા જોઇએ અને પ્રતિવાદી નં. ૧ સંપ્રદાયના ચાર પ્રમાણપાત્ર ગ્રંથોનાં લખાણોનો સ્પષ્ટપણે ભંગ કરી પોતે દીક્ષા અને મંત્ર ઉપદેશ આપે છે.** દીક્ષા વિષે મેં અગાઉ જણાવેલ છે અને એ બાબત ફરીથી લખવાની જરૂર નથી. **પ્રતિવાદી નં. ૧ બ્રહ્મચારીને પણ દીક્ષા આપવાની હિંમત ધરાવે છે.** ( જુઓ—આંક ૯૨. આંક ૯૩ શ્લોક ૨૪. સ. જી. પ્રકરણ ૪ અધ્યાય ૫૦ શ્લોક ૨–૪ ) **અવશ્ય કરીને એ સ્વામિનારાયણ સંપ્રદાયનું મંદિર નથી.** જો કે ઘણી

બાબતોમાં તે મળતું દેખાય છે, **ઈષ્ટદેવ શ્રીકૃષ્ણને મુખ્ય સ્થાનમાંથી કાઢી નાંખવામાં આવ્યા છે અને તેમને અક્ષરપુરૂષોત્તમ પછીનું બીજું સ્થાન આપવામાં આવ્યું છે** એ બાબત મેં અગાઉ જણાવ્યું છે. એટલું કહેવું પૂરતું છે કે–**સિદ્ધાન્તો અને ક્રિયાઓ પણ બદલવામાં આવેલી છે.**

(૧૦૫) એમ છતાં બોચાસણ મંદિર બાંધ્યા પછી પ્રતિવાદી નં. ૧ પોતે આચાર્યની ફરજો બજાવી શકે કે કેમ એ વિષે ખચકાયા અને વિચારમાં પડ્યા. એમણે એમ વિચાર્યું **હશે કે એ પાખંડી ગણાશે.** અને તેથી એ કાર્ય માટે કોઈ ધર્મવંશમાંથી મળી શકે એમ છે કે નહિ એ શોધવા પ્રયત્ન કર્યો. એ તપાસમાં એઓ સફળ થયા અને એમણે **રાજેશ્રીપ્રસાદને** બોલાવ્યા. આંક ૧૬૦ કહે છે કે–એટલાજ માટે રાજેશ્રીપ્રસાદને પઢરીથી લાવવામાં આવેલા અને આંક ૨૮૦ કબુલ કરે છે કે–રાજેશ્રીપ્રસાદ આવેલા અને થોડા દીવસ બોચાસણમાં રહેલા. આ બાબતમાં પોતાના વર્તન પ્રત્યેની શંકા દૂર કરવા પ્રતિ નં. ૧ અને ૬ એ યોગ્ય ધાર્યું નથી. અને તેથી આંક ૧૬૦ કહે છે તે સ્વીકારવું જોઇએ. ( જુઓ–૨૯ બોમ્બે લો. રીપોર્ટર ૧૩૯૨. ગુરબક્ષસિંહ વિરૂદ્ધ ગુરદીઆલસિંહ ) વધુમાં વાદીએ પ્રતિવાદી એકને હિસાબના ચોપડા ( આ વર્ષના રોજમેળ ) રજુ કરવા જણાવેલું છતાં તેમણે રજુ કર્યા નથી. રાજેશ્રી-પ્રસાદને ગાદીએ બેસાડેલા કે નહિ એ સાથે મ્હારે નિસ્બત નથી પણ એ વાત ચોક્કસ છે–કે એ માટે પ્રયત્ન કરવામાં આવ્યો હતો પરંતુ જ્યારે પ્રતિવાદી નં. ૧ ને જણાયું કે–એ બાબત પ્રયત્ન કરવો નિરર્થક હતો. **ત્યારે આચાર્યની બધીજ ફરજો તેમણે પોતે ઉપાડી લીધી** અને પોતે **( પાટીદાર સાધુ હોઈ ) બ્રહ્મચારીઓને દીક્ષા આપવામાં વર્ણાશ્રમ ધર્મની અવગણના કરી છે.**

(૧૦૬) પછી તેમણે સારંગપુર અને ગોંડળમાં શિખરબંધ મંદિરો બંધાવ્યાં. એ નોંધવા જેવું છે કે–**આ બન્ને જગાઓએ વડતાલ ગાદીનાં મોટાં મંદિરો છે અને લોકોને જુદા સિદ્ધાન્તો અને જુદી વસ્તુઓ શીખવવાની ન હોય અથવા તો** એ મંદિરો **હરીફ મંદિરો ન હોય તો આ મંદિરો માટે વ્યાજબીપણું બતાવી શકાય નહિ.** પ્રતિવાદીઓના કેટલાક સાક્ષીઓએ એવું સૂચવવા પ્રયત્ન કર્યો છે કે–તેઓ પ્રતિવાદી નં. એકને આચાર્યના કરતાં વધુ વિદ્વાન અને પવિત્ર માને છે અને તેથી તેઓ આચાર્ય કરતાં પ્રતિ. નં. ૧ એકને વધુ માને છે. **પ્રતિવાદી નં. એકના આ સંબંધના વર્તન ઉપરથી પ્રતિવાદી નં. એકના હૃદયમાં કોઈના આત્માનો ઉદ્ધાર કરવાનો ઉદ્દેશ નથી. પણ હરીફ મંદિરો સ્થાપી પોતાની તકલીફો કે જે તે સારી રીતે સમજે છે તેનું સંપ્રદાય ઉપર વેર વાળવા બહાર પડેલા છે એમ દલીલ કરવા વાદીને તક મળી છે.** વધુમાં એમ કહી શકાય કે–જો ફરજ ન બજાવવા બાબત આચાર્યોનો કસુર કાઢવામાં આવે તો બીજા જન્મમાં મોક્ષ અથવા પરમ પદ મેળવવા સાથે કાંઈ સંબંધ ન હોય તેવા હેતુ માટે કેટલાક લોકોના ભોળપણનો ગેરલાભ ઉઠાવવાના વધુ ગંભીર આક્ષેપોનો જવાબ પ્રતિ નં. ૧ ને આપવાનો રહે છે. આ દલીલો ઉપર મ્હારે કંઈ નિર્ણય કરવાનો નથી. ( વાસ્તવિક રીતે એ મારી ફરજ નથી અને એ મારે માટે જરૂરી નથી. )

(૧૦૭) હવે પછીનો બનાવ ગઢડાનો છે–**ભાવનગર સ્ટેટમાં ગઢડામાં સ્થાપકના વખતનું એક ઘણુંજ મોટું** મંદિર છે. આંક ૨૮૦ કબુલ કરે છે કે–**પ્રતિવાદી નં. એકે જુના મંદિરની નજદીકમાંજ પોતાનું બોચાસણ મંદિરના તાબાનું)** મંદિર **બાંધવા માટે જમીનની પરવાનગી માગેલી.** એમ જણાય છે કે એ માગણી સ્વીકારવામાં આવી નહોતી અને મંજુરી આપવામાં આવેલી નહિ. **જો સિદ્ધાન્તો, પંથ અને ક્રિયાઓ એકજ હોય તો જયાં જયાં મંદિરો મોજુદ હોય ત્યાં ત્યાં નવાં મંદિરો બાંધવા માટે કશું વ્યાજબીપણું હું જોઇ શકતો નથી.**

(૧૦૮) પછી રાધારમણનો દાવો આવે છે. અને આંક ૨૮૦ કબુલ કરે છે કે–**રાધારમણને એ દાવો ચલાવવા માટે આશરે રૂા. ૧૧૦૦ અથવા ૧૨૦૦ આપવામાં આવ્યા હતા. આટલેથીજ**

એ વાત અટકતી નથી. કારણ કે વધુમાં પતિવાદી નં. ૬ કે જે પ્રતિ નં. એકનો જમણો હાથ છે ( બન્ને સાક્ષીના પાંજરામાં આવ્યા નથી ) તેણે રાધારમણપ્રસાદના ટેકામાં **એફીડેવીટ કરેલી** અને આ દાવામાં **આંક ૩૪૭ તેની સહીસિક્કાવાળી નકલ છે.** અને તેના ત્રીજા પેરામાં પ્રતિવાદી નં. ૬ (નિર્ગુણદાસ) નિચે મુજબ હકીકત કહે છે ;—

> **" હું જણાવું છું કે–લગભગ ૨૪ વરસ પહેલાં હું અને કેટલાક બીજા સાધુઓ કે જે પહેલાં વડતાલ ગાદીને લગતા સ્વામિનારાયણ સંપ્રદાયના હતા તે અમુક મત-ભેદોને અંગે વડતાલગાદીથી જુદા પડેલા અને અમે ગુજરાતમાં જુદી જુદી જગાઓએ મંદિરો બાંધ્યાં છે અને તેનો વહીવટ અમે કરીએ છીએ. અને મ્હારે તથા મ્હારા સમાગમીઓને ( કે જે રીતે જુદા પડયા છે તેમને ) અમદાવાદ અથવા વડતાલ બેમાંથી એકેય ગાદીપતિઓ સાથે કોઈ જાતનો સંબંધ નથી."**

આંક ૨૮૦ કબુલ કરે છે કે–આ દાવામાં પ્રતિવાદી નં. એકે અને ૬ એ બધીજ બાબતમાં દોરવણી આપેલી તથા આ દાવો ચાલતો હતો ત્યાં સુધી તેઓ ઓરસદમાં રહેલા અને વધુમાં પ્રતિ. ૧ તથા નં. ૬ બન્નેનો સામાન્ય બચાવ છે. અને આ હકીકતોથી જણાય છે કે–તેઓએ અખત્યાર કરેલી વર્તણુંક બંનેને બંધનકર્તા છે. પ્રતિવાદી નં. ૬ જણાવે છે કે–તે તથા તેના જોડીદારો પહેલાં સ્વામિ-નારાયણ સંપ્રદાયના હતા. અને આનો અર્થ સ્વાભાવિક રીતેજ એવો થાય છે કે–તેઓ હાલમાં તે સંપ્રદાયના નથી. પછી સવાલ ફક્ત એકજ રહે છે કે–જે માણસો સત્સંગિજીવન, શિક્ષાપત્રી અને વચનામૃતનો ફક્ત શોખ ધરાવતા હોય તેમને માટે સંસ્થામાં કંઇ સ્થાન છે કે કેમ ? હું ધારૂં છું કે ન હોય એ સંપ્રદાયની અંદર હોય યા બહાર હોય. જો એ લોકો એમ કહેતા હોય કે પોતે સંપ્રદાય બહાર છે તો ચોકકસ થાય છે કે તેઓ અંદર નથી. અને એમ તો કહી શકાય એમ નથી કે–પોતે થોડીક બાબતો માટે અંદર છે અને થોડીક બાબતો માટે બહાર છે. તેઓ એવી દલીલ કરીજ શકે નહિ કે–ટ્રસ્ટની મીલકતનો લાભ ઉઠાવવા પૂરતા પોતે સંપ્રદાયમાં છે અને બીજી બધી બાબતોમાં તેઓ બહાર છે.

(૧૦૯) તેથી નિચેના નિર્ણયો થાય છે :—

(૧) પ્રતિવાદી નં. એકે જુદાં મંદિરો અને ખરી હકીકતમાં હરીફ મંદિરો સ્થાપ્યાં છે.

(૨) સિદ્ધાન્તો બદલ્યા છે.

(૩) ક્રિયાઓ બદલી છે.

(૪) પોતાના પંથમાં પ્રતિ. ૧ પોતે આચાર્યનાં બધાંજ કાર્યો કરે છે.

- (૧) પૂજા માટે પ્રતિમાઓ આપે છે. ( જુઓ આંક ૨૦૦ પેરા ૫ )
- (૨) ધરમાદો અને નામવેરો ઉઘરાવે છે અને પોતાની ' પધરામણી ' કરાવે છે. ( આંક ૨૧૭ પેરા ૭ )
- (૩) પ્રતિવાદી નં. ૧ ગુરૂ અથવા આચાર્ય હોઇ ત્રીજું આચાર્યપદ જાણે સ્થાપ્યું છે. અને પ્રતિ નં. એકે શ્રીજીમહારાજની નકલ કરવા પ્રયત્ન કર્યો છે.
- (૪) તે સાધુઓને દીક્ષા આપે છે.
- (૫) બ્રહ્મચારીઓને દીક્ષા આપી વર્ણાશ્રમધર્મના આબાચ નિયમનું ઉલ્લંઘન કર્યું છે.
- (૬) પોતે મિલકતો ધરાવે છે અને તેમાં હિત ધરાવનારા કોણ છે એ અનિશ્ચિત છે.

(૫) પ્રતિવાદી નં. ૧ પોતાના પંથને 'સંસ્થાન' તરીકે ઓળખાવે છે. ( જુઓ આંક ૨૪૧)

(૬) પ્રતિવાદી નં. ૧ ગુણાતીતાનંદસ્વામિની વાતોને વચનામૃતો જેવીજ ગણે છે અને બોચાસણના સાધુઓ પારાયણ કરે છે તેમાં આ વાંચવામાં આવે છે (આંક ૨૬૮) (આંક ૨૮૦ તેમાની કેટલીક વાતો કે જે શ્રીજીમહારાજે કહ્યું હતું તેની વિરૂદ્ધમાં હતી તેને ટેકો આપી શકયો ન હતો અને તેથી તેને જણાવ્યું કે તેઓ તેમાંની કેટલીક વાંચે છે અને બાકીની નકારે છે.)

(૭) સિદ્ધાન્તોમાં ફેર.

(૧) શ્રીજીમહારાજ ક્ષર, અક્ષર અને શ્રીકૃષ્ણ કહેતા. અને પ્રતિવાદીઓએ તેમાં ગુણાતીતાનંદને ઉમેર્યા.

(૨) ફકત ગુણાતીતાનંદમાં માન્યતાવાળાઓનેજ મોક્ષ મળે. આ માન્યતા તદ્દન જુદી છે.

(૩) શ્રીજીમહારાજનું ગોલોક એ નીચી કોટીની દુનિયા બને છે અને તેને માટે બહુ મહેનત કરવા જેવી નથી એમ કરી કાઢી નાંખવામાં આવે છે.

(૪) શ્રીકૃષ્ણને શ્રીજીમહારાજથી ઉતરતી કોટીના ગણવામાં આવ્યા અને એ સહજાનંદ સ્વામી ન હતા.

(૫) શ્રીકૃષ્ણ પોતાનું ઇષ્ટદેવ તરીકેનું સ્થાન ગુમાવે છે અને તે સ્થાનમાં બે દેવોની સ્થાપના કરવામાં આવે છે.

(૮) સત્સંગને બદલે 'ગુણાતીતજ્ઞાનમંડળ' મૂકવામાં આવે છે.

(૯) હરીફ સમૈયા :—

મેં ઉપર જણાવેલ કલમો બાબત અગાઉ જણાવેલ છે અને આ બન્ને પક્ષોમાં કઇ વસ્તુનું સામ્ય છે તે હું સમજી શકતો નથી. એવી જણાય છે કે–એ હરીફ પંથ અથવા સંપ્રદાય છે કે જેમાં બધુંય જુદું છે. પ્રતિવાદી નં. એકને શકિતશાળી માણસ ગણવો જોઈએ કારણ કે તેણે ૩૦ વરસમાં આટલું બધું કર્યું છે.

(૧૧૦) આ બધા બનાવોની દષ્ટિએ પ્રતિ નં. એકને કાઢી મુકયા હતા કે કેમ એ સંબંધમાં પુરાવો તપાસવો જોઈએ. ઉપર જણાવેલ બનાવો એક દિવસમાં બન્યા હતા એમ કહી શકાય નહિ. કયા સિધ્ધાન્તો હોવા જોઇએ અને કયા દેવોને કયું સ્થાન હોવું જોઇએ એ બાબત ઘણો વિચાર કર્યો હશે. સંભવ છે કે પોતાની માન્યતા પ્રમાણે પ્રતિવાદી નં. એકે ઉપર જણાવ્યા મુજબ વડતાલના નિયમોથી જુદા પ્રકારનો ઉપદેશ કર્યો હતો. આ કાર્યોની નોંધ થઈ હતી અને એક સભા ભરવામાં આવેલી.

(૧૧૧) પ્રતિવાદી નં. એકે સંવત ૧૯૬૧ ના ચૈત્રી સમૈયા પહેલાં વડતાલ છોડેલું એ હકીકત કબુલ કરેલી છે. આ દાવામાં વધુમાં સાબીત થયુ છે કે–કોઇજ સાધુ આચાર્યની આજ્ઞા લીધા સીવાય વડતાલ છોડી શકે નહિ. અને પ્રતિવાદી નં. એકને જો કાઢી મૂકવામાં આવ્યા ન હોય તો ચોક્કસ છે કે–તેમણે વગર આજ્ઞાએ વડતાલ છોડેલું. તેથી હકીકતો એવી છે કે :—

પ્રતિવાદી નં. એકે લડાયક વલણ લીધેલું અને ઘણું કરીને સંસ્થાની તે વખતની માન્યતાઓની વિરૂદ્ધની વસ્તુઓનો ઉપદેશ કરતો હતો. અને પ્રતિવાદી નં. ૧ હંમેશ માટે જતો જ રહ્યો અથવા આંક ૧૪૩ ના જણાવવા મુજબ તેને ગોરધનદાસ કોઠારીએ કાઢી મૂકેલો. લેખિત હકીકત ઉપરથી એમ જણાય છે કે–આ સભા થયાનું નાકબુલ કરવામાં આવે છે પણ વાદીના કથન મુજબ સભા ભરવામાં

આવી હતી એ બતાવવા આ દાવામાં પૂરતો પૂરાવો છે. આંક ૩૦૬ અને ૨૪૨ જણાવે છે કે–આ સભા કદી જોઈ નહોતી. પણ હું તે સ્વીકારવા તૈયાર નથી. (આંક ૧૭૬ નો પેરો ૩૧ અને ૧૪૩ નો પેરો ૩૮ વાંચો) આંક ૧૭૬ (શાસ્ત્રી હરિજીવનદાસ)ની ઉલટ તપાસમાં આવા સભાના વિધિ સંબંધે ઘણા સવાલો પૂછવામાં આવ્યા હતા. ગમે તેમ પણ કોઈ પણ સાધુને કાઢી મુકવાનો હક્ક આચાર્યનો છે. પ્રતિવાદી નં. ૧ ના પંથમાં એવો વિધિ છે કે–સાધુઓ ફરીયાદ કરે અને પ્રતિ નં. ૧ ને તે વ્યાજબી જણાય તો તે માણસને પંથમાંથી પોતે કાઢી મૂકે છે (આંક ૨૮૦) એજ વિધિ છે એમ જણાય છે અને શ્રીજીમહારાજ એજ પ્રમાણે કરતા હતા. રઘુનાથદાસ નામના કોઈ માણસને શ્રીજીમહારાજે વિમુખ કરેલો. તે વખતે શું બનેલું તે બાબત આંક ૩૦૩ માં ૩૬૨ મે પાને વર્ણવેલું છે. રઘુનાથદાસ શ્રીજીમહારાજની આજ્ઞામાં રહેતા ન હતા. અને એક રામદાસ નામના સાધુએ શ્રીજીમહારાજને ફરીયાદ કરી કે–તેને કાઢી મૂકવો જોઈએ અને તે પ્રમાણે તેને કાઢી મૂકવામાં આવેલ. એમ જણાય છે કે–એ માટે કોઈ ખાસ વિધિ નથી અને શકય પણ નથી. ફકત એજ વિધિ હોવાનું જણાય છે કે–ફરીયાદ કરવામાં આવે છે અને જો તે બાબત આચાર્યને ખાત્રી થાય છે તો ફરીયાદ પ્રમાણે શિક્ષા કરવામાં આવે છે.

(૧૧૨) ગો. અમીને એવી દલીલ કરી હતી કે–નોટીસ આપવામાં આવેલ ન હતી અને ઠરાવ પસાર કરતાં પહેલાં પ્રતિવાદી નં. એક પાસે કંઈજ જવાબ માગવામાં આવ્યો નહોતો. વધુમાં દલીલ કરવામાં આવી હતી કે–આ બાબત ઉપર કાયદો ન્યાત અથવા મંડળમાંથી બહિષ્કૃત કર્યાના કેસ જેવોજ છે. છતાં પણ એમ કહેવુંજ જોઈએ કે–દેવળ (ધાર્મિક સંસ્થા) અને ન્યાતનો સવાલ હોય ત્યાંસુધી તેમાં એક અગત્યનું જુદાપણું છે. દેવળ (ધાર્મિક સંસ્થા)માં માણસ આમંત્રણથી દાખલ થાય છે. જ્યારે ન્યાતમાં માણસ જન્મથી દાખલ થાય છે. કલબ (મંડળો)નું બંધારણ સાધારણ રીતે લેખિત હોય છે. મારી માન્યતા મુજબ જે માણસ હક્કો આપે તે માણસ જ્યાંસુધી વેરભાવથી અથવા એકહથ્થુપણે કામ કરે નહિ ત્યાં સુધી તે હક્કો પાછા ખેંચી લઈ શકે. ઉપર જણાવેલા ઠરાવમાં વેરભાવ યા એકહથ્થુપણું હતું એમ કહી શકાય નહિ. ટાંકેલા ફેંસલાઓનો આપણે આગળ ઉપર વિચાર કરીશું.

(૧૧૩) આ સંબંધમાં દસ્તાવેજી પુરાવો આંક ૧૮૩ નો ઠરાવ છે. આ પછી ભીમજી કોઠારીએ કેટલાક ટ્રસ્ટીઓને એ ઠરાવ ઉપરના પોતપોતાના અભિપ્રાય જણાવવા માટે કાગળ (આંક ૧૮૪) લખેલો. આંક ૧૮૪ થી જણાય છે કે–ટ્રસ્ટીઓમાંની બહુમતિએ એ ઠરાવને પસંદ રાખેલો એ કહેવું જોઈએ કે–તે પછીનું પ્રતિવાદી નં. એકનું વર્તન જણાવે છે કે–તેમણે હરીફ મંદિરો સ્થાપ્યાં. પછી વાદીના પૂર્વગામિઓ આંક ૧૮૩ ના ઠરાવના અમલ માટે આતુર હતા. આ સંબંધમાં આંક ૧૬૦ (પેરા ૯–૧૦) કહે છે કે–આ વિષે હુકમો કાઢવામાં આવેલા. અને આ બાબતની વિરૂદ્ધમાં કંઈ નથી. આંક ૧૮૮ થી રેવાશંકર ભવાનીશંકરને તપાસવામાં આવેલા અને તે સોગંદપૂર્વક જણાવે છે કે–૧૯૬૩માં પ્રતિવાદી નં. એકે કેટલાંક હરિમંદિરોમાં દાખલ થવા માટે પ્રયત્ન કરેલો અને પ્રતિવાદી નં. એકના એ વર્તનને અંગે યોગ્ય અધિકારીઓને અરજીઓ કરવામાં આવેલી. વધુમાં એ જણાવે છે કે–એ અરજીઓના પરિણામે પ્રતિવાદી નં. એકને કોઈપણ હરિમંદિરમાં ન જવા માટે હુકમ કરવામાં આવેલો. અને ખરી હકીકતમાં પ્રતિવાદી નં. એકે ખાત્રી આપેલી કે–એ બાબતમાં જ્યાં સુધી તે દીવાની અદાલતમાંથી રીતસરનો હુકમ મેળવશે નહિ ત્યાંસુધી કોઈજ હરિમંદિરમાં દાખલ થશે નહિ. વાદી તરફે કરેલ અરજીના જવાબમાં વડોદરાના સુબાનો મૂળ કાગળ આંક ૧૯૧ છે. આ હકીકત ઉપરથી સ્પષ્ટ જણાય છે કે–પ્રતિવાદી નં. એકને હરિમંદિરોમાં દાખલ થવા દેવામાં આવતો નહિ અને તે માટે આંક ૧૮૩ ના ઠરાવ સિવાય બીજું કંઈ કારણ હોઈ શકે નહિ અને બનેલી હકીકતોની જાણ પ્રતિવાદી નં. એકને હતી એમ ચોક્કસ કહી શકાય. ગો. અમીને એવી દલીલ કરી છે કે–શાંતિનો ભંગ ન થાય એ દૃષ્ટિએ એ અરજીઓ કરવામાં આવેલી. એ વાત નિઃશંક સાચી છે. પણ સવાલ એ છે કે–

**એ અરજીઓ શાથી અને કયા કારણોથી થયેલી?** કારણ ચોક્કસ છે અને તે એ કે–**પ્રતિવાદી નં. એકને કાઢી મુકવામાં આવેલા હતા.** આ સંજોગોમાં સવાલ એ ઉપસ્થિત થાય છે કે–પ્રતિવાદી નં. એકે પોતાને મંદિરોમાં દાખલ થવાનો હક્ક છે અને તેની સામેનો વિરોધ વ્યાજબી નથી એમ સાબીત કરવા માટે પગલાં કેમ ન લીધાં? વધુમાં એ નોંધવા જોગ છે કે–જો પ્રતિવાદી નં. ૧ સંપ્રદાયના સાધુ હોત તો તેમને હરિમંદિરોમાં દાખલ થતા અટકાવી શકાત નહિ અને કોઈજ સાધુ (જો સંપ્રદાયનો હોય તો) એવું **વર્તન** શાન્ત રહી સહન કરે નહિ.

(૧૧૪) હવે આપણે આ સંબંધે પ્રતિવાદી નં. એકની દલીલો ઉપર આવીએ અને તે નીચે મુજબ છે :—

(૧) પ્રતિ નં. ૧ ને જુદા પાડવામાં આવ્યા હતા અને તે વિમુખ બનાવવા બરાબર ન હતું અને કહી શકાય પણ નહિ.

(૨) કોઈજ જાતનો વિધિ કરવામાં આવ્યો ન હતો અને એ બાબત જાણ કરવામાં આવી ન હતી તેમજ વસ્તુસ્થિતિનો ખુલાસો કરવા માટે તક આપવામાં આવી ન હોતી, તેથી કુદરતી ન્યાયના નિયમની વિરૂદ્ધનો એ ઠરાવ છે.

(૩) આંક ૧૮૩ માં જણાવેલા આક્ષેપો સાબીત થતા નથી. આક્ષેપો નિચે મુજબ છે :—

(૧) કુંજવિહારીપ્રસાદ પાસે દીક્ષા અપાવવી.

(૨) જુદી ઉપાસના કરવી.

એ વિધિ બાબત મેં અગાઉ જણાવ્યું છે અને વાસ્તવિક રીતે રઘુનાથદાસ બાબત થયેલ સીવાય બીજો કોઈ અમુક વિધિ નથી. છતાંય બચાવ માટે ગી. અમીન નિચેનાં વચનામૃતોનો ઉતારો કરે છે :—

ગઢડા પ્રથમ ૭૭ (આંક ૩૫૯ પાન ૧૯૦)

ગઢડા મધ્ય ૨૬ (આંક ૩૫૯ પાન ૪૯૨)

ગઢડા મધ્ય ૬૦ (આંક ૩૫૯ પાન ૫૫૯)

આ બધાંજ વચનામૃતોમાં **'વિમુખ'** શબ્દ વપરાયેલો છે, પણ તે ફક્ત એટલુંજ બતાવે છે કે–માણસને પોતાની જાતને ક્યારે **'વિમુખ'** ગણવી. હેતુ એવો છે કે–સત્સંગીઓએ અમુક બાબતો ન કરવી જોઈએ અને છતાંય ધર્મના મનાઈ હુકમથી ઉપરવટ થઈ એ વસ્તુઓ કરે તો બાહ્ય દૃષ્ટિએ પોતાને સત્સંગી કહેવાડે છતાં પોતાનાં કર્મોથી **'વિમુખ'** બને છે. એકજ વસ્તુ ઉપર ભાર મૂકવાનો જણાય છે અને તે એ કે સત્સંગિઓએ ભક્તિને માટે અમુક વસ્તુઓ ન કરવી જોઈએ અને તેમ હોવા છતાં પણ તેઓ મના કરેલી વસ્તુઓ કરે અને જો તેમાં તેઓ પકડાય નહિ અને ખબર ન પડે તો પણ તેમણે પોતની જાતોને **'વિમુખ'** થયેલી ગણવી જોઈએ. પહેલા વચનામૃતનો સાર એવો છે કે–સદાચારનો ત્યાગ કરી ધર્મ અને ભક્તિનું અનુસરણ કરવું નિરર્થક છે અને સદાચાર સીવાયનો માણસ **'વિમુખ'** બને છે. બીજા વચનામૃતનો સાર એવો છે કે–ભગવાન અથવા ભગવાનના ભક્તે નામંજુર કરેલી વસ્તુઓ સત્સંગીએ ન કરવી જોઈએ. અને સત્સંગીએ બીજાના દોષ જોવા પ્રયત્ન ન કરવો જોઈએ પણ પોતાનાજ દોષો શોધી કાઢી પોતાનીજ જાતને સુધારવા માટે પ્રયત્ન કરવો જોઈએ. આ પ્રમાણે વર્તવામાં કસુર કરનાર **'વિમુખ'** બને છે. છેલ્લું વચનામૃત જણાવે છે કે–સંપ્રદાયના સાધુઓનું સ્થાન બીજા સાધુઓની સરખામણીમાં અનેરૂં છે અને જે સત્સંગી જણાવેલા માર્ગ પ્રમાણે વર્તે નહિ તેણે પોતાની જાતને **'વિમુખ'** થયેલ સમજવી. ઉપદેશ એવો છે કે વિચારોને પણ કાબુમાં રાખવા જોઈએ અને એમ નહિ કે માણસને આ પ્રમાણે વિમુખ બનાવવો જોઈએ. કારણ કે વ્યવહારૂ તકલીફ એ ઉભી થાય કે કોઈનેજ પકડી શકાય નહિ અથવા વિમુખ બનાવી શકાય નહિ.

મી. અમીન જણાવે છે એ ભાવાર્થ હોય તો મ્હને દહેશત છે કે કદાચ સવાલ એ ઉભો થાય કે સંપ્રદાયની અંદર કોણ છે અને નહિ કે કોણ બહાર છે? તેથી મ્હારા મત પ્રમાણે **આ વચનામૃતનો કોઈપણ રીતે પ્રતિવાદીઓના કેસને મદદ કરતાં નથી.**

(૧૧૫) બીજી દલીલ એવી કરવામાં આવે છે કે–પ્રતિવાદી નં. એકને કાઢી મુકવામાં આવ્યા ન હતા પણ તેઓ પોતાની મરજીથીજ જતા રહ્યા હતા. આ સંબંધમાં જણાવવું જોઇએ કે–વાદી તરફના મૌખીક પૂરાવા માટે કંઈજ સવાલ કરવામાં આવ્યો નથી. **પ્રતિવાદીઓ નં. ૧ અને ૬ કે જેઓ ઘણી વસ્તુઓ સમજાવી શકયા હોત તેઓ સાક્ષીના પાંજરાથી દૂર રહ્યા છે અને તે પણ ઇરાદા પૂર્વક.** આ સંબંધમાં ૨૯ બોમ્બે લો. રીપોર્ટર ૧૩૯૨ ના પાના ૧૩૯૯ ઉપરની ટીકા ગુરૂબક્ષસિંહ વિરૂદ્ધ ગુરૂદીઆલસિંહ ) મુદ્દાસરની છે —

" અમે એ દલીલ માન્ય રાખતા નથી. જે પક્ષકાર બધી હકીકતો જાણતો હોય તે પોતાની જુબાનીમાંથી એ હકીકતોને લગતી શંકાઓ દૂર કરી શકે અને તેવી જુબાની વડેજ ન્યાયની અદાલત પોતાનું ધ્યેય પહોંચી શકે અને એ રીતે બધી હકીકતોની વીગતો બાબત ઉલટ તપાસ થઈ શકે. પક્ષકારે જે હકીકત લખાણમાં જણાવી છે તેજ હકીકત ને જણાવતે એમ કહેવામાં આવે છે પણ તેમાં ઉલટ તપાસનો તે સવાલ ગણવામાં આવ્યો નથી અને અમે માનીએ છીએ કે ઉપર જણાવ્યા પ્રમાણે કાયદા મુજબ જો આ તકરાર છણવામાં આવી હોત તો હાઈકોર્ટ જે નિર્ણય ઉપર આવી છે તે નિર્ણય ઉપર આવતે નહિ."

પ્રતિવાદી નં. એક એકલાજ, તેમના કહેવા પ્રમાણે ઉપર જણાવેલ સંજોગોમાં જતા રહેલા એ સમજાવી શકયા હોત. **સં. ૧૯૬૦ માં અને તે પહેલાં તેઓ શું ઉપદેશ કરતા હતા તે પણ એઓ પોતેજ કહી શકયા હોત અને તેમણે કશુંજ સ્પષ્ટ કરવાની દરકાર કરી નથી એ ના કહી શકાય એમ નથી. વાદીની ઈચ્છા હતી કે પ્રતિવાદી નં. ૧ સાક્ષીના પાંજરામાં આવે** ( આંક ૧૯૨ ) પરંતુ પ્રતિવાદી નં. ૧ ને તેમ કરવું ઠીક લાગ્યું નથી.

(૧૧૬) પછીનો પ્રશ્ન એ છે કે–ખબર આપવામાં આવી ન હોતી અને જવાબ માગવામાં આવેલો ન હતો. આ સંબંધમાં જાણવું જોઇએ કે–**આ બનાવ ૩૫ વરસ પહેલાં બનેલો.** આ સંબંધમાં નીચેના કેસો બતાવવામાં આવ્યા છે : —

(૧) ૧૦ મદ્રાસ ૧૩૩ કૃષ્ણસામી ચેત્તી, વિરૂદ્ધ વિરાસામી ચેત્તી.

(૨) ૨૩ બોમ્બે ૧૨૨ અપ્પાયા વિરૂદ્ધ પદાપ્પા.

(૩) ૩૭ બોમ્બે લો. રીપોર્ટર ૨૬૧, રામજી વિરૂદ્ધ નારણજી.

નિઃશંક આ કેસો જણાવે છે કે–કહેલા ગુનેગારને ખબર આપવી જરૂરી છે અને ખબર આપ્યા સીવાય તેમજ ખુલાસો કરવા માટે તક આપ્યા સિવાય જ્ઞાતીના કોઇ માણસને બહિષ્કૃત કરવાના રિવાજને કોર્ટ કાયદેસર ગણી શકે નહિ. ચાલુ દાવામાં સવાલ એ છે કે–જે સાધુ સંસ્થા પોતાની મરજીથી ( પરવાનગી સિવાય ) છોડે અને જે **પોતાને સંપ્રદાયમાં રહેવું નથી** એમ વાણીથી તથા કર્મોથી જણાવે તેવા માણસને કંઇ નોટીસની જરૂર હોય શકે ? એ ત્રણે કેસોમાં સંમતિ ન હતી અને એ દાવા ઠરાવની જાણ થયા પછી થોડાક મહિનામાંજ દાખલ કરવામાં આવેલા. હું ધારું છું કે–**હાલના દાવામાં જે હકીકતો સાબીત થઈ છે તે જોતાં નોટીસની જરૂર ન હતી,** કારણ કે નોટીસનો હક્ક જતો કરવામાં આવેલો અને નોટીસ બીન જરૂરી હતી, તોપણ સવાલ ઉભો રહે છે કે–ઠરાવ વેરભાવ જુલ્મીપણા અથવા અદેખાઇને લીધે કરવામાં આવ્યો હતો કે કેમ ?

(૧૧૭) પ્રતિવાદી નં. એકની સામે કયા કયા આક્ષેપો હતા તે ઉપર પેરા ૧૧૪ માં જણાવ્યા મુજબ છે : —

**(૧) પ્રતિવાદી નં. એકે કુંજવિહારીપ્રસાદ પાસે સાધુઓને દીક્ષા અપાવેલી અને આ કૃત્ય લેખમાંની આજ્ઞા વિરૂદ્ધ છે.** ( આંક ૯૨ ).

**(૨) પ્રતિવાદી નં. એકે કરેલ ઉપદેશો સંપ્રદાયના સિદ્ધાન્તથી વિરૂદ્ધ છે.**

નિ:શંક એ ઉપદેશો માટે વિરોધો થયેલા ( જુઓ આંક ૧૮૪ ) અને ઠરાવ થતા પહેલાં ૨ વરસથી એ બાબત ભીમજી કોઠારીનું ધ્યાન ખેંચાએલું હતું. ભીમજી કોઠારીને પ્રતિવાદી નં. ૧ પ્રત્યે દ્વેષભાવ હતો. એમ બતાવવા આંક ૧૪૩ (કો. ગોવિંદભક્ત) અને આંક ૧૬૦ ( કો. ખુશાલભક્ત)ની ઉલટ તપાસમાં નિરર્થક પ્રયત્ન કરવામાં આવેલો. પણ તેમાંથી કંઈ જાણવા મળેલું નહિ અને આ દ્વેષભાવના મુદ્દા ઉપર પ્રતિવાદીઓનો કોઈજ પૂરાવો નથી. આ દાવામાંનો પૂરાવો બતાવે છે કે-**કુંજવિહારીપ્રસાદે વઢવાણમાં (નરનારાયણ દેશવિભાગમાં) સં. ૧૯૬૦માં મંદિર સ્થાપેલું.** વધુમાં એમ કબુલ કરવામાં આવ્યું છે કે-**એ મંદિરમાં પોતાના સાધુ પાળા અને બ્રહ્મચારીઓ છે. આંક ૨૭૪ જણાવે છે કે-શ્રીજીમહારાજે કરેલા બે વિભાગોમાંથી એકેયમાં વઢવાણવાળા લોકો આવતા નથી. કુંજવિહારીપ્રસાદ સાથે પ્રતિવાદી નં. ૧ ને સંબંધ હતો એ બાબત ના ન કહી શકાય.** અને આજ કારણે વાદી તરફના સાક્ષીઓની ઉલટ તપાસમાં વાદીને કુંજવિહારી સાથે સંબંધ છે એ હકીકત કઢાવવા પ્રયત્ન કરવામાં આવેલો પણ કુંજવિહારીપ્રસાદ વાદીના કુદરતી પિતા છે અને તેથી એ આધારે પોતે પોતાના પુત્રને મળવા આવે છે એવી હકીકત નીકળી છે. વાદીના કોઈજ સાક્ષી પ્રતિવાદી નં. એકે દીક્ષા આપેલા સાધુઓનાં નામ આપી શકતા નથી, પણ એ યાદ રાખવું જોઈએ કે આ વસ્તુ ૩૫ વરસની જુની છે અને લોકો એની વીગતો યાદ રાખે એવો સંભવ નથી. **શું પ્રતિવાદી નં. એકની ફરજ નથી કે પોતે સાક્ષીના પાંજરામાં આવી કહે કે એ હકીક્ત ખોટી છે? વિગતો આપવામાં આવી નથી છતાં પણ આંક ૧૩૨–૧૪૩–૧૬૦ અને ૧૭૬ જે જણાવે છે તે નહિ માનવા હું તૈયાર નથી.** બીજી બાબતના સંબંધમાં હું એમ માની શકતો નથી કે પ્રતિવાદી નં. એકે એમની માન્યતાઓનો વિકાસ બે ત્રણ માસમાં કર્યો હોય અને જો તેમ હોય તો એમણે તેનો વિકાસ સાધ્યો છે એ માન્યતાઓને વળગી રહ્યા છે અને તેનો હિંમતપૂર્વક ઉપદેશ કર્યો છે. વધુમાં જો તેઓને તેમની સામેના આક્ષેપોની તેમજ તેમની સજાની ખબર ન હોત તો **તેઓ પાછા વડતાલ ગયા હોત અથવા જવા માટે પ્રયત્ન તો કર્યોજ હોત.** અને આ પ્રમાણે બન્યું નથી તેથી પરિણામ એવું છે કે-**આક્ષેપો અને હકીકતો ખરી હોવાની તરફેણમાં વધુ શકયતાઓ છે જ્યાં ગુન્હેગાર પોતે પોતાના વર્તનથી જણાવતો હોય કે પોતાને તેઓ સાથે કંઈ નિસ્બત નથી ત્યાં એ ફેંસલાઓ લાગુ પડી શકે નહિ.**

(૧૧૭) અ. પછી, આ ઠરાવના સંબંધમાં ટ્રસ્ટીઓને જાણ કરવામાં આવી હતી અને તેમના અભિપ્રાયો માગવામાં આવ્યા હતા. એ સંબંધનો કાગળ આંક ૧૮૪ છે. આંક ૧૮૪ માંથી જણાય છે કે-**ટ્રસ્ટીઓમાં બહુમતિ આ ઠરાવની તરફેણમાં હતી.** એમ કહેવામાં આવ્યું છે કે-કેટલાક ટ્રસ્ટીઓએ એ ઠરાવમાં સહીઓ કરી નથી એ બતાવે છે કે ટ્રસ્ટીઓમાં મતભેદ હતો અને સહીઓ ન કરનારાઓનો આંક ૧૮૩ ના ઠરાવ સામે વિરોધ હતો એમ ભાવાર્થ નીકળે. એ ગમે તેમ હોય પણ **કોઇ ટ્રસ્ટીએ પોતે ઠરાવના વિરોધમાં છે એમ લખી જણાવ્યું નથી.** દલીલો ચાલતી હતી ત્યારે ગોરધનભાઈ કોઠારીની સહી નહિ હોવા બાબત ઉપર ઘણોજ ભાર મૂકવામાં આવેલો પણ આંક ૧૪૩ અને ૧૬૦ આ બાબતમાં કહે છે કે ગોરધનદાસ કોઠારીએ કહેલું કે પોતે પ્રતિવાદી નં. એકને જતા રહેવા માટે કયારનો હુકમ આપેલો

હતો અને આમ કહેવા સામે કંઈ વિરોધ કરવામાં આવ્યો ન હતોઃ ત્યાર પછીની અરજીઓ ( જેનો આંક ૧૯૧ એક દાખલો છે અને જે વિષે આંક ૧૮૮ કહે છે ) બતાવે છે કે—એ **વસ્તુ ગોરધનભાઇને માન્ય હતી**, કારણ કે તેમના હુકમો સિવાય સાબીત થયેલ વસ્તુમાંથી કંઈજ બની શકે એમ ન હતું.

(૧૧૮) **તેથી સર્વ હકીકતો ધ્યાનમાં લઈ હું નિચેના નિર્ણયો ઉપર આવું છું**—

**(૧) એ ઠરાવ ત્યાગીઓની ખુલ્લી સભામાં થયેલો.**

**(૨) એની જાણ ટ્રસ્ટીઓને કરવામાં આવેલી અને ટ્રસ્ટીઓના મોટા ભાગે લીધેલાં પગલાંને માન્ય રાખેલું.**

**(૩) તેનો અમલ કરવામાં આવેલો અને પગલાં લેવાયેલાં.**

**(૪) પ્રતિવાદી નં. એકને તેની જાણ હતી અને તેમાં તેમણે વાંધો ઉઠાવેલો નહિ.**

**(૫) મુકાયેલા આક્ષેપો ખરા હતા.**

**(૬) નોટીસ નહિ આપવાથી આંક ૧૮૩ નો ઠરાવ ખોટો થઈ શકતો નથી કારણ કે પ્રતિવાદી નં. એકને બધીજ વસ્તુની ખબર હતી અને તેમના વર્તનથી એમણે પોતેજ જણાવ્યું છે કે—જે પ્રમાણે અનુસરવાનું હતું એ પ્રમાણે તેઓ કરતા હતા.**

તેથી ૬ નંબરના મુદ્દાના પહેલા ભાગ ઉપર કંઈ નિર્ણયની જરૂર હોય તો **મ્હારો નિર્ણય તે બાબતમાં હકારમાં રહેશે.**

(૧) **૭** મ્હારી આગળ બીજી એવી દલીલ કરવામાં આવી છે કે—મનાઈ હુકમની દાદ કોર્ટની મુન્સફી ઉપર અવલંબે છે અને તે ન આપવી જોઈએ. વધુમાં એવી દલીલી કરવામાં આવી છે કે—મનાઈ હુકમ માટેના હક્કનો આધાર સંપ્રદાયના સિદ્ધાન્તો ઉપર છે અને નહિ કે વડતાલ સંસ્થાએ ધરાવેલા સિદ્ધાન્તો ઉપર. તેમજ પ્રતિવાદી નં. એક તથા બીજા પ્રતિવાદીઓ ગ્રંથોનો તેમના પોતાના મત પ્રમાણે અર્થ કરે છે. આ સંબંધમાં બચાવ માટે નીચેના આધારો બતાવવામાં આવ્યા છે.

૩૦ મદ્રાસ ૧૫૮ ક્રીષ્ણસામી વિરૂદ્ધ સામરામ.

૧૪ કલકત્તા ૪૪૮ ફ્ઝલ કરીમ વિરૂદ્ધ મૌલાબક્ષ.

પહેલા ફેંસલામાંની હકીકતો જુદી છે. તે દાવાવાળા મંદિરમાં બન્ને હરીફ ગુરૂઓના અનુયાયીઓના બે પક્ષોને પૂજા કરવાનો હક્ક અને અધિકાર હતા અને તે હકીકત ઉપરની એવો ફેંસલો કરવામાં આવેલો કેઃ—

"બીજા પક્ષની પૂજાને અડચણ કર્યા વિના જો એક પક્ષ જેને પૂજાનો હક્ક હોય તે પોતાને ખર્ચે નવી મૂર્તિ ગોઠવે તો તે સંસ્થાના રિવાજ વિરૂદ્ધનું કૃત્ય નથી."

અને હાલના દાવામાં હકીકતો એવી છે કે—ઈસણાવ હરિમંદિર વડતાલ સંસ્થાનું છે અને જે પંથના ઉપયોગ માટે તે સ્થાપવામાં આવ્યું હોય તે પંથ સાથે જે પંથને નિસ્બત ન હોય તેવા પંથને હક્ક છે એમ કહી શકાય કે કેમ ? મતભેદો બાહ્ય રીતે દેખાતા અથવા ખરા છે કે નહિ એ પ્રશ્ન નથી, સવાલ ફક્ત એટલોજ છે કે—( આંક ૩૩૫ માં જણાવ્યા મુજબના ) આચાર્યના સાધુઓ સિવાય બીજા સાધુઓને તેમાં ઉતરી ઉપદેશ આપવાનો હક્ક હોઈ શકે કે કેમ ?

અગાઉ જણાવ્યા મુજબ **પ્રતિવાદી નં. ૧ ના જુદી મૂર્તિઓ જુદા સિદ્ધાન્તો અને જુદી ક્રિયાઓ સાથે જુદો પંથ છે.** ૧૮ કલકત્તા ૪૪૮ ના ફેંસલા બાબતમાં નોંધવા જેવું છે કે એ દાવાના

પ્રતિવાદિઓ કે જેમની સામે દાદ માગવામાં આવી હતી તેમણે ઇમામ ( તે દાવાના વાદી ) સામે કોઈ ખોટા અથવા પાખંડી સિદ્ધાંત ધરાવતા હોવાનો આક્ષેપ કર્યો નહોતો ( ૧૮ કલકત્તા ૪૪૮ ના પાના ૪૫૪ ) એમાં ૪૫૯ મા પાન ઉપરની ટીકા મુદ્દાસરની છે.

"નીચલી કોર્ટમાં ઘણો ચર્ચાએલો બીજો સવાલ જોતાં, એ સવાલ જણાય છે કે મોટે સ્વરે **'આમીન'** અને **'રફાદઇન'** બોલવું ( જે આક્ષેપ હાફીઝ મૌલા બક્ષ ઉપર મુકવામાં આવ્યો છે અને જેને લીધે તે પોતે પોતાની જાતને આગીલ–બીલ–હદીસ કહેવાડે છે અને તેના સામાવાળાઓનો તેને વહાબી કહે છે ) એ ધાર્મિક મતમાં એવો મહત્ત્વનો ફેરફાર છે અથવા રીવાજથી એટલો દૂરનો ફાંટો છે કે જેથી જે મસ્જીદમાં અગાઉ એવી ક્રિયાઓ નહોતી થતી તે મસ્જીદમાં કામ કરવા માટે ઈમામને નાલાયક ઠેરવે" આ બન્ને સવાલોનો જવાબ નકારમાં આપવામાં આવેલો. એટલે એ ફેંસલો એટલુંજ જણાવે છે કે–જયાં ધાર્મિક મતમાં કાંઇ ફેરફાર ન થતો હોય અથવા રિવાજથી બહુ દૂરનો ફાંટો ન પડતો હોય ત્યાં મનાઈ આપવી અદાલત માટે વ્યાજબી નથી.

અને એ દાવા મુજબ હાલના દાવામાં સિદ્ધાન્તો વિગેરેમાં જુદાપણું નથી એમ કહી શકાય એમ છે કે કેમ એ એક સવાલ છે. આ સવાલનો જવાબ અગાઉ કયારનો આપવામાં આવ્યો છે અને ખરૂં જોતાં હું ધારૂં છું કે–**હાલના દાવામાં બન્ને પક્ષોને એકેય વસ્તુમાં મળતાપણું નથી. અને સિધ્ધાંતોમાં જુદાપણું દેખીતું છે.**

(૧૧૯) **તેથી વાદીને મનાઈ હુકમ મેળવવાનો હક્ક છે એવો મારો અભિપ્રાય છે અને એમ ૮ નંબરના મુદ્દાનો નિર્ણય થાય છે.** એમ જણાય છે કે શરતચૂકને અંગે બધાંજ હરિમંદિરોના સંબંધમાં મનાઈ હુકમ માટે અરજ થયેલી પણ ખરેખર ઈસણાવ હરિમંદિરને લગતો આ દાવો છે.

(૧૨૦) વધુમાં એમ જણાવવું જોઈએ કે–પક્ષો વચ્ચે ફકત ઈસણાવના હરિમંદિર અંગેનો સવાલ હતો અને ફક્ત ઈસણાવ હરિમંદિર સંબંધમાં આ દાવામાં દાદ આપવામાં આવે છે.

(૧૨૧) **આ દાવાની બધીજ હકીકતો ધ્યાનમાં લઈ હું નીચેનો હુકમ આપું છું—**

**હુકમ**

**૧ જાહેર કરવામાં આવે છે કે :—**

**(૧) ઇસણાવ હરિમંદિર દાવા અરજીમાં જણાવેલ સ્કીમ નીચેનું હરિમંદિર છે અને તેનો વહિવટ આચાર્યમાં સ્થાપિત થાય છે.**

**(૨) વડતાલ સંસ્થાના અને વડતાલ મંદિરના આચાર્યથી દીક્ષા અપાયેલા સાધુ સીવાય બીજા કોઈ સાધુને તેમાં ઉતરવાનો અથવા ઉપદેશ કરવાનો કંઇજ હક્ક નથી.**

૨ વધુમાં એમ જાહેર કરવામાં આવે છે કે–**પ્રતિ નં. ૧ અને બીજા પ્રતિવાદીઓને તેમાં ઉતરવાનો અથવા એ હરિમંદિરમાં ઉપદેશ કરવાનો કંઈજ હક્ક નથી.**

**૩ પ્રતિવાદી નં. એક અને બીજા પ્રતિવાદીઓ તેમજ પ્રતિવાદી નં. એકના સાધુ-ઓને એ હરિમંદિરમાં ઉતરવા અથવા એમાં ઉપદેશ કરવા સામે આથી મનાઈ હુકમ કરવામાં આવે છે.**

**૪ આ દા ામાં પ્રતિવાદીઓનું પોતાનું ખર્ચ પોતાના શિરે રહેશે અને વાદીનું ખર્ચ તેમણે આપવું.**

તા. ૬–૧૧–૧૯૪૦

**સહી પી. બી. પટેલ**
**સબ. જડજ.**

---

ઉપર મુજબ તા. ૬-૧૧-૪૦ ના રોજ અંગ્રેજીમાં અપાએલા આખાય જજમેન્ટનો ગુજરાતીમાં યથાસ્થિત તરજુમો છે. દાવામાં પુરાવા માટે રજુ થતા કાગળોને અનુક્રમે અનુકૂળતા માટે એક આંક પાડવાની પદ્ધતિ છે. આમાં અમુક બાબત જણાવા કે સિદ્ધ કરવા અમુક આંકો લીધા હોય છે. આ આંક સાક્ષીનો છે કે દસ્તાવેજનો છે કે પુસ્તકનો છે કે બીજો કોઈ છે તે બરોબર સમજવામાં આવતું નથી. જો આ અંકો અનુક્રમે વિગત સાથે જણાવ્યા હોય તો જજમેન્ટનો અર્થ સમજવામાં બહુજ અનુકૂળતા સરળતાવાળી આવે તેમજ વધારામાં દાવાના આખા રેકર્ડનો પણ સાર સમજાય એમ ધારીને દાવાના આરંભથી અંત સુધીમાં જે જે કાગળો રજુ થયા છે તેના તમામ આંકો વિગતવાર તારીખવાર આ નીચે મુજબ અનુક્રમથી જીજ્ઞાસુની જાણ માટે આપવામાં આવ્યા છે. અને જજમેન્ટમાં જે આંકો ખાસ લીધા છે તે* આવા નિશાનથી જણાવ્યા છે :—

| આંક નં. | બાબત— | તારીખ |
|---|---|---|
| *૧ | વાદીની દાવા અરજી, પ્રતિવાદીઓને ઇસણાવના હરિમંદિરમાં નહિ પેસવાનો મનાઈ હુકમ મેળવવા બાબત. | તા. ૮-૧૨-૩૬ |
| ૨ | વાદી તરફથી વકીલ હરિભાઇ ગોવિંદભાઈને વકીલાતપત્ર આપવા બાબત. | તા. ૮-૧૨-૩૬ |
| ૩ | વાદીનું છ કાગળોનું લીષ્ટ, (૧) દેશવિભાગ લેખ (૨) શિક્ષાપત્રી (૩) ઈસણાવના મુખી મતાદાર નરવાદાર વિગેરે અગ્રેસરોએ સં. ૧૯૧૮ માં કરી આપેલો મંદિર બાંધવા માટેનો જમીનનો દસ્તાવેજ. (૪) ઈસણાવના મંદિર માટે બારૈયા નાથા રઘાનું ઘર વેચાણ રાખ્યું તેનો તા. ૧૬-૪-૧૮૯૨ નો દસ્તાવેજ. (૫) આ આનંદપ્રસાદજીએ જસભાઈને આપેલું મુખત્યારપત્ર (૬) હાઈકોર્ટે કરેલી રકીમની છાપેલી નકલ. | તા. ૮-૧૨-૩૬ |
| ૪ | વાદીની અરજી. પ્ર. નં. ૭ રામજી ભકત સગીર હોવાથી તેના વાલી નીમવા બાબત. | તા. ૮-૧૨-૩૬ |
| ૫ | વાદી તરફે ઈસણાવના પા. પુનમભાઈ ઝવેરભાઈની આંક ૪ ના ટેકામાં એફીડેવીટ. | તા. ૮-૧૨-૩૬ |
| ૬ | વાદીની અરજી, પ્રતિવાદીઓને ઈસણાવ મંદિરમાં નહિ પેસવા માટે કામચલાઉ મનાઈ હુકમ મેળવવા બાબત, | તા. ૮-૧૨-૩૬ |
| ૭ | વાદીની એફીડેવીટ આંક નં. ૬ ના કામના ટેકામાં. | તા. ૮-૧૨-૩૬ |
| ૮ | વાદી તરફે ઈસણાવના પા. ફુલાભાઈ જીવાભાઈની એફી. આં નં. ૬ ના ટેકામાં. | તા. ૮-૧૨-૩૬ |
| ૯ | ,, વડતાલના કોઠારી ખુશાલભાઈની એફીડેવીટ | તા. ૮-૧૨-૩૬ |
| ૧૦ | ,, ઈસણાવના પા. પુનમભાઈ ઝવેરભાઈની એફીડેવીટ. | તા. ૮-૧૨-૩૬ |
| ૧૧ | ,, ,, પા. ભાઈલાલભાઈ જીવાભાઈની એફીડેવીટ | તા. ૮-૧૨-૩૬ |
| ૧૨-૧૩ | પ્રતિવાદીઓ ઉપર નોટીસો. | |
| ૧૪ | વાદીની અરજી, પ્રતિવાદીઓનાં ઠેકાણાં નહિ મળવાથી મુદત માટેની. | તા. ૨૩-૧૨-૩૬ |
| ૧૫ | વાદીની ફરીથી અરજી, પ્રતિવાદીઓને સમન્સ તથા નોટીસો સારંગપુર પહોંચાડવા બાબત. | તા. ૬- ૧-૩૭ |
| ૧૬-૧૭-૧૮ | નોટીસો. | તા. ૧૨- ૧-૩૭ |
| ૧૯ | પ્ર. નં. ૧ તથા ૭ નું વકીલાતનામું, મો. જગમોહનદાસ | તા. ૧૮- ૨-૩૭ |
| ૨૦ | પ્રતિવાદી વકીલની અરજી, પ્ર. નં. ૧ તથા ૭ નો જવાબ આપવા માટે બીજી મુદત માગવા બાબત. | તા. ૧૮- ૨-૩૭ |

| નં. | વિગત | તારીખ |
|---|---|---|
| ૨૧ | પ્રતિવાદી વકીલની અરજી, પ્ર. નં. ૧ તથા ૭ નો જવાબ આપવા બીજી મુદત માગવા બાબત. | તા. ૧૮– ૩–૩૭ |
| ૨૨ | વાદીની અરજી, પ્ર. નં. ૨ થી ૬ નં. પ્રતિવાદીઓને સમન્સ તથા નોટીસો મળવા માટે તેમના બેચાસણ મકાને ચોટાડવા બાબત. | તા. ૧૮– ૩–૩૭ |
| ૨૨/૧ | વાદીની એફીડેવીટ, આંક ૨૨ ના કામના ટેકામાં. | તા. ૧૮– ૩–૩૭ |
| ૨૩ | વાલી લેખ. | |
| ૨૪ | પ્રતિવાદી નં. ૧ તથા ૭ તરફથી વકીલ પા. ધનાભાઈને વકીલાતનામું. | તા. ૨૨– ૪–૩૭ |
| ૨૫ | પ્રતિવાદી નં. ૬ તરફથી વકીલ જગમોહનદાસને વકીલાતનામું. | તા. ૨૨– ૪–૩૭ |
| ૨૬ | પ્રતિવાદી નં. ૨–૩–૪–૫ એકસપાર્ટી ઓર્ડર | તા. ૨૨– ૪–૩૭ |
| ૨૭ | પ્રતિવાદી નં. ૧ નો જવાબ, વાદીની મનાઈ હુકમની અરજી સામેનો. | તા. ૨૨– ૪–૩૭ |
| *૨૮ | પ્રતિવાદી નં. ૧ નો લેખિત જવાબ, વાદીની દાવાઅરજી આંક ૧ સામેનો. | તા. ,, |
| *૨૯ | પ્રતિવાદી નં. ૬ નો લેખિત જવાબ, વાદીની દાવાઅરજી સામેનો. | તા. ,, |
| ૩૦ | પ્રતિવાદી નં. ૬–૭ ની પુરસીશ. | |
| ૩૧ | પ્રતિવાદીની અરજી, મનાઈ હુકમની અરજીની સુનાવણી માટે લાંબી મુદત મળવા બાબત. | તા. ૨૪– ૪–૩૭ |
| ૩૨ | પ્રતિવાદીની સાક્ષી સોખડાના પા. શંકરભાઈ જેઠાભાઈની એફીડેવીટ (પ્રતિવાદીઓને હરિમંદિરોમાં રહેવા વિગેરેનો હક્ક હોવા બાબતની) | તા. ૩૦– ૬–૩૭ |
| ૩૩ | પ્રતિવાદીના સાક્ષી નાપાડના પા. ભુલાભાઈ વલ્લભભાઈ ,, | તા. ,, |
| ૩૪ | ,, ,, સાંકરદાના પા. સોમાભાઈ દેસાઈભાઈ ,, | તા. ૨૮– ૬–૩૭ |
| ૩૫ | ,, ,, ,, પા. માધવદાસ પુરૂષોત્તમદાસ ,, | તા. ,, |
| ૩૬ | ,, ,, આશીના પા. નાથાભાઈ વાઘજીભાઈ ,, | તા. ,, |
| ૩૭ | ,, ,, ,, પા. જેઠાભાઈ નાથાભાઈ ,, | તા. ,, |
| ૩૮ | ,, ,, સાંકરદાના ચાવડા માવસંગ ઉમેદસંગ ,, | તા. ,, |
| ૩૯ | ,, ,, બોરીયાના શાહ અંબાલાલ મગનલાલ ,, | તા. ,, |
| ૪૦ | ,, ,, નાપાડના પા. ભાઈલાલ દેસાઈભાઈ ,, | તા. ૩૦– ૬–૩૭ |
| ૪૧ | ,, ,, ગાનાના પા. ફુલાભાઈ મુળજીભાઈ ,, | તા. ૨૮– ૬–૩૭ |
| ૪૨ | ,, ,, ,, પા. શામળભાઈ શંકરભાઈ ,, | તા. ,, |
| ૪૩ | ,, ,, ધર્મજના પા. ડુંગરભાઈ ઝવેરભાઈ ,, | તા. ,, |
| ૪૪ | ,, ,, ,, પા. શિવાભાઈ વહેરીભાઈ ,, | તા. ,, |
| ૪૫ | ,, ,, ,, પા. ભુલાભાઈ કીશોરભાઈ ,, | તા. ,, |
| ૪૬ | ,, ,, ,, પા. નરસીભાઈ કાકુજીભાઈ ,, | તા. ,, |
| ૪૭ | ,, ,, ભાદરણના પા. દાદાભાઈ બાબરભાઈ ,, | તા. ,, |
| ૪૮ | ,, ,, ,, પા. ઘેલાભાઈ વાઘજીભાઈ ,, | તા. ,, |
| ૪૯ | ,, ,, ,, પા. હીરાભાઈ ચતુરભાઈ ,, | તા. ,, |
| ૫૦ | પ્રતિવાદી નં. ૬ નિર્ગુણદાસની એફીડેવીટ (બોચાસણવાળાઓને ઇસણાવના મંદિરમાં રહેવા તથા રહી ઉપદેશ કરવા વિગેરેના હકક બાબત.) | તા. ૨૮– ૬–૩૭ |

| | | |
|---|---|---|
| ૫૧ | પ્રતિવાદીના સાક્ષી ભાદરણના પા. સોમાભાઈ ચતુરભાઈની એફીડેવીટ | તા. ૨૮– ૬–૩૭ |
| ૫૨ | પ્રતિવાદીના સાક્ષી સારસાના પા. ગીરધરભાઈ મથુરભાઈ ,, | તા. ૩૦– ૬–૩૭ |
| ૫૩ | વાદીની અરજી, આંક નં. ૬ ની કામચલાઉ મનાઈ હુકમની અરજી મુલતવી રાખવા બાબત. | તા. ૧૭– ૭–૩૭ |
| ૫૪ | વાદીની અરજી, દસ્તાવેજી પુરાવો રજુ કરવા બીજી મુદ્દત માગવા બાબત. | તા. ૧૯– ૮–૩૭ |
| ૫૫ | પ્રતિવાદીની અરજી, ,, ,, ,, ,, | ,, |
| ૫૬ | વાદીની અરજી ,, ,, ,, ,, | તા. ૧૭– ૯–૩૭ |
| ૫૭ | પ્રતિવાદીની અરજી ,, ,, ,, ,, | ,, |
| ૫૮ | વાદી તરફથી ઈસણાવ મંદિરના દસ્તાવેજો તથા કોર્ટનાં જજમેન્ટો વિગેરે ૧૨ કાગળો રજુ કર્યાં તેનું લીસ્ટ | તા. ૧૬–૧૦–૩૭ |
| ૫૯ | વાદીનું બ્યાન, જરૂર પડે ચોપડા, દસ્તાવેજો, કોર્ટના કાગળો વિગેરે રજુ કરવા બાબત | તા. ૧૬–૧૦–૩૭ |
| ૬૦ | પ્રતિવાદી તરફથી દસ્તાવેજ, પુંસ્તકો વિગેરે ૨૧ કાગળોનું લીષ્ટ રજુ થયું. | તા. ૧૬–૧૦–૩૭ |
| ૬૧ | વાદીની અરજી, પ્રતિવાદીઓએ રજુ કરેલા કાગળો આંકે ન પાડવા બાબત. | તા. ૨૬–૧૧–૩૭ |
| ૬૨ | પ્રતિવાદીની અરજી, વાદીએ રજુ કરેલા કેટલાક કાગળો આંકે ન પાડવા બાબત. | તા. ૨૬–૧૧–૩૭ |
| *૬૩ | ૧૧ મુદ્દાઓ નક્કી થયા. તા. ૫–૨–૩૮ તથા ૨૭–૬–૩૮ મળીને. | |
| ૬૪ | પ્રતિવાદીની અરજી, ૪જ મુદ્દો વધારવા બાબતની | તા. ૧૩– ૪–૩૮ |
| ૬૫ | વાદીનો જવાબ, ( આંક નં. ૬૪ નવો મુદ્દો વધારવાની પ્રતિવાદીઓની અરજીનો ) | તા. ૧૩– ૪–૩૮ |
| ૬૬ | વાદી તરફથી વકીલપત્ર, નડીયાદના વકીલ પા. ચુનીભાઈનું. | |
| ૬૭ | વાદીની અરજી, લીષ્ટ સાથે કેટલાક જરૂરી કાગળો રજુ કરવા બાબત. | તા. ૫– ૮–૩૮ |
| ૬૮ | વાદીની અરજી, પ્રતિવાદીએ કઢાવેલો ઇસ્યુ નં. ૧૦ પહેલાં સાંભળવા બાબત. | તા. ૫– ૮–૩૮ |
| ૬૯ | વાદી તરફથી આચાર્યોએ અત્યાર સુધીમાં કરેલાં વીલો વિગેરે ૧૦ કાગળો રજુ કર્યાં બાબત. | તા. ૫– ૮–૩૮ |
| ૭૦ | વાદી તરફથી નડીયાદમાં ચાલેલો મુ. નં. ૩૪૪ ( દત્તવિધાન બાબત ) ના દાવાના દાવાઅરજી, જજમેન્ટ વિગેરે ૧૦ કાગળો રજુ કર્યાં બાબત. | તા. ૫– ૮–૩૮ |
| ૭૧ | પક્ષકારોના વકીલની અરજી, પુરાવાની લાંબી મુદ્દત માગવા બાબત | તા. ૧–૧૨–૩૮ |
| ૭૨ | વાદીની અરજી, ( પ્રતિવાદીએ આંક ૬૦ થી રજુ કરેલા કાગળો મધ્યે ૬૦/૨૬ થી ૬૦/૬૧ સુધીનાં પુસ્તકો રજુ કર્યાં છે તેની વિગત રજુ કરવા બાબત તથા આંક ૬૯–૭૦ થી વાદીએ રજુ કરેલા વીલ વિગેરે કાગળોની પ્રતિવાદી પાસેથી કબૂલાત લેવા બાબત ) | તા. ૨૫– ૧–૩૯ |
| ૭૩ | પ્રતિવાદીની અરજી, વાદીએ ૭૨ નંબરથી માગેલી વિગત અને કબૂલાતનો જવાબ આપવા માટે બીજી મુદ્દત માગવા બાબત. | તા. ૨– ૨–૭૯ |
| ૭૪ | પક્ષકારોની અરજી, આંક ૭૨ માં માગેલી વિગત આવ્યા પછી કામનો પુરાવો લેવાની મુદ્દત માગવા બાબત. | તા. ૨– ૨–૩૯ |
| ૭૫ | પ્રતિવાદી વકીલની અરજી, આંક ૭૨નો જવાબ આપવા માટે બીજી મુદ્દત મળવા બાબત. | તા. ૧૦– ૩–૩૯ |
| ૭૬ | પ્રતિવાદીએ આંક ૭૨ ની વાદીઅરજીનો આપેલો જવાબ. ( કયાં પુસ્તકો ઉપર આધાર રાખે છે તે બાબત ) | તા. ૧૫– ૪–૩૯ |
| ૭૭ | વાદી પ્રતિવાદીની અરજી, બીજી મુદ્દત મળવા બાબત. | તા. ૩– ૮–૩૯ |
| ૭૮ | વાદી પ્રતિવાદીની અરજી, બીજી મુદ્દત મળવા બાબત. | તા. ૨૬– ૯–૩૯ |

૭૯ વાદીની અરજી, લીષ્ટમાં જણાવેલા સાક્ષીઓ ઉપર સમન્સ કાઢવા બાબત તા. ૧૭–૧૧–૩૯

૮૦ સાક્ષી સમન્સ ઈસણાવનો

૮૧ સાક્ષી સમન્સ પીપળાવનો

૮૨ સાક્ષી સમન્સ ઓચાસણનો

૮૩ વાદીની અરજી, કેટલાક જરૂરી કાગળો તથા દસ્તાવેજો કોર્ટના કામમાં રજુ કરવા બાબત. તા. ૪–૧૨–૩૯

૮૪ વાદીનું લીષ્ટ, આંકલાવ વિગેરે ગામોના મંદિરોના દસ્તાવેજ વિગેરે ૩૩ કાગળોનું તા. ૪–૧૨–૩૯

૮૫ પ્રતિવાદીની અરજી, કેટલાક છાપેલાં પુસ્તકો રજુ કરવા બાબબ. તા. ૬– ૧–૪૦

૮૬ વાદીના આંક ૭૨ ના સાક્ષી સમન્સથી પ્રતિવાદીએ રજુ કરેલા દસ્તાવેજ વિગેરે ૧૩ કાગળોનું લીષ્ટ. તા. ૬– ૧–૪૦

૮૭ પ્રતિવાદીનું લીષ્ટ, વચનામૃત વિગેરે ૧૧ પુસ્તકો રજુ કર્યા બાબત. તા. ૬– ૧–૪૦

૮૮ તાકીદ. તા. ૨૭– ૨–૪૦

૮૯ પ્રતિવાદી તરફથી સાક્ષી દરખાસ્ત, વાદીએ ઈન્વેન્ટરી વિગેરે ૪ કાગળો રજુ કરવા બાબત, તા. ૨૭– ૨–૪૦

૯૦ સાક્ષી સમન્સ

૯૧ વાદીની અરજી, બીજી મુદત માગવા બાબત. તા. ૨૧– ૨–૪૦

*૯૨ નિ. નં. ૩/૧ દેશ વિભાગનો લેખ, મુંબઈ નિર્ણયસાગરમાં છપાએલો.

*૯૩ નિ. નં. ૩/૨ શિક્ષાપત્રી ચોપડી.

*૯૪ નિ. ૩/૩ હાયકોર્ટની સ્કીમ છાપેલી.

*૯૫ હાયકોર્ટનું જજમેન્ટ.

*૯૬ નિ. નં. ૭૦/૮ અમદાવાદમાં ચાલેલો મુ નં. ૧૭૯/૧૪ ના જજમેન્ટની નકલ.

*૯૭ નિ. નં. ૫૮/૧૧ નડીયાદમાં ચાલેલો મુ નં. ૩૪૪/૨૪ ના જજમેન્ટની નકલ.

*૯૮ પ્રતિવાદીની પુરસીશ, ઈશ્યુ નં ૧–૨–૩ ની તકરાર છોડી દેવા બાબત. તા. ૧૭– ૬–૪૦

૯૯ પ્રતિવાદીની પુરસીશ, નિ. ૫૮/૮ ઇસણાવની સરકાર ભરતની ચોપડી સરકારી દાખલા તરીકે આંકે પાડવામાં વાંધો નથી તે બાબત. તા. ૧૭– ૬–૪૦

૧૦૦ નિ ન. ૫૮/૮ ઈસણાવના સરકાર ભરતની ચોપડીના ખાતાંના પાનાંની નકલ.

*૧૦૧ નિ ૭૦/૧ નડીયાદમાં સબજજ કોર્ટનો મુ. નં. ૩૪૪/૨૪ની દાવાઅરજીની સહી સિક્કાવાળી નકલ (જેમાં આ. શ્રીપતિપ્રસાદે કરેલા વાદી આચાર્યના દત્તવિધાન સામે ૬૪૫ વાદીઓ ઉભા થયા હતા)

*૧૦૨ નિ. ૭૦/૨ ઉપરના દાવાના કો. હઠીભાઈ વિગેરે વાદીઓની અરજી સહી સિક્કાવાળી નકલ (જાહેરનામું કાઢવા બાબત તથા પરવાનગી મળવા બાબત)

૧૦૩ નિ. નં. ૭૦/૧૦ ઉપરના દાવાના રોજનામાની સહીસિક્કાવાળી નકલ.

૧૦૪ નિ. નં. ૬૯/૧ આ. રઘુવીરજી મહારાજે સં. ૧૯૧૩ ના કાર્તિક શુદી ૧૫ કરેલા વીલની નકલ.

૧૦૫ નિ. નં. ૬૯/૭ આ. ભગવત્પ્રસાદજી મહારાજે સં. ૧૯૩૩ ના ભાદરવા શુદી ૬ કરેલા વીલની નકલ.

| | | |
|---|---|---|
| ૧૦૬ | નિ. નં. ૬/૯ આ. વિહારીલાલજી મહારાજે સં. ૧૯૪૫ ના જેઠ શુદી ૫ કરેલા વીલની નકલ. | |
| ૧૦૭ | નિ. ૬/૪ આ. વિહારીલાલજી મહારાજે સં. ૧૯૪૮ ના કાર્તિક શુદી ૧૪ કરેલા વીલની નકલ. | |
| ૧૦૮ | નિ. ૬/૯ આ. વિહારીલાલજી મહારાજે સં. ૧૯૫૧ ના માગશર શુદી ૮ કરેલા પુરવણી વીલની નકલ. | |
| ૧૦૯ | નિ. ૬૬/૦ આ. શ્રીપતિપ્રસાદજી મહારાજે સં. ૧૯૭૩ ના આસો શુદી ૧૫ કરેલા વીલની નકલ. | |
| ૧૧૦ | વાદીની અરજી, પ્રતિવાદી નં. ૧ ને વિમુખ કર્યા બાબતના, ત્યાગીઓ તથા ગૃહસ્થ ટ્રસ્ટીઓના હસ્તાક્ષરવાળા લેખિત મુદ્દાના કાગળો રજુ કરવા બાબંત. | તા. ૧૭-૬-૪૦ |
| ૧૧૧ | વાદીનું પુરસીશ, ૧૧ નંબરના ઈસ્યુનો પુરાવો રીઝર્વ રાખવા બાબત. | તા. ૧૭-૬-૪૦ |
| *૧૧૨ | વાદી આચાર્યશ્રીના કુલમુખત્યાર જસભાઈ મકનદાસની જુબાની. | તા. ૧૭-૬-૪૦ |
| ૧૧૩ | પ્રતિવાદીની અરજી, વાદીએ તા. ૧૭-૬-૪૦ ને રોજ રજુ કરેલા બે વિમુખ બાબતના લેખી કાગળો સામે વિરોધ દર્શાવવા બાબતની. | તા. ૧૮-૬-૪૦ |
| ૧૧૪ | પ્રતિવાદીએ આંક ૧૧૨ ની જુબાની વખતે રજુ કરેલું ગુણાતીતાનંદજીના ફોટાવાળાં મંદિરોનું લીસ્ટ. | તા. ૧૮-૬-૪૦ |
| *૧૧૫ | વાદી તરફે ઇસણાવ મંદિરના કોઠારી પા. દેસાઇભાઈ લલ્લુભાઇની જુબાની | તા. ૧૮-૬-૪૦ |
| ૧૧૬ | વાદીનું લીષ્ટ, (પ્રતિવાદીના સમન્સથી પ્રોવીઝનલ કમીટીની તથા સ્કીમ કમીટીની પ્રોસીડીંગ બૂક નંગ ૧ થી ૧૭ સુધીની સને ૧૯૧૯ થી ૧૯૩૬ સુધીની તથા સં. ૧૯૮૦ થી ૧૯૯૩ સુધીનાં સરવૈયાં નંગ ૧૪ ની બૂક તથા પ્રોવીઝનલ કમીટી અને સ્કીમકમીટી વખતે થએલી ઈન્વેન્ટરીની બૂક વિગેરે ૧૯ કાગળો રજુ કર્યાનું ) | તા. ૧૮-૬-૪૦ |
| ૧૧૭ | વાદીની એફીડેવીટ, આંક ૧૧૦ ના ટેકામાં કરી તે. | તા. ૧૯-૬-૪૦ |
| ૧૧૮ | વાદીનું લીષ્ટ, પ્ર. નં. ૧ ને વિમુખ કર્યા સંબંધના બે લેખિત અસલ કાગળો તથા તે સંબંધી વિવેચનપત્રો નંગ ૬ ની બુક એક આંક ૧૧૦ સાથે રજુ કર્યા તે. | તા. ૧૭-૬-૪૦ |
| ૧૧૯ | વાદીના સાક્ષી દેસાઈભાઈનું લીષ્ટ, ઈસણાવના દસ્તાવેજ ગણોતપટા વિગેરે ૧૦ કાગળોનું. | તા. ૧૯-૬-૪૦ |
| ૧૨૦ | પ્રતિવાદીની અરજી, આંક ૩ થી રજુ થએલા બે દસ્તાવેજોમાં સહીઓ કરનારની ઉંમર જણાવનારાં ઈસણાવનાં જન્મમરણનાં પત્રક રજુ કરવા તથા બીજો એક દસ્તાવેજ રજુ કરવા બાબત | તા. ૧૯-૬-૪૦ |
| ૧૨૧ | વાદીના સાક્ષી ૧૧૫ ની ઉલટ તપાસ વખતે પ્રતિવાદી તરફથી રજુ થયેલા ત્રણ કાગળો ( દસ્તાવેજ તથા બે જણની ઉંમર જણાવનારૂ પત્રક ) | તા. ૧૯-૬-૪૦ |
| *૧૨૨ | નિ. નં. ૫/૬૬ ઈસણાવના પા. રણછોડભાઈએ આ. વિહારીલાલજીને કરી આપેલો ખેતરનો ધર્માદા દસ્તાવેજ. | |
| *૧૨૩ | નિ. ૫/૮ ઈસણાવના પા. ડુંગરભાઈએ આ. વિહારીલાલજીને કરી આપેલો ખેતરનો ધર્માદા દસ્તાવેજ. | |
| ૧૨૪ | નિ. ૫/૬ ઈસણાવની બાઈ જીવીએ આ. વિહારીલાલજીને લખી આપેલો ખેતરનો ગીરો દસ્તાવેજ. | |

*૧૨૫ નિ. ૫૮/૬ ઈસણાવના પા. ઈશ્વરભાઈએ આ. વિહારીલાલજીને લખી આપેલો ઘરનો ધર્માદા દસ્તાવેજ.

*૧૨૬ નિ. નં. ૫૮/૬ ઈસણાવના પા. નારાયણભાઈએ આ. શ્રીપતિપ્રસાદજીને કરી આપેલો જમીનનો ધર્માદા દસ્તાવેજ.

*૧૨૭ નિ. નં. ૫૮/૬ ઈસણાવના વાળંદ મૂળજી ખોડાએ આ. લક્ષ્મીપ્રસાદજીને બાઈઓના મંદિર માટે કરી આપેલો ઘરનો ધર્માદા દસ્તાવેજ.

*૧૨૮ નિ. નં. ૫૮/૬ ઈસણાવની બાઈ કેસર, શામળભાઈની વિધવાએ આ. શ્રીપતિપ્રસાદજીને કરી આપેલો જમીનનો દસ્તાવેજ.

*૧૨૯ નિ. નં. ૬૪/૧ ઈસણાવના પા. મુળજીભાઈ રામજીભાઈ વિગેરેએ આ. વિહારી-લાલજીને કરી આપેલો ખેતરનો ધર્માદા દસ્તાવેજ.

*૧૩૦ નિ. ન ૬૪/૩ ઈસણાવના પા. કલ્યાણભાઈ ગલાભાઈએ આ. વિહારીલાલજીને લખી આપેલો જમીનનો ધર્માદા દસ્તાવેજ.

૧૩૧ વાદી તરફે ઈસણાવના પા. **ભાઈલાલભાઈ** જીવાભાઈની જુબાની — તા. ૧૯–૬–૪૦

*૧૩૨ વાદી તરફે વડતાલના સ. મુ. **હરિપ્રસાદદાસજીની** જુબાની — તા. ૨૦–૬–૪૦

૧૩૩ વા. અરજી, આંક ૩/૩ ૩/૪ ના ઈસણાવના દસ્તાવેજોની નકલોવાળી, વડતાલની ફેરીસ્તમાં જુના વખતથી થયેલી નોંધના ત્રણ ચોપડા રજુ કરવા બાબત. — તા. ૨૦–૬–૪૦

૧૩૪ પ્ર. અરજી, વાદીએ રજુ કરેલા ઉપરના કાગળો સામે વિરોધ દર્શાવવા બાબત. — તા. ૨૦–૬ ૪૦

૧૩૫ વાદી તરફે ઈસણાવના પા. **પુનમભાઈ** ઝવેરભાઈની જુબાની. — તા. ૨૧–૬–૪૦

૧૩૬ વાદી તરફે ઈસણાવના પા. **સનાભાઈ** પરભુદાસની જુબાની. — તા. ૨૧–૬–૪૦

૧૩૭ વાદી તરફના સાક્ષી આંક ૧૩૬ ના એ હાજીભાઈ વસ્તાભાઈના ઘરના લાંભવાનો દસ્તાવેજ રજુ કરવા બાબત.

૧૩૮ વાદી તરફે ઈસણાવના પા. **કીશાભાઈ** જીવાભાઈની જુબાની. — તા. ૨૧–૬–૪૦

૧૩૯ મુદત માગવાની અરજી.

૧૪૦ વાદી તરફે ઈસણાવના પા. **હરિભાઈ** પ્રભુદાસની જુબાની — તા. ૯–૭–૪૦

૧૪૧ ,, પીપળાવના પા. **લલ્લુભાઇ** ખોડાભાઈની જુબાની — તા. ૯–૭–૪૦

૧૪૨ ,, દાવોલના પા. **શંકરભાઈ** લલ્લુભાઈની જુબાની — તા. ૯–૭–૪૦

*૧૪૩ ,, કોઠારી **ગોવિંદભક્તની** જુબાની — તા. ૯–૭–૪૦

૧૪૪ વાદીની અરજી, ૧૧૬ લીષ્ટથી રજું કરેલી કમીટીની પ્રોશીડીંગ બુકો તથા ઇન્વેન્ટરી બુકોમાંથી અમુક ૧૨ નકલો ઉતારી કામમાં રજુ કરવા બાબત. — તા. ૯–૭–૪૦

૧૪૫ વાદીનું લીષ્ટ, વડતાલની ફેરીશ બુકનો ચોપડો તથા દસ્તાવેજોની નકલોના ચોપડા રજુ કરવા બાબત. — તા. ૨૦–૬–૪૦

૧૪૬ પ્રતિવાદીની અરજી, આંક ૧૪૩ ના સાક્ષીને મુંબઈના એડવોકેટ બાલુભાઈ પાસે બરોબર તપાસવાના હોવાથી તેને માટે લાંબી મુદત માગવા બાબત. — તા. ૧૧–૭–૪૦

૧૪૭ પ્રતિવાદીની અરજી નં. ૧૬૩/૯ માંથી સં. ૧૯૮૨ ની ઈન્વેન્ટરીમાંથી પુસ્તકોની યાદીની નકલો કામમાં ઉતારી મુકવા બાબત. — તા. ૨૫–૬–૪૦

*૧૪૮ નિ. નં. ૧૪૪/૪ **પ્રોવીઝનલ કમીટીના ઠરાવની નકલો**—૧૪-૧૧-૧૯, ઠરાવ નં. ૨૪ ( નારગોરના હરિમંદિરના મકાનનો કબજો લેવા દાવો કરવા બાબતનો ) તથા ૨૧-૫-૨૦ ઠરાવ નં. ૭ ( નારગોર મંદિરનું મકાન બદલવા બાબતનો ) તથા તા. ૨૧-૫-૨૦ ઠરાવ નં. ૨ ( તાલસાના મંદિરને દુરસ્ત કરવામાં ૫૦ રૂપીયા આપવા બાબતનો ) તથા ૨૭-૧૧-૨૦ ઠરાવ નં. ૧ ( નારગોરના હરિ મંદિરનો ફરી વિચાર કરવા બાબતનો ) તથા ૨૩-૫-૨૦ ઠરાવ નં. ૧ ( સારંગના મંદિરને રીપેર કરવામાં ૩૦૦ રૂપીયા આપવા બાબતનો )

*૧૪૯ નિ. ૧૪૪/૨ પ્રોવીઝનલ કમીટીના ૨૩-૩-૨૧ ઠરાવ નં. ૪ ની નકલ-( આમળાના જુના મંદિરને ૫૦૦ રૂપીએ વેચીને તેના રૂપીયા નવા મંદિરમાં વાપરવા બાબત અને વેચવાની કોર્ટની મંજુરી લેવા બાબત )

*૧૫૦ નિ. ૧૪૪/૩ **પ્રોવીઝનલ કમીટીના ઠરાવની નકલો** તા. ૫-૧૧-૨૨ ઠરાવ નં. ૮ ( વસોમાં બાઈઓના મઠવાળા મંદિરના રીપેરમાં ૭૦૦ રૂપીયા આપવા બાબત ) તથા ૨-૩-૨૩ ઠરાવ નં. ૩૩ ( ઉદેલાનું મંદિર રીપેર કરવામાં ૧૦૦ રૂપીયા આપવા બાબત ) તથા ૨-૩-૨૩ ઠરાવ નં. ૪૨ ( પાંદડના મંદિરના રીપેરમાં ૧૦૦ રૂપીયા આપવા બાબત ) તથા ૨૯-૩-૨૩ ઠરાવ નં. ૧૮ ( અંબાવના મંદિરની સાધુ દ્વારા દુરસ્તીમાં ૫૦ રૂપિયા આપવા બાબત ) તથા તા. ૧૯-૩-૨૩ ઠરાવ નં. ૩૩ ( જંબુસરમાં બાઇઓના મંદિરમાં રીપેર માટે ૧૦૦ રૂા. આપવા બાબત ) તથા ૨૭-૭-૨૩ ઠરાવ નં. ૧૨ ( હરીયાળાની દુકાન રીપેર કરવા બાબત )

*૧૫૧ નિ. ૧૪૪/૪ **કમીટીના ઠરાવોની નકલો**—તા. ૬-૭-૨૪ ઠરાવ નં. ૬ ( ટીંબીનું મંદિર વેચી દેવા બાબત ) તથા ૬-૭-૨૪ ઠરાવ નં. ૭ ( આમલીયાળાનું જુનું મંદિર વેચી નવું કરવા સાધુ દ્વારા તજવીત કરવા બાબત ) તથા ૬-૭-૨૪ ઠરાવ નં. ૯ ( કારેલીના મંદિરનું પડતર ગભાણ સાધુ દ્વારા વેચી દેવા બાબત ) તથા ૧૪-૮-૨૪ ઠરાવ નં. ૩ (ટીંબીના મંદિરની જાયગા ૩૫૦ માં વેચી દેવા બાબતનો)

*૧૫૨ નિ. નં. ૧૪૪/૫ **કમીટીના ઠરાવની નકલો**— તા. ૬-૬-૨૫ ૭ ( સોંદરણાનું મંદિર રૂા. ૫૦૦ માં વેચી દેવા બાબત ) તથા તા. ૬-૬-૨૫ ઠરાવ નં. ૮ (ભાટપરાની જમીન વેચવા બાબત ) તા. ૬-૬—૨૫ ઠરાવ નં. ૧૦ ( કારેલી ગામના મંદિરની પડતર જમીન ૪૨૫ માં વેચી દેવા બાબતનો )

*૧૫૩ નિ નં. ૧૪૪/૬ **કમીટીના ઠરાવની નકલ**—તા. ૧૦-૧૦-૨૬ ઠરાવ નં, ૬ અજરપરાના મંદિરની ખુલ્લી જમીન ૨૫૦ માં વેચી દેવા બાબતનો )

*૧૫૪ નિ. નં. ૧૪૪/૭ **કમીટીના ઠરાવની નકલો**—તા. ૩૧-૧૨-૨૭ ઠરાવ નં. ૮ ( હરિભકતોની અરજીથી રેલ સંકટમાં પડી ગએલાં હરિમંદિરોને સાધુ દ્વારા રીપેર કરવામાં સાત હજાર વાપરવાની મંજુરી બાબતનો )

*૧૫૫ નિ. નં. ૧૪૪/૮ **કમીટીના ઠરાવની નકલ**—૧-૩-૩૪ ઠરાવ નં. ૧૧ ( પરીયેજના મંદિરને રીપેર કરવામાં એક હજાર આપવા સંબન્ધી )

*૧૫૬ નિ. ૧૪૪/૯ **કમીટીના ઠરાવની નકલ**—તા. ૨૦-૩-૩૫ ઠરાવ નં. ૧૪ ( કાશીપરાના મંદિરની દુરસ્તીમાં ૩૦૦ આપવા સંબન્ધી તથા તા. ૧૬-૬-૩૫ ઠરાવ નં. ૧૪ ( પીપળાવના મંદિરના રીપેરીંગમાં ૨૫૦ આપવા સંબન્ધી )

*૧૫૭ નિ. ૨૪૪/૬ કમીટીના ઠરાવની નકલ—તા. ૧૫-૧૨-૩૫ ઠરાવ નં. ૧૯ (માછીપરાના મંદિરના રીપેરીંગમાં ૨૦૦ આપવા સંબન્ધી) તથા ૩-૮-૩૬ ઠરાવ નં. ૧૧ (કાશીપરામાં ૩૦૦ ફરીથી વધારે આપવા સંબંધી)

૧૫૮ પ્ર. નં. ૬ નિર્ગુણદાસ તરફથી કાંટાવાળા રસીકાન્તને વકીલપત્ર આપ્યા બાબત તા. ૨૬-૭-૪૦

૧૫૯ ૨૪૭/૭ સં. ૧૯૮૨માં થયેલી ઇન્વેન્ટરીમાંથી વચનામૃત વિગેરે પુસ્તકોની યાદીની નકલ ઉતારી રજુ કરી તે.

*૧૬૦ વાદી તરફે કોઠારી ખુશાલભાઇની જુબાની. તા. ૨૬-૭-૪૦

૧૬૧ વાદીની અરજી, પ્રતિવાદી પાસે બોચાસણના સં. ૧૯૬૩-૬૪ ના ચોપડા તથા દસ્તાવેજો રજુ કરવા બાબત તા. ૨૬-૭-૪૦

૧૬૨ પ્રતિવાદીની અરજી, વાદી પાસે પ્ર. નં. ૧ ૧૯૬૦માં સારંગપુરમાં હતા ત્યારે વડતાલ કોઠારીએ ગઢડાના કોઠારીને ચાર્જ સોંપી દેવા આપેલો મોરછાપનો કાગળ રજુ કરવા બાબત. તા. ૨૭-૭-૪૦

૧૬૩ પ્રતિવાદી નં. ૧ તથા તેના કોઠારી ઉપર કો. ગોરધનદાસે ચાર્જ સોંપી દેવા લખેલા અસલ કાગળનું લીષ્ટ. તા. ૨૭-૭-૪૦

૧૬૪ પ્રતિવાદી નં. ૧ ઉપર સં. ૧૯૬૦ના કાર્તિક વદી ૧ શુક્રવારે લખેલા મોરછાપના કાગળની નકલ.

૧૬૫ પ્ર. નં. ૧નું લીષ્ટ, વાદીએ રજુ કરેલી સં. ૧૯૮૧ની પ્રોસીડીંગ બુક આંક ૧૧૬/૫ માંથી પાન ૩-૪-૫ ઉપર ઠરાવ નં. ૨-૩ છે તેની નકલ (મથાળા સાથે તથા છેલ્લી સહીઓ સાથે) ઉતારી કામમાં સામેલ કરવા બાબત. તા. ૨૭-૭-૪૦

૧૬૬ ઉપરની પ્રતિવાદીની માગણી મુજબ સં. ૧૯૮૧ પ્રોશીડીંગ બુકમાંથી કમીટીના ઠરાવની ઉતારીને મુકેલી નકલ. (વાદીના પિતા વિમુખ કર્યા હોવાથી વાદીને ગાદીએ ન બેસાડી શકવાનો વિગતવાર ઠરાવ કે જેમાં છેલ્લે (૧) મંછારામ મયારામ ભટ્ટ પ્રમુખ, (૨) હરગોવિંદ ગીરધરભાઈ, (૩) કોઠારી ખુશાલભાઇ, (૪) બ્ર. ઈશ્વરાનંદજી, (૫) પુરાણી ભક્તિજીવનદાસજી આ મેંબરોની સહીયો છે)

૧૬૭ પ્રતિવાદીની અરજી, મુદ્દત માગવા બાબતની. તા. ૨૭-૭-૪૦

૧૬૮ વાદીની અરજી, પ્રતિવાદીએ કેટલાંક ગુણાતીતાનંદ વાતો વિગેરે પુસ્તકો તથા કાગળો તથા સ્વામિનારાયણપ્રકાશ માસીક વિગેરે ૭ કાગળો રજુ કરવા બાબત. તા. ૩૧-૭-૪૦

૧૬૯ વાદીની અરજી, પ્રતિવાદીને ત્રણ સવાલો પુછાવ્યા બાબત. તા. ૩૧-૭-૪૦

૧૭૦ પ્રતિવાદીનો જવાબ, વાદીની ૧૬૯ ની અરજીનો. તા. ૫-૮-૪૦

૧૭૧ પ્રતિવાદીનો જવાબ, વાદીની ૧૬૮ ની અરજીનો. તા. ૫-૮-૪૦

૧૭૨ વાદીની અરજીથી પ્રતિવાદીએ રજુ કરેલો અક્ષરપુરૂષોત્તમનો નાનો ફોટો, અનાદિ મુક્તરાજ કૃષ્ણજીમહારાજ તરફથી ભેટ થતો.

૧૭૩ વાદીની અરજી, ભક્તચિંતામણી, વચનામૃત, સત્સંગિજીવન, શિક્ષાપત્રી અર્થદીપિકા ટીકા જનમંગલ સર્વમંગલસ્તોત્ર રજુ કરવા બાબતની. તા. ૫-૮-૪૦

૧૭૪ વાદીનું લીષ્ટ, ઉપરનાં પુસ્તકો રજુ કર્યા બાબતનું. તા. ૫-૮-૪૦

૧૭૫ વાદીનું લીષ્ટ, છ પ્રકરણની તથા બે પ્રકરણની ગુણાતીતાનંદવાતો તથા સ્વામિનારાયણપ્રકાશ માસીકની બે બૂકો તથા ભક્તચિંતામણી તથા સિદ્ધાંતસાગરની ચોપડી રજુ કર્યા બાબત. તા. ૫–૮–૪૦

*૧૭૬ વાદી તરફે **શાસ્ત્રી હરિજીવનદાસ**ની જુબાની તા. ૫–૮–૪૦ થી ૯ સુધી

૧૭૭ વાદીની અરજી, કેટલાંક પુસ્તકો રજુ કરવા બાબત.

૧૭૮ વાદીનું લીષ્ટ, ભક્તચિંતામણી, વચનામૃત, શિક્ષાપત્રી ટીકા સાથે, જનમંગળ સર્વમંગળભાષ્ય રજુ કર્યા બાબત. તા. ૬–૮–૪૦

૧૭૯ વાદીની અરજી, સાક્ષીસમન્સ, પ્રતિવાદી નં. ૧ ને પોતે કરેલા વીલને લઈને કોર્ટમાં હાજર થવા બાબત. તા. ૯–૮–૪૦

૧૮૦ સાક્ષીસમન્સ.

૧૮૧ પ્રતિવાદીની અરજી, હરિલીલામૃત પુસ્તક રજુ કરવા બાબત. તા. ૯–૮–૪૦

૧૮૨ પ્રતિવાદીનું લીષ્ટ, હરિલીલામૃતના બે ભાગ રજુ કર્યા તે. તા. ૯–૮–૪૦

*૧૮૩ નિ. નં. ૩૧૮/૧ પ્રતિવાદી નં. ૧ ને વિમુખ કર્યા સંબન્ધી ત્યાગીઓનો ઠરાવ અને તેમની સહીઓવાળો લેખી અસલ કાગળ.

*૧૮૪ નિ. નં. ૩૧૮/૨ પ્રતિવાદી નં. ૧ ને વિમુખ કર્યા સંબન્ધમાં ટ્રસ્ટીઓનો ઠરાવ અને તેમનો અભિપ્રાય જણાવનારો લેખી અસલ કાગળ.

૧૮૫ પ્રતિવાદીનો ૧૭૯ની વાદીની અરજીનો જવાબ, ( વીલ ન કર્યા બાબતનો અને સાક્ષીમાં ન આવવા બાબતનો ) તા. ૯–૮–૪૦

૧૮૬ પ્રતિવાદીનું લીષ્ટ, સારંગપુરના બે દસ્તાવેજ રજુ કર્યા બાબત. તા. ૯–૮–૪૦

૧૮૭ વાદી તરફે જુનાગઢના મહંત **પુરાણી હરિનારાયણદાસ**ની જુબાની તા. ૧૫–૮–૪૦

*૧૮૮ વાદી તરફે વડતાલના જુના મહેતા **રેવાશંકર** ભવાનીશંકરની જુબાની તા. ૧૫–૮–૪૦

૧૮૯ વાદીની અરજી, પ્રતિવાદીઓ ઉપર હરિમંદિર પ્રવેશ અટકાવવા માટે થએલી ફોજદારી ફરીયાદો અને તેના ફેંસલાની નકલો રજુ કરવા બાબત. તા. ૧૫–૮–૪૦

૧૯૦ વાદીનું લીષ્ટ, રેવાશંકરે વડોદરા પ્રાંતના માજીસ્ટ્રેટને સુલેહભંગ બાબતની કરેલી અરજી તા. ૧૫–૮–૪૦

*૧૯૧ ૩૯૦/૧ પ્રતિવાદી ઉપર કરેલી ફોજદારીની અરજીની નકલ.

*૧૯૨ વાદીની લાંબી અરજી, પ્રતિવાદી નં. ૧ એ કાગળો સાથે સાક્ષીમાં આવવા બાબતની. તા. ૧૫–૮–૪૦

૧૯૩ વાદીની અરજી, હવેથી વધુ પુરાવો નહિ આપવાની જાહેરાત બાબત. તા. ૧૫–૮–૪૦

*૧૯૪ પ્ર નં. ૧ ના સાક્ષી નં. ૧ ઈસણાવના પા. **ઈશ્વરભાઈ** દેસાઈભાઈની જુબાની. તા. ૧૬–૮–૪૦

૧૯૫ પ્રતિવાદીના સાક્ષી નં. ૧ નું લીષ્ટ, સં. ૧૯૩૯નો ઈસણાવમંદિર સંબન્ધી દસ્તાવેજ તથા સં. ૧૯૩૨–૩૩ના શંકર મથુરના રોજમેળમાંથી મંદિરખાતાની જમા ઉધાર રકમો ઉતારી મુકવા બાબત. તા. ૧૬–૮–૪૦

*૧૯૬ પ્રતિવાદી નં. ૧ ના સાક્ષી નં. ૧ ના સં. ૧૯૩૨–૩૩ ના ચોપડામાંથી નકલો ઉતારી મુકી તે.

૧૯૭ વાદીનું લીષ્ટ, આંક ૧૯૪ ના સાક્ષી મારફતે તેણે રજુ કરેલા ચોપડામાંથી અમુક નકલો ઉતારી મુકવા બાબત. તા. ૧૬–૮–૪૦

*૧૯૮ ૩૯૭/૧ સં. ૧૯૩૨–૩૩–૩૪ ના ચોપડામાંથી વાદીએ આંક ૧૯૪ ના સાક્ષીની ઉલટ તપાસમાં રજુ કરાવેલી નકલોનું લીષ્ટ.

| | | |
|---|---|---|
| ૧૯૯ | પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૨ ઇસણાવના પા. **સનાભાઇ** ઈશ્વરભાઈની જુબાની | તા. ૧૬–૮–૪૦ |
| *૨૦૦ | પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૩ ,, પા. **રણછોડભાઇ** કાળીદાસની જુબાની | તા. ૧૬–૮–૪૦ |
| ૨૦૧ | પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૪ ,, પા. **પ્રભુદાસ** કુબેરભાઈની જુબાની | તા. ૧૬–૮–૪૦ |
| ૨૦૨ | પ્રતિવાદી નં. ૧ ની સાક્ષી દરખાસ્ત | તા. ૨૧–૮–૪૦ |
| ૨૦૩ | પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૫ પીપળાવના પા. **વાઘજીભાઇ** જીજીભાઈની જુબાની | તા. ૨૧–૮–૪૦ |
| ૨૦૪ | પ્રતિવાદી નં. ૧ તરફથી આંક ૨૦૩ ના સાક્ષીએ રજુ કરેલો ૧૯૬૨નો આડગીરો દસ્તાવેજ ( પંડ્યા મણીલાલને પા. ભાઈજી મનોરે લખી આપેલો ) | |
| ૨૦૫ | પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૬ વસોના **પા. મગનભાઈ** મોતીભાઈની જુબાની | તા. ૨૧–૮–૪૦ |
| *૨૦૬ | ,, ,, ૧ ના સાક્ષી નં. ૭ ઈસણાવના પા. **આશાભાઈ** વેરીભાઈની ,, | તા. ૨૧–૮–૪૦ |
| ૨૦૬ | અ સાક્ષી સમન્સ | |
| ૨૦૭ | વાદીની અરજી, આંક ૧૯૫ના લીષ્ટથી રજુ થએલા ચોપડામાંથી કેટલીક રકમો ઉતારી રજુ કરવા બાબત | તા. ૨૮–૮–૪૦ |
| ૨૦૮ | વાદીનું લીષ્ટ ૨૦૭ માં જણાવેલું | ,, |
| *૨૦૯ | ૨૦૯ આંક ૧૯૪ ના સાક્ષીના સં. ૧૯૩૨–૧૯૩૩ ના ચોપડામાંથી નકલો ઉતારી મુકી તે | |
| ૨૧૦ | પ્ર, નં. ૧ ના સાક્ષી નં. ૮ બોરસદના **બાળકૃષ્ણ** જેશંકરની જુબાની | તા. ૨૨–૮–૪૦ |
| *૨૧૧ | ,, ,, ૧ ના સાક્ષી નં. ૯ ઈસણાવના **શિવાભાઇ** રણછોડની ,, | તા. ૨૨–૮–૪૦ |
| *૨૧૨ | ,, ,, ૧ ના સાક્ષી નં. ૧૦ ,, પા. **કુલાભાઇ** વસનભાઈની ,, | તા ૨૨–૮–૪૦ |
| ૨૧૩ | ,, ,, ૧ સાક્ષી નં. ૧૧ ,, પા. **હરિભાઇ** કાળીદાસની ,, | તા. ૨૩–૮–૪૦ |
| *૨૧૪ | આંક ૨૧૩ ના સાક્ષીનું લીષ્ટ, શંકરભાઈ ગલાભાઈના રોજમેળમાંથી બે ૧૨૮)= તથા ૧૭ાની રકમોની નકલ ઉતારી મુકવા બાબત તથા ઈસણાવના મંદિરની ઉઘરાણી બાબતનું સં. ૧૯૩૨–૧૯૩૩ નું | તા. ૨૧–૮–૪૦ |
| ૨૧૫ | પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૧૨ ઈસણાવના પા. **રઇજી** ભુલજીની જુબાની | તા. ૨૩–૮–૪૦ |
| ૨૧૬ | પ્ર. નં. ૧ ના વકીલની અરજી, ગુણાતીતાનંદના ૨૦ ફોટાઓનું લીષ્ટ રજુ કરવા બાબત. | તા. ૨૩–૮–૪૦ |
| *૨૧૭ | પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૧૩ ધર્મજના પા. **ડુંગરભાઇ** ઝવેરભાઈની જુબાની. | તા. ૨૩–૮–૪૦ |
| ૨૧૮ | પ્ર. નં. ૧ તરફથી ૨૦ ફોટાઓનું લીષ્ટ તેની હકીકત સાથે રજુ થયું તે. | તા. ૨૩–૮–૪૦ |
| ૨૧૯ | વાદી વકીલનું પુરસીશ, ૨૦ મધ્યે ૧૧ ફોટા મળ્યા બાબતનું. | તા. ૨૩–૮–૪૦ |
| ૨૨૦ | પ્ર. નં. ૧ ના ૫૬ સાક્ષીઓની દરખાસ્તનું લીષ્ટ. | તા. ૨૩–૮–૪૦ |
| ૨૨૧ | ,, ,, ૧ ના વકીલનું પુરસીશ, કરમસદના પા. છોટાભાઈને સાક્ષીમાં નહિ તપાસવા બાબત. | તા. ૨૩–૮–૪૦ |
| ૨૨૨ | પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૧૪ વીરસદના પા. **નરસીભાઈ** શામળભાઈની જુબાની | તા. ૨૩–૮–૪૦ |
| *૨૨૩ | ,, ,, ૧ ના સાક્ષી નં. ૧૫ રાજકોટના **પુરૂષોત્તમ** શામજીની જુબાની. | તા. ૪–૯–૪૦ |
| *૨૨૪ | ,, ,, ૧ ના સાક્ષી નં. ૧૬ અમદાવાદના **હીરાલાલ** લલ્લુભાઈની ,, | તા. ૪–૯–૪૦ |
| ૨૨૫ | પ્રતિવાદીની અરજી ૨/૧૯ નો ગોકળ મંદિરના સભામંડપમાં આવેલો ફોટો રજુ કરવા બાબત. | તા. ૪–૯–૪૦ |

૨૨૬ પ્રતિવાદીનું લીષ્ટ, ગોંડળ મંદિરના સભામંડપમાં આવેલા ફોટાની નકલ રજુ. તા. ૪–૯–૪૦

૨૨૭ વાદીની અરજી, રાજકોટમાં જુનાગઢ તરફથી સત્સંગી સાહિત્ય કાર્યાલયમાંથી છપાઈ પ્રસિદ્ધ થએલાં ૧૯૯૪–૯૫–૯૬–૯૭ નાં પંચાંગ રજુ કરવા બાબત. તા. ૪–૯–૪૦

૨૨૭ આંક ૨૨૭ની અરજીના પેટામાં વાદીનું લીષ્ટ, ઉપરનાં પંચાંગ રજુ કર્યા તે. તા. ૪–૯–૪૦

૨૨૮ પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૧૭ દીલ્હીના **મહમદમીયાં** અલતાફ હુસેન ફોટોગ્રાફરની જુબાની. તા. ૪–૯–૪૦

૨૨૯ પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૧૭નું લીષ્ટ જુનાગઢમાં જુના કેમેરાની જકાતની રકમ રૂા. ૮ કષ્ટમના નાકાદારે લીધેલી તેની અસલ પાવતી રજુ કરવા બાબત. તા. ૪–૯–૪૦

૨૩૦ નિ. નં. ૨૨૯/૧ અસલ રસીદ, સિક્કાવાળી તા. ૫–૧–૪૦ ની.

*૨૩૧ પ્ર. નં ના સાક્ષી નં. ૧૮ સોજીત્રાના પા. **ડાહ્યાભાઇ** નરસીભાઈની જુબાની તા. ૪–૯–૪૦

*૨૩૨ પ્રતિવાદી તરફથી ડાહ્યાભાઈનું લીષ્ટ, દાદા ગંગાદાસ તથા પિતા નરસીદાસના ૧૯૫૧ થી ચોપડામાં બાવાજી તથા લલ્લુભાઇનું ખાતુ છે તેની રકમો તથા રોજ-મેળમાં ઈસણાવ મંદિર ખાતે ઉધારેલી રકમો વિગેરે ૯ ની નકલો ઉતારી મુકવા બાબત. તા. ૪–૯–૪૦

*૨૩૩ નિ. ૨૩૨/૧૭ સં. ૧૯૫૧ થી ૫૭ સુધીના ચોપડામાંથી ઉપરોકત ખાતાના ઉતારાની નકલો.

*૨૩૪ નિ. ૨૩૨/૮–૯ સં. ૧૯૮૦–૮૧ ના ચોપડામાંથી ઉપરોકત ખાતાંના ઉતારાની નકલો

૨૩૫ પ્ર. નં. ૧ ના ૨૩૧ સાક્ષીનું લીષ્ટ, તેમના દાદા ગંગાદાસના પરભર્યા હાથદસ્તના ચોપડામાંથી ૧૯૫૨ થી ૫૬ સુધીના બાવાજી તથા લલ્લુભાઈ વિગેરેનાં ખાતાં છે તેની ચાર નકલો ઉતારી મુકવા બાબત. તા. ૪–૯–૪૦

૨૩૬ પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૧૯ પીજના પા. **કાળીદાસ** ગોવિંદભાઈની જુબાની તા. ૬–૯–૪૦

૨૩૭ પ્રતિવાદી તરફથી વધારે સાક્ષીઓનું લીષ્ટ.

૨૩૮ પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૨૦ પીજના **માણેકલાલ** છોટાલાલની જુબાની તા. ૬–૯–૪૦

૨૩૯ પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૨૧ વીરસદના **નાથાલાલ** હરગોવિંદની જુબાની તા. ૬–૯–૪૦

*૨૪૦ પ્ર. તરફથી વીરસદના મંદિરનો ગુણાતીતાનંદસ્વામીનો ફોટો નિ ૨૪૦/૧૮

*૨૪૧ નિ. ૨૪૧/૩૩ પ્રતિવાદીએ બોચાસણમાં મૂર્તિ પધરાવી તેની કંકોતરીના કાર્ડ સયાજી-વિજયપ્રેસમાં છપાએલો વડતાલ શ્રીહરિકૃષ્ણજી મહારાજના શીરનામાથી મોકલાવેલો તેની નકલ.

*૨૪૨ પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૨૨ નડીયાદના **મણીલાલ** મયારામની જુબાની તા. ૬–૯–૪૦

૨૪૩ પ્ર. નં. ૧ ના સાક્ષી નં. ૨૩ અમદાવાદના **બાબુભાઇ** સોમનાથની જુબાની. તા. ૬–૯–૪૦

*૨૪૪ પ્ર નં. ૧ તરફે આ નં. થી ૨૬૨ સુધી ગુણાતીતાનંદના ફોટાઓ રજુ કર્યા છે, તેમાં જુનાગઢના સભામંડપમાંના સિંહાસન પાસે શિલાલેખનો ફોટો.

*૨૪૫ જુનાગઢના કોઠારીની ઓશરીમાં આવેલા શિલાલેખનો ફોટો.

*૨૪૬ જુનાગઢના ગુણાતીતાનંદને નાવાની ચોકડી પ્રથમ ખોદી નાંખેલી; તેની ઉપર કરેલા ઓટાનો ફોટો.

*૨૪૭ જુનાગઢમાં મંદિરની પ્રદક્ષિણામાં આવેલા શિલાલેખનો ફોટો.

*૨૪૮ જુનાગઢમાં રસોઈ માટે ઉઘરાણી કરેલી તેની રકમોનો આપનારનાં નામ સાથેનો ફોટો.

*૨૪૯ જુનાગઢ મંદિરના હનુમાનજી સામેના બારણા પાસે આવેલો શિલાલેખનો ફોટો.

*૨૫૦ કાળસારી ગામના મંદિરની સિંહાસનમાં રહેલી પ્રતિમાનો ફોટો.

૨૫૧ સારંગપુર હનુમાન મંદિરમાં આવેલા ગોપાળાનંદ સ્વામીના ચિત્રપટનો ફોટો.

+૨૫૨ કારીયાણીના સિંહાસનમાં પધરાવેલા ચિત્રપટનો ફોટો.

*૨૫૩ ગઢડાના સભામંડપમાં રાખેલો ગોપાળાનંદસ્વામીનો ફોટો.

૨૫૪ અડવાળ ( અમદાવાદ તાબે ) ના મંદિરના સિંહાસનમાં પધરાવેલા ચિત્રપટનો ફોટો

+૨૫૫ ગોંડળ મંદિરના સભામંડપમાં રાખેલા ચિત્રપટનો ફોટો.

*૨૫૬ ઉનાના મંદિરના સિંહાસનમાં પધરાવેલા ચિત્રપટનો ફોટો.

૨૫૭ જેતપુર મંદિરની અંદર સુખશય્યામાં ચાંદીના ઉપાડનો ફોટો.

૨૫૮ જેતપુરના જુના મંદિરમાં પધરાવેલ ચિત્રપટનો ફોટો.

*૨૫૯ રાજકોટના સભામંડપમાં રાખેલા ચિત્રપટનો ફોટો.

૨૬૦ જામનગરના સભામંડપમાં ભીંતે ટાંગેલા ચિત્રપટનો ફોટો.

*૨૬૧ વીશાવદર મંદિરમાં આવેલા શિલાલેખનો ફોટો.

૨૬૨ કરમશદ મંદિરના સિંહાસનમાં પધરાવેલ ચિત્રપટનો ફોટો.

૨૬૩ પ્ર. નં. ૧ના સાક્ષી નં. ૨૪ સારંગપુરના ખાચર **હકા રૂખડની** જુબાની. તા. ૯–૯–૪૦

૨૬૪ ,, ,, ,, ,, નં. ૨૫ વિશાવદરના ઠક્કર **ત્રિભોવન** જાદવજીની ,, તા. ૯–૯–૪૦

૨૬૫ ,, ,, ,, ,, નં. ૨૬ બોરડીના શાહ **દેવીચંદ** કસ્તુરચંદની ,, તા. ૧૦–૯–૪૦

૨૬૬ ,, ,, ,, ,, નં. ૨૭ કડીના મોચી **ડાહ્યા દલીચંદની** ,, તા. ૧૦–૯–૪૦

૨૬૭ પ્ર. નં. ૧ના સાક્ષી ડાહ્યા દલીચંદની જુબાની વખતે રજુ થએલું વાદી તરફથી લીષ્ટ, અમદાવાદના સત્સંગપ્રચારક મંડળ તરફથી થએલા પારાયણની કંકોતરી બાબત. તા. ૧૦–૯–૪૦

*૨૬૮ ૨૬૭ ઉપરની કંકોતરીની નકલ.

૨૬૯ પ્ર. નં. ૧ના સાક્ષી નં. ૨૮ રાજપુરના ( અમદાવાદ તાબે ) ના પા. **કુબેરદાસ** ગંગાદાસની જુબાની. તા. ૧૦–૯–૪૦

૨૭૦ ,, ,, ૧ના સાક્ષી નં. ૨૯ જેતપુરના મોચી **કલ્યાણ** હીરાની જુબાની. તા. ૧૦–૯–૪૦

૨૭૧ ,, ,, ૧ના સાક્ષી નં. ૩૦ બગડના **મોહનલાલ** હીરાલાલની ,, તા. ૧૦–૯–૪૦

૨૭૨ ,, ,, ૧ના સાક્ષી નં. ૩૧ મહુવાના દરજી **ભગવાનજી** નારાયણની ,, તા. ૧૧–૯–૪૦

૨૭૩ ,, ,, ૧ના સાક્ષી નં. ૩૨ સંજાયાના પા. **ચતુરભાઈ** ગોકળભાઈની ,, તા. ૧૧–૯–૪૦

*૨૭૪ ,, ,, ૧ના સાક્ષી નં. ૩૩ ખીલારાના **દાજીભાઈ** અનેસંગની ,, તા. ૧૧–૯–૪૦

૨૭૫ ૨૭૪ ના સાક્ષીનું લીષ્ટ.

૨૭૬ ૨૭૫ જુબાની વખતે જુનાગઢના મૂળ અક્ષર નારાયણદાસસ્વામીને ઓળખાવી તેમનો રજુ કરેલો ફોટો.

૨૭૭ પ્રતિવાદીની સાક્ષી દરખાસ્ત. અમદાવાદના નાગરદાસ બાવાભાઈને સમન્સથી બોલાવી લાવવા બાબત. તા. ૧૨–૯–૪૦

૨૭૮ પ્રતિવાદીનો સાક્ષી સમન્સ.

૨૭૯ પ્ર. નં. ૧ના સાક્ષી નં. ૩૪ અમદાવાદના ચાવડા **અર્જુનભાઇ** રણછોડભાઇની જુબાની. તા. ૧૧–૯–૪૦

*૨૮૦ પ્ર. ન. ૧ ના સાક્ષી નં. ૩૫ બોચાસણના શાસ્ત્રી કોઠારી **શ્રીજીસ્વરૂપદાસની** જુબાની. તા. ૧૮–૯–૪૦થી

| | | |
|---|---|---|
| ૨૮૧ | પ્ર. નં. ૧ નું પુરસીશ; ૨૭૯ ની જુબાની વખતે સ્વા. ના. પ્રકાશમાંથી પાન ૨૮૦ થી ૨૮૫ બુક ૧૨ સં. ૧૯૯૫ની આંકે પાડવા બાબત. | તા. ૧૮–૯–૪૦ |
| ૨૮૨ | વાદીનું લીષ્ટ, આંક ૨૮૦ ની ઉલટ તપાસ વખતે રજુ કરેલું. | |
| ૨૮૩ | ૨૯૦/૨ ગોંડળ મંદિરની પ્રતિષ્ઠા પ્ર. નં. ૧ એ કરેલી તેની કંકોતરી છાપેલી સાધુ જ્ઞાનજીવનદાસના નામની રજુ કરી તે. | |
| ૨૮૪ | વાદીની અરજી, પ્ર. નં. ૬નું 'નિર્ગુણજીવનદાસ' નામ સુધારીને "નિર્ગુણદાસ" કરવા બાબત. | તા. ૧૯–૯–૪૦ |
| ૨૮૫ | વાદીની અરજી, પ્ર. નં. ૬ ની મુંબઈ હાયકોર્ટમાં રાધારમણના દાવામાં કરેલી એફીડેવીટ રજુ કરવા બાબત. | તા. ૧૯–૯–૪૦ |
| ૨૮૬ | વાદીનું લીષ્ટ, ૨૮૦ની જુબાની વખતે હાયકોર્ટના મુ. નં. ૨૩૬૯/૧૯૩૧ના દાવામાં રજુ કરેલી પ્ર. નં. ૬ ની એફીડેવીટની સહી સિક્કાવાળી અંગ્રેજી નકલવાળું. | |
| ૨૮૭ | નિ. ૧૭૪/૩ પ્ર. નં. ૧ એ સ્વામિનારાયણપ્રકાશમાં ૨૮–૯–૩૮ ગોએ આર્ટીકલ છપાવ્યો છે તે | |
| ૨૮૮ | ૧૭૩/૨ પ્ર. નં. ૧ એ સ્વામિનારાયણપ્રકાશમાં સને ૧૯૩૯માં છપાએલો આર્ટીકલ | |
| ૨૮૯ | વાદીની અરજી, પ્રથમ છ પ્રકરણની ગુણાતીતાનંદ વાતો છપાયા પછી પાંચ પ્રકરણની ચોપડી સં. ૧૯૬૬ માં ગોરધનદાસ દામોદરે છાપેલી પ્રથમાવૃત્તિ રજુ કરવા બાબત. | તા. ૨૦–૯–૪૦ |
| ૨૯૦ | વાદીનું લીષ્ટ, ઉપરની ગુણાતીતાનંદવાતોની ચોપડીનું. | |
| ૨૯૧ | ૨૮૦ની જુબાની વખતે પ્ર. નં. ૧ એ તેમના શિષ્ય વિદ્યાર્થી અક્ષરજીવનદાસ સાધુ ઉપર તા. ૯–૧૨–૩૯ ગોએ હસ્તાક્ષરથી લખેલો પ્રેમપત્ર (જેમાં ગુણાતીતજ્ઞાનમંડળ શબ્દ લખ્યો છે) રજુ કરવા બાબત | તા. ૨૭–૯–૪૦ |
| ૨૯૨ | પ્ર. નં. ૧ના હસ્તાક્ષરનો ઉપરની હકીકતનો અસલ કાગળ. | |
| *૨૯૩ | નિ ૬૦/૨ સત્સંગિજીવન પ્રથમ પ્રકરણ ગુજરાતી સાથે મુંબઈમાં મુદ્રિત ગુટકા | |
| *૨૯૪ | નિ ૧૭૪/૧ ,, દ્વિતીય ,, ,, ,, ,, | |
| *૨૯૫ | નિ ૧૭૪/૧ ,, તૃતીય ,, ,, ,, ,, | |
| *૨૯૬ | નિ ૬૦/૧૯ ,, ચતુર્થ ,, ,, ,, ,, | |
| *૨૯૭ | ૧૭૪/૩ ,, પંચમ ,, ,, ,, ,, | |
| ૨૯૮ | નિ. ૬૦/૧૬ વચનામૃત ૧૯૬૪ ની સાલનું. સુરતની આવૃત્તિ. | |
| ૨૯૯ | નિ. ૯૭/૬ વચનામૃત ૧૯૫૭ ની રાજકોટની આવૃત્તિ. | |
| ૩૦૦ | નિ. ૬૦/૧૧ ગુણાતીતાનંદ સ્વામીની વાતો બીજી આવૃત્તિ. | |
| ૩૦૧ | નિ. ૯૩/૩ કીર્તન કૌસ્તુભમાલા ૧૯૬૮ની પ્રથમાવૃત્તિ છપાવનારા કો. હઠીભાઈ | |
| *૩૦૨ | નિ. ૬૦/૧૭ ભક્ત ચિંતામણી સુરતમાં મગનલાલ કીકાભાઈએ છાપેલી ૧૯૬૮ | |
| *૩૦૩ | નિ. ૧૯૬/૨ હરિલીલામૃત પ્રથમ ભાગ મુંબઈમાં છપાએલ. | |
| *૩૦૪ | નિ. ૧૨૮/૨ હરિલીલામૃત દ્વિતીય ભાગ ,, ,, | |
| ૩૦૫ | વાદીનું લીષ્ટ, ૨૮૦ની જુબાની વખતે પુછેલા પ્રતિવાદીના ૧૯૬૩–૬૪ ની ખાતાવહી તથા આવરાના ચોપડામાંથી પુંજાપાન તથા ખાતાંની નકલ ઉતારી મુકવાની યાદી | તા. ૧–૧૦–૪૦ |
| *૩૦૬ | પ્ર. નં. ૧ના સાક્ષી નં. ૩૬ સારસાના પા. **ગિરધરભાઇ** મથુરભાઈની જુબાની | તા. ૨–૧૦–૪૦ |
| ૩૦૭ | વાદી તરફથી ૩૦૬ ની જુબાની વખતે સારસાના પા. મથુરભાઈ દીયાળભાઇએ આ. વિહારીલાલજી મહારાજને મંદિર કરવા માટે ઘરનો ધર્મપટ કરી આપેલો તે રજુ કર્યો. | |

| | | |
|---|---|---|
| ૩૦૮ | પ્રતિવાદીનું લીષ્ટ, ૩૦૬ની જુબાની વખતે રજુ કરેલા દસ્તાવેજો તથા ગણોતપટા ભાડાચીઠી વિગેરે ચૌદ કાગળોનું લીષ્ટ. | તા. ૧-૧૦-૪૦ |
| ૩૦૯ | ૩૦/૯ નં. ૩૦૬ એ મંદિર માટે વેચાણ રાખેલા ઘરનો દસ્તાવેજ પ્રતિવાદી તરફથી રજુ કર્યો તે. | |
| ૩૧૦ | પ્રતિવાદીનું પુરસીશ, ઠાસરાના માણેકલાલ કાળીદાસને સાક્ષીમાં નહિ તપાસવા બાબત | તા. ૧-૧૦-૪૦ |
| ૩૧૧ | વાદીની અરજી, ઇસણાવનું મંદિર નામદાર કોર્ટે જાતે જોઈ આવવા બાબત | તા. ૩-૧૦-૪૦ |
| ૩૧૨ | પ્રતિવાદી નં. ૧ નું પુરસીશ, કામમાં હવે વધુ પુરાવો નહિ આપવા બાબત. | તા. ૩-૧૦-૪૦ |
| ૩૧૩ | પ્ર. નં. ૬ નું પુરસીશ, પ્ર. નં. ૬ નિર્ગુણદાસને સાક્ષીમાં નહિ તપાસવા બાબત તથા કોઈ વધુ પુરાવો ન આપવા બાબત. | તા. ૩-૧૦-૪૦ |
| ૩૧૪ | નિ. ૬૦/૧ ઓચાસણ મંદિરના જમીનોના ખાતાની નકલ. | |
| ૩૧૫ | નિ. ૬૦/૨ ઓચાસણના જુના મંદિરની જમીનોના ખાતાના ઉતારાની નકલ. | |
| ૩૧૬ | નિ. ૬૦/૩ ઈસણાવ સ્વા. ના. મંદિરની જમીનોના વહીવટ કરનાર પા. દેસાઇભાઈના ખાતાના ઉતારાની નકલ. | |
| ૩૧૭ | નિ. ૬૦/૪ થી ૧૫ સુધી ઈસણાવની મંદિરના જમીનોના ખાતાના ઉતારાની નકલ, | |
| ૩૧૮ | નિ. ૬૬/૧ ઓચાસણમાં ઘર વેચાણ રાખેલું તેના ( અક્ષરપુરૂષોત્તમના વહીવટદાર કો. સાધુ ભક્તિવલ્લભદાસના નામથી થએલા ) દસ્તાવેજની નકલ. | |
| ૩૧૯ | નિ. ૬૬/૨ ઓચાસણમાં જમીન વેચાણ રાખેલી તેના ( અક્ષરપુરૂષોત્તમનો વહીવટ કરનાર કો. ભક્તિવલ્લભદાસના નામથી ) દસ્તાવેજની નકલ. | |
| ૩૨૦ | નિ. ૬૬/૩ ઓચાસણ ગામમાં ગભાણ વેચાણ રાખ્યુ તેના ( અક્ષરપુરૂષોત્તમના વહીવટ કરનારા શ્રીજીસ્વરૂપદાસના નામથી થએલ ) દસ્તાવેજની નકલ. | |
| ૩૨૧ | નિ. ૬૬/૪ ઓચાસણમાં ઘર વેચાણ રાખ્યુ તેના ( અક્ષરપુરૂષોત્તમ મંદિરનો વહીવટ કરનાર પા. ગિરધરભાઈ મથુરભાઈના નામનો ) દસ્તાવેજની નકલ. | |
| ૩૨૨ | નિ. ૬૬/૫ ઓચાસણ ગામમાં ઘર વેચાણનો દસ્તાવેજ ( અક્ષરપુરૂષોત્તમ મંદિરનો વહીવટ કરનાર કો. પરભુદાસ દેવશીના નામનો ) | |
| ૩૨૩ | ૬૬/૬ ઓચાસણ ગામમાં ઘર વેચાણ રાખ્યું તેના દસ્તાવેજની નકલ ( કો. પ્રભુદાસ દેવશીના નામનો ) | |
| ૩૨૪ | નિ. ૬૬/૭ ઓચાસણ ગામમાં ઘરથાર જમીનનો વેચાણ દસ્તાવેજ ( કો. પ્રભુદાસ દેવશીના નામનો ) | |
| ૩૨૫ | નિ. ૬૬/૮ ઓચાસણ ગામમાં ઘર વેચાણ રાખ્યું તેનો દસ્તાવેજ ( કો. પ્રભુદાસના નામનો ) | |
| ૩૨૬ | નિ. ૬૬/૯ ઓચાસણમાં ઘર તથા જમીન વેચાણ રાખી તેનો દસ્તાવેજ ( અક્ષરપુરૂષોત્તમમહારાજ તરફથી વહીવટ કરનાર કો. પ્રભુદાસ દેવશી ) | |
| ૩૨૭ | નિ. ૬૬/૧૦ ઓચાસણમાં ઘરનો અદલા બદલાનો દસ્તાવેજ ( અક્ષરપુરૂષોત્તમ મહારાજનો વહીવટ કરનાર કો. પરભુદાસ દેવશી ) | |
| *૩૨૮ | નિ. ૧૧૧/૧ આંક ૧૧૫ ની ઉલટ તપાસ વખતે પ્રતિવાદી તરફથી ત્રણ કાગળો રજુ થએલા તે પૈકી પ્રથમનો ( કુબેર ગરબડ તથા દેસાઈભાઈ લલ્લુભાઈએ કલ્યાણસંગ મેરૂભાઈ વિગેરે પાસેથી લખાવી લીધેલો ઈસણાવની જમીનનો વેચાણ દસ્તાવેજ ) | |

*૩૨૯ નિ. ૧૨૧/૨ ઈસણાવના જન્મ મરણ પત્રકમાંથી કુબેરભાઈ ગરબડભાઈના મરણના દાખલાની નકલ પ્રતિવાદી તરફથી રજુ કરી તે.

*૩૩૦ નિ. ૧૨૧/૩ પ્રતિવાદી તરફથી ઈસણાવના જન્મ મરણ પત્રકમાંથી પા. શંકરભાઇ મથુરભાઈના મરણના દાખલાની નકલ રજુ કરેલી તે.

૩૩૧ નિ. ૧૮૬/૨ બોચાસણ સંસ્થાના અક્ષરપુરૂષોત્તમ મહારાજનો વહીવટ કરનાર કોઠારી પ્રભુદાસ દેવશીને ખાચર પીઠાલાખા વિગેરેએ લખી આપેલો સારંગપુરમંદિર સંબન્ધી જમીનનો વેચાણ દસ્તાવેજ. આંક ૧૮૦ ના વાદી સાક્ષી સમન્સથી પ્રતિવાદીએ રજુ કરેલો.

૩૩૨ નિ. ૧૮૬/૨ લીંમડીના ઠાકોરસાહેબને બોચાસણના અક્ષરપુરૂષોત્તમ મંદિરનો વહીવટ કરનાર કો. પ્રભુદાસ દેવસીએ લખી આપેલો સારંગપુર મંદિર સંબન્ધી જમીનનો પટો, આંક ૧૮૦ ના વાદી સાક્ષીસમન્સથી પ્રતિવાદીએ રજુ કરેલો તે. (સારંગપુરમાં આવેલા વડતાલ તાબાના સ્વામિનારાયણ તથા હનુમાનજીવાળા મંદિરમાં કોઈ દિવસ અમો ભેળવાશું નહિ એ બાબતનો )

*૩૩૩ નિ. ૧૮૫/૨ ઈસણુવના લક્ષ્મીનારાયણના મંદિરના વહીવટ કરનાર પા શંકરભાઈ મથુરભાઇ વિગેરેને રણછોડ રૂપસંગ વિગેરેએ લખી આપેલો ઘરનો દસ્તાવેજ, પ્ર. નં. ૧ ના સાક્ષી ઈશ્વરભાઈ દેસાઇભાઇ તરફથી રજુ થએલો તે.

૩૩૪ નિ. ૨૧૪/૨ લીષ્ટથી પ્ર. નં. ૧ ના સાક્ષી હરિભાઇ કાળીદાસે રજુ કરેલ ઈસણાવના પા. શંકરભાઈ ગલાબભાઇના રોજમેળમાંથી ખર્ચ ખાતે રૂા. ૧૨૮)=તથા રૂા. ૧૭ાા ઉધાર્યા છે તેની ઉતારેલી નકલ.

*૩૩૫ નિ. ૩/૩ ઈસણાવમાં મંદિર કરવા માટે પા. દાજીભાઈ વરજભાઈ વિગેરે ગામના અગ્રેસરો તરફથી આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજને કરી આપેલો સં. ૧૯૧૮માં ધર્માદા જમીનનો દસ્તાવેજ.

*૩૩૬ નિ. ૩/૪ ઈસણાવના મંદિર માટે બારૈયા નાથા રઘાનું ઘર રૂા. ૭૫)માં વેચાણ રાખ્યું તેનો વિહારીલાલજી મહારાજના નામનો દસ્તાવેજ.

૩૩૭ નિ. ૧૧૬/૧૮ ના લીષ્ટમાંની પ્રોવીઝનલ કમીટી વખતે થએલી વડતાલ દેશની ઈન્વેન્ટરીમાંથી ઈસણાવના મંદિરના દસ્તાવેજ સંબન્ધી એન્ટ્રી નં. ૧૬ તથા એન્ટ્રી નં. ૧૬૨ ની છે તેની નકલો.

૩૩૮ પ્રતિવાદી તરફથી રજુ, નિ. ૩૦૫/૧ માં જણાવેલ સં. ૧૯૬૩ ની ખાતાવઈના નિ. ૯૬/૨ માંથી ઉતારાની નકલો, જે શ્રીજીસ્વરૂપદાસની જુબાની વખતે વાદીએ રજુ કરવા કહેલી તે.

૩૩૯ પ્રતિવાદી તરફથી રજુ, નિ. ૩૦૫/૨ માં જણાવેલ સં. ૧૯૬૪ ની ખાતાવઈના નિ. ૯૬/૧૩ માંથી ઉતારાની નકલો.

૩૪૦ પ્ર. તરફથી નિ. ૩૦૫/૩ માં જણાવેલ સં. ૧૯૬૩–૬૪ના આવરાના નિ. ૯૬/૧૧ માંથી ઉતારાની નકલો.

૩૪૧ નિ. ૩૩૭/૧ ની દસ્તાવેજોની ઈન્વેન્ટરીના પત્રકમાંથી ઈસણાવના મંદિરના દસ્તાવેજની ઉતારેલી નકલો.

*૩૪૨ નિ. ૩૩૭/૨ દસ્તાવેજોના ફેરીસ્તના ચોપડામાંથી ઈસણાવમંદિરનો સં. ૧૯૧૮ તથા ૧૯૪૮ના દસ્તાવેજોની ઉતારેલી નકલો.

૩૪૩ પ્ર. નં. ૧ નું વકીલપત્ર, અમદાવાદના મી. પાટીલનું.

*૩૪૪ નિ. ૧૭૮/૩ શિક્ષાપત્રી શતાનંદમુનિકૃત અર્થદીપિકા ટીકા સહિત મુદ્રિત સને ૧૯૨૮ ની આવૃત્તિ.

૩૪૫ નિ. ૧૭૮/૪ જનમંગળ તથા સર્વમંગળ સ્તોત્ર રઘુવીરાચાર્યકૃત ભાષ્યે સહિત, શુકાનંદમુનિના હસ્તાક્ષરવાળું લેખિત.

૩૪૬ વાદીનું લીષ્ટ, ( ૩૪૯–૩૫૦ ની નકલો મુકાવવા બાબત )

*૩૪૭ નિ. ૨૬૧/૬ મુંબાઈ હાયકોર્ટમાં પ્ર. નં. ૬ નિર્ગુણદાસે મુ. નં. ૨૩૬૩–૧૯૩૧ના રાધારમણના કામમાં કરેલી તા. ૨–૪–૩૨ ની એફીડેવીટની સહીસિક્કાવાળી નકલ.

૩૪૮ નિ. ૫૬/૬ મુંબાઈ હાયકોર્ટમાં ઉપરના દાવા ઉપર થએલી અપીલ નં. ૩૩/૬ નું જજમેન્ટ ( રાધારમણવાળું )

૩૪૯ નિ. ૩૪૬/૧ ની દસ્તાવેજોના નોંધના પત્રકની નકલ ૧૮૮૬ ની.

૩૫૦ નિ. ૩૪૬/૨ ની દસ્તાવેજોના નોંધના પત્રકની નકલ ૧૯૦૩ ની.

*૩૫૧ નિ. ૨૧૪/૬ ઈસણાવ મંદિરના ઉઘરાણાની સં. ૧૯૩૩ની અસલ ચોપડી.

૩૫૨ નિ. ૧૭૫/૧ ગુણાતીતાનંદસ્વામીની વાતોની ચોપડી ૭ પ્રકરણવાળી ભાગ ૨.

૩૫૩ નિ, ૧૭૮/૧ ની ભક્તચિંતામણિ સં. ૧૯૪૦ ની.

૩૫૪ નિ. ૧૭૮/૨ વચનામૃત સં. ૧૯૪૪ નું.

૩૫૫ નિ. ૧૭૫/૩ સ્વામિનારાયણ પ્રકાશ માસીકની ( સને ૧૯૩૮–૧૯૩૯ )ની બુકો કે જેમાં પ્ર. નં. ૧ ના લેખો છે તે.

૩૫૬ પ્ર. નં. ૧ ની અરજી, ઇસ્યુ વધારાનો કાઢવા બાબતની.

૩૫૭ વાદીની અરજી; વાસુદેવમાહાત્મ્ય તથા શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું રેફરન્સ રજુ કરવા બાબત.

૩૫૮ વાદીની યાદ, વચનામૃતની.

*૩૫૯ નિ. ૩૫૮/૧ નું વચનામૃત. સને ૧૯૮૪ માં મુંબાઈ નિર્ણયસાગર પ્રેસમાં છપાએલું.

૩૬૦ વાદીની યાદ, વાસુદેવમાહાત્મ્ય તથા શ્રીમદ્‌ભગવદ્‌ગીતા શ્રીરામાનુજાચાર્યના ભાષ્યે સહિત રજુ કરવા બાબત.

*૩૬૧ નિ, ૩૬૦/૧ નું શ્રીવાસુદેવમાહાત્મ્ય, સં. ૧૯૯૬ માં મુંબાઈ નિર્ણયસાગર પ્રેસમાં છપાએલું.

૩૬૨ ૩૬૦/૨ ની શ્રીમદ્‌ભગવદ્‌ગીતા શ્રીરામાનુજાચાર્યકૃત ભાષ્યે સહિત સં. ૧૯૫૯ ની.

૩૬૩ જજમેન્ટ.

૩૬૪ વાદીનાં આરગ્યુમેન્ટ ટાઈપ કરેલાં.

૩૬૫ પ્રતિવાદીનાં આરગ્યુમેન્ટ ટાઈપ કરેલાં.

૩૬૬ હુકમનામુ.

ઉપર મુજબ દાવામાં આરંભથી અંત સુધીમાં વાદી પ્રતિવાદી તરફથી પોતપોતાના પક્ષની સિદ્ધિ માટે રજુ થએલા કાગળોના આંક નંબરો છે. આમાંથી જે આંકો જજમેન્ટમાં લેવામાં આવ્યા છે તે પણ એક નિશાનથી જણાવ્યા છે. આ ઉપરથી વાદી પ્રતિવાદીની માન્યતા તથા તેમનો પ્રયત્ન તથા આમાં ભાગ લેનાર વ્યક્તિઓનું ઓળખાણ તથા આના અંગની ખટપટ વિગેરે સઘળી પરિસ્થિતિ જણાઈ આવશે. એટલે આ આરંભ ઉપયોગી જાણીને કર્યો છે.

---

આ દાવામાં શાસ્ત્રી હરિજીવનદાસની જુબાની સંપ્રદાયનાં શાસ્ત્રોસંબન્ધી બીજી પણ ઉપયોગી ચર્ચાથી ભરપુર હોવાથી તેમજ જજમેન્ટનો ઘણો ભાગ તેને અનુસરતો હોવાથી સંપ્રદાયી જનોને ઘણી ઉપયોગી જાણીને સારથી આપી છે.

કો. મુ. નં. ૫૧૯ સને ૧૯૩૬ નિશાની નંબર ૧૭૬,

**વાદી તરફથી સાહેદ નંબર ૧૩ ની જુબાની**

હું આ ઉપરથી પ્રતિજ્ઞા કરી કહું છુ કે મારૂ નામ શાસ્ત્રી **હરિજીવનદાસ**, ગુરૂનું નામ પુરાણી ઘનસ્યામચરણદાસ. ધર્મ હીંદુ **સાધુ**, ઉંમર આસરે પર વરસની, ધંધો ધર્મ ઉપદેશ, રહેવાનું ગામ **વડતાલ**. ડીસ્ટ્રીકટ ખેડા.

**સર તપાસણી—**

હું સં. ૧૯૫૬ માં સાધુ થએલો. મને લક્ષ્મીપ્રસાદજી મહારાજે સાધુની દીક્ષા આપેલી. સંસ્કૃતનો અભ્યાસ સં. ૧૯૫૬ થી ૧૯૭૨ સુધી કરેલો. પ્રથમ વ્યાકરણનો અભ્યાસ સાધારણ કરીને પછી ન્યાયનો અભ્યાસ કરેલો અને ખાસ વેદાંતનો અભ્યાસ કરેલો. ગીતાભાષ્ય સૂત્રભાષ્ય ઉપનિષદ્ભાષ્યનો અભ્યાસ વડતાલ પાઠશાળામાં કરેલો. અમારા સંપ્રદાયનાં પુસ્તકોનો અભ્યાસ પહેલાં કરેલો. શિક્ષાપત્રીભાષ્યના સંશોધનમાં હું હતો. સત્સંગિજીવનના પાંચ ભાગ છે તેનું ગુજરાતીમાં મેં ભાષાંતર કરેલું. ગોપાળાનંદસ્વામિના ઉપનિષદ્ભાષ્યના સંશોધનમાં હું હતો. જનમંગળ, સર્વમંગળ વિગેરે પંચરત્ન અમારા સંપ્રદાયનું છે તેનું સંસ્કૃત ઉપરથી મેં ગુજરાતીમાં ભાષાંતર કરેલું. વાસુદેવમહાત્મ્યનું ભાષાંતર મે કરેલું. આ ગ્રંથ અમારા સંપ્રદાયનું મૂળ છે એમ સ્વામિનારાયણે કહેલું છે. વચનામૃત, ભકતચિંતામણિ, નિષ્કુળાનંદકાવ્ય અને હરિલીલામૃત, આ ગ્રંથો મેં સંશોધન કરીને છપાવેલા છે.

(૨) આચાર્ય મહારાજે મને સદ્ગુરૂની પદવી આપી છે. અમારા સંપ્રદાયમાં મુખ્ય શાસ્ત્ર તરીકે **સત્સંગિજીવન** છે. તે શ્રીજીમહારાજે પોતે કરાવેલું. **શિક્ષાપત્રી** પણ તેમણે પોતે કરેલી છે, તે સત્સંગિજીવનના પ્ર. ૪ માં આવી જાય છે. **દેશવિભાગનો લેખ** બે આચાર્યો સ્થાપ્યા બાબતનો સં. ૧૮૮૩ માં શ્રીજીમહારાજે લખેલો છે. **વચનામૃત** પણ શ્રીજીમહારાજના વખતનાં છે. તેમના વખતના ચાર મોટા સદ્ગુરૂઓએ વાતોનો સંગ્રહ કરેલો તે વચનામૃત છે. તે ચાર સદ્ગુરૂ (૧) મુકતાનંદસ્વામી (૨) ગોપાળાનંદસ્વામી (૩) નિત્યાનંદસ્વામી (૪) શુકાનંદસ્વામી છે. વચનામૃત સંસ્કૃતમાં છે તેને **હરિવાકયસુધાસિંધુ** કહે છે. આ ગ્રંથ શતાનંદમુનિએ કરેલો છે. તેમણેજ સત્સંગિજીવન લખ્યું છે. આટલી ચોપડીઓ શ્રીજીમહારાજની હયાતીની છે.

(૩) ત્યાર પછી બીજા ગ્રંથો લખાયા છે. મુખ્ય આધાર ઉપર કહ્યા તે ચાર ગ્રંથો ઉપર છે. પાછળથી લખાએલી ચોપડીઓમાં ફેર આવે તો પ્રથમની ચોપડીઓ ઉપર આધાર રાખવો પડે.

નિ. ૬૭ **સુધાસિંધુ** (વચનામૃત ૧૯૫૭ ની આવૃત્તિ) ઠક્કર દામોદરદાસ ગોરધનદાસે છાપેલાં પાન ૯૨૨ ઉપર ગુણાતીતાનંદનાં અષ્ટક છાપેલાં છે તે વચનામૃતનો ભાગ નથી. તે ભાગ નવો છાપેલો છે. મૂળ ગ્રંથ સાથે તેનો કશો સંબન્ધ નથી. દામોદરદાસ ગુણાતીતાનંદના શિષ્ય હતા. આ ચોપડી વડતાલ તરફથી છપાઈ નથી. તેમાં "અક્ષરસ્વરૂપ સદ્ગુરૂ ગુણાતીતાનંદસ્વામિની પ્રેરણાથી" એમ લખ્યું છે પણ તે વખતે ગુણાતીતાનંદ જીવતા ન હતા. બાલમુકુંદદાસજી ગુણાતીતાનંદજીના શિષ્ય હતા તે અષ્ટક અચિંત્યાનંદજીનાં કરેલાં છે. અચિંત્યાનંદજી ગુણાતીતાનંદને મોટા પુરૂષ તરીકે માનતા. અચિંત્યાનંદજી શ્રીજીમહારાજ પછી બ્રહ્મચારી થએલા. વચનામૃતની પહેલી આવૃત્તિ સં. ૧૯૪૦ માં વડતાલ મંદિર તરફથી છપાએલી તે હું લાવ્યો છું, તેમાં ગુણાતીતાનંદનાં અષ્ટક નથી. વચનામૃતનાં હસ્તલેખિત પાનાં પણ છે તે પણ હું લાવ્યો છું, તેમાં પણ તે અષ્ટક નથી. વડતાલ મંદિર તરફથી વચનામૃત છપાયાં છે તેમજ રાજકોટમાં અગાઉ છપાયાં

છે તેમાં પણ તે અષ્ટક નથી. નિ. ૬૬ **સુધાસિંધુ** ( સુરતના મગનલાલ કીકાભાઈવાળી ૧૯૬૪ની આવૃત્તિ ) માં પણ અષ્ટક નથી મેં ઉપર જે જે આવૃત્તિઓ કહી તે હું લાવ્યો છું. વચનામૃત ૨૬૨ છે. નિ. ૬૭ વચનામૃતની નકલ અમદાવાદમાં છપાએલી છે. તેમાં ૨૭૩ વચનામૃત છે. ( એમાં તે અષ્ટક નથી ) નિ. ૬૭ વચનામૃતનો પહેલો ભાગ પ્રતિવાદીએ રજુ કર્યો છે, બીજો ભાગ રજુ કર્યો નથી. વડતાલ ગાદીને ૨૬૨ વચનામૃતો માન્ય છે. સત્સંગિજીવન મૂળ ગ્રંથના પ્રકરણ ૫ અ. ૬૮ માં ફક્ત ૨૬૨ જણાવેલાં છે. તે પ્રતમાં પાંચમા સદ્દગુરૂ બ્રહ્માનંદનું નામ વધારામાં લખ્યું છે. નિ. ૬૭ (પુરૂષોત્તમચરિત્ર) અમારી સંસ્થા તરફથી છપાયું નથી. (અને તેમાં કોઈ આચાર્યનું નામ નથી ) તે ગ્રંથ ગુણાતીતાનંદના શિષ્ય અભેસિંહજી લોધિકાવાળાએ છપાવેલો. તે અમારા ધર્મનું માન્ય પુસ્તક નથી. નિ. ૬૭ **કીર્તનકૌસ્તુભમાલા** મને બતાવી તે વિહારી-લાલજીમહારાજના વખતમાં લખાએલી છે. તેમણે શિવાનંદ કવિને પાસે રાખીને લખાવેલી. તે કવિતાના રૂપમાં કીર્તન છે. નાટકી ગાયનોનો શોખ થવાથી બાળકોને ગાવા માટે તે મહારાજે લખાવેલાં છે. આ ચોપડીના પાન ૧૩ ઉપર "અક્ષરમૂર્તિ ગુણાતીતસ્વામી" એમ લખ્યું છે તે ગુણાતીતાનંદસ્વામી માટે લખ્યું છે. તેજ ચોપડીના પાન ૨૬૭ ઉપર છેલ્લી લીટીઓમાં "આદિ અક્ષરરૂપ" એમ લખ્યું છે તે ગોપાલાનંદ-સ્વામી માટે લખેલું છે.

નિ. ૬૭ **ભક્તચિંતામણિ** ગ્રંથ નિષ્કુલાનંદમુનિએ સં. ૧૮૮૭ માં રચેલો અને સં. ૧૮૮૬ માં શ્રીજીમહારાજ અંતર્ધાન થએલા. આ ચોપડી પ્રતિવાદીએ રજુ કરી છે તે સુરતવાળા ( મગનલાલ કીકાભાઈ સં. ૧૯૬૪ માં ) એ છપાવી છે તેના પાન ૩૪૨ પ્રકરણ ૭૭ ચોપાઇ ૬ "અક્ષરપુરૂષોત્તમ જેહ તેણે ધર્યું મનુષ્યનું દેહ" આમાં અક્ષર પછી "પર" શબ્દ જોઈએ તે કાઢી નાંખેલો છે. આગલો સંબન્ધ જોતાં અક્ષર પછી "પર" શબ્દ જોઈએજ. ભગવત્પ્રસાદજીના વખતમાં હાથનો લખાએલો ભક્તચિંતામણિ ગ્રંથ હું લાવ્યો છું. તેમાં "પર" શબ્દ અક્ષર પછી અને પુરૂષોત્તમ પહેલાં લખેલો છે. અમારી લાઈબ્રેરીમાં ભક્તચિતામણી ગ્રંથ સં. ૧૯૫૨ માં રાજકોટમાં છપાએલો છે, તેની પ્રત હું લાવ્યો છું તેમાં "અક્ષરપર પુરૂષોત્તમ જેહ".... એમ છાપેલું છે. સં. ૧૯૪૦ માં નડીયાદના પંડ્યા દોલતરામ કીરપારામે વિહારીલાલજી મહારાજની આજ્ઞાથી છપાએલી પ્રત છે તે હું લાવ્યો છું. તેમાં પાન ૧૮૬ "અક્ષરપર પુરૂષોત્તમ જેહ તેણે ધર્યું મનુષ્યનું દેહ" એમ છે. અત્યારે પણ જે મંદિર તરફથી પુસ્તકો છપાયાં છે તેમાં પણ **પર** શબ્દ છે. મને પ્રતિવાદીની ચોપડી બતાવી તેમાં "પર" શબ્દ કાઢી નાંખેલો છે.

**ધર્મામૃત** નિ. ૬૭ નામની ચોપડી પ્ર એ રજુ કરી છે તે ( પ્ર. ૪ અ. ૬૨ થી ૬૭ સુધીનો ) સત્સંગિજીવનનો એક ભાગ છે. **ધર્મરત્નાકર** નિ. ૬૭ ના ગ્રંથમાં સત્સંગિજીવનના કેટલાક અધ્યાયો લીધા છે. આના અમુક શ્લોકોનું ભાષાંતર શાસ્ત્રી જગત્પાવનદાસે કરેલું છે. આ ગ્રંથમાંના બે અધ્યાયનું ભાષાંતર વિજ્ઞાનદાસ સાધુએ કરેલું છે. આના પાન ૩૬૪ ઉપર જે એક શ્લોક છે તે મૂળ ગ્રંથમાંનો નથી. શ્લોક નં. ૧ ટીકા કરનારે પાછળથી બનાવીને ઉમેરેલો છે. નિ. ૬૭ **હરિસિદ્ધાંત** એ હરિલીલાકલ્પતરૂ નામના સંસ્કૃત ગ્રંથનો એક ભાગ છે. તેમાંથી અમુક અધ્યાય લઈને નિ. ૬૭ ની ચોપડી લખી છે. હરિસિદ્ધાંત અને ધર્મ-રત્નાકર બન્નેમાં તે શ્લોક લખેલો છે. હરિસિદ્ધાંતનું ભાષાંતર પ્રતિવાદી નં. ૧ એ કરેલું છે અને તે શ્લોક પણ તેમણે બનાવેલો છે. તે શ્લોકનો તરજુમો બન્ને ચોપડીઓમાં જુદો જુદો છે. નિ. ૬૭ માં સંસ્કૃત શ્લોક છે તે બરોબર છે પણ ભાષાંતરમાં વિચાર કરવો રહે છે. સાધુ વિજ્ઞાનદાસ એ કોઠારી ગોરધનદાસના ભત્રીજા હતા અને તે પાછળથી પ્ર. નં. ૧ ના મંડળમાં જોડાઈ ગએલા. નિ. ૬૭ એ સ્વામિનારાયણ ભાગવત છે. નિ. ૬૬ એ નિષ્કુલાનંદ કાવ્ય છે, તે નિષ્કુલાનંદસ્વામિએ જુદાં જુદાં પ્રકરણો રચેલાં છે. આ ગ્રંથ પ્રતિવાદીએ રજુ કર્યો છે, તેમાં ૨૦ પ્રકરણ છે અને પછીથી બે પ્રકરણ મળી આવેલાં તે હાલની અમારી તેજ ચોપડીમાં છે.

(૪) ગુણાતીતાનંદસ્વામી સં. ૧૯૨૩ માં ગુજરી ગએલ. તેમની વાતો પહેલવહેલી સં. ૧૯૫૯ માં ૭ પ્રકરણની છપાએલી. છપાઇને બહાર પડી ત્યારે વડતાલ આવેલી. આવ્યા પછી સંપ્રદાયના આગેવાનો બધા ભેગા થએલા અને ચોપડી વાંચતાં સંપ્રદાયના પ્રાચીન ગ્રંથોની વિરૂદ્ધ જણાઇ. આ ચોપડી છપાવનારને ગોરધનદાસ કોઠારીએ નોટીસ આપેલી. તે વાતો મેં વાંચી છે. તે વાતો સંપ્રદાયના ગ્રંથોથી અવળી છે. બીજી બે પ્રકરણની, પાંચ પ્રકરણની અને સાત પ્રકરણની ચોપડીઓ છાપેલી છે. તેમાં વાતો વધારા ઘટાડા સાથેની છે. આ ચોપડીઓ અમારી વડતાલ સંસ્થા તરફથી છપાએલી નથી. સંસ્થા તરફથી જે ચોપડીઓ છપાય છે તેનું ખર્ચ વડતાલ સંસ્થાના ચોપડામાં પડે છે અને બીજા મંદિરોને આજ્ઞા આપી હોય તો તે મંદિરના ચોપડામાં ખર્ચ પડે છે. ગ્રંથનું સંશોધન કરવા તથા ગ્રંથ છાપવા માટે આચાર્ય મહારાજ મોઢેથી તેમજ લેખિત આજ્ઞા આપે છે. બહારના માણસને આવી આજ્ઞા કોઠારી મારફતે લેખિત આપવામાં આવે છે. મેં જે પુસ્તકો છપાવ્યાં તેમાં મને લેખી આજ્ઞા આપવામાં આવેલી.

(૫) પ્ર. નં. ૧ ને અમારા સંપ્રદાયના સાધુ તરીકે માની શકાય નહિ તેમને સં. ૧૯૬૨ માં બહાર કરવામાં આવેલા છે. તે વખતે હું મંદિરમાં હતો. મારા ગુરૂ જીવતા હતા. પુરાણી ઘનશ્યામચરણદાસજીની સહી નિ. ૧/૫૮ ઉપર છે, તે તેમની છે, અને તેમના અક્ષર ઓળખું છું. પ્ર. નં. ૧ સં. ૧૯૬૨ થી બોચાસણમાં રહે છે, તેમણે જુદુ મંદિર કર્યું છે. જે સાધુ વડતાલના હોય તેમની સારૂ જગ્યા નિર્માણ કરેલી હોય છે. ગઢડાના હોય તો તેમને માટે પણ જગ્યા નિર્માણ કરેલી હોય છે. સં. ૧૯૬૨ માં પ્ર. નં. ૧ ને દૂર કર્યા ત્યારે તેમની જગ્યા વડતાલમાં હતી તે આચાર્યશ્રીએ લઇ લેઇને બીજાને આપી દીધી છે. પ્ર. નં. ૧ ને અત્યારે વડતાલમાં જગ્યા નથી.

(૬) શ્રીજીમહારાજે એક વડતાલની ગાદી પર અને બીજા અમદાવાદની ગાદી પર એમ બે આચાર્ય નીમેલા. આ બાબત સત્સંગિજીવન પ્રકરણ ૪ અધ્યાય ૪૦ માં જણાવેલી છે. શિક્ષાપત્રીનો તે માટે શ્લોક ૪૧ તથા ૧૨૮ છે. આ બધી વ્યવસ્થા દેશવિભાગ લેખમાં કરેલી છે. એ સીવાય ત્રીજો કોઇ આચાર્ય થઇ શકે નહિ. સાધુ આચાર્ય બનાવે, બ્રહ્મચારી પણ આચાર્ય બનાવે. તે બાબતમાં આધાર સત્સંગિજીવન પ્રકરણ ૪ અધ્યાય ૪૬ થી ૫૨ સુધીમાં જણાવેલું છે. આચાર્યજ દીક્ષા આપી શકે છે. તે વાત લેખમાં જણાવેલી છે. ઉત્તર દેશનો કોઇ માણસ હોય તેને દક્ષિણ દેશના આચાર્ય દીક્ષા આપી શકે નહિ, તેજ પ્રમાણે દક્ષિણ દેશના માણસને ઉત્તર દેશના આચાર્ય દીક્ષા આપી શકે નહિ. સાધુઓ જે વિભાગમાં હોય તે વિભાગમાં છેવટ સુધી રહે. એ આચાર્યને આ માટે અધિકાર આપ્યો છે, એટલે ત્રીજા માણસને આવો અધિકાર છેજ નહિ એમ સમાવેશ થઇ જાય છે. દીક્ષાનો વિધિ સત્સંગિજીવન પ્ર. ૪ અ. ૫૧ શ્લો. ૩ માં સાધુ માટે છે. પહેલી આજ્ઞા એવી છે કે–જેને તે દીક્ષા લેવી હોય તેણે પ્રથમ આચાર્ય પાસે જવું જોઇએ. પછી બ્રાહ્મણ-દ્વારા સાધુ થનારની પાસે આચાર્ય રૂબરૂ પૂજા વિધિ કરાવવો પડે. પછી તે માણસ જેના મંડળમાં રહેવાનો હોય તે ગુરૂ તેને ભગવાં કપડાં વિગેરે આપે. પછી આચાર્ય કાનમાં મંત્ર આપે. પછી યજ્ઞોપવીત આપે. પછી દાસ શબ્દ અંતે આવે એવું નામ આચાર્ય આપે. બ્રહ્મચારી માટે અ. ૫૦ માં વિધિ છે.

(૭) આચાર્યે દીક્ષા આપી હોય તેવાને અમારા સંપ્રદાયના સાધુ કહી શકાય. તે સીવાયના સાધુ અમારા સંપ્રદાયના નહિ. અમારા સંપ્રદાયને "ઉદ્ધવ સંપ્રદાય" કહેવામાં આવે છે. સંપ્રદાય શબ્દનો અર્થ "ગુરૂપરંપરા" એવો છે. એટલે કોઇપણ ગુરૂ હોવા જોઇએ. ઉદ્ધવ સંપ્રદાય માટે વચનામૃત વડતાલ ૧૮ અને સત્સંગિજીવન પ્રકરણ ૨ અ. ૩૭ શ્લો. ૮૯ થી ૯૧ માં જણાવેલું છે. અમારા સંપ્રદાયમાં ગુરૂની જગ્યાએ આચાર્ય આવ્યા છે. શ્રીજીમહારાજને પણ ગુરૂ રામાનંદસ્વામી હતા. એમણે શ્રીજીમહારાજની આચાર્ય તરીકે સ્થાપના કરેલી. શ્રીજીમહારાજે રઘુવીરપ્રસાદજી મહારાજ અને અયોધ્યાપ્રસાદજી મહારાજ એમ બે આચાર્ય નીમેલા. અયોધ્યાપ્રસાદને અમદાવાદ ગાદીએ નીમેલા. અમદાવાદ એ ઉત્તર વિભાગ કે નરનારાયણ-

દેશ કહેવાય છે. વડતાલ એ દક્ષિણ વિભાગ કે લક્ષ્મીનારાયણ દેશ કહેવાય છે. એમ તેમની જગ્યાઓ સરહદે દેશવિભાગના લેખમાં જણાવેલી છે. રઘુવીરપ્રસાદજી પછીથી પરંપરાએ આચાર્ય થયા છે. અને હાલના (વાદી) વડતાલના આચાર્ય આનંદપ્રસાદજી મહારાજ છે. આચાર્ય સીવાય બીજા કોઈ દીક્ષા આપી શકે નહિ. બોચાસણના યજ્ઞપુરૂષદાસજીના મંદિરમાં જે સાધુઓ છે તે અમારા સંપ્રદાયના નથી. તેમણે અમારા આચાર્ય પાસેથી દીક્ષા લીધી નથી. સાધુઓએ આચાર્યના હુકમમાં રહેવાનું હોય છે. બોચાસણના સાધુઓ આચાર્યની આજ્ઞામાં નથી. આચાર્યને જે ન માનતા હોય તેને વિમુખ અને ગુરૂદ્રોહી ગણવો એમ શિક્ષાપત્રીમાં છે.

(૮) સત્સંગિને પણ ગુરૂમંત્ર આપવામાં આવે છે, તેમાં પણ વિધ હોય છે. સત્સંગિજીવન પ્રકરણ ૪ અધ્યાય ૪૬ શ્લોક ૨૦ માં જણાવેલું છે કે પ્રથમ સત્સંગિ થનારે આચાર્ય પાસે જવું. આચાર્ય તેને અભયદાન આપે ( શ્લોક ૨૬ ) પછી આચાર્ય શરણનો સંકલ્પ કરાવે, ( શ્લોક ૨૭ ) પછી સત્સંગિને કંઠી આપે ( શ્લોક ૨૯ ) પછી શિષ્યને અષ્ટાક્ષર મંત્રનો કાનમાં ત્રણવાર ઉપદેશ કરે. "श्रीकृष्ण त्वं गतिर्मम" આ મંત્ર આપે છે. પછી **"સ્વામિનારાયણ"** નામનો જપ કરવાનું કહેવામાં આવે છે. ( શ્લોક ૩૧ ) પછી પરમાત્મા શ્રીકૃષ્ણના મહિમાનો ઉપદેશ કરવામાં આવે છે. પછી આચાર્ય પૂજવા માટે પ્રતિમા આપે છે ( શ્લોક ૪૫ ) અને પછી સત્સંગિને ધર્મનો ઉપદેશ આપે છે. પછી શ્લોક ૬૦ માં **સત્સંગી** થયો એમ જણાવે છે. આ સંપ્રદાયમાં આવી જાતનો જેને વિધિ થયો હોય તે **સત્સંગી** થયો કહેવાય.

(૯) શિક્ષાપત્રી શ્લોક ૩ માં આચાર્ય નીમ્યાનું કહ્યું છે. શ્લોક ૧૨૩ માં આચાર્યે સ્ત્રિયોને ધર્મોપદેશ ન કરવો તથા સત્સંગિની બનાવવી નહિ એવું જણાવેલું છે. સત્સંગિજીવન પ્રકરણ ૪ અધ્યાય ૫૩ માં સ્ત્રિયોને દીક્ષા આપવાનો વિધિ છે. તેમને આચાર્યપત્નીજ દીક્ષા આપી શકે અને આચાર્યપત્નીને આચાર્યજ દીક્ષા આપી શકે.

(૧૦) અમારા સંપ્રદાય પ્રમાણે આચાર્ય પાસે જેણે દીક્ષા લીધી હોય તેનેજ ભક્તિ કરવાનો અધિકાર છે. અને તેનેજ ભક્તિનું ફળ પ્રાપ્ત થાય છે. સત્સંગિજીવન પ્રકરણ ૨ અધ્યાય ૫૧ શ્લોક ૯ માં જણાવેલું છે કે જેણે સ્વામિનારાયણની ભક્તિ કરવી હોય તેણે પ્રથમ આચાર્ય પાસે દીક્ષા લઈ પ્રતિમા લઈ પછી ભક્તિ કરવી.

(૧૧) સત્સંગિજીવન પ્રકરણ ૪ અ. ૨૪ શ્લોક ૧૦ થી ૧૪ સુધીમાં શ્રીજીમહારાજે જણાવ્યું છે કે મનુષ્યોના કલ્યાણ માટે એક તો પ્રતિમાઓ પધરાવા મંદિરો બાંધવાં. શ્લોક ૧૧ માં આ પ્રતિમાઓની સેવા કરવાથી સર્વનું શ્રેય થશે. (બીજુ) ભક્તિમાર્ગમાં વધવા માટે મંત્રદીક્ષા જરૂરની છે, તેને માટે આચાર્યને સ્થાપવા (ત્રીજુ) સંપ્રદાયનો સિદ્ધાંત સમઝવા માટે શતાનંદમુનિ ગ્રંથ ( સત્સંગિજીવન ) કરશે, એમ ત્રણ સંકલ્પો કરેલા છે, તેથી શ્રીજીમહારાજે તેમની હયાતી દરમીયાન શિખરબંધી મંદિરો કરાવેલાં. પ્રથમ અમદાવાદમાં તથા ભુજમાં મંદિર બાંધીને તેમાં નરનારાયણદેવની પ્રતિમા પધરાવેલી. ત્યાર પછી વડતાલના મંદિરમાં લક્ષ્મીનારાયણદેવની પ્રતિષ્ઠા કરેલી. ધોલેરામાં મદનમોહનદેવની પ્રતિષ્ઠા કરેલી. ગઢડામાં ગોપીનાથમહારાજની પ્રતિષ્ઠા કરેલી, જુનાગઢમાં રાધારમણદેવની પ્રતિષ્ઠા કરેલી. આ બધા મંદિરો કેવી રીતે બંધાયાં તેનું વર્ણન સત્સંગિજીવનમાં છે. મંદિરોનું ખર્ચ સત્સંગિઓના ઉઘરાણામાંથી તથા સત્સંગિઓએ મહારાજને જે ભેટ આપેલી તેમાંથી કરેલું.

(૧૨) નરનારાયણ, લક્ષ્મીનારાયણ, રાધકૃષ્ણ, રાધારમણ અને મદનમોહનની મૂર્તિઓ માટે ઉપરના પેરેગ્રાફમાં હું કહી ગયો તે બધી મૂર્તિઓ શ્રીકૃષ્ણનાં સ્વરૂપ છે. બોચાસણમાં અક્ષરપુરૂષોત્તમનું મંદિર બાંધ્યું છે. અક્ષર એટલે ગુણાતીતાનંદસ્વામી અને પુરૂષોત્તમ એટલે શ્રીજીમહારાજ એમ બોચાસણવાળા કહે છે. ગોંડળ અને સારંગપુરમાં પ્ર. નં. ૧ એ મંદિરો બંધાવ્યા છે, તે ગોંડળ અને સારંગપુરમાં અમારા સંપ્રદાયનાં પણ શિખરબંધી મંદિરો છે.

(૧૩) ધ્યાન કરવા સંબન્ધમાં શિક્ષાપત્રી શ્લો. ૧૧૫ કહ્યો છે. કૃષ્ણ અને કૃષ્ણના અવતાર અને તેમની પ્રતિમાઓનું ધ્યાન કરવું. કોઈ નર કે રાજાનું ધ્યાન કરવું નહિ તથા ભકતો અને બ્રહ્મજ્ઞાનીનું પણ ધ્યાન કરવું નહિ. તેજ પ્રમાણે સત્સંગિજીવનમાં જણાવ્યુ છે. વચનામૃત મધ્ય પ્રકરણ ૧૯ માં પણ જણાવેલું છે. શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણના અવતાર છે એમ શિક્ષાપત્રી, સત્સંગિજીવન અને વચનામૃતમાં જણાવેલું છે. શિક્ષાપત્રી શ્લો. ૧૦૮ની ટીકામાં (અર્થદીપિકા) જણાવેલું છે. સત્સંગિજીવન પ્રકરણ ૧ અધ્યાય ૩ શ્લો. ૧૬–૧૭ માં શતાનંદમુનિને શ્રીજીમહારાજે બદરીકાશ્રમમાં કહેલું કે મારો સમાગમ કરવો હોય તો મને ગઢડામાં મળજો. વચનામૃત મધ્ય ૬૪માં જણાવેલું છે. અત્ય પ્રકરણ ૩૧ વચનામૃતમાં પણ શ્રીકૃષ્ણના અવતાર શ્રીજી-મહારાજ છે એમ જણાવેલું છે. અને તેજ પ્રમાણે બીજી ઘણી જગાએ જણાવેલું છે.

(૧૪) અમારો સંપ્રદાય સ્વામિનારાયણસંપ્રદાય કહેવાય છે. **સ્વામિનારાયણ** એ એકજ શબ્દ છે. આ શબ્દ લોયા ૧૮ વચનામૃતમાં તથા ગઢડા પ્રથમ પ્રકરણ ૫૬ માં પણ આવ્યો છે. સત્સંગિજીવન પ્ર. ૧ અ. ૧ શ્લોક ૧૨ માં ભગવાન **સ્વામિનારાયણ** નામથી પ્રગટ થયા એમ જણાવેલું છે અને પ્રથમના ૧૧ શ્લોકોમાં શ્રીકૃષ્ણનું વર્ણન આપેલું છે. સત્સંગિજીવન પ્રકરણ ૨ અધ્યાય ૨૮ શ્લોક ૧૬માં 'શ્રીસ્વામિનારાયણ' એવું નામ છે. સ્વામિનારાયણનાં બીજાં ઘણાં નામ આપ્યાં છે, જનમંગળસ્તોત્રમાં ૧૦૮ નામ છે તેમાં ૪૯મું 'સ્વામિનારાયણ'ના નામ છે સર્વમંગળસ્તોત્રમાં હજાર નામ છે તેમાં ૩૯૪ નંબરે સ્વામિનારાયણ નામ છે. છે. હજાર નામોમાં "**સ્વામી**" એવું નામ પહેલું આપેલું છે. સ્વામિનારાયણ એટલે સ્વામી ચાસૌ નારાયણઃ સ્વામિનારાયણઃ (સ્વામી એવા નારાયણ) સ્વામી અને નારાયણ જુદા નહિ પણ એકજ. **સ્વામી** એટલે સર્વ જગતના નિયંતા અને **નારાયણ** એટલે સર્વ જગતની અંદર બહાર વ્યાપીને રહેલા એવો અર્થ છે. રઘુવીરપ્રસાદ આચાર્યે સ્વામી, નારાયણ અને સ્વામિનારાયણ આ ત્રણેય શબ્દો ઉપર સંસ્કૃતમાં ટીકા લખી છે. તેમાં **સ્વામી** શબ્દનો અર્થ એવો છે કે સર્વ જગતના સ્વામી (પતિ) અને તે **સ્વામી** શબ્દથી એકલા નારાયણનેજ કહી શકાય. હજાર નામોમાં **સ્વામી** શબ્દ પહેલો મુકયો છે તેનું કારણ કે જે સર્વ જગતના સ્વામી હોય તેનુંજ ઉપાસ્યપણું જણાવા માટે છે. **સ્વામી** શબ્દનો અર્થ 'ગુણાતીતાનંદ' એવો કોઇપણ જગોએ કર્યો નથી. બોચાસણવાળા સ્વામિનારાયણ શબ્દનો અર્થ એવો કરે છે કે સ્વામી એટલે ગુણાતીતાનંદ અને નારાયણ એટલે શ્રીજીમહારાજ. આવો અર્થ અમારા ધર્મના કોઈ પુસ્તકમાં કરવામાં આવ્યો નથી.

(૧૫) ગુણાતીતાનંદ એ એક સાધુ હતા. સાધુને નારાયણ સાથે મુકી શકાય નહિ. અમને ખરાબ લાગે છે અને અમારા ઈષ્ટદેવની સાથે મુકવાથી અમારી લાગણી દુઃખાય છે.

(૧૬) નિ. ૬૦ સત્સંગિજીવન પ્રકરણ ૧ અધ્યાય ૧ શ્લોક ૧૨ માં સ્વામિનારાયણ શબ્દ વપરાયો છે તે સહજાનંદસ્વામી માટે છે. તે શ્લોકથી પહેલાંના ૧૧ શ્લોકો પાર્ષદો પરિવાર અને ભગવાનના અવતારો માટેના છે. આ શ્લોકમાં સ્વામિનારાયણ શબ્દનો અર્થ અક્ષર એટલે અક્ષરધામ અને નારાયણ એટલે પુરૂષોત્તમ એવો થઈ શકતો નથી અને તે એક વચનમાંજ વપરાએલો છે. પ્ર. ૧ અ. ૩ શ્લો. ૧૬–૧૭ માં જણાવેલું છે કે–શ્રીજી મહારાજ એ શ્રીકૃષ્ણ હતા. શ્રીજીમહારાજ હરિનામથી પ્રગટ થએલા. તેમના માતાપિતાનું નામ ભક્તિ ધર્મ હતું. શ્લો. ૧૩–૧૪ શતાનંદમુનિએ ભગવાનની પ્રાર્થના કરી તેના છે. પ્ર. ૧ અ. ૭ શ્લોક ૧૬. અ. ૯ શ્લોક ૩૬ થી ૪૦ હરિનામથી પ્રગટ થઈશ એમ નરનારાયણે બદ્રિકાશ્રમમાં વચન આપ્યા બાબતના છે. અ. ૨૬ શ્લોક ૬૩, અ. ૩૮ શ્લોક ૧૩ થી ૧૯, ૧૯માં શ્લોકમાં **સ્વામી** શબ્દ વપરાયો છે તે સ્વામિનારાયણ માટે છે. પ્ર. ૪ અ. ૩૫ શ્લો. ૨૪–૨૫ માં સહજાનંદ નામથી પ્રગટ થયાની વાત છે. અ. ૨૨ શ્લો. ૨૭–૨૮. વચનામૃત મધ્ય. ૧૩ પાન ૪૫૮ માં ધામને વિષે પરમાત્માનું વર્ણન કરેલું છે. "જે તેજને વિષે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે એમ જાણજો" તે બાબતમાં મારૂ એમ કહેવું છે કે–

ધામમાં જે રહ્યા છે તેજ આ શ્રીજીમહારાજ પ્રત્યક્ષ છે. ગઢડા મધ્ય ૬૪ માં છેલ્લે તેજ પ્રમાણે કૃષ્ણનું વર્ણન કર્યું છે. વડતાલ ૧૮ માં પણ તેજ પ્રમાણે કહ્યું છે. ગઢડા અંત્ય ૩૧માં પણ એજ પ્રમાણે કહ્યું છે.

(૧૭) શિક્ષાપત્રી શ્લો. ૧૦૮માં જે શ્રીકૃષ્ણ વર્ણન કર્યાં છે તે અમારા ઉપાસ્ય ઇષ્ટદેવ છે. નરનારાયણ રાધાકૃષ્ણ વિગેરે જે સ્વરૂપ છે તે શ્લો. ૧૦૯ થી ૧૧૨ સુધીમાં જણાવેલાં છે. શ્લો. ૧૧૫માં શ્રીકૃષ્ણ અને તેમના અવતારો અને તેમની પ્રતિમાઓનું ધ્યાન કરવાનું જણાવ્યું છે. શ્લો. ૧૧૩માં ખાસ ભક્તિ પણ એમનીજ કરવાની કહી છે. વચનામૃત પ્રમાણે અને સત્સંગિજીવનમાં કહ્યા પ્રમાણે ૨૪ અવતારો જણાવેલા છે. સત્સંગિજીવન પ્રકરણ ૧ અ. ૧ શ્લો. ૩–૪–૫–૬માં છે. પ્રકરણ ૩ અ, ૧૭ શ્લો. ૨માં ૨૪ અવતારો જણાવેલા છે. વચનામૃતમાં પણ અવતારનું વર્ણન કરેલું છે.

(૧૮) પરમાત્મા બીજે રૂપે અવતરે છે તેનેજ અવતારો કહેવામાં આવે છે. તેમાં પરમાત્મા અને અવતારમાં કંઇ ભેદ ગણવો જોઈએ નહિ. ( અવતારને સ્વયંભગવાન જાણવાના છે. )

(૧૯) ગુણાતીતાનંદસ્વામીની વાતો મેં વાંચી છે. તેમાં શ્રીકૃષ્ણને એક સાધારણ પ્રાકૃત માણસ જેવા વર્ણવ્યા છે. અક્ષર સૌથી મોટો છે એમ વર્ણવેલું છે. અવતારોને તેમાં ભગવાન કહેલા નથી તેઓ બ્રહ્માંડમાંજ રહે છે અને તેઓ માયાથકી પર નથી. એટલે તેમનું કલ્યાણ થતું નથી એમ પણ કહેલું છે.

(૨૦) શ્રીજીમહારાજના ગુરૂ રામાનંદસ્વામી હતા. તે ઉદ્ધવજીના અવતાર હતા. એમને શ્રીકૃષ્ણે અંત વખતે ઉપદેશ આપેલો. એ પ્રમાણેની સત્સંગીજીવન અને વચનામૃતમાં કથા છે. સામાવાળા તેને મળતા નથી. ઉદ્ધવજીને શ્રીકૃષ્ણે જ્ઞાન આપેલું તેમ ગુણાતીતાનંદે એકલાનેજ શ્રીજીમહારાજે જ્ઞાન આપેલું એમ સામાવાળા કહે છે. આ બાબતમાં અમારા શાસ્ત્રમાં શ્રીજીમહારાજે કંઇ લખેલું નથી. ગુણાતીતાનંદે જાગા અને પ્રાગા ભક્તને જ્ઞાન આપ્યું અને તેમણે યજ્ઞપુરૂષોત્તમદાસને જ્ઞાન આપ્યું. આવી રીતે સામાવાળા તેમનો સંપ્રદાય જુદો મનાવે છે.

(૨૧) ભાગવતનો પાંચમો અને દશમો સ્કંધ અમારા સંપ્રદાયમાં મુખ્ય ગ્રંથ માન્યો છે. તેમાં દશમો સ્કંધ શ્રીકૃષ્ણચરિત્ર બાબતનો છે. આ શાસ્ત્ર પ્રમાણે પ્ર નં. ૧ અને તેમના અનુયાયિઓ વર્તતા નથી અને તેમની નિંદા કરે છે. અમારા સંપ્રદાયમાં અક્ષરપુરૂષોત્તમચરિત્ર નામનો કોઈ ગ્રંથ નથી. " સ્વામિનારાયણ પ્રકાશ " નામનું માસિક છાપુ નીકળે છે તેમાં પ્ર. ૧ અને પ્ર. ૬ ના લેખો આવે છે.

(૨૨) અમારામાં " શ્રીકૃષ્ણદેવં શરણં " એવો શરણમંત્ર આપવામાં આવે છે ત્યારે સામાવાળા "શ્રીસ્વામિનાથશરણં" એવા મંત્રનો ઉપદેશ આપે છે. વડતાલ મંદિરમાં ચૈત્રી પુનમ અને કાર્તિક સુદી ૧૧ એમ બે સમૈયા થાય છે. સામાવાળા આ સમૈયા બોચાસણમાં કરે છે.

(૨૩) કઇ પ્રતિમાઓ પૂજવી તે અમારા સંપ્રદાયના શાસ્ત્રમાં જણાવેલું છે. સત્સંગિજીવન પ્ર. ૪ અ. ૨૮ શ્લો. ૬–૭–૮ માં નારાયણમુનિ સાથે રાધાકૃષ્ણ, ધર્મભક્તિસહિત નારાયણમુનિ ( એટલે સ્વામિનારાયણ ) અને નરનારાયણ આ ત્રણ પ્રતિમાઓ કરાવેલી. પછીથી બીજી છો મૂર્તિઓ કરાવેલી. ધર્મભક્તિ સાથે પોતાના તપની, શિક્ષાપત્રીની, ( જેમાં શિક્ષાનાંજ વચન છે. ) નરનારાયણની નાની, ધર્મભક્તિ વાસુદેવની, શિક્ષાપત્રીલેખક મૂર્તિ અને ચરણારવિંદ આ મૂર્તિઓ શ્રીજીમહારાજના વખતમાં કરાવેલી. આટલી પ્રતિમાનું પૂજન કરવાનું કહ્યું છે, તેટલી મૂર્તિઓ આચાર્ય પૂજવા માટે આપી શકે અને તે વડતાલથીજ મળી શકે છે. સામાવાળા ગુણાતીતાનંદની તથા પ્ર. નં. ૧ ની પોતાની તથા, જાગા અને પ્રાગા ભક્તની પ્રતિમાઓ આપે છે. ઉપાસનામાં પણ ફેર છે. અમે સ્વામિનારાયણની ઉપાસના કરીએ છીએ. પ્રતિવાદીઓ સ્વામી એટલે ગુણાતીતાનંદ અને નારાયણ એટલે સ્વામિનારાયણને પાછળ રાખીને ઉપાસના કરે છે. "ગુણાતીતાનંદ મૂળ અક્ષર સહજાનંદ એક પરમેશ્વર" એવું ભજન કરાવે છે.

(૨૪) શિક્ષાપત્રી શ્લોક ૧૨૧ માં ભગવાનનું ધામ ગોલોક કહેલું છે. વચનામૃત વરતાલ ૧૮માં પણ તે કહેલું છે. સત્સંગિજીવન પ્રકરણ ૩ અ. ૪૧ આખોય તે બાબતનો છે. એ રીતે અક્ષરધામ ગોલોકના મધ્યમાં છે એમ કહેલુ છે. સામાવાળા તે અક્ષરધામથી અમારૂં અક્ષરધામ જુદુ છે એમ કહે છે. અક્ષરધામના મુક્તો સંબન્ધી શાસ્ત્રોમાં વર્ણન છે. તે બાબતમાં વડતાલ ૧૮માં મુક્તોનાં નામ આપેલાં છે અને તે બાબત સત્સંગિજીવનમાં પણ લખેલું છે.

(૨૫) અમારા સંપ્રદાયના રીવાજ પ્રમાણે સાધુની મૂર્તિ સ્થપાય નહિ તેમ તેવી મૂર્તિને દાગીના કે સોનેરી વસ્ત્ર કે મુગટ ધરાવી શકાય નહિ. સાધુને અગ્નિદાહ દીધો હોય તે જગોએ મંદિર બાંધી સ્વામિનારાયણની મૂર્તિ પધરાવી શકાય નહિ પ્ર. નં. ૧ એ ગોંડળમાં ગુણાતીતાનંદને જ્યાં આગળ અગ્નિદાહ દીધેલો તે જગોએ મંદિર બાંધી મૂર્તિઓ પધરાવી છે. અમારા શાસ્ત્રમાં અક્ષરધામનો અવતાર થયો છે એવું કોઈ જગોએ લખ્યું નથી. વૈષ્ણવ સંપ્રદાયમાં ઘણા અવતારો થઈ ગયાનું કહ્યું છે, પણ ધામનો અવતાર થયાનું કોઈ જગાએ વર્ણન કરેલું નથી.

(૨૬) વચનામૃત સારંગપુર ૧૧ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું. "ભગવાનનો એકાંતિક ભક્ત થઈને ગુણાતીત એવું જે ભગવાનનું અક્ષરધામ તેને આપે છે" આમાં ગુણાતીત શબ્દ આવ્યો તેનો અર્થ એ છે કે માયાના ત્રણ ગુણથી પર. ગુણાતીત એ નામ નથી પણ ધામનું વિશેષણ છે. વચનામૃત ગઢડા મધ્ય ૧૧માં પણ એજ પ્રમાણે છે અંત્ય ૩૧ માં પણ એજ પ્રમાણે છે. એ શબ્દ કોઈ વ્યક્તિ માટે નથી.

(૨૭) વચનામૃતમાં ઘણી જગાએ **અક્ષર** શબ્દ વાપરેલો છે. તેનો અર્થ દરેક જગાએ સંબન્ધ ધરાવતો જુદો થાય છે. એક તો અક્ષર એ શબ્દ ગોલોક મધ્યેના ધામ માટે તથા તે ધામમાં રહેલા મુક્તો માટે વપરાએલો છે. પરમેશ્વર જેનાદ્વારા જગતને ઉત્પન્ન કરે છે તેને માટે તથા જીવાત્મા માટે પણ અક્ષર શબ્દ વપરાયો છે. પરમાત્મા માટે પણ અક્ષર શબ્દ ઘણી જગાએ વપરાએલો છે. અમારા ધર્મના પુરાણ શાસ્ત્રોમાં "અક્ષરપુરૂષોત્તમ" એવું નામ નથી. સ્વામિનારાયણનાં હજાર નામ લખ્યાં છે તેમાં પણ અક્ષર-પુરૂષોત્તમ એવું નામ નથી. સ્વામિનારાયણે પોતે તથા આચાર્યોએ થઈને બન્ને દેશમાં એકંદર ૫૦ શિખરબંધ મંદિરો બંધાવ્યાં છે તેમાં "અક્ષરપુરૂષોત્તમ" એવા નામની કોઈ મૂર્તિ નથી. તેમ બે મૂર્તિઓ મળીને તેવું નામ આપ્યું હોય તેવી પણ મૂર્તિ નથી. અમારા સાધુમાં "અક્ષરપુરૂષોત્તમદાસ" એવા નામવાળો સાધુ પણ નથી.

(૨૮) અમારા મંદિરો "સ્વામિનારાયણ મંદિર" એવા નામથી ઓળખાય છે. પ્રતિવાદીનાં મંદિરો "અક્ષરમંદિર કે અક્ષરપુરૂષોત્તમ મંદિર" એવા નામથી ઓળખાય છે. અમારામાં કોઈ વખત સ્વામિનારાયણ નામની ધૂન્ય કરવામાં આવે છે. પ્રતિવાદીની ધૂન્ય જુદી છે. પ્ર. નં. ૧ "ગુણાતીતાનંદ એક અક્ષર સહજાનંદ એક પરમેશ્વર" એવી ધૂન્ય કરાવે છે. અમારામાં સંધ્યા આરતી પછી '**नवीनजीमूतसमानवर्ण**" આ અષ્ટક બોલવામાં આવે છે. તેમાં દરેક પદના છેલ્લા ભાગમાં '**श्रीराधिकाकृष्णमहं नमामि**' આવું પદ આવે છે. પ્ર. નં. ૧ એ નવીન સ્તોત્ર બનાવ્યું છે. '**श्रीस्वामिनारायणमाश्रयामि**' આવું પદ દરેક પદને છેડે આવે છે અને તેમાં કેટલાંક પદોમાં ગુણાતીતાનંદનું નામ આવે છે.

(૨૯) વચનામૃતમાં કોઈ પણ ઠેકાણે ગુણાતીતાનંદસ્વામીએ પુછેલો પ્રશ્ન આવતો નથી. તેમાં આશરે ૫૦ સાધુ બ્રહ્મચારીઓએ પુછેલા પ્રશ્નો છે. આ સંપ્રદાયની વ્યવસ્થા સાચવવા પ્રથમ ચાર સદ્‌ગુરુઓ શ્રીજી-મહારાજે બનાવેલા અને પાછળથી તેમાં ચાર ઉમેરેલા અને તે પછી સંખ્યા વધારીને બારની કરેલી અને છેલ્લે ૧૬ સદ્‌ગુરૂઓ કરેલા. આ ૧૬ પૈકીમાં ગુણાતીતાનંદનું નામ નથી. વચનામૃત ગઢડા પ્રથમ ૭૮ માં પહેલા ચાર અને બીજા ચાર સદ્‌ગુરૂઓ બતાવેલા તેનું લખાણ છે. દેશવિભાગના લેખમાં મુળજી બ્રહ્મચારી નામ લખ્યું છે તે માણસ જુદા છે તે હંમેશાં શ્રીજીમહારાજ જોડે રહેતા. શ્રીજીમહારાજે ૧૬ જડભરત સાધુ

નક્કી કરેલા. જડભરત એટલે ખાસ વર્તનવાળા સૌથી શ્રેષ્ઠ. તે જડભરત સાધુઓમાં પણ ગુણાતીતાનંદસ્વામીનું નામ નથી.

(૩૦) શ્રીજીમહારાજ અંતર્ધાન થાય તે વખતનું વર્ણન સત્સંગિજીવન પ્ર. ૫ અ. ૬૮ શ્લો. ૬૧ માં લખેલું છે. તેમાં ગુણાતીતાનંદને બોલાવેલા નહિ. તે વખતે ગોપાળાનંદને બોલાવી બન્ને દેશના મોટેરા કર્યા હતા. તે વાત સત્સંગિજીવન ( પ્ર. ૫ અધ્યાય ૫૫ શ્લો. ૨૨ થી ૨૫ ) માં જણાવેલી છે. ગુણાતીતાનંદ એ મોટા પરમહંસમાં નહોતા.

(૩૧) વિમુખ એટલે વિરોધિ પ્રતિકૂળ પતિત ભ્રષ્ટ એવો અર્થ કરવામાં આવે છે. શ્રીજીમહારાજના વખતમાં હરબાઈ અને વાલબાઈને અમારા સંપ્રદાયમાંથી વિમુખ કરેલી તથા એક રઘુનાથદાસને વિમુખ કરેલા. તે વખતે મોટેરા સાધુઓને બોલાવેલા. આ બાબત વચનામૃતમાં લખી છે. તે બાબતનો કોઈ વિધિ લખેલો નથી. ત્યારપછી લોટીયા નામના મંડળને વિમુખ કરેલું. તે લોટીયા લોટ પીઈને રહેતા. ત્યારપછી પ્રકાશપુરી નામના મંડળને વિમુખ કરેલું. તેમણેજ જુનાગઢમાં એક સ્થાન જુદુ સ્થાપ્યું છે અને તેઓ પ્રકાશપુરી નામની ઓળખાય છે. એક હરિકૃષ્ણ બ્રહ્મચારી હતા તે કહેતા કે હું હરિકૃષ્ણ ( એટલે હું સ્વામિનારાયણ ) છું. તેથી તેને વિમુખ કરેલા. તેમણે સોજીત્રા, ખંભાત અને અમદાવાદમાં જુદાં મંદિરો સ્થાપ્યાં છે. ભાદરણવાળા પુરૂષોત્તમે કહ્યું કે હું પોતેજ પુરૂષોત્તમ ભગવાન છું. તેથી તેમને વિમુખ કરેલા. તેમણે જુદુ સ્થાન સ્થાપ્યું છે. આ ઉપરથી કહ્યા તે મંદિરોવાળા અમારા મંદિરમાં આવતા નથી અને તેમને આવવાનો હક્ક પણ નથી.

(૩૨) શિક્ષાપત્રીમાં વર્ણાશ્રમ ધર્મ કહ્યા છે. તેમાં સ્પૃશ્ય અસ્પૃશ્યનો વિચાર કરેલો છે. તેમાં મોચી લોકોને અસ્પૃશ્ય કહ્યા છે. જાગાભક્ત મોચી હતા. પ્રાગાભક્ત દરજી હતા. જાગાભક્ત પાળા થએલા છતાં પણ કોઇને અડકી શકે નહિ.

(૩૩) મારે હરિભકતોમાં ફરવા જવું પડે છે. ગાના ગામે હું ગએલો, ત્યાં હરિમંદિર છે, તેને રીપેર કરાવેલું અને તે વખતે હું હાજર હતો. મંદિરનો વંઢો કરાવેલો. ૨૫૦) ખર્ચ થએલું તે રૂપિયા અમે વડતાલથી લાવેલા. હું જંબુસર ચીઠ્ઠી લઈને ફરવા ગએલો ત્યારે ત્યાંના હરિમંદિરમાં ઉતરેલો. તેનો હિસાબ એક ભોગીલાલ સત્સંગી રાખતા હતા. તે હિસાબ મેં જોએલો. અને મેં તથા વડતાલના કારકુને તેમાં સહી કરી આપેલી. ગાનાના મંદિરનું રીપેર કામ કર્યું તેને વીશ વરસ થયાં.

## પ્રતિવાદી નં. ૧ તરફથી ઉલટ તપાસ

(૩૪) આ સંપ્રદાયની પરંપરામાં રામાનંદસ્વામી પહેલા. રામાનંદસ્વામી આત્મામંદસ્વામી પાસે ચેલા તરીકે રહેલા. આત્માનંદસ્વામી તેમના સંપ્રદાય પ્રમાણે સાધુને દીક્ષા આપી શકે. તેમના સંપ્રદાયને હું જાણતો નથી. આત્માનંદસ્વામી સાધું હતા. આત્માનંદ પાસે રામાનંદ રહ્યા ત્યારે ભગવાં કપડાં નહિ. સત્સંગિજીવન પ્ર. ૪ અ. ૪૬ શ્લો. ૭ માં રામાનંદસ્વામી ધોળાં કપડાં પહેરતા એમ જણાવેલું છે. સત્સંગિજીવન ૧૮૮૫ માં લખાએલું. રામાનંદસ્વામી સં. ૧૮૫૮ માં ગુજરી ગએલા. રામાનંદસ્વામી દીક્ષા પામતા પહેલાં અને દીક્ષા પામ્યા પછી પણ ધોળાં કપડાં પહેરતા. આત્માનંદને ધોળાં કપડાં હતાં તે હું સત્સંગિજીવન પ્ર. ૨ અ. ૩૭ શ્લો. ૬૦–૬૧ વાંચીને કહું છું. ( કારણ કે બ્રહ્મચારીઓ સફેદ કપડાં પહેરે છે ) રામાનંદસ્વામીને રામાનુજાચાર્યે દીક્ષા આપેલી તે દીક્ષા રામાનુજાચાર્યના ગુજરી ગયા પછી સ્વપ્ને વખતે આપેલી. રામાનંદસ્વામીને દીક્ષા આપી તે પહેલાં રામાનુજાચાર્ય આશરે બારસો વરસ ઉપર ગુજરી ગએલા એવું શાસ્ત્રમાં લખેલું છે. રામાનંદને દક્ષિણમાં શ્રીરંગમાં દીક્ષા આપેલી. પછી રામાનંદ જાત્રા માટે વૃંદાવનમાં ગએલા. તેમણે ત્યાં શ્રીજીમહારાજના પિતાને દીક્ષા આપેલી. ત્યારપછી રામાનંદસ્વામી કચ્છ ભુજમાં આવેલા અને તેમણે મુકતાનંદસ્વામી અને રઘુનાથદાસને દીક્ષા આપેલી. તે બન્ને ત્યાગી હતા, રામાનંદે એ પ્રમાણે ઘણા ત્યાગીને

દીક્ષા આપેલી. હિંદુ ધર્મમાં બીજા સંપ્રદાયમાં સાધુઓ દીક્ષા આપે છે અને સાધુઓ બનાવે છે. રામાનંદે શ્રીજીમહારાજને દીક્ષા આપેલી તે વખતે શ્રીજીમહારાજ બ્રહ્મચારી હતા. ''વર્ણિસ્વામી'' એવું વિશેષણ સ્વામીનારાયણને આપેલું છે. વર્ણિસ્વામીનો અર્થ સાધુ થાય નહિ. વર્ણિ એટલે બ્રહ્મચારી. રામાનંદે શ્રીજીમહારાજને ગાદીએ બેસાડયા ત્યારે સ્વામિ શબ્દથી સંબોધીને બોલાવેલા. સ્વામી એટલે મોટા.

(૩૫) શ્રીજીમહારાજને રામાનંદે દીક્ષા આપી એટલે શ્રીજીમહારાજ તેમના શિષ્ય થયા. અને તે બ્રહ્મચારી હતા. શ્રીજીમહારાજ દીક્ષા લીધા પછી શ્વેત વસ્ત્ર પહેરતા. ત્યારપછી વ્યવસ્થા કરી વિભાગો કર્યા. સાધુ, પાળા અને બ્રહ્મચારી કર્યાં. બ્રાહ્મણ હોય તે બ્રહ્મચારી થઇ શકે તેથી ઈતર કોમ પાળા અને સાધુ થઈ શકે. પાળામાંથી સાધુ થઈ શકે. શ્રીજીમહારાજે ઘણાને દીક્ષા આપેલી. ત્યાગી થવા આવનાર પહેલાં પાળા તરીકે રહે, બ્રાહ્મણને દીક્ષા મળે તો તે બ્રહ્મચારી કહેવાય. ક્ષત્રિય વૈશ્ય સાધુ થઈ શકે. શુદ્ર પાળામાં જ રહે, શુદ્રમાં સચ્છદ્ર અને અસચ્છદ્ર એ બે ભાગ છે. શ્રીજીમહારાજે બ્રહ્મચારી પાળા અને સાધુઓને દીક્ષા આપેલી.

(૩૬) શ્રીજીમહારાજ સુરત પધાર્યાં તે વાત સત્સંગિજીવન પ્ર. ૨ અ. ૫૦ શ્લો. ૮ માં જણાવેલું છે, સુરતમાં ભાલચંદ્ર સાથે શ્રીજીમહારાજનો સમાગમ થયો અને વાતચીત થએલી તે સં. ૧૮૬૬માં થએલી. તે સંવાદમાં અ. ૫૧ શ્લો. ૯ માં કોણ દીક્ષા આપી શકે તે કહેલું છે. સ્વામિનારાયણે પોતે કહેલું છે કે– જેણે ભક્ત થવું હોય તેણે પ્રથમ દીક્ષા લેવી જોઈએ. ૧૮૬૬ સુધી શ્રીજીમહારાજનો મત હતો કે ભક્તિ કરનારે સદ્‌ગુરૂ પાસેથી દીક્ષા લેવી. દીક્ષા આપનાર ગુરૂ ધર્મ અને ભક્તિમાં નિષ્ઠાવાળા હોવા જોઈએ, તેવા ગુરૂ સેવા કરવા સારૂ પ્રતિમા આપે. જુઓ શ્લો. ૯. ગૃહસ્થો ત્યાગીને હિંદુ ધર્મમાં દીક્ષા આપી શકતા નથી. સદ્‌ગુરૂ પાસેથી દીક્ષા લેવી એવું શ્લો ૯ માં જણાવેલું છે. ગૃહસ્થ સંન્યાસીને પણ દીક્ષા આપી શકે છે. મધ્વ સંપ્રદાયમાં અપાય છે એમ જાણ્યું છે પણ તેવો દાખલો હું આપી શકું નહિ. શ્રીજીમહારાજે વ્યવસ્થા કરી નહોતી ત્યાં સુધી ત્યાગીએ ત્યાગીને દીક્ષા આપેલી અને મુકતાનંદસ્વામીએ દીક્ષા આપીને ચેલા બનાવેલા નહિ. પણ પાસે આવે તેને રાખતા.

(૩૭) શ્રીજીમહારાજે છેવટનો નિર્ણય વિચાર કરીને કર્યો છે. જે આચાર્યો સ્થાપવા તે ગૃહસ્થને સ્થાપવા. ત્યાગીને આચાર્ય સ્થાપવા નહિ. શ્રીજીમહારાજે ખાસ હક ગૃહસ્થ આચાર્યોને ત્યાગીઓને દીક્ષા આપવાનો સોંપ્યો છે. આંક ૯૨ લેખમાં શ્રીજીમહારાજે લખ્યું છે કે કોઈપણ મનુષ્યને દીક્ષા લેવી હોય તો તે આચાર્ય આપી શકે. તે પણ પોતાના વિભાગના મનુષ્યનેજ આપવી.

(૩૮) જે મનુષ્ય દીક્ષા લેવા જાય તેને મેં સર તપાસણીમાં જે વિધિ કહ્યો તે લાગુ પડે છે. સત્સંગિજીવન પ્ર. ૪ અ. ૫૧ નો શ્લો. ૧ થી ૧૧ દીક્ષાવિધિ બાબતના શ્લોક છે. શ્લો. ૯ ગુરૂ પોતાના આશ્રિત ત્યાગી પાસે દીક્ષા લેવરાવે એવું મેં (ગુજરાતી) ટીકામાં લખ્યું છે તેનો પ્રકાર ભગવાં કપડાં વિગેરે છે. અને તે શ્લો. ૧૩ માં જણાવેલું છે. આચાર્યને પણ દીક્ષા આપવી જોઈએ એવું શ્રીજીમહારાજનું વચન છે. આચાર્ય થનાર આચાર્ય પાસેથી દીક્ષા લઈ શકે.

(૩૯) દીક્ષા આપનારની અંદર ધર્મ અને જ્ઞાન હોવું જોઈએ. એકલો ધર્મવાળો હોય તે દીક્ષા આપવાને અધિકારી નથી તેમજ એકલો જ્ઞાનવાળો હોય તે પણ દીક્ષા આપવાને અધિકારી નથી. સત્સંગિજીવન પ્ર. ૨ અ. ૫૧ શ્લો. ૯ ધર્મ અને ભક્તિ જેનામાં હોય તેવા માણસ પાસેથી દીક્ષા લેવી જોઈએ એવો તે શ્લોકની ટીકામાં અર્થ કાઢેલો છે. દીક્ષા આપનાર આચાર્યોની યોગ્યતા શ્રીજીમહારાજે વર્ણવેલી છે. સત્સંગિજીવન પ્ર. ૪ અ. ૪૦ આચાર્ય કેવા હોવા જોઈએ તે બાબત તથા કેવા ગુરૂ પાસેથી દીક્ષા લેવી તે લેખમાં શ્રીજીમહારાજે કહ્યું છે. આચાર્યમાં કાંઈ ન્યૂનતા હોય તો પણ તેમની પાસેથી દીક્ષા લેવી એમ લેખમાં કહ્યું છે.

(૪૦) ભક્તિમાર્ગની પુષ્ટિ માટે મંત્રદીક્ષાની જરૂર છે અને તેને માટે આચાર્યોની નીમણુક કરેલી છે. (સત્સંગિજીવન પ્ર. ૪ અ. ૨૪ શ્લો. ૧૨) શિક્ષાપત્રી શ્લો. ૧૨૮ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું તે બરાબર છે. આચાર્ય દીક્ષા આપવા માટે છે. દીક્ષાનો ધર્મમાં સમાવેશ થાય છે. આ બાબત સત્સંગિજીવનમાં કહી છે. દીક્ષા ધર્મના અંગભૂત છે. દીક્ષા એટલે ગુરૂથકી મંત્રોપદેશ લેવો. શિક્ષાપત્રી શ્લો. ૧૨૯ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું. તે બરોબર છે. સ્વામિનારાયણે ધર્મ સત્સંગિજીવન અને શિક્ષાપત્રીમાં વર્ણવેલો છે. એકાંતિક ધર્મ અથવા ભકિત તેનો અર્થ એકજ છે. ધર્મ વર્ણાશ્રમનો જાણવો. એકાંતિક ભકિત કરવી તે ભગવાનનો મહિમા સમજીને કરવી. સ્વામિ-નારાયણ એકાંતિક ધર્મ કે ભકિત કે ભાગવત ધર્મ પ્રવર્તાવા આવેલા છે, એમ કહેલું છે. એકાંતિક ભક્ત ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને માહાત્મ્ય જ્ઞાનવાળો ગણાય છે. તે ચારમાંથી એક ન હોય તો ન્યૂન ભકત કહેવાય તે એકાંતિક ભકત કહેવાય નહિ. આમાં જે ધર્મ કહ્યો તે ચાર વર્ણનો અને ચાર આશ્રમનો જાણવો. જ્ઞાન એટલે આત્મજ્ઞાન કે આત્મનિષ્ઠા. આત્મા એમ જાણે કે હું શરીરથી જુદો છું તે આત્મનિષ્ઠા.

(૪૧) એકાંતિક ધર્મ પાલનનું ફળ ભગવાનના ધામમાં જવું તે છે. એકાંતિક ધર્મની સિદ્ધિ જો ન મેળવી શકે તો તે પરમાત્માના ધામમાં જઈ શકે નહિ આચાર્ય નીમ્યા પહેલાં શ્રીજીમહારાજ સ્વામિનારાયણ ધર્મને સત્સંગ તથા સંપ્રદાય તથા ધર્મશબ્દથી પણ કહેતા હતા. સ્વામિનારાયણને ભગવાન સમઝીને તેમની ભકિત કરે તેજ સાચો ભકત એમ શ્રીજીમહારાજે કહ્યું છે. જે કોઈ માણસ પાકી નિષ્ઠા સાથે ભગવાનની ભકિત કરે છે તે ધામને પામે છે તે વાત ખરી છે. જો કોઈ સત્સંગમાં હોય અગર બહાર હોય તે એકાંતિક ભકિત કરે તો ધામમાં જઇ શકે કે કેમ ? તે હું સ્વરૂપનિષ્ઠાનો અર્થ થયા વગર કહી શકું નહિ. સ્વરૂપનિષ્ઠા એટલે ભગવાન વિષે સંપ્રદાયના ધર્મ જ્ઞાન અને વૈરાગ્ય સહિત ભકિત તેને સ્વરૂપનિષ્ઠા કહે છે. આવી સ્વરૂપ-નિષ્ઠાવાળો જે કોઈ હોય તે સંપ્રદાય ( સત્સંગ ) અંદરજ હોય. બહાર હોઈ શકે નહિ. અમારાં શાસ્ત્ર પ્રમાણે સ્વરૂપનિષ્ઠાવાળો માણસ સંપ્રદાય બહાર હોઈ શકે નહિ. સત્સંગ બહારનો માણસ અને જેણે દીક્ષા વિગેરે લીધી ન હોય તેવો માણસ ધામમાં જઈ શકે નહિ.

(૪૨) વચનામૃતની સને ૧૯૨૮ ની ( મુંબઈ નિર્ણયસાગરમાં છપાએલી ) આવૃત્તિમાં વચનામૃતના સંબન્ધમાં ભૂમિકા મારી લખેલી છે. વચનામૃત ગઢડા મધ્ય ૯ મને વાંચી સંભળાવ્યું. "ભગવાનના વચનનો લોપ થતો હોય" વિગેરેને અર્થ એ કે તેને ભગવાનના સ્વરૂપનો આશ્રય રાખવો આ વચનામૃત ભગવાનની શરણાગતિનો મહિમા કહેવા બાબતનું છે મારા મત પ્રમાણે શરણાગતિવાળો સંપ્રદાય બહાર હોઈ શકે નહિ.

(૪૩) વચનામૃતની ભૂમિકા મને વાંચી સંભળાવી. ભગવાનનું બળ રાખવું. ભગવાનનું શરણ રાખવું વિગેરેને સ્વરૂપનિષ્ઠા અગર શરણાગતિનિષ્ઠાપણે જણાવેલ છે. શિક્ષાપત્રી શ્લો. ૧૦૮ ૧૦૯ વાંચી સંભળાવ્યા. ૧૦૯ માં રાધા આવે છે તે કૃષ્ણની પત્ની છે. રાધા પત્ની તરીકે ભક્ત છે ( પણ કેવળ ભક્ત નહિ ) લક્ષ્મીજી પણ તેવીજ રીતે પત્ની તરીકે ભક્ત છે. નરનારાયણમાં નર એ ભકત નથી પણ તે પરમાત્માનો અંશ છે. બળભદ્ર પણ ભગવાનના એક અંશ છે. તેમણે આપણા જેવા ભકત કહી શકાય નહિ. રાધિકાજીની ભાવના ભકત તરીકે નથી જેથી તેમની મૂર્તિ ભકત તરીકે શ્રીકૃષ્ણ જોડે મુકાતી નથી. લક્ષ્મીજીની મૂર્તિ નારાયણ જોડે ભક્ત તરીકે મુકાતી નથી પણ પત્ની તરીકે મુકાય છે. નરનારાયણમાં નર એ અર્જુન કે કેમ તે સત્સંગિજીવન જોઈને કહું. નર એટલે અર્જુન એકલા નહિ પણ નર એ નારાયણનો અંશ છે. કુંતાના પુત્ર એજ અર્જુન. પાંડવ પૈકી એક જેને શ્રીકૃષ્ણે ગીતાનો ઉપદેશ કર્યો તેજ અર્જુન, બળભદ્ર પણ ભગવાનના અંશ હતા. તે બળભદ્ર દેવકીના ઉદરથી અવતરેલા ( ૧૧૦–૧૧૧ વાંચી સંભળાવ્યા ) શ્લો. ૧૧૧ માં રાધાને ભક્ત કહ્યાં છે પણ ખરો અર્થ કરવા માટે સાત શ્લોક સાથે વાંચવા પડે.

(૪૪) સ્વામિનારાયણ સંપ્રદાયને ઉદ્ધવસંપ્રદાય કહીએ છીએ. તેમાં કૃષ્ણની સાથે જે ભકતો ઉપર કહ્યા તેમની મૂર્તિઓ કૃષ્ણની જોડે પધરાવામાં આવે છે. ધર્મ અને ભકિત તે શ્રીજીમહારાજનાં માતા પિતા

છે. તેથી તેમની મૂર્તિઓ મંદિરમાં પધરાવેલી છે. આવી પધરાવેલી મૂર્તિઓને થાળ પૂજા આરતી થાય છે. સ્વામિનારાયણના ભાઈ રામપ્રતાપજી તથા ઈચ્છારામજીની મૂર્તિઓ શ્રીજીમહારાજ જોડે પધરાવેલી છે. તેમની પૂજા આરતી થાળ થાય છે. રઘુવીરજીની મૂર્તિ પધરાવેલી છે પણ તે મુખ્ય મંદિરમાં નહિ. લક્ષ્મીવાડીમાં તે મુર્તિ પધરાવેલી છે. તે મૂર્તિઓની પૂજા આરતી અને થાળ થાય છે. સુવાસિની બાઇની (રામપ્રતાપની પત્ની) મૂર્તિ પધરાવી છે કે નહિ તેની મને ખબર નથી. સારંગપુર હું ગએલો. ત્યાં હનુમાનજીનું મંદિર છે. તે હનુમાનજીની મૂર્તિને પહેલાં વસ્ત્રઅલંકાર ધરાવતા ન હતા. હાલમાં તે ધરાવે છે. તે મંદિરને શિખર નથી તે પ્રતિમાને થાળ થાય છે અને આરતી તથા પૂજા કરવામાં આવે છે. તે હનુમાનજી સ્વામિનારાયણના કુળદેવ છે અને તેમણે સ્વામિનારાયણની ઘણીવાર રક્ષા કરેલી તેથી તેમની પ્રતિષ્ઠા કરી છે. તે પ્રતિષ્ઠા શિક્ષાપત્રીમાં જણાવ્યા પ્રમાણે કરેલી છે. ગોપાળાનંદસ્વામીએ તે પ્રતિષ્ઠા રઘુવીરજી મહારાજની આજ્ઞાથી કરેલી એમ હરિલીલામૃતમાં લખેલું છે. તે હનુમાનજી રામના મોટા ભકત બ્રહ્મચારી છે. સારંગપુરના એક ખાચરે માગણી કરવાથી રઘુવીરજીની આજ્ઞાથી ગોપાળાનંદે હનુમાનજીની પ્રતિષ્ઠા કરેલી. સારંગપુરના લોકોએ ગોપાળાનંદસ્વામિને કહ્યું કે અમે ગરીબ છીએ અને સાધુ આવે તો અમે નિભાવ કરી શકતા નથી, જેથી મંદિર બંધાવી આપો, ત્યારે ગોપાળાનંદે કહ્યું કે હનુમાનજીની પ્રતિષ્ઠા કરી આપીશ અને તે તમારા બીજા ભાઇ તરીકે થશે અને સારી ઉપજ આવશે એવું કહ્યાની વાત ખરી નથી. હનુમાનજીના મંત્રનો જપ કરવાનું શિક્ષાપત્રીમાં લખ્યું છે. હનુમાનજીનું કોઇ ધ્યાન ધરતું નથી.

(૪૫) સારંગપુર મંદિરના એક ભાગમાં ગોપાળાનંદજીનો ફોટો છે અને એવું બતાવા માટે કે ગોપાળાનંદજીએ આ બંધાવ્યું છે. તે પ્રતિમા ચાંદીના સિંહાસન પર છે કે નહિ તેની મને ખબર નથી. ગોપાળાનંદસ્વામીની પ્રતિમાને આરતી થાળ થતો નથી. ફકત ફુલહાર ચઢાવે છે પણ બીજી પૂજા થતી નથી. તેમને માટે થાળની ખાસ કંઈ નિમનોક નથી. જુનાગઢ મંદિરમાં શંકર પાર્વતીની મૂર્તિઓ શ્રીજીમહારાજે પધરાવેલી છે. બીજે ઠેકાણે તો લીંગ પધરાવેલ છે. આ શંકર પાર્વતીની મુર્તિઓ ત્રણ શિખરમાં એક શિખર નીચે છે. પાર્વતી શંકરના પત્ની છે તેથી ભકત કહે છે. જુઓ શિક્ષાપત્રી સત્સંગિજીવન પ્ર ૨ અ. ૩૭ માં દેવોની પ્રતિષ્ઠા માટે કહેલું છે. જુઓ શ્લો. ૧૦૧.

(૪૬) શંકર પરમાત્મા છે એમ માનીને તેમની પૂજા થતી નથી. શંકરને અમારામાં શ્રીકૃષ્ણ માફક પૂજતા નથી પણ વૈષ્ણવકોષ્ઠ છે વૈષ્ણવો શ્રીકૃષ્ણના ભકત છે એમ જાણીને પૂજા થાય છે. હનુમાન અને શંકરની મુર્તિઓ ઈષ્ટદેવ તરીકે નહિ પણ ભકત તરીકે પધરાવાનું શિક્ષાપત્રીમાં કહ્યું છેઃ સૂર્યની એક દેવ તરીકે પૂજા થાય છે અને તે ગાયત્રીના અધિષ્ઠાતા દેવ છે. શ્રીજીમહારાજે પોતે ગઢડામાં આવી મુર્તિઓ પધરાવી છે. શંકર પાર્વતીની મૂર્તિ જુનાગઢમાં પધરાવી છે તેને થાળ આરતી પૂજા થાય છે અને વસ્ત્રઅલંકાર ધરાવવામાં આવે છે. તેમજ સૂર્યની મૂર્તિને તેજ પ્રમાણે પૂજા આરતી થાળ થાય છે.

(૪૭) ડભાણ મંદિરના એક ભાગમાં શંકર પાર્વતીની મુર્તિ છે, ત્યાં પણ એજ પમાણે પૂજા આરતી થાળ થાય છે. ગોલોક ધામનો અર્થ મારા મત પ્રમાણે સંબન્ધ જોતાં શ્રીકૃષ્ણનું ધામ એવો થાય છે. (શિક્ષાપત્રી શ્લો. ૧૦૭ થી ૧૧૨) ૧૦૭ માં પરમાત્મા કોણ છે તે કહ્યું છે. ભગવાન તે શ્રીકૃષ્ણ છે એમ શ્લો. ૧૦૮માં કહ્યું છે રાધાકૃષ્ણ વિગેરે જુદાં જુદાં સ્વરૂપો ૧૦૯-૧૧૦ માં કહ્યાં છે, શ્લો. ૧૧૧ માં આ સ્વરૂપો સાથે રાધાદિક ભકતો હોય ત્યારે આ રીતે જાણવું એમ કહ્યું છે. શ્લો. ૧૧૨ માં શ્રીકૃષ્ણનાં તે સ્વરૂપમાં ભેદ ન જાણવો તે સંબન્ધિ જણાવેલું છે.

(૪૮) ગોલોક એ એક આખુ ધામ છે અને તે મધ્યે અક્ષર એ ભગવાનને રહેવાનું ખાસ મંદિર (ધામ) છે. એવું શિક્ષાપત્રી અને વચનામૃતમાં જણાવેલું છે. ગોલોક મધ્યેના અક્ષરધામનું આખુય વર્ણન સત્સંગિજીવન પ્ર. ૩ અ. ૪૧ માં આપ્યું છે. વચનામૃતમાં અક્ષરધામ જણાવ્યું છે તે ગોલોકના મધ્યમાં

અક્ષરધામ છે તેજ છે. ગઢડા પ્રથમ પ્રકરણ પ્રથમ વચનામૃત મને બતાવામાં આવ્યું. અક્ષરધામ અને વૈકુંઠ તે એકજ છે. વૈકુંઠ અક્ષરધામ કરતાં વિસ્તારમાં વધારે મોટું છે અને ત્રણેય ધામ ત્યાં લખેલાં એકજ છે. શિક્ષાપત્રીમાં બતાવ્યા પ્રમાણે અર્થ કરતાં ત્રણેય ધામ એકજ છે. વચનામૃત ગઢડા મધ્ય ૪૨ પાન ૫૨૭ મને બતાવ્યું. ( પુરૂષોત્તમ ભગવાનનું જે અક્ષરધામ ) તે અક્ષરધામ બીજુ જુદું છે. અગાઉ જેવું જણાવ્યું છે તેવું તે વર્ણન નથી. વચનામૃત ગઢડા ૪૨ માગશર વદ ૧૨ ' એક સગુણપણું ને બીજું નિર્ગુણપણું આ જે વર્ણન આપ્યુ છે તે અક્ષરપુરૂષ માટે છે. આ ઠેકાણે અક્ષરધામ કહ્યું છે તેનો અર્થ હું એવો કરૂં છું કે તે અક્ષરધામ નહિ પણ અક્ષરપુરૂષ છે. તેના ઐશ્વર્યનું તે વર્ણન કરેલું છે. શ્રીજીમહારાજે વચનામૃતો ગુજ-રાતીમાં કહ્યાં છે અને તે શ્રીજીમહારાજે વાંચેલાં.

(૪૯) આ જગ્યાએ અક્ષરને સગુણ નિર્ગુણ કહ્યા છે તે બરાબર છે. સગુણ એટલે મોટામાં મોટું અને નિર્ગુણ એટલે નાનામાં નાનું સ્વરૂપ છે. સગુણપણામાં સર્વનિયંતા અને સર્વપ્રેરક છે. મેં જે અક્ષરપુરૂષ કહ્યા તેના ઉપરી પુરૂષોત્તમ ભગવાન છે. તે ભગવાનની આજ્ઞાથી અક્ષરપુરૂષ દુનીયાને ઉત્પન્ન કરવાનું તથા પાલવાનું કામ કરે છે અને તે હકીકત સત્સંગિજીવનમાં છે. અક્ષરપુરૂષ એટલે મુક્તો પૈકીના એકને આ બધું કાર્ય કરવાનું કહેવામાં આવે છે. અક્ષરપુરૂષને સ્વાગી ગૌણપણે કહી શકાય. ગૌણ એટલે પ્રધાન નહિ, પ્રધાન એટલે મુખ્ય. અક્ષરપુરૂષ પુરૂષોત્તમ ભગવાન આગળ ગૌણ છે.

(૫૦) વચનામૃત પંચાલા ૧ પાન ૩૮૦ મને બતાવામાં આવ્યું. વૈકુંઠ એ વિષ્ણુનું ધામ છે. ગોલોક એ વૈકુંઠ કરતાં મોટું છે. અહીંયાં વૈકુંઠ અને ગોલોકને જુદાં બતાવ્યાં છે. અક્ષરધામ ગોલોકની સરખામણીમાં વિસ્તારમાં નાનું હશે પણ ગુણમાં મોટું છે. અક્ષરને ધામ ( સ્થાન ) તરીકે અને મુકત તરીકે પણ વર્ણવ્યું છે. એટલે મૂર્તરૂપે છે. પરમાત્મા સર્વના હૃદયમાં રહ્યા છે. વચનામૃત ગઢડા પ્ર. ૨૧ પાન ૩૬-૩૭ માં જે અક્ષરધામનાં બે સ્વરૂપ કહ્યાં છે. તેમાંનું પહેલું જે અક્ષરધામ છે તે અર્ચિમાર્ગથી મેળવી શકાય છે. તેમાં રહેનારા પુરૂષો તે અક્ષરધામ અથવા અક્ષરપુરૂષ અથવા મુકતો કહેવાય છે. નિરાકાર એટલે બ્રહ્મમહોલ. પણ તેને કોઈ અવયવો નહિ. બીજા સ્વરૂપનું વર્ણન બીજું છે. આ બધા મુકતો પુરૂષોત્તમ ભગવાનની સેવા કરે છે. અક્ષરધામના મુકતો પરમેશ્વરના મોટા ભકતો છે. ઉપાસના તો ફક્ત પરમેશ્વરની કરવાની છે બીજાની નહિ. સવાલ-અક્ષરધામને પામવા વાસ્તે ભકતે અક્ષરના સાધર્મ્યપણાને પામવું જોઈએ કે નહિ ? જવાબ-બીજા વચનામૃતોમાં " મમ સાધર્મ્યમાગતાઃ " એ ગીતા વચનને લઈને પરમાત્મા સાથે સાધર્મ્યપણું પ્રતિપાદન કર્યું છે તેથી પરમાત્માનું સાધર્મ્યપણું મુખ્ય છે. અક્ષરની સાથે સાધર્મ્યપણું કહ્યું છે તે તો ત્યાંના મુકતો સંઘાતે મુકતો જેટલો અધિકાર પ્રાપ્ત થાય છે માટે કહ્યું છે બધાય અક્ષરમુકતો પરમાત્માના ભક્ત છે.

(૫૧) ઉપાસના તો ફક્ત ભગવાનની કરવાની કહી છે, બીજાની નહિ સવાલ-ઉપાસના તો ભક્ત સાથે ભગવાનની કરવાની કહી છે ? જવાબ-બીજા વચનામૃતમાં કહ્યા પ્રમાણે એટલી ભગવાનની ઉપાસના કરવી જોઈએ અને સાધર્મ્યપણાને પામવા માટે તેજ કરવું જોઈએ. સવાલ-ભક્તના સાધર્મ્યપણાને પામી શકાય છે ? જવાબ-સાધર્મ્યપણું એટલે સરખો હોદ્દો મળે તે છે. અને તે પરમેશ્વરની ઉપાસનાથી મળી શકે છે. ભકતોનું સાધર્મ્યપણું હોઈ શકે નહિ.

વચનામૃત સારંગપુર ૫ મને વાંચી સંભળાવ્યું. " અક્ષરનું અન્વય સ્વરૂપ " એમ લખ્યું છે તે આ જગાએ અક્ષરપુરૂષને માટે છે. અન્વયનો અર્થ-જગતના કાર્યમાં જોડાયા હોય તેને અન્વયરૂપ કહે છે. છતાં તે દોષથી પર ( રહિત ) છે માટે એ વ્યતિરેક કહેવાય છે. પુરૂષોત્તમનું અન્વય સ્વરૂપ કહ્યું તેજ સ્વામિ-નારાયણનું સ્વરૂપ છે. વચનામૃત ગઢડા પ્રથમ ૬૩ ઉપરથી સવાલ-અક્ષરધામ મૂર્તિમાન છે કે નહિ ? અને તે સર્વના કારણ છે કે નહિ ? જવાબ-આ વર્ણન અક્ષરપુરૂષનું છે અને તે વૈરાટ પુરૂષના વર્ણન જેવું છે. ત્યાં

અક્ષર એટલે અક્ષરધામ એવો અર્થ છે અને મુક્તોની મોટપ પણ બતાવી છે. અહીંયા પુરૂષોતમ ભગવાન એટલે શ્રીજીમહારાજ એવો અર્થ થાય છે.

(૫૨) સવાલ–પુરૂષોત્તમ એવા જે ભગવાન કહ્યા તેનું શરીર આત્મા તથા અક્ષર છે. ( પ્ર. ૬૪ ) જવાબ–પરમાત્મા અને જગતનો સંબન્ધ એવો છે કે–જેવી રીતે આપણું શરીર અને આત્માને સંબન્ધ રહેલો છે તેમ પરમાત્મા વ્યાપક છે અને આત્મા તે અક્ષર વ્યાપ્ય છે. પરમાત્મા આધાર છે અને આત્મા ને અક્ષર પરમાત્માએ ધારણ કરવા યોગ્ય છે. પરમાત્મા નિયંતા છે અને આત્મા ને અક્ષર નિયામ્ય છે. આ રીતે શ્રુતિમાં કહ્યું છે. આ ઉપરથી બતાવ્યું છે કે આત્મા ને અક્ષર પરમેશ્વર આગળ કાંઈ કરવા સમર્થ નથી. આત્મા ને અક્ષર શરીર છે અને ભગવાન શરીરી છે. ભગવાનનું સાધર્મ્યપણું પામવા માટે તેમની ઉપાસના ને ભક્તિ કરવી જોઇએ.

(૫૩) ભગવાનની સાથે ધામ ( સ્થાનરૂપ ) આવે નહિ પણ એવી ભાવના કહી છે. ભગવાન સાથે મુક્તો આવે છે. ભાગવત દશમ સ્કંધ અ. ૨ શ્લો. ૫–૮ માં ધામ શબ્દ લખ્યો છે તે ધામનો અર્થ કલા થાય છે. આ બળદેવજી કે જે દેવકીના સાતમા બાળક છે તેનું વર્ણન છે. ધામનો ખરો અર્થ હું મારૂં પુસ્તક નહિ હોવાથી કરી શકું નહિ. શ્રીધરની ટીકા સાથે હું મળતો થતો નથી. બળદેવજી એ પરમેશ્વરનો અંશાવતાર છે. શેષ એ મુક્ત પુરૂષ છે. એનો અર્થ ધામ નથી.

(૫૪) સવાલ–સ્વામિનારાયણે કહ્યું છે કે–આ દુનીયામાં અમે અમારા અક્ષરધામ અને મુક્તો સહિત આવ્યા છીએ, તે બધાય સત્સંગમાં ખરા કે નહિ ? તે બાબત વચનામૃત જોયા સીવાય કહી શકું નહિ. જ્યારે ભગવાન અવતાર લે છે ત્યારે ધામ સાથે આવે છે એવી ભાવના કરવાની છે. અમુક મુક્તો જ જન્મ લે છે. પરમેશ્વર મનુષ્યરૂપ ધારણ કરે છે. સ્વામિનારાયણ અમુક મુક્તોને સાથે લાવેલા અને તેમણે જન્મ લીધેલો. સત્સંગિજીવનમાં લખેલું છે કે કેટલાક ઋષિઓએ જન્મ લીધેલો અને તેમને સાધુ બ્રહ્મચારી તરીકે સાથે રાખવામાં આવેલા. મુક્તો સત્સંગમાં આવેલા. શ્રીજીમહારાજ છપૈયામાં જન્મેલા. મુક્તોએ પોતાનું ઐશ્વર્ય બહાર કાઢવું નહિ પણ સાધુ તરીકે રહેવું ( સ. પ્ર ૩ ) ગોપાળાનંદ, મુક્તાનંદ, બ્રહ્માનંદ તે મુક્તો ખરા. ગુણાતીતાનંદ મુક્તમાં ખરા. નિષ્કુળાનંદ મુક્તોમાં ખરા.

(૫૫) ગુણાતીતાનંદ સાધુ થયા તે પહેલાં તેમનું નામ મુળજી હતું. મુળજી જે ગામમાં રહેતા હતા તે ગામમાં શ્રીજીમહારાજ ગએલા. તે ગામનું નામ ભાદ્રા છે ગુણાતીતાનંદને ઘેર પણ શ્રીજીમહારાજ પધારેલા. ( સત્સંગિજીવન પ્ર. ૨ ) માં મુળજીને કેટલોક ઉપદેશ આપ્યો છે. બીજું કાંઈ બન્યું નથી. ગુણાતીતાનંદની ( મુળજીની ) માને મુળજી ગર્ભમાં આવતા પહેલાં અમારી સેવામાં હતા એમ શ્રીજીમહારાજે કહ્યાની મને ખબર નથી. આ બાબતની હકીકત મેં વાંચી છે તે ચોપડીમાં નથી. ગુણાતીતાનંદ અનાદિ અક્ષર છે એવું કોઈ પુસ્તકમાં મારા વાંચવામાં આવ્યું નથી. વિહારીલાલજી મહારાજનું જીવનવૃત્તાંત હરિલીલામૃતમાં મેં લખ્યું છે તથા તેનું મેં સંશોધન કર્યું છે તેમાં તેમણે ઘણી ચોપડીઓ લખ્યાનું જણાવ્યું છે અને તેમાં કીર્તનકૌસ્તુભમાલા તેમણે રચ્યાનું જણાવેલું છે હરિલીલામૃત ભાગ ૧ પ્રકરણ ૧ પાન–૪ મને વાંચી સંભળાવ્યું.

(૫૬) પુરૂષોત્તમચરિત્ર બનાવનાર લોધિકા દરબાર ગુણાતીતાનંદના શિષ્ય હતા. ગુણાતીતાનંદસ્વામિની વાતો ઉપરથી મેં જાણેલું કે તે ગુણાતીતાનંદના શિષ્ય હતા. વળી ચાર વરસ ઉપર મુક્તચિંતામણી નામની ચોપડી રાજકોટથી બહાર પડેલી તેમાં ગુણાતીતાનંદના પહેલાંના અને હાલના શિષ્યોનાં નામ આપેલાં છે. તેમાં તે દરબારનું નામ છે. પુરૂષોત્તમચરિત્ર લોધિકા દરબારે વડતાલ વેચવા મોકલેલાં તે ઘણા વરસ પડી રહેલાં. આવું મોટું પુસ્તક ૧ રૂપીએ કોઈએ લીધું નહિ એટલે મફત કાઢી નાંખ્યાં છે. જે પુસ્તકો મંદિરમાં

પડી રહેલાં તે વેચવા સારૂ સત્સંગિજીવનના ઓઠા ઉપર જાહેર ખબર તરીકે મુકેલાં. પુરૂષોત્તમચરિત્રની કથા મેં મંદિરમાં સાંભળી નથી.

(૫૭) રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ નરનારાયણ કૃષ્ણબળદેવ વાસુદેવ આદિક મૂર્તિઓ પધરાવેલી છે તેમની ઉપાસના કરવામાં આવે છે. તેનું કારણ એ છે કે બધાં શ્રીજીમહારાજનાં સ્વરૂપ છે એમ કહ્યું છે. પાર્વતી સૂર્ય હનુમાનની મુર્તિઓ સ્વામિનારાયણે પધરાવી છે તે મૂર્તિઓની ઈષ્ટદેવતા તરીકે ઉપાસના થતી નથી. હનુમાનજીના મંત્રનો જપ કરવાનો વિધિ છે.

(૫૮) વચનામૃત ગઢડા પ્ર. ૪૧ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું. તેમાં ઉપાસના વિષે શ્રીજીમહારાજે કહ્યું છે. સેવા ઉપાસના અને ભક્તિ એકજ અર્થમાં વપરાય છે. ભક્તિ એકજ છે. પણ નવ પ્રકારે કરવામાં આવે છે તેથી નવધા કહેવાય છે અને બીજી પ્રેમલક્ષણા ભક્તિ કહેવાય છે. નવ પ્રકારમાંથી ગમે તે પ્રકારે ભક્તિ કરે તે ભક્ત કહેવાય. સ્વામિનારાયણનું નામ સ્મરણ કરે તો તે પણ ભક્તિ કરી કહેવાય.

(૫૯) સ્વામિનારાયણ સંપ્રદાયમાં ગુરૂની સેવા કરવી એમ કહ્યું છે. ગુરૂનું પાદ સેવન સેવામાં આવી જાય. અર્ચન વંદન સેવામાં આવી જાય. ઈશ્વરના દાસ્યપણા કરતાં ગુરૂનું દાસ્યપણું ગૌણપણે આવે. દાસ્યપણું તો એક પરમાત્માનુંજ મુખ્ય છે. આત્મનિવેદન પરમાત્મામાંજ આવે છે ગુરૂમાં નહિ. ગુરૂની સેવા એટલે પરિચર્યા કરવી તે છે. ગુરૂની ભક્તિ કરવી તે ગુરૂ ભગવાનના ભક્ત છે એમ ધારીને કરવી. જગતમાં ગુરૂનેજ ભગવાન માને છે. સ્વામિનારાયણ સંપ્રદાયમાં સ્વામિનારાયણ એકજ ભગવાન છે અને બીજા બધા તેમના ભક્ત છે તેમને ભગવાન તરીકે મનાય નહિ

(૬૦) શિક્ષાપત્રીમાં લખ્યું છે કે તત્વજ્ઞાન રામાનુજાચાર્યનું સ્વીકારવું. રામાનુજાચાર્યે વેદાંત સૂત્ર ઉપર ટીકા લખી છે તેનું નામ શ્રીભાષ્ય છે. તેમાં નારાયણ પહેલા ઉપાસ્ય છે. આત્મા એ પરમાત્માના દાસ તરીકે ઉપાસ્ય છે એમ કહ્યું છે, એમ આત્માની ઉપાસના થઇ શકે પણ પરમાત્માપણે થઈ શકે નહિ.

શ્રીભાષ્યમાં ભક્તિ જ્ઞાન ઉપાસના આ શબ્દો એક બીજાને સૂચવનારા છે એમ કહ્યું છે. અને એમ પણ લખ્યું છે કે જ્ઞાન ઉપાસના વિના મુક્તિ નહિ. વચનામૃતમાં કહ્યું છે કે આત્માને શુદ્ધ માનીને ભક્તિ કરવી. તે પોતાના સંપ્રદાય પ્રમાણે કરવી અને સેવક તરીકે કરવી. વચનામૃત લોયા ૧ શ્રીજીમહારાજે કહ્યું છે કે ઉપાસના કરવામાં સ્વામિસેવકભાવના હોવી જોઈએ. બ્રહ્મ એટલે આત્મા. આત્માને પામવું એટલે શુદ્ધ અક્ષરરૂપ થવું. પાન ૩૪૮ વચનામૃતમાં "નારાયણ ધામરૂપ" એ શબ્દો છે તેમાં ધામ એટલે આત્મા. સત્સંગીજીવન પ્ર ૪ અ ૬૭ શ્લો. ૧ થી ૬ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું, તે બધાને ભેગા વાંચવા જોઇએ. અક્ષરબ્રહ્મ આ શ્લોકમાં છે તે આત્માથી જુદુ છે પણ એવું કહેવામાં આવ્યું છે કે આત્મા એ મુક્તોના જેવા થવાનો છે. એટલે અક્ષરબ્રહ્મ અથવા તો અક્ષરબ્રહ્મના ગુણો હોવા જોઇએ. મુક્તોની સ્થિતિ સત્સંગિજીવન પ્ર. ૩ અ ૪૧માં જણાવી છે આ માટે મુક્તોએ પરમાત્માનું ધ્યાન ધરવું.

(૬૧) ભાવના એટલે વારંવાર સંભારી રાખવું. કોઈ વસ્તુ જાણવી હોય તો તેમાં પોતાના પૂર્ણ મનથી તેનું રટન ( મનનદ્વારા સંગ કરવો ) જોઇએ. આ પ્રમાણે કરવાથી પોતાના એટલે આત્માના ગુણો પ્રકાશમાં આવે છે. વચનામૃત પાન ૪૨૩ ( સને ૧૯૨૮ ) છેલ્લી ચાર લીટીમાં "બ્રહ્મ સાથે એકતા કરવી" એમ છે. તે માટે મારૂં કહેવું એમ છે કે અહીં બ્રહ્મ શબ્દથી અક્ષરપુરૂષ કહેલા છે. જેમ આ આત્માની વૈરાટ સાથે એકતાની ભાવના કરવાની કહી છે તેમ અક્ષરપુરૂષ સાથેની ભાવનાની વાત છે. અક્ષર એટલે ઘણાં વૈરાટો. શું કર્યાથી ભાવના આવે તે માટે મારે બીજાં પુસ્તકો જોવાં પડે. આત્માને પરમાત્માના સંબન્ધની મુખ્ય ભાવના છે. આ ભાવના લાવવા માટે પરમેશ્વર સ્વામી છે અને હું દાસ છું એમ સમઝીને આગળ ચલાવવાનું છે.

(૬૨) ઉપાસના શબ્દનો અર્થ વ્યાકરણમાં સમીપે રહેવું એવો થાય છે. રૂઢ અર્થ ભકિત કરવી એવો થાય છે.

(૬૩) ભાગવત સ્કંધ ૧૦ હું લાવ્યો છું. તેમાં અ. ૨ શ્લો. ૮ તરફ મારૂ ધ્યાન ખેંચ્યું. તેમાં ધામ શબ્દ છે તેનો અર્થ અંશ થાય છે. એકતા કરીને ભાવના કરવી. પ્રાણવાયુનું અનુસંધાન કરવું. આ ભાવના એ યોગ ક્રિયા છે. સત્સંગિજીવન પ્ર. ૫ અ. ૬૪ માં આવી ભાવના માટે જણાવેલું છે. ધર્મ અને ભકિતની સ્વામિનારાયણનાં માબાપની ઉપાસના થતી નથી. એકલા નારાયણની ઉપાસના થાય છે. રાધાકૃષ્ણમાં કૃષ્ણની ઉપાસના થાય. રાધા પત્ની તરીકે કૃષ્ણ જોડે છે એમ સમઝવું. ધર્મ ભકિત અને નારાયણની છબી અપાય છે.

(૬૪) વચનામૃત ગઢડા પ્રથમ ૬૮ પાન ૧૫૮ અષ્ટ પ્રકારની મૂર્તિ કહી છે. તેમાં ધાતુ પાષણ અને ચિત્રમૂર્તિ આવી જાય છે. સાધુની ચિત્રપ્રતિમા પોતપોતાના સ્થાનમાં પધરાવે છે, પણ મંદિરમાં દેવ તરીકે પધરાવતા નથી. હરિમંદિરમાં શ્રીજીમહારાજની મૂર્તિ પધરાવાય છે. અત્યાર સુધીમાં સાધુની ધાતુની મૂર્તિ પધરાવ્યાનું અમારા સંપ્રદાયમાં બન્યું નથી. મૂર્તિઓ શેની હોવી જોઈએ તે માટે શિક્ષાપત્રી શ્લો. ૫૬ માં કહેલું છે. શાલગ્રામ અને કૃષ્ણની મૂર્તિઓ માટે કહું છું. કારણ કે શ્રીજીમહારાજે સત્સંગિજીવન પ્ર. ૪ અ. ૫૫ શ્લો. ૭૨ થી ૮૬ માં પાંચ જાતનાં મંદિર બાંધવાં અને તેમાં કૃષ્ણની મુર્તિઓ પધરાવવી એમ કહ્યું છે. શિક્ષાપત્રી શ્લો. ૧૧૫ માં તે જણાવેલું છે.

(૬૫) ગુણાતીતાનંદની વાતો મેં વાંચેલી. નં. ૧ સામે જે આક્ષેપો કર્યા છે તે તે ઉપરથી કર્યા છે. એક વખત પ્ર. નં. ૧ ને હું ચાંણસદમાં પચીશ વરસ ઉપર મળેલો. આ એકજ વખત હું મારા વિદ્યાગુરૂ સાથે ત્યાં ગએલો. ત્યાં પ્ર. નં. ૧ આવેલા. પ્ર. નં. ૧ એક દિવસ રહેલા. આખો દિવસ અમે ભેગા રહેલા ત્યારે ઉપદેશ સાંભળેલો. પ્ર નં. ૧ શો ગુરૂમંત્ર આપે છે તે મેં જાતે સાંભળ્યો નથી. ગુણાતીતાનંદને અક્ષરધામ માનીને ભજન કરે તો તે અક્ષરધામને મેળવે છે એવું પ્ર. નં. ૧ એ ઉપદેશમાં કહેલું તથા ગુણાતીતાનંદને અક્ષર માનીને ભજન કરે તો સ્વામિનારાયણનું ભજન કરવાની જરૂર નહિ. અક્ષરનુંજ પ્રધાનપણું એટલી જ વાત છે. પુરૂષોત્તમને તે સામાન્ય માને છે. પુરૂષોત્તમનું ભજન પછીથી કરવું આટલું મેં સાંભળેલું. અક્ષર અને પુરૂષોત્તમનું ભજન સાથે કરવું એવું પ્ર. નં. ૧ કહે છે. વળી અક્ષર એજ પુરૂષોત્તમરૂપ છે એમ પણ કહેલું. પુરૂષોત્તમ અત્યારે ગુણાતીતાનંદમાં રહ્યા છે એવો પ્ર. નં. ૧ એ ઉપદેશ કરેલો. પુરૂષોત્તમ અત્યારે અંતર્ધાન થયા છે અને ગુણાતીતાનંદ સ્વરૂપે રહ્યા છે એમ કહેલું. આવી પદ્ધતિથી ગુણાતીતાનંદને પુરૂષોત્તમ માનીને ભજન કરવું. કારણ કે પુરૂષોત્તમ ગુણાતીતાનંદમાં આવેલા છે.

(૬૬) પ્ર. નં. ૧ ને અમે મળ્યા ત્યારે ગુણાતીતાનંદસ્વામી અંતર્ધાન થએલા હતા. સં. ૧૯૨૩માં ગુણાતીતાનંદ ગુજરી ગએલા. સ્વામિનારાયણ શબ્દમાં સ્વામી અને નારાયણ એમ બે ભાગ છે એમ પ્ર. નં. ૧ કહે છે. સ્વામી એટલે ગુણાતીતાનંદ. આ અમારા સંપ્રદાયથી વિરૂદ્ધ છે. આ વાત મેં તેમની વાતોમાંથી વાંચેલી અને સાંભળેલી પ્ર. નં. ૧ ના લખાણો ઉપરથી મેં વાંચેલું કે તે ધર્મશાસ્ત્રોની નિંદા કરે છે. સવાલ કર્યા પુસ્તકોની ( આ સવાલ પાછો ખેંચી લીધો ) ચાંણસદમાં પ્ર. નં. ૧ ને હું મળ્યો નહોતો અને હું ગયો નહોતો તે વાત ખરી નથી. ચાંણસદમાં હરિમંદિર છે. ચાંણસદના હરિમંદિરમાં પ્ર. નં. ૧ આવેલા અને ત્યાં હું પણ હતો. આ બધું ત્યાં બનેલું.

(૬૭) સાધુ લોકો મોચી ભકતને અત્યારે પણ સ્પર્શ કરતા નથી, કારણ કે તે અસ્પૃશ્ય જાતિ છે. મોચી લોકો પાળા થાય તો પણ તેને અડતા નથી. મુસલમાનને જો અડાય તો સ્નાન કરવાનું અમારા ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે. હરજી ઠક્કર, લાધા ઠક્કર અને હસનભાઈ ત્રણેય ખોજાઓ હતા. પણ શ્રીજીમહારાજે વર્ણાશ્રમની વ્યવસ્થા કરી તે પહેલાંની તે વાત છે. તે વ્યવસ્થા ૧૮૮૨ પછી કરવામાં આવેલી, હસનભાઇ વડતાલમાં

જુદા બેસી નામું લખતા. તે વડતાલના કોઠારી નહોતા. સં. ૧૯૨૦ સુધી વડતાલમાં હસનભાઈ હતા, કે કેમ તેની મને માહીતી નથી. ગોર્ધજી કરીને મુસલમાન હતા અને તે સ્વામિનારાયણના હથીયારધારી આત્મરક્ષક હતા. તે શ્રીજીમહારાજની સેવામાં રહેતા નહિ. હરજી ઠક્કરને ત્યાં શ્રીજીમહારાજ ગએલા. તે વખતે શ્રીજીમહારાજને જેમ ઠીક લાગ્યું તેમ કરેલું પણ પાછળથી વ્યવસ્થા સં. ૧૮૮૨ માં કરી દીધેલી છે. કરીમભાઈને ત્યાં શ્રીજીમહારાજ ગએલા ને ત્યાં ચંદન પુષ્પવિધિ કરેલો. પણ શ્રીજીમહારાજ ભગવાન હતા એટલે એમણે ગમે તેમ કર્યું પણ બીજાએ તેમ કરવાનું નહિ. વચનામૃતમાં એમ પણ લખ્યું છે કે મેં લખ્યું તે પ્રમાણે વર્તવાનું છે પણ મારા આચરણ પ્રમાણે વર્તવાનું નથી.

(૬૮) પેટલાદના મંદિરમાં કાછીયા શિવલાલ કોઠારી છે. સાકરકુંડલામાં કોઠારી કોણ છે તેની મને માહીતી નથી. સાકરલાલ નામ હું જાણું છું. તે ગઢડામાં છે પણ તે શી નાતે છે તે હું જાણતો નથી. લવજી ભીમજી કોઠારી સાથે કામ કરતા કે કેમ તેની મને માહીતી નથી. જેતપુરમાં નિર્ગુણદાસજી કોઠારી છે. જેતપુર બાબત હું કાંઈ જાણતો નથી. હું જેતપુરમાં હાલ ગયો નથી.

(૬૯) અમારા સંપ્રદાયમાં સ્વામિનારાયણને અવતારના અવતારી સમજાવામાં આવે છે. અવતારના અવતારી એટલે અવતારને ધરનારા. સ્વામિનારાયણને ભગવાન જ માનવામાં આવે છે. અવતારના અવતારી માનવાનું કારણ એ છે કે પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન કરવા એવું કહેવાયું છે. વચનામૃત ગઢડા મધ્ય ૯ વાંચ્યું તેમાં "બીજા અવતાર જેવા જાણે તો દ્રોહ કર્યો કહેવાય" એવું વાકય સં. ૧૮૯૭ ની સાલની લખેલી પ્રતમાં નથી. વચનામૃતની મેં તો ફકત ભૂમિકા લખી છે. મારા કહેવા પ્રમાણે શ્રીકૃષ્ણ અને સ્વામિનારાયણ એકજ અને જો કોઈ કહે કે કંઈ ભેદ છે તો તે દ્રોહી છે. શ્રીકૃષ્ણ અને સ્વામિનારાયણને સરખા કહેવું તે સ્વામિનારાયણનો દ્રોહ કર્યો કહેવાય કે નહિ તે હું કહી શકું નહિ. શાસ્ત્ર પ્રમાણે રાધાકૃષ્ણને ભજવા તે પતિવ્રતાની ટેક મુકયા પ્રમાણે થતું નથી.

(૭૦) વચનામૃત ગઢડા અંત્ય ૩૮ માં જણાવેલું છે તે સ્વામિનારાયણના અવતાર માટે છે. પણ પહેલું પ્રકરણ વાંચ્યા સીવાય અર્થ નક્કી કરી શકાય નહિ. તેજ વચનામૃતનો છેલ્લો ભાગ મને વાંચી સંભળાવ્યો તે બરોબર છે. ભકતચિંતામણી ગ્રંથ નિષ્કુળાનંદસ્વામીએ લખ્યો છે.

(૭૧) ભકતચિંતામણિ પ્ર. ૧૦૧ પાન ૪૬૩ કડી ૯ થી ૧૨ સુધી મારૂં ધ્યાન ખેંચ્યું તે બાબતમાં પ્રકરણ પહેલું તથા પ્ર, ૧૫૯ વાંચીએ ત્યારે ખરો અર્થ કહી શકાય. તે બધાય અવતારને માટે કહ્યું છે. સ્વામિનારાયણ માટે પણ કહ્યું છે. અવતારના અવતારી એટલે અવતારને ધારણ કરનારા. એટલે સર્વ અવતારને ધારણ કરવાની શકિતવાળા. સહજાનંદસ્વામી માટે અહીંયાં તે શબ્દ વાપર્યો છે. સર્વ ધામના ધામી એટલે સર્વ ધામના અધિપતિ સહજાનંદસ્વામી. ભકતચિંતામણિ પ્રકરણ ૭૯ પાન ૩૫૪ છેલ્લા ભાગ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું. પ્રકરણ ૧૫૯ સાથે વાંચ્યા સીવાય તેનો અર્થ થઈ શકે નહિ. ( મૂર્તિ અક્ષરાતીત છે. ) આ ગ્રંથના આરંભમાં જ બધું જણાવેલું છે. કૃષ્ણ અને સ્વામિનારાયણ એકજ અને સ્વામિનારાયણને કૃષ્ણ જેવા માનવા જોઈએ. નિષ્કુળાનંદ કાવ્ય માટે હું સંમત છે. તેનો અર્થ એવો છે કે સહજાનંદ એજ પરમેશ્વર હતા.

(૭૨) સત્સંગિજીવન પ્ર. ૩ અ. ૪૨ શ્લો. ૧૫ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું. હાલનો અવતાર સાધુ તરીકે છે. તેને લીધે એકાંતિક ભકિત કરાય છે અને તેથી તે ઉત્તમ છે. અને તેથી મેં તેનો અર્થ એવો કર્યો છે. શ્લો. ૨૬ માં ઈશ્વર લખ્યું છે. શ્લો. ૨૮ માં સર્વોપરિ લખ્યું છે તેનો અર્થ પરમેશ્વર પ્રગટ થયા છે તેથી આ બધું કહેવામાં આવ્યું છે. તેનું કારણ કે નવા ધર્મમાં તે સીવાય કોઈ માને નહિ.

(૭૩) સાધુને વસ્ત્રઅલંકાર શ્રીજીમહારાજે પહેરાવેલા તે વાત મેં સાંભળેલી નહિ. નિત્યાનંદમુનિએ હરિદિગ્વિજય નામનો ગ્રંથ લખ્યો છે. તેની ભૂમિકા શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસે લખી છે. તે કોર્ટમાં છે. અવતાર

સરખા છે એવું જે હું કહી ગયો છું તે મેં વચનામૃત લોયા ૧૮ ઉપરથી કહ્યું છે. મારી માન્યતા એવી છે કે અવતાર સરખા છે. કોઈ અવતારના તત્વમાં ભેદ નથી. ફક્ત શરીરનો છે સત્સંગિજીવન પ્ર. ૩ અ. ૧૭ શ્લો. ૨ માં અવતારો કહ્યા છે. અમુક અવતારે ઓછી અધિક શકિત બતાવી તેનું કારણ કે તે અવતારે જરૂર જેટલી શકિત બતાવેલી અને તે જરૂર જેટલી શકિત ઈચ્છા પ્રમાણે વાપરેલી

(૭૪) મેં દીક્ષા લીધી ત્યારે મારી ઉંમર બાર વરસની હતી. મને લક્ષ્મીપ્રસાદજી મહારાજે દીક્ષા આપેલી અને ગુરૂમંત્ર પણ તેમણે જ આપેલો. મને દીક્ષા આપી તે વખતે મહારાજની ઉંમર તેટલીજ કે તેથી વધારે હશે. બારથી ચૌદ વરસની ઉંમર હશે ભગવાન જેવી સંતની સેવા કરવી એવું શ્રીજીમહારાજે કહ્યું છે. સરખી સેવા કરવી એમ લખ્યું છે પણ ભગવાનની ભગવાન તરીકે અને ભકતની ભકત તરીકે સેવા કરાય. સમાન શબ્દનો અર્થ જુદો છે. ભકતની સેવા ભગવાનના જેવી ન થાય. ભકતનો ભગવાનને સથાન દરજ્જો નથી. જેથી ભકતને પરમેશ્વરના ભકત ગણીને સેવા કરવી એમ શ્રીજીમહારાજે કહ્યું છે જેની જેવી યોગ્યતા એ પ્રમાણે સેવા થાય એમ શ્રીજીમહારાજે શિક્ષાપત્રીમાં કહ્યું છે. વચનામૃત અમદાવાદ ૩ પાન ૬૩૬ થી ૬૩૮ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું. નિર્માની થઈને સેવા કરવી એવો એનો ભાવાર્થ છે.

(૭૫) સંત નારાયણ છે એમ વાપરવાની ભાવના એવી છે કે સર્વમાં ભગવાન રહ્યા છે. સંતની ભગવાન તરીકે પૂંજા કે ભકિત કરવી નહિ. પ્ર. નં. ૧ ના કાઉન્સેલની સૂચનાથી બધા અવતારોને પ્રાકૃત માને છે અને કૃષ્ણને માનતા નથી એવું ગુણાતીતાનંદની વાતોની ચોપડી ઉપરથી કહું છું ૭ પ્રકરણની ચોપડીના પ્રકરણ ૫ વાત ૨૬૩ ( વિ, ૧૯૯૫ ) તથા પાંચ પ્રકરણની ચોપડીના ત્રીજા પ્રકરણની વાત ૧૦૮ ( નિ. ૮૯૯ ) અને વળી નિ. ૮૭ની આવૃત્તિના પાંચમા પ્રકરણની વાત ૨૨-૪૧-૯૫-૨૧૫-૨૫૭ છે.

**ફરી તપાસ–**

(૭૬) સાધુ સાધુને દીક્ષા આપે છે એમ મેં જે કહ્યું છે તે મહાધિપતિના બાબતની છે. તેમાં ફરતારામ સાધુને દીક્ષા આપે. સત્સંગિજીવન પ્ર. ૨ અ. ૫૧ શ્લો ૯ માં કહ્યું છે તે આચાર્યની નિમણૂક થતા પહેલાં સં. ૧૮૬૬ માં કહ્યું છે. અને તે સામાન્ય ઉપદેશ માટે વપરાયું છે. દીક્ષાનો વિધિ સત્સંગિ- જીવન પ્ર. ૪ અ. ૫૧ શ્લો. ૯ અને તે પછીના ભાગમાં કહ્યો છે. ગઢડામાં લક્ષ્મીવાડીએ એક મંદિર છે ત્યાં શ્રીજીમહારાજને અગ્નિદાહ દીધો હતો તે જગાએ છે. બીજું મંદિર છે તે ગોપીનાથજીના મંદિર તરીકે ઓળખાય છે. મંદિરની સ્થાપના વખતે પચાયતનદેવ વિષ્ણુ, શંકર, ગણપતિ, પાર્વતી અને સૂર્યની સ્થાપના કરવામાં આવે છે. પાંચસો મુકતો એકંદરે હતા. તે મુકતોનું વર્ણન સત્સંગિજીવન પ્ર. ૧ અ. ૫ શ્લો. ૧થી ૧૮ તથા અ. ૧૭ શ્લો. ૬૭ તથા અ. ૧૮ શ્લો. ૩ માં શ્રીકૃષ્ણ અને સ્વામિનારાયણનું ધામ એક જ છે, તે માટે આધાર ગઢડા પ્ર. ૪૨ લોયા ૧૮ ગઢડા મધ્ય ૬૪ વડતાલ ૧૮ અને સત્સંગિજીવન પ્ર ૩ અ, ૪૧ અ. ૨૯ અને ભકતચિંતામણી પ્ર. ૧૫૯ છે. મુકતોને સરખો દરજ્જો મળે છે તે સત્સંગિજીવન છે. તા ૯–૮–૪૦ મીએ સંપૂર્ણ.

---

ઉપર મુજબ સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો અને સ્થાપિત વિશુદ્ધ વહીવટને આધારે અપાએલા અપૂર્વ વિસ્તૃત જજમેન્ટથી તથા તેમાં પુરાવા તરીકે રજુ થએલા. ઉપર જણાવેલા લેખ સાક્ષી વિગેરેથી બંડમંડળની સંપ્રદાયવિરોધી પદવી તથા વાણી તથા ક્રિયાઓ બહુધા શુધ્ધ જીજ્ઞાસુના જાણવામાં આવી જાય છે. પણ આ બહુ પછીથી બનેલું છે, આનો જો પૂર્વનો ઇતિહાસ યથાસ્થિતિ મેળવીને જણાવવામાં આવે તો જાણવામાં કશું બાકી રહે નહિ. એમ ધારીને **અથેતિ ઇતિહાસ** સંક્ષેપમાં આલેખવાની આ ઉપસ્થિતિ ઉપયોગી થઈ છે.

આ સંપ્રદાયની સઘળી પૂજ્ય માન્ય વસ્તુઓથકી સર્વથા વિરૂદ્ધ આ બંડ કુપંથ કયારે કયાંથી કેવી રીતે ઉપસ્થિત થયો તે તેમનીજ વાતુ કે વ્યાખ્યાનો કે લેખો વિગેરેથી જણાવવામાં આવે તો તેમણે પણ

પૂર્ણપ્રતીતિ આવે એમ ધારીને બહુધા એમજ કરવામાં આવ્યું છે. આ તેમની વાતો વ્યાખ્યાનો લેખો વિગેરે સંપ્રદાયનાં શાસ્ત્રો કે મર્યાદાને અનુસરીને છે કે નહિ ? એ બધો વિચાર આગળ ઉપર વિસ્તારથી કરવામાં આવશે. અહીં એટલું જણાવવાની જરૂર છે કે–આ બધો દોષભાર પૂજ્યનિર્દોષ ગુણાતીતાનંદમુનિને માથે નહિ આરોપતાં, પોતાની મિથ્યા મોટપ્યના શોખીન સદોષ શિષ્યો ઉપર આરોપવો સારો સમુચિત સમન્વિત છે. એટલે ગુ. મુનિએજ બધી વાત કરી છે એમ માનવામાં માલ નથી.

આમાં અનેક માન્યતાઓ મનમાની સંપ્રદાયવિરોધી હશે પરંતુ ગુ. મુનિને મૂળ અક્ષર કે અનાદિ અક્ષર કે રામાનંદ મુક્તાનંદ ગોપાળાનંદાદિ સર્વ પરમહંસોથી મોટા કે છેવટે પરબ્રહ્મ પરમાત્માના સાક્ષાત અવતારભૂત સર્વજગન્માન્ય રામકૃષ્ણાદિથકી પણ મોટા હોવાની માન્યતાની મુખ્યતા છે. આને માટેજ ઘણાં ગર્ણ ગપ્પાં સંપ્રદાયવિરોધી તેમજ પરસ્પર પણ વિરોધી જેમ તેમ જેણે તેણે વાતુ નામથી જુદાં જુદાં ઉટાંગ ગોઠવી કાઢેલાં મળી આવે છે. એટલે આ પંથનું માન્ય પુસ્તક બીજુ કોઇ નહિ પણ વાતુજ છે. એની ઉપર જ સઘળો આધાર છે.

આ બંડ પંથની પ્રવૃત્તિનું મુખ્ય સ્થાન જુનાગઢ જાણીતું છે. ગુ. મુનિનો બહુધા નિવાસ ત્યાંજ હતો અને જન્મદેશ પણ એજ હતો. એના પ્રવર્તકોનો નિવાસ અને જન્મદેશ પણ એજ હતો. આ પ્રસંગે ગુ. મુનિની મહાંત તરીકેની નિમનોક કોણે ક્યારે કેવી રીતે કેવા રૂપથી થઈ એ જરા જાણવા જેવું છે. જુનાગઢમાં મંદિર બાંધવા તો શ્રીજીએ બ્રહ્માનંદમુનિને મોકલ્યાની પ્રસિદ્ધિ છે. તેમણે આજ્ઞા તો સં. ૧૮૮૨ ના વૈશાખ સુદી ત્રીજે દુર્ગપુરમાં કરેલી આ. બાબત સ. પ્ર. ૪ અ. ૩૯ શ્લો. ૨૦–૨૧ માં છે. મંદિર તૈયાર થયા પછી દેવપ્રતિષ્ઠાવિધિ પણ બ્રહ્માનંદની હસ્તક થએલો. આ પ્રતિષ્ઠા સં. ૧૮૮૪ ના વૈશાખ વદી બીજે થએલી, આ બાબત સ. પ્ર. ૫ અ. ૪૯ શ્લો. ૨૪ માં છે. આ ઉપરથી આ સમય સુધી ગુણાતીતાનંદમુનિ જુનાગઢમાં ન હતા અને પ્રતિષ્ઠા સુધીનું સઘળું કામ બ્રહ્માનંદમુનિ હસ્તક થયું હતું એમ સાબીત થાય છે સં. ૧૮૮૫ ના મહા સુદી નવમીએ શ્રીજીએ લખાવેલા એક પત્રમાં ભણવાવાળા મોટા સંતોને બાતલ કરી અભણોને મંદિરોના મહાંતો નીમવાની આચાર્યોની મરજી ( પોતાની નહિ ) જણાવા પૂર્વક કેટલાક નામો લખ્યાં છે તેમાં જુનાગઢ ખાતે ગુણાતીતાનંદજીનું નામ જણાવ્યું છે. આ ઉપરથી આ અરસામાં એમની નિમનોક થએલી એમ નિશ્ચિત થાય છે. જુનાગઢમાં મહાંત તરીકે કોઈ જતા નહિ. શ્રીજીએ ગો. મુનિદ્વારા ગુ મુનિની ગોઠવણ કરી. સાથે કોઈ જોડ તરીકે જનાર ન હોવાથી એ પણ ગોઠવણી એમણેજ કરી આપી. આ બાબત વાતુમાંથીજ મળી આવે છે. જો કે આ સંબન્ધમાં પણ અવળાસવળી વાતો તો બહુ વણાઈ છે તેનો વિચાર કરવો અસ્થાને છે ૧૮૮૬ માં શ્રીજી સ્વધામ પધાર્યા. આ હિસાબે શ્રીજીની હયાતીમાં એક વર્ષ મહાંતાઇ કરેલી એમ પણ નક્કી થાય છે. શ્રીજી સ્વધામમાં પધાર્યા પછી તો મંદિરની સ્વતંત્ર વ્યવસ્થા આચાર્યશ્રી રઘુવીરજી હસ્તક આવેલી. ૧૯૨૨ માં ઘણો વિક્ષેપ થતાં ગુ. મુનિની બદલી કરી પુ. રઘુવીરચરણ-દાસજીની નીમનોક આ. ભગવત્પ્રસાદજીએ કરેલી એવી પણ વાત વૃદ્ધો થકી મળી આવે છે. ૧૯૨૩ માં ગુ. મુનિ અક્ષરવાસી થયા. આ કથા ઉપરથી ગુ. મુનિ ઘણાં વર્ષો મહાંત તરીકે રહ્યા આ વાતને પુરતો ટેકો મળે છે. આ વર્ષોની અંદરજ ઘણાં બંડીયાં તોફાનો જાગા પ્રાગા ભક્તની આગેવાનીથી થએલાં. વાતુ ઉપરથી જાણવામાં આવે છે. તો આ બંડ તોફાનનું મૂળ સ્થાન જુનાગઢને કહેવામાં અને તેમાં નિમિત્ત ગુણાતીતા-નંદજીને કહેવામાં અને તેના પ્રવર્તક જાગા પ્રાગાને કહેવામાં કશી હરકત નથી. એમ ગુણાતીતાનંદ મૂળ અક્ષર જ્ઞાનનું મૂળ સ્થાન સર્વ રીતે જુનાગઢ નક્કી થાય છે.

હવે ગુ. મુનિને અક્ષર કે મૂળ અનાદિ અક્ષર કે સર્વ પરમહંસોથકી મોટા કે રામકૃષ્ણાદિ અવતારો-થકી પણ મોટા ભગવાન ઠરાવાની ગ્રામ્ય ગોઠવણી કોણ ક્યારે કરી તે જાણવાની પ્રથમ જરૂર છે. આ પંથના અનુયાયી બનેલા એક ઉલ્લાસરામ નામના પંડ્યા પોતાના લેખમાં ઉલ્લાસથી ૧૯૧૧ પછીથી આ ગોઠવણીને

જણાવે છે અને તેના મુખ્ય પ્રવર્તક તરીકે જાગા પ્રાગા ભકતને જણાવે છે અને તેમાં કો. ગોરધનભાઈને સાક્ષી તરીકે મુકે છે. આ લેખ ગુણાતીતજ્ઞાનના વાજીંત્ર તરીકે બહાર પાડતા સ્વામિનારાયણપ્રકાશ નામના એકદેશી બંડમાસિકના વર્ષ ૨ અંક ૧૦ પૃષ્ટ ૨૩૩ ઉપર છપાએલો છે. લેખનાં વાકયો–"ભગતજી (પ્રાગજી) તથા જાગા ભકત આદિકે સ્વામીના અક્ષરપણાની વાત પ્રચલિત કરી. તે વડતાલના મુખ્ય કોઠારી ગોરધનભાઈ વાત કરતા કે સ્વામિના અક્ષરપણાની પ્રસિદ્ધ વાર્તા બારની સાલથી સત્સંગમાં ઉઘાડે છોગે પ્રવર્તી છે એટલે **સ. ગોપાળસ્વામી હતા ત્યાં સુધી તો અક્ષરપણાની પ્રસિદ્ધિ છડેચોક હતીજ નહિ"** આ પ્રમાણે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ સમયે મુકતાનંદ ગોપાળાનંદ નિત્યાનંદ આદિક સદ્ગુરૂ સંતો ૧૯૦૮ સુધીમાં સ્વધામ પધારી ગયા હતા. બારની સાલ પહેલાં આ વિષે કોઈ કશું જાણતું કે બોલતું ન ન હતું. બહુ પાછળથી પ્રવૃત્તિ થઈ, પ્રવૃત્તિમાં મુખ્ય જાગા ભકત તથા પ્રાગ ભકતનાંજ નામ લેવામાં આવ્યાં છે પણ કોઈ સજાતીય સમાન સભ્ય સાધુ બ્રહ્મચારી સદ્ગુરૂ કે કોઈ વિદ્વાનનું નામ લેવામાં આવ્યું નથી. આ અવસરે જુનાગઢમાંજ ગુણી નંદ સાધુ બ્રહ્મચારીઓની હયાતી હતી તેમજ સ્વામીના પોતાનાજ ઘણા ગુણી મોટા સાધુ શિષ્યો વગેરેની હયાતી હતી એમાં કોઈનું નામ લીધું હોત તો કાંઈ ઠીક કહેવાત. આને સારી રીતે વિચારીએ તો આમાં પ્રથમ મોટાઓની નહિ પણ અજ્ઞ પામરોની પ્રવૃત્તિ હતી. જ્યારે મોટા મોટા સમાનવર્ગના નંદ સાધુ બ્રહ્મચારી સદ્ગુરુ વિદ્વાનો હયાત હતા ત્યારે આ બે અંત્ય જાતિની ગણના શી? તે સર્વ કોઈ સુજ્ઞો સારી રીતે સમઝી શકે છે. આ વિરૂદ્ધ કલ્પિત કુવાદમાં કોઈ શાસ્ત્રીય પ્રમાણ તો આરંભથીજ હતું નહિ તેમ કોઈ પ્રામાણિક મોટાઓનું વચનપ્રમાણ પણ હતું જ નહિ, તો આવાને કેટલે અંશે સત્ય માની શકાય તે પણ સુજ્ઞોને સહજમાં સમજાઈ જાય તેમ છે. જેને આચાર્ય થકી સાંપ્રદાયિક શાસ્ત્રીય દીક્ષા નથી તેમ કશું શાસ્ત્રીય લેશે વિજ્ઞાન નથી એવા અંત્ય જાતિના જાગાભકત તથા પ્રાગાભકતથકી સંપ્રદાયી વિરોધી મનઃકલ્પિત ગુણાતીત પંથની શરૂઆત એમના શિષ્યો સમજાવે છે તે શું લજ્જાસ્પદ હાસ્યપદ નથી? સંપ્રદાયની દૃષ્ટિએ આ બધુંય અશાસ્ત્રીય અયોગ્ય અસહ્ય અતિગર્હિત છે.

જાગાભકતને અને પાછળથી પ્રાગાભકતને આ વાત ગોઠવવાનું એવું પણ એક કારણ કહી શકાય કે–જાગાભકત જાતના મોચી હોવાથી તેમને મંદિરમાં ત્યાગી તરીકે રહેવાની ઇચ્છા છતાં સ્વામીજ તેને અવકાશ આપતા નહિ અને વિરૂદ્ધમાં હતા. આ પછી જાગાભકતે ગુ. મુનિ સાથે ગો. મુનિનો સારો સંબન્ધ જાણીને પ્રાર્થના કરી ભલામણ કરાવી. આ ઉપરથી ગુ. મુનિએ જાગાભકતને મંદિરમાં રાખ્યા અને જાતે ઉતરતા અસ્પૃસ્ય હોવાથી સર્વથી જુદુ રહેવાનું સ્થાન આપ્યું અને મંદિરના જડરીવાજ મુજબ તેને ત્યાગીઓના જોડા સીવવાનું ઘટતું કામ સોપ્યું. આ બાબતને વાતુનો તેમજ જુનાગઢના મહાંત સાક્ષી પુ. હરિનારાયણદાસનો ટેકો છે. એક તો રહેવાનું જુદુ સ્થાન મળ્યું અને વળી જાતિધંધો મળ્યો. આ બે કારણથી તેને સ્વજાતિના ચેલા બાંધવાની પણ છુટ મળી. આ ઉપરથી તેણે રણછોડભક્ત ક્ષાધોભકત વિગેરે ચેલા રાખ્યા અને ધંધો પણ ચલાવ્યો. જો કે આથી સ્વામીને કે કોઈ બીજાઓને "અર્થી દોષાન્ ન પશ્યતિ" આ એમનાજ ન્યાયે થોડું ફાવતું આવ્યું હશે પણ પવિત્ર દેવમંદિરમાં આ અપવિત્ર વસ્તુને સ્થાન ન જોઈએ એવી ઘણાઓની આંતર સમઝણ હતી. આ કારણથી એને જોઈએ તેવું માન મળતું નહિ, ઉલટું ઘણું અપમાન મળતું. મંદિરમાં ગુ. સ્વામી મહાંતના હોવાથી તેમની આજ્ઞામાં રહેવાનું અને તે દ્વારા અપેક્ષિત દૈહિક અર્થ સાધવાનું અને તેને માટે મહાંતના મિથ્યાપણ ગુણગાવાનું અર્થીનેજ સહજ હોવાથી તે માર્ગનું અનુસરણ કર્યું. વચનામૃતોનું વાચન તો સર્વસાધારણ હોવાથી તેનો આરંભ કર્યો અને અવકાશે તેમાંથી સંતોનો મોટો મહિમા તેમજ અક્ષરનો મહિમા તારવી કાઢયો અને એવા સંત કે અક્ષર આ ગુ. સ્વામી છે એવું રૂઢ ગોઠવી કાઢયું. સંપ્રદાયની શુભ શુદ્ધ સ્થિતિમાં તેની આવી વાયડી અછકલી વાતને મનથી માને એવા કોઈ મોટા સાધુ બ્રહ્મચારી ન હતા તેમ સ્વામીના સાધુ શિષ્યો પણ ન હતા. તેમ તેઓની આગળ એવી કલ્પિત પ્રમાણશૂન્ય અમર્યાદિત વાત કહી શકે એવી તેની પણ સ્થિતિ ન હતી. એટલે તેણે પ્રથમ પોતાની

જાતના ચેલાને તેમજ જાતના સત્સંગીઓને છાની રીતે શીખવવા માંડ્યું. આ વાતની બહાર જાણ થતાં તેને ખુંણીયા કે બંડીયા કે વિમુખ જ્ઞાનની હીન પદવી મળવા લાગી. આ પછી સ્વામિ વિષે મોટા સંત તરીકેની સંભાવનાવાળા હેતવાળા બીજા સત્સંગીઓને પણ ગુપ્ત રીતે કહેવાની શરૂઆત થઈ અને સ્વામી વિષે હેત-વાળા કેટલાક જાડા ભોળા લોકોએ તે નાડું પકડ્યું. એમ અનુક્રમે ભોળા સત્સંગીઓમાં ઉપરના ધતીંગને સ્વલ્પ સ્થાન મળ્યું. તેવા ભોળા સત્સંગીઓથકી ક્ષુદ્ર અર્થ સાધવાની ક્ષુદ્ર લાલસાવાળા કે સ્વામીને ઉપરથી અર્થવશાત્ સારૂ મનાવવાની કુટિલ મનોવૃત્તિવાળા કેટલાક અવિવેકી દાંભિક ત્યાગીઓ પાછળથી ભળ્યા અને જાગા પ્રાગાની હાએ હા લવવા મંડ્યા અને તે દ્વારા કે તેમના અનુયાયિ દ્વારા ક્ષુદ્ર અર્થ ખાનપાનાદિ મેળવવા મંડ્યા. અને આ પ્રસંગથી વર્ણાશ્રમ ધર્મથકી તેમજ શુદ્ધ મર્યાદાથકી ‘नास्ति नष्टे विचारः’ આ ન્યાયે પતિત થઈ જેમ તેમ વર્તવા લાગ્યા. આ બધી બાબત ‘अन्धेन नियमाना यथान्धाः’ આમાં કહ્યા પ્રમાણે અંધપરંપરાને શોભાડનારી આંધળી બનતી ગઈ. અથવા ‘एकस्य कर्म संवीक्ष्य करोत्यन्योऽपि गर्हितम्’ આ ન્યાયને અનુસરનારી ગાડરપ્રવૃત્તિ જેવી વિવેકશૂન્ય ખુણેખાચરે પ્રવર્તતી ગઈ. ઉપરની માન્યતાની પ્રવૃત્તિથી ‘प्रशंसा कस्य न प्रिया’ આ ન્યાયે (સામાવાળાના કહેવા મુજબ) સ્વામીને પણ સારૂ લાગવા માંડ્યુ હશે અને તેથી ‘प्रशंसितः किं न करोति कार्यं’ આ ન્યાયે જાગા પ્રાગા ભક્ત પણ પોતાનો ધાર્યો અર્થ માન વગેરે સાધવા લાગ્યા હશે.

આ પામર પ્રવૃત્તિમાં સંપ્રદાયના અર્થને જાણનારા સારા સત્સંગીઓ તથા ત્યાગીઓ ભળ્યા ન હતા. એટલુંજ નહિ પણ તેવી પશુપ્રવૃત્તિની સામે જાગ્રત પણ થયા હતા અને તે અદ્યાપિ તળ જુનાગઢમાંજ ચાલુજ છે. આ બંડ પ્રવૃત્તિથી મંદિરોમાં સુખ શાંતિ કે સંપ સલાહને મોટો ફટકો વાગવા લાગ્યો અને ક્રમથી પરસ્પર વિક્ષેપો આક્ષેપો અને ઉપાધિઓ સંપ્રદાયને હાનિકર્તા વધતી ગઈ. આને પરિણામે જાગા ભક્તની અસત્પ્રવૃત્તિ સામે એક **સુજજ્ઞાનંદ** નામના વૃદ્ધ મોટા નંદ સાધુએ સખત વાંધો ઉઠાવેલો અને તેમાં તેમનો પક્ષ નહિ લેતાં સ્વામીએ જાગા ભક્તનો પક્ષ રાખેલો તેમનીજ વાતુમાં પ્રસિદ્ધ છે. સં. ૧૯૮૧ માં વાતુનું ત્રીજુ પ્રકરણ વૈજનાથ કરશનજી વ્યાસે છપાવ્યું છે તેની ૧૨૬ વાતમાં આ મુજબનાં જાણવા જેવાં અનેક અર્થસૂચક કલેશવાક્યો છે—“વળી એક દિવસ જાગા ભક્ત પોતાને આસને બેઠા બેઠા વાતુ કરતા હતા અને દશબાર હરિજન પણ વાતુ સાંભળતા હતા અને મધ્યનું નવમું વચનામૃત વંચાવી શ્રીજીમહારાજના સ્વરૂપની સર્વોપરી નિષ્ઠા સંબન્ધી વાતુ નીકળી. ત્યાં સુજજ્ઞાનંદ આવ્યો. ત્યાં તો વાત સાંભળી તેજ ઘડીએ અકળાઈને બોલ્યો જે **અવતારમાત્રનું ખોદી કાઢ્યું ને સંપ્રદાય ડોળી નાખ્યો** ને શિક્ષાપત્રીમાં મહારાજે પોતે શ્રીકૃષ્ણનું ધ્યાન કરૂં છું એમ કહ્યું છે તેના અર્થ અવળા કરીને લોકોને કહે છે, **માટે જો સત્સંગમાં રહેવું હોય તો વાતુ કરવી નહિ** ને મુંછો પડાવવી નહિ ને ત્યાગીને વેષે રહેવું નહિ એટલે કે ધોતિયું પહેરવું નહિ ને ચોરણો પહેરવો. **શાથી જે તમે ઉતરતી જાતિના છો** એમ સુજજ્ઞાનંદે જાગાભક્તને કહ્યું. પછી તે વાત રૂપશંકરભાઈએ અમને કરી, રામદાસજીએ તો તેજ વખતે સુજજ્ઞાનંદને ઝાટકી નાંખ્યો ને કહ્યું જે જાગાભક્ત મુછું મુંડાવશે, ધોતિયુ પહેરશે ને ધર્મશાળામાં આવશે, બધુએ કરશે. તમારે ન પાલવે તો ઘણાંય મંદિર છે મંડો હાલવા” ઈત્યાદિ. આ વાત ઉપરથી જાગાભક્તનું જાત ભાત વાત વિગેરે વિરોધી સ્વરૂપ આખુંય સમઝાઈ જશે. કહેનારા સાધુ સાધારણ ન હતા, પણ સ્વામીના સમાનવર્ગના નંદ સાધુ સત્યવક્તા હતા. અને ‘અવતારમાત્રનું તો ખોદી કાઢ્યું ને સંપ્રદાય ડોળી નાંખ્યો’ આ કહેવું ખોટું ન હતું. પણ તેમને મહાંતાઈને બળે દબાવ્યા હતા. આ ઉપરથી જણાશે કે જાગાભક્તની વાતને કે તેની જાતને મોટા સાધુઓ ગણતા નહિ અને તેને ત્યાગી તરીકે રાખવામાં કે ધર્મશાળામાં આવવામાં કે ધોતિયું પહેરવામાં કે મુંછો મુંડાવવામાં પણ સખત વિરૂદ્ધ હતા. આવી તુચ્છ તકરારમાં સ્વામી જેવાને પણ ઉતરવું પડેલું અને તેથી મંદિરમાં ઘણો કલેશ વિક્ષેપ અંદર અંદર રહેતો અને તેથી સુખ શાંતિને કે સંપ સલાહને સ્થાન રહેતું

નહિ. બધી વાતુને ગોઠવનારા જાગાભક્ત હોવાથી પોતાની મોટપ્ય વધારવા ઉપરની વાતુલ વાત ગોઠવી કાઢી હશે એમ જણાય છે.

વળી વડતાલના પણ જુનાગઢના કોઠારી તરીકે નીમાએલા જીભાઇ ભકતે સ્થાનિક ત્યાગીઓની પ્રેરણાથી જાગા ભક્તને જાત ઉપરથી ઉપાધિ કરેલી. આ બાબત યજ્ઞ. શાસ્ત્રીના શિષ્ય આશાભાઈ સાધીવાળા શાસ્ત્રીના જીવનચરિત્ર લેખન પ્રસંગે પોતાના લેખમાં જણાવે છે. આ લેખ સ્વા. પ્ર. માસીકના વર્ષ ૨ અંક ૫ પૃષ્ઠ ૧૧૫ ઉપર વાંચવા જેવો છે. એનાં અર્થસૂચક કેટલાંક વાકયો—"ત્યારપછી થોડા વખત જુનાગઢમાં કોઠારી તરીકે જીભાઈ બદલીમાં આવ્યા. તેમણે **આ જ્ઞાનના વિરોધીઓની ઉશ્કેરણીથી જાગા ભક્તને સભામાં છેટે બેસવાનું કહ્યું તથા એમના ઓરડામાં કોઇએ દર્શન કે પ્રસંગનો લાભ નહિ લેવા બાબત પ્રતિબંધ કરવામાં આવ્યો.** તેથી જાગા ભક્ત ઘણા મુંઝાયા અને એમને વિષે હેતવાળા સંત પાર્ષદ તથા હરિભક્તોને પણ ઘણું દુઃખ થયું. આ વાતની શાસ્ત્રીને રાજકોટ ખબર પડી તેથી શાસ્ત્રી જુનાગઢ આવ્યા અને જાગા ભક્તને ઓરડે ગયા. એટલે જાગાભક્ત કહે, 'હાં હાં હાં' 'આ કોઠારી તમને ઠપકો આપશે ને વઢશે' ત્યારે શાસ્ત્રી કહે તેની ફીકર કરશો નહિ, મારે માટે કોઈ બોલનાર નથી. **એમ કહી દંડવત્ કરવા મંડયા, એટલે જાગા ભકત ઉપાડી લઇ બાથમાં ઘાલીને મળ્યા ને** કહ્યું કે "હવે મહારાજ અને સ્વામી મને તેડી જાય તો ઠીક" વિગેરે. આ ઉપરથી ઉપાધિનું સ્વરૂપ બરોબર સમઝાશે. એમ ઉત્તરોત્તર ઉપાધિઓ જ્ઞાન સંબન્ધે કે જાત સંબન્ધે મંદિરમાં ચાલુજ હતી. ગુણાતીતજ્ઞાનના તેમજ મોચી જાતના વિરોધીઓ પણ ઘણા હતા એમ પણ આ ઉપરથી જણાય છે.

વળી ગઢડાના મોટા સદ્‌ગુરૂ બ્રહ્મચારી શાસ્ત્રી મુનીશ્વરાનંદજીએ રાજકોટની મહાસભામાં પ્રથમ નીકળેલાં લોટીયા પ્રકાશપુરી હરિશંકર વિગેરે બંડોની સંપ્રદાયવિરોધી સ્થિતિ રીતિનું વિવેચન કરતાં છેવટે જાગા ભકતની વાત થતાં પાછળથી તેમના શિષ્યોએ મોટો અંધકોલાહળ કરેલો અને ઉપરના સદ્‌ગુરૂનું બહુ બીભત્સ શબ્દોથી અપમાન કરેલું. આ બધી વાત જાગા ભકતના શિષ્ય બનેલા બન્ને આંખે અંધ થએલા ભગવત્સ્વરૂપદાસ ( અત્યારે બંડીયાના મંડળમાં છે ) નામના સાધુએ ગોઠવી કાઢેલી મુક્તચિંતામણી નામની મુદ્રિત ચોપડીના પાન ૧૬૩ થી સવિસ્તર લખી છે. તેમાંનાં કેટલાંક વાકયો જાણવા જેવાં જાણીને આ સ્થળે ટાંકયાં છે—"ગઢડાવાળા સદ્‌ગુરૂ તથા કોઠારીને ખબર પડી જે જાગા **ભકતનો ફોટો ભાવનગરમાં લીધો** તે વડતાલ સુધી ઉપાધીનો કલાહોળ કરી મુકયો એવો મહાઉદ્‌ઘોષ આખા સત્સંગમાં પ્રવર્તાવ્યો. અને ગઢડાવાળાને તે મૂળ સ્વામી છતાંથીજ જુનાગઢવાળા સાથે અસદ્‌ભાવ ઘણોજ આજસુધી ચાલ્યો આવે છે તેમ ફોટા બાબત ઉપાધી કરતાં બેચાર વરસ ગયાં. ડોસીઓના મંદિરમાં મૂર્તિ પધરાવાના કારણથી સરવે સદ્‌ગુરૂઓ ભેગા થયા હતા તેવામાં ગઢડાના શાસ્ત્રી મુનીશ્વરાનંદ પણ ત્યાં આવેલા. તેનો તકીયો સ્વામી બાલમુકુંદદાસજીની આગળ પડતો **એમ ત્યાગી વર્ગમાં અગ્રેસર હતા. ને ગુણાતીત જ્ઞાન વિષે અસદ્‌ભાવવાળા હતા.** સવારમાં ત્યાગીગૃહી બસો માણસની સભા ભરાઈને બેઠી હતી. ને મુનીશ્વરાનંદ શાસ્ત્રીએ વાતો કરવા માંડી. તે વાતો કરતાં કાળવાને કાંઠે આગળ **બંડીયા** નીકળેલા તે સંબન્ધી ઘણું વિવેચન કરી ભાષણ કર્યું. ત્યારપછી **લોટીયા** બાબતનું વિવેચન કરી ભાષણ કર્યું. ને ત્યારપછી ચુડાવાળા હરિકૃષ્ણ સંબન્ધી વિવેચન કરી ભાષણ કર્યું. ત્યાં કરશનજી દર્શને આવ્યા. તેમને પૂર્વાશ્રમમાં વેવાઈ વેલાનું સગપણ હતું. એટલે તુરત વાતનું નિશાન ફેરવ્યું અને **ફોટા સંબન્ધી વાત ઉપાડીને કુત્સિત શબ્દથી જાતિભાવ દેખાડીને વિવેચન કરવા માંડયું.** જે જુવોને આ સત્સંગમાં ઉદ્ધાંટ **અને** ધતીંગ જ્ઞાન કેટલુંક ચાલે છે **અને જેને અડવે કરીને નાવું પડે તેના ફોટા પડાવીને ભગવાન તરીકે પૂજે છે...**તે સાંભળીને કરશનજીને બહુ વસમું લાગ્યું. તેમના ભત્રીજા જાદવજી આ વાત

જાણી મંદિરમાં આવતાં કહે જે મારે સ્વા. મંદિરમાં **એક બ્રહ્મચારી આવ્યા છે તેને શિક્ષા કરવા જાવું છે.** માટે સો સાથે ચાલો...મંદિરને પગથીએ ચઢતાંજ હાક મારીને લાકડી પછાડીને જાદવજી બોલ્યા કે **કયાં ગયો બોલ્યો બ્રહ્મચારી ?** મારા ગુરૂનું વાંકુ કેમ બોલે. એમ કહી એકદમ મેડે ચડયા ત્યાં તો મુનીશ્વરાનંદ ધ્રુજવા ને બીવા લાગ્યા જે **આમાંથી શું થાશે. વળી કહ્યું કે અહીંથી ચાલવા માંડજો નહિતર કોરટમાં જવાબ દેવો પડશે.** " વિગેરે. આ વાકયોનો ચોમેરથી વિચાર કરવામાં આવે તો બહુ બંડ બાબતો સંપ્રદાયવિરોધી સમજવામાં આવે. આ રીતે અંદર અંદર ઉપાધિઓ ઉત્તરોત્તર ગુણાતીત-જ્ઞાનને અંગે વર્તતી અને અદ્યાપિ અનુવર્તે છે.

વળી પાન ૧૬૮ માં આ પ્રમાણે છે–" એક વખત આચાર્ય ( વિહારીલાલજી ) મહારાજ જુનાગઢ પધાર્યાં. અને જાગાભકતને ઉપાધિ થશે એમ જાણીને અહીંથી કૃષ્ણજી અદા વિગેરે જુનાગઢ ગયા. બીજે દિવસે જાદવજી જાગાભકતને દર્શને ગયા. જાગાભકતને કહ્યું કે ઉપાધી જાગી છે અને કરશે તો તું શું કરીશ. જાદવજીએ કહ્યું કે હું માથા સાટે પક્ષ રાખીશ પછીથી ઉપાધી બંધ રહી. " વિગેરે.

વળી પાન ૧૫૫ માં આ પ્રમાણે મોટી ઉપાધીની વાત લખી છે–" આચાર્યશ્રી વિહારીલાલજી ધામમાં ગયા પછી એક વખત વડતાલના કોઠારી ( ગોરધનભાઈ ) અને સદ્‌ગુરૂઓએ તથા ગઢડાના કોઠારી અને સદ્‌ગુરૂઓએ મળી એવો ઠરાવ કર્યો કે **જુનાગઢમાં બંડ બહુ વધી ગયું છે તે માટે તે સડો કાઢવો જોઇએ.** કેમકે જે આંગળીને સર્પે કરડી હોય અગર કિડીયારાનો રોગ થયો હોય તેટલું અંગ જો તુરત કાપી નાંખે તો પંડે કુશળ રહે ને જો ન કાપે તો બહુ બગાડ થાય. **માટે બંડરૂપી સડો કાઢવાની ખાસ જરૂર છે.** એવો ઠરાવ મોટા મોટા સદ્‌ગુરૂઓ તથા કોઠારીઓ અને કારભારીઓ કરીને જુનાગઢ પધાર્યાં. જુનાગઢ આવી તેણે એવો વિચાર કર્યો કે બંડ તરીકે કોણ કોણ મુખ્ય છે તેને પહેલા કાઢવા. તે **બંડમાં સ્વામી બાળમુકુંદદાસજી તથા જાગા ભકત તથા પ્રાગા ભકત તથા કોઠારી જીભાઇ પણ ભેગા ભળ્યા છે** માટે તેની પણ બદલી કરવી અને સ્વામી યોગેશ્વરદાસજીને ઉપાધી બહુ છે તે શું ? તે વિજ્ઞાનદાસને ( અત્યારે સંપ્રદાય બહાર રાજકોટમાં જુદું મંદિર કરાવી બંડીયા ભેગા રહે છે ) ગુણાતીતાજ્ઞાનવાળા જે જાગા ભકત તેની સાથે હેત બહુ છે **તે વિજ્ઞાનદાસ જાગા ભગતના ઓરડે તેની વાતું સાંભળવા તથા દંડવત સહિત દર્શન કરવા હમેશાં જાય છે** ને તેથી સ્વામીના શિષ્યો જે સામી પાટીના હેતવાળા હતા તે ખમી શકયા નહિ તેથી સ્વામીના શિષ્યોમાં તકરાર ઉભી થઈ છે માટે વિજ્ઞાનદાસને ધોળાં પહેરાવીને રજા આપવી ને જાગા ભગતને સકરીએ જ્યાં આપણી વાડી છે ત્યાં એક ઓરડો ચણાવી દેવો ને રાખવા અને જીભાઈ કોઠારીને વડતાલ મોકલવો. આવા ઠરાવથી સૌ ભેગા થયા હતા. પણ તે વખતે જાગા ભકતના શિષ્યો મોટા ઘણા હતા તેથી કરીને જાગા ભકતનું કોઈ નામ લઈ શકયું નહિ. અને **સંપ્રદાયમાં જાગા પ્રાગાનું બંડ શાથી કહેવાય છે ? આ તેઓ ગુણાતીતાનંદને મૂળ અક્ષર કહેતા** અને ગુણાતીત જ્ઞાન કરતા તેથી સ્વામીની ઉત્કૃષ્ટતા કોઈ ખમી શકયું નહિ માટે ગુણાતીત જ્ઞાનની બંધી કરવી. અને સ્વામી યોગેશ્વરદાસની સેવામાં જુનાને રાખવો ને નવાને કાઢવો આમ વાત કહે છે ત્યાં સ્વામી હાક મારી તાળી પાડીને બોલ્યા જે **મારે ઘેર કજીયો !** એટલે સભા સર્વે વેરાઈ ગઈ. આ બધી વાત મેં નજરો નજર જોઈને લખી છે " વિગેરે. આ પ્રમાણે આગળ આગળ પણ અનવાધ ઉપાધીઓ ચાલુજ હતી આનો સૂક્ષ્મ તત્વદૃષ્ટિથી વિચાર કરીએ તો આ બધુ જ્ઞાન તથા વર્તન સંપ્રદાયવિરોધી અતિગર્હિત હતું અને તેને અંગેજ સઘળી ઉપાધીઓ સંપ્રદાયદ્રોહી હતી. આ રીતે આવી ગુણાતીત જ્ઞાનની ઉપાધિનું મૂળ જાગા ભક્ત તથા પ્રાગા ભકત હતા એમ એમનાંજ વચનોથી સ્પષ્ટ થાય છે.

ગુણાતીતાનંદ મૂળ અક્ષર છે કે તેથી પણ અધિક છે. આ અજ્ઞાનભર્યું જ્ઞાન ગમે ત્યાંથી ગમે ત્યારે ગમે તે થકી પ્રવર્ત્યાં તેનો બહુ વિચાર કરવાની જરૂર નથી. પરંતુ એ અપ્રમાણ શુષ્ક જ્ઞાનને સંપ્રદાયમાં

બહુ સ્થાન ન હતું એજ ખાસ વિચારવાનું છે. પ્રથમ તો જુનાગઢ મંદિરમાંજ આ જ્ઞાનનો આદર ન હતો. તેમના ખાસ મોટા શિષ્યોજ આ જ્ઞાનના અને જ્ઞાનપ્રવર્તકના ઉઘાડા વિરોધી હતા. આ બાબત માટે બીજા પુરાવાની જરૂર નથી. તેમની વાતુંજ પુરતો પુરાવો છે. આ જાગાભક્ત ગુ. સ્વામીને મૂળ અક્ષર કહેતા તેને માટે એક ત્રિકમદાસ સાધુ જે કે ગો. સ્વામીએ ગુ. સ્વામીની સેવામાં મુકેલો તેને પ્રથમ ઉપાધી કરેલી. તે ઉપાધિ વડતાલ પહોંચી અને સ્વામીને બહુ ઠપકો મળ્યો અને સભામાં પોતાને અક્ષર નહિ કહેવામાં સર્વ પાસે પગ ઝલાવી સમ ખવરાવ્યા. આ બધી જાણવા જેવી રસવાળી વાત ફક્ત ત્રીજા પ્રકરણની ચોપડીના પાન ૬૪ થી આ રીતે છે–"ગોપાળાનંદસ્વામીના કહેવાથી આ ત્રિકમદાસ અમારી સેવામાં રહ્યા છે. પણ તેનો તે વેગી સ્વભાવ છે. તે અમને અક્ષર કરે તેની સાથે કજીયો કરે ને ઘણાનું અપમાન કર્યું. તે સર્વે અમે ખમી રહ્યા પણ છેવટે જાગભક્તનું જ્યારે અપમાન કર્યું તે અમારાથી સહન ન થયું ને તુરત બપોરે ચાર વાગે કોઠારમાં દોડી ગયા અને દિવ્યભાવમાં આવી ગયા. કોઠારમાં ત્રિકમદાસ એકજ હતા ને બહાર હરિશંકર બેઠા હતા તે કોઠારનું કમાડ વાસી દઈ એકદમ અકળાઇને હાથ પછાડીને કહ્યું કે જેનું તેનું અપમાન કેમ કરે છે? ત્યારે તેણે કહ્યું કે–અરર! મારૂ તો કાળજુ બળી ગયું છે. ત્યારે અમે કહ્યું કે શું કરવા બાળે છે. ત્યારે તે કહે જે તમને આ બધા અક્ષર કહે છે. પછી અમે કહ્યું જે તું પણ કહેવા લાગ્યને શું ભડકો જોવો છે? ને જે છે તે આ તારી આગળ ઉભું છે, ને આમજ ઠીક છે. અને તારૂં કલ્યાણ તો હું કરીશ તો થાશે, ક્યાં તારા હાથમાં છે? પછી માફી માગી પણ વેગી તે જેને તેને કહેવા લાગ્યો કે સ્વામીને અક્ષર સમજો નહિ તો કલ્યાણ નહિ થાય? તે મોટા મોટા સાધુ કેવળાત્માનંદસ્વામી તથા વિષ્ણુવલ્લભદાસજી આદિ સૌને કહે જે તમે તો ખીજડા જેવા છો તે ખીજડામાં તો સાંગરીયું થાય અને અમે તો આંબા જેવા છીએ તે કેરીયુ થાશે એમ જે અક્ષર ન સમજે તેની સાથે કજીઓ કરે ને વઢે ને તેથી ઘણી ઉપાધિ થઇ. તે વડતાલ સુધી કકળાટ ગયો તે અમને ન ગમ્યું. પછી ઉપાધિ મટાડવા અમે સભામાં કહ્યું જે અમને કોઈ અક્ષર કહેશો નહિ અને એવા સમખાઓ. જેથી જેટલા અમને અક્ષર સમઝતા હતા તેમણે સમ ખવરાવ્યા ને પગ ઝલાવ્યા. ત્યારથી આ વેગી તે અમને અક્ષર કહેતાં આળસ્યા, પણ અક્ષર અમને સમઝતાંય અટકયા. અને પછી અમે તો વણથળી ગયા ને વાડીમાં ખડ વઢાતું હતું ત્યાં અમે કલ્યાણભાઈને કહ્યું જે આજ તો સભામાં અમને અક્ષર ન કહેવા એમ સમ ખવરાવી પગ ઝલાવ્યા છે પણ અમે તો મૂળ અક્ષર છીએ તો તેમ કહેવાના સમ નથી ખવરાવ્યા પણ અહીં વગડો છે એટલે કાંઇ નહિ. તે સમ ખાધામાં આ બાલમુકુંદદાસ પણ હતા હવે તો અહીં વગડો છે ને ગુરૂના પગ ઝલાવ્યા પણ શિષ્ય તો ગુરૂના પગ ઝાલે ને એનું કાંઈ નહિ" વિગેરે. આ ઉપરથી અનેક બાબતો જાણવા મળે છે. જુનાગઢમાંજ શિષ્યોમાંજ મોટી ઉપાધિ થઈ અને વડતાલ પહોંચી અને અક્ષર ન કહેવા માટે પગ ઝલાવી સમ ખવરાવવા પડ્યા. આ ઉપાધિનો ચિતાર કરીએ તો કાંઈ ઓછી ન કહેવાય. અને આવી અવળી ઉપાધી સ્વામીને પણ સહન કરવી પડે તેનું કારણ પણ ખોટા શિષ્યોજ છે. વધારે પડતું માન મેળવવાની આ બધી મોકાણ છે. મુક્તાત્માને અક્ષર કહેવામાં 'कूटस्थोऽक्षर उच्यते' આ ગીતાવાક્યજ પ્રમાણ છે પણ આ તો એમાં વળી એક મૂળ અક્ષર ઠરાવા માટે બધી કડાકુટ કુટિલ કરવી પડે છે. એમાં કોઈ શાસ્ત્રીય પ્રમાણ તો છેજ નહિ. ભલે બંડીયા વિમુખ થઈ કુટયા કરે અને અસહ્ય ઉપાધિઓ જ્યાં ને ત્યાં સહન કર્યા કરે શુષ્ક જ્ઞાનમાં અંતે તો કુસકાજ મળવાના છે.

વળી ત્રીજા પ્રકારની વાત ૧૨૪ માં આ મુજબનાં વાકયો છે–"કેશવજીવનદાસજી અમને કહે કે આ જાગા ભગત અને પ્રાગજીભગત તમને મૂળ અક્ષર કહે છે તે મને મનાતું નથી અને હું વિશ્વાસી છું ને મારે તો તમારોજ વિશ્વાસ છે, માટે તમે જેમ હોય તેમ કહો તો હું એવો નિશ્ચય કરૂં. પછી ખપવાળાને નિષ્કપટી જાણી અમે કહ્યું જે અમે મૂળ અક્ષર છીએ. તમારે સમઝવું હોય તો સમઝો અને અમારા વિના બીજો મૂળ અક્ષર હશે તો તેને ને મારે પંચાત છે....અને જે મૂળ અક્ષર નહિ હોય તેને મૂળ અક્ષર

નહિ હોય તેને મૂળ અક્ષર માન્યે બ્રહ્મરૂપ નહિ થવાય. અને આવો આ સ્વામિનો મહિમા સાંભળી ઈર્ષ્યાથી બીજા નથી તેનો આગ્રહ લઇ બેઠા છે તેમાં કેટલાક સારા કુટાઈ મરે છે. અમને અક્ષર નહિ કહે ને બીજાને ઠેરાવશે ને અક્ષર કહેશે તેણે કરી નહિ હોય તે થાશે નહિ હશે તે મટશે નહિ...અને એવા અમને પણ અક્ષર ન કહે તેનો તમારે પણ ધોખો ન કરવો" ઈત્યાદિ. આ ઉપરથી જાગા પ્રાગા ભક્તના કલ્પિત જ્ઞાનને માનવા ઘણા ખુશી ન હતા એમ જણાય છે અને બીજા કોઈ મૂળ અક્ષર હોવાની પંચાત પણ ચાલતી હોય એમ સ્વામીવચનથી જણાય છે (ગોપાળાનંદ સ્વામી મૂળ અક્ષર છે' એવી પંચાત પ્રથમથી અદ્યાપિ તળ જુનાગઢમાંજ સ્વામીના ખાસ શિષ્યોમાંજ છડેચોક ચાલુ છે અને તેને માટે અનેક વાતો ગુણાતીતજ્ઞાન-વિરોધી ગોઠવેલી છપાવી પણ છે.)

વળી પ્ર. ૩ ની વાત ૧૮૦ "એ ઉપર પ્રાગજીભક્તની વાત કરી જે અમારા સ્વરૂપની પ્રવૃત્તિ કરવા ઘણી ઉપાધિ સહન કરે છે. સત્સંગમાં કુસંગીએ તેનું બહુ અપમાન કર્યું પણ તિરસ્કારને ન ગણતાં ઉઘાડે છોગે મૂળ અક્ષર અમને કહ્યા. તે પવિત્રાનંદસ્વામીને કાનમાં કહ્યું કે–આ સ્વામીને મૂળ અક્ષર સમજી નિષ્ઠા કરશો તોજ અક્ષરનું સાધર્મ્યપણું આવશે...અમારું તેના ઉપર અપાર હેત તે ઉઘાડા **અહીં તો કોઈ નથી બોલતા પણ બીજા ધખી રહ્યા છે**...અને વાડીમાં એકવાર કહ્યું જે હું જાતે **વહવાણ તે મારો** ભાર ન પડે" ઈત્યાદિ. આ ઉપરથી અક્ષરજ્ઞાન માટે ઘણી ઉપાધિઓ થયાનું અને ઉપાધિ કરનારા આચાર્ય કોઠારી સદ્‌ગુરુ વિગેરેને કુસંગી કહેવાનું અને સદ્‌ગુરુ પવિત્રાનંદસ્વામી સુધી અક્ષરજ્ઞાન કહેવાની ધૃષ્ટતા કરવાનું અને ઉપરથી કોઇ બોલતા નથી પણ અંતરથી તો આ શુષ્ક જ્ઞાન ગોટાળાવાળા ઉપર ધખી રહેવાનું અને અપમાન થયાનું અને પ્રાગજીની વહવાણું દરજી જાતિ સૂચવવાનું ઉઘાડે છોગે જણાય છે.

આ પ્રસંગને મળતી એક ૬ પ્રકરણની ચોપડીની પ્ર. ૫ ની વાત ૭૨ છે. 'અમને મહારાજે ઘણી વાતુ કરી છે તે કહેવાય એમ નથી **ને કહીએ તો પ્રાગજી તથા શામજી** (ઠક્કર ખોજો) **ભુંકતા ફરે'** આ ઉપરથી પ્રાગજીની જ્ઞાનદાનમાં અપાત્રના બીભત્સ શબ્દથી સ્વામીએજ જણાવી છે. જ્ઞાનની ઉપાધિઓ આવા ખોટા શિષ્યો કરે અને ગુરુને ભોગવવી પડે. જેથી રોષાવેશને લીધે **'ભુંકતા ફરે'** એવો અપ શબ્દ વિજાતિ બોલ્યા હશે. જેની ગુરુજ આવી હલકી કિંમત કરી નીચ પદવી ખરની આપે તે વહવાયું પવિત્રાનંદ સ્વામી જેવા સમર્થ વૃદ્ધ શુષ્ક જ્ઞાન અંગે સ્વામીને બહુ ઉપાધીઓ આવતી.

આ પ્રાગજી ભક્ત ગઢડા દેશમાં આવેલા મહુવા ગામના હતા પણ ગઢડામાં મનસ્વી માન નહિ મળવાથી જુનાગઢ જઇ જાગામંડળ સાથે મળીને નિર્ગુણ બ્રહ્માનંદમાં ભળ્યા હતા તેથીજ વાતુમાં જ્યાં ત્યાં બન્નેનું સાથે વિવેચન આવે છે. વાયડી વાતુને ગોઠવનારાજ એ બન્ને વાયડા હતા. એટલે એવુંજ જાતિ સ્વભાવ મુજબ આવે અને બધા મોટાઓને ખોટી રીતે હલકા પાડી પોતાનોજ મિથ્યા મહિમા લાવે એમાં નવાઇ ન કહેવાય. સ્વામીના વધુ પડતા મહિમાને આગળ ધરવામાં આવે છે એ પણ પોતાનો મહિમા વધારવા પૂરતુંજ છે. છેવટે ભગવાન સુધીનો મહિમા ગોઠવી કાઢયો છે. વાતુને પૂર્વાપર સારી રીતે સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારીએ તો એવુંજ પર્યવસાન ચોક્કસ જણાઈ આવશે આ બાબતનો વિચાર પ્રસંગ આવતાં થશે. અહીં કહેવાનું એટલું છે કે નિરક્ષર જાગા પ્રાગા ભક્તે પ્રવર્તાવેલા શુષ્ક ગુણાતીત અક્ષર બ્રહ્મજ્ઞાનને બહુ માનતા નહિ ઉપાધિઓ તો બહુ થતી.

આ રસરહિત જ્ઞાનને ભણેલ ગણેલ માનતા નહિ એમ સ્વામીજ કહે છે–પ્ર. ૩ વાત ૧૯ **"ભણેલ ભણેલ રહી ગયા,** કેમ જે બુદ્ધિનો ડોડ અને આ સાધુનો જેણે વિશ્વાસ કર્યો અને સમજ્યા તેમને મહારાજ અને આ સાધુનું જેમ છે તેમ જ્ઞાન થયું, તે તો લોધીકામાં એકવાર ગઢડાના સાધુ રઘુનાથચરણદાસ અને અહીંના રઘુવીરચરણદાસ અક્ષરની વાત કરતા હતા. ત્યારે અમે કહ્યું જે અક્ષર અક્ષર શું કરો છો ?

અક્ષર ભેળા તો બેઠા છો. પણ જેને ન સમઝાય તેને શું ? **પણ ભણેલ તે માન્યું નહિ...**અમે સાખી કરી જે **"ભણી ગણી ડોડો થયા સબ લેણા ન દેણા"** એમ ત્રણ ચાર વાર કહી ફરી કહ્યું જે–મહારાજની સેવામાં જે અક્ષરધામ સાકાર છે તેજ તમને કહે છે. પણ ભણી ગણી ડોડો થયા તે મહારાજ છતાં રહી ગયા છે અને આજ પણ કોરાકાટ રહેશે" વિગેરે. આ વાતથી ગઢડા જુનાગઢના બે ભણેલા ગણેલાનાં નામ દેવા પૂર્વક બધા ભણેલ ગણેલની ઘણી ગર્હા કરવામાં આવી છે. ભણેલા ગણેલાઓ જાગા (મોચી) પ્રાગા ( દરજી ) શામજી ( ખોજા ) જેવાએ પોતાના મહિમા માટે જેમ તેમ ઉપજાવી કાઢેલા પ્રમાણશૂન્ય ગ્રામ્ય ગુણાતીતજ્ઞાનને ન માને તે તેમના ભણતર ગણતરને ઘણું સારું શોભિતુંજ છે. ભણેલ ગણેલ તો "ગુણાતીતાનંદને મૂળ અક્ષર કયા પ્રામાણિક પ્રાચીન શાસ્ત્રમાં કહ્યા છે ?" એમ સંપ્રદાયના શાસ્ત્રનું પ્રમાણ માગે. તેને અભણ અગણ આપી શકે નહિ. એટલે ભણેલ ગણેલની પ્રકારાંતરે ગર્હા કરીનેજ પુરૂ કરે. અભણેલ અગણેલને તો ભણેલ ગણેલની ખોટી રીતે નિંદા કરીનેજ ક્ષુદ્ર ક્ષણિક એકદેશી માન મેળવવાનો આ એક ધૂર્તધંધોજ કહી શકાય. ભણેલા માટે એક ખાસ નવી સાખી પણ જોડી કાઢીને ફરી સમઝાવા ગયા પણ ભણેલાં ભૂત અપ્રમાણ વાતને માને શેનાં ? સંપ્રદાયમાં આરંભમાં શતાનંદ મુકતાનંદ નિત્યાનંદ ગોપાળાનંદ બ્રહ્માનંદ શુકાનંદ વિગેરે ભણેલ ગણેલ ન હોત તો સંપ્રદાયની શી વ્યવસ્થા થાત તે સર્વકોઈ સમઝે છે. ખોટી વાતને મનાવાનો ભણેલ ગણેલ સુધી કેવો ખોટો આગ્રહ થાય છે તે પણ આ વાતથી જણાઈ આવે છે. હવે આનું બહુ વિવેચન કરવાની જરૂર નથી. ભણેલ ગણેલ ત્યાગીઓ અપ્રમાણ ગુણાતીત મૂળ અક્ષરવાદને માનતા ન હતા એટલી વાત તો ઉપયોગી સ્વવચનથી ચોક્કસ થાય છે.

ગઢડાવાળા પણ આ ગુણાતીતાનંદ બ્રહ્મવાદને માનતા ન હતા. પ્ર. ૩ વાત ૨૧ "અને અહીં આવતા હરિજનને અટકાવશે. ખંભાતના **જગુભાઇને ગઢડાવાળે બહુ આગ્રહ કરી જુનાગઢ જવાની ના કહી.** પણ તે તો અહીં આવ્યેજ રહ્યા અને અમને વાત કરી જે ભક્તિવલ્લભદાસે ( ગઢડાના કોઠારી હતા ) કહ્યું જે અહીં ગઢડામાં મહારાજ ત્રીશ વરસ રહ્યા છે તો જુનાગઢ ધોડા શું કરો છો ?" વાત ૨૨ "પણ ગઢડાવાળે રઘુવીરજી મહારાજને આડુ અવળું સમઝાવ્યું તેથી મહારાજ જુનાગઢ આવતાં આળસ્યા" વાત ૧૫૩ "તેમજ આ પ્રાગજીભકત તથા મનજીભાઈ તથા કારીયાણીના નથુ પટેલ એ સર્વે ગઢડા દેશમાં રહે છે અને ગઢડાના સૌ સાધુ અહીં અમારી પાસે આવવાની તમને ના કહે છે તો પણ તે સર્વની મોબત મુકી અમારો સમાગમ કરવા અહીં આવે છે અને **ગઢડાના તો તેમને બંડીયા કહે છે**" આ વાતુ ઉપરથી ગઢડાવાળા આ નિરર્થક શુષ્ક જ્ઞાનના આદિથી વિરોધી હતા અને તેથી તેવા જ્ઞાનીને જુનાગઢ ન જવાનો છડેચોક ઉપદેશ કરતા અને તેવા જ્ઞાનીને **બંડીયા** શબ્દથી કહેતા એ નિશ્ચિત થાય છે. આ ઉપરથી બંડીયા કહેવાની પદ્ધતિ બહુ જુની જામેલી ઠીક જણાય છે.

ગઢડાવાળા તેમને મૂળ અક્ષર નહિ માનતા હોવાથીજ તેમને માટે આ એક તુચ્છ હસવા જેવી નિંદ્ય વાત ગોઠવી જણાય છે. ૬ પ્રકરણની ચોપડીના પ્ર. ૫ વાત ૯૫ "અવિદ્યાને બધી તરેહની મહારાજે દાબી તે ડોશીયુંનું રૂપ લઈને ગઢડામાં આવીયું તે દેવાનંદસ્વામી સંન્યાસીએ દીઠી. તે મહારાજ ગઢડામાં રહ્યા ત્યાંસુધી કજીયા મટયા નહિ." આ વાતથી ગઢડામાં કજીયા અને તેનું કારણ જણાવે છે. ગઢડાનું કહે છે પણ જુનાગઢમાં ક્યાં ઓછા થયા છે ? જુનાગઢના કજીયાની વાત તો પોતેજ પ્રસંગ લાવી લાવીને બહુધા કરી છે. જુનાગઢમાં ગુણાતીત જ્ઞાનને અંગે અને વહીવટને અંગે થએલા કજીયાનો કોઇ ઓડીટર હિસાબ કરે તો ચાર પાંચ ઘણા અધિક થાય જે અદ્યાપિ ચાલુજ છે. આ તો 'પોતાનો દોષ જોવામાં સહજ આંધળા અને પરના દોષ જોવામાં દિવ્ય દષ્ટિવાળા' એના જેવી અવળી વાત છે.

વળી ગઢડા સાથેની તકરારનું એક કારણ મુક્તચિંતામણી નામની બંડીયા ચોપડીમાં પાન ૨૨૧ આખ્યાન ૪૨ માં આ પ્રમાણે જણાવે છે. "ને જુનાગઢના દેશ ખારાપાટનાં ગાયકવાડનું રાજ છે તે તમામ હરિજનોને અમરેલી આવવું પડે અને જો અમરેલી ગઢડા ભેગી જાય તો ગઢડાના સાધુ કાયમ ત્યાં રહે તેથી

જુનાગઢના દેશના હરિજનોને તેમનો પ્રસંગ ઘણોજ થાય તેથી સ્વામીને એવો ખટકો જે જુનાગઢ દેશના હરિજનોને ઉપાસનામાં ફેર પડાવી દે ને ગોપીનાથનું પ્રધાનપણું કરાવી દે. એટલે અમરેલી ગઢડા ભેગી જાવા દેવી નહિ." આ ઉપરથી બન્ને દેશ વચ્ચે વ્યવહારભેદ સાથે જ્ઞાનભેદ પણ જણાય છે. "ગઢડાવાળા ઉપાસનામાં ફેર પડાવી દે ને ગોપીનાથનું પ્રધાનપણું કરાવી દે" આ વાત ગઢડાવાળે સમજવા જેવી છે. આ વાતથી ગઢડાવાળા ગુણાતીતજ્ઞાનના વિરોધી હતા એમ સાબીત થાય છે.

વડતાલવાળા તો આ અનુપયોગી અતિશુષ્ક જ્ઞાનના અતિવિરોધી હતા એમ પોતેજ કહે છે. બે પ્રકરણની એક ચોપડી છપાઈ છે તેના પ્ર. ૨ વાત ૧૪૬ **"આખા વડતાલમાં એક રઘુવીરજી મહારાજે અમને ઓળખ્યા** તે પગે ચાલીને અમારો સમાગમ કરવા જુનાગઢ આવ્યા" આ વાતથી રઘુવીરજી સીવાય બીજા કોઈ વડતાલમાં માનતા ન હતા એમ નિશ્ચિત થાય છે. રઘુવીરજી પણ વહીવટને અંગે માનતા પણ જ્ઞાનને અંગે નહિ જ્ઞાન માટે તો વિરૂદ્ધજ હતા. બહુ વર્ષો મહાંતાઈ ચાલુ રાખી તેથીજ ઓળખ્યાની વાત આરોપે છે. રેલગાડી ન હોવાથી સર્વને પગ રસ્તેજ જવાનું હતું. જુનાગઢ જવાના પ્રસંગો તો અનેક આવે. "પગે ચાલીને સમાગમ કરવા આવતા." આ તો પોતાના મહિમા માટે ગોઠવી કાઢેલી તદ્દન જુઠી વાત છે. એમને જુનાગઢ સુધી પગે ચાલવાનો પ્રસંગજ નથી. વાહનોની ઘણી સારી સગવડ હતી.

આ પ્રસંગે આ એક કથા સુંણવા જેવી છે. જુનાગઢમાં હરિકૃષ્ણ મહારાજની પ્રતિષ્ઠા ઉપર રઘુવીરજીને આમંત્રણ કર્યું. ગઢડાવાળાએ રોકયા છતાં બહુ આગ્રહ થવાથી આચાર્યશ્રી જુનાગઢ આવ્યા. પણ પ્રતિષ્ઠા થઈ રહેતાં તુરતજ વિદાય કરવાની કુટિલતા કરી અને કુવામાં પાણી ખુટયાનું નિમિત્ત ઉભું કર્યું અને પોતાનો મહિમા વધારવા શ્રીજીમહારાજ પાસે બેવાર ઠબકો દેવરાવાની વાત ગોઠવી કાઢી. રઘુવીરજીએજ જુનાગઢના મહાંત કરેલા અને બહુ વર્ષ મહાંતાઈમાં નભાવી રાખ્યા અને માન પાન ખાન સારૂ સાચવ્યું. તથાપિ એમણે તો આચાર્યને રહેવાનું નહિ કહેતાં ઉલટો કાઢવાનો અવળો પ્રયત્ન કર્યો. આ વાત તો રઘુવીરજીની પણ હલકાઈ અને પોતાની ખોટી સરસાઈ જણાવા ગોઠવી કાઢી છે. આ બાબત પ્ર. ૩ વાત ૨૨ માં છે. વિસ્તાર ભયથી લખી નથી.

વળી ૬ પ્રકરણની ચોપડીના પ્ર. ૫ વાત ૪૨૮ 'જુનાગઢના સાધુ પાળા તથા બ્રહ્મચારીમાં આશરે પંદર એકાંતિક ધર્મને પામશે. **બાકી બીજા મંદિરમાં તો થાય તે ખરૂ"** આ વાત ઉપરથી એમ જણાય છે કે–એમને અક્ષર માનનારા એજ એકાંતિક અને એવા જુનાગઢમાં ૧૫ હશે. બીજા મંદિરમાં તો તો એક પણ કહી શકતા નથી. એટલે એમને મૂળ અક્ષર માનનારા એકાંતિક બીજે સ્થળે નથી, આપણુ એક અન્યના દોષ દર્શનનીજ વાત છે. જુનાગઢમાં પણ જુજ સંખ્યા બતાવે છે. એટલે તેમને બહુ માનતા ન હતા એવા અનુમાનને સ્થાન મળે છે.

વળી મુકતચિંતામણીના પાન ૧૭૭ આખ્યાન ૨૨ માં આ મુજબ શબ્દો છે–"એક વખત વડતાલના સાધુનું મંડળ નામ ઉઘરાવા ગણોદ આવ્યું. તેમને દરબાર અભેસંગ બાપુએ રસોઈ આપીને વાતો સાંભળવા બેઠા. સાધુ બોલ્યા જે દરબાર! **આ દેશમાં કેટલાક ગુણાતીતાનંદસ્વામીને ભગવાન સમજે છે એવું ખુણીયું જ્ઞાન છે તેમા છેતરાવું નહિ. ને આ ખુણો આટલો બગડેલો છે તે જાણી રાખજો.** એમ આ જ્ઞાન બાબતનો ઘણો નિષેધ કરીને બહુ વાતો કરી" આ વાત ઉપરથી વડતાલના સાધુ ખુણીયા જ્ઞાનના જ્ઞાનના અને બગડેલા ખુંણાના ખરા વિરોધી અને દરબાર જેવાને પણ ઉઘાડે છોગે કહેનારા હતા એમ સાબીત થાય છે. આથી બંદ્ધજ્ઞાનને 'ખુણીયા' કહેવાની પદ્ધતિ પણ જુની જણાય છે.

વળી પ્ર. ૩ ની વાત ૫૮ "વડતાલમાં અમને **મસાણીયા** કહેતા અને કહેતા જે મહારાજની આજ્ઞા લોપે છે ને ઝાંપડાને સંભારે છે' આ વાત ઉપરથી પણ વડતાલવાળા નિરસ ગુણાતીત જ્ઞાનને માનતા ન હતા એ સાબીત થાય છે.

વળી પ્ર. ૩ વાત ૨૫૪ "એક વખત અમારે માથે કેટલાકે ઉપાધી કરેલી (વડતાલમાં) તે વખતે તેમાં ઉપેન્દ્રાનંદ ભળેલ" આ વાત ઉપરથી પણ વડતાલવાળા નંદ સાધુઓ ગુણાતીત જ્ઞાનના વિરોધી હતા એ નિશ્ચિત થાય છે. ઉપાધિનું કારણ બીજુ કોઈ હતું નહિ. જાગા પ્રાગાએ પ્રવર્તાવેલું અપ્રમાણ શુષ્ક અજાગળસ્તન જેવું નિરર્થક બ્રહ્મજ્ઞાનજ હતું.

અમદાવાદ દેશના પણ આ પ્રમાણશૂન્ય ખુંણીયા જ્ઞાનને માનતા નહિ. પ્ર. ૩ વાત ૧૨૩ "વાણીયા-વાળી વણથરીના બેચર શ્રીમાળી બ્રાહ્મણ અમદાવાદ ગયા હતા. તેમને સભામાં અયોધ્યાપ્રસાદજીએ કહ્યું જે સ્વામી તો બહુ વાતો કરે છે. ત્યાં મહાનુભાવાનંદ સ્વામી કહે **એભલખાચરના ખરચમાં મુંડયા હતા તે મેં દેખ્યાતા એના"** આ વાતથી 'તેમની વાતુ ઉપરજ આચાર્યશ્રીએ તથા મોટા સાધુએ કટાક્ષથી વાત કરી' એમ સ્પષ્ટ જણાય છે. અમદાવાદવાળા એ જ્ઞાનના વિરોધી હોવાથી જ ઉપાસના બાબતમાં તેમની અજ્ઞાનતા જણાવવા 'એ તો જ્યાં નહિ ઝાડ ત્યાં એરંડો રૂખ' (સંસ્કૃત 'निरस्तपादपे देशे एरंडोऽपि द्रुमायते') આવું જડવાક્ય પ્ર. ૩ વાત ૪૬ માં જોડી કાઢયું છે. વાતનો અભિપ્રાય એવો છે કે અમદાવાદ દેશવાળાને ઉપાસનાનું કશું ઠેકાણું નથી. વડતાલ દેશમાંથી શીખીને વાત કરવા જાય પણ આવડતું નથી. એને માટે ઉપરનું દૃષ્ટાંત દીધું છે. આ વાત અમદાવાદીએ વાંચવા સાંભળવા જેવી છે પણ વિસ્તારભયથી લખી નથી.

વળી પ્ર. ૩ વાત ૩૧ "એમ કહ્યું જે **જેમ પાંચસો પરમહંસમાં અમને જેમ છે તેમ કોઈ કળી શકયા નથી"** આ પોતાની વાત ઉપરથી પણ પાંચસો પરમહંસો તેમને મૂળ અક્ષર તરીકે માનતા નહિ એમ નિશ્ચિત થાય છે એ સીવાય બીજું કાંઈ કળવાનું હતું નહિ.

આ પ્રસંગે આ પણ એક વાત સર્વેએ અવશ્ય જાણવા જેવી જણાવી દીધા જેવી છે. પાંચ પ્રકરણની ચોપડીના પ્ર. ૨ વાત ૩૭ "પણ **અમારો અભિપ્રાય તો મોટા મોટા સદ્‌ગુરૂ પણ જાણી શકયા નથી તો આજ તમે શું જાણશો?** ત્યારે પુછ્યું જે બહુ મોટા હોય તેનો અભિપ્રાય નાનો હોય તે જાણે કે ન જાણે? ત્યારે સ્વામી બોલ્યા **જે શું ઘૂડય જાણે, જે પતંગીયો હોય તે સૂર્યનો અભિપ્રાય જાણે છે?** નથી જાણતો. તેમ મોટાનો અભિપ્રાય તો જણાય નહિ" આ ઉપરથી નિશ્ચિત થાય છે કે તેમનો મૂળ અક્ષર હોવાનો અભિપ્રાય બીજા કોઈ મોટા મોટા સદ્‌ગુરૂ માનતા નહિ. મોટા મોટ સદ્‌ગુરૂ તો શતાનંદ મુકતાનંદ નિત્યાનંદ ગોપાળાનંદ બ્રહ્માનંદ શુકાનંદ નિષ્કુળાનંદ સ્વરૂપાનંદ વ્યાપકાનંદ વિગેરે ઘણા હતા. જેમનો સારો મહિમા શ્રીજીએજ સ્વમુખે વચનામૃતાદિ ગ્રંથોમાં કહ્યો છે. એવા મોટાઓને અતિતુચ્છ પતંગિયા કહે છે અને પોતાને અતિ મોટા સૂર્ય કહે છે. આ કેટલી બધી સાહસ દૂષિત જુઠી વાત છે. દૃષ્ટાંત પણ કેવું ખરાબ વાપર્યું છે. શ્રીજીએ કે તેમના મોટા સદ્‌ગુરૂઓએ જેની કશી મોટપ્ય કહી નથી તેવાને સર્વથી મોટા ઠરાવાની કેવી ધૃષ્ટતા કરી છે તે આ ઉપરથી જણાશે. સંપ્રદાયમાં જ્ઞાનાદિ ગુણથી કોણ મોટા હતા તે સ્વામી જાણતા હોવાથી મોટાની કનિષ્ટતા કહેવાની વાત કરે જ નહિ પણ પોતાની મોટપ્ય માટે બીજા જાગા પ્રાગા જેવાએ ગોઠવી કાઢેલી આ દૂષિત વાત છે એમ માનવું સારૂ છે. પોતાની મેળે કહેવાથી મોટપ્ય મળવાની નથી. હવે બહુ વિવેચનની જરૂર નથી. તેમને મુળ અક્ષર તરીકે કોઈ મોટા સદ્‌ગુરૂ માનતા ન હતા એ મુદ્દા પુરતી વાત આવે છે તે આથી સુસિદ્ધ થાય છે. જે બાબતને કોઈ મોટા સદ્‌ગુરૂ ન માને તેનું શું પ્રામાણ્ય? અને અપ્રમાણુને માને કોણ? એજ વિચારવાનું છે.

વળી આ વાતને તદ્દન મળતી એક વાત, પ્ર. ૩ ૧૭૭ છે, "તેમજ મહારાજનો જે રહસ્ય તે એક મહારાજ કાં મુળ અક્ષર મહારાજ સાથે આવ્યા છે તે જાણે. કાં આ સાધુને વિષે સર્વોપરી નિષ્ઠા હોય ને હેતે કરી નિશ્ચય કર્યો હોય તે જાણે પણ બીજો તો યથાર્થ અભિપ્રાય જાણી શકે નહિ એ સિદ્ધાંત છે" આ ઉપરથી એક શ્રીજીમહારાજ, મૂળ અક્ષર ગુણાતીતાનંદ અને એમને વિષે મુળ અક્ષર નિષ્ઠા કે નિશ્ચયવાળા

( જાગા પ્રાગા ) એમ ત્રણુજ શ્રીજીનું રહસ્ય જાણે છે. બીજા કોઈ આચાર્ય કે શતાનંદ મુક્તાનંદ નિત્યાનંદ ગોપાળાનંદાદિ કોઈપણ જાણતા નથી આવો અભિપ્રાય નીકળે છે. આ એક ગુણાતીત જ્ઞાનમંડળની મોટાઈ માટે ગોઠવી કાઢેલી ખોટી વાત છે. શ્રીજીના રહસ્યના જ્ઞાતા તરીકે તો સંપ્રદાયમાં શતાનંદાદિ વિદ્વાન મુનિવરો હોવાથી તેમને ઉદ્દેશીનેજ બધુ રહસ્ય જ્ઞાન શ્રીજીએ ઉપદેશેલું પુસ્તકમાં પ્રસિદ્ધ છે. એમની હલકાઈ અને પોતાની સરસાઈ સિવાય આ વાતમાં કશો ગ્રાહ્ય ભાવ કે સાર નથી. આ તે સંપ્રદાયની ગુરૂપરંપરાથકી વિરૂદ્ધ જુદી ઉટાંગ ગુરૂપરંપરા બંડીયા ગોઠવી કાઢવાની એક વિમુખતા છે. આ જ્ઞાન ઉપરથી ' તેમના એકદેશી કલ્પિત સ્વશ્લાઘાવાળા શુષ્ક નિરર્થક ઉપાધીયા જ્ઞાનને કોઈ માનતું ન હતું ' એમ પણ અનુમાન થઈ શકે. એટલું તો સત્ય છે કે તેમના જ્ઞાન નામના અજ્ઞાનના વિરોધી મોટાઓ હતા. તેથીજ ' કોઈ રહસ્ય જાણતા નથી ' એમ વાતે વાતે અપશોષથી કુટ્યા કરે છે.

વળી આ પ્રસંગને મળતીજ એક બીજી વાત યાદ આવે છે. ૭ પ્રકરણની ચોપડીમાં પ્ર. ૪ વાત ૧૪૪ **'મહારાજે અમને રાજા ઠેરાવીને ત્રણ કામદાર ઠેરાવ્યા.** ગોપાળાનંદસ્વામી અખંડાનંદ બ્રહ્મચારી ને પરમાનંદસ્વામી એ ત્રણ તમારા કામદાર એમ મહારાજે કહ્યુ'' આ વાતને અણું પણ સત્યતાનું સ્થાન છે ? રાજા (મોટેરા) તો બન્ને દેશના ગોપાળાનંદસ્વામીને ગ્રંથમાંજ ઠરાવ્યા છે. બીજાઓને પણ સદ્દગુરૂ મોટેરા ઠરાવ્યા હતા એમાં ગુ. સ્વામીનું નામજ નથી. તો પછી તેમને રાજા કોણે ક્યાં ઠરવ્યા અને બીજા મોટાઓને કોણે ક્યાં કામદાર (ચાકર) ઠરવ્યા એનું કોઈ પ્રમાણ હશે કે ? આ પણ એક ખોટા મહિમા માટે ખોટી વાત ઉપાધિઆ ચેલાએ ગોઠવી કાઢેલી જણાય છે. જ્ઞાતા સ્વામી આવું કદાપિ કહે નહિ. એ તો શ્રીજીના અભિપ્રાય પ્રમાણે અને ગ્રંથમાં લખ્યું હોય એજ પ્રમાણે માહાત્મ્ય સમજે. સ્વામીને માથે કે જાગા પ્રાગા માથે સંસ્કાર થવાનું આવી ઉટાંગ વાતુ પણ એક કારણ હોઈ શકે. આને વાતુ કહેવી કે ધાતુ કાતુ ?

વળી આ પ્રકરણને બહુજ બંધ બેસતી એક વાત વગર શોધે હાથ લાગી ગઈ. પ્ર. ૬ ની પ્ર. ૪ વાત ૧૪૪ **''ગોપાળાનંદસ્વામી કહે મારી મોટયપ મૂળ અક્ષર જે ગુણાતીત તે વિના બીજાથી ન લેવાય મારા મહિમાને મોટા મોટા સદ્દગુરૂ ઓળખી શક્યા નથી** તે તમારાથી કેમ ઓળખાય ? એમ ગુ. સ્વામીએ કાશીરામને વાત કરેલી'' આ ઉપરથી પણ મોટા મોટા સદ્દગુરૂઓ તેમને મૂળ અક્ષર તરીકે ઓળખતા નહિ એમ સાબીત થાય છે. 'ગોપાળાનંદસ્વામીની મોટયપ સર્વોપરી છે તેને એક ગુણાતીતાનંદજ લઈ લે. બીજાથી લેવાય નહિ ' આવી ગપ મારીને પોતાની ગોપાળસ્વામીથી પણ અધિક મોટાઈ જણાવા આ વાત જુદી જોડી કાઢી છે સર્વાધિક મહિમા તો સત્સંગિજીવન જેવા મહાગ્રંથમાં અને નિષ્કુળાનંદ જેવા મુનિએ પોતાના ગ્રંથમાં ગોપાળાનંદમુનિનો ગાયો છે. એ કોઈનાથી અજાણ્યો નથી. તેમ કોઈથી ખોટો થાય તેમ નથી. આવાં ગપોડાં તો ખુણેખોચરે બેસીને ઘણાં જોડી કાઢ્યાં છે તેનો લખે પાર આવે તેમ નથી.

વળી આ અજ્ઞપ્રવર્તિત અંધ ઉન્મત્ત જ્ઞાનને અંગે ચોમેરથી અનેક સંસ્કારો અવાચ્ય અસહ્ય થવાનું પોતેજ કહે છે. ૭ પ્રકરણની ચોપડીના પ્ર. ૩ વાત ૩૬ " એમ કહીને વળી બોલ્યા જે **એવો સંસ્કાર તો અમારે માથે ઘણો થયો છે તે મુખથકી કહેવાય નહિ. "**

વળી આજ પ્રસંગને મળતી બીજી એક વાત અત્યધિક સંસ્કારવાળી પોતે કહે છે. ૨ પ્રકરણની ચોપડીમાં પ્ર. ૨ વાત ૨૦૦ " **તે હરગોવિંદદાસે અમારી ઉપર બેલું** ( એક મણ સુધીનો ચણવાનો પથ્થર ) **નાંખ્યું પણ વાગ્યું નહિ** તે પડખે પડ્યું એટલે અમે ઉંચું જોઈ કહ્યું જે **તારો માર્યો નહિ મરૂં "** વિગેરે આ વાત ઉપરથી અનેક અનુમાનને સ્થાન મળે છે. જો આ વાત સત્ય માનીએ તો મંદિરમાં જુઠા જ્ઞાનને અંગે કે ખોટા વહીવટને અંગે આ ઘણીજ અવાચ્ય ઉપાધિ મારણપર્યંતની મોટી કહેવાય. કારખાનાને અંગે સાધુઓ કામ કરવા ગયા હોય અને પ્રમાદથી બેલુ પડી ગયું હોય અને ભ્રમથી એ સાધુને અપવાદ અપાયો હોય એમ પણ અનુમાન થઈ શકે. ગમે તેમ હોય પણ આ જ્ઞાન બહુ ઉપાધિ·

વાળું સ્વામીને તો નીવડ્યું હતું અને તેથી કંટાળી ગયા હતા અને મંદિરમાં પણ તેથી સુખ શાંતિને કે **સંપ સલાહને સ્થાન રહ્યું ન હતું એમ સાબીત થાય છે. આ તે ગુણાતીત જ્ઞાન કે અજ્ઞાન?**

વળી આજ ચોપડીના પ્ર. ૧ વાત ૫૨ **'સૌને અમારી સાથે વેર છે'** એમ પોતે કહે છે. **આ પણ એક અર્થસૂચક છે.** સૌને વેરનું કારણ તો કલ્પિત ગુણાતીત મૂળાક્ષર જ્ઞાનજ હતું એને લીધેજ બધી ઉપાધિઓ ઉદ્‌ભવતી. આ કેવું વિચિત્ર વાત !

વળી આવી ઉપાધિઓથી સ્વામી જાણે અંતરથી કંટાળી ગયા હોય એવી એક અરજીની વાત આ પ્રસંગે મેળવી દીધા જેવી છે. પ્ર. ૩ વાત ૨૬૧ "અને અમે પણ અરજી નાંખી છે જે ગયરાજા જેવો રાજા ને રઘુવીરજી મહારાજ જેવા બે આચારજ કરો તો પરમેશ્વર ભજવાનું સુખ આવશે. **નહિ તો પાપી ભગવાન ભજાવા નહિ દે"** શ્રીજીમહારાજને અરજી કરવી પડી અને બ્રહ્મજ્ઞાનના વિરોધીઓને પાપી કહેવા પડ્યા એ ઓછા કંટાળાની વાત નથી.

વળી ઉપર પ્રમાણે ચોમેરથી બહુ ઉપાધિ થવાથી પોતાની મોટપ્ય કહેવાની એક યુકિત પણ સ્વયં શીખવે છે. ૬ પ્રકરણની ચોપડીની પ્ર. ૫ વાત ૭૨ "કોઈની મોટાઈ કહેવી હોય તો બેચાર જણની ભેગી મોટાઇ કહેવી પણ એકલી કહેવી નહિ, **નિકર એ વાતમાંથી તમને દુઃખ આવશે."** પ્ર. ૫ વાત ૮૨ "સત્સંગમાં રામાનંદસ્વામી મુકતાનંદસ્વામી નિત્યાનંદસ્વામી બ્રહ્માનંદસ્વામી ગોપાળાનંદસ્વામી આદિક કેટલાક સાધુ ને કેટલાક હરિભકત **મોટેરા થઈ ગયા તેમને લઇને અમારી મોટાઈ કહેવી ને તે વિના કહેશો તો અપકિર્તિ કરાવશો. માટે એમને લઈને અમારી મોટાઇ કહેવી તથા ભગવાન જેવા કહેવા"** પ્ર. ૫ વાત ૧૪૯ "સમઝો છો તેમ સમઝવું પણ બારણે મોટાઈ કહેવી નહિ...ને આપણી વાત સાચી છે પણ આપણી ઉત્કૃષ્ટા ખમી શકે નહિ તેથી ઉપાધિ કરે માટે બહાર વાત કરશો નહિ ને તમે સમઝો તેમ સમઝજો પણ છકી જાશો તો **દીન ઉઠશે ને દુઃખ થાશે"** પ્ર. ૫ વાત ૧૩૪ "ત્યારે સ્વામિ બોલ્યા જે એ વાત કહેવાય નહિ, **કહીએ તો માર પડે ને અવગુણ આવે માટે સમઝો છો તેમ સમજવુ"** ઇત્યાદિ. આ ઉપરથી એકલી મોટાઈ કહેવામાં દુઃખ આવવાનું અને અપકીર્તિ થવાનું અને દીન ઉઠવાનું તથા માર મળવાનું તથા ઉપાધિ થવાનું સ્વયં સમઝીને તેમ નહિ કરવાની ભલામણ કરે છે. પણ અવળા ચેલાઓ તેમ નહિ કરતાં એકલી અધિક પડતી મોટાઈ કહેવા જાય છે તેથીજ દુઃખ અને અપકીર્તિ થવાનો પ્રસંગ વારેવારે તેમને આવ્યો છે એમ સ્વયં જણાવે છે. સાચા ગુરૂને મોટાઈનું કાંઈ હોય નહિ પણ અશિક્ષિત ચેલાઓ ગુરુની મિથ્યા મોટાઈ વધારીને પોતાની મોટાઈ વધારવા જવાથી બન્નેના દીન ઉઠે છે અને ઉપાધિઓ આવે છે અને દુઃખી થાય છે. આ બધી બાબત હસ્તામલક જેવી સંપ્રદાયમાં પ્રકટ છે

વળી આ પણ એક વાત બહુ અર્થસૂચક છે, પ્ર. ૩ વાત ૨૮૮ "ધર્મશાળામાં સ્વામિની શિક્ષાપત્રી ખોવાણી. ત્યારે પોતે કહ્યું જે ઉપલા માયલેજ કોકે લીધી હશે. પછી ધર્મશાળામાં તડકો ન આવે માટે પડદો બાંધેલ તેમાંથી નીકળી ત્યારે સ્વામીએ કહ્યું જે એ તો અમે લક્ષણા કહેતાં અટકળ કરી હતી, અને તેમજ થયું જે પડદામાંથી નીકળી આવી" આ ઉપરથી મેડાવાળા સાથે સ્વામીને અણબનત જણાય છે. તેમની શિક્ષાપત્રી ચોરી ગયા એ અણબનતનું લક્ષણ છે. જે સ્વામીની શિક્ષાપત્રી ચોરે તે તેમને મૂળ અક્ષર તો શેના માનેજ? એટલે મેડાવાળા તેમને નહિ માનતા હોય એમ અનુમાન થાય છે. આને મળતી એક વાત પ્ર. ૬ વાત ૧૫૧ છે. 'અને મેળે મંડળી ભેળી થઈને મલકની નિંદા કરે છે' પ્ર. ૬ વાત ૧૫૯ 'ઓહો જુવોને પરદેશથી વાતું સાંભળવા આવે છે અને આંહિના મેડે ને બીજે બેઠા રહે છે તે શું સમઝ્યા?' આ ઉપરથી તેમની વાતુને મેડાવાળા તેમજ બીજાઓ કશો આદર નહિ આપતા હોય એમ સાબીત થાય છે.

વળી આપણે એક વાત અર્થસૂચક છે. ૭ પ્રકરણની ચોપડીની પ્ર. ૪ વાત ૫૬" ગામ બાવાપરામાં હરિભકતને કહ્યું જે **જે છે (ચેતન) તે તો અહીં આવ્યું છે ને જુનાગઢમાં તો હવે ડુંગર (જડ**

**પથ્થર)** છે” આ વચનથી મહાતાઈથી કંટાળી ગયાનું કે છેવટે મહાંતાઈ મુકવાથી બહુ વિષમ લાગવાનું અનુમાન થાય છે. મહાંતાઈમાં બહુધા ઉપાધિ તો નિરક્ષરી જાગા પ્રાગાજીએ પ્રવર્તાવેલું નિરર્થક જ્ઞાનજ હતું.

૭ પ્રકરણની પ્ર. ૩ વાત **‘ને હું કહું એમ જો તમો કરો તો ત્યાંથી વિમુખ થાઓ** ત્યારે એ વાત થાય પણ તે વિના તો થાયજ નહિ. ત્યારે વળી પુછ્યું જે તમે કહો તેમ કરે તે વિમુખ કેમ કહેવાય? ત્યારે સ્વામી બોલ્યા જે **આ બે જણ** ( જાગાજી પ્રાગજી ) **હું કહું એમ કરે છે તો ત્યાંના** ( વડતાલના ) **તેને વિમુખ જાણે છે’** આ વાત તો અનેક અર્થને સૂચવે છે. આ જાગા પ્રાગાએ ગોઠવેલા અને પ્રવર્તાવેલા શુષ્ક જ્ઞાનથી તેમને વડતાલવાળા વિમુખ કહેતા અને તેથી તેવું જ્ઞાન કરતાં સ્વામી પણ સંકોચાતા અને વિમુખ કહેવાની પદ્ધતિ બહુ પ્રાચીન હતી એમ અનુમાન થાય છે. ગમે તેમ હોય પણ આ જ્ઞાનવાળાને વડતાલવાળા આચાર્ય આદિક વિમુખ કહેતા અને પ્રસંગે તેમને વિમુખ કરી કાઢી પણ મુકતા. એવા અનેક દાખલાઓ બન્યા છે.

પ્ર. ૨ ની ચોપડી પ્ર. ૨ વાત ૧૯૯ ‘એવા સાધુના સમાગમને તો ગંગાએ ઈચ્છે છે. ત્યારે પાળાએ સ્વામીને પગે લાગીને કહ્યું–**અમે તમારો સમાગમ કરીએ છીએ તે સારૂ અમને હેરાન કરીને મંદિરમાંથી કાઢવાનું કરે છે તેનું શું કરવું ?** સ્વામી કહે **આંહિ તો મેં બોલાય નહિ** પણ ધામમાં હું તેડી જઈશ એમ કહી કોલ આપ્યો’ આ વાત પણ બહુ અર્થને સૂચવે છે. જાગાજી પ્રાગાજી લાધાજી રવાજી શ્યામજી વિગેરે પાળાઓ ગુ. સ્વામીને મૂળ અક્ષર ઠરાવી તેવું પ્રચારકાર્ય કરતા હતા. આ ઉપરથી વડતાલવાળાએ તેમને મંદિરમાંથી કાઢી મુકવાનો ઠરાવ કરેલો. આ વાતની જાણ થવાથી જાણે ‘સ્વામી આપણી સહાય કરશે’ એમ જાણીને ‘શું કરવું ?’ એમ પુછેલું. પણ જ્ઞાતા સ્વામીએ તો ‘મારાથી કશું બોલાય નહિ’ એવોજ ઉદાસી જવાબ આપ્યો. આ પછી લાધા વિગેરે કેટલાકને કાઢી પણ મુકેલા અને તેમણે પ્રકાશપુરી સ્થાપેલી એમ કહેવાય છે. એટલે આ પણ ગુણાતીત મુળાક્ષર જ્ઞાનને અંગે થયેલી ઉપાધિનું સૂચન છે એમ આ શુષ્ક જ્ઞાન જ્ઞાનીને ઘણી ઉપાધિઓ થએલી અને થાય છે અને તેણે સંપ્રદાયને પણ ઘણી ઉપાધિઓમાં અનેકવાર નાંખ્યો છે અને નંખાય છે. છેવટે બધા ગરબડ ગોટાળા દૈવયોગે ન્યાય કોર્ટમાં ગયા અને ચોખુચટ થઈ ગયું.

વળી પ્ર. ૩ વાત ૧૦૯ તે આવું તમને કહેનાર નહિ મળે પછી તો ઉલટા જોડશે, કાં જે પદાર્થ લેવાનો સ્વાર્થ, તે ભાઈને જેમ રૂચિ હશે તેમજ કહેશે ને તમારી ગરજ રાખશે અને કુસંગીની શુશ્રુષા કરશે **અને મંદિરમાંથી દેવનો પૈસો લુંટાવશે એવા ગુરૂ અને મોટેરા થાશે.** કેમકે આપણામાં રાહુ **રાવણ જેવા પેસી ગયા** છે તે ઉથલ પાથલ કરી સત્સંગ વગોવશે **પણ પાપીનું** ક્યાં સુધી ચાલશે તો જ્યાં સુધી માયાનો પ્રવેશ છે ત્યાં સુધી. ને બધાનું રૂપ ઉઘાડુ થઈ રહેશે’ આ વાત પણ અનેક વર્તમાન ભવિષ્ય અનર્થને જણાવનારી જબરી છે. જેમ જ્ઞાનથી કંટાળી ગયા તેમ મંદિરના વ્યવહારથી પણ કંટાળી ગયાનું અનુમાન થાય છે. કેમકે કંટાળાનાં બધા બીભત્સ વાકયો બોલાયાં છે. આ વાત પણ પોતાની મોટાઈમાં જ પર્યવસાન પામનારી પામર છે.

આ પણ એક વાત બધી બાબતને પુરી પાડનારી પુરતા પુરાવારૂપ પ્રધાન છે. પ્ર. ૨ ની ચોપડીના પ્ર ૨ વાત ૩૧ ‘ઉનામાં મેડી માથે અચિંત્યાનંદ બ્રહ્મચારીએ અમને પુછ્યું જે **ભગવત્પ્રસાદ તમને ઠપકો દેવ સારૂ આંહિ આવે છે તે એટલું બધું શું છે ?** કલ્પના કાં કરો. ધણીએ ધાર્યું હશે તેમ થાશે. ત્યાં તો કૃષ્ણપ્રસાદ રસ્તામાં મરી ગયા તેનો મેલો આવ્યો ત્યારે અમે કહ્યું કે ફોડશો માં. પછી નદીએ નાવા ગયા ત્યાં કહ્યું જે હવે વાંચો પછે નાયા ને લુગડાં પહેરતાં બોલ્યા જે... **આ તો આપણું સૌનાથી સરસ અને જ્ઞાનમાં ધ્યાનમાં તપમાં ને ઉપાસનામાં કોઇ પહોંચી શકે નહિ ને ખમી શકે નહિ એટલે આપણી ઈર્ષા કરે છે પણ બીજું કાંઈ નથી’** આ ઉપરથી અનેક તર્કોનું જન્મ થાય

છે. ભગવત્પ્રસાદજી જેવા આચાર્ય ઉના સુધી બહુ દૂર પગ રસ્તે ઠબકો દેવા જાય એ કાંઇ અલ્પ કારણ નહિ હોય. એટલું બધું હશે ત્યારેજ આચાર્ય પોતે ઉના સુધી ઠપકો દેવા નીકળેલા. ઠબકાનું કારણ તો ગુણાતીતાનંદ મૂળ અક્ષરના ભજન સીવાય બીજું ન હતું. જુનાગઢ તળમાં અને બીજે પણ ઉપરના અપ્રમાણ શુષ્ક જ્ઞાનનો ગોકીરો ઉઠયો હશે અને તેને અંગે અંદર અંદર અંધકોલાહલ ઉભો થયો હશે અને તે આચાર્ય સુધી વડતાલ પહોંચ્યો હશે અને તેની ચર્ચા મંદિરમાં બહુ જ થઈ હશે અને તેનું પ્રશમન આચાર્ય સીવાય નહિ થવાનું ધારીનેજ આચાર્યને ઠપકો દેવા આવવાનું ઉપસ્થિત થયું હશે. કારણ તો ગંભીરજ હતું અને તે પોતે તેમજ અચિંત્યાનંદજી જેવા જાણતા હતા. આ વાતનો મુદ્દો તો આત્મપ્રશંસામાં છે. ખરા કારણને ઢાંકી દઈને ઈર્ષ્યાને કારણ તરીકે આગળ ધરે છે તે એક કુટિલતા છે. ઈર્ષ્યા કરવાનો પ્રસંગ કોઇને હતોજ નહિ. જુનાગઢમાં ગઢડામાં ધોલેરામાં અને વડતાલમાં જ્ઞાન ધ્યાન તપ ઉપાસનામાં પહોંચી જાય એવા સર્વથી સરસ ત્યાગીઓ તે સમયે બહુ હયાત હતા. જુનાગઢમાં જુદા પ્રવર્તેલા ખુંણીયા ખોટા જ્ઞાન ધ્યાન તપ અને ઉપાસનામાં તો ઘણા ગરબડગોટાળા દંભાદિ પાછળથી બહાર નીકળ્યા હતા. એ બાબત પણ વાતુ ઉપરથી જ સાબીત થાય છે. એટલે આ વાત તો પોતાની ક્ષુદ્ર સરસાઇ અને બીજા મોટાઓની હલકાઈ જણાવા જોડી કાઢેલી કેવળ કુટિલ છે. એટલું બધુ કારણ કાગળથી કે બીજા કોઈથી અનિવાર્ય હશે તોજ આચાર્ય જેવા દૂર દેશ ઠબકો દેવા ગયા હશે. આચાર્યશ્રીના ઠપકા સહન કરવા પડે અને ભર સભામાં અપમાન સહન કરવું પડે એનું અગ્ર કારણ તે જાગા પ્રાગા ભકતની જાતિ અછકલાઈ અને તેમણે ચલાવેલું શુષ્ક ક્ષુદ્ર ગુણાતીત-જ્ઞાનજ હતું એમ વાતુ ઉપરથીજ સાબીત થાય છે આનો સરાંશ એટલોજ છે કે સ્વામીની હયાતીમાંજ બધુ બંડ કુભંડ થતું અને એને અંગે અસહ્ય ઉપાધિઓ થતી અને તે દુઃખ શોકથી સહન કરવી પડતી અને તેથી શુદ્ધ સંપ્રદાયનું વિરૂદ્ધ વગોણું વિશેષ થતું એમ આ ખુંણીયા જ્ઞાન નામનું અજ્ઞાન અનેકને અનર્થપરંપરામાં પરોવતું અને વિમુખ બનાવતું સંપ્રદાય વિરૂદ્ધ સર્વની જાણમાં હતું.

વળી ઉપરની ઉપાધિયા વાતમાં વધારો કરનારી આ એક વાત પણ અવસરે ઉમેર્યા જેવી ઉત્તમ છે. મુકતચિંતામણી નામની બંડીયા ચોપડીના પાન ૧૩૫ થી "૧૯૨૨ ની સાલમાં રામનવમીના સમૈયા ઉપર સ્વામીશ્રી ગુણાતીતાનંદજી વડતાલ પધાર્યા હતા. તે સ્વામિ વિષે અસદ્ભાવવાળા લોકોએ સ્વામીનું અપમાન કર્યું. તે વખતે ભગવતપ્રસાદજી મહારાજ મેડા ઉપર બારીયેથી જોઈ રહ્યા હતા પણ સ્વામી તરફથી કોઈ બોલ્યા નહિ...શુકમુનિના સાધુ હરિસ્વરૂપદાસજી સ્વામી સામું બોલ્યા હતા...વડતાલમાં સ્વામીનું અપમાન થવાથી જુનાગઢના માધવચરણદાસ સ્નેહી સાધુ બહુ ઉદ્વેગ પામીને તેમને મળવા ગોંડળ ગયા. મળ્યા પછી કહે જે સ્વામી આ ફેરે તો કહે છે કે વડતાલમાં બહુ થયું. ત્યારે સ્વામી કહે હા. ને ઉંડેથી શ્વાસ મુકીને બોલ્યા જે માધવચરણદાસ જેમ છાતેરાનો મેઘ વરસે તેમ શબ્દ પડ્યા પણ કોઈ મારા તરફથી બોલ્યા નહિ" ઈત્યાદિ. આ વાત ઉપરથી ૧૨ ની સાલથી ૨૨ સુધીમાં આ બધી ઉગ્ર ઉપાધિઓ થઈ જણાય છે. પ્રથમ તો ગુણાતીતાનંદજીને મૂળ અક્ષર સર્વોપરી સૂર્ય ઠરાવીને બીજા ગોપાળાનંદ આદિકને તેમના હાથ નીચેના ચાકર પતંગીયા ઠરાવ્યા. આટલેથી નહિ અટકતાં રામકૃષ્ણાદિ અવતારો કે જે પરંબ્રહ્મ પરમાત્માનાં સાક્ષાત અપર રૂપો ભજનીય વંદનીય છે તેમને પણ આવાં અવળાં દુષ્ટ દ્રષ્ટાંતોથી મનુષ્યજાતિથી પણ નીચે ઉતારી પાડીને તેમના ઉપરી સ્વામીને ઠરાવ્યા. આટલેથી પણ સંતોષ નહિ પામતાં છેવટે સ્વામીને સ્વામિનારાયણનું પ્રત્યક્ષ સ્વરૂપ ઠરાવીને તેના ભજન વિના કોઇનો મોક્ષ નહિ થાય એમ વધારો પડતું ઠરાવીને તેના ધૂન ભજનમાં ઉઘાડે છોગે પ્રવર્ત્યા અને તેને માટે ચિત્રપટાદિ કરાવામાં પ્રવર્ત્યા અને મોટા ભગવાન ઠરાવ્યા એટલે તેમનાં વસ્ત્ર નખ કેશ દાતણ વિગેરે વસ્તુને પ્રસાદ તરીકે પૂજવા સંઘરવા લાગ્યા એમ બધી રેશી શ્રીજીમહારાજના જેવી ચલાવી. એટલેથી પણ નહિ અચકાતાં नास्ति लज्जे विचार:" આ ન્યાયે આ જ્ઞાનના ઉત્પાદક પ્રચારક અસ્પૃશ્ય જાતિ જાગા પ્રાગા ભકતને પણ પાંચસો મુકત પરમહંસોથી પણ બહુ મોટા ઠરાવીને, છેવટે ભગવાન સુધીના મહિમાએ પહોંચાડીને, તેનો સાધુ ત્યાગી થઈને સ્પર્શ કરવો પૂજા કરવી

સાષ્ટાંગ પ્રણામ કરવો બાથમાં ઘાલીને મળવું તેનો પ્રસાદ લેવો વિગેરે અનાચારમાં પ્રવર્તીને વર્ણધર્મના વિલોપનમાં પણ હદ ઉપરાંત ઉઘાડા પ્રવર્ત્યા. આ બધી અવળાઈ જુનાગઢમાંજ પ્રવર્તેલી જુનાગઢવાળાએજ જણાવેલી વડતાલવાળાને જાણવામાં આવતાં સંપ્રદાયની મર્યાદા સાચવવાના શુભાશયથી કોઈ મોટાએ એ હિતવાક્યો સભામાં કહ્યાં હશે અને સમયને સમજનારા સ્વામીએ પણ તેવું ધતીંગ કરનારા શિષ્યો માટે પણ બહુ બીભત્સ શબ્દો વાપરીને સર્વના મનનું સમાધાન પણ કર્યું હશે. એટલે સભામાં અપમાન થવાનું મુખ્ય કારણ ઉપર વર્ણવ્યું એજ હતું. બીજો વ્યવહારાદિ પ્રસંગ ન હતો. વધુ પડતું માન પણ અપમાનનું કારણ થાય છે એ આ ઉપરથી સમઝી લેવું. અપમાન કરનારાઓને અસદ્‌ભાવવાળા ઠરાવ્યા છે તે સંપ્રદાય પ્રત્યે અસદ્‌ભાવવાળા વિમુખોની વિમુખી પ્રવૃત્તિ છે. પોતાને માને તેને સદ્‌ભાવવાળા અને ન માને તેને અસદ્‌ભાવવાળા ઠરાવવાનો આ એક વિમુખ સંકેત છે. ખરી રીતે તો પ્રિયતમનું અપમાન બહુ જાહેરમાં ન મુકવું જોઈએ તથાપિ શિષ્યો 'અપમાન સહન કર્યું' એટલીજ સરસાઈ જણાવા જ્યાં ત્યાં લખ્યા કે લખ્યા જાય છે. પણ એમ થવાથી તો અનેક છિદ્રોના પ્રકાશને અવકાશ મળે છે. વડતાલમાં સભા વિષે થએલા અપમાનને તેમના એક અનુયાયી ઉલ્લાસરામ પંડ્યા સ્વા. પ્ર. માસીકના વર્ષ ૨ અંક ૧૦ પાન ૨૩૬ ઉપર બહુ ઉલ્લાસથી જાહેરમાં મુકે છે. અપમાનના કારણે પણ ઉપર જણાવેલી સત્ય બાબતને કોઈ કલ્પિત અસત્ય ન સમઝી બેસે એને માટે તેવાં વાક્યો વાતુમાં વિગેરેમાંથી તારવી કાઢીને સંગ્રહથી આગળ ઉપર પ્રદર્શાવામાં આવશે અને તેની સાથે એ બધી બાબત સંપ્રદાયનાં શાસ્ત્રોથી વિરૂદ્ધ અપ્રમાણ છે એમ પણ જણાવવામાં આવશે.

વળી આ બાબત વહેલી વિચારી લેવા જેવી જણાય છે. સંપ્રદાયમાં વાતુની પ્રમાણતા કેટલી ? જો કોઈ બાબત સિદ્ધ કરવી હોય તો તેમાં પ્રમાણ પહેલુંજ જોઈએ. પ્રમાણ વિના કોઈ બાબત સાધી શકાય નહિ. જેનો પ્રમાણપણે પરિગ્રહ કરીએ તેનીજ પ્રમાણતા ન હોય તો તેનાથી પણ કોઈ બાબત પ્રમાણિકપણે સાધી શકાય નહિ. તો પ્રમાણનું પ્રામાણ્ય પ્રથમ નિશ્ચિત હોવું જોઈએ પ્રબન્ધની પ્રમાણતા તો કર્તાની વિશિષ્ટતા તેમજ વિષયોની વિશિષ્ટતા ઉપરજ આધાર રાખે છે. કર્તા વિશુદ્ધ અને વિષયો પણ વિશુદ્ધ હોય તોજ તે પ્રમાણ તરીકે સ્વીકારી શકાય જેમ સર્વજ્ઞ ભગવાન શ્રીહરિ વચનામૃતનો ઉપદેશ આપનારા સર્વથા વિશુદ્ધ અને તેનો સંગ્રહ કરનારા મુક્તાનંદાદિ વિદ્વાનો વિશુદ્ધ અને તેમાં વર્ણવેલા વેદાદિ શાસ્ત્રાનુસારી વિષયો વિશુદ્ધ હોવાથી વચનામૃતની સંપ્રદાયમાં પ્રમાણતા છે તેમ હોવું જોઈએ. વેદાદિ શાસ્ત્રોની પ્રમાણતા પણ એવી રીતથીજ છે.

આ વાતુના કર્તા કોણ ? એજ અનિશ્ચિત છે. ગુ. સ્વામીનું નામ અપાય છે પણ તેમનો તે વિષયજ ન હતો. પ્રથમ તો પોતે ભણેલ ગણેલ ન હતા એમ વાતુમાંજ છે. પ્ર ૩ વાત ૧૭૯ "સેવા સારૂ ભણવું મુકી દીધું, લખવુ મુકી દીધું, ગાયન શીખવું મુકી દીધું" એમ પોતેજ કહે છે. આ કારણથીજ તેમને બીજી સેવા નહિ સોંપતાં બીજાઓ સાથે કૃષ્ણકીર્તિન ગાવાની સેવા સોંપેલી એમ સત્સંગિજીવનમાં વ્યક્ત છે. અને એ વાતને શિષ્યો કોર્ટ સુધી જાહેરપણે સ્વીકારે છે. સહી કરતાં પણ આવડતું નહિ હોવાથી એક વીલમાં બીજા પાસે કરાવી છે એ પણ સૂચક છે પ્રથમ વાતુ કરતા નહિ, પાછળથી વાતુ કરવાનું રાખ્યું એમ વાતુમાંજ વ્યક્ત કહે છે. એટલે જ્યાં સુધી મોટા મોટા વિદ્વાન સંત બ્રહ્મચારી સદ્‌ગુરૂઓ હતા ત્યાં સુધી આવી વાતુ થઈ શકે નહિ એવી સ્થિતિમર્યાદા હતી. મોટાઓની હયાતીમાં આવી ગ્રામ્ય વાતુનો હિસાબ પણ શો ? વાતુજ ન થઈ શકે તો સંગ્રહની તો વાતજ શી કરવી ? કદાચિત્ સ્વામી પાછલી વયમાં પ્રસિદ્ધ વાતુ કરતા હશે પણ તે વાતુ શ્રીજીઅભિમત આઠ સચ્છાસ્ત્રો અને સંપ્રદાયના પ્રબન્ધોને અનુસારે હોવી જોઈએ. જેમ તેમ જડજલ્પન કરવાનો સમય ન હતો. જો આ વિદ્યમાન વાતુ સ્વામીએજ કહેલી એમ માનવામાં આવે તો તેમાં જે દોષો થયા હોય તેના ભાગી પણ સ્વામીજ થાય. દોષો તો અનવધિ થાય છે. જો એમની મોટાઈ સાચવવી હોય અને એમને નિર્દોષ રાખવા હોય તો 'એમની કરેલી એ વાતુ નથી' એમજ જાહેરમાં સ્વીકારવું જોઈએ. ગમે તે એક વાતમાં ઉભા રહેવું પડશે. વાતુ તો સ્વામીએ કરેલી પણ સંગ્રહકર્તાએ કેટલીક

મનસ્વી વાતો ક્ષેપક નાંખી દીધાનું કહીએ તો સ્વામી માથેથી થોડો દોષ ઓછો થાય અને સંગ્રહકર્તા ઉપર વધારે દોષ આવે. એમ માનતાં પ્રબન્ધની અપ્રમાણતા તો સ્પષ્ટજ થાય. એટલે વાતુમાં સર્વાંશે કર્તા તરીકે સ્વામીને સ્થાપવા જોઈએ નહિ. વળી જ્યારે ભાગવત ગીતા વ્યાસસૂત્રાદિક ગ્રંથોનું તેમજ સંપ્રદાયના શિક્ષાપત્રી સત્સંગિજીવન વચનામૃત વિગેરે પ્રામાણિક પ્રબન્ધોનું વાચન પઠનપાઠનાદિ પ્રવર્તતું હતું તેમજ મોટા સદ્‌ગુરૂ વિદ્વાન સંતોનું ઉપદેશાદિકમાં મુખ્ય સાન્નિધ્ય હતું ત્યારે આવી લોકશાસ્ત્રવિરૂદ્ધ વાતુની કીંમત કેટલી ? એ પણ સમઝી શકાય છે. વળી શ્રીજીના તથા મુક્તાનંદ ગોપાળાનંદાદિકના સારા સમાગમમાં બહુ વર્ષ રહેલા સ્વામીની વાતુ આવી હોઈ શકેજ નહિ એવી લવરી કરવાનો સમય ન હતો તેમ શક્તિ પણ ન હતી. સ્વામી વાતુ કરતા હશે એ માનવાજોગ છે પરંતુ જે વાતુ તેમના નામ ઉપર અત્યારે ચાલુ છે તે તો તેમની વાતુ નહિજ એમ બહુ વિચાર કરતાં માનવાજોગ છે. એવી ગામડીયા ગપ્પાષ્ટક જેવી વાતુ કરનારા પણ ઘણા હશે. તેમની વાતુની જેમ કશી કીંમત નથી તેમ આની પણ કશી કીંમત નથી. વૃદ્ધ વિદ્વાનો તો શ્રીજી-મહારાજના વચનામૃતરૂપ વાતો સીવાય બીજી વાતો માટે બહુ વિરૂદ્ધ હતા અને તેથી કેટલીક વિરૂદ્ધ વાતોના વિનાશક પણ થયા હતા. સ્વામીએ વાતુ બીજા કોઈ પાસે લખાવી હશે એમ પણ માની શકાય તેમ નથી. સં. ૧૯૨૩ માં તો સ્વામી અક્ષરવાસી થયા ત્યાં સુધીમાં તેવું કશું હતુંજ નહિ અને હોઈ પણ શકે નહિ. પાછળની વાતુની ચોપડીના અંતમાં 'સ્વામીએ અંત સમયે બાળમુકુંદદાસજી પાસે સર્વને સાંભળતાં વંચાવી હતી' એવું ગોઠવ્યું છે પણ તે સત્યથી બહુ દૂર છે. કેમકે ૧૯૫૯ માં છપાએલી છ પ્રકરણની, ત્રીજા પ્રકરણની, બે પ્રકરણની અને સાત પ્રકરણની ચોપડીમાં તેવા શબ્દો નથી. આ ઉપરથી નિશ્ચિત થાય છે કે સ્વામીની હયાતીમાં કશુંજ ન હતું. પાછળથીજ બધા ગરબડગોટાળા વાળ્યા છે. તેમાં જે સંપ્રદાયવિરોધી વાતો છે તેનો ચોમેરથી બહુ બહુ વિચારો કરતાં પ્રચલિત વાતુના કર્તા તરીકે કે સંગ્રહ કરાવનાર તરીકે સ્વામીને નજ ગોઠવવા જોઈએ. તેમના નામે બહુ પાછળથી બીજાએ પોતાનીજ મોટાઈ વધારવાના ક્ષુદ્ર ઉદ્દેશથી ગોઠવી કાઢી છે એમજ માનવું સારૂ હિતકર છે. આ બાબતને સં. ૧૯૫૯ માં છપાએલી છ પ્રકરણની ચોપડી સામે કો. ગોરધનદાસે વકીલ મારફત અપાવેલી નોટીસની નકલ ઉતારતાં મથાળા ઉપર લખેલા **"સદ્‌ગુરૂશ્રી ગુણાતીતાનંદસ્વામીની વાતો છે એવું તેમનું નામ બદનામ કરી કેટલાકોએ પોતાના મનસ્વી અભિપ્રાયની વાતોની મેળવણી કરેલી છ પ્રકરણની ચોપડી"** આ શબ્દો સારા ટેકારૂપ છે, તેમજ રાજકોટના હરિભક્તો ઉપર કો. ગોરધનદાસે લખેલા કાગળમાં **'મારે સદ્‌ગુરૂ સ્વામીનું નામ દઈને પોતાને મોટું થાવું છે'** આવા શબ્દો છે તે પણ ટેકારૂપે મળતા આવે છે.

વળી જો આ વાતુ સ્વામીએજ કરી હોય કે તેમના શિષ્ય બાળમુકુંદદાસજીએ સંગ્રહ કરી હોય તો તેની એકરૂપતા પ્રકરણ, સંખ્યા, સમય, વિષય શબ્દ ભાષા વિગેરે પ્રકારથી કાંઈ હોવી જોઈએ. આમાં તેવી એકરૂપતા કશી નથી. છ પ્રકરણવાળી, સાત પ્રકરણવાળી, પાંચ પ્રકરણવાળી, ત્રીજા પ્રકરણવાળી અને વળી બે પ્રકરણવાળી એમ વિવિધ વાતુ છપાએલી જ્યાં ત્યાં રઝળતી જોવામાં આવે છે. આમાં પ્રથમ તો પ્રકરણજ વ્યવસ્થિત નથી. વાતુની સંખ્યા પણ કોઈમાં ન્યૂન તો કોઈમાં અધિક જોવામાં આવે છે. એક વ્યવસ્થા નથી. વાતુમાં વર્ણવેલા વિષયો પણ મળતા આવતા નથી. વાતો ગોઠવ્યાનો સમય પણ મળતો આવતો નથી. જુદો જુદો જણાય છે. શબ્દો કે ભાષા પણ મળતી આવતી નથી. એમ કોઈપણ પ્રકારે એકરૂપતા જોવામાં આવતી નથી. એટલુંજ નહિ પણ પરસ્પર વિરૂદ્ધ પણ છે. સંગ્રહકર્તા કે ગોઠવણકર્તા કે છપાવનાર શોધનાર પણ એક નથી એમ કશુંજ મળતાપણું નથી. તો સ્વામીએ કહેલી અને બાલમુકુંદદાસે સંગ્રહ કરેલી એમ પણ સાબીત થતું નથી.

હવે વાતુના કર્તાની વાતને કોરે મુકીને બીજી વાત કરીએ. આના સંગ્રહકર્તા કે ગોઠવણીકર્તા કોઈ સંપ્રદાયનાં શાસ્ત્રોને તથા મર્યાદાને યથાસ્થિત જાણનારા શાસ્ત્રી પુરાણી સાધુ બ્રહ્મચારી ત્યાગી કે કોઈ સદ્‌ગુરૂ સભ્ય સમીચીન જણાતા નથી. છ પ્રકરણની ચોપડીમાં પ્રથમનાં ત્રણ પ્રકરણના સંગ્રહકર્તા તરીકે જાગાભક્તને

અને પછીના ૪-૫ પ્રકરણના સંગ્રહકર્તા તરીકે ધોળકાના હરિશંકર આશારામને અને ૬ પ્રકરણના સંગ્રહકર્તા તરીકે જુનાગઢના સદાશંકર અમરજીને ગોઠવ્યા છે એમ એકજ ૭ પ્રકરણની ચોપડીમાં જુદા જુદા અડાવ્યા છે. સંશોધનમાં સહાયકર્તાપણે વ્યાસ કરશન ઈન્દ્રજીને અને છપાવનાર તરીકે તેમના પુત્ર વૈજનાથ કરશનજીને તથા છગનલાલ ધનેશ્વર રાવળને ઠરાવ્યા છે. એટલે સંપ્રદાયના કોઇ વિદ્વાન સભ્ય શોધક લેખક મુદ્રક સહાયકર્તા પણ નથી એ સાબીત થાય છે. સંપ્રદાયના અધ્યક્ષ આચાર્ય કે તેમના કોઠારી કારભારીની આજ્ઞા પણ લીધી જણાતી નથી. તેમ બીજી કોઈ રીતનો સંપ્રદાય સાથે સ્વલ્પ પણ સંબન્ધ જણાતો નથી. નામ તો 'સ્વાગીની વાતુ' અથવા 'અનાદિ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદસ્વામિનાં વચન' એવું બેવડું આપ્યું છે. સ્વામિની પ્રસન્નતા અને જાગાભક્તની પ્રેરણા લખી છે. પહેલ વહેલી સં. ૧૯૫૯ (સને ૧૯૦૩)માં છપાઈ છે અને આને પહેલી આવૃત્તિ તરીકે અને બીજા ભાગ તરીકે ગણી છે. એટલે પહેલો ભાગ શોધવાનો રહ્યો. આ પ્રમાણે આ ચોપડીની સ્થિતિ છે.

સં. ૧૯૬૯ માં 'પહેલો ભાગ' આવા મથાળાની ચોપડી છપાઈ છે. પહેલા ભાગની અપેક્ષાએ દશ વર્ષનું અંતર ગણાય. પ્રથમ 'બીજો ભાગ' અને દશ વર્ષ પછીથી 'પહેલો ભાગ' છપાવાનું કારણ તો તે કુંભંડીજ જાણે. આમાં ફક્ત બેજ પ્રકરણો છે. આ પણ ૭ પ્રકરણના બે પ્રકરણોને મળતાં નથી. ઈતિઓ પણ મળતી આવતી નથી. વાતોની સંખ્યા વિષય સમય શબ્દ ભાષા વિગેરે કશી ચીજ મળતી નથી. સંગ્રહકર્તા પણ જુદા ગઢડાના ઠક્કર (ખોજા) નારાયણ પ્રધાનને લખ્યા છે. છપાવનારા કૃષ્ણજી ઈન્દ્રજીને અને પ્રસ્તાવના લખનાર છગનલાલ ધનેશ્વર રાવળને લખ્યા છે. એમ ૭ પ્રકરણ થકી બધો જુદોજ ઉઠાવ છે. આમાં જાગાભક્તનો મહિમા સર્વાધિક ગોઠવ્યો છે. વાતુનું નામ તો એનું એજ છે. આમાં ૧૯૧૮ ના અષાઢ શ્રાવણ ભાદ્રપદ આ ત્રણ માસનીજ વાતો તિથિવાર વચનામૃતની દેશીએ ગોઠવી છે. આમાં પણ આચાર્ય આદિકની આજ્ઞા આદિક કશું સાંપ્રદાયિક ચિહ્ન નથી. આને પહેલી આવૃત્તિ ગણી છે. ૭ પ્રકરણનીને બીજો ભાગ અને બે પ્રકરણનીને પહેલો ભાગ કહે છે પણ કર્તા વિગેરે કશી ચીજ એક મળતી નથી. આ પ્રમાણે આ ચોપડીની જુદી સ્થિતિ છે.

૧૯૮૧ માં એકજ ત્રીજુ પ્રકરણ છપાયું છે. તેને પહેલા ભાગ તરીકે અને પ્રથમાવૃત્તિ તરીકે લખવામાં આવ્યું છે. છપાવનાર તથા પ્રસ્તાવના લખનાર વૈજનાથ કરશનજી છે. આના સંગ્રહકર્તા ગઢડાના ખોજા નારણ પ્રધાનને અડાવ્યા છે. આ વાતુ તેમનાથકી જાગાભક્તદ્વારા કૃષ્ણજી પાસે આવેલી એમ જણાવ્યું છે. છપાવાના ખર્ચની અનુકુળતા કરી આપનારા રાજકોટના મોરારજીભાઈને ગોઠવ્યા છે. શ્રીજી, ગુ સ્વામી, તેમના શિષ્ય જાગાભક્ત તથા કરશનજીની પ્રસન્નતા ઈચ્છી છે. જાગાના શિષ્ય રણછોડ ભક્ત (રાઠોડ) પુંજાજી, હરગોવીંદભાઈ, ઓધવજી શામજી અને મોહનલાલ રામજી અજાગીયાને સહાયકકર્તા તરીકે સ્થાપ્યા છે. પ્રસ્તાવનામાં પ્રથમ છપાએલી ૭ પ્રકરણની તથા બે પ્રકરણની ચોપડીનું અનુસંધાન આપ્યું છે. (આ બે પહેલાં પાંચ પ્રકરણની બે આવૃત્તિઓ થઈ છે પણ તેનું કશું અનુસંધાન નથી એ એક અનેક તર્કનું સ્થાન છે) આમાં પણ સંપ્રદાયના અધ્યક્ષ આચાર્ય આદિકની અનુમતિ નથી. તેમ સંપ્રદાયના શોધક બોધક કોઈ શાસ્ત્રી પુરાણી સભ્ય સાધુ વિગેરે નથી. આમાં ફક્ત ત્રીજુ પ્રકરણ છે. તે ૭ પ્રકરણને કોઈ રીતે મળતું નથી. વાતુ પણ જુદી સંખ્યા પણ જુદી વિષય પણ જુદો એમ સર્વ રીતે જુદુજ ધતીંગ છે. આમાં સં. ૧૯૧૯ ના એક જેઠ માસની વાતુ વચનામૃતની દેશીએ લખી છે. તેમાં તિથિનું ઠેકાણું નથી. આમાં જાગાભક્તનો મહિમા પાંચસો પરમહંસોથી તેમજ અવતારાદિકથી પણ અધિક જણાવાની જડતા કરી છે. આમાં ગુણાતીતાનંદજી તથા જાગાભક્ત તથા કરશનજીના ફોટાનો વિશેષ બનાવટી ગુરૂપરંપરા જણાવા કર્યો છે. આ રીતે આ ચોપડી તદ્દન જુદીજ સ્થિતિવાળી છે.

વળી ૧૯૮૧ માં ૭ પ્રકરણ જેવીજ સાત પ્રકરણની ચોપડી છપાઈ છે, એક પ્રકરણનો વધારો થયો ગણાય. ટાઈટલ પેજ એક સરખોજ છે. ગુ. સ્વામીનો ફોટો છે અને એમનું જીવનચરિત્ર છે. આમાં ૧૯૫૯ની

પ્રથમાવૃત્તિનું સ્મરણ આપ્યું છે. આમાં આચાર્ય આદિકની સંમતિ છાપવામાં લીધી જણાતી નથી. બધો અંશ ૭ પ્રકરણવાળીને મળતોજ છે. આ પણ જુદીજ વ્યવસ્થાવાળી ચોપડી બની છે.

સં. ૧૯૬૬ માં પાંચ પ્રકરણવાળી ચોપડી બહાર પડી. આના ટાઇટલ પેજમાં "સ્વામીશ્રી બાલમુકુંદદાસજીએ સંગ્રહ કરી સંશોધન કરેલી પ્રત ઉપરથી છપાવી પ્રસિદ્ધ કરનાર દામોદરદાસ ગોરધનદાસ છાપખાનાવાળા" આવા શબ્દો લખ્યા છે. એટલે આમાં સ્વામીને સંગ્રહકર્તા ઠરાવ્યા. પ્રથમની ચોપડીઓમાં જાગાભક્ત વિગેરેને ઠરાવ્યા છે એમ સંગ્રહકર્તાઓમાં ભેદ પડ્યો. ૧૯૫૯ માં જે ૭ પ્રકરણ છપાએલાં હતાં તેનોજ સમાવેશ પાંચ પ્રકરણમાં કર્યો જણાય છે. કોઈ કોઈ વાતુમાં પદ વાક્યોનો ફેરફાર કર્યો જણાય છે અને સંખ્યામાં પણ ફેરફાર થયો છે. ઘણો ભાગ મળતોજ છે. ૧૯૫૯ માં ૭ પ્રકરણની ચોપડી છપાયા પછી તેની વિરૂદ્ધ ચર્ચા બહુ થઇ હતી અને તેથી છપાવનાર સામે કાયદેસર નોટીસ પણ અપાઈ હતી અને તેનો પ્રચાર બંધ કરવાની જાહેરાત પણ અપાઈ હતી. આ કારણને લીધેજ પ્રકરણથી વાતસંખ્યાથી શબ્દથી ભાષાથી અને વિષયાદિકથી પણ કાંઈ રૂપાંતર કર્યાનું અને પ્રસિદ્ધ પુરૂષ સ્વામીને સંગ્રહકર્તા ઠરાવ્યાનું તૂત કર્યું હોય એમ જણાય છે. સંગ્રહ તો જાગાભક્ત વિગેરેના નામે પ્રથમથી હતો અને છાપકામ પણ પહેલું થયું હતું, એટલે એમ કહેવાને પુરતું કારણ મળે છે. સ્વામીએ શું સંગ્રહ કર્યું હશે અને શું સંશોધન કર્યું હશે તે તો તે પોતેજ એકલા ખાનગી જાણે. ૧૯૫૯ માં છપાએલી પ્રસિદ્ધમાં વેચાતી ૭ પ્રકરણની ચોપડી શું સ્વામીના જાણવા વાંચવામાં નહિ આવી હોય? અને તેને માટે વડતાલથી થએલી ઉપાધિ નહિ સાંભળી જાણી હોય? બધુ જાણીનેજ બહુધા એનું એજ રાખીને કાંઈ કાંઈ ફેરફાર લોકોનાં મન મનાવા પુરતો કરીને સ્વામીને નામે સંગ્રહદોષભાર આરોપ્યો જણાય છે. વસ્તુતઃ સ્વામીએ આમાં કશુંજ કર્યું નથી એ સત્યને સારી સહાય છે સ્વામીનું ખોટું નામ આપ્યું છે એમજ કહેવામાં સાર છે. નહિ તો એમને માથે વળી બધો દોષભાર આવે. આમાં રઘુવીરજી મહારાજ કે જે બહુ વર્ષ પહેલાં અક્ષરવાસી થયા હતા તેમને અર્પણ કર્યાનું લખ્યું છે. આમાં પ્રસ્તાવના કે સ્વામીનો ફોટો વિગેરે કશુંજ નથી. છાપખાનાવાળા બદલાયા છે. આના મુદ્રાપણ સમયે શ્રીપતિપ્રસાદજી મહારાજ આચાર્ય હતા અને કો. ગોરધનભાઇ કમીટીના પ્રમુખ તરીકે વહીવટ કરતા હતા. એમાંથી કોઈની આજ્ઞા છાપવામાં લીધી જણાતી નથી. તેમ કોઈ સંપ્રદાયના વિદ્વાન સાધુ બ્રહ્મચારી કે સભ્ય શોધનાર પણ જણાતા નથી. આને પ્રથમાવૃત્તિ તરીકે જાહેર કરી છે. ૧૯૫૯ માં છપાએલી પ્રથમાવૃત્તિને કોરે મુકી દીધી છે. આમાં પાછલા ભાગમાં ગુ. સ્વામીનું અષ્ટક ગુજરાતી સાથે છપાયું છે. આ રીતે આ ચોપડી તદ્દન જુદાજ સ્વરૂપની જાહેરમાં આવી.

આ પછી ૧૯૬૭ માં એક ગુરૂપ્રસાદ નારણજી નામના બુકસેલરે ૧૯૬૬ ની આવૃત્તિ ઉપરથીજ આવૃત્તિ કઢાવી છે. આમાં કશો વિશેષ કર્યો નથી. ફક્ત વ્યાપાર પુરતું આ કામ કર્યું જણાય છે. ગુ સ્વામીનો ફોટો કે અષ્ટક પણ નથી. આચાર્ય વાસુદેવપ્રસાદજીની આજ્ઞા છાપવામાં ખોટી રીતે લખી છે. છાપવામાં રામાનંદસ્વામીને આરંભીને પુ. નંદકીશોરદાસ સુધીની પ્રેરણા અસંભવિત લખી છે.

આ પછી સં. ૧૯૭૫ માં સત્સંગ હિતવર્ધક મંડળ તરફથી કામદાર અમૃતલાલ મુળજીના નામથી પૃથક્ પ્રેસમાં બીજી આવૃત્તિ તરીકે છપાઇ છે. આમાં એજ પાંચ પ્રકરણો છે. 'વાતુ' શબ્દ બદલીને 'વાતો' શબ્દનો પણ સુધારો થયો છે. ૧૯૬૬ ની આવૃત્તિમાં જે ગુ. સ્વામીનું અષ્ટક પાછળ હતું તે આમાં આગળ લાવ્યા છે. અને ગુ. મુનિનો ફોટો તથા જીવનચરિત્રનો વધારો છે. આમાં પણ સંગ્રહકર્તા બાલમુકુંદદાસને ગોઠવ્યા છે. વિશેષમાં શ્રીપતિપ્રસાદજી મહારાજની આજ્ઞા છપાવામાં અડાવી છે. આમાં પ્રથમ આવૃત્તિનું સ્મરણ કરાવીને કેટલોક જરૂરી સુધારો વધારો કરવાની સૂચના છે. આની આવી કેટલીક જુદી સ્થિતિ છે.

આ પછી ૧૯૮૯ માં એક ત્રીજી આવૃત્તિ છપાઈ છે. આમાં પાંચ પ્રકરણો છે. રાજકોટના માસ્તર રાજારામ પુરૂષોત્તમ ભટ છપાવનારા છે. આચાર્યશ્રી આનંદપ્રસાદજીની આજ્ઞા છપાવામાં ખોટી લખી દીધી છે.

આમાં ગુ. સ્વામીનો ફોટો તથા જીવનવૃત્તાંત તથા અષ્ટક છે. બીજો કોઈ વિશેષ નથી. એમ આ ત્રીજી અંતિમ આવૃત્તિ છે.

આ રીતે પૃથક્ પૃથક્ છપાએલી ચોપડીઓમાં પ્રકરણ વાતસંખ્યા વિષય સંગ્રહકર્તા શબ્દો ભાષા કાળ વિગેરે કશીજ ચીજ એક મળતી આવતી નથી. કલાભાઇની સાખી જેવું બધુ હાંઠો હાંઠો જણાય છે. આવી ચોપડીને ગુણાતીતાનંદજીની વાતુ તરીકે શી રીતે માની શકાય ? જો કોઈ જાતની એક વ્યવસ્થા હોય તો કોઈ અંશે માનવાને કારણ મળે. સંપ્રદાયના ગ્રંથ તરીકે પણ શી રીતે માની શકાય ? આનો કોઈ સંપ્રદાયાભિજ્ઞ વિદ્વાન સંગ્રહકર્તા નથી તેમ કોઈ સારો જ્ઞાતા શોધક પણ નથી. એમાં કોઈ આચાર્યાદિકની અનુજ્ઞા નથી. સંપ્રદાય તરફથી છપામણી કે વેચાણ–વ્યવસ્થા કે મંદિરના પુસ્તકોમાં સંગ્રહ નથી. બારોબારીયા અજ્ઞો સંગ્રહ કરીને બારોબાર છપાવે અને વેચે. આવું પુસ્તક સંપ્રદાયની દૃષ્ટિએ કોઈ રીતે પ્રમાણપદને યોગ્ય નજ ગણાય.

૧૯૭૫–૧૯૮૯ માં છપાએલી આવૃત્તિમાં આચાર્યની આજ્ઞા લખી છે તે ખોટી છે. આજ્ઞા માગી નથી તેમ આપી પણ નથી. આનો પુરેપુરો તપાસ થાય તો સત્ય તરી આવે. તપાસ તો અધ્યક્ષને કરવાનો છે. રાજકોટમાં આવું બનતું જ આવે છે એની ઉપર લક્ષ અપાતો નથી એજ અપશોષ છે. આ બધા વિરૂદ્ધ બનાવો જુનાગઢ અને રાજકોટમાંજ બહુધા બન્યા છે.

૧૯૫૯ માં છ પ્રકરણો છપાયાં તેમાં સ્વ. બાળ૰ને સંગ્રહકર્તા નહિ ગોઠવતાં જાગાભક્ત વિગેરે ત્રણને ગોઠવ્યા અને ૧૯૬૬ માં એની એજ બાબતવાળાં કાંઇક ફેરફાર કરેલાં પાંચ પ્રકરણો છપાયાં તેમાં સ્વ. બાળ૰ એકને ગોઠવ્યા. આ વિચિત્રતાજ સાબીત કરી આપે છે કે તેમાં સ્વામીનું નામ ખોટુંજ આપ્યુ છે. વળી સાત પ્રકરણની, ત્રીજા પ્રકરણની અને બે પ્રકરણની ચોપડીઓ છપાઈ છે તેમાં પણ સ્વામીનું નામ નથી. આજ બતાવી આપે છે કે પાંચ પ્રકરણમાં સ્વામીનું નામ તો ઉઠામણા તરીકે વાતુનું ગૌરવ મનાવા કે લોકોને ગ્રાહક બનાવા જુઠું ગોઠવી કાઢ્યું છે. જો પ્રથમથીજ સ્વામીને સંગ્રહકર્તાપણે દાખલ કર્યા હોત તો તેમ માનવામાં સ્વલ્પ સ્થાન મળત પણ તેમ કર્યું નથી એજ સારામાં સારૂં કામ થયું છે. આવી અવ્યવસ્થિત ઢંગઢાળ વિનાની વાતુને સંપ્રદાયના પ્રમાણભૂત પ્રબન્ધ તરીકે ગણી શકાય નહિ અને અદ્યાપિ કોઈએ ગણ્યો પણ નથી.

આમાં જે જે વિષયો લખ્યા છે તેને શાસ્ત્રદૃષ્ટિથી વિચાર કરીએ તો કોઈ રીતે આ વાતુ પ્રમાણપદને યોગ્ય નથી. જે જે વિષયો વર્ણવ્યા છે તે શ્રીજીઅભિમત આઠ સચ્છાસ્ત્રે થકી તેમજ સંપ્રદાયના શ્રીજીમાન્ય મુખ્ય ગ્રંથો શિક્ષાપત્રી આદિકથકી તેમજ સંપ્રદાયની સઘળી શુદ્ધ માન્યતા મર્યાદાથકી બહુધા વિરૂદ્ધ છે. આવા વિરૂદ્ધનું પ્રમાણ હોઇ શકે નહિ એ નિર્વિવાદ છે. આની અપ્રમાણતામાં ઉપયોગી જે જે વિરૂદ્ધ અંશો હશે તે પ્રસંગે પ્રસંગે આગળ ઉપર બતાવવામાં આવશે.

વળી આમાં ગુ. સ્વામી તથા જાગા પ્રાગા વિગેરેની સર્વોપરી મહત્તા ગોઠવવા વેદાદિ શાસ્ત્રોની, સંપ્રદાયનાં શાસ્ત્રોની, રામકૃષ્ણાદિ અવતારોની તથા મોટા પરમહંસોની પણ જે તે પ્રકારે હલકાઈ બતાવવામાં પાછી પેની ભરી નથી. આથી પણ એની અપ્રમાણતા ચાર્વાકિના પ્રબન્ધ જેવી પ્રકટ છે.

વળી આ વાતુનો સંપ્રદાયના આચાર્ય આદિક આશ્રિતોએ આરંભથી સ્વીકારજ કર્યો નથી. એટલુંજ નહિ પણ સંપ્રદાયથકી વિરૂદ્ધ પદ કૃત્ય વચનવાળી વ્યક્તિઓના બહિષ્કારની પેઠે તેમણે ગોઠવેલી માનેલી વિરૂદ્ધ વાતુનો પણ બહિષ્કાર જગજાહેર કર્યો છે. સં. ૧૯૫૯ માં છ પ્રકરણની ચોપડી છપાઈ અને તે બહાર પડતાં વડતાલ કોઠારી ઉપર આવેલી. કોઠારીનેજ વાંચતાં વિરૂદ્ધ જણાયાથી સંપ્રદાયના જ્ઞાતા આગેવાનોને બોલાવીને વંચાવી. આ ઉપરથી સર્વેનો એક અભિપ્રાય થયેલો કે આ વાતો આપણા સંપ્રદાયનાં શાસ્ત્રોથકી વિરૂદ્ધ છે.

માટે બનતી તજવીજે બહિષ્કાર કરવો જોઇએ. આ ઉપરથી કો. ગો. એ છાપનારને વકીલ મારફત નોટીસ અપાવી. સર્વેએ વાંચવા સમઝવા જેવી તે આ નોટીસની નકલ નીચે મુજબ છે.

સુચના પત્ર — પોષ્ટ ઓફીસ પાસે નડીયાદ તા. ૩૧–૫–૧૯૦૩

રા. રાજેશ્રી શ્રીપ્રગટ પુરૂષોત્તમ ઉપાસક સર્વોપમાલાયક વૈજનાથ કરસનજી તથા છગનલાલ ધનેશ્વર વી. વિ. કે આપે જે **"સ્વામીની વાતુ"** અથવા "અનાદિ અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનાં વચન" એ નામનું પુસ્તક બહાર પાડેલું છે તે જોઈ વાંચીને તમને ખબર આપવી પડે છે કે શ્રીપ્રગટ પુરૂષોત્તમ મહારાજ શ્રીસહજાનંદજીસ્વામીની આજ્ઞા અનુસાર તથા **શ્રી ઉદ્ધવ સંપ્રદાયની રૂઢી મુજબ તમારે તે પુસ્તક છપાવતા પહેલાં અત્રેના મંદિર તરફથી યોગ્ય સંમતિ લેવી જોઈતી હતી.** તમારા તરફથી આવા પ્રકારની **ગંભીર ભૂલ થવાથી** અને તેથી સદરહુ પુસ્તકમાં લખેલી હકીકતને તપાસવાની તક અમને નહિ મળવાથી તથા તે પુસ્તક છપાવવામાં મહારાજશ્રીની આજ્ઞા તથા આપણા સંપ્રદાયની સનાતન રૂઢી જળવાય છે કે નહી તે બાબત વિચારવાનો પ્રસંગ અમને નહી આપવામાં હોવાથી **અમને બહુ ઠપકો મળ્યો છે અને મળે છે અને તેના જુમેદાર તમે છો.**

૨ અમુક બાબત છપાવી પ્રસીધ કરવી તે અને તેજ બાબત અમુક પ્રસંગે અમુક હરિભકતોના સમોહમાં કહેવી એ બે વીષય તદન જુદાજ પ્રકારનો છે. એવાં વચન તો પ્રગટ પ્રમાણુ પરમ કલ્યાણકારી પુરૂષોત્તમ શ્રીસહજાનંદસ્વામીના શ્રી વચનામૃતના પુસ્તકમાં છે.

૩ **તમોએ વગર સંમતીએ પ્રસીદ્ધ કરેલા પુસ્તકોની અંદર કેટલાંએક એવાં વચન છે કે જે વચનો મારી અલ્પબુધ્ધી અનુસાર તથા કેટલાએક મોટા સાધુ બ્રહ્મચારીના કહેવા મુજબ સદગુરૂ શ્રી ગુણાતીતાનંદસ્વામી પોતેજ છાપીને જાહેર પ્રસીદ્ધિમાં મુકવા માટે આજ્ઞા ન કરે માટે બહુ વિચારવાનું** છે અને તમારે સદરહુ પુસ્તકો બહાર પાડતાં પહેલાં બહુજ વિચારવું જોઈતું હતું.

૪ થવાનું થઇ ગયું પરંતુ **તેજ પુસ્તકોની નવીન આવૃતી તથા વધારે પુસ્તકો હવે છપાવશો નહી યા પ્રસીદ્ધમાં લાવશો નહિ.** તોજ અત્રેનો ઉપદેશ સફળ થયો ગણાશે એજ અરજ.

લી. શુભેચ્છક

શ્રી વડતાલવાસી શ્રીલક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્ય મહારાજશ્રી લક્ષ્મીપ્રસાદજી મહારાજના કુલવાદી કોઠારી શ્રી ગોરધનભાઈના તરફથી અને સૂચનાથી શા. મુળજી હરગોવિંદદાસ વકીલ સહી દા. પોતે.

આવા રૂપની નોટીસ અપનાવીને કોઠારી કૃતકૃત્ય ન થયા હતા. પણ તરતજ આ પુસ્તકની બંધી કરવા પ્રત્યેક મંદિરોએ કાગળો પણ લખ્યા હતા. સંપ્રદાયના અગ્રેસરોના આદેશથી વાલી કોઠારીએ વકીલ દ્વારા કાયદેસર નોટીસ અપાઈ એ વિરૂદ્ધનું છેવટનું ઉગ્ર રૂપ કહેવાય. આમાં આવી નવીન આવૃત્તિ નહિ કાઢવાની તેમજ વધારે કોપી નહિ પ્રસિદ્ધ કરવાની સૂચના પણ અપાઈ છે. આના કારણ તરીકે વાતોમાં સંપ્રદાયનાં શાસ્ત્રોવિરૂદ્ધ ઘણો અંશ છે એવી ઘણા અગ્રેસરોની માન્યતા પણ જણાવી છે. છપાવામાં અધ્યક્ષની અનુમતિ લીધી નથી તેને તો ભારે ભૂલ તરીકે પણ ઓળખાવી છે. વળી સ્વામીનું નામ બદનામ કરવા મનસ્વી અભિપ્રાયની વાતો કોઇએ ગોઠવી કાઢી છે એમ પણ નકલ ઉતારનારે જણાવ્યું છે. વળી વાતોની અંદર એવાં કેટલાંક વચનો છે કે તેને ગુણાતીતાનંદ સ્વામી પોતે છાપીને જાહેર પ્રસિદ્ધિમાં મુકવા આજ્ઞા નજ કરે એવી માન્યતા સૂચવી છે. એ રીતે સંપ્રદાયના સિદ્ધાંતથી વિરૂદ્ધ વાતોનો બહિષ્કાર કરવા પૂર્વ વૃદ્ધોએ કેવો પ્રયત્ન કર્યો છે એ પણ આ ઉપરથી સમજમાં આવે છે. તો આની અપ્રમાણતામાં આથી અધિક કોઈ પુરાવાની કશી જરૂર રહેતી નથી. જે મજબુત કારણોથી ૭ પ્રકરણવાળીને નોટીસ અપાઈ એજ કારણો બીજી બધી વાતોમાં પણ ભરપુર હોવાથી એનો પણ બહિષ્કાર અર્થાત્ સમઝી લેવાય છે.

કિં બહુના—જે બંડ પંથીને વાતુજ મુખ્ય પુસ્તક છે તેનું પ્રામાણ્ય તેઓ પણ સર્વાંશે સાબીત કરી શક્યા નહિ અને ધીમે ધીમે તેને અપ્રમાણને પંથે ઘસડી ગયા. બધી વાતોની ચોપડીઓની ચર્ચા કોર્ટમાં બહુ ચાલેલી. તેમાં પ્ર નં. ૧ કે જે અત્યારે બંડ પંથના પ્રમુખ છે તેના સાક્ષી શાસ્ત્રીએ બીજી બધી વાતો માન્ય નહિ રાખતાં એક પાંચ પ્રકરણવાળી કે જેમાં આચાર્યશ્રીની આજ્ઞા ખોટી છાપેલી તેજ અર્ધદગ્ધ હૃદયે માન્ય રાખેલી. ૧૯૫૯ માં છપાએલી છ પ્રકરણની ચોપડી કે જેને સંપ્રદાય વિરૂદ્ધ ગણીને નોટીસ અપાએલી. આ વાતોનો પ્રચાર સામાવાળા કરે છે એવી એમની ઉપર એક અપવાદ હતો. આમાંથી બચવા માટે એ ચોપડી એમણે અમાન્ય કરેલી. પરંતુ તેમના ૧૯૬૩–૧૯૬૪ ચોપડા કોર્ટમાં રજુ થએલા તેમાં એક ગુ. સ્વામીની ચોપડીઓનું વેચાણ ખાતું મોટું નીકળ્યું. એ ઉપરથી વાદીઓ વળગ્યા કે એજ વિરૂધ્ધ ચોપડીઓ વેચતા અને પ્રચાર કરતા. બીજી કોઈ ચોપડીઓ હતીજ નહિ. આ અપવાદમાંથી બચવા માટે તેમણે બીજી કોઈ આવૃત્તિ છપાએલી બતાવવી જોઈતી પણ નહિ હોવાથી બતાવી શક્યા નહિ. એમ અર્થાત સાબીત થયું કે એજ ચોપડીઓ વિરૂદ્ધ વેચતા હતા. આની દૃઢતા માટે ૧૯૬૬માં છપાએલી આવૃત્તિ પાંચ પ્રકરણ-વાળી કે જેમાં આચાર્યની આજ્ઞા ન હતી તે રજુ કરવામાં આવી. આની પહેલાં બીજી કોઈ આવૃત્તિ ઉપલબ્ધ ન હતી પણ ૧૯૫૯ ની આવૃત્તિ છ પ્રકરણવાળી વિરૂદ્ધ ઉપલબ્ધ હતી અને એનેજ વેચતા હતા એમ સ્પષ્ટ સાબીત થયું. તથાપિ તેને પ્રમાણ તરીકે તો માન્ય રાખી નહિ. આ પછી બીજી બે પ્રકરણવાળી વિગેરેની ચર્ચા નીકળતાં તે પણ માન્ય રાખી નહિ. છેવટે માન્ય રાખેલી પાંચ પ્રકરણવાળી ચોપડીમાંથી અવતારોની નિંદાની વાતો પુછવામાં આવી ત્યારે તેની માન્યતામાંથી પણ ખસી ગયા. એમ આ ઉપરથી ગુ. સ્વામીના નામ ઉપર વણાતી સઘળી વાતોનો થોડેથોડે બહિષ્કાર ગુણાતીત જ્ઞાન પંથીઓએ પણ કરેલો નિશ્ચિત થાય છે.

ઉપરની બાબતની સત્યતા માટે આ પ્રસંગે તેમનાજ શાસ્ત્રીની જુબાનીનાં કેટલાંક જરૂરી વાક્યો સંગ્રહ્યાં છે–પેરા ૫ **'પાંચ પ્રકરણની વાતનું અમે પારાયણ કરીએ છીએ'** પેરા ૪૧ 'શાસ્ત્રનો અર્થ કરવા અગર ઉપદેશ કરવામાં મતભેદ પડે તો તેનો નિકાલ શી રીતે કરવામાં આવે છે તેની મને ખબર નથી પણ **આચાર્ય અને સાધુઓ ભેગા મળીને વિચાર કરે'** ( વાતુ વિરૂદ્ધ હોવાનો નિકાલ આચાર્ય અને સાધુઓએ મળીને કરેલો અને પછીથી વાલી કોઠારીએ નોટીસ આપેલી ) પેરા ૪૨ '૧૯૬૩–૧૯૬૪ના બોચાસણ મંદિરના ચોપડા રજુ થયા છે **તેમાં ગુણાતીતાનંદની વાતો વેચતા તેનાં ખાતાં છે'** (આ સમયે ૧૯૫૯ ની છ પ્રકરણની આવૃત્તિ હતી પણ પાંચ પ્રકરણવાળી હતી નહિ) પેરા ૬૫ 'કીર્તન કૌસ્તુભમાળા ચાર માન્ય પુસ્તકોથી બીજે નંબરે ગણાય. **શિક્ષાપત્રી, લેખ, વચનામૃત અને સત્સંગિ જીવન તે માન્ય પુસ્તકો પહેલા નંબરનાં ગણાય.** અને નંદ સાધુ આચાર્યએ લખેલાં પુસ્તકો બીજા નંબરે ગણાય' ( આ ન્યાય વાતુને પણ લાગુ પાડી શકાય) પેરા ૬૬ **'ગુણાતીતાનંદની વાતો ઉપર હું આધાર રાખું છું"** પેરા ૬૭ થી ૬૯ 'અમૃતલાલ મુળજીએ સં. ૧૯૭૫ માં પાંચ પ્રકરણની ચોપડી છપાવેલી મેં જોઇ છે. તે પહેલાં છ પ્રકરણની વાતોની ચોપડી સં. ૧૯૫૯માં કૃષ્ણજી ઈન્દ્રજીએ છપાએલી હોય તો તે મેં જોઇ નથી. ( આજ ચોપડી બોચાસણમાં પ્રથમ વેચાતી ) ૧૯૬૯ માં કૃષ્ણજી ઈન્દ્રજીએ બે–બે પ્રકરણની છપાવેલ કે કેમ તે હું જાણતો નથી. રાજારામ પુરૂષોત્તમે ત્રીજી આવૃત્તિ છપાવી તેમાં આચાર્યની આજ્ઞા લીધાનું લખાણ મારા વાંચવામાં આવ્યું નથી. સ્વામીની વાતો છાપવામાં આચાર્ય વાંધો લે છે તેવી આજ્ઞા મારા વાંચવામાં આવી નથી. મુળજીભાઈ વકીલ મારફતે નોટીસ આપ્યાનું મારા જાણવામાં નથી **સં. ૧૯૬૩ માં 'સ્વામીની વાતો' એ નામનું ખાતુ અમારા ચોપડામાં** છે. ખાતા ઉપરથી વાતોની ચોપડીઓ વેચાતી હોવી જોઈએ. તે વખતે કઈ અને કોની આવૃત્તિ વેચાતી હશે તે મને ખબર નથી ( આ વખતે છ પ્રકરણ સીવાય બીજી આવૃત્તિ હતી નહિ ) સં. ૧૯૬૬ માં પાંચ પ્રકરણની ચોપડી પહેલી આવૃત્તિ છપાઈ એની મેં તપાસ કરી નથી (આ પહેલાં પાંચ પ્રકરણની આવૃત્તિ હતીજ નહિ) પાંચ પ્રકરણની વાતોની ચોપડી બોચાસણના મતવાળા વાંચે છે પણ છ પ્રકરણની વાતો વંચાતી નથી. ૧૯૭૩ માં હાથે લખેલી વાતો

બોચાસણના અનુયાયીઓ વાંચતા તે ચોપડી અત્યારે કયાં હશે તેની મને ખબર નથી. મારા જોવામાં આવેલી ચોપડીઓ પહેલાં વેચતા તે બાબત મેં પ્ર. નં. ૧ ને પુછેલું, તેમણે કહેલું કે મને ખબર નથી અને અત્યારે ચોપડીઓ નથી. પ્ર. નં. ૧ ને મેં પુછેલું કે ૭ પ્રકરણની વેચતા એવું ખાતું છે, ત્યારે પ્ર. નં. ૧ એ કહેલું કે મને યાદ નથી. ( આજ ચોપડીઓ વેચાતી ) મારા જાણ પ્રમાણે પ્ર. નં. ૧ એ એકેય પુસ્તક લખાવ્યું નથી તેમ બહાર પાડ્યું નથી. પેરા ૭૬ 'ગુણાતીતાનંદની વાતોની ચોપડીઓ તેમણે જાતે લખેલી કે કેમ તેની મને ખબર નથી. ગુણાતીતાનંદ ગુજરાતી ભણેલા હતા એવું મેં સાંભળેલું. ' પેરા ૭૭ પ્ર. નં. ૧ એ કહેલું કે બાલમુકુંદદાસે સ્વામીની વાતો લખેલી. વૈજનાથ કરશનજીએ છાપેલી ચોપડી મેં જોઇ નથી,' (સં. ૧૯૫૯ વાળી ) પેરા ૧૧૪ 'અવતારનું ખંડન થાય તેવાં પુસ્તકો બોચાસણમાં વંચાતાં નથી. ગુણાતીતાનંદની વાતો વંચાય છે. શ્રીકૃષ્ણને ઉતારી પાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી. પાન ૧૯૧ નિ ૬/૧ સ્વામીની વાતો ( ૧૯૭૫ ની આવૃત્તિ ) વાત ૧૦૮ માં સારૂં હોય તે ગ્રહણ કરીએ અને નઠારૂં હોય તે કાઢી નાંખીએ. વાત ૧૦૮ વાંચી કહું છું. તેમાં અવતારોને ઉતારી પાડવા જેવું લખેલું છે પણ અમારૂં તેમ માનવું નથી ' ( આ વાતમાં ' પૂર્વના અવતાર કરતાં આજ તો સાધુ સત્સંગીમાં ઘણું સામર્થ્ય છે. શ્રીકૃષ્ણે તો અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન ને સંકર્ષણ એવાં નામ પાડ્યાં અને અમે તો નિત્યાનંદ નિર્ગુણાનંદ અક્ષરાનંદ એવાં નામ પાડ્યાં. વળી દીલ્લીના બાદશાહનું નામ શેરખાં ને બીજા કોઇકનું નામ શેરખાં એમ અવતારમાં ભેદ છે. ' આવા શબ્દોથી કૃષ્ણાદિ અવતારોને ઉતારી પાડ્યા છે. આ ઉપરથી અવતારોને ઉતારી પાડનારી વાતોને પોતે નકારી જણાવે છે એથીજ એની અપ્રમાણતા સુસિધ્ધ થઈ ) 'સ્વામીની વાતોનું પારાયણ થતું નથી પણ પારાયણની કથા થતી હોય ત્યારે વચલા વખતમાં વાતો વંચાય છે. વાત ૧૭૧ નિ. ૬/૧ (૧૯૭૫ વાળી આવૃત્તિ પાન ૨૦૫) તે વાંચી તે વાત અવતારોને ઉતારી પાડે છે. ( આ વાતમાં તે કોટાનકોટી ભગવાનના અવતાર જે શ્રીકૃષ્ણ રામચંદ્ર વાસુદેવ નરનારાયણ ઈત્યાદિક સર્વના કારણ મહારાજ છે. ને પૂર્વે અવતાર થઇ ગયા એવા તે આજ સત્સંગી ને સાધુ છે. બીજા અવતાર મોટા મોટા તે પારસમણી જેવા છે ને પુરૂષોત્તમ તો ચિંતામણી છે.' આમાં આવા અપશબ્દો છે. તે ઉપરથી ઉતારી પાડવાનું કબૂલ કરે છે) પાન ૨૯૨ જે વાત છે તેમાં અવતારોને ઉતારી પાડવા માટે વધુ પડતા શબ્દો વાપર્યા છે અને અપમાન કર્યું છે. ( આમાં–બીજાએ તો રાસ કરાવ્યા ને આ તોડાવે છે....ને બીજા ભગવાન તો કેવા છે ? તો તેનું દષ્ટાંત દીધું જે દીલ્હીના પાદશાહનું નામ શેરખાં તે બીજાથી નામ ના પડે. તે એક ગામનો સિપાઈ નામે શેરખાં દીલ્લી ગયો તેને પાદશાહે પુછ્યું જે "કેમ તારૂં નામ શેરખાં છે ?" ત્યારે કહે જે હું તો શેરખાં કેવો તો નામમાત્રે કરીને શેરખાં છું તે જેવાં પગરખાં ચબરખાં ને લબરખાં એવો છું. એમ ભેદ છે આવાં અપશબ્દોથી અવતારોને ઉતારી પાડ્યા છે. આ ઉપરથી તેને નઠારી વાતો કહે છે. એમ વાતોમાં સારી નઠારી ભેદ સ્વીકારીને તેમાં અપ્રમાણતા સ્વયં સ્વીકારે છે ) પેરા ૧૧૫ 'શિક્ષાપત્રીમાં શ્લો, ૨૯માં શ્રીજીમહારાજે કહ્યું છે કે અવતારોનું ખંડન થાય તેવી ચોપડી વાંચવી નહિ.' ( આથી અવતારોનું બહુજ ખંડન કરનારી ગુ. સ્વામીની વાતોને બહિષ્કાર પોતેજ સૂચવ્યો. )

ઉપર પ્રમાણે પોતાનો મનમાન્યો અર્થ સિદ્ધ કરવા પોતે માન્ય કરીને કોર્ટમાં રજુ કરેલી પાંચ પ્રકરણની ચોપડીની પણ અપ્રમાણતા છેવટે કોર્ટમાં સ્વીકારી. ઉપરની સઘળી હકીકતોનો સંપૂર્ણ વિચાર કરીને કોર્ટે પણ વાતોને અપ્રમાણ ગણી. જજમેન્ટનાં ગુજરાતી વાકયો–પેરા ૧૦૯ "પ્રતિવાદી નં. ૧ ગુણાતીતાનંદસ્વામીની વાતોને વચનામૃતો જેવીજ ગણે છે અને બોચાસણના સાધુઓ પારાયણ કરે છે, તેમાં આ વાંચવામાં આવે છે. (આંક ૨૬૮) આંક ૨૮૦ (શ્રીજીસ્વરૂપદાસ) તેમાંની કેટલીક વાતો શ્રીજીમહારાજે કહ્યું હતું તેની વિરૂદ્ધમાં હતી તેને ટેકો આપી શકયો ન હતો અને તેથી તેણે જણાવ્યું કે–તેઓ તેમાંથી કેટલીક વાંચે છે અને બાકીની નકારે છે" આ રીતે કોર્ટે

પણ ગુ. સ્વામીની વાતોને પ્રમાણ તરીકે ગણી નથી.

વળી આ પણ એક વસ્તુતત્વથી વિચાર કરવાનો રહે છે. શ્રીજીએ પોતાની સન્નિધિથી રચેલા કે રચાવેલા શિક્ષાપત્રી સત્સંગિજીવન વચનામૃત (સુધાસિંધુ) વિગેરે સંપ્રદાયમાન્ય ગ્રંથો આગળ તેનાથી બહુધા વિરૂદ્ધ વાતોનો કશો પણ હિસાબ હોઈ શકે નહિ. જેમ સ્વતઃ પ્રમાણ શ્રુતિઓ આગળ તેથી વિરૂદ્ધ સ્મૃત્યાદિકનો કશો હિસાબ નથી તેમ. માટેજ 'विरोधे त्वनपेक्षं स्यात्' આવો ન્યાય એમાં ઘટાવ્યો છે. આ બાબત સર્વમાન્ય છે. સંપ્રદાયના ગ્રંથોમાં પણ સર્વ કોઈ એમજ માને છે. એને માટે કોઈનો વિવાદ નથી. કિં બહુના–શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસ કે જે અત્યારે બંડ પંથના પ્રમુખ પ્રચાલક છે તેમના મુખ્ય શિષ્ય નિર્ગુણદાસ પણ એક લેખમાં વગર સાક્ષીએ એવી સારી સાક્ષી પુરે છે. આફ્રિકાના ચોથા હેવાલના પાન ૧૨૧ ઉપર એવા અભિપ્રાયનાં ડહાપણભર્યાં એમનાં વાક્યો **"શ્રીજીમહારાજનાં** શ્રીમુખનાં **વચન ઉપર વધારે તાન રાખવાનું છે.** ને આધુનિક મુક્ત આધુનિક એકાંતિક હોય ને તે નિરૂપણ કરતા હોય તે પણ વચનામૃત ભક્તચિંતામણિ જેવા ગ્રંથની સાખે તથા તેમાંજ લખેલા શબ્દનું પ્રમાણ થાય, પણ **ગોઠવણી કરી નિરૂપણ કરેલું હોય તો તેમાં પ્રતીતિ રખાય નહિ...શ્રુતિ ને સ્મૃતિ તેમાં શ્રુતિ પ્રમાણ વિશેષ ગણાય.** કારણ શ્રુતિ શ્રીમુખનાં વચન તે વેદ ગણાય. તે પછી ગોપાળાનંદસ્વામી ગુણાતીતાનંદસ્વામી આદિકનાં વચન તે સ્મૃતિ ગણાય...પણ તેમાં પણ શ્રુતિ જે વેદ તે **મહારાજનાં શ્રીમુખનાં વચન વચનામૃત તે શ્રુતિ** ગણાય. **તેને અનુસરીને શબ્દ હોય તેજ માન્ય ગણાય. બાકી તેથી વિરૂદ્ધ શબ્દ હોય તે માન્ય ગણાય નહિ એ નિર્વિવાદ છે.** માટે શ્રીમુખનાં વચનની સાથે શબ્દ હોય તેજ ઉત્તમ છે." આ પ્રમાણે છે. આ નિર્ણીત ન્યાય ગુણાતીતાનંદ વાતોને કેમ ન લાગું થાય? સારી રીતે લાગુ થાય તેમ છે. કેમકે શ્રીજીના મુખવચનરૂપ શિક્ષાપત્રી સત્સંગિજીવન વચનામૃત વિગેરે સંપ્રદાયમાન્ય ગ્રંથોથકી વાતો તો સર્વથા વિરૂદ્ધ છે એમ સંપ્રદાયનિષ્ઠોએ સારી રીતે નિર્ણય કર્યો છે. કિં બહુના–પ્ર. નં. ૧ ના સાક્ષી શ્રીજીસ્વરૂપદાસે પણ કેટલીક વાતોને શ્રીમુખનાં વચનોથી વિરૂદ્ધ ગણી છે અને કોર્ટે પણ એવો નિર્ણય આપ્યો છે. તો હવે ઉપરનાં વાદી પ્રતિવાદી સર્વનાં વાક્યોનો વિમર્શ કરતાં વાતોની અપ્રમાણતા નિર્વિવાદ સિદ્ધ થાય છે. સંપ્રદાયના મહાગ્રંથો આગળ પાશ્ચાત્ય વિમુખ વાતોનો કશો હિસાબ હોઈ શકે નહિ. માટેજ કોર્ટે ચારનેજ સકારણ પ્રધાનપદ આપીને નિર્ણય આપ્યો છે.

આ પ્રસંગને મળતી આ પણ એક વાત જુની જાણવા જેવી જણાવી દીધા જેવી છે. કેટલાક સત્સંગિજીવન શિક્ષાપત્રીને મુખ્ય માનીને વચનામૃતને અમુખ્ય માને છે. ત્યારે કેટલાક વચનામૃતને મુખ્ય માનીને સત્સંગિજીવન શિક્ષાપત્રીને અમુખ્ય માને છે. આ બાબતમાં પ્ર. નં. ૧ ના અંતરંગ અનુયાયી ઉલાસરામના પંડ્યા ઉલ્લાસથી કોર્ટના નિર્ણયને પ્રમાણપણે લઈને વચનામૃતને એક લેખમાં ગૌણ કહે છે. આ લેખ સુધામાસિકના વર્ષ ૭ અંક ૮ તા. ૧–૧૦–૩૪ પાન ૨૦૦ ઉપર છે. લેખનાં વાક્યો – "હાલમાં તો એટલુંજ કહેવું બસ થશે કે જેમ બન્ને દેશોની શિક્ષાપત્રી તથા સત્સંગિજીવન ગ્રંથો સર્વમાન્ય મનાયા છે તેમ **વચનામૃત ગ્રંથ આચાર્યોની તકરારોમાં અમદાવાદ તથા મુંબઇ કોરટે સર્વમાન્ય તરીકે ગ્રાહ્ય કર્યો નથી.** વળી શ્રીજીમહારાજે વચનામૃતો પ્રાકૃત વાણીમાં કહેલાં છે ને તેના ઉપરથી "સુધાસિંધુ" નામે સંસ્કૃત વચનામૃતો કરવામાં આવેલાં છે તે સત્ય છે" આ રીતે આ ભાઈએ શિક્ષાપત્રી સત્સંગિજીવન આગળ વચનામૃતને ગૌણ માન્યું જણાય છે. બોરસદ કોર્ટમાં પ્ર. નં. ૧ તરફથી દલીલો થઇ ત્યારે આથી વિપરીત વાત આવી હતી. એટલે વચનામૃતને મુખ્ય કરીને શિક્ષાપત્રી સત્સંગિજીવનને ગૌણ કરવામાં આવ્યા હતા. પણ આમાં કોર્ટે વચનામૃતને મુખ્યપણે નહિ માનવાનો નિર્ણય આપ્યો છે. જજમેન્ટના શબ્દો પેરા ૭૭ "શિક્ષાપત્રી ઉપર કંઈજ આધાર રાખવામાં આવેલો નહિ. અને એવી દલીલ (પ્રતિવાદી તરફથી) કરવામાં આવેલી કે–**વચનામૃત સંપ્રદાયના ચારેય ગ્રંથોમાં શ્રેષ્ઠ છે. હું આ વસ્તુ માન્ય રાખવા તૈયાર નથી અને આ દલીલને ટેકો આપવા કોઈ આધાર નથી"** આ પ્રમાણે નિર્ણય થયો છે. જ્યારે

વચનામૃતની આવી સ્થિતિ પ્રતિવાદીઓ કહે છે તો પછી તેની આગળ તેથી બહુધા વિરૂદ્ધ વાતોની તો ગણુતરીજ શી રીતે થાય ? સર્વાંશે અપ્રમાણજ ગણાય.

વળી આ વાતોના ગોઠવનારા છપાવનારા શોધનારા પ્રચાર કરનારા અને તેને વધુ પડતું માન આપનારા તો ગુણાતીતજ્ઞાનમંડળવાળા વિમુખ બંડીયાજ એક તરફી છે. બીજા કોઈ સારા વિદ્વાન સાધુ બ્રહ્મચારી સભ્ય સંપ્રદાયનિષ્ઠ પ્રામાણિક નથી. આ કારણથી પણ તેની સંપ્રદાયમાં પ્રમાણતા હોઈ શકે નહિ.

આ પ્રસંગે આ પણ એક ઉપયોગી ચર્ચા કરી લીધા જેવી છે. ગુ. સ્વામીના નામથી જુજવી જાતની વાતો બહાર પડી છે. તેમાંથી ફક્ત ૧૯૭૫ ૧૯૮૯ ની આવૃત્તિનેજ કેટલાક બંડીયા પિશાચવત્ વળગ્યા હતા. આ પહેલાં ઘણી આવૃત્તિઓ ૭ પ્રકરણની પાંચ પ્રકરણની નીકળેલી પોતાને હસ્તક વેચાએલીને પણ બીલકુલ વળગતા ન હતા. પછીની આવૃત્તિમાં આચાર્યની આજ્ઞા છાપી છે માટે પ્રમાણભૂત ગણાય અને પહેલીમાં આચાર્યની આજ્ઞા છાપી નથી માટે અપ્રમાણભૂત ગણાય એવો એમનો આશય હોય એમ સમજાય છે. આ આશય બહુ યોગ્ય નથી. ધારો કે કોઈ વિરૂદ્ધ ગ્રંથ પોતે આચાર્યેજ કર્યો હોય કે કરાવ્યો હોય અને મંદિર તરફથીજ છપાવીને બહાર પડયો હોય અને વેચાતો હોય તોપણ શું ? એટલામાત્રથી એ સર્વાંશે પ્રમાણભૂત છે એમ માની શકાય નહિ. પ્રમાણતા તો બહુધા પ્રામાણિક વિષયો ઉપર છે. ગ્રંથમાં વર્ણવેલા વિષયો શ્રીજી-અભિમત આઠ સચ્છાસ્ત્રોથકી તેમજ સંપ્રદાયના મુખ્ય પ્રમાણભૂત સત્સંગિજીવન વિગેરે પ્રબન્ધોથકી જો વિરૂદ્ધ હોય તો તે પ્રમાણભૂત ગણાયજ નહિ કોઈ આચાર્યે કે અધિકારીએ અર્થવશાત્ કે અજ્ઞાભાવવશાત્ કે વચનાવશાત્ એવું કામ કર્યું હોય તે ઉપરથી તે પ્રમાણભૂત થઈ ગયું એમ સુજ્ઞોથી માની શકાય નહિ. સો વર્ષે પણ કોઈ અભિજ્ઞ તપાસનાર મળે અને તેમાં કોઈ અંશ વિરૂદ્ધ નીકળે તો તે અપ્રમાણ વિમુખ થાયજ. એટલે પ્રમાણતામાં કેવળ આચાર્યની આજ્ઞાજ હેતું છે એમ નહિ પણ મુખ્ય પ્રામાણિક વિષયો છે. અમદાવાદના સગીર આચાર્યશ્રીના વાલીએ એક કામ એવું અજાણથી કરેલું પણ પાછળથી વિચાર કરતાં વિરૂદ્ધ જણાયાથી પોતે આચાર્યે મહાંત મારફત તે કામ રદ્દ કરાવ્યું આવો દાખલો હાલમાં સ્વામિનારાયણ ભાગવત વિષે બનેલો તાજો છે. ઉપરનો ન્યાય બીજા ગ્રંથો માટે પણ જાણી લેવો. વાતોની બાબતમાં તો પહેલી આવૃત્તિઓ છપાઈ તેમાં આચાર્યની આજ્ઞા ન હતી. છપાઈને બહાર પડતાં વિરૂદ્ધ જણાયાથી તેને નોટીસ અપાઈ, એટલે તેની અપ્રમાણતા પરિપૂર્ણ થઈ. પછીની આવૃત્તિમાં ખરી રીતે આચાર્યની આજ્ઞા લેખી કે મુખી નથી. છાપનારે ગ્રાહ્ય માન્ય થવા માટે છાપી દીધી છે. એટલામાત્રથી પ્રથમથીજ નિષિદ્ધ થએલી વિરૂધ્ધ વાતોનું પ્રામાણ્ય હોઈ શકે નહિ. વિરૂદ્ધ હોય તે વાતો જ નહિ. એ તો એક જાતનાં ગપોડાંજ ગણાય. એવી પાશ્ચાત્ય વાતોને સંપ્રદાયના મુખ્ય પ્રાચીન ગ્રંથો આગળ કેટલું માન આપી શકાય તે સુજ્ઞો સમજી શકે છે. ગોળ ખોળની કે કાચ મણિની કાંઈ સરખી કીંમત હોય નહિ. બહુ વિચારીએ તો સંપ્રદાયના મુખ્ય ગ્રંથો અને વાતોને તેજસ્તિમિર જેટલું અંતર છે.

વળી આ વાતોનો વિશદ વિચાર કરીએ તો પરબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્ રામકૃષ્ણાદિ અવતારો તેમનાં લોકકલ્યાણકારી દિવ્ય ચરિત્રો, તેમને પ્રતિપાદન કરનારા ગીતાદિ સદ્ગ્રંથો, સંપ્રદાયના માન્ય ગ્રંથો અને સંપ્રદાયના મોટા પરમહંસો વિગેરેનું નિકંદન કરવામાં કાતરણીરૂપ છે. આવી વાતો ગુણાતીતાનંદસ્વામી કદાપિ મનથી પણ કરે નહિ. કેમકે **'કૃષ્ણ અને કૃષ્ણના અવતારોનું કુયુકિતથી ખંડન કરનારાં શાસ્ત્રો ન માનવાં.'** આ શિક્ષાપત્રીની આજ્ઞાને જાણતા હતા. વળી પોતાને ગામે પધારેલા શ્રીજીએ સ્વામીના પુછવા ઉપરથીજ **'કૃષ્ણ અને કૃષ્ણના અવતારોનું ખંડન કરવું અને એમનાં અદ્ભુત ઐશ્વર્યમાં શિશુપાલની પેઠે દોષ આરોપવો એજ અસુરનું મુખ્ય લક્ષણ છે.'** એવો ઉપદેશ આપેલો એને પણ જાણતા હતા. વળી વચનામૃતાદિ ગ્રંથોમાં શ્રીજીએ વર્ણવેલા રામકૃષ્ણાદિ અવતારોના સર્વોપરી અવતારી સર્વોપાસ્ય મહિમાને પણ જાણતા હતા. વળી પોતેજ કૃષ્ણાનંદ પદ્યોને ગાતા હતા. વળી શ્રીજીસ્થાપિત રાધારમણદેવના તો મહાંત હતા. આવા સ્વામી એવી રામકૃષ્ણાદિ અવતારોને તુચ્છ રીતે ઉતારી

પાડવાની વાત કરેજ નહિ. એટલુંજ નહિ પણ કોઈ અસુરો કરે તો તેને પણ ભરસભામાં ઝાટકીજ નાખે, આવા સ્વામી ઉપર આવી વાતોનું કર્તાપણું આરોપવું તે તેમને માટે બીલકુલ સારૂં નથી. બાહ્ય શિષ્યો આરોપે છે તે મોટી ભુલ કરે છે અને તેથી સ્વામીની મહત્તાને મહા હાનિ પહોંચાડે છે. તેમના શિષ્ય બાલમુકુંદદાસ સ્વામી પણ ઉપરની બધી સાંપ્રદાયિક શાસ્ત્રીય પરિસ્થિતિ જાણતા હતા. એટલે એ પણ એવી વાતોનો સંગ્રહ કરેજ નહિ. કદાચિત્ એવી વાતો ગુરૂથી થઇ ગઈ હોય તો પણ શિષ્ય સ્વામી તો તેમાં વિવેક વાપરેજ. માટે સ્વામીને માથે સંગ્રહકર્તાપણું આરોપવું તે પણ તેમને માટે સારૂં નથી. સંગ્રહ તો પહેલેથી થએલો હતો, એમ ઉપરના સ્વામી વિષે કર્તાપણું કે સંગ્રહકર્તાપણું નહિ આરોપતાં બીજા બાહ્ય બંડીયા વિષે આરોપવું સારૂ સત્યાવલંબી સંભવિત સમન્વિત છે. ઉપર મુજબ આ વાતોની પ્રમાણતા કોઈ પણ રીતે નથી. બીજી બધી બનાવટી વિરૂદ્ધ વાતોની પણ સ્થિતિ એવીજ અપ્રમાણ સમઝી લેવી. સુજ્ઞેષુ કિં બહુના.

વળી આ સઘળી વાયડ વાતુમાં એક તો જુઠ અને અનિદ્ય સર્વકોઈની નિંદા એ બેજ વસ્તુ ભરેલી છે. આ બાબતને સ્વામીના મુખ્ય શિષ્યોજ લોકશ્રુતિના અનુવાદથી તેમનેજ સાચેસાચુ સૂચવી દે છે. પ્ર ૬ની પ્ર. ૫ વાત ૧૦૧ " હરિશંકરભાઈએ પુછ્યું જે **લોકમાં તો આપણને એમ કહે છે જે એ તો નિંદા બહુ કરે છે ને જુઠું બોલે છે માટે અકલ્યાણ થાશે તેનું કેમ સમજવું** " આનો કશો સીધો સારો ઉતર આપી શકયા નથી. આ ઉપરથી સાબીત થાય છે કે—વાતોમાં જુઠ અને નિંદા બેજ વસ્તુ ખરાબ છે. આ બાબતને શિષ્યો પણ સારી રીતે સમઝે છે. તેથી સાક્ષાત્ પુછવામાં સંકોચાતાં યુકિતપૂર્વક અન્યોકિતથી પુછી પણ લે છે. વળી '**અકલ્યાણ થાશે તેનું કેમ સમજવું**' એમ પણ પુછે છે. આ ઉપરથી આવી અનિંદ્યનિંદાથી અને જુઠું બોલવાથી અકલ્યાણ થવાનું પણ સમઝે છે. વળી લોકશ્રુતિ પણ પ્રમાણ તરીકે મનાય છે. લોકોનું કહેવું એમ છે કે-સ્વામી બહુ નિંદા કરે છે અને બહુ જુઠું બોલે છે. આ વાત પ્રસિદ્ધિજ થતી હશે એમ જણાય છે. જુઠ નિંદા તો વાતોમાં પદે પદે આવે છે એ નિશ્ચિત છે તો આવી જુઠ નિંદા ભરેલી અકલ્યાણકારી વાતોનું સંપ્રદાયમાં લેશથી પણ પ્રામાણ્ય હોય શકે નહિ. અપ્રમાણતામાં પ્રબળ પુરાવો આજ છે. આ વાત તો સર્વેએ સમઝવાની બહુ રહસ્યવાળી સર્વોપરી છે. શી જુઠ નિંદા છે તે પણ આગળ જણાવવામાં આવશેજ. વળી સ્વામી પણ પોતા માટે જનશ્રુતિ કેવી અવળી છે તેને સારી રીતે સ્વયં સમઝીને કહે છે પ્ર. ૩ ની વાત ૪૭" અને બીજા તો એમ માનશે જે સ્વામિ નિંદા કરે છે" આ ઉપરથી ઉપરની વાતને બરોબર ટેકો પોતાનો જ મળી રહે છે.

વળી વાતોમાં ગુ. સ્વામીના સ્વધામ સીધાવ્યા પછીનાં પણ ઢંગઢાળ વિનાનાં ગ્રામ્ય ગપોડાં જેમ તેમ ગોઠવી કાઢેલાં મળી આવે છે અને ગોઠવનાર પણ પાશ્ચાત્ય જાગો પ્રાગો નારાયણ વિગેરે ઈતર જાતિ જુઠા નિંદકોનાં મનમાન્યાં 'अहो ! ! रुपाण्यहो ! ! स्वरा:' એવાં વખાણ વારે વારે આવે છે. આથી સ્વામીનું ખોટું નામ આપીને પોતાના મૂઢ મહિમા માટેજ ગોઠવી કાઢેલી નિશ્ચિત થાય છે. આ ઉપરથી પણ ભાજીપાલા જેવી નિર્બીજ વાતોની અપ્રમાણતા અતિ સારી સાબીત થાય છે.

પ્ર ૩ ની વાત ૩૧ 'અમે જાગા ભકતને જુનાગઢથી મેંગણી તેડાવ્યા. તે રણછોડ ભકત ( શિષ્ય રાઠોડ )ને જોડે લઈને આવ્યા. **પછી અમે વાતુ દર્શન પ્રસાદી આપીને મળ્યા.** જાગાભકત નાવા ગયા હતા તે નાહીને આવ્યા તે શામજી ( ખોજા ) ભાઈ વચનામૃત વાંચવા લાગ્યા ત્યારે અમે કહ્યું જે **જુવાન અવસ્થા છે ને રજોગુણ પ્રધાન છે માટે આવાં વેદાંતનાં વચનામૃત વાંચવાં નહિ,** ત્યારે જાગા ભકતે કહ્યું કે મારે કયાં વચનામૃત વાંચવાં ? ત્યારે અમે કહ્યું જે **તમારે તો સર્વે વચનામૃત વાંચવાં. અને તમે તો અક્ષરધામના અતિ ઉત્તમ અનાદિ મહામુક્ત છો.** ને નૈમિષારણ્યને વિષે મોટા મોટા મુનિઓ પણ સુત પુરાણીથકી નિરંતર કથાવાર્તા સાંભળે છે તેમ **તમો તો મોટા મોટા મુકતને પણ સમાગમ કરવા યોગ્ય છો.** પછી રણછોડ ( મોચી ) ભકતે હાથ જોડીને કહ્યું જે જાગાભકત તો બહુજ

મોટા તે આજ તમે કહ્યું ત્યારે જાણ્યું. પછી અમે કહ્યું જે જેમ **પાંચસો પરમહંસમાં અમને જેમ છે તેમ કોઈ કળી શકયા નહિ તેમજ આ જાગાભકત પણ કોઇના કળ્યામાં આવે તેવા નથી. અને શ્રીજીમહારાજને અમે અનંત જીવોનાં કલ્યાણ કરવા સારૂ જે જે બ્રહ્માંડમાં મનુષ્યાકૃતિ ધારીએ છીએ ત્યારે જાગાભકત પણ અમારા ભેળા હોય છે.** અને શ્રીજી મહારાજનું અને અમારૂ સ્વરૂપ જેવું છે તેવું અનેક જીવોને સમઝાવીને શુદ્ધ ભાવ પમાડીને આત્યંતિક મોક્ષની પ્રાપ્ત કરાવે છે' વિગેરે.

આ છળશબ્દોનો સુજ્ઞોએ સંપ્રદાયની દષ્ટિએ દીર્ઘ વિચાર કરવા જેવો છે. આ તો "ગુરૂ લોભી અને ચેલા લાલચુ. દોનો ખેલે દાવ" એના જેવી વાત છે. લાલચુ ચેલાઓ ગુરૂનો મહિમા ગાય અને લોભી ગુરૂઓ ચેલાનો મહિમા ગાય. ધર્મ અધર્મ યોગ્ય અયોગ્ય સત્ય અસત્ય સંભવિત અસંભવિતનો તો કેને વિચારજ કરવો છે? શું ગુ. સ્વામી પાસે જાગા પ્રાગા શામજી (મોચી દરજી ખોજા) સીવાય બીજો કોઈ વચનામૃત વાંચનારજ શિષ્ય સાધુજ નહિ હોય? અને વળી શું આ વખતે કોઈ મોટા નંદ સાધુઓ કે બીજા મોટા શિષ્ય સાધુ બ્રહ્મચારીઓ ઉચ્ચ જાતિના નહિ હોય? કોઈનું નામ કે મહિમા નહિ કહેતાં જાગા વિગેરેનોજ મહિમા હદ ઉપરાંત સ્વામી કહે એ સંભવિત હોઈ શકે? એ સમયે મંદિરમાં જાગા પ્રાગા રણછોડ શામજી વિગેરે કાંઈ હિસાબમાં હોઇ શકે? અસ્પૃશ્ય જાગા ભકતને સ્વામી મળ્યા એ બન્નેનો ધર્મ કહી શકાય? "પાંચસો પરમહંસમાં અમને જેમ છે તેમ કળી શકયા નહિ તેમજ આ જાગાભકત પણ કોઈના કળ્યામાં આવે તેવા નથી" આ વાત સંપ્રદાયમાં સંભવિત છે? પાંચસો પરમહંસો કરતાં સ્વામીનો મહિમા અધિક અને સ્વામીના જેવોજ જાગાનો મહિમા, આ તે કાંઈ વાત જેવી વાત. આથી બધાય મોટાઓનો મહાદ્રોહ કેમ ન કર્યો કહેવાય? જે જે બ્રહ્માંડમાં સ્વામી જાય ત્યાં બીજા કોઈ નહિ પણ જાગાભકતને સાથે જ લઈ જવાનું સંભવે છે? શું ત્યાં જાતિધંધાવાળા મોચી દરજી ખોજાની જરૂર પડતી હશે? શું સ્વામીનું સ્વરૂપ જાગા પ્રાગા શામજી વિગેરે ઈતર સીવાય બીજાને સમજાવવાનો અધિકારજ નથી? શું મોક્ષ કરવાનો પણ શિકકો જાગાભકત એકલાનેજ મારી આપ્યો હશે? અતિ ઉત્તમ અનાદિ મોટા મુકતોને પણ સમાગમ કરવા યોગ્ય જાગા સીવાય બીજો કોઇ સ્વામીની દષ્ટિમાં યોગ્ય નહિજ આવ્યો હોય? નૈમિશારણ્યના ઋષિઓનું દષ્ટાંત જાગાને આપી શકાય? અક્ષરધામમાંથી ઉતરી આવેલાને મોચી જાતિમાં જન્મ કયા કારણે થયો હશે? શ્રીજીની સાથેના મુકતો તો ત્રણ વર્ણમાં જન્મ્યા હતા એમ સત્સંગિજીવનમાં વ્યકત છે. બીજાં બ્રહ્માંડોમાં સ્વામી મનુષ્યાકૃતિ ધારે ત્યારે જાગાભકત મોચીનો અવતાર ધારે કે બીજો કોઇ? સ્વામીના સહાયનુયાયી મોચી દરજી ખોજા સીવાય બીજા કોઈ સારા શિષ્ય હશેજ નહિ કે શું? જાગાભકત સીવાય બીજાને બધાં વચનામૃતો વાંચવાનો પણ અધિકાર નહિ આ કેવી વિચિત્ર વાત? વચનામૃતોમાં પણ વિભાગ શો? આ વાતો ઉપરથી એમ પણ માની લેવાય કે સ્વામીને જાગો પ્રાગો શામજી વિગેરે હીન જાતી સિવાય બીજા કોઈ શિષ્યજ નહિ હોય જેથી એમનાજ વધારે પડતાં વિમુખ લખાણો વારેવારે કરે છે. જો આ બધો વાત દોષભાર શુદ્ધ સ્વામી માથે ચઢાવીએ તો સંપ્રદાયની દષ્ટિએ સ્વામીની કેવી ખરાબ સ્થિતિ થાય તે શિષ્યોએ વિચારવાનું છે. જો સ્વામીને નિર્દોષ રાખવા હોય તો આવી વાતો એમણે કરીજ નથી એમજ ઉઘાડું સ્વીકારવું જોઈએ. જાગો પ્રાગો શામજી નારાયણ વિગેરે ઈતરોએ પાછળથી પોતાના મહિમા માટે સ્વયં જોડી કાઢી છે એમજ માનવું જોઈએ. અને છે પણ એમજ. તથાપિ અજ્ઞ શિષ્યો એને અજાણ્યુથી બાઝી પડયા છે. વાતોને ગોઠવવામાં એમનાજ નામો અડાવ્યાં છે તે પણ એક રીતે સારૂં કર્યું છે. આ કારણથી વાતોની અપ્રમાણતા સ્વયં સિધ્ધ થાય છે. આ ગરબડ ગોટાળા ઈતરોના ઓછા ન કહેવાય? શુદ્ધ સ્વામીને માથે કેવો દોષભાર આરોપ્યો છે તેનો આ એક સારો નમુનો છે. અસ્પૃશ્ય ઈતર જાતિ સાથે મર્યાદા મુકીને વધારે પડતો સંબન્ધ એ પણ એક દોષનું કારણ સ્વામી માટે કહી શકાય. આવો મહિમા ઈતરોનો કહેવાથી સ્વામીનો મહિમા સંપ્રદાયમાં વધે છે કે ઘટે છે તેનો વિચાર કરી લેવો. આવી વાતોને પ્રમાણ તરીકે કશામાં લઈ શકાય નહિ એટલુંજ કથનીય છે.

વળી ઉપરની વાતને મળતી બીજી એક મોટી વાત છે. પ્ર. ૩ વાત ૧૨૬ "તેમજ આ જાગાભક્ત કેવા છે તે જાતિ સામુ જોઈ પોતે ઉંચી જાતિના હોય એમ ધારી તિરસ્કાર કરે છે. પણ એ તો અજન્મા અમારી પેઠેજ છે અને અક્ષરના મહા ઉત્તમ સ્વતંત્ર અનાદિ મુકત છે અને એ ભકત તો મહારાજ અને આ સાધુ જે જે બ્રહ્માંડમાં પધારે છે ત્યાં ત્યાં ભેળાજ છે અને તેવા જે આ જાગા ભકત તેને વિષે મનુષ્યની બુધ્ધિ કરે છે તે નારકી થાય છે...અને આ અમારા ભકત તો અનંત કોટી અક્ષરના મહામુકતોમાં ઉત્તમ છે. એની આગળ સ્વરૂપાનંદસ્વામી જેવા મહાસમર્થ તે પણ ગણતીમાં નથી, અને સર્વે અમારા ગુણ તેનામાં છે અને અમારી અનુવૃત્તિ જેવી એ પાળે છે તેવી બીજા નથી પાળતા. અને તે તો અનાદિના મોટા છે અને જેમ મહારાજ અને અમારા સંબન્ધથી કલ્યાણ થાય તેમજ તેમના સંબન્ધથી કારણ શરીર જીવનું ટળી જાય છે. એવી સિદ્ધ દશાવાળા છે. અમારૂ પરમ સત્ય સ્વરૂપ છે. અમારે ને તેમને જુદાઇ નથી. આપણે તો ઉપલા દેખાવમાં ભુલા પડયા તેમજ આ રાઠોડ જાતિએ દેખાય છે પણ અનાદિ અક્ષરના મહા ઉત્તમ મુકત છે...આ તો અમને અખંડ ધરી રહ્યા છે. તે અમારા રૂપે વરતી અનંતને સમજણ આપી અક્ષરધામ આપે છે તેવા ભકતને વિષે જાતિબુદ્ધિ કેમ પરઠાય ? ત્યારે રૂપશંકર કહે હા મહારાજ ! એ ભકત તો એવાજ છે. આવો મહિમા જાગાભકતનો અમે જાણતા ન હતા તે આજે સુખીયા કરી આનંદ આપ્યો અને અમને સમાગમ કરવા દ્વાર બતાવ્યું. પછી સ્વામી બોલ્યા જે લાધો ભકત બહુ વાતો કરે છે પણ એકદેશી છે. આ જાગાભકત જેવા કોઈ સર્વદેશી પુરૂષ બ્રહ્માંડમાં નથી. એ તો મોટા મોટા મુકતોને પણ સમાગમ કરવા યોગ્ય છે અને અમારો હૃદ્ગત અભિપ્રાય તે યથાર્થ તો જાગાભકત જાણે છે તેવો બીજાને જાણવો બહુ દુર્લભ છે...જાગભકતને હૃદયમાં ભીડીને મળ્યા. રઘુવીરજી મહારાજ ગાડીમાંથી ઉતરીને જાગાભકતને મળ્યા ..ત્યારે મહારાજ બોલ્યા જે સ્વામી આ જાગાભકત જેવા નિરાવરણ દષ્ટિવાળા કેટલા શિષ્ય કર્યા છે ? પછી અમે કહ્યું જે એ જેવાતો એ એકજ છે" વિગેરે.

આ વિગીત વાત તો જુનાગઢીયા અને તે પછીથી આખા સંપ્રદાયે વિશેષત: વિચારણીય છે આ તો હીંગોરે હીંમ ઠર્યા જેવી વાત છે. જયારે મોટા મોટા નંદ સાધુઓ તેમજ સ્વામીના શિષ્ય સાધુ બ્રહ્મચારી• ઓની મોટી સંખ્યા મોજુદ હતી અને સંપ્રદાયની સ્થિતિ શુદ્ધ સુધારા ઉપર સજ્જડ હતી ત્યારે સ્વામી આવી લોકશાસ્ત્રનિંદિત વાત સ્વપ્ને પણ કરી શકે ખરા ? શું આવી વાત કરીને સ્વામીને સંપ્રદાયમાં રહેવાનો ખપજ નહિ હોય ? જોડાં સીવવાનો જાતિધંધો કરનારા અદીક્ષિત જાગા મોચીને બ્રહ્મજાતિ સ્વામી હૃદયમાં ભીડીને પ્રસિદ્ધમાં મળે અને વળી બ્રહ્મજાતિ રઘુવીરજી આચાર્ય ગાડીમાંથી ખાસ ઉતરીને મળે એ શાસ્ત્રથી સંભવિત છે ? શું તેઓ સંપ્રદાયમાં શ્રીજીએ બાંધેલા વર્ણધર્મના નહિ જાણનારા અધર્મી હતા ? સંપ્રદાયમાં સ્વરૂપાનંદ સ્વામીનો મોટો મહિમા ગ્રંથોમાં તેમજ આ વાતુમાં પણ બહુધા છે. આવા મહાસમર્થ સ્વામી પણ જાગાભકત આગળ કશી ગણતીમાંજ નથી આવી વાત સંપ્રદાયવાળા માની શકે કે સહન કરી શકે ખરા ? જાગાને અને સ્વામીને તેજસ્તિમિર જેટલું અંતર છે ત્યાં આવી વાત સંભવી શકે ખરી ? શ્રીજીનો સઘળો મહિમા સ્વામીમાં લાવ્યા અને સ્વામીનો મહિમા સઘળો રાઠોડ જાગામાં લાવ્યા આ વાત પણ સંભવે ખરી ? શું સંપ્રદાયમાં આ બે ગુરુ શિષ્ય સીવાય બીજી કોઈ સમર્થ યોગ્ય વ્યકિતજ ન હતી ? સ્વામીને રાઠોડ સીવાય બીજા કોઈ પણ શિષ્યજ નહિ હોય ? શ્રીજીના સંબન્ધથી અને સ્વામીના સંબન્ધથી જેવું કલ્યાણ થાય તેવુંજ જાગા મોચીના સંબન્ધથી કલ્યાણ થાય આ કેવી વંઢેલ વાત ? સ્વામીને સમાન દરજ્જો ભલે જાગો ભકત ભોગવે પણ શ્રીજીને સમાન દરજ્જો કેમ કહેવાય ? શું આ શ્રીજીનો સમોવડીયો કે સામાવાડીયો છે ? શું આ બે જણના સંબન્ધથીજ કલ્યાણ થવાનો ઈજારો અપાઈ ગયો છે ? કે મોરછાપ મરાઈ ગઈ છે ? વળી શ્રીજીનું પરમ સત્ય સ્વરૂપ સ્વામી અને સ્વામીનું પરમ સત્ય સ્વરૂપ જાગો રાઠોડ, આ કેવો વિમુખ મહિમા ? મહારાજ, સ્વામી

અને જાગો આ ત્રણુજ પ્રત્યે બ્રહ્માંડમાં સાથે પધારવાનું કહે છે આ કેવી લજામણી વાત ? શ્રીજી સાથે ત્રીજાને તો સમાવેજ નહિ આ કેવું બંડ ? શ્રીજીને આ બે જણાએજ વેચાણ કરી લીધા હશે કે શું ? સ્વામીના બધા ગુણો જાગા સીવાય બીજામાં નથી અને એના જેવો બીજો અનુવૃત્તિ પાળનારો નથી, આ કેવી લજામણી લબાડ વાત ? સ્વામીના શિષ્યોને લજાવનારી કે હલકા પાડનારી આ વાત શું ન કહેવાય ? સર્વ શિષ્યોને સમાગમ કરવાનું દ્વાર જાગોભક્ત અડાવ્યા તો બીજા શિષ્યોની અધમતા ન કહેવાય ? જાગા સીવાય બીજો કોઈ સ્વામીને હૃદ્દગત અભિપ્રાય યથાર્થ જાણનારો નજ મળે તો સ્વામીના બીજા શિષ્યોની કોડીની કીંમત કહેવાય કે નહિ ? આખા બ્રહ્માંડમાં જાગા જેવો સમાગમ કરવા યોગ્ય સર્વદેશી પુરૂષ જ નથી થતી. આ કેવી વાયડ વાત ? આથી સ્વામીના શિષ્યોની અને બ્રહ્માંડની અવગણના શું નથી થતી ? જાગા સીવાય બીજો કોઈ નિરાવરણ દૃષ્ટિવાળો શિષ્યજ ન મળે એ કેવી વિચિત્ર વાત ? બીજા બધા શિષ્યોની ભુંડી દશા શું ન કહેવાય ? સ્વામીને અખંડધારી રહેનારો અને તદ્રુપ થઈ સમઝણ આપી અક્ષરધામ આપનાર જાગા સીવાય બીજો કોઈ પાત્ર શિષ્ય ન મળ્યો એ પણ સ્વામી માટે બહુ અપશોષની વાત છે. અક્ષરના અત્તિ ઉત્તમ મોટા અનાદિ મુકતને નીચ મોચી જાતિમાં જન્મ થવામાં કયું પાપ આડું આવ્યું હશે ? શું સ્વામીના જોડા સીવવાજ એવો જન્મ લીધેલો ? આ બધુ વિચારીએ તો સ્વામીશ્રી આવી સંપ્રદાય વીરોધી વાત સ્વપ્ને પણ ન કરે. આ તો મોચી દરજી ખોજા વિગેરે અસ્પૃશ્ય અંત્ય જાતિ ભેગી થઈ પોતાનો મહિમા મૂર્ખવર્ગમાં વધારવા સ્વામીના ખોટા નામથી વાતો જુઠી જોડી કાઢી છે એમજ માનવું જોઇએ. ઈતર જાતિનો મહિમા કહેવાની પણ કાંઈ મર્યાદા તો હોવીજ જોઈએ. “વૈષ્ણવમાં જાતિબુદ્ધિ ન કરવી” એવું વચન લઇને વર્ણધર્મની સંકરતા કરવાનો શ્રીજીને કે મહામુનિજનોનો વિચાર ન હતો આવી વાતોનો બધો ભાર સ્વામી સાથે આરોપવામાં આવે તો સ્વામીની શી અવદશા થાય ? તે કોઈ વિચારશે કે ? આવી નિંદ્ય અછકલી વાતો સ્વામી નજ કરે એ સિદ્ધાંત છે. કદાચિત્ કહે તો પણ તે પ્રમાણપદને યોગ્ય તો નજ થાય એ પણ સિદ્ધાંતજ છે આ વાતુલ વાતનું વિવેચન ન કરીએ એટલું ઓછુજ છે.

વળી આ પણ એક વાત જાગાની મોટાઈ માટેજ જોડી કાઢેલી તદ્દન જુઠી છે. પ્ર ૩ ની વાત ૧૧૫ “એકવાર તદ્રુપાનંદસ્વામીએ કહ્યું કે–**મૂળીમાં રાધાકૃષ્ણ અને હરિકૃષ્ણ મહારાજને બોલાચાલી થાતી હતી** ને હું ગયો તે **હરિકૃષ્ણ મહારાજને રાધિકા કહે** કે આ બધા તમારા કહેવાય છે, તમારા પ્રતાપે પૂજાય છે, **પણ ભજન અમારૂ કરે** છે અને અમારા જેટલો તમારામાં ભાર નથી તે કેટલાક સાધુ હરિભકત પગે લાગતા નથી તેમને જોઇને કહે કે જુઓ અમારા તરફ કેવો ભાવ છે ? **પછી હરિકૃષ્ણ-મહારાજની મૂર્તિએ** મંદિરમાં જાગાભકત **ઉભા હતા તેની સામી આંગળી કરી** કહ્યું આ જે **મારા શ્વેતાંબરધારી ખરા ભકત છે તે તો તારા સામુ જુએ** પણ **નહિ તો ભજન તો શું** કરે ? એ તો ગોલોકના બધા ભેગા થયા છે તે અમારા કરતાં તમારામાં વધુ માલ માને” વિગેરે.

આ ગ્રામ્ય વાત રાધાકૃષ્ણે ઉતારી પાડવા અને જાગાનો તેથી મોટો મહિમા જણાવવા કેવી ઉટાંગ ગોઠવી કાઢી છે. કયાં ગુણાતીતાનંદ, કયાં તદ્રુપાનંદ, કયાં મૂળી, કયાં રાધાકૃષ્ણ અને કયાં હરિકૃષ્ણ અને કયાં રાધાકૃષ્ણનો સંવાદ, કયાં જાગોભકત, કેવુ “ઊટ પાડે ને આખલો તેનો ન બેસે દાખલો” એના જેવું જોડી કાઢ્યું છે એ શું રાધાકૃષ્ણને અને હરિકૃષ્ણને મૂળીમાં સાથે રહીને એવો સંવાદ કરવા પધરાવ્યા હશે ? મૂળીમાં સંવાદ થાય તો જુનાગઢમાં કેમ ન થાય ? જુનાગઢમાં રાધારમણ અને હરિકૃષ્ણ પધરાવેલા છે. આવો સંવાદ થાય એ તો પરસ્પર બહુજ કલેશ કુસંપ કહેવાય. એમની તકરારનો નિવેડો લાવે પણ કોણ ? વડતાલમાં રાધાકૃષ્ણ સાથેજ હરિકૃષ્ણને પોતે પધરાવ્યા છે તે શું એવો સંવાદજ કર્યા કરતા હશે ? આ બધી વાત કેવળ જાગાની જુઠી જડમોટાઈ માટે જાડી કાઢી છે. આ ઉપરથી ફકત રાધા પ્રત્યેનો આ બંડમંડળીનો દ્વેષજ તરી આવે છે. જાગાભકત રાધાનાં દર્શન ન કરતા અને તેની નિંદા કરતા હતા આ વાતને પુરતો ટેકો મળે છે. આ મોચી મંડળી રાધાની હદ ઉપરાંત નિંદા કરતી. દર્શન વખતે રાધાનાં દર્શન ન કરતી અને

અંધની પેઠે આંખો ગોચી જતી હતી. કોઈ એક અસુરે તો પૂજાની રાધાની ચિત્રમૂર્તિ ઉપર મેંશ પણ ચોપડવાનું પાપકર્મ કરેલું. આ ઉપરથી મોટી ખટપટ થએલી અને એ લીધા વિગેરે અસુરને સંપ્રદાય બહાર પણ કાઢેલા. આ બંડીયા મંડળમાં આ વાત એમજ અદ્યાપિ અનુવર્તે છે. જાણે રાધા સાથે કૃષ્ણના દ્રોહ માટેજ બધી આસુરમંડળી ફરીથી જન્મી હોય એવુંજ બધુ વર્તન ઉઘાડું છે. ક્યાં સંપ્રદાયનાં વચનામૃત સત્સંગિજીવન શિક્ષાપત્રી વિગેરે શાસ્ત્રો અને ક્યાં આ આસુરી વાત ? તેજસ્તિમિર જેટલું અંતર છે સ્વામીને તો રાધારમણદેવના મહાંત સેવક શ્રીજીએ નીમ્યા હતા. એટલે એ તો એવી વાત કરેજ નહિ. આ તો તેમના નામે ઠગી ખાનારા, તેમનું જ ખરાબ દેખાડનારા વિમુખોએજ જોડી કાઢેલી નક્કી છે. રાધાકૃષ્ણ કોણ ? અને હરિકૃષ્ણ કોણ ? એ બધુ વિવેચન આગળ આવશે આ બનાવટી વાત મૂળીવાળા તો જરૂર જાણતાજ હોવા જોઈએને ?

વળી પ્ર. ૩ ની વાત ૧૮૦ “ને દેશકાળ ન લાગે એવા મનુષ્ય ઝાઝા મળે નહિ. એ ઉપર પ્રાગજી- **ભક્તની વાત કરી જે અમારા સ્વરૂપની પ્રવરતી કરવા ઘણી ઉપાધી સહન કરે છે.** સત્સંગમાં કુસંગીએ તેનું બહુ અપમાન કર્યું પણ તિરસ્કારને ન ગણતાં ઉઘાડે છોગે મૂળ અક્ષર અમને કહ્યા. તે પવિત્રાનંદસ્વામીને કાનમાં કહ્યું કે આ સ્વામીને મૂળ અક્ષર સમઝી નિષ્ઠા કરશો તોજ અક્ષરનું સાધર્મ્યપણું આવશે ને મહારાજભેળું સેવામાં રહેવાશે. નહિ તો રખડશો. આવી વાત એવા મોટેરાને બીજાથી ન કહેવાય. પણ આને તો હરેક પ્રકારે બ્રહ્મજ્ઞાન પ્રવરતાવવાનુંજ તાન, તે આ કોઠારનો ધાબો નાંખતાં બોલે અને અમે પાસે ઉભા હઈએ ને અમારા સામા હાથ ધરી બીજાને બતાવે ને કહે જે ‘**આની મરજી વિના રે કોઈથી તરણું નવ તોડાય, આ વિના જાણજો રે બીજા માયિક સર્વ આકાર**’ તે કેટલાકને એ ન રૂચે. **પણ અમારૂં તેના ઉપર અપાર હેત** તે ઉઘાડા અહીં તો કોઈ બોલતા નથી. પણ બીજા ધખી રહ્યા છે. **પણ અમારો તેમના ઉપર બહુ રાજીપો** છે અને તે અમને સર્વોપરી અનાદિ મુળ અક્ષર સમઝે છે. **એટલે અમારાથી મોટા એક મહારાજ** છે **ને બીજા બધા આ મૂર્તિનુંજ ભજન કરે** છે. અક્ષરધામમાં કર્તુંમુકર્તું ને અન્યથાકર્તું શક્તિ છે. એવી જીવમાં નિષ્ઠા અમારા કહેવાથી થઈ ગઈ છે, જેથી તેમને પણ એમ છે કે સાચી વાત પ્રગટ પ્રમાણ સમઝીને પ્રવર્તાવવી તેજ પરમ એકાંતિક ભક્તિ છે...અમે તેને વાડીમાં એકવાર કહ્યું કે અમે મુળ અક્ષર છીએ એમ તમે સૌને કહો. પછી તેણે કહ્યું જે **હુ જાતે વહવાયું તે મારો ભાર ન પડે,** પણ કાંઈક ઐશ્વર્ય આપો તો મને પણ એમ રહે છે કે સૌને મારા જેવું સમઝાવી દઉં એમ અમને કહ્યું. પછી **ઓરડામાં અમારી સાથે તેને તેડી ગયા ને કહ્યું કે કરો ધ્યાન, તે ધ્યાનમાં દિવ્ય તેજોમય સચ્ચિદાનંદ બ્રહ્મના પ્રકાશથી ઓરડો ભરાઇ ગયો ને તેમાં અમને જેમ મૂર્તિમાન ઉભા હતા તેમજ એવા પ્રકાશને મધ્યે દીઠા.** અમે કહ્યું કે કેમ છે ? પછી તે બહુ આનંદ છે. તે વખતથી **તેની નિરાવરણ દૃષ્ટિ થઈ** ગઈ” વિગેરે.

આ આખી વાત જાગાના જેવાજ પ્રાગાના મહિમા માટે જુઠી જોડી કાઢી છે. સ્વામી પોત પોતાના મહિમાની આવી વાત કરી શકેજ નહિ. તેવી સ્થિતિ શક્તિ કે સમય ન હતો. આ તો વહવાયાંએ પોતાના મહિમા માટે જેમ ફાવે તેમ પાછળથી સ્વામીને નામે ગોઠવી કાઢી હશે. સ્વામીએ એવું શું વિમુખ ઐશ્વર્ય આપ્યું હશે કે સત્સંગમાં અનેકવાર અપમાનનો પાત્ર થયો અને છેવટે સંપ્રદાયથકી વિમુખ થયો. ઓરડામાં એકાંતે આપેલા ઐશ્વર્યનો પ્રતાપ તો આવો અવળોજ નીકળ્યો ને ? સ્વામીને ઐશ્વર્ય આપવાનું કે હેત કરવાનું પાત્રજ પ્રાગા સીવાય બીજું કોઈ શિષ્યોમાંથી નહિજ મળી આવ્યું હોય કે શું ? સ્વામીના મુળ અક્ષરપણાનું જ્ઞાન દુરાગ્રહથી પ્રવર્તાવીને પણ તેને અંતે તો વિમુખપદજ મળ્યું. આને અક્ષરજ્ઞાન કહેવું કે અનક્ષરજ્ઞાન ? નિરાવરણ દૃષ્ટિવાળાને આ બધો અનર્થ કેમ જાણવા જોવામાં નહિ આવ્યો હોય ? આને બ્રહ્મજ્ઞાન કહેવું કે ભ્રમજ્ઞાન ? આવી વાત સ્વામીએ કરી હોય તો તે કેટલા દોષના પાત્ર સ્વામી થાય એજ શિષ્યોએ વિચારવાનું છે. આ તે વાત કે વહવાયાંની વાયડી વેવલાઈ ?

વળી પ્ર. ૩ ની વાત ૨૩૮ "ગોંડલના દેવરાજ કડીયાની વાત કરી જે તેના આગળ **રાઠોડ લાધાભકતે મહારાજના સર્વોપરીપણાની વાત કરી** ત્યારે થાપટ મારી તે એને ન ગમ્યુ" આ વાત રાઠોડ લાધા ભકતના મહિમા માટે ગોઠવી કાઢી છે. શું રાઠોડ સીવાય બીજા કોઈ સ્વામી પાસે વાત કરનારજ ન હતા ? આ લાધોભકત મોચીમંડળમાં અગ્રેસર હતા અને વિમુખ થએલી પ્રકાશપુરીમાં પણ પ્રમુખ હતા એમ કહેવાય છે.

વળી પ્ર. ૩ની ૨૪૮ "લુણોભકત અંધારે સોઈ લઇ આવે, તેની વાત કરી છે જે મહારાજને પ્રતાપે નિરાવરણ દષ્ટિ થઈ હતી" આ ભકત પણ એક જાગા પ્રાગા લાધાની મંડળીના જણાય છે. નિરાવારણ દષ્ટિ કેને કહેવાય અને તેવી દષ્ટિવાળાની કેવી રીતે સ્થિતિ હોય તેનું તો કશું ભાનજ ન હોય અને કેવળ લવરીજ શિખ્યા હોય તેની આ તુચ્છ વાત હોય એમ જણાય છે.

પ્ર. ૩ ની વાત ૨૫૧ **'આ પ્રાગજી ભકતની વાતને સાંભળીને જે કોઈ એનો દ્રોહ કરે છે તેના ઉપર મહારાજનો કોપ થાશે તેથી એવાના અંતરમાં સુખ નહિ રહે અને અતિ કલેશને પામશે'** આ વાત પણ પ્રાગજીના પામર વખાણ કરવા જોડી કાઢી છે. બધા મહારાજનો કોપ તો તેની ઉપર થયો સંભળાય છે અને તેથી પ્રાગજીના અંતરને સુખ નહિ આવતાં અતિ કલેશને સ્વયં પામ્યો છે. એમ બધુ અવળુંજ બન્યું છે. છેવટે વિમુખના કાગળો લખાયા હતા એ શું થોડો કલેશ કહેવાય ?

પ્ર. ૩ ની વાત ૩૦૩ "સાચી વાત હોય તે સમઝાણી તો નિધડક રહેવું. જેમ આ પ્રાગજીભકતને અમને અક્ષર કહે છે પણ તેનું કેટલાક માનતા નથી પણ **અંતર્યામીપણું આવ્યા પછી ઘણો સમાસ કર્યો છે"** આ વાત પણ પામર પ્રાગજીના મહિમા માટે નિધડક જુઠી જોડી કાઢી છે. સર્વની અંદર રહીને નિયમ કરવાપણું તેને અંતર્યામિપણું કહે છે. આ તો એક પરમાત્મામાંજ સંભવે બીજામાં નહિ. મુળ સ્વામીમાંજ તે સંભવિત નથી તો શિષ્યને શું આપે ? 'मूळ नास्ति कुतः शाखाः' આ તો પારમેશ્વરી મોટાઈ નિરવાધક કહેવાય. જો સ્વામીને જ્ઞાતા કહીએ તો આવી વાત કરી શકેજ નહિ. અંતર્યામિપણું આપ્યા પછી સમાસ તો વિમુખ થવાનો થયો જણાયો છે. આને સમાસ કહેવો કે અસમાસ ?

વળી પ્ર. ૬ ની પ્ર. ૩ વાત ૧૭ **'આ બે જણ હું કહું એમ કરે છે તો ત્યાંના તેને વિમુખ જાણે છે'** આ વાત પણ જાગા પ્રાગાની સરસાઈ અને બીજાની હલકાઈ માટે જોડી કાઢેલી કઢંગી છે. શું સ્વામીનો કોઈજ અંગસેવક કહે તેમ કરનારો જુનાગઢમાં નહિજ હોય ? શું આ બે નકામા નીચ અનુ-પયોગીજ સ્વામી કહે તેમ કરનારા હશે ? આ કેવી વિમુખી વાત ? વાતો ગોઠવનારા જયાં પોતે હોય ત્યાં શા માટે કશી મણાજ રાખે ?

પ્ર. ૬ ની પ્ર. ૫ વાત ૨૦૬ **'પ્રાગજી બહુ સારાં વચનામૃત ગોતી કાઢે છે ને બહુ સારી વાતુ કરે છે તે ઉપર અમારો બહુ રાજીપો છે,** આ વાત પણ અનેક અર્થસૂચક છે. વચનામૃતમાં સારાં નરસાં એવો ભેદ પાડી શકાય નહિ તેને મનસ્વી રીતે પાડ્યાનો આ એક પુરાવો છે. જેમાં સંતનો કે અક્ષરનો મહિમા આવે એ વચનામૃત સારાં અને બીજા નહિ સારાં એમ મનસ્વી માનીને, એવા સંત કે અક્ષર આ સ્વામી છે એવી ગોઠવી કાઢેલી વાયડી વાતુ કરતા હશે તેથી સ્વામી બહુ કુલાઈ જઈને રાજીપો કહેતા હશે. આમાં 'परस्परं प्रशंसन्ति अहो ! ! रूपाण्यहो ! ! स्वराः' એના જેવાં વિમુખી વખાણ સીવાય બીજો કશો ગ્રાહ્ય અર્થ નથી. બહુ સારાં વચનામૃત ગોતી કાઢયાં અને બહુ સારી વાતુ કરી અને બહુ રાજીપો મેળવ્યો, એનું ફળ તો છેવટે સંપ્રદાયથકી વિમુખ થવામાં પરિણમ્યું. આને સારાં વચનામૃત કહેવાં કે નરસાં ? સારી વાતુ કહેવી કે નરસી ? સ્વામીનો બહુ રાજીપો કહેવો કે કુરાજીપો ? વચનામૃતમાં સારાં નરસાં મનસ્વી કરવા ગયા એનુંજ આ મહાપાપ લાગ્યું કહેવાય. સ્વામીની- દષ્ટિએ પ્રાગા સીવાય વચનામૃત વાંચનારો કે વાતુ કરનારો કે રાજીપો મેળવનાર બીજો કોઈ શિષ્ય નહિજ હોય કે શું ? અસ્તુ ગપ્પાંમાં બીજુ સારૂ હોયજ શું ?

પ્ર. ૬ ની પ્ર. ૫ વાત ૩૮૨ "સ્વામી કહે **જીવ બાંધવામાં જોગેશ્વરદાસજી જાગાભક્ત** લાલાભાઈ કલ્યાણભાઈ છે" વાત ૩૮૭ "પછી સંગ કરવાનું કહ્યું **તેમાં પ્રથમ જાગાભક્તનું કહ્યું. તે પછી બીજાં નામ લીધાં"** આ વાતમાં જીવ બાંધવા યોગ્ય અને સંગ કરવા યોગ્યની ગણતીમાં જાગા-ભક્તને મુખ્ય ઠરાવ્યા છે. આ તો હીંગોરે હીમ ઠર્યાં જેવી વાત છે. શું સ્વામીના શિષ્ય ત્યાગિવર્ગમાં જાગા સીવાય બીજો કોઈ મુખ્ય સમાગમ કરવા યોગ્ય નહિજ હોય ? નીચ પોતાની મોટાઇ અને ઉચ્ચ બીજાની હલકાઇ માટે કેવી વાત જોડી કાઢી છે તેનો આ એક સારો નમુનો છે. પોતેજ જ્યાં વાતો ગોઠવનારા હોય ત્યાં શા માટે બાકી રાખે ? આથી આખા સંપ્રદાયની અવગણના શું નથી થતી ?

પ્ર. ૬ ની પ્ર. ૫ વાત ૩૯૫ 'કોઈ કે સ્વામીને કહ્યું જે **આ પ્રાગજીને તમે ઐશ્વર્ય આપ્યું તે છકી ગયો માટે શેખજીની પેઠે કરો.** ત્યારે સ્વામી કહે આ ઠોટ ખોડીયું નથી **આતો પાતાળે પાયા છે, ખરા રાજીપાનું ફળ છે"** આ વાત તો અતિ વિસ્મયનીય છે. પ્રાગજીને ઓરડામાં એકાંતે લઇ જઈને શું ઐશ્વર્ય આપ્યું હશે તે તો તે બે જણાજ જાણે. બીજો કોઈ સભ્ય સાક્ષી ન હતો. સ્વામીના મુળ અક્ષરપણાની એકદેશી વિમુખી લવરી સીવાય બીજુ કાંઇ ઐશ્વર્ય જણાયું નથી. પોતે વહવાયુ અછકલી જાતિ અને વળી એવી છકથી લવરી કરવા શીખ્યા તેથી કોઈએ સ્વામીને ઐશ્વર્ય પાછું ખેંચી લેવાની ફરીયાદ કરી. પણ સ્વામીએ તેમ નહિ કરતાં પાતાળમાં પાયાવાળો બહુ રાજીપો જણાવ્યો. ઐશ્વર્યનું કે બહુ રાજીપાનું ફળ તો જ્યાં ત્યાં હાડહાડ થઈ છેવટે સત્સંગથી વિમુખ થયા એજ સર્વને જોવામાં આવ્યું છે. જો કે મુળમાં આપવાની શક્તિ પણ ન હતી તેમ અપાય એમ પણ નથી તેમ આપ્યું પણ નથી તથાપિ માની લઈએ કે કે કાંઈ આપ્યું હશે પરંતુ છકમાં આવવાથી શેખજીની પેઠે ખેંચી પણ લીધું હોય અને તેથીજ બધી અવળી દશા વિમુખ સુધીની થઈ હોય તો પણ કોણ જાણી બેઠું છે. વિષમ ફળથી ઉપરનું અનુમાન થઇ શકે. પાતાળમાં નાખેલા પાયાને પણ હચમચાવી મુકે એવા ઘણા સમર્થ મળી આવ્યા છે એમ પણ સ્પષ્ટ થાય છે. આને ખરો રાજીપો કહેવો ? કે ખરાબ રાજીપો કહેવો ? કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરી શકાય છે.

વળી પ્ર ૨ ની વાત ૧૯૯ 'પાળાએ સ્વામીને પગે લાગીને કહ્યું કે **અમે તમારો સમાગમ કરીએ છીએ છઈએ તે સારૂ અમને હેરાન કરીને મંદિરમાંથી કાઢવાનું કરે તેનું શું કરવું ? સ્વામી કહે આંહિ તો મેં બોલાય નહિ..** ત્યારે રવાજી કહે મને કોલ દ્યો, તો કહે તને તો છેજનાં પછી કોલ દીધો" આ વાત પણ અનેક અર્થની સૂચક છે. સ્વામીનો સમાગમ કરનારા પાળા સીવાય બીજા કોઇ સાધુ વિગેરે નહિજ હોય કે શું ? મંદિરમાંથી વિમુખ કરી કાઢી મુકેલા પાળા રવાજી લાધોજી વિગેરેજ જણાય છે. કર્તુંમકર્તું અને અન્યથાકર્તું શક્તિ સુધીનો પારમેશ્વરી મહિમા ગાનારા પાળાઓનું કશુંજ ધોળકું સ્વામીએ તો ધોળ્યું નહિ. છેવટે બીચારા બહાર નીકળી હેરાન હેરાન થઈ મરી ગયા. પાળાઓને સમાગમનું ફળ તો બહુ સારૂ વિમુખ થવા સુધીનું વિષમ મળ્યું.

ઉપર પ્રમાણે સ્વામિના નામથી જાહેરમાં આવેલી વેવલી વાતોમાં જાગો મોચી, પ્રાગો દરજી, શામજી ખોજો, વિગેરેનોજ સર્વોપરી મહિમા વર્ણવામાં આવે છે. જાણે એમના મહા મહિમા માટે ગોઠવી કાઢી હોય એવી સ્થિતિ છે. જેવો સ્વામીનો મહિમા એવોજ જાગા પ્રાગાનો ગોઠવ્યો છે, એટલે સ્વામી માટે જે વિશેષણો અપાયાં છે. તે જાગા પ્રાગાને પણ અપાયાં છે. આવા હેતુથીજ જાગા પ્રાગા ભક્તને પણ સદ્ગુરૂ સ્વામી, અનાદિ મહામુક્ત, અક્ષર મહારાજ વિગેરે વિશેષણો આપવામાં આવ્યાં જોવામાં આવે છે. સ્વામીને સમાન દરજ્જો આપ્યો એટલે જેમ સ્વામીને સર્વોપરી ભગવાન ઠરાવાની છળ યુક્તિઓ વાતુમાં વાપરી છે તેમ જાગા પ્રાગા માટે પણ વાપરી જણાય છે. 'સ્વામિનારાયણ' આ અખંડનામમાં જેમ સ્વામિશબ્દથી ગુણા-તીતાનંદને ગોઠવ્યાનું ધતીંગ ચલવ્યું તેમ અદીક્ષિત અસાધુ જાગાને પણ ગોઠવવા તેને પણ **સ્વામી** શબ્દથી કહેવાનું ધતીંગ ચલવ્યું હોય એમ જણાય છે. માટેજ જાગાભક્તનું સ્વામી સાથે સર્વથા એકરૂપપણું અને

સ્વામીનું શ્રીજી સાથે એકરૂપપણું વાતુમાં ગોઠવવામાં આવ્યું છે. જુનાગઢમાં જાગા સીવાય સદ્‌ગુરૂ તો કોઇ હતોજ નહિ કે શું ? શ્રીજી મહારાજની માફક પ્રાગજીને તો મહારાજ શબ્દથી કહેવાનું પણ વંઢેલ ધતીંગ ચલાવ્યું છે. ગુ. સ્વામી તો એક શ્રીજીનેજ મહારાજ શબ્દથી કહેતા એમ વાતુમાં વ્યકત છે. આ બધુ શ્રીજી-સ્થાપિત સંપ્રદાયની દૃષ્ટિએ શું યોગ્ય છે ? કયાં સંપ્રદાય અને કયાં ગુણાતીત વિમુખપંથ ? બન્ને વચ્ચે તેજસ્તિમિર જેટલું અંતર ઉઘાડું છે. જાગા ભકતને કેટલાક ભગવાન તરીકે માનતા હોય એમ એક વાત ઉપરથી સમઝાય છે. મુક્તચિંતામણી પાન ૧૪૧ "એક વખત જુનાગઢમાં નાગર મંડળ સૌ મળીને સ્વામી જાગાભકતને એકાંતે બોલાવીને ઠપકો દેવા લાગ્યા જે **તમારા શિષ્યો તમને ભગવાન કહે છે'** આ વાત ઉપરથી ઉપરની વાતને ટેકો મળે છે. શિષ્યો એવું ધતીંગ ચલાવતા હશે અને તેથીજ વાતનો પ્રચાર થતાં નાગર મંડળ સુધી વાત પહોંચી અને ઠપકો દેવા આવ્યા. આવો મહિમા ગોઠવેલો હોવાથીજ તેના ફોટાઓ ચિત્રો કરાવીને પૂજવાની પ્રવૃત્તિ વિમુખોમાં થઈ હશે તેમજ તેનાં અષ્ટકો સ્તોત્રો આખ્યાનો કીર્તનો વિગેરે પણ બન્યું હશે. આટલેથી એ વાત અટકી નથી. જાગાભકતના શિષ્ય મોચી રણછોડભકત કરસનજી વ્યાસ વિગેરેનાં અષ્ટકો ફોટાઓ વિગેરે પણ પ્રવર્તેલું જાહેર જોવામાં આવે છે. ઉપરનાં કારણોને લીધેજ તે તે સમયે ઘણાને વિમુખ કરી સંપ્રદાયથી કાઢી મુકયા છે. પ્રાગજીને વિમુખ કરી કાઢી મુકવાની વાતને તેમના શિષ્ય ઉલ્લાસરામ સ્વા. ના પ્રકાશ માસીકના વર્ષ ૨ અંક ૧૦ પાન ૨૩૪ ઉપરના લેખમાં "**ભગતજી મહારાજને તથા શામજીભાઇને સત્સંગમાંથી વિમુખ કર્યાના કાગળો ફેરવી જુનાગઢથી ભગતજીને વિદાય કરતાં એક સાધુએ ઝેરનું ભાથું કરી આપ્યુ**" આવા શબ્દોમાં કહે છે. તળ જુનાગઢમાં પ્રાગજીને ઝેરનું ભાથું કરી આપે એવા પણ સાધુ હોવાનું આથી જણાય છે. આ ઉપરથી જુનાગઢમાંજ ગુણાતીતજ્ઞાનના વિરોધી સાધુઓ હોવાનું નિશ્ચિત થાય છે. વિમુખ કરી કાઢી મુકવાનું ખરૂ કારણ તો ઉપરનું શુષ્ક નિરક્ષર જ્ઞાનજ હતું. આ જ્ઞાન નામના અજ્ઞાનની ઉપાધિઓ ઓછી ન કહેવાય. કહેવાની વાત એટલી છે કે, જેમાં ઉપર કહ્યાં એવાં કેવળ ક્ષુદ્ર જાગા પ્રાગા વિગેરેના મહિમાવાળાં ગ્રામ્ય ગપોડાંનીજ ગોઠવણી છે એવી વાતોની પ્રમાણતા સંપ્રદાયની દૃષ્ટિએ લેશથી પણ હોઇ શકે નહિ. સંપ્રદાયનાં માન્ય પુસ્તકોથકી વિરૂદ્ધ વિમુખ માન્ય વાતો પણ વિમુખજ છે. આ રીતે આ કારણથી પણ વાતોનું અપ્રમાણ્ય સુસ્થિર થાય છે. એટલે સંપ્રદાયનો કોઈપણ અર્થ સાધવામાં આ વાતો લેશથી પણ પ્રમાણ તરીકે સ્વીકારી શકાય નહિ એટલુંજ તત્વ છે.

આ એક મુખ્ય બાબત તો સૂક્ષ્મ દૃષ્ટિથી બહુજ વિચારવા જેવી છે. શિક્ષાપત્રીમાં શ્લોક ૧૦૪ થી જીવ માયા અને પરમાત્મા આ ત્રણ તત્વો સર્વેએ અવશ્ય જાણવાનાં જણાવ્યાં છે, તેને માટે શાસ્ત્રોની આવશ્યકતા હોવાથી શ્લો. ૯૩ થી ૯૫ સુધીમાં અભીષ્ટ વેદાદિ આઠ સચ્છાસ્ત્રો ગણાવીને, તેમાં જે વિશેષ સમઝવાનો છે તે પણ શ્લો. ૯૬ થી ૧૦૨ સુધીમાં નિરૂપણ કર્યો છે. સંપ્રદાયની પુષ્ટિ માટે મુખ્ય ગ્રંથ સત્સંગિજીવન છે. શિક્ષાપત્રી એની અંદર આવી જાય છે. શ્રીહરિની વાર્તાઓનો ચાર સદ્‌ગુરૂઓએ સંગ્રહ કરેલો તે વચનામૃત છે. આ ગ્રંથો થયા પછી બીજા પણ કેટલાક ગ્રંથો સંસ્કૃત પ્રાકૃત થયા છે. પણ આ ગ્રંથો ઉપરના મુખ્ય ગ્રંથોને અનુસરીને હોવા જોઇએ. જે વિરૂદ્ધ હોય તે પ્રમાણભૂત મનાય નહિ વિવાદગ્રસ્ત વસ્તુનો છેવટે નિર્ણય તો ઉપરના પ્રાથમિક પ્રામાણિક પ્રબન્ધોથીજ થાય. આજ પ્રમાણે સત્સંગિજીવન વચનામૃત વિગેરે પ્રબન્ધોમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આનું ઉલ્લંઘન કોઈપણ સંપ્રદાયાનુયાયી કરી શકે નહિ. આના અનુસંધાનથીજ સઘળો સદર્થ સમઝવાનો છે.

જેનાથી સાંપ્રદાયિક સઘળો સદર્થ સિદ્ધ કરી સ્વીકારી, નિઃશ્રેય સંપાદન કરવાનું છે એવાં શ્રીજી-અભિમત વેદાદિ આઠ સચ્છાસ્ત્રો અને સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્ર સત્સંગિજીવન શિક્ષાપત્રી વચનામૃત વિગેરેની પણ જે તે પ્રકારે ઘણી નિંદા વાતોમાં નાસ્તિક દ્વેષીની પેઠે ઉઘાડી કરવામાં આવી છે. આ બધુ નિંદ્ય કર્મ કરવાનું ખરૂ કારણ તો ઉપરનાં પુસ્તકોમાં પોતાને ફાવતું નહિ મળી આવવાથી તેને નીચે ઉતારી પાડીને,

પોતાની બધી ગોઠવણીવાળી વાતોનો વિશેષ મહિમા વર્ણવીને તે દ્વારા ગુરૂ શિષ્યનો ઉન્મત્ત મહિમા પ્રસારીને સર્વથી મોટું માન મેળવવું એજ છે. આ બાબતમાં સંપ્રદાય બહુ અજાણ્યો હોવાથી જણાવાની જરૂર જાણીને આ આરંભ ઉપયોગી કરવામાં આવ્યો છે.

સત્સંગિજીવન કે જે ભાવિ મનુષ્યોના હિતનો એકાંતે વિચાર કરતા દયાનિધિ શ્રીહરિએ કરાવાનો નિર્ધાર કરીને શતાનંદ મહર્ષિને ત્રિકાળદર્શી જ્ઞાન આપીને કરાવ્યો છે અને જેનો મહિમા સર્વગ્રંથશિરોમણી તરીકે માહાત્મ્યમાં મુક્તાનંદમુનિએ ગાયો છે અને સત્સંગિઓનું જીવન હોવાથી 'સત્સંગિજીવન' એવું નામ પણ જેનું સાર્થક છે એમ એમાંજ સ્વયં શ્રીહરિ કહે છે અને જેને મુખ્ય પ્રમાણ તરીકે માન્યા વિના છુટકોજ નથી અને વળી બંડીયા વિમુખો પણ જેનું પારાયણ પાખંડથી વિધિવિહીન કરે છે આવા આ મુખ્ય ગ્રંથને પણ બહુજ ખરાબ રીતે ઉતારી પાડવામાં આવ્યો છે.

પ્ર. ૩ ની વાત ૮૭ **"આપણા સંપ્રદાયનો મુખ્ય ગ્રંથ સત્સંગિજીવન છે, તેમાં શ્રીકૃષ્ણ એજ મહારાજ છે એમ લખ્યું છે**...હવે બીજી રીતે શ્રીકૃષ્ણ જેવા કેમ કહેવાય? વળી તે ઉપર ગોપાળાનંદ સ્વામીએ વાત કરી હતી જે ત્યારે **સત્સંગિજીવન લખવા માંડયો ત્યારે** દીનાનાથે અને બીજા કેટલાકે મળી **મહારાજને કૃષ્ણ જેવા લખવા માંડયા,** ત્યારે નિત્યાનંદ સ્વામી કહે મહારાજને કૃષ્ણ જેવા કહેવાયજ નહિ. એમ **સાત દિવસ સુધી વિવાદ થયો.** પછી મહારાજે નિત્યાનંદ સ્વામીની ડોકમાં હાર નાખી બહુ પ્રશંસા કરીને કહ્યું જે ઉપાસક હોય તે આવા જોઈએ જે અમારા ફેરવ્યા પણ કોઈ પ્રકારે ન ફરે. પછી નિત્યાનંદ સ્વામીને **મહારાજે કહ્યું જે તેઓને એમ લખવા દીયો અને હું** સર્વોપરી અવતારમાત્રનો અવતારી છું **તે એનો લખ્યો કૃષ્ણ તેવો નહિ થાઉં અને લખ્યું સર્વે ગ્રંથમાં પડયું રહેશે. અને હું જેવો છું તેવો સત્સંગમાં પ્રસિદ્ધ થાઈશ**...તેમ અમને પણ સત્સંગિજીવનમાં **કૃષ્ણ જેવા લખે છે તે ગ્રંથમાંજ રહેવાનું છે** અને અમે જેવા છીએ તેવા સત્સંગમાં પ્રસિદ્ધ થાશું. માટે એ હમણાં ભર લખે એમ મહારાજે નિત્યાનંદ સ્વામીને કહેલ છે તે વાત સૌ જાણે છે. **આવો મહારાજનો અભિપ્રાય અને રહસ્ય જાણતા નથી ને પૃથા પૃથા કુટે છે ને સત્સંગિ-જીવનને બાઝી પડયા છે, પણ તે ગ્રંથથી તો મહારાજના સ્વરૂપનો દ્રોહ થાય છે,** માટે આપણે તો મહારાજ જેવા છે તેવા મહિમાવાળું શાસ્ત્રજ મુખ્ય રાખવું તે વેદરસ અને જુના વચનામૃતમાં બહુ પુરૂષોત્તમપણું નિરૂપણ કર્યું છે તેથીજ મહારાજના સ્વરૂપની આગળ પુષ્ટિ થાશે **અને આ ગ્રંથમાં શુકા-નંદ આદિએ મોરલીજ બાલી છે તે અમે જ્યારે સાંભળ્યો ત્યારે જાણ્યું જે ગ્રંથ બહુ બગડ્યો અને અમને વિચાર થયો જે આ ગ્રંથમાં મહારાજનું સર્વોપરીપણું કયાંઈ આવ્યું નહિ.** પછી અમે બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે ગ્રંથ કરાવ્યો ને મહિમા ચરિત્ર સંપૂર્ણ નંખાવ્યું. એ ગ્રંથ હરિલીલા કલ્પતરૂ ગ્રંથ કર્યો ત્યારે અમે ઘણું રાજી થયા છીએ." વિગેરે.

આ વાતમાં સંપ્રદાયનો મુખ્ય ગ્રંથ સત્સંગિજીવન છે અને એમાં શ્રીજીએજ પોતાનો શ્રીકૃષ્ણ સાથે સર્વથા અભેદ વિવાદને અંતે પણ લખાવ્યો છે એમ પણ સ્વીકારીને, તેને ઉડાવી દેવા ગ્રંથને પણ ઉતારી પાડવાની બધી કુયુક્તિ ગોઠવી કાઢી છે. શ્રીજીએ લખાવેલી બાબતમાં કોઈને સંશય કરવાનો કે અન્યથા કરવાનો બીલકુલ અધિકાર નથી. ગ્રંથ લખવા માંડ્યો ત્યારે લખનાર સાથે નિત્યાનંદજીને સાત દિવસ વિવાદ થયાની વાત કોઈ પ્રામાણિક શાસ્ત્રમાં કે તેમની વૃદ્ધ પરંપરામાં પણ નથી. આવી કલ્પિત વાત પણ ગોપાળાનંદમુનિ માથે આરોપી દેવાનું પણ કાવતરૂં કર્યું જણાય છે. શ્રીજી સ્વયં જ્યાં લખાવનાર હોય ત્યાં બીજાને ડહાપણ કરવાનો અવસરજ ન હોય. ગ્રંથકર્તા તો શતાનંદમુનિ છે એમ ગ્રંથમાંજ વ્યક્ત છે તેને પણ મૂળથીજ ઉડાવી દેવાની ઉન્મત્તતા કરી છે. સંપ્રદાયમાં પંડિત તરીકે નિત્યાનંદજી પ્રમુખ હતા તેમને જો એવો વિવાદ થયો હોય અને એ વાતને પંડિત ગોપાળાનંદજી કરતા હોય તો આ એ

જણાએ રચેલા હરિદિગવિજય શાંડિલ્યસૂત્ર ગીતાભાષ્ય આદિકમાં શ્રીકૃષ્ણથકી શ્રીહરિની જુદાઈજ વર્ણવી હોય. એવું તો કશું જોવામાં આવતું નથી. ઉલટું બન્ને વચ્ચે પ્રમાણ યુકિતથી અભેદજ વર્ણવેલો જોવામાં આવે છે. આ ઉપરથી કદાતિચ એમ સંભવી શકે કે–બીજાઓ શ્રીકૃષ્ણથી કાંઇક ન્યૂન લખવાનું કહેતા હોય ત્યારે નિત્યાનંદજીએ શ્રીકૃષ્ણથી અન્યુન લખવાનું કહ્યું હોય. એટલે આવો વિવાદ કદાચિત સંભવે ખરો, કેમકે સંપ્રદાયના બધા ગ્રંથોમાં એવીજ એકજ મળતી શૈલી જોવામાં આવે છે. (આ બધુ આગળ બતાવવામાં આવશે) તો આ આખી વાત ઉટાંગ ગોઠવી કાઢી નિશ્ચિત થાય છે. સત્સંગિજીવનમાં જેમ શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પુરૂષોત્તમ સર્વોપરી સર્વાવતારી લખ્યા છે તેમજ શ્રીહરિને પણ લખ્યા છે. એટલે કોઇપણ અંશે ન્યુન લખ્યા નથી. એટલે જેવા પોતે હતા એવાજ ગ્રંથમાં લખાયા છે અને એવાજ સત્સંગમાં પ્રસિદ્ધ થાય છે. એટલે ગ્રંથમાં લખેલું કશું પડયું રહ્યુ નથી. બંડ કુસંગમાં શ્રીજી રીતે લખાયા હોય અને બીજી રીતે પ્રસિદ્ધ થયા હોય તેનો શુદ્ધ સંપ્રદાય સાથે કશો સબન્ધ નથી. મહારાજનો મહિમા અને રહસ્ય જેવો ગ્રંથમાં લખ્યો છે તેવોજ બધા અનુયાયીઓ જાણતા હતા અને જાણે છે. ફકત બંડીયા જાણતા નથી અને અવળી આસુરી વાત કરે છે. સંપ્રદાયની પૃથાને અને સત્સંગિજીવનને અનુયાયીઓએ તો બાઝીજ પડવું જોઇએ. એથીજ આત્યંતિક કલ્યાણ થાય છે. પૃથાને ન બાઝે અને સત્સંગિજીવન ન બાઝે તો પછી બાઝવું કોને? સત્સંગિઓના અવલંબન માટે તો પૃથા અને સત્સંગિજીવન શ્રીહરિએ કરી આપ્યો છે. પૃથાને અને સત્સંગિજીવનને કોણ ન બાઝે વળગે? તો જે સંપ્રદાયવિમુખો હોય એજ. જેનું સંપ્રદાયમાં નામ નિશાનજ નથી તેમ પ્રામાણ્યજ નથી એવા વેદરસ અને જુનાં વચનામૃતને મુખ્ય શાસ્ત્ર કહેવું અને સત્સંગિજીવનને ગૌણ કહેવું એ તો સંપ્રદાય બહિષ્કૃતોનું નાસ્તિક નિંદ્ય અપકૃત્ય છે. સત્સંગિજીવનથી મહારાજના સ્વરૂપનો દ્રોહ થતો હોય તો પછી એવું શાસ્ત્ર રચવાની શ્રીજીને જરૂર શી? શ્રીજીએ તો યથા સ્થિત સ્વસ્વરૂપ સમઝવા એજ શાસ્ત્ર રચ્યું હોવાથી તેનાથી દ્રોહ થતો નથી પણ બહુ મહિમા સમઝાય છે. આ તો નાસ્તિકની દૂષિત દષ્ટિએ વિપરીત જણાય છે. વેદરસ અને જુનાં વચનામૃત આ એજ મહારાજના મહિમાવાળું મુખ્ય શાસ્ત્ર ઠરાવ્યું, તે ઉપરથી ઉઘાડું થાય છે કે તેમને મને શિક્ષાપત્રી તથા વચનામૃત પણ મુખ્ય નથી. ૨૬૨ વચનામૃત મુખ્ય શાસ્ત્ર નહિ અને જેનો કશો પત્તોજ નથી એવાં હોય વચનામૃતોને મુખ્ય શાસ્ત્ર ઠરાવ્યું આ કેવી વિચિત્ર વિમુખી વાત? વિદ્યમાન વચનામૃતોમાં શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો અભેદ સ્પષ્ટ વર્ણવેલો હોવાથી તેનો પણ અહીં અનાદર કર્યો જણાય છે. પુરૂષોત્તમપણું તો શાસ્ત્ર રીતે સત્સંગિજીવનમાં બહુધા વર્ણવ્યું છે. વર્ણવાની રીતિ જે બંડીયાએ નવી નિંદ્ય ગોઠવી કાઢી છે તે નહિ હોય તેથી પુરૂષોત્તમપણું નથી નિરૂપ્યું એમ લવરી કરતા હશે.

શુકાનંદ આ ગ્રંથના કર્તા નહિ હોવાથી તેમને માથે મોરલી ઘાલવાનો અપવાદ અપાયો છે તે સંભવતો નથી. પરંબ્રહ્મ પરમાત્માનું મૂળ સ્વરૂપ જ્યાં જ્યાં વર્ણવ્યું છે ત્યાં સર્વત્ર કરકમળમાં મોરલીનું વર્ણન આવે છે. કેવળ સત્સંગિજીવનમાંજ આવે છે એમ નથી. વચનામૃતનો પરથારો કે જે વચનામૃતોના સંગ્રહકર્તા ચાર સદ્ગુરૂઓએ સારરૂપે સંગ્રહ્યો છે તેમાં પરોક્ષ મૂળ સ્વરૂપનું નિરૂપણ કરતાં **"અને મધુરે સ્વરે કરીને વેણુને વજાડે છે"** આવો વિશદ શબ્દ લખ્યો છે. વાસુદેવમાહાત્મ્યમાં અક્ષરધામાધિપતિ મૂળ પરંબ્રહ્મનું સ્વરૂપ વર્ણવતાં 'निनादयन्तं मधुरं च वेणुं कृत्वा मुखाग्रेऽम्बुजचारुदोर्भ्याम्' (અ. ૧૭ શ્લો. ૧૭) એમ હસ્તકમળમાં મોરલીનું નિરૂપણ કર્યું છે. શિક્ષાપત્રી શ્લો. ૧૧૨ ની ટીકામાં 'द्विभुजं मुरलीहस्तम्' (ब्रह्मवै. श्रीकृ. खं. अ. ५ श्लो. १२) આ વચનથી હસ્તમાં મુરલીનું વર્ણન કર્યું છે. ભક્તચિંતામણી, પુરૂષોત્તમપ્રકાશ, હરિલીલામૃત વિગેરેમાં પણ એજ રીતે વર્ણન આવે છે. મૂર્તિઓ પણ તેવી વડતાલ ગઢડા જુનાગઢ વિગેરે મંદિરે પધરાવી છે. શ્રીહરિએ જ્યારે જ્યારે દિવ્યરૂપે દર્શન આપ્યાં છે ત્યારે પણ એવા પ્રકારથી દર્શન આપ્યું છે. હરિલીલાકલ્પતરૂમાં પણ એજ બાબત છે. તો આવી સર્વ શાસ્ત્રપ્રતિપાદિત વસ્તુની નાસ્તિક ભાવથી નિંદા કરવી તે વિમુખોનું મુખ્ય કર્તવ્યજ કહેવાય. મસ્તકે મુકુટનું, કાનમાં મકરાકાર કુંડળનું, ગળામાં વૈજયંતી માળાનું અને સાથે રાધાલક્ષ્મીના યોગનું પણ વર્ણન ઉપરના ગ્રંથોમાં આવે છે. આને નિંદવામાં સાથે લીધું

નથી તે સારૂ કર્યું છે. આશય તો હશેજ પણ રહી ગયું હશે. જ્યારે મુરલીવાળું મુખ્ય સત્સંગિજીવન શાસ્ત્ર બહુ બગાડેલું ઠરાવ્યુ ત્યારે બીજાની તો વાતજ શી કરવી ? એટલે શુકાનંદ આદિકે બધા ગ્રંથોજ બગાડયા છે એમ બંડીયાને મતે થયું. હરિલીલાકલ્પતરૂ ગ્રંથ તો રઘુવીરજી આચાર્યે કરેલો પ્રસિદ્ધ છે. ગુણાતીતાનંદનું કરાવાપણું કર્યુંજ નથી. **“સાત દિવસ સુધી વિવાદ થયો...તેઓને એમ લખવા દીધો...અમને પણ સત્સંગિજીવનમાં કૃષ્ણ જેવા લખે છે તે ગ્રંથમાંજ રહેવાનું છે અને અમે જેવા છીએ તેવા સત્સંગમાં પ્રસિદ્ધ થાશું માટે એ હમણાં મર લખે...મહારાજનો અભિપ્રાય અને રહસ્ય જાણતા નથી ને પૃથા પૃથા ને કુટે છે ને સત્સંગિજીવનને બાઝી પડ્યા છે પણ તે ગ્રંથથી તો મહારાજના સ્વરૂપનો દ્રોહ થાય છે...આ ગ્રંથ બહુ બગાડયો છે”** આ બધા કુસંગિ શબ્દોનો સત્સંગિઓએ સદ્વિચાર કરવો...સત્સંગિજીવન જેવા મુખ્ય ગ્રંથની નિરવધિ હલકાઈ કરવાજ ઉપરની વાત દ્વેષ ભાવથી ઇરાદાપૂર્વક ગોઠવી કાઢી છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે—વિમુખ પંથીઓ ભલે લોકોને ઠગવા પુરતું સત્સંગિજીવન વાંચતા હોય કે પારાયણનો પાખંડ કરતા હોય પણ તે ગ્રંથનો કશો ભાર તેમને નથી. જો ભાર હોય કે પ્રામાણ્ય બુદ્ધિ હોય તો એ ગ્રંથ સાથે જ્યાં ત્યાં વાતુના પારાયણને સાથે કે પૃથક્ અડાવેજ નહિ. મુખ્ય તાનતો કુસંગીજીવન વાતુ ઉપર છે. સત્સંગિજીવન તો લોકોને ઠગવા પુરતું અવલંબન છે. આ અર્થ આગળ વધારે સ્પષ્ટ થશે. સત્સંગિજીવન જેવા માન્ય ગ્રંથની બંડીયા નિંદા કરે છે તેનો આ એક દાખલો છે.

વળી ઉપરની વાતને મળતીજ આ એક બીજી વાત છે. પ્ર. ૩ વાત ૭૮ **“સત્સંગિજીવન નહોતો સાંભળ્યો ત્યાં સુધી એમ રહેતું કે બહુ સારો હશે. પણ મોરલીજ નાંખી છે.** લીલાચરિત્ર આવે તે અમને તો આનંદ, પણ જેણે નથી દીઠું તેને તો મહારાજ શ્રીકૃષ્ણનો અવતાર છે એમ ઠસી જાય. અરે નિત્યાનંદસ્વામીએ સાત દિવસ બંધ રખાવ્યો હતો ને છેવટે હાર આપી ઉપાસકનાં વખાણ કર્યાં. **સર્વોપરી ઉપાસનાની વાત કોણ જાણે છે ? પણ શુકસ્વામી ને દીનાનાથને જીવમાં હતું તે નાંખ્યું.** પછી લાલોભાઈ કહે **મહારાજના મહિમા સ્વરૂપની નિષ્ઠાનાં શાસ્ત્રો તો હજુ હવે થાશે,** તેમાં કડીએ કડીએ શ્લોકે શ્લોકે મહારાજ સર્વોપરી સર્વ અવતાર ને અક્ષરના સ્વામી એમ આવશે **અને મોરલી ક્યાંય ગોતી જડશે નહિ.** ત્યારે મનજીભાઈ કહે મૂર્તિઓ પણ **ઉપાસના માટે બીજી નવીનજ થાશે...**મહારાજ કહે **અમારી મૂર્તિઓજ આગળ પૂજાશે અને અમારૂં પરમ સત્ય સ્વરૂપ અમારા ભકત સહિત અમારી આરતી ઉતરશે ને ભેળા થાળ જમશું. હમણાં ભલે રાધાકૃષ્ણનું ચાલે ને પૂજાય. આ વાત આગળ જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે સમજનારા હશે તો સમજશે”** વિગેરે.

આ વાત પણ સત્સંગિજીવનને અને તેમાં વર્ણવેલા રાધાકૃષ્ણ તથા હરિકૃષ્ણના અભેદને ખંડન કરવા તદ્દન જુદી જોડી કાઢી છે. મોરલી જેવી તો અનેક વસ્તુઓ આવે છે તેની ઉપર બહુ દ્વેષ નહિ જણાવતાં મોરલી ઉપરજ બહુ દ્વેષ વારેવારે ઉઘાડો જણાવાનું શું પ્રયોજન હશે તે સમઝાતું નથી. શું મોરલીએ વાતુવાળાનો બાપ માર્યો હશે ? મોરલી ઉપરજ સત્સંગિજીવન નરસો થઈ ગયો તો બીજા ગ્રંથોમાં પણ તેજ વર્ણન છે તો તે પણ નરસા થઈ ગયા કહેવાય. સત્સંગિજીવન સાંભળ્યો નહોતો ત્યાં સુધી સારો જણાતો પણ સાંભળ્યા પછી નઠારો જણાયો આ પણ કેવી નાસ્તિકભાવવાળી વાત ? આસ્તિક પાત્ર થયા વિના તો બધુ અવળુંજ લાગે. મહારાજે લખાવેલા ગ્રંથો અને તેમાં લખેલી કૃષ્ણમોરલી અને પ્રવર્તાવેલી પૃથા ગમે તેટલા બંડીયા વિમુખો મળશે તો પણ કદાપિ જતી રહેવાની નથી. એ તો આગળ આગળ વધારે વધારે મનાતી પૂજાતી જશે. અને ભવિષ્યમાં એમજ બન્યું છે. પણ તેને નિંદનારા બંડીયા બધાજ વિમુખ થઈ ગયા છે અને અદ્યાપિ થતા જાય છે. એથી સંપ્રદાયસાગરને કશી હાનિ નથી પણ તેમાંથી નીકળી જનાર નાસ્તિક નિંદકોને હાનિ છે. મહારાજ હતા. ત્યારે કોઈ અભિપ્રાય સમઝતા નહિ અને જ્યારે બંડીયા વિમુખ થયા ત્યારેજ અભિપ્રાય સમઝાયો આ કેવી

વિમુખી વાત ? બંડીયા બહાર પડીને અત્યારે જે વિમુખ પ્રવૃત્તિ–કુસંગિજીવન નવા જુદા ગ્રંથો અક્ષર-પુરૂષોત્તમચરિતાદિ, ગુણાતીતાનંદ જાગા પ્રાગા વિગેરેની નવી જુદી મૂર્તિઓ અને દીક્ષામંત્ર સમૈયા વિગેરે નવી જુદી પૃથા વિગેરે કરી રહ્યા છે તે માટેની બધી ભવિષ્યવાણી પણ ભાખી હોય એવા પણ છળશબ્દો ગોઠવી કાઢયા છે. આ ઉપરથી એમજ નિશ્ચય થાય છે કે થોડા વર્ષો પહેલાંજ આ વાતુનો બનાવટ બન્યો. હશે. આ વાત ઉપરથી સત્સંગિજીવન ઉપર અને તેમાં પ્રતિપાદન કરેલા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ઉપર કેટલો બધો રોષ દ્વેષ છે તે પ્રકટ જણાઈ આવે છે. આનો મુખ્ય આંતર હેતુ તો સંપ્રદાયની બધી માન્ય પૂજ્ય વસ્તુ-ઓની હલકાઇ કરીનેજ પોતાનીજ સરસાઈ મૂર્ખ લોકોને મનાવીને પોતાને ભજાવા પૂજાવાનો છે. સત્સંગિ-જીવન જેવા મુખ્ય ગ્રંથની ગર્હા કુસંગિઓ સીવાય બીજો કોણ સાંપ્રદાયિક કરી શકે ? આને સંપ્રદાયની વાત કહેવી ? કે ઘાત ?

પ્ર. ૬ ની પ્ર. ૫ વાત ૪૨૧ **'સત્સંગિજીવનમાં પુરૂષોત્તમને ઠેકાણે મોરલી ઘાલે તે અમને ન ગમે ને તેને તો શાસ્ત્ર આડાં ફરે, માટે જેને મોટા સાધુનો વિશ્વાસ હશે તેનેજ પાધરૂ પડશે'** ૪૨૨ જન્મ થયા મોર શાદી કયાંથી લખાય **તેમ પુરૂષોત્તમ આવ્યા નહોતા તેની વાત શાસ્ત્રમાં કયાંથી લખાણી હોય.** શાસ્ત્રમાં જીવનું ઈશ્વરનું માયાનું ને પુરૂષ સુધીનું લખ્યું હોય પણ પુરુષોત્તમની વાત શાસ્ત્રમાં કયાંથી હોય ? **ને અવતાર માત્રનું બીજ તો વૈરાટને કહે છે** ને તે કરતાં વાસુદેવ ને સચ્ચિદાનંદ બ્રહ્મ ત્યાં સુધીની વાત વેદમાં હોય પણ તેથી પર કયાંથી હોય **ને ભણેલાને તો શાસ્ત્ર સામી દષ્ટ હોય તેથી તેને આ વાત સમઝાય નહિ.'** વિગેરે.

આ વાતમાં તો વેદાદિ શાસ્ત્રો, સંપ્રદાયનાં સત્સંગિજીવન આદિક શાસ્ત્રો, તેને ભણેલાઓ અને શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલા અવતારો ઈત્યાદિ સર્વ પૂજ્ય માન્ય વસ્તુઓની ઉઘાડે છોગે નાસ્તિકવત્ ગંભીર ગર્હા કરવામાં આવી છે. મુરલી ગમે કે ન ગમે પણ શાસ્ત્રમાં જે કહ્યું હોય એ આસ્તિક આશ્રિતે સ્વીકારવાનું છે. સત્સંગિજીવનમાં પુરૂષોત્તમને ઠેકાણે મુરલી ઘાલી છે તે કલ્પિત નથી પણ શાસ્ત્રસિદ્ધજ છે. આસ્તિકોને તો શાસ્ત્રો આડાં આવવાંજ જોઈએ. નાસ્તિકોને ન આવે એ સ્વાભાવિક છે. ભણેલા કે નહિ ભણેલા સર્વને શાસ્ત્ર સાગી દષ્ટિ અવશ્ય રાખવાની સાધારણ છે. ભણેલા તો જે વાત શાસ્ત્રસિદ્ધિ હોય તેનેજ સત્ય માને અને બીજાને અસત્ય ગપ્પાં માને. શાસ્ત્રોને અને શાસ્ત્રજ્ઞોની ગર્હા કરીને પોતાની અને પોતાની વાતોની મોટાઈ મનાવા કે નિંદ્ય વાત ગોઠવી કાઢી છે. આ તે શાસ્ત્રની વાત કે ઘાત ? આ વાત શાસ્ત્રો ઉપર અને શાસ્ત્રજ્ઞો ઉપર કેવો રોષ દ્વેષ છે તેનો એક પુરાવો છે. **'શાસ્ત્ર આડાં ફરે માટે જેને મોટા સાધુનો વિશ્વાસ હશે તેનેજ પાધરૂં પડશે' 'ને ભણેલાને તો શાસ્ત્ર સામી દષ્ટિ હોય તેથી તેને એ વાત સમઝાય નહિ'** આ વકયો સંપ્રદાયના સુજ્ઞોએ બહુ વાંચવા વિચારવા જેવાં છે. શાસ્ત્રોનો ત્યાગ કરીને સ્વયં મોટા બનેલા સાધુના વિશ્વાસથી એવું પાધરૂં પડી ગયું છે કે તેઓ સંપ્રદાયથકી વિમુખ થઈ જયાં ત્યાં હાડહાડ થાય છે.

પરંબ્રહ્મ પુરૂષોત્તમ સ્વરૂપ તો બીજા પ્રમાણથી નહિ પણ એક શાસ્ત્ર પ્રમાણથીજ જાણી શકાય છે એવો 'शास्त्रयोनित्वात्' આ સૂત્રથી વ્યાસે નિર્ણય કર્યો છે. માટેજ શિક્ષાપત્રીમાં એજ વસ્તુ લેવામાં આવી છે. પરંબ્રહ્મ પરમાત્માને 'स उत्तमः पुरुषः' 'प्रथितः पुरुषोत्तमः' આ રીતે શ્રુતિસ્મૃતિમાં પુરૂષોત્તમપણે નિરૂપણ કર્યા છે. આજ પદ્ધતિએ 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः' એમ શિક્ષાપત્રીમાં તથા વચનામૃતમાં પણ નિરૂપણ કર્યા છે. વેદનો આવિર્ભાવ કરનારા પરંબ્રહ્મ પુરૂષોત્તમજ છે એમ પણ સત્સંગિજીવનમાં વ્યકત છે. 'वेदान्तकृत् वेदविदेव चाहं' એમ ગીતામાં કહ્યું છે. પુરૂષોત્તમનું જ્ઞાન મેળવવા તો ઉપનિષદોનું શ્રવણાદિ કરવાનું વચનામૃતમાં કહ્યું છે. આવો વેદ અને વેદાંત પુરૂષોત્તમને નથી નિરૂપણ કરતા એમ કોઈ આસ્તિક કહી શકે નહિ. શાસ્ત્રમાં ત્રણ કે પાંચ તત્વોનું નિરૂપણ આવે છે તેમાં પુરૂષોત્તમ આવી જાય છે. અવતાર માત્રનું બીજ તો શિક્ષાપત્રીમાં શ્લો. ૧૦૮ 'सर्वाविर्भावकारणं' આ વચનથી પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાન

પુરૂષોત્તમને કહ્યા છે. વચનામૃત અંત્ય ૩૧ 'તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે જે પુરૂષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન અવતાર ધારે છે' અંત્ય ૩૬ 'પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમુદ્રમાં અનાદિ સાકારમૂર્તિ સમઝવા ને તેનાજ સર્વે અવતાર છે' મધ્ય ૧૩ 'અને એ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વ અવતારનું કારણ છે અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે' આ રીતે વચનામૃતમાં અનેકવાર પરંબ્રહ્મ પુરૂષોત્તમનેજ સર્વ અવતારોનું બીજ કહ્યા છે પણ વિરાટને કહ્યા નથી. આ રીતે શાસ્ત્રમાં પુરૂષોત્તમનીજ વાત ઉઘાડી કહેલી હોવાથી 'પુરૂષોત્તમની વાત શાસ્ત્રમાં કયાંથી હોય' એમ નાસ્તિક સીવાય બીજા કોઈ કહી શકે નહિ, પુરૂષોત્તમ ભગવાન તો અનેકવાર અનેક બ્રહ્માંડમાં અનેક રૂપે આવી ગયા છે આ અર્થ મધ્ય ૪૨ 'તેમ પુરૂષોત્તમ ભગવાન બ્રહ્માંડ બ્રહ્માંડ પ્રત્યે જ્યાં જેવું રૂપ પ્રકાશ્યું જોઈએ તેવા રૂપને અક્ષરધામમાં રહ્યા થકા પ્રકાશે છે' આ વચનામૃતમાં વ્યકત છે. તો પુરૂષોત્તમ આવ્યા નહોતા તેની વાત શાસ્ત્રમાં કયાંથી લખાય' એમ કોઈ આસ્તિક કહી શકેજ નહિ. આ આખી વાત નાસ્તિકોની સભામાં સારી રીતે શોભે એવી હોવાથી ત્યાંજ કરવાની હતી. આ રીતે વેદાદિ શાસ્ત્રો અને સત્સંગિજીવન વિગેરેની ખોટી ગર્હા કરવામાં આવેલી હોવાથી વાતોની નિષ્પ્રમાણતા નિશ્ચિત થાય છે.

પ્ર. ૫ ની પ્ર. ૫ વાત ૩૩ 'અને મહારાજે પ્રથમ નિત્યાનંદસ્વામીને પોતાનું પુરૂષોત્તમપણું કહેલ તે **જ્યારે સત્સંગિજીવન કર્યો ત્યારે ઉપાસનાનો પ્રસંગ નાખ્યો તેમાં શ્રીકૃષ્ણની ઉપમા દેવા માંડી ત્યારે સ્વામી કહે જે બાદશાહને કાંઈ ચાકરની ઉપમા દેવાય?** ન દેવાય. **એવી રીતે સાત દિવસ કજીયો ચાલ્યો ત્યારે મહારાજ કહે એમજ લખાય તમે શું જાણો'** ઈત્યાદિ.

આ વાત પણ સત્સંગિજીવનની હલકાઈ કરવા નિત્યાનંદજીને નામે જુઠી જોડી કાઢી છે શ્રીજીનું પુરૂષોત્તમપણું તો સત્સંગિજીવન વિગેરે ગ્રંથોમાં બહુ સારી રીતે વર્ણવ્યું છે પણ વિમુખ બંડીયાની કુશૈલીએ નહિ પણ માન્ય શાસ્ત્રની સુશૈલીથી વર્ણવ્યું છે. જો કે આ વાત તદ્દન અસત્ય છે તથાપિ સત્ય માનીએ તો આ વાત ઉપરથી એમ પણ નક્કી કહી શકાય તેમ છે કે સત્સંગિજીવનમાં જે અત્યારે લખેલું ઉપલબ્ધ છે તે સાત દિવસનો કજીયો થયા પછી થએલા નિર્ણય પછીનું નિશ્ચિત છે. એટલે એમાં જે હોય તે અસંશયથી માનવાનુંજ રહ્યું. એમાં શ્રીકૃષ્ણને સર્વોપરી સર્વાવતારી ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે લખ્યા છે. શિક્ષાપત્રીમાં તો તેમને ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે લખીને તેમનું પોતે ધ્યાન ધરવાનું પણ લખ્યું છે. એટલે અહીં જે બાદશાહને ચાકરની ઉપમા અપાય ?' આવું નિંદિત દૃષ્ટાંત આપ્યું તે તદ્દન અવળું કૃષ્ણની હલકાઈ માટે આપ્યું છે. નિત્યાનંદજીને અને ગોપાળાનંદને શ્રીજીએ પુરૂષોત્તમપણું જે સુશૈલીથી કહ્યું હતું તેજ શૈલીથી તેમણે પોતાના ગ્રંથમાં લખ્યું છે અને પ્રવર્તાવ્યું છે. ગ્રંથમાં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ સર્વાવતારી વર્ણવીને તેમની સાથે શ્રીજીનો અત્યંત અભેદ વિશદ શબ્દમાં વર્ણવ્યો છે. આ વાત તો પોતાની વાતોની ક્ષુદ્ર સરસાઈ અને સત્સંગિજીવનની હલકાઈ કરવા ઉપજાવી કાઢેલી નાસ્તિક છે.

પ્ર. ૩ ની વાત ૧૧૨ **"શુકસ્વામી બોલવામાં વાત કરે ત્યારે પુરૂષોત્તમપણું કહે પણ લખે તેમાં મોરલી મુખ્ય આણે એ અમને ન ગમે.** પછી શુકસ્વામીએ કહેલ તે કહ્યું જે **વચનામૃત લખ્યાં શોધ્યાં પણ આજ સમજાણાં, જે ગુણાતીતાનંદ સ્વામીની વાતોથી મહારાજની વાતો જેટલો સમાસ થાય છે"** ઈત્યાદિ

આ વાત શુકાનંદ અને તેમના લખાણની હલકાઈ કરી પોતાની વાતોની સરસાઈ કરવા સાવ જુઠી ગોઠવી કાઢી છે. પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ અને મોરલીને ખાસ સંબન્ધ હોવાથી શાસ્ત્રમાં જેમ લખ્યુ છે તેમજ શુકસ્વામી ગ્રંથમાં લખી શકે. શાસ્ત્રમાં લખેલી વાત ગમવીજ જોઈએ. 'અમને ન ગમે' એમ આસ્તિકથી કહેવાયજ નહિ. 'શુકસ્વામી વાતમાં પુરૂષોત્તમપણું કહે' આ વાકયથી એટલું તો કબૂલ થયું કે તે શ્રીજીનું

પુરૂષોત્તમપણું પ્રતિપાદન કરતા હતા. એટલે હવે પ્રતિપાદનની શૈલીમાંજ જુદાપણું રહ્યું, પરમેશ્વર પુરૂષોત્તમ તો એકજ છે એજ પોતે અવતાર ધારણ કરે છે. એટલે અવતાર અવતારીનો અભેદ માનવો જોઇએ. રામ કૃષ્ણ શ્રીજી આદિક અવતારો કહેવાય અને એમનું જે મૂળ તે અવતારી કહેવાય. એમ હોવાથીજ અવતારોને પુરૂષોત્તમપણે વર્ણવી શકાય. આવા અભિપ્રાયથી પુરૂષોત્તમપણું રામકૃષ્ણાદિ અવતારોનું શુકસ્વામી શાસ્ત્ર શૈલીથી વાતમાં વર્ણવતા હશે, બંડીયા વિમુખ તો મૂળ પુરૂષોત્તમ સાથેથી અવતારોનો સંબન્ધ કાપી નાખીને, અવતારોને એક અનાદિનું જુનું નીચ ખાતુ જીવાદિક જેવું જણાવીને, રામકૃષ્ણાદિકને પુરૂષોત્તમ ન કહેવાય એમ વિમુખી લવરી કરે છે. વિશેષમાં પુરૂષોત્તમનો કદાપિ પૂર્વે અવતારજ નથી થયો એમ લવે છે. આ શૈલી શાસ્ત્રવિરૂદ્ધ હોવાથી અગ્રાહ્ય જાણીને સંપ્રદાયનાં શાસ્ત્રોમાં શાસ્ત્રીય શૈલીથી પુરૂષોત્તમપણું અવતારોનું નિરૂપ્યું છે. એજ પ્રકારથી શ્રીજીનું પણ પુરૂષોત્તમપણું નિરૂપ્યું છે, એટલે બંડીયાના અને સંપ્રદાયના નિરૂપણમાં રાત્રિદિવસ જેટલું અંતર છે. ઉપરની શાસ્ત્રીય શૈલીથીજ સંપ્રદાયના સર્વ કોઇ મોટાઓ શ્રીજીનું પુરૂષોત્તમપણું સમઝ્યા છે તેને બંડીયા પોતાની મોટાઇ મુર્ખાઇ ભરી જણાવા ' કોઇ સમઝતા નથી ' એમ કહીને નિંદા કરે છે. શુકાનંદે વચનામૃત સમઝીનેજ લખ્યાં શોધ્યાં છે, સમઝ્યા વિના તો લખાય શોધાયજ નહિ. આ બાબતને પણ અવળી અડાવી દીધી. ભણેલ શુકાનંદે વચનામૃત લખ્યાં શોધ્યાં પણ સ્વયં સમઝ્યા ન હતા પણ અભણેલ ગુ. સ્વામીએ સમઝાવ્યાં ત્યારે સમઝ્યા. ભણેલાઓને અભણો સમઝાવે ત્યારેજ સમઝે આ કેવી વિપરીત વાત? જેનું શુષ્ક જ્ઞાન લેશથી પણ માનતા નહિ એટલું નહિ પણ સભામાં ખંડન કરતા એવા શુકાનંદજી શ્રીજીની વાતો જેટલું ગુ.ની વાતોને ગૌરવ આપે ખરા? આ તો વચનામૃત જેટલું વાતોનું ગૌરવ ઠરાવા ગયા પણ બંડીયા સીવાય માને કોણ?

પ્ર ૬ ની પ્ર. ૫ વાત ૪૧૯ **"બોલવું તો ઘટે તેમ પણ સમઝવું તો ખરૂં...પણ સમઝવાનું તો આટલુંજ છે જે લઘુસંખ્યા જેવાને પુરૂષોત્તમ ઠરાવે છે** તો આ તો પુરૂષોત્તમ છેજ તે આમ ન સમઝે તો કોઇનો ભાર રહી જાય **ને મહારાજે શિક્ષાપત્રીમાં લખ્યું** છે તે **જો એમ ન લખે તો પત્રી ફાડી નાખે."** આ વાતમાં શિક્ષાપત્રી કે જે શ્રીજીની અપર મૂર્તિરૂપ છે અને જેનો પાઠ પૂજા કરવાની કહી છે તેની હલકાઈ કરવામાં આવી છે. સર્વ શાસ્ત્રોમાં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન ઉપાસ્ય ઈષ્ટ-દેવપણે વર્ણવ્યા છે અને જેને જગત્ એમજ માને છે તેને લઘુશંકા જેવા અતિતુચ્છ કહેવાનું આસુર લક્ષણ વાપર્યું છે. કોઇ એવો પ્રશ્ન લાવે કે જ્યારે લઘુશંકા જેવા શ્રીકૃષ્ણ છે તો તેમને શિક્ષાપત્રીમાં શ્રીજીએ સ્વધ્યેયપણે અને ઉપાસ્ય ઇષ્ટદેવ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વાવતારકારણપણે કેમ વર્ણવ્યા છે? તેનો બંડીયો વિમુખ ઉત્તર આપ્યો કે-" મહારાજે શિક્ષાપત્રીમાં લખ્યું છે તે જો એમ ન લખે તો પત્રી ફાડી નાખે." એટલે દુરાશય એ નીકળ્યો કે જો એમ ન લખે તો શિક્ષાપત્રીને ફાડી નાખે એવા તે વખતે બધા અણસમઝું હતા તેના ભયથી શ્રીજીએ એમ લખેલુ પણ પોતાનો તેમાં અભિપ્રાય ન હતો. એમનો અભિપ્રાય તો શિક્ષાપત્રી બહાર ખાનગી હતો જે બંડીયાએ શોધી કાઢી પાછળથી બહાર પાડ્યો કે—લઘુશંકા જેવાને પુરૂષોત્તમ ઠેરાવે છે તેનો ભાર રાખવો નહિ આ ઉપરથી સ્પષ્ટ થયું કે શ્રીકૃષ્ણની શ્રીજીએ કહેલી મહત્તા આસુરાવેશવશાત્ નહિ સહન થવાથી તેને વર્ણવનાર શિક્ષાપત્રીની પણ હલકાઈ નાસ્તિકવત્ લખી દીધી. આ રીતે શિક્ષાપત્રી અને તેમાં પુરૂષોત્તમપણે પ્રતિપાદન કરેલા શ્રીકૃષ્ણની શિશુપાળવત્ ખોટી રીતે જે તે પ્રકારે નિંદા કરનારી વાતોની લેશથી પણ પ્રમાણતા હોઇ શકે નહિ.

આ પ્રસંગને મળતી નવી ઉપયોગી એક વાત યાદ આવે છે. બોરસદના કેસમાં બંડીયાના શાસ્ત્રીની જુબાની થઇ તેમાં તેણે એવું કહેલું કે 'શ્રીજી મહારાજ સમઝતા હતા કંઇક અને કહેતા હતા કંઇક બીજુ" આ ઉપરથી કોર્ટે જજમેન્ટમાં લખ્યું કે—પેરા ૭૮ 'મારા પોતાના મત માટે હું કહું છું કે **શ્રીજી મહારાજ કહેતા હતા એક વાત અને સમઝતા હતા બીજી વાત એ મારે ગળે ઉતરી શકતી નથી'** પેરા ૮૪ 'ને શ્રીકૃષ્ણને કાઢી નાખવામાં આવે અથવા શ્રીજી મહારાજથી ઉતરતી કોટીએ ઉતારી પાડવામાં

આવે તો શિક્ષાપત્રીના ઘણાખરા શ્લોકોનો બીલકુલ કંઈજ અર્થ રહે નહિ એમ હું ધારૂં છું. બરાબર આજ નિર્ણય ઉપર આંક ૨૮૦ આવે છે પણ તે એ કબૂલ કરતો નથી. કારણ કે તે કહે છે કે 'શ્રીજી મહારાજે પોતે ઉપદેશ કરતા હતા ત્યારનો સમય અને દેશકાળ જોઈ આવું કહેલું (પેરા ૧૧૨). હું ધારૂં છું કે જેને બન્ને પક્ષો ભગવાન ગણે છે તેને દ્વૈતપણું આરોપવા કરતાં પોતાને જે લાગે છે તે કહે છે પણ એને પોતે ટેકો આપી શકતો નથી એમ કહેવું પ્ર. નં. ૧ ના પ્રતિનિધિ માટે વધારે સારૂ અને પ્રતિષ્ઠાભર્યું હોત.'

ઉપર પ્રમાણે ન્યાયનિર્ણય આપેલો હોવાથી 'દેશ કાળને અનુસરીને કે કોઇના ભયથી કે અજ્ઞાનથી શિક્ષાપત્રીમાં એમ લખ્યું હશે એમ અનુયાયીથી કહી શકાય નહિ. બોલવું કંઈક અને સમઝવું કંઇક એ તો એક દુર્જનોની કુટિલતા પાખંડભરી કહેવાય છે. એવો પાખંડ શિક્ષાપત્રીલેખક ભગવાન શ્રીજી માટે કહી શકાય નહિ. અહીં કહેવું એટલું છે કે સર્વમાન્ય શિક્ષાપત્રી જેવા ગ્રંથની પણ હલકાઈ કરી છે. માટેજ કોર્ટે પણ ફેંસલામાં એમ જણાવ્યું છે કે–પેરા ૭૭ 'શિક્ષાપત્રી ઉપર કંઈજ આધાર રાખવામાં આવેલ નહિ' બંડીયા લોકો શિક્ષાપત્રી ઉપર આધાર રાખતા નથી.

પ્ર ૫ ની ચોપડીના પ્ર. ૫ વાત ૩૮ 'સર્વોપરી પુરૂષોત્તમપણું સમઝવું તે હમણાં અચિંત્યાનંદ બ્રહ્મચારી પાસે અમે ગ્રંથ કરાવ્યો તેમાં સંપૂર્ણ પુરૂષોત્તમપણું નાખ્યું છે અને **અને એક જણે રામકથા વાંચી તે શું સાત કાંડમાં કયાંઈ સ્વામિનારાયણનો મોવાળો પણ છે? એમાં શું વાંચવું?** એનો તો સૌને નિશ્ચય છેજ પણ આ પુરૂષોત્તમનોજ કરવો એ વાત કઠણ છે. એકવાર **સમૈયામાં ભગવદ્ગીતાની કથા કરી તેની પણ રાતના બાર વાગે વાત કરીને કહ્યું જે એમાં શું વાંચે છે? એમાં મહારાજનું કાંઇ આવે છે?** એ તો શું કરીએ સૌને એ વાતની તાણ તે કરે છે.'

આ વિગીત વાતમાં રામાયણ કે જે શ્રીરામચંદ્ર ભગવાનના ચરિતરૂપ જગન્માન્ય મહાગ્રંથ હોઈને જેનું શ્રવણ અયોધ્યામાં પ્રતિમંદીર બાળ વયમાં શ્રીહરિએ બહુધા કર્યું છે. અને વળી જેની આખી કથા પણ શ્રીહરિએ દુર્ગપુરમાં રહીને સં. ૧૮૭૭ ના જેઠ સુદી ૧૧ થી પોષ સુદી ૧૧ સુધી સભામાં પ્રયાગજીથકી સાંભળી છે. (સ. પ્ર. ૪ અ. ૨૫ માં આ વાત છે) આવી રામાયણની અને તેમાં વર્ણવેલા રામચંદ્ર કે જેની શ્રીજીએ પરંબ્રહ્મ પુરૂષોત્તમના અવતાર તરીકે પુજ્યતા પ્રતિપાદન કરીને જેમની સ્તુતિ પણ સ્વયં કરી છે અને જેમનાં નામ ગુણચરિત્ર ગાવાની આજ્ઞા કરી છે અને વચનામૃત વિગેરે ગ્રંથમાં જેમનું નામ પ્રથમજ મુકવામાં આવ્યું છે એવા ભગવાન્ શ્રીરામચંદ્રની પણ કુબુદ્ધિથી નિંદા કરવામાં આવી છે. જો શ્રીજીને પુરૂષોત્તમ સમઝતા હોય તો તેમનોજ એક અવતાર રામચંદ્રજી છે એમ સમઝીને પણ તેમની અને તેમના નિરૂપણપર પ્રબન્ધની નિંદા કરવી જોઈએ નહિ. એમજ સમઝવું જોઈએ કે એમાં પણ બીજા રૂપથી રહેલા મારાજ ઈષ્ટદેવનું વર્ણન આખા ગ્રંથમાં છે. ભગવદ્ગીતા કે જે જગન્માન્ય વેદાંત ગ્રંથ છે, જેને આઠ શાસ્ત્રમાં શ્રીજીએ ગણીને જેના અધ્યયનની સર્વને આવશ્યકતા જણાવી છે અને જેની અનેકવાર કથા પણ સભામાં કરાવી છે આવી માન્ય ભગવદ્ગીતાની અને તેમાં પ્રતિપાદન કરેલા પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ કે જે શ્રીજીરૂપે સાક્ષાત્ ફરીથી અવતર્યા છે તેની પણ અતિ નિંદા કરવામાં આવી છે. તત્ત્વભાવથી જો સમઝે તો આખી ગીતામાં મહારાજના પૂર્વ રૂપનુંજ પ્રતિપાદન પદે પદે છે. કેવળ રામાયણ ભગવદ્ગીતાની નિંદા નહિ પણ તેને વાંચનારા સાંભળનારાની પણ નિંદા કરી છે. જયારે પાશ્ચાત્ય વાંચનારા સાંભળનારા ઉપર દોષ આરોપાયો ત્યારે તો પ્રથમ વાંચનાર વંચાવનાર સાંભળનાર શ્રીહરિ અને તેમના બીજા આશ્રિતો ઉપર પણ દોષ આરોપાયો ગણાયજ. વળી આ નિંદા તો દિવસે નહિ પણ રાત્રિના બાર વાગે ખાસ ઉઠીને ઈરાદાપૂર્વક રોષદ્વેષથી કરી હોય એમ તુચ્છ ભાષા ઉપરથી સમઝાય છે. સત્સંગિજીવન શિક્ષાપત્રી વચનામૃત વિગેરે કોઈ ગ્રંથમાં પુરૂષોત્તમપણું નાખ્યું નથી એમ સ્વયં મનથી માની લઇને તેને માટે બીજો

ગ્રંથ કરાવ્યાનું કહે છે એ ઉપરથી ઉપરના ત્રણ ગ્રંથોને એમને કશે. હિસાબજ નથી એમ સમઝી શકાય છે. હરિલીલાકલ્પતરૂ ગ્રંથ તો રઘુવીરાચાર્યે કર્યો છે. પોતે કરાવ્યાનું તો મિથ્યા અભિમાન સૂચવે છે. તે ગ્રંથ તો સંસ્કૃત છે. વાત કરનાર તો સંસ્કૃત ભણેલા નથી. શું લખ્યું છે તેની તેમને કશી ખબરજ નથી. નકામાં જુઠ નિંદા ભરેલાં ગામઠી ગપ્પાંજ મારમાર કર્યાં છે.

પ્ર. ૩ ની વાત ૭૮ 'દેવાનંદસ્વામીએ વાંકાનેરમાં રામાયણના સાત કાંડ વાંચ્યા તેમાં શો સમાસ થયો ? એમાંથી તો મુળગો અસમાસ દઈને આવ્યા. ને અખંડાનંદસ્વામીએ કૃષ્ણ જન્મખંડનો અભ્યાસ કર્યો તે જીવ્યા ત્યાં સુધી હૈયામાંથી નીકળ્યું નહિ અને અમોઘાનંદસ્વામી ને ગોંડળનો દેવરાજ કડીયો પણ રામાયણ વાંચતા અને સમઝણ પણ બધાની વૈકુંઠનાથ સુધી હતી" આ વાતમાં પણ રામાયણ તથા કૃષ્ણ જન્મખંડની ગર્હા તેના વાંચનાર નંદ મોટા સાધુઓની ગર્હા સાથે કરવામાં આવી છે. ફક્ત પોતાની મિથ્યા મોટાઈ માટેજ જેની તેની નિંદા અપશબ્દોથી કરી છે. આને વાતો કહેવી કે જેની તેની ઘાતો ?

સ. ૧૯૫૯ માંજ પ્રથમ છપાએલી સિદ્ધાંતસાગર નામની ચોપડી કે જે અપસિદ્ધાંતના સાગરરૂપ છે તેનો સિદ્ધાંત ૪૭ 'સચ્છાસ્ત્ર વાંચીને તે સમઝણની પુષ્ટિ કરવી. **તે સચ્છાસ્ત્ર તો વચનામૃત તથા ગુ. સ્વામી ને ગો. સ્વામીની વાતુ છે ને તેથી જીવને ઘણો સમાસ થાય છે'** આમાં તો સચ્છાસ્ત્ર તરીકે વચનામૃત અને બે જણની વાતોજ સમાસ કરનારી જણાવી છે. સત્સંગિજીવન શિક્ષાપત્રી વિગેરેને તો સચ્છાસ્ત્ર તરીકે સમાસકારક ગણ્યાજ નથી. આ તો અત્યંત વિમુખી વાત કહેવાય. ઉપર પ્રમાણે ફક્ત પોતાની પામર વાતોની સરસાઈ સારૂજ અનિંદ્ય વેદાદિ શાસ્ત્રો અને સંપ્રદાયનાં સત્સંગિજીવન શિક્ષાપત્રી વગેરે શાસ્ત્રોની નાસ્તિકવત્ નિંદા ઉઘાડી કરવામાં આવી છે. આ કારણથી પણ વાતોનું લેશથી પણ પ્રામાણ્ય કોઈ અર્થ સાધવામાં સ્વીકારી શકાય નહિ.

---

ઉપર પ્રમાણે સર્વમાન્ય વેદાદિ શાસ્ત્રો અને સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોની પણ ગંભીર ગર્હા શબ્દથી કે અર્થથી નાસ્તિકવત્ કરેલી હોવાથી વાતોની નિષ્પ્રમાણતા નિષ્પન્ન થઈ. વળી આ વાતોમાં જે વિષયો વર્ણવ્યા છે તે બહુધા વેદાદિ શાસ્ત્રોથી વિરૂદ્ધ, એટલુંજ નહિ પણ સંપ્રદાયનાં સઘળાં શાસ્ત્રોથી તેમજ બંધારણથી પણ વિરૂદ્ધ છે. આમાં ગુણાતીતાનંદમુનિ કે જે નંદ સાધુવર્ગમાં એક સાધારણ હતા તેમને શતાનંદ મુકતાનંદ ગોપાળાનંદ નિત્યાનંદ બ્રહ્માનંદ આદિક નામાંકિત શ્રીજીમાન્ય મોટા સદ્ગુરૂ નંદ સાધુઓ થકી પણ અતિ મોટા ઠરાવાના દુરાશયથી સૂર્ય પતંગીયાનું દ્રષ્ટાંત દેવાપૂર્વક મૂળ અક્ષર સર્વોપરી ઠરાવ્યા એટલેથી નહિ સંતોષ પામતાં વળી પરંબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણના સાક્ષાત્ અવતારભૂત ઉપાસ્ય ઈષ્ટદેવ રામ-કૃષ્ણાદિકથી પણ અતિ મોટા કુયુકિતથી ઠરાવ્યા. એટલેથી પણ અસંતોષાતુ નહિ અચકાતાં સંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ સ્વામિનારાયણનું પ્રત્યક્ષ સ્વરૂપ પ્રથમ ભજનીય ઠરાવીને તેના ધૂન ભજનમાં પણ ઉઘાડા પ્રવર્ત્યાં. આટલો વિમુખ વિષય મુખ્ય છે. એના સમર્થન માટે બીજા અનેક વિમુખ વિષયો ઉટાંગ ગોઠવ્યા છે. ( આ બધી તેમની ગોઠવણી વાતોમાંથી પ્રસંગે પ્રસંગે બતાવી આપીશું ) જ્યારે સ્વામિનારાયણનું પ્રત્યક્ષ સ્વરૂપ પ્રથમ ભજનીય ઠરાવ્યું એટલે નામાદિ સર્વમાં તેમની સાથે તેમને આગળ કે પાછળ ઘુસાડી દેવાની કૂટ કુયુકિતઓ શાસ્ત્રવિરૂદ્ધ તથા પ્રથાવિરૂદ્ધ બહુધા કરી વાળી. આ બધી બાબતને કોઈ જુઠી અપવાદી ન કહી શકે એટલા માટે એનો એક મોટો દાખલો પ્રથમ આપવામાં આવે છે.

આ ઉદ્ધવ સંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીહરિનું અસાધારણ મંગળ નામ **'સ્વામિનારાયણ'** છે. આ મુખ્ય નામથી તેમની ભકિત ઉપાસના સંપ્રદાયમાં પ્રવર્તે છે. દીક્ષિત તમામ અનુયાયિઓને અહર્નિશ જપવા માટે આજ **ષડક્ષર નામમંત્રનો** આચાર્યે ઉપદેશ આપવો એમ સ. પ્ર. ૪

અ. ૪૬ શ્લો. ૩૧ માં સ્પષ્ટ છે. આ શુભ સર્વોપરી નામનો પ્રયોગ સર્વ શાસ્ત્રોમાં તથા વ્યવહારમાં બહુ વર્તે છે. સત્સંગિજીવન પ્ર. ૧ અ. ૧ શ્લો. ૧૨ 'स एष साक्षाद्भगवान् स्वामिनारायणाख्यया प्रसिद्धोऽस्ति' ( તે આ સાક્ષાત્ ભગવાન્ **સ્વામિનારાયણ** નામથી પૃથ્વી ઉપર પ્રસિદ્ધ થયા છે ) સ. પ્ર. ૨ અ. ૨૪ શ્લો. ૪૬ सैष नारायणमुनिः सहजानन्दनामकः। स्वामिनारायणाख्यश्च स्वाम्याख्यश्च विराजते' ( તે અમારા ગુરૂ નારાયણમુનિ સહજાનંદ સ્વામિનારાયણ અને સ્વામી નામથી વિરાજે છે ) ( આ અભય રાજા પ્રત્યે ખટ્વાંગની ઉક્તિ છે ) સ. પ્ર. ૫ અ. ૬૯ શ્લો. ૧૭ 'हरिकृष्णो घनश्यामो नीलकण्ठश्च स स्मृतः। स्वामी च सहजानन्दः स्वामिनारायणस्तथा' ( ભગવાન્ શ્રીહરિનાં હરિકૃષ્ણ ઘનશ્યામ નીલકંઠ સ્વામી સહજાનંદ **સ્વામિનારાયણ** આદિક બહુ નામો છે ) આ પ્રમાણે સત્સંગિજીવનમાં બહુ સ્થળે પ્રયોગ છે. વચનામૃત ગઢડા પ્ર. ૫૬ માં નામ મહિમાવર્ણન સાથે તથા લોયા ૧૮ માં **સ્વામિનારાયણ** નામ છે. અષ્ટોત્તરશત નામાત્મક જનમંગળમાં શ્લો. ૧૨ નામ ૪૯ 'स्वामिनारायणः स्वामी' આ રીતે છે સહસ્રનાત્મક સર્વમંગળમાં શ્લો ૭૩ નામ ૩૯૪ 'स्वामिनारायणो' આ રીતે છે. શિક્ષાપત્રી શ્લો. ૧૦૮ ની શતાનંદટીકામાં અંતે 'यः साक्षाद्भगवान्...श्रीस्वामिनारायणः' ( સાક્ષાત્ ભગવાન્ સ્વામિનારાયણ નામથી પ્રકટ થયા ) આ રીતે આ ભવ્ય નામ સંપ્રદાયનાં સઘળાં સંસ્કૃત પ્રાકૃત શાસ્ત્રોમાં તેના મહિમા સાથે વર્તે છે. સંપ્રદાયમાં કલ્યાણકારી આ નામથી જપભજનની પ્રવૃત્તિ રામાનંદસ્વામીના ચૌદમાના દિવસથી થઈ છે એમ સ. પ્ર. ૨ અ. ૨૪ શ્લો. ૪૬ ઉપરથી અને હરિલીલામૃતના કળશ ૫ વિશ્રામ ૩ ચોપાઈ ૫૭ ઉપરથી નક્કી સમજાય છે. એટલે સં. ૧૯૫૮ ના માગશર શુદી ૧૩ એ રામાનંદ સ્વામી સ્વધામ પધાર્યા અને તેમના ચૌદમાને દિવસે શ્રીહરિએ અનુયાયીઓની સભા ભરી તેમાં આ ભવ્ય નવ્ય દિવ્ય નામથી ભજન કરવાનો નિર્ણય થયો.

આ નામમાં **સ્વામી** અને **નારાયણ** એવા બે શબ્દો છે. આ બે શબ્દો પ્રાચીન શાસ્ત્રોમાં બહુધા પૃથક્ પૃથક્ આવે છે. તેને સાથે જોડવાથી '**સ્વામિનારાયણ**' એવું એક નામ એક વ્યક્તિનું વાચક થયું છે. જેમ હરિ અને કૃષ્ણ આ બે નામ જોડવાથી હરિકૃષ્ણ નામ છે તેમ. એ ઉપરથી નવુંજ કલ્પી કાઢ્યું છે એમ કહેવાય નહિ. સંપ્રદાયનાં શાસ્ત્રોમાં પણ **સ્વામી** અને **નારાયણ** એવા બન્ને શબ્દો બહુ સ્થળે જુદા જુદા પણ આવે છે અને તે બન્નેના સહ જોડાણવાળો **સ્વામિનારાયણ** શબ્દ પણ આવે છે. આ શબ્દો ડિત્થકપિત્થાદિકની પેઠે નિરર્થક સંજ્ઞામાત્ર નહિ પણ સાર્થક હોવાથી તેનો અનુગત અર્થ પણ કર્યો હોવો જોઈએ. જે જે પ્રાચીન ગ્રંથમાં તે શબ્દો આવે છે તેના ભાષ્ય કે ટીકામાં તેનો અર્થ કરેલો સવિસ્તર ઉપલબ્ધ થાય છે. માટેજ સંપ્રદાયનાં શાસ્ત્રોમાં આવેલા ઉપરના શબ્દોનો અર્થ કરતાં તેનેજ પ્રમાણ તરીકે ગ્રહણ કરવામાં આવે છે. એટલે જેમ શબ્દ નવીન નથી તેમ અર્થ પણ નવીન નથી. સ્વામી અને નારાયણ આ બે પૃથક્ શબ્દનો જે અર્થ કરવામાં આવ્યો છે એજ અર્થ '**સ્વામિનારાયણ**' આ સંયુક્ત શબ્દનો પણ કરવામાં આવ્યો છે પણ જુદો નહિ.

અમુક શબ્દનો અમુક અર્થ થાય એ તો વ્યાકરણ કોષ આપ્તવાક્ય વિવરણ ( ટીકા વિગેરે) વ્યવહાર વિગેરેથી નક્કી થાય છે. સત્સંગિજીવન ગ્રંથની આખી ટીકા બીજા કોઈ અલ્પશ્રુતે નહિ પણ જે શ્રીજીના સહચર વિદ્વાન્ હોઈને શ્રીજીએ પોતાના કાગળપત્રો લખવા, શાસ્ત્રનું લેખન શોધન કરવું વિગેરે સમુચિત સેવામાં નિયોજેલા હતા તે બહુશ્રુત શુકાનંદે કરેલી પ્રથમ પ્રમાણભૂત છે. વળી પોતાની ટીકાની પ્રમાણતા માટે "આમાં મનઃકલ્પિત અર્થ કર્યો નથી પણ ગ્રંથકર્તા શતાનંદમુનિના મુખ થકી સમક્ષ જે અર્થ સાંભળ્યો હતો તે યથાર્થ રહે અને વિપરીત થઈ જાય નહિ એવી કાળજી રાખીને કર્યો છે" એમ આરંભમાંજ 'अभिप्रायानुसारेण शतानन्दमहामुनेः। कर्तुरस्य मुखाद्योऽर्थः समक्षं संश्रुतो मया ॥ स यथावस्थितस्तिष्ठेन्न यायाद्विपरीतताम् । एतदर्थं श्रमोऽसौ मे पाण्डित्यज्ञप्तये न च ॥' આ રીતે સ્વયં જણાવે છે. આવી પ્રમાણભૂત સાર્થક **હેતુ નામની** ટીકામાં **સ્વામી** અને **નારાયણ** શબ્દનો અન્વર્થ અર્થ બહુ સ્થળે કર્યો છે. **સ્વામિનારાયણ** નામનો સમાસ સાથે સાર્થક અર્થ સ. પ્ર. ૨ અ. ૨૪ શ્લો. ૪૬ ની ટીકામાં આ પ્રમાણે

કર્યો છે. મનધાર્યો નહિ પણ અર્થને અનુસારે સમાસ થાય છે. **સ્વામિ** શબ્દાર્થ અને **નારાયણ** શબ્દાર્થ ભિન્ન ભિન્ન વ્યક્તિમાં નહિ પણ એકજ ઉપાસ્ય ઈષ્ટદેવ વ્યક્તિમાં ઘટાવાનો હોવાથી 'स्वामी चासौ नारायणः स्वामिनारायणः' એવો કર્મધારય સમાસ કર્યો છે. **સ્વામી**–સકલ ઐશ્વર્યે સપન્ન અને **નારાયણ**–સર્વની અંદર બહાર આત્માપણે રહીને નિયમન કરનારા **અંતર્યામી** એવો અર્થ કર્યો છે. 'नराणां समूहो नारं तदयनं–निवासस्थानं यस्य स नारायणः' એવો અવયવાર્થ કર્યો છે. સ્વામી એટલે સર્વના રક્ષણમાં સમર્થ હોવાથી **પતિ** અને **નર**–નરાકાર ધર્મદેવના પુત્ર હોવાથી **નારાયણ** એવો બીજો પણ અર્થ કરવામાં આવ્યો છે. સમાસ તો એનો એજ છે. આ ઉપરથી નક્કી થયું કે–**સ્વામી** શબ્દથી બીજી કોઈ વ્યક્તિ અને **નારાયણ** શબ્દથી બીજી કોઈ વ્યક્તિ નહિ પણ એકજ વ્યક્તિ ધર્મનંદન **હરિકૃષ્ણ** છે. એમ બન્ને શબ્દનો અર્થ એકમાંજ ઘટાવ્યો છે.

આ ટીકામાં ટીકાકાર શુકાનંદે એવું અનુસંધાન આપ્યું છે કે–'**સ્વામિ** શબ્દનો અર્થ શ્રીરઘુવીરાચાર્યકૃત સર્વમંગળ જનમંગળ સ્તોત્રની ટીકાથકી જાણવો' આ ઉપરથી નક્કી થાય છે કે સર્વમંગળ જનમંગળ સ્તોત્ર કે જે ત્રિકાળદર્શી શતાનંદમુનિકૃત હોઈને સત્સંગિજીવનમાંજ જણાવેલાં છે તેની ઉપર શ્રીરઘુવીરાચાર્યે ટીકા કરેલી છે. જનમંગળસ્તોત્રની ટીકાનું નામ **ભાવાર્થ પ્રકાશિકા** અને સર્વમંગળસ્તોત્રની ટીકાનું નામ **ભાવપ્રબોધિની** છે. આ ટીકાનું પુસ્તક સં. ૧૮૯૦ માં શુકાનંદમુનિના હસ્તાક્ષરથી લખાએલું બહુ જુનું છે. શુકાનંદ અને રઘુવીરાચાર્ય બન્ને સમાન સમયી અને સહસમાગમી હોવાથી બન્નેની ટીકાનો અર્થ એક મળતોજ આવે એ સહજ છે.

સર્વમંગળમાં શ્રીહરિનાં હજાર નામો આવે છે. તેમાં સ્વામી નામ પહેલુંજ છે. એનો અર્થ ટીકામાં –**સ્વં**–ઐશ્વર્ય જેને છે તે **સ્વામી** કહેવાય. 'स्वामिन्नैश्वर्ये' આ સુત્રથી **સ્વામિ** શબ્દ નિષ્પન્ન કરવામાં આવ્યો છે. અર્થાત્ સર્વ જીવ ઈશ્વરોનું નિયંતાપણું સર્વકર્મફળનું આપવાપણું વિગેરે ઐશ્વર્યવાળા તે **સ્વામી** કહેવાય. આથી એમનુંજ ઉપાસ્યપણું કહ્યું. જે સર્વ સ્વામી હોય એજ ઉપાસ્ય હોઈ શકે. ભલે કોઈ મહારાજા આદિક શબ્દથી કહેવાતો પણ જો ઐશ્વર્યહીન હોય તો કોઈએ ઉપાસના કરાતો નથી. માટેજ **સ્વામી** શબ્દ એક શ્રીહરિ વિષેજ મુખ્યપણે પ્રવર્તે છે એમ एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' આ વિ. પુ વચન કહે છે. આજ અર્થ સર્વ નામોના બીજ રૂપ હોવાથી **સ્વામી** નામનો પહેલોજ નિર્દેશ કર્યો છે. આથી એ નક્કી થયુ કે શ્રીહરિનાં હજાર નામો મધ્યે **સ્વામી** નામ મુખ્ય સાર્થક છે. આ નામનો જે આ અર્થ તે સર્વ નામોના બીજભૂત હોવાથી સર્વ નામોમાં અનુસ્યૂત સમઝી લેવાનો છે.

**નારાયણ** શબ્દના અનેક અર્થો શાસ્ત્રમાં કરવામાં આવ્યા છે. તેમાં આ અર્થ મુખ્ય છે. **નરોનો**–જડચિદાત્મક સમસ્ત નિત્ય વસ્તુઓનો સમૂહ તે **नार** કહેવાય. તે **नार** अयन–આશ્રય જેમને છે ( નારનો આશ્રય કરી રહેલા ) અથવા **નારનો** अयन–આશ્રય તે **નારાયણ** કહેવાય. અર્થાત્ સર્વ ચિદચિત તત્વમાં અંદર બહાર અંતરાત્માપણે વ્યાપી રહેલા હોવાથી **નારાયણ** નામથી સાર્થક કહ્યા છે. अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' એવી શ્રુતિમાં **નારાયણ** શબ્દની નિરૂક્તિ કરી છે. 'नारायणायविद्महे' 'नारायणः परंब्रह्म' एको ह वै नारायण आसीत्' ઈત્યાદિ બહુ શ્રુતિઓમાં પર વસ્તુનું બીજા ભવ બ્રહ્માદિ દેવોથકી નિવૃત્તિ કરનારૂ અસાધારણ નામ **નારાયણ** નિરૂપ્યું છે. એટલે જગત્કર્તા પરમાત્માનું અસાધારણ મુખ્ય નામ નારાયણ છે એમ નક્કી કરવામાં આવ્યું છે.

ઉપર પ્રમાણે **સ્વામી** શબ્દનો અને **નારાયણ** શબ્દનો જુદો જુદો અર્થ કરવામાં આવ્યો છે. આને અનુસારે બન્ને સ્તોત્રની ટીકામાં **સ્વામિનારાયણ** શબ્દનો અર્થ આ રીતે કરવામાં આવ્યો છે. 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' આ સ્મૃતિને અનુસારે સર્વના નિયંતા સકલૈશ્વર્ય સંપન્ન હોવાથી **સ્વામિ** અને 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' આ શ્રુતિને અનુસારે સર્વની અંદર બહાર આત્માપણે

વ્યાપી રહેલા હોવાથી **નારાયણ** અને તે બન્ને મળીને 'अन्त प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' આ શ્રુતિને અનુસારે સર્વની અંદર આત્માપણે પ્રવેશ કરીને સર્વજનોને નિયમન કરનારા ( અંતર્યામી ) હોવાથી **સ્વામિ-નારાયણ** એવા સાર્થક નામથી કહેવાય. અર્થાત્ **સ્વામિ** શબ્દથી સર્વનિયંતાપણું અને **નારાયણ** શબ્દથી સર્વાન્તર્વ્યાપકપણું, આ બન્ને મળીને **'સ્વામિનારાયણ'** એવું એક નામ થયું. આખા નામનો **અર્થ** "ચેતનાચેતનાત્મક સર્વ વિશ્વમાં આત્માપણે વ્યાપીને સર્વને યથેચ્છ નિયમન કરનારા" એવો થયો. આવા તત્વાર્થવાળું **સ્વામિનારાયણ** નામ ધર્મપુત્ર શ્રીહરિનું વાચક યોગરૂઢ છે. ટીકામાં **'स्वामी चासौ नारायणः स्वामिनारायणः'** એવોજ કર્મધારય સમાસ કરવામાં આવ્યો છે. એટલે સત્સંગિજીવનની ટીકા અને સ્તોત્રની ટીકામાં એક મળતોજ સમાસ અને **અર્થ** છે. સ. પ્ર. ૨ અ. ૨૮ શ્લો. ૧૬ ની બીજી ટીકા રઘુવીરાચાર્ય કૃત છે તેમાં સ્વામિનારાયણ શબ્દનો **'सर्वेषां निरुपाधिकः स्वामिनारायण.'** એવો કર્યો છે. અભિપ્રાય એવો છે કે સર્વ કોઈના નિરૂપાધિક ( જેનો કોઈ બીજો ઉપરી સ્વામી નથી ) સ્વામિ એવા નારાયણ તે સ્વામિનારાયણ કહેવાય. આમાં પણ ઉપર મુજબ કર્મધારય સમાસ સૂચવ્યો છે. ઉપર મુજબ **સ્વામી** શબ્દનો અને **નારાયણ** શબ્દનો **અર્થ** બહુ ઉપયોગી ઉત્તમ હોવાથી સંપ્રદાયનાં વચનામૃતાદિ શાસ્ત્રોમાં એ બે શબ્દોથી બહુધા વ્યવહાર થયો જણાય છે. વિસ્તાર ભયથી લખતા નથી. બન્ને સ્તોત્રો ગુર્જરાનુવાદ સાથે છપાઈને બહાર પડ્યાં છે તેમાં ઉપરનો સઘળો **અર્થ** સવિવેચન છે.

વળી સ. પ્ર. ૪ આ. ૫૪ શ્લો. ૨૨ **'इत्थं नारायणः स्वामी'** તથા અ. ૪૬ શ્લો. ૩૪ **'स हि नारायणः स्वामी'** આ રીતે નારાયણ શબ્દને આગળ મુકીને સ્વામી શબ્દ પાછળ મુક્યો છે. બન્ને શબ્દનો **અર્થ** તો એક શ્રીહરિ વિષેજ વ્યાખ્યાન કર્યો છે. જેમ આવા પ્રયોગમાં બીજો **અર્થ** થાય નહિ તેમ સ્વામિનારાયણ નામમાં અવળો **અર્થ** થાય નહિ એ સિદ્ધાંત છે.

ઉપર પ્રમાણે આ સંપ્રદાયના ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિના અસાધારણ ભજનીય જપનીય મંગળ **સ્વામિ-નારાયણ** નામનો શાસ્ત્રાનુસારી સંપ્રદાયાનુસારી **અર્થ** સર્વેએ નક્કી કર્યો છે. આવા શાસ્ત્રપ્રસિદ્ધ નિશ્ચિત **અર્થને** પણ ઉડાવી દઇને કેટલાક ખુણીયા બંડીયાઓએ "સ્વામી એટલે ગુણાતીતાનંદ અને નારાયણ એટલે શ્રીજીમહારાજ એમ મળીને સ્વામિનારાયણ નામ થયું છે. જેમ રાધા અને કૃષ્ણ, લક્ષ્મી અને નારાયણ, એમ સ્વામિનારાયણ નામ છે" એવો ઉટાંગ **અર્થ** કરવાનું કુભંડ કર્યું છે. એકજ વ્યકિત ધર્મપુત્ર ભગવાન ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિનું અખંડિત સ્વામિનારાયણ નામ હતું તેમાં **સ્વામી** શબ્દથી બીજી અનુપાસ્ય વ્યકિત ગુણાતીતાનંદને ઘુસાવી દીધા. ગુણાતીતાનંદ તો શ્રીજીનું પ્રત્યક્ષ સ્વરૂપ હોવાથી ભજનમાં તે પહેલું જોઈએ. એવો તેમનો દુરાશય સમજાય છે. જો કે બીજી બધી બાબતમાં ગુણાતીતાનંદ સર્વોપરી મોટા ઠરાવ્યા છે અને અક્ષરપુરૂષોત્તમ સ્વામી શ્રીજી આદિક શબ્દો પણ ગોઠવ્યા છે. પણ એટલેથી નહિ સંતોષ થતાં આ નામમાં પણ ઘુસાડી દેવાની દુરંત વિમુખતા કરી. આ તો શાસ્ત્રોને પણ છેતરવાનો પ્રપંચ કર્યો કહેવાય. **बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रतरिष्यति'** ( વેદ પણ એવો ભય રાખે છે કે આ અલ્પશ્રુત મને છેતરશે, એટલે અર્થનો અનર્થ કરશે. ) શાસ્ત્રાર્થ તો સંપ્રદાયવાળાને આડો આવે. વિમુખોને તો આવે જ નહિ એટલે ગમે તેવા સમાસ અને અર્થ કરે. અસ્તુ. આ અર્થનો સંપ્રદાય સાથે કશો સંબન્ધ નથી એટલુંજ વિચારવાનું અને કહેવાનું છે.

આવો અસદર્થ પ્રથમ અપ્રમાણ વાતોમાં ગોઠવેલો જોવામાં આવે છે. પ્ર, ૬ ની ચોપડીના પ્ર. ૫ વાત ૪૨૭ "સ્વામિએ કહ્યું જે મહારાજે શિક્ષાપત્રીમાં અવિદ્વાન વાત કોઈ રાખી નથી. ત્યારે હરિશંકરભાઇએ પુછ્યું જે **અવિદ્વાન વાત કોઈ નથી** ત્યારે **મૂળ અક્ષરનું પ્રગટપણું શિક્ષાપત્રીમાં શી રીતે છે તે કહો ?** ત્યારે સ્વામી કહે **એ વાત શિક્ષાપત્રીમાં લખી છે** પણ **અતિસૂક્ષ્મપણે લખી છે એટલે કોઇના સમજાયામાં આવતી નથી...અને અક્ષરનું તો શિક્ષાપત્રીના ૧૦૯ ને ૧૧૦ શ્લોકમાં પ્રતિપાદન કર્યું છે.** ભગવાન રાધાજીએ યુકત હોય ત્યારે રાધાકૃષ્ણ એવા નામે જાણવા ને રૂક્મિણીરૂપ

જે લક્ષ્મી તેણે યુક્ત હોય ત્યારે લક્ષ્મીનારાયણ એવા નામે જાણવા અને અર્જુને યુક્ત હોય ત્યારે નરનારાયણ એવા નામે જાણવા. અને બળભદ્રાદિકના યોગે કરીને એવે એવે નામે કહેવાય છે. એટલે વર્તમાનકાળે પણ એમજ કહેવાય છે. કહેતાં **સ્વામી જે અક્ષર અને નારાયણ જે** મહારાજ એમ **સ્વામિનારાયણ નામ છે.** એમ સમઝવા સારૂ ઉપર રાધાદિકનાં દૃષ્ટાંત દીધાં છે...માટે એમ લખવાનો હેતુ એ છે જે જેમ રાધાકૃષ્ણ કહેવાય છે તેમજ સ્વામિનારાયણ કહેવાય છે. કેતાં મહારાજે **પોતાના મુખ્ય ભક્ત જે અનાદિ અક્ષર તેમના નામ સાથે પોતાના નામનું પ્રતિપાદન કર્યું છે પણ કોઇએ સમજતા નથી...** એટલા સારૂ **એવા ભક્ત અને ભગવાનને વિષે ભેદ ન સમજવો.** એમ કહ્યું છે. ( શ્લો. ૧૧૩ ) .. કહેતાં એવા અર્થે **સહિત** જે સ્વામિનારાયણની ભકિત જે તે સર્વને કરવી."

આમાં આ રીતે અવળા અર્થ કરીને શ્રીજીની અપરમૂર્તિરૂપ શિક્ષાપત્રીના રહસ્ય શ્લોકોને પણ સાવ ગરદન માર્યા છે. શિક્ષાપત્રી ઉપર ગ્રંથકર્તા શતાનંદજીએજ અર્થદીપિકા નામની મહા ટીકા કરી છે. જેને સાંભળીને 'અમારો સઘળો અભિપ્રાય આમાં બરોબર આવ્યો છે' એમ કહીને ટીકાની પ્રશંસા શતાનંદમુનિ સાથે કરેલી સત્સંગિજીવનમાંજ વ્યકત છે. વળી આની ઉપર ભાષ્ય સટીક પણ છે. બીજી પણ કેટલીક ટીકાઓ થઈ છે. અર્થ માટે ભાષ્ય ટીકાઓ કરવાની હોય છે. ગુર્જરાનુવાદ પણ છે. કોઈમાં આવો અર્થ કરવામાં આવ્યો નથી તેથી તે તદ્દન મનઃકલ્પિત બનાવટી વિમુખ છે. શિક્ષાપત્રી જેવા પ્રસિદ્ધ પ્રામાણિક પ્રબન્ધમાંથી અક્ષરની મનઃકલ્પિત ગોઠવણી કરી ને તેને સ્વામિનારાયણ નામમાંના **સ્વામિ** શબ્દાર્થમાં અડાવી દીધાની અંધ ઉન્મત્ત અવળાઈ કરી મૂર્ખમૂર્ધન્ય મંડળીમાં આ બધો અર્થ શોભે તેવો છે. પંડિતોની સભામાં શોભે તેવો અર્થ તો પ્રથમજ સમાસ સાથે પ્રકટ પ્રદર્શાવી દીધો છે. અર્થમાં દિવા રાત્રી જેટલું અંતર સુજ્ઞોને સમઝાય તેમ છે. 'ભકત અને ભગવાનમાં ભેદ ન સમઝવો' આ પણ કેવી શાસ્ત્રવિરૂદ્ધ વાત છે. આવી વાત પણ શ્લો. ૧૧૩ થી ઉપજાવી કાઢી છે સત્ય અર્થ તો 'જે પ્રથમ રાધાકૃષ્ણ આદિક સ્વરૂપો કહ્યાં તેમાં નામ-ભેદથી પણ ભેદ ન સમઝવો' એવો છે. ભકત અને ભગવાનનો ભેદ નથી એમ કહેવાનો પ્રસંગજ નથી. આનો દુરાશય એટલોજ કે એમ ઠરાવીને ઉપાસ્ય ભગવાન સાથે અનુપાસ્ય અક્ષરની ઉપાસના ભકિત ઘુસાડી દેવી આ કેટલી વિરૂદ્ધ વાત છે તે સંપ્રદાયના સજ્જનોએ સારી રીતે સમઝવાની છે. 'આવો અર્થ શિક્ષાપત્રીમાંથી કોઈ સમજતા નથી. અમેજ સમઝીએ છીએ' એમ બીજા બધા વિષે મહા દોષ અને પોતા વિષે મહાગુણ મનાવાની પણ વિચિત્ર ચતુરાઇ વાપરી છે. આ તે અર્થ કર્યો કે અનર્થ ? આવા અર્થ કરનારાને સંપ્રદાયના કહેવા કે સંપ્રદાય થકી બહાર ?

વળી સિદ્ધાંતસાગરની ચોપડીમાં આ સિદ્ધાન્તાન્તર ઉપજાવી કાઢ્યો છે. વાત ૨૪ "પ્રકૃતિ થકી પર જે **નરનારાયણ તથા વાસુદેવનારાયણ તથા કૃષ્ણનારાયણ તેજ અમે છીએ એમ** જ્યારે **કહેતા હોઇએ ત્યારે એમ સમઝવું જે નર તથા વાસુદેવ તથા કૃષ્ણ તે અક્ષરને ઠેકાણે** છે ને નારાયણ તે પુરૂષોત્તમને ઠેકાણે છે" વાત ૨૫ "આ પ્રગટ મૂળ અક્ષર જે મુળજી ને અમે પ્રગટ પુરૂષોત્તમ એ બેયનો જેને યથાર્થ મહિમા સહિત નિશ્ચય છે તેનેજ પુરો સત્સંગિ કહીએ. કારણ કે—જેમ રાધાકૃષ્ણ ને જેમ લક્ષ્મી-નારાયણ ને જેમ નરનારાયણ કહેવાય છે તે તેઓએ પોતાના ભકતે સહિત પોતાનું ભજન કરાવ્યું છે તેમજ **અમે પણ આ પ્રગટ મૂળ અક્ષર મૂર્તિમાન્ તે અસંખ્ય અક્ષરમુકતના સ્વામી છે તે એ સ્વામી ને અમે નારાયણ એમ અમારા ભકતે સહિત અમારા નામ** છે ને જે એમ જાણીને ભજન કરે છે તેનેજ અમે પૂરો ભકત કહીએ છીએ...અને તમે સર્વેએ અમને પુરૂષોત્તમ જાણ્યા છે ને આ મુળજીને મૂળ અક્ષર જાણ્યા છે **ને તે બેય નામ સહિત આ સ્વામિનારાયણ નામ છે** એમ સમઝીને તમે ભજન કરો છો...**તેમ સ્વામિનારાયણ ભજન તો કરે છે** પણ **સ્વામી જે આ મૂળ અક્ષર તે સહિત મહારાજે પોતાનું ભજન કરાવ્યું** છે એમ ન સમઝે તો તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ ન થાય ને તે પુરો ભકત પણ ન કહેવાય" વિગેરે.

આ વાત કેટલી વિરોધી અવળા સિદ્ધાંતવાળી છે તે ઉપરના સ્વામિનારાયણ શબ્દાર્થના વિમર્શથી સુજ્ઞોને સમઝાશે. એકજ ગુણાતીતાનંદ સાધુને મૂળ અક્ષર ઠરાવી તેના સહભજન માટે કેવી ધૂર્તવિદ્યા વાપરી છે તે આ નમુના ઉપરથી સમઝાશે. શ્રીજી મહારાજને નરનારાયણ, વાસુદેવનારાયણ અને કૃષ્ણનારાયણ કહ્યા હોય ત્યારે નર વાસુદેવ કૃષ્ણ શબ્દથી મૂળ અક્ષર ગુ. સ્વામીને સમઝવા આવો અપસિદ્ધાંત કાઢયો છે. જનમંગળના આરંભમાંજ 'श्रीकृष्णः श्रीवासुदेवो नरनारायणः प्रभुः' એમ ત્રણેય શબ્દથી શ્રીજીનેજ સમઝાવ્યા છે અને એનો અર્થ પણ ટીકામાં કર્યો છે. આવા શ્રીહરિપર પ્રસિદ્ધ શબ્દોને પણ શ્રીહરિ આગળ અતિ તુચ્છ અક્ષરમાં લઈ જવાનો દુઃસિદ્ધાંત કાઢયો છે. વળી વધારાનો દુઃસિદ્ધાંત એ કાઢયો છે કે જે નરનારાયણ વાસુદેવનારાયણ કૃષ્ણનારાયણ કહેવાય છે તે પ્રકૃતિ પુરૂષથી પર નથી પણ એમાંજ અંતર્ગત છે. પર તો એક અક્ષરજ છે એમ ઠરાવા ઉપરના ત્રણને માયામંડળની અંતર્ગત જીવ જેવા તુચ્છ ઠરાવ્યા છે. આને સંપ્રદાયનાં શાસ્ત્રોની દષ્ટિએ સિધ્ધાંત કહેવો કે દુઃસિદ્ધાંત તે સ્વયં વિચારી લેવું. જ્યારે આવો અપસિદ્ધાંત નરનારયણાદિ શબ્દોમાં અહાવ્યો ત્યારે હરિકૃષ્ણ નામમાં પણ હરિ એટલે અક્ષર અને **નારાયણમુનિ** નામમાં મુનિ એટલે અક્ષર અને **સહજાનંદસ્વામી** નામમાં સ્વામી એટલે અક્ષર એમ પણ સમઝાવાનો દુરભિપ્રાય હશે ખરો. **રાધાકૃષ્ણ** નામમાં રાધા શબ્દથી અક્ષર અને **લક્ષ્મીનારાયણ** નામમાં લક્ષ્મી શબ્દથી અક્ષર સમઝવાનો પણ દુઃસિદ્ધાંત કાઢયો છે. એને શ્રીજીનાં બહુ નામોના અવળા અર્થો ગોઠવ્યા છે. વળી **સ્વામી** શબ્દ કે જે ખાસ ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીજીમાંજ સર્વમંગળ સ્તોત્રના આરંભમાં સકારણ વપરાયો છે તેને તેની આગળ અનુપાસ્ય અનિષ્ટદેવ મૂળ અક્ષર ગુ. સ્વામીમાં ઘસડી જઈ, તેનું સાથે ભજન કરવાનું ઠરાવીને એવું સહભજન કરનારાનેજ પૂર્ણ ભક્ત અને નહિ કરનારાને અપૂર્ણ ભક્ત સમઝવાનો દુઃસિધ્ધાંત પણ દાખલ કર્યો છે આમાં વધારે પડતો દુઃસિદ્ધાંત એ છે કે 'આ બધી વાતો શ્રીજીએ કરેલી' એમ એમને માથે ભાર આરોપી દીધો છે શ્રીજીની વાતો તો વચનામૃત સત્સંગિજીવનમાં બીજારૂપમાં વ્યક્ત છે, એમાં એવું કશું નથી. તો આ વાતો નિરક્ષરમાંથી કે મુળ અક્ષરમાંથી લાવ્યા? એનો કાંઈ નિર્ણય થાય તો સારૂ આ ચોપડીમાં તો અક્ષરે અક્ષર શ્રીજીના સિદ્ધાંતથકી જુદા કે અવળા સિધ્ધાંતોના સાગરરૂપ છે. આ ચોપડી છપાઈ ત્યારેજ આની અપ્રમાણતા માટેનો ઉહાપોહ બહુજ સમાજમાં થયો હતો જે હાલમાં પેપરોમાં પ્રસિદ્ધ થયો છે.

વળી પ્ર. ૩ ની વાત ૨૭૮ માં 'स राधया युतो ज्ञेयो' ઈત્યાદિ શિક્ષાપત્રીના ૧૦૯ થી ૧૧૨ શ્લોકો લખીને ઉપરના અર્થને મળતો બંડીયો ભાવાર્થ કાઢયો છે "એ એકાંતિક ધર્મનાં બીજ મુકયાં છે. તેમાં કહ્યું **જે રાધાજીએ જુક્ત શ્રીકૃષ્ણ હોય ત્યારે રાધાકૃષ્ણ એવે નામે** જાણવા, **તેમજ આજ પણ મહારાજે પોતાના ભક્ત સહિત પોતાનું ભજન સ્વામિનારાયણ એવે નામે કરાવ્યું છે. ઇત્યાદિક બીજ મુકયાં છે તેનાં ઝાડ થશે ત્યારે સૌના** જાણવામાં **આવશે"** આ વાતમાં સ્વામિનારાયણ નામનો વિપરીત અર્થ કરવાનો ગોટાળો વાળ્યો છે. જેમ રાધાએ સહિત કૃષ્ણ તે રાધાકૃષ્ણ કહેવાય, એવા ઉઘાડા શબ્દો છે તેમ સ્વામિએ સહિત નારાયણ તે સ્વામિનારાયણ એવા ઉઘાડા શબ્દો કોઈ સ્થળે છેજ નહિ જેમ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણની પત્ની એકજ રાધા છે તેમજ સ્વામી તો એકલા ગુણાતીતાનંદજ એવું પણ કોઈ સ્થળે વાકય નથી. એથી પણ મોટા સ્વામીઓ તો અનેક હતા. તો પછી ઉપરનો અર્થ ખૂણીયો બંડીયો વિમુખીયોજ કહેવાય. બીજમાંથી ઝાડ થવાનું ભવિષ્ય ભાખ્યુ તે પ્રમાણે બીજમાંથી ઝાડ થયાં પણ તે સબીજ ઝાડ ઝેરનાં નક્કી કરીને સંપ્રદાયે ખોદીને બહારજ કાઢી નાખ્યાં છે. શિક્ષાપત્રીના પણ કેવા બંડીયા અવળા અર્થો કરે છે તેનો આ એક પુરાવો છે. શિક્ષાપત્રીના અવળા અર્થ કરવાની વાત જાગાભક્તને સુજજ્ઞાનંદ નામના નંદ સાધુએ સૂચવી છે તે પ્ર. ૩ ની ૧૨૬ ની વાતમાં છે.

જેમ સ્વામિનારાયણ નામમાં **સ્વામિ** શબ્દનો અવળો અર્થ કલ્પી કાઢયો એમ મુખ્ય હરિકૃષ્ણ નામમાં પણ અવળો અર્થ સમઝાવાની પણ કુબુદ્ધિ કરી જણાય છે. પ્ર. ૨ ની ચોપડીના પ્ર. ૨ વાત ૬૬

"મહારાજ પોતાના અક્ષરધામ સોતા આંહિ પધાર્યા છે. તે બન્નેના સ્વરૂપનો દૃઢ નિશ્ચે કરાવવો એજ પ્રયોજન સારૂ અમોને રાખ્યા છે. મનજીભાઈએ પુછ્યું જે **બે સ્વરૂપની નિષ્ઠા કરાવવી** છે ત્યારે **મહારાજે હરિકૃષ્ણ મહારાજ એકનીજ મૂર્તિ કેમ પધરાવી છે? ને તેવી વાત પણ કેમ કરી નથી?** એટલે સ્વામી કહે **મહારાજે તો પ્રથમથીજ વાસુદેવ નારાયણની બે મૂર્તિઓ** ગઢડામાં **પધરાવી હતી** ને હાલ તે ઓરડો વાસુદેવનારાયણના નામથીજ ઓળખાય છે. વડતાલ**માં પણ પ્રથમ ઓરડી તળે નરનારાયણની બે મૂર્તિઓ પધરાવી હતી...પણ મહારાજનો એ સિદ્ધાંત હજી કોઇ સમજતું નથી.** ફરી પુછ્યું જે વાસુદેવનારાયણ એટલે શું? **સ્વામી કહે વાસુદેવ એટલે અક્ષર અને નારાયણ એટલે પુરૂષોત્તમ એમ મહારાજે તો અક્ષરપુરૂષોત્તમની બે મૂર્તિઓ પધરાવી હતી તે અત્યારે સમજાતું નથી પણ મહારાજ પોતાનો સિદ્ધાંત પ્રવર્તાવશે ત્યારે સૌના જાણ્યામાં આવશે.** પણ તે દિવસે તમે નહિ હો" વિગેરે.

શ્રીજીએ તો પોતાના સ્વરૂપનોજ એક દૃઢ નિશ્ચય કરવાનો કહ્યો છે એની સાથે મૂળ નિરક્ષર અક્ષરનો પણ કલ્પિત બીજો અધિક એક નિશ્ચય ઘુસાવી અહીં દે છે. પુછનારે તો પૂર્ણ પ્રજ્ઞાથી પુછ્યું છે કે-જ્યારે બે સ્વરૂપની નિષ્ઠા કરાવાનો શ્રીજીનો અભિપ્રાય હતો તો વડતાલમાં હરિકૃષ્ણ નામની એકલીજ મૂર્તિ પધરાવી અને સાથે અક્ષરની કેમ ન પધરાવી? અને તેવી વાત પણ કેમ શાસ્ત્રમાં કરી નથી? આનો યોગ્ય ઉત્તર નહિ આપી શકવાથી આડાંઅવળાં અપ્રકૃત બાલાં મારીને પુરૂ કર્યું છે. વાસુદેવ નારાયણની બે મૂર્તિઓ ગઢડામાં પ્રથમ પધરાવ્યાનું કહીને, **વાસુદેવ** શબ્દનો પણ અવળો અર્થ અક્ષર કરીને, અક્ષરપુરૂષોત્તમની મૂર્તિઓ પધરાવવાનું ગઢડામાં પહેલવહેલું ગોઠવી કાઢ્યું. આ વાત સર્વાંશે બનાવટી છે ગઢડામાં મૂર્તિ પધરાવી તેનું વિવેચન સ. પ્ર. ૨ અ. ૩૨ શ્લો. ૪૪ "विधिना क्षितिपस्य तस्य दुर्गे प्रभुरस्थापयदुत्तमालये सः । सह राधिकयैव वासुदेवं महमत्रापि महान्तमाततान" (ટીકા પ્રમાણે અર્થ-પ્રભુ શ્રીહરિએ અભયરાજાના દરબારમાં ઉત્તમ મંદિર વિષે **રાધિકા**-શ્રી રાસેશ્વરીની પ્રતિમા સાથેજ વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવદર્ચાની સ્થાપના યથાવિધિ કરી. આ શ્રી રાધાકૃષ્ણપ્રતિષ્ઠાવિધિમાં મોટો ઉત્સવ પણ કર્યો) આ પ્રમાણે છે. આમાં તો રાધા અને કૃષ્ણ એ નામની બેજ મૂર્તિઓની સ્થાપના આવે છે રાધાકૃષ્ણનેજ વાસુદેવનારાયણ નામથી કહ્યા છે. જેમ હરિકૃષ્ણ નામ છે તેમ. આ બન્ને શબ્દો એકજ વ્યક્તિને કહેનાર છે પણ ભિન્ન ભિન્ન વ્યક્તિને નહિ વાસુદેવ શબ્દ જનમંગળ સર્વમંગળ સ્તોત્રમાં પરમાત્મા શ્રીહરિપર લીધો છે. એનો અર્થ પણ ટીકામાં કર્યો છે અન્નકૂટ પણ એમની આગળજ પુરવામાં આવેલો. આમાં નિરક્ષર અક્ષરનો તો ગંધ પણ નથી. ક્યાં અક્ષરાતીત વાસુદેવ અને ક્યાં અક્ષર. તેજસ્તિમિર જેટલું અંતર છે. વડતાલમાં પણ પ્રથમ ઓરડીતળે નરનારાયણની બે મૂર્તિઓ પધરાવી હતી તે અક્ષરપુરૂષોત્તમને સમઝાવા માટે હતી પણ મહારાજનો એ સિદ્ધાંત નહિ સમઝીને પાછળથી હરિકૃષ્ણની એકલી મૂર્તિ વડતાલમાં પધરાવી દીધી એવો આ વાયડ વાતનો દુરાશય સમઝાય છે, એટલે પ્રથમ નરનારાયણ પધરાવ્યા ત્યારે તો મહારાજનો અભિપ્રાય હતો તે કોઈ સમઝ્યા નહિ અને પાછળથી ફેરવી નાંખીને એકલી હરિકૃષ્ણ નામની શ્રીજીની મૂર્તિ પધરાવી દીધી. એટલે આમાં શ્રીજીનો અભિપ્રાય નહિ. આ રીતે આ વાત પણ બનાવટીજ છે. વળી આ સિદ્ધાંત અત્યારે સમઝાતો નથી પણ મહારાજ પોતાનો સિદ્ધાંત પ્રવર્તાવશે ત્યારે સૌને જાણવામાં આવશે એમ કહીને જે અત્યારે બાહ્ય વિમુખોએ અક્ષરપુરૂષોત્તમની પ્રવૃત્તિ કરી છે તેનું પણ ભવિષ્ય ભાખી નાખ્યા જેવી બંડભાષા વાપરી છે. આ આખી વાતનો દુરાશય એ નીકળી આવે છે કે મહારાજે કે આચાર્યે અત્યાર સુધીમાં જે હરિકૃષ્ણ આદિકની મૂર્તિઓ પધરાવી છે તેમાં મહારાજનો અભિપ્રાય ન હતો. મહારાજનો અભિપ્રાય તો બંડીયાએ બહાર વિમુખ થઈ પ્રસિદ્ધ કર્યો એજ હતો. મહારાજના શુદ્ધ અભિપ્રાયને પણ ચોમેરથી કેવો ગરદન માર્યો છે એ આ ઉપરથી સમઝાશે. વડતાલમાં હરિકૃષ્ણની એકલી મૂર્તિ શ્રીજીએ પધરાવી પણ સાથે મૂળ અક્ષર ગુ. સ્વામી નહિ હોવાથી ફાવતું આવ્યું નહિ એમ નિંદ્ય આ વાત ઉપરથી સમઝાય છે. આ ચોપડીએ તો વળી નવીનજ એક બંડીયો વિમુખીયો ખુણીયો

અર્થ પ્રકાશમાં આણ્યો છે. આજ રીતે શ્રીજીનાં બીજાં પણ ઘણાં નામોના અવળા અર્થો શાસ્ત્રના અનુસંધાન વિનાના ગોઠવ્યા છે. તેનો લખતાં પાર આવે તેમ નથી. આ તો દિગ્દર્શન થાય છે.

આ તો જુની વાતોની વાત કરી. હવે તાજી નવી વાતોની પણ પ્રસંગાત્ કરી લઈએ. બોચાસણવાળા યજ્ઞપુરૂષદાસ કે જે ઘણાં વર્ષો સંપ્રદાયમાં રહીને શાસ્ત્રોનો સારો અભ્યાસ કરીને શાસ્ત્રી બન્યા છે તેમણે પણ **'સ્વામિનારાયણ'** આ મંગળ નામનો અમંગળ અતિ વિરૂદ્ધ અર્થ કરવામાં લેશ પણ શરમ કે સંકોચ રાખ્યો નથી. ગુણાતીતજ્ઞાનના વાજીંત્રસમા **સ્વામિનારાયણ પ્રકાશ** નામના માસીકનો ઉદ્દેશ અને તેનો અર્થ સમઝાવા પ્રથમારંભમાંજ એક લેખ લખેલો છપાયો છે. તે આ પ્રમાણે છે–"શ્રીજીસ્વામીના લાડીલા શ્રીઅક્ષરપુરૂષોત્તમ ઉપાસક રા. ખેંગારભાઈ......આપે શ્રીજી મહારાજ અને સ્વામિના અદ્ભુત મહિમાનો પ્રચાર કરવા સારૂ "સ્વામિનારાયણ પ્રકાશ" નામનું માસિક બહાર પાડી......સ્વામિનારાયણ પ્રકાશ એટલે **'સ્વામી' મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામી અને 'નારાયણ' એટલે પૂર્ણ પુરૂષોત્તમ સહજાનંદસ્વામી તેમનો પ્રકાશ–જ્ઞાન તેનો દિગ્વિજય આખા બ્રહ્માંડમાં થાય** અને દિન પ્રતિદિન ઉપાસનાનો ડંકો વાગે એટલા સારૂજ આ છાપું કાઢવા નક્કી કર્યું છે તેથી ઘણો સમાસ થશે......**અને આપ ઉપર શ્રીજી મહારાજ અને સ્વામી ને ભગતજી મહારાજ તથા જાગા ભગત રાજી થશે** " આ પ્રમાણે આ લેખમાં સ્વામિનારાયણ નામના શાસ્ત્રીય ખરા અર્થનો અનર્થ કર્યો છે. નિરક્ષરો તો અક્ષરજ્ઞાનના અભાવે કે શાસ્ત્રના જ્ઞાનના અભાવે અર્થનો અનર્થ કરે એ સંભવિત છે પણ આવા સાક્ષર થઈને અનર્થ કરે તે બીલકુલ સંભવિત નથી. શું આ શાસ્ત્રીએ સંપ્રદાયનાં શાસ્ત્રો શિક્ષાપત્રી સત્સંગિજીવન જનમંગળ સર્વમંગળ વિગેરે સટીક અદ્યાપિ નહિજ જોયાં હોય કે નહિ વાંચ્યા સાંભળ્યાં હોય? ભણેલાને તો શાસ્ત્રો આડાં ફરવાંજ જોઈએ. એક પણ આડુ ફર્યું જણાતું નથી. સંપ્રદાયનાં શાસ્ત્રોના શુદ્ધ અર્થો જાણીને પણ અવળા અર્થો હદ ઉપરાંત કરીને લોકોને અવળે માર્ગે ચઢાવાથી લેશ પણ આત્મકલ્યાણ કે લોકકલ્યાણ કદાપિ છે ખરૂ? આને વિદ્વત્તાના અંતરાયો કહેવા? કે અવિદ્વત્તાના કહેવા? એનો નિર્ણય જેને સમઝવા કે જે દ્વારા બીજાને સમઝાવા લેખ લખી મોકલ્યો છે એવા એમના તંત્રીજી ખેંગારભાઈ કરી લેશે. સંપ્રદાયના કોઈ પણ શાસ્ત્રમાં જે અર્થનો ગંધ પણ નથી એવો વિચિત્ર વિમુખ અર્થ આવા સાક્ષર શાસ્ત્રી મુર્ખ માફક કલ્પી કાઢે અને વળી જગતને જણાવા ઉઘાડા બહાર પડે એજ અત્યંત અપશોષની વાત છે. આ શાસ્ત્રીજી હજી પણ પાછા વળી ઉપર જણાવેલો શાસ્ત્રીય સ્વામિનારાયણ શબ્દનો અર્થ સ્વયં સમઝીને અનુયાયીઓને સત્ય રીતે સમઝાવે તો મોટો ઉપકાર. મોક્ષ સુધીનો સર્વેનો થશે અને શુદ્ધ ઉપાસનામાં અસદ્ભાવથી કરેલો ગરબડગોટાલો નીકળી જઈને ઉપાસના પણ શુદ્ધ સારી થશે. જ્યારે પ્રામાણિક સંપ્રદાયમાં શાસ્ત્રાર્થને પણ બહુ કોરે મુકીને મનસ્વી ઉલાંગડ અર્થ કરવાનો જુઠો જડ ઠરાવજ થયો ત્યારે તો જેને પ્રથમ વૃત્તિ કે આશ્રય આપનારા અને પોતાને દીક્ષા અપાવનારા અને વિદ્યા ભણાવનારા વૃદ્ધ ગુરૂ તરીકે માને છે એવા વિજ્ઞાનાનંદ સ્વામીને અને જેને વર્તમાન ધરાવનારા સમર્થ ગુરૂ તરીકે માને છે એવા શુકાનંદસ્વામીનેજ સ્વા. ના. નામમાંના **સ્વામિ** શબ્દથી ઠરાવીને તેમનુંજ સહભજન કરાવા તેમનીજ મૂર્તિઓ પધરાવી હોત તો વધારે સારૂ બંધબેસતું શોભિતું થાત. જેની સાથે કશોજ સંબન્ધ કે બંધન નથી એવા ગુ. સ્વામી સુધી વિકટ વિદેશ જુનાગઢ જવાની જરૂર રહોત નહિ. અથવા આવી પરોપાધિ પડી મુકીને ચુડાવાળા હરિકૃષ્ણ કે ભાદરણવાળા પુરૂષોત્તમની પેઠે 'अहं ब्रह्मास्मि' થઈ બેઠા હોત તો વળી વધારે સારૂ થાત. આ વખતે કોઈ બુદ્ધિ આપનાર સારો મળ્યો નહિ હોય તેમ સ્વબુદ્ધિનો સારો ઉપયોગ કર્યો નહિ હોય એમ જણાય છે.

વળી આ શાસ્ત્રીએ વર્ષ ૨ અંક ૧ માં આપેલા લેખની મંગળ માટે મથાળામાં સ્વામિનારાયણ કે તેવો બીજો શબ્દ પ્રયોગ નહિ કરતાં "श्रीजिस्वामिभ्यो नमोनमः" આવો પ્રયોગ કર્યો છે. શ્રીજી મહારાજ અને ગુ. સ્વામી લેવાના હોય તો દ્વિવચન જોઈએ. બહુ વચનથી શો અર્થ લેવાનો

હશે અને વ્યાકરણના નિયમ મુજબ એનો કેવો સમાસ થાય એ તો એ શાસ્ત્રીજીજ જાણે. સમાસ અર્થ કરી બતાવશે તો વ્યાકરણ પંડિતોને બહુ ઉપયોગનો થશે. આ લેખમાં સ્વામિનારાયણ શબ્દના સામાવાડીયા 'શ્રીજી સ્વામી, સ્વામીશ્રીજી" શબ્દો ઢગલાબંધ છે. આ બધુ ગુણાતીતપંથની જુદાઈ જણાવા જણાય છે.

અમદાવાદના રા. રા. જેઠાલાલભાઈ ચીમનલાલભાઈ કે જે જગતમાં ગણીતના પ્રોફેસર તરીકે અને સત્સંગમાં સ્વામિનારાયણની અટકથી ઓળખાય છે તેમણે પણ પદવીનો કશોજ સારો ઉપયોગ નહિ કરતાં બોચાસણના બંડમાં પ્રવેશ કરીને 'गतानुगतिको लोको न लोकः पारमार्थिकः" આ ન્યાયે દેખાદેખી એકડા વિનાનાં મીંડાં જેવો જુઠો અર્થ લખી વાળ્યો જોવામાં આવ્યો છે. સ્વા. પ્ર. માસિકના વર્ષ ૧ અંક ૧ પાન ૯ ઉપર "સ્વામિનારાયણ" આવા હેડીંગથી એક લેખ માસિકમહત્તા માટે લખ્યો છે તેમાં **"ગુણાતીતાનંદસ્વામી અને આદિનારાયણ પુરૂષોત્તમ શ્રીજીમહારાજ એ બન્ને નામોને એકબીજાની સાથે લખતાં "સ્વામિનારાયણ" એવો અમોઘ મંત્ર થયો.** સ્વામિનારાયણરૂપી અમોઘ મંત્રનો પ્રકાશ કરવા માટે 'સ્વામિનારાયણ પ્રકાશ' નામના માસિકનો જન્મ થયો છે" આવા ખુંણીયા શબ્દો લખ્યા છે. આ ભાઈની સ્વામિનારાયણ' અટક તો બોચાસણ પંથમાં ભળ્યા પહેલાં અને માસિકના જન્મ પહેલાં બહુ પૂર્વ વર્ષોથી હતી; ત્યારે શું આવો અર્થ તે સમઝયા હતા? તે સમયમાં બ્રહ્માનંદ મહાનુભાવાનંદ આદિક સ્વામિઓનાં નામ શું નહિ સાંભળ્યાં હોઈ? કોઈ ગુરૂ પણ શું નહિ કર્યા હોય? મંદિરે પણ નહિ ગયા હોય? સંપ્રદાયનું કોઈ શાસ્ત્ર નહિ વાંચ્યુ સાંભળ્યું હોય? ગુ. સ્વામી જેવા કે તેથી પણ બહુ મોટા નંદ સ્વામીઓ તો શ્રીજી સાથે સહસ્રાવધિ હતા તેમાંથી કોઈપણ સ્વામી સ્વામિનારાયણ નામમાંના સ્વામિશબ્દથી ન કહેવાય અને એકલા ગુણાતીતાનંદજ કહેવાય એવું એકદેશી બંડીયું જ્ઞાન તે વખતે હતું? કે બંડમાં ભર્યા પછી પેઠું? આનો જો દુરાગ્રહને કે પક્ષપાતને દૂર કરી શાસ્ત્રદષ્ટિથી સૂક્ષ્મ વિચાર કરી જોશે તો સ્વયં ક્ષણમાં જણાઈ જશે કે આ તો એકડાં વિનાનાં મીંડાં જેવો સાવ જુઠો અર્થ છે. 'સ્વામિનારાયણ' આ ષડક્ષર નામ તો અસાધારણ અખંડિત એક ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીજી મહારાજનું છે. એમ સંપ્રદાયનાં સઘળાં સચ્છાસ્ત્રોએ નિર્ણય આપ્યો છે. તેમાં સ્વામિ શબ્દથી બીજી અનુપાસ્ય વ્યક્તિની નવી ગોઠવણી કરી બન્નેનું સહભજન ઠરાવ્યું એથી 'સ્વામિનારાયણ' એ અમોઘ મંત્ર થયો? કે મોઘ? (નિષ્ફળ) તે પણ શાંત મનથી એકાંતે વિચાર કરી જોશે તો સત્ય સમઝાઈ જશે જો કે 'સ્વામિનારાયણ' આ ષડક્ષર મહાઅમોઘ નામ મંત્ર છે પરંતુ સ્વામિશબ્દ કે જે ખાસ ધ્યેય શ્રીજી મહારાજમાંજ પ્રથમ નંબરે સર્વમંગળમાં સબીજ ઘટાવ્યો છે તેને બીજી અધ્યેય વ્યક્તિમાં ઘટાવ્યાથી મોઘજ બનાવી દીધો કહેવાય જે સદર્થના અનુસંધાનથી ષડક્ષરી નામમંત્ર સદા જપવા અદ્વિતીય શ્રીજી માટે તેમના મહાપુરૂષોએ ગોઠવ્યો છે તેમાં બે ભાગ પાડી દ્વૈતપણુ કલ્પવાથી ષડક્ષરી નહિ રહેતાં મોઘજ થઈ ગયો કહેવાય. આ રીતે અમોઘને મોઘ કરનારા તો '**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः**' આમાં કહ્યા જેવા મોઘજ કહેવાય. કિં બહુના શતાનંદમુનિએ રચેલા સર્વમંગળ જનમંગળની રઘુવીરાચાર્યકૃત ટીકામાં તથા એજ મુનિએ રચેલા સત્સંગિજીવનની શુકાનંદકૃત ટીકામાં જે શાસ્ત્રીય અર્થ સમાસ સાથે પ્રમાણ સાથે કર્યો છે એજ એમના અનુયાયીઓએ સ્વીકારવો જોઇએ. એમાં કોઈએ દોઢડહાપણુ કરવું જોઈએ નહિ. શ્રીજીએ તો સત્સંગિઓના જીવન માટે સત્સંગિજીવન ગ્રંથ અમોઘ કરાવ્યો છે તે કુસંગવશાત્ ન ગમ્યો તે ભલે અને તેની સામે બીજો અક્ષરપુરૂષોત્તમચરિત નામનો એકડાં વિનાના મીંડાં જેવો મોઘ ગ્રંથ ભલે બનાવાય પણ તેમાં આવા અવળા મોઘ અર્થો ન ગોઠવાય તો સારૂ, એટલું ઇચ્છીએ છીએ. અભણેલ અગણેલ અપ્રતિષ્ઠિત ગમે તેવું બોલે કે લખે પણ આવા ભણેલ ગણેલ પ્રતિષ્ઠિતે આવું અશાસ્ત્રીય અપ્રમાણિક બોલાય લખાય નહિ. ભણેલ અભણેલમાં ભેદ તો હોવો જોઇએ. પોતાને એક તરફથી સ્વા. ના. સંપ્રદાયના સાચા અને સારા અનુયાયિઓ કહેવરાવે છે અને બીજી તરફથી તેના સર્વ અર્થને અનર્થ કરીને બધી સામાવડીયા કે સમોવડીયા જુદીજ પ્રવૃત્તિ કરાય છે માટેજ આ કહેવાનો પ્રસંગ છે. જો જાહેર કરી દેતા હોય કે અમો સંપ્રદાય બહાર છીએ તો કોઈને કશું કહેવાનો પ્રસંગ રહેશે

નહિ. આવા પ્રતિષ્ઠિત પુરૂષે આવા ઉભાગડ બંડ ટીખળમાં ભળવું જોઈએ નહિ. સુજ્ઞેષુ કિં બહુના.

ઉપર પ્રમાણે બીજા નિર્ગુણદાસ વિગેરે ઘણા બંડ લેખકો સ્વા. ના. પ્ર. માસિકમાં કે બીજે સ્થળે **'अन्धेन नियमाना यथान्धाः'** આ ન્યાયે જેમ તેમ લખવા મંડ્યા કે લવવા મંડ્યા છે પણ 'રોઢાજી પડ્યા' એનો જેમ સુજ્ઞ કોઈએ તપાસ કર્યો નહિ તેમ કોઇ સત્ય તપાસ કરતા નથી. શ્રીજીએ તો કોઈને એવી મોરછાપ તો મારી આપી નથી તેમ પ્રમાણ ગ્રંથમાં પણ એવું લખ્યું નથી કે 'અમુક એકજ સ્વામી મારા સંયુક્ત નામમાં સ્વામિશબ્દથી કહેવાશે.' આવી સત્ય સ્થિતિ હોવા છતાં જ્યારે એકલા ગુણાતીતાનંદસ્વામી સાધારણ વ્યક્તિનો એવો હક ગોઠવાય ત્યારે તેથી મોટા બીજાઓનો તો તેવો હક અવશ્ય ગોઠવાયજ. તેમાં પ્રથમ તો એવો હક રામાનંદસ્વામીનો હોઈ શકે. કેમકે જેમને શ્રીજીએ ગ્રંથમાંજ સ્વામિશબ્દથી બહુ સંબોધ્યા છે અને જે શ્રીજીના ગુરૂ દીક્ષાદાતા હોઈને શ્રીજીએ જેમને ગુરૂપરંપરામાં ગણ્યા છે અને જેમણે શ્રીજીને પોતાની ગાદીએ બેસાર્યાં છે અને વળી ઉદ્ધવાવતાર જેમના નામથી સંપ્રદાયનું ઉદ્ધવ સંપ્રદાય એવું સાર્થક નામ શ્રીજીએજ નક્કી કર્યું છે. આ બધું વિશાળ દૃષ્ટિએ વિચારીએ તો પ્રથમ હક રામાનંદસ્વામિનો સંભવિત સમન્વિત લાગે. એટલે **સ્વામિ** કહેતાં રામાનંદ અને **નારાયણ** કહેતાં સહજાનંદ, એમ મળીને 'સ્વામિનારાયણ' નામ થયું. બન્નેનું સહભજન પણ સંભવિત છે, કેમકે શ્રીજીએ દીક્ષા ગુરૂ તરીકે તેમને પ્રથમ સ્મૃતિમાં લીધા છે. બીજે નંબરે હક ધર્મવંશી આચાર્યોનો લાગે, કેમકે તેમને પોતાની ગાદીએ સ્થાપન કર્યા છે અને તેમને બધી સત્તા સોંપવામાં આવી છે અને શ્રીજીએ તેમનો મહિમા પોતા જેવો ગ્રંથમાં ગાયો છે. ત્રીજે નંબરે મુક્તાનંદસ્વામીનો હક લાગે. કેમકે તે રામાનંદસ્વામીના મુખ્ય શિષ્ય હતા અને શ્રીજી તેમને ગુરૂ તરીકે માનતા અને નવ મહિના સુધી તેમની આજ્ઞામાં રહેલા અને તેમનો મહિમા વચનામૃતાદિ ગ્રંથોમાં પણ બહુ ગાયો છે. એ પછી શતાનંદ મહર્ષિ કે જેમને ત્રિકાળ જ્ઞાન આપીને જેમની પાસે સત્સંગિજીવન ગ્રંથ કરાવ્યો છે અને જેમના વિશેષ વખાણ ગ્રંથમાં લખાયાં છે તેમનો હક લાગે આ પછી નૈષ્ઠિક મુકુંદાનંદ બ્રહ્મચારી કે શ્રીજીના સદાય સહચર હોઈને શ્રીજીની સઘળી સેવા કરતા અને જેમનું નામ પણ મુળજી હતું અને જેમની શ્રીજીએ ગ્રંથમાં ઘણી પ્રશંસા કરી છે એમનો હક હોઈ શકે. આ પછી ગોપાળાનંદસ્વામી કે જેમને શ્રીજીએ બન્ને દેશના રક્ષક મોટેરા કર્યાં હતા અને જે યોગિરાજ હતા અને જેમની પ્રશંસા ગ્રંથમાંજ ઘણી કરવામાં આવી છે તેમનો હક સારો લાગે. તેમજ નિત્યાનંદ સ્વામી કે જે પંડિતરાજ હતા અને જેમની પાસે શ્રીજી કથા વંચાવતા હતા અને જેમના વખાણ પણ ગ્રંથમાં શ્રીજીએ કર્યાં છે એમનો હક સારો લાગે. એજ રીતે બ્રહ્માનંદસ્વામી કે જે કવિરાજ હતા અને જેમના શ્રીજીએ વખાણ ગ્રંથમાં કર્યાં છે તેમનો સારો હક લાગે. આ પછી શુકાનંદસ્વામી કે શ્રીજીના સહચર હોઈને ગ્રંથાદિકના લેખન શોધનમાં નિયુક્ત હતા અને જેનાં શ્રીજીએ ઉચ્ચ શબ્દોથી ગ્રંથમાં વખાણ કર્યાં છે તેમનો હક સારો લાગે. એજ રીતે જેમને કાંઇ સદ્‌ગુરૂ વિગેરે ઉચ્ચ પદવી આપી હોય અને શ્રીજીએ પ્રશંસા કરી હોય તેમનો હક લાગે. આ પછી બીજા બધા નંદ સ્વામીઓનો પણ હક લાગે. એમ સર્વને સાધારણ હક લાગતાં સર્વ કોઇને એક ગુરૂ સ્વામી તો હોયજ તેમાં જ્યારે એક શિષ્ય મંડળી સ્વા. ના. નામમાં **સ્વામિ** શબ્દથી પોતાના ગુરૂ ગુણાતીતાનંદને ઠરાવીને તેને ગોખાવે અને મૂર્તિઓ પધરાવી સહભજન કરાવે, તો બીજી શિષ્યમંડળી ગોપાળાનંદને તો ત્રીજી મંડળી નિત્યાનંદને તો ચોથી મંડળી બીજા હરકોઈને સ્વા. ના. નામમાં **સ્વામિ** શબ્દથી ઠરાવીને તેને ગોખવે અને મૂર્તિઓ બનાવી પધરાવી સહભજન કરાવે ત્યારે સ્વામિનારાયણની કે તેમના સંપ્રદાયના બંધારણની શી અવદશા થાય? સંપ્રદાયજ બધો વહેંચાઈ જાય અને છિન્નભિન્ન થઈ જાય અને સ્વામિનારાયણનું નામ પણ બદનામ થઈ જાય અને શાસ્ત્રોની પણ બહુ ભુંડી હલકી દશા થઇ જાય. જેમ જેને ફાવે તેમ અર્થ કરવાનો અધિકાર મનાઇ ગયો એટલે કોઈ આધુનિક શિષ્યો કોઈ ગુરૂને શ્રીજીસ્વરૂપ સમઝતા હોય તેઓ તેમને **સ્વામિ** એટલે ગુણાતીતાનંદ અને **નારાયણ** એટલે નારાયણજીભાઇ મળીને સ્વામિનારાયણ નામ

થયું, એમ ઠરાવાનો ભવિષ્યમાં પ્રસંગ લાવે તેમજ કોઈ શિષ્યમંડળી સ્વામી એટલે માયાતીતાનંદ અને નારાયણ એટલે નારાયણભાઈ, મળીને સ્વામિનારાયણ નામ થયું એમ પણ બંધ બેસતું કરવાનો પ્રસંગ ભવિષ્યમાં લાવે તો ના કહેવાય નહિ. એમ બધાય જેમ ફાવે તેમ ગોઠવતા જાય તો સંપ્રદાયની કેવી અવદશા થાય ? અને સ્વામિનારાયણ શબ્દાર્થની અવદશા કેવી થાય ? એજ વિચારવાનું છે. ભલે બીજે સ્થળે સ્વામી શબ્દનો અવળો અર્થ મનમાન્યો ગમે તે કરે, પણ 'સ્વામિનારાયણ' આ એક ષડક્ષર નામમંત્રમાંના સ્વામિ-શબ્દનો અવળો અર્થ ન કરે તો બહુ સારું. જો કે શ્રીજીએ કોઈને એવો શિક્કો નહિ મારી આપેલો હોવાથી ઉપરની બધી ગોઠવણી ગ્રામ્ય બનાવટી વિમુખ છે. તથાપિ એકલા ગુણાતીતાનંદજીના શિષ્યોજ આવું ઉભાંગડ ધતીંગ કયાંથી કયારે કેવી રીતે બહુ વર્ષો વીતી ગયા પછી હાલમાં ગોઠવી લાવ્યા તે વિચારણીય વિસ્મનીય છે. સ્વામિનારાયણ નામની પ્રવૃત્તિ તો ૧૮૫૮ થી થઈ છે. આ બાબત નિર્ગુણદાસ બોચાસણીયાએ પણ સ્વા. ના. પ્ર. ના અંક ૨ પાન ૨૪ ઉપરના લેખમાંજ સ્વીકારી છે. આ વખતે તો ગુણાતીતાનંદ તો ભાદ્રા ગામમાં ગૃહસ્થ મુળજી નામથી ખેતી કરતા હતા. ૧૮૬૬ માં સાધુ થતાં ગુણાતીતાનંદ નામ અપાયેલું. એટલે આઠ વર્ષ પછી એ નામના મુનિ બન્યા. તો આ પહેલાં એમની દષ્ટિએ સ્વામિશબ્દ નિરર્થક પડી રહેલો ? કે કોઈ બીજામાં વપરાએલો ? કે એક શ્રીજીમાંજ વપરાએલો એ પણ એક વિચારીને નક્કી કરવા જેવું છે.

વળી ગુ. સ્વામીને શ્રીજીનું પ્રત્યક્ષ સ્વરૂપ પ્રથમ ભજનીય ઠરાવ્યું છે, એટલે એવો અવળો અર્થ કરવાની કડાકુટ કરવાની કશી જરૂર પણ રહેતી નથી. સ્વામિનારાયણ નામનીજ તેમને જરૂર રહેતી નથી. કેમકે સ્વામિનારાયણ નામને બદલે સ્વામીશ્રીજી કે શ્રીજીસ્વામી એવો પણ એક નવો શબ્દસંકેત કરીને ભજન કરાવાય છે અને જે તે વ્યવહારમાં લખાય છે. વળી એવા ખુણીયા બંડીયા અર્થના અનુસંધાનથી સ્વામિ-નારાયણ શબ્દનો સામાવાડીઓ શબ્દ 'અક્ષરપુરૂષોત્તમ' એવો ગોઠવ્યો છે અને એ નામની મુર્તિઓ ધાતુચિત્રની પધરાવીને એ નામથી ભજન પણ થાય છે અને વળી 'ગુણાતીતાનંદ મૂળ અક્ષર સહજાનંદ એક પરમેશ્વર' એવી ધૂન પણ કરાવાય છે. અને દસ્તાવેજાદિ વ્યવહારમાં પણ એજ વપરાય છે અને એ નામનો નવો કુસંગિજીવન ગ્રંથ પણ કરાવાય છે અને સાધુઓનાં નામ એવાં વીન પડાવાય છે, એમ બધો વ્યવહાર એ નામથીજ થાય છે. આ દષ્ટિએ પણ હવે એમને સ્વામિનારાયણ નામની લેશ પણ જરૂર રહી નથી. ફક્ત ભોળા લોકોને ઠગવા પુરતો ઉપલો વ્યવહાર સ્વામિનારાયણ નામથી થતો સ્પષ્ટ નક્કી થાય છે. વળી આ લોકો ગુણાતીતાનંદજીનેજ એક સ્વામી કહીને અટકયા નથી. અદીક્ષિત અભણ રાઠોડ જાગાભકત તથા તેમના શિષ્ય રાઠોડ રણછોડ ભકતને પણ સ્વામી નામથી કહે છે લખે છે અને એમાં અષ્ટકો પણ બનાવીને બોલાવાય છે. અને ચિત્ર ફોટાઓ પણ બનાવી પૂજાય છે. એનો દરાશય પણ ઉપરના જેવો જ હોવો જોઈએ. આ બધાનો વિમર્શ કરીએ તો 'नास्ति नष्टे विचारः' એવું છે. અસ્તુ. સામાવાડીયા બંડીયા ગમે તેવો ઉભાંગડ અર્થ કરે અને ગમે તેવું આચરણ કરે તેનું કાંઈ નહિ. સંપ્રદાયનાં શાસ્ત્રો સાથે કે ધોરણ પૃથા સાથે એમને કશો સંબન્ધ નથી એટલુંજ કહેવાનું છે. ધર્મનંદન ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીહરિનોજ એક વાચક યોગરૂઢ સ્વામિનારાયણ શબ્દ છે તેમાં સ્વામિશબ્દથી બીજી અનુપાસ્ય અનિષ્ટદેવ વ્યકિતનો સમાવેશ કરવારૂપ તદ્દન ખોટો અર્થ ગોઠવનારા અને સ્વામિનારાયણ શબ્દનો સાવ સામાવાડીઓ બંડીયો ખુણીયો અક્ષર પુરૂષોત્તમ' એવો શબ્દ અશાસ્ત્રીય કલ્પી કાઢનારા બંડીયાઓને સ્વામિનારાયણ નામથી ભજનાદિ કોઈપણ વ્યવહાર કરવાનો અધિકાર નથી. આવા અવળા અર્થના અનુસંધાનથી જય સ્વામિનારાયણ કહેવા ઈચ્છતા વંચક બંડીયાઓને શુદ્ધ સંપ્રદાયનિષ્ઠોએ સામા જય સ્વામિનારાયણ પણ કહેવા જોઈએ નહિ. એટલે આવો પ્રસંગ પણ અનિષ્ટ રાખવો જોઈએ નહિ.

ઉપરની બાબતને બહુજ મળતી આ પણ એક વાત પ્રસંગાત્ જણાવી દીધા જેવી સારી છે. બોરસદ કોર્ટમાં પણ સ્વામિનારાયણ શબ્દના અર્થની ચર્ચા વાદિપ્રતિવાદી તરફથી ખંડનમંડનાત્મક બહુજ ચર્ચાઈ

હતી. શાસ્ત્રી હરિજીવનદાસની જુબાની પ્રથમ થએલી તેમાં સ્વા. ના. શબ્દનો અર્થ પૂર્વોક્ત શાસ્ત્રપદ્ધતિએ સમાસ સાથે સપ્રમાણ થઈ ગયો હતો. આ બધુ તત્વ જાણવા છતાં પણ શાસ્ત્રોક્ત અર્થને ખોટો કરીને પોતાનો મનસ્વી અર્થ સાબીત કરવાનો અત્યાગ્રહ કોર્ટમાં કરવામાં આવેલો. પ્ર. નં. ૧ ના ઘણા સાક્ષીઓ એવો અવળો અર્થ કરવા મંડેલા પણ શાસ્ત્રાધાર પુછતાં તે નહિ મળવાથી છેવટે 'પ્ર. નં. ૧ એ એવો અર્થ શીખવાડેલો' એમ સત્ય વાત નિવેદન કરીને નિવૃત્ત થયેલા. છેવટે પ્ર. નં. ૧ ના કોઠારી શ્રીજીસ્વરૂપદાસ શાસ્ત્રી તરીકે જુબાનીમાં આવેલા. તેમણે સર તપાસણીમાં એવો અવળો અર્થ સમઝાવા પેરા ૯ "અક્ષરપુરૂષોત્તમ એટલે અમે સ્વામિનારાયણ કહીએ છીએ. સ્વામિનારાયણ એટલે અક્ષરપુરૂષોત્તમ. અક્ષર એટલે ગુણાતીતાનંદ અને પુરૂષોત્તમ એટલે શ્રીજી મહારાજ." પેરા ૧૪ "સ્વામિનારાયણ શબ્દનો હું એવો અર્થ કરૂં છું કે સ્વામી એટલે અક્ષર અને નારાયણ એટલે પુરૂષોત્તમ.. અક્ષરને જો સ્વામી કહીએ તો પુરૂષોત્તમનો મહિમા વધે છે. જો સ્વામી શબ્દ નારાયણને લગાડીએ તો નારાયણનો મહિમા અક્ષર જેવો થઈ જાય છે. સ્વામી એટલે નિયંતા. નારાયણ સગુણ નથી તેમ નિર્ગુણ નથી. નારાયણને સ્વામિ શબ્દ લગાડી શકાય નહિ." આવા મનસ્વી શબ્દો વાપર્યા હતા. (આ બાબત તદ્દન વિપરીત છે. નારાયણનેજ સ્વામિ શબ્દથી મુખ્યપણે બહુધા વર્ણવ્યા છે. સર્વમંગળમાં 'સ્વામી' નામજ શ્રીજી માટે પ્રથમ વપરાયું છે. નારાયણને સગુણ નિર્ગુણપણે પણ વચનામૃતમાંજ નિરૂપ્યા છે)

ઉલટ તપાસમાં સ્વામિનારાયણ શબ્દનો સમાસ પુછવામાં આવતાં પ્રથમ 'स्वामी च नारायणश्च स्वामिनारायण.' એમ દ્વંદ્વ સમાસ કરવામાં આવ્યો. આવો દ્વંદ્વ સમાસ થાય તો 'रामश्च कृष्णश्च रामकृष्णौ' એની પેઠે स्वामिनारायणौ એમ દ્વિવચનાંત પ્રયોગ થવો જોઈએ, એવો પ્રયોગ તો કોઈ સ્થળે જોવામાં આવતો નથી, स्वामिनारायणः એવો એક વચનાંત પ્રયોગ જોવામાં આવે છે, આવી આશંકા થતાં તેને પડી મુકીને, સમાહારદ્વંદ્વ સમાસ કહેવામાં આવ્યો. સમાહારદ્વંદ્વમાં તો એકવદ્ભાવ થતાં નપુંસકલિંગે થવાનો નિયમ હોવાથી 'पाणिपादम्' 'अहिनकुलम्' એની પેઠે 'स्वामिनारायणम्' એમ નપુંસકલિંગ થતાં અંતે 'म्' પ્રત્યય હોવો જોઈએ, એવો પ્રયોગ તો ઉપલબ્ધ નથી. "स्वामिनारायणः" એવો પ્રયોગજ પુલ્લિંગેજ હોય છે, આવી આશંકા થતાં તેને પણ પડી મુકીને છેવટે 'राधया सहितः कृष्णः राधाकृष्णः' એની પેઠે મધ્યમપદલોપી સમાસ કરવા ગયા. આવો સમાસનો સાંપ્રદાયિક આધાર માંગતાં તે નહિ મળી આવવાથી તેને પણ પડી મુકયો. છેવટે ન છુટકે સત્સંગિજીવનની હેતુ ટીકામાં તથા સર્વમંગળ સ્તોત્રની ટીકામાં કરેલો 'स्वामी चासौ नारायणः स्वामिनारायणः' આવો કર્મધારય સમાસ સ્વીકારવો પડયો. સમાસ સ્વીકાર્યો એટલે અર્થ પણ સ્વીકારીજ ગયો કહેવાય. એટલે 'સ્વામી એટલે ગુણાતીતાનંદ' એવો કલ્પિત ઉટાંગ અવળો અર્થ છોડીજ દેવો પડેલો. છેવટે 'આવો અર્થ સંપ્રદાયના કોઈપણ શાસ્ત્રમાં નથી, આ અર્થ મારા ગુરૂ પ્ર. નં. ૧ શાસ્ત્રીએ મને શિખવાડેલો" એમ સાચે સાચું કહી દીધેલું. આ બધી બાબતનો તેમના અનુયાયીઓને વિશ્વાસ આવવા માટે તેમનીજ જુબાનીના શબ્દોનો હવે પછી સંગ્રહ થાય છે. પ્રથમ ગોંડળ મંદિરની પ્રતિષ્ઠા સમયે કાઢેલી કંકોતરીમાં 'स्वामिनारायणो नीलकण्ठो नारायणो हरिः। हरिकृष्णश्च सहजानन्दः कृष्णोऽस्तु मे हृदि' આ સત્સંગિજીવન માહાત્મ્યમાં આવેલો મંગળ શ્લોક આરંભમાં દાખલ કર્યો છે. તે સંબન્ધી પ્રસંગાત પ્રશ્ન થતાં તેના જવાબમાં આવાં વાકયો નીકળેલાં–પેરા ૪૪–૪૫ "આંક ૨૮૩ (કંકોતરી)માં જણાવેલો શ્લોક સત્સંગિજીવનમાં છે. તે શ્લોકના 'સ્વામિનારાયણો' સીવાયના બધાય શબ્દો એકજ અર્થના છે. સ્વામીનારાયણ બે શબ્દો હોય તો દ્વિવચન વપરાય પણ તેવું નથી. કારણ કે તે શબ્દ દ્વંદ્વ સમાહારમાં વપરાએલો. દ્વંદ્વ સમાહાર વિશેષ નામનો પણ થઈ શકે છે. તે માટે વ્યાકરણનો આધાર જોયા સિવાય કહી શકું નહિ. ત્યાં (કંકોતરીની અંદર) શ્રીસ્વામિનારાયણ શબ્દ લખ્યો છે તે શ્રીજી મહારાજ માટે લખ્યો છે...નીલકંઠ શબ્દ એકજ છે હરિકૃષ્ણ નારાયણ તે શબ્દ એકજ છે. સમાસથી થયેલો નથી. વચનામૃતનું મંગળાચરણ ( એનો એજ શ્લોક છે) શ્રીજી મહારાજ માટે લખ્યું છે ત્યાં સ્વામિનારાયણ લખ્યા છે તે શ્રીજી મહારાજ માટે લખેલ

છે. જ્યારે સમાહાર દ્વંદ્વ સમાસ હોય ત્યારે છેવટે મ્ પ્રત્યય લાગે છે એવું કંઈ નથી. કૌમુદી ભણેલો છું. સમાહાર દ્વંદ્વ સમાસમાં છેવટે મ્ પ્રત્યય ન લાગ્યો હોય તેવા દાખલા આપી શકું નહિ. પેરા ૫૫ "સત્સંગિજીવન નીચે સંસ્કૃતમાં ટીકા લખી છે તેવી ચોપડી વડતાલ તરફથી છુટા પાનમાં છપાઈ છે તે આઠ વર્ષથી મારા જાણવામાં આવી છે તેનું પારાયણ કરીએ છીએ. પારાયણમાં શ્લોક વાંચીએ છીએ. તે હેતુ ટીકા સમઝાવતા નથી. પણ શંકા પડે કોઈ વખતે જોઈએ. તે હેતુ ટીકા શુકાનંદમુનિએ લખેલ છે. શુકાનંદ શ્રીજી મહારાજના વખતમાં થઈ ગયા અને હેતુ ટીકા સર્વમાન્ય છે .. પેરા ૯૩ "જપ કરવાનો મંત્ર સ્વામિનારાયણ આપે છે. સ્વામી એટલે અક્ષર ગુણાતીતાનંદ અને નારાયણ એટલે પુરૂષોત્તમ પોતે ....પેરા ૯૪ "સ્વામિનારાયણ શબ્દ સત્સંગિજીવન પ્ર. ૨ અ. ૨૪ શ્લોક ૪૬–૪૭ માં છે. ત્યાં સ્વામિનારાયણ એટલે શ્રીજી મહારાજને કહ્યા છે. શ્રીજી મહારાજને પહેલાં આચાર્યપદે સ્થાપ્યા ત્યારે પહેલવહેલો શબ્દ સ્વામિનારાયણ સં. ૧૮૫૬ માં વપરાયો. ત્યારથી શ્રીજી મહારાજ માટે સ્વામિનારાયણ શબ્દ વપરાય છે. અ. ૨૮ શ્લો. ૧૬માં સ્વામિનારાયણ એટલે શ્રીજી મહારાજ એવોજ અર્થ થાય છે. અને તેમના એકલા માટે વપરાયો છે. જનમંગળ સ્તોત્રમાં સ્વામિનારાયણ શબ્દ એકલા શ્રીજી મહારાજ માટે વપરાયો છે. તથા સર્વમંગળ સ્તોત્રમાં પણ એકલા શ્રીજી મહારાજ માટે સ્વામિનારાયણ શબ્દ વપરાયો છે. સર્વમંગળ સ્તોત્રમાં 'સ્વામી' પહેલું નામ છે ત્યાં પણ શ્રીજી મહારાજ માટે વપરાયો છે. સત્સંગિજીવન માહાત્મ્ય પાન ૩૩ (स्वामिनारायणो नीलकण्ठो આ મંગળશ્લોક છે) ત્યાં સ્વામિનારાયણ શબ્દ એકલા શ્રીજી મહારાજ માટે વપરાએલો છે. **સ્વામી એટલે ગુણાતીતાનંદ અને નારાયણ એટલે શ્રીજી મહારાજ એવો અર્થ થઈ શકે તેવી રીતે સત્સંગિજીવનમાં એકેય જગાએ વપરાએલો નથી.** પેરા ૯૫ "તેમજ વચનામૃતમાં સ્વામિનારાયણ શબ્દ એકલા શ્રીજી મહારાજ માટેજ વપરાએલો છે. હેતુ ટીકામાં સ્વામિનારાયણ શબ્દનો સમાસ છોડયો છે. સ્વામિ શબ્દનો અર્થ બધા ઐશ્વર્યે સંપન્ન અને તેથી તેવા નારાયણ. આ સમાસને કર્મધારય કહે છે. હવે હું કહું છું કે–સ્વામિનારાયણ તે સમાહારદ્વંદ્વ શબ્દ નથી. સમાહારદ્વંદ્વ શબ્દ નાન્યતર જાતિ અને એકવચનાન્તમાં આવે છે. પેરા ૯૬ "જનમંગળસ્તોત્ર ઉપર રઘુવીરજીમહારાજે ટીકા લખી છે કે કેમ તેની મને ખબર નથી. જનમંગળસ્તોત્રમાં સ્વામિનારાયણ શબ્દનો અર્થ શ્રીજી મહારાજ છે. સ્વામિનારાયણ શબ્દનો અર્થ મારા કહેવા પ્રમાણે સ્વામી અને નારાયણ જુદા શબ્દો છે તેવું બતાવવાનો કોઈ સંપ્રદાયનો ગ્રંથ નથી. પણ વચનામૃત ઉપરથી તે બે જુદા શબ્દો છે એમ સાબીત થાય તેમ છે. સ્વામી અને નારાયણ બે શબ્દો જુદા છે એવું કોઈ વચનામૃતમાં કહ્યું છે કે કેમ તે મને યાદ આવતું નથી. પેરા ૯૭ **'સ્વામી એટલે અક્ષર અને નારાયણ એટલે શ્રીજી મહારાજ એ સ્વામિનારાયણનો અર્થ છે એવું હું પ્ર નં. ૧ પાસેથી શીખેલો."** આ રીતના જુબાનીમાં શબ્દો છે. આ ઉપરથી સર્વને સત્ય મનાશે કે સ્વામિમારાયણ શબ્દની અંદરનો સ્વામીશબ્દ અનુપાસ્ય ગુણાતીતાનંદનો વાચક નહિ પણ ઉપાસ્ય પરમાત્મા શ્રીહરિનો મુખ્ય વાચક છે. પ્ર. નં. ૧ ગુરૂ શાસ્ત્રીએ શિષ્ય શાસ્રીને અવળો અર્થ તો અનેક કુયુક્તિથી શીખવાડેલો પણ તે ભણેલા હોવાથી તેને સંપ્રદાયનાં શાસ્ત્રો આડાં ફર્યાં અને સત્ય શાસ્ત્રીય અર્થ સ્વીકાર કરી ગયા. અભણ ઉભાંગડને શાસ્ત્રો કોઈ બાબતમાં આડાં ન આવે તેમજ વિમુખને વિદ્વત્તાના અંતરાયો આવે એ વાત પણ ખરી છે.

આ તો સાક્ષીઓની વાત થઈ. આ તકરારી બાબતનો કોર્ટે શો નિર્ણય આપ્યો એજ ખાસ જાણવા જેવું છે. કોર્ટે પણ શાસ્ત્રાનુસારે એવોજ નિર્ણય આપ્યો છે. આ તેના ગુજરાતીમાં શબ્દો પેરા ૧૦૨ "સંસ્થા માને છે અને પ્રચાર કરે છે તેમ '**સ્વામિનારાયણ**' એટલે શ્રીજી મહારાજ એકલાજ એવો અર્થ નથી પણ એનો અર્થ '**સ્વામી**' અને '**નારાયણ**' એટલે કે 'અક્ષર' અને 'પુરૂષોત્તમ' અથવા 'ગુણાતીતાનંદસ્વામી' અને 'શ્રીજી મહારાજ' એવો છે એમ પ્રતિવાદીઓએ શોધી કાઢ્યું છે. પ્ર. નં. ૧ ના કેટલાક સાક્ષીઓ જણાવે છે કે-**તેઓ પ્ર. નં. ૧ ના પરિચયમાં આવ્યા પછી ઉપરનો અર્થ જાણતા થયા છે.**

પ્ર. નં. એકે આવો અર્થ કર્યાથી એમજ કહેવાય કે–**ભજવા અને ધ્યાન ધરવા તેણે ભગવાનનું દ્વૈતપણું સ્થાપ્યું છે.** આ સંબન્ધમાં આંક ૨૮૦ (શ્રીજી સ્વરૂપદાસ) કબૂલ કરે છે કે–આ શબ્દ **(સ્વામિનારાયણ)** સત્સંગિજીવન, સર્વમંગળસ્તોત્ર અને જનમંગળસ્તોત્રમાં શ્રીજી મહારાજ એકલાજ માટે વપરાએલ છે. (પેરા ૯૪) વધુમાં તે કબૂલ કરે છે કે–**'સ્વામિનારાયણ' શબ્દનો 'ગુણાતીતાનંદ' અને શ્રીજી મહારાજ એવો અર્થ સત્સંગિજીવમાં કયાંય કરી શકાય એમ નથી.** અને તેમની જુબાનીના પેરા ૯૫ થી જણાય છે કે–**વ્યકિતઓના સમાવેશની આ રીતને ટેકો આપી શકાય તેમ નથી.** કદાચ તેમનાથી વધારે નહિ તો **તેમના જેટલાજ વિદ્વાન અને પવિત્ર માણસો ૭૫ વર્ષોથી વધારે સમયમાં જે ઉકેલી ન શકાય તે વસ્તુ પ્રતિવાદીઓ કેવી રીતે ખોળી શકયા એ વિચિત્ર છે"** આ પ્રમાણે નિર્ણય આપ્યો છે.

ઉપર પ્રમાણે સંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવના જપનીય અસાધારણ મુખ્ય મંગળ નામમાં અનુપાસ્ય અન્ય વ્યકિતના સમાવેશરૂપ અશુદ્ધ અમંગળ ગરબડગોટાળો બંડીયાએ વાળ્યો હતો તેની શુદ્ધિ અંત કોર્ટના નિર્ણયથી થતાં ચોખુચટ થઇ ગયું. હવે આ પ્રામાણિક અર્થમાં કોઇને લેશ પણ સંશયનું સ્થાન રહ્યું નહિ. આ ઉપરથી 'સ્વામિનારાયણ' જેવા શ્રીહરિનાજ એક મુખ્ય વાચક શબ્દના અવળા અર્થની ગર્ણ ગોઠવણી-વાળી લખેલી વાતો લેખો વિગેરેનું અપ્રામાણ્ય પણ નિર્ણીત થઈ ગયું. સ્વા. ના. ને તો ફકત ભોળા લોકોને ઠગવા પુરતા આગળ ધરવામાં આવે છે. મુખ્ય ઉદ્દેશ અને તાન નિશાન તો ગુ. સ્વામી જાગા પ્રાગા વિગેરે ઉપર જ છે. માટેજ જેમ સંપ્રદાયમાં ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીજીનું ભજન પૂજનાદિ પ્રવર્તે છે તેમ બંડમંડળમાં જાણે કોઈ શ્રીજીનો બીજો સમોવડીયો કે સામાવાડીઓ ઉપાસ્ય ઈષ્ટદેવ હોય એમજ માન્યતાથી ગુ. સ્વામી જાગો પ્રાગો વિગેરેનું ભજન પૂજનાદિ પ્રવર્તે છે. સ્વા ના. ને સર્વોપરી માનનારાઓમાં આવા સર્વાંશે વિરોધી ધૂર્તધતીંગનો લેશથી પણ સંભવ હોઇ શકે નહિ અંતે કહેવાનુ તત્વ એટલું કે આ સંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવના અસાધારણ ભજનીય અમોઘ મંગળ નામનો અત્યંત અવળો અર્થ કરીને તેને અંગે બધીજ અવળી પ્રવૃત્તિ કરનારા વિમુખોને સંપ્રદાય સાથે કશો સંબન્ધ નથી.

**સ્વામિનારાયણ** શબ્દનો શુદ્ધ અર્થ કરવાના પ્રસંગથી આ પણ એક અશુદ્ધ અર્થ કરેલો સ્મૃતિમાં આવે છે. બળધીયાના અબજીબાપાના ભકતોએ "લક્ષ્મીનારાયણ નરનારાયણ વિરાટનારાયણ આદિક જે નારાયણો કહેવાય છે તે સર્વના સ્વામી તે **સ્વામિનારાયણ** કહેવાય" એવો પણ ઉટાંગ અર્થ કરવાની અંધ અવળાઈ કરી જોવામાં આવે છે. લક્ષ્મીનારાયણાદિકના સ્વરૂપમાં ભેદ નહિ સમજવાનો શિક્ષાપત્રીમાં કહ્યો છે અને નરનારાયણ આદિક શબ્દોથી શ્રીજીનેજ સર્વ મંગળાદિકમાં કહ્યા છે, માટે આ અર્થ તદ્દન ખોટો છે. ખરો અર્થ શાસ્ત્રાધારે જે ઉપર કર્યો એજ છે. આવા અવળા અર્થનો પણ સંપ્રદાય સાથે કશો સંબન્ધ નથી. આ બાબતમાં કહેવાનું બહુ છે પણ અત્યારે અપ્રસકત થવાથી બંધ રાખ્યું છે. કોઇ વખતે પાનુ નીકળે ત્યારે વાત.

---

સર્વ સંપ્રદાયોમાં પરંપરાગત સદુપદેશરૂપ સંપ્રદાય મનાય છે. પરંપરા તો ગુરૂઓની મનાય છે, આથી એક ગુરૂપરંપરાગત સર્વત્ર માનવામાં આવે છે. આ સંપ્રદાયની **ગુરૂપરંપરા** એવી છે કે પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ કે જે ગુરૂઓના ગુરૂ છે તેમણે સ્વધામ સીધાવાના સમયે પોતાથકી ગુણોએ કરીને અણુ પણ ન્યૂન નહિ એવા પ્રિયત્તમ એકાંતિક ભકત ઉદ્ધવજીને પોતાના સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેનું વિજ્ઞાન આપીને, તેની પૃથ્વી ઉપર પ્રવૃત્તિ કરવા પૂજ્ય આચાર્યપદ આપીને, બદરિકાશ્રમમાં મોકલ્યા. નરનારાયણ પાસે રહેલા ઉદ્ધવજી દુર્વાસા ઋષિનો શાપ થવાથી પૃથ્વી ઉપર પ્રગટ થઈ **રામાનંદ-સ્વામી** નામથી વિખ્યાત થયા. તેમને શ્રીરામાનુજાચાર્યે શ્રીરંગમાં વૈષ્ણવી મહાદીક્ષા આપીને સંપ્રદાયની પ્રવૃત્તિ કરવા આચાર્યપદ આપ્યું. શ્રીરામાનંદસ્વામીએ શ્રીકૃષ્ણનાજ દ્વિતીય અવતારભૂત શ્રીસહજાનંદસ્વામીને

ભાગવતી મહાદીક્ષા આપીને તેની બહુધા પ્રવૃત્તિ કરવા આચાર્યપદ આપ્યું. શ્રીસહજાનંદસ્વામી ભગવાને પોતાના ધર્મવંશમાં અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજીને વાસુદેવી મહાદીક્ષા આપીને આચાર્યપદ આપ્યું. આ પ્રમાણે ઉદ્ધવ સંપ્રદાયની પ્રવૃતિ છે.

સંપ્રદાયના પ્રત્યેક પ્રબન્ધોના ઉપોદ્ઘાતમાં અવશ્ય જ્ઞાતાય આ વસ્તુ વિસ્તારથી નિરૂપણ કરવામાં આવી છે. વચનામૃત વરતાલ ૧૮ માં **"એક તો આપણો ઉદ્ધવ સંપ્રદાય** છે તેની રીત જાણી જોઈએ તથા બીજી ગુરૂપરંપરા જાણી જોઈએ, તે કેવી રીતે તો ઉદ્ધવ તે રામાનંદસ્વામી રૂપે હતા ને તે રામાનંદસ્વામી શ્રીરંગ ક્ષેત્રને વિષે સ્વપ્નમાં સાક્ષાત્ રામાનુજાચાર્યથકી વૈષ્ણવી દીક્ષાને પામ્યા માટે રામાનંદસ્વામીના ગુરૂ તે રામાનુજાચાર્ય છે ને તે રામાનંદસ્વામીના શિષ્ય અમે છીએ, એવી રીતે ગુરૂપરંપરા જાણવી. અને અમે અમારા ધર્મકુળનું સ્થાપન કર્યું છે તેની રીત જાણવી." આ પ્રકારે સ્પષ્ટ છે આ વચનામૃતના અર્થનો વિસ્તાર સ. પ્ર. ૨ અ. ૩૭ જે ઉદ્ધ સંપ્રદાય પ્રકાશ નામથીજ પ્રસિધ્ધ છે તેમાં પ્રથમ ઉપયોગી પૂર્વ વૃત્ત વર્ણવીને ત્રણ શ્લોકથી તત્ત્વાર્થ શ્રીહરિએજ શિવરામવિપ્ર પ્રત્યે કહ્યો છે–**'स गुरुर्मम विप्रेन्द्र ! साक्षादुद्धव एव हि । कृष्णादप्यणुरप्यूनः कृष्णभक्तिप्रवर्तकः ॥८९॥ तदाश्रितानथावोयं तत्र सर्वांश्च वैष्णवान् । एष नः सद्गुरुः साक्षादुद्धवोऽस्ति स्वयं किल ॥९०॥ अतो नः संप्रदायोऽथे सर्ववैष्णवसम्मतः । औद्धवाख्योऽस्त्विति श्रुत्वा तथोचुस्तेऽखिला अपि ॥ ९१ ॥''** ( અર્થ–હે વિપ્રેન્દ્ર ! સાક્ષાત્ ઉદ્ધવજીજ અવતરેલા. કૃષ્ણભક્તિના પ્રવર્તક તે આ અમારા ગુરૂ છે. તે કૃષ્ણથકી અણુંમાત્ર પણ ન્યૂન નથી એમ અમો માનીએ છીએ. આ અર્થ **'नोद्धवोऽण्वपि मन्न्यूनो'** આ વચનથી ભગવાને ભાગવતમાં કહ્યો છે. હે વિપ્ર ! આવા મહામહિમાવાળા સદ્ગુરૂ શ્રીરામાનંદમુનિથકી દીક્ષા ગ્રહણ કર્યા પછી મેં તેમના આશ્રિત સર્વ વૈષ્ણવોને કહ્યું કે–હે ભકતો ! આપણા આ સદ્ગુરૂ સાક્ષાત્ સ્વયં ઉદ્ધવજીજ છે; માટે આપણો આ સંપ્રદાય સર્વવૈષ્ણવસંમત **"ઉદ્ધવ સંપ્રદાય"** એવા નામથી પ્રખ્યાતિને પામો આવું મારૂં વચન સાંભળીને તે બધાએ **'તથાસ્તુ'** એમ કહ્યું ) આ રીતે સત્સંગિજીવનમાં વ્યકત છે. આથી હવે કોઈ વિશેષ પ્રમાણની જરૂર રહેતી નથી. શ્રીજીએ એક લેખથી બંધારણ બાંધી રઘુવીરજી તથા અયોધ્યાપ્રસાદજીને આચાર્યપદ આપ્યા પછી તેને આધારે બન્ને ગાદીએ ઉત્તરોત્તર આચાર્યપદ અપાતું આવે છે. આ રીતે **ગુરૂપરંપરા** પ્રવર્તે છે. આનુંજ નામ **સંપ્રદાય** કહેવાય છે.

આ જે શ્રીજીઅભીષ્ટ શુદ્ધ ગુરૂપરંપરા સંપ્રદાયનાં સર્વ શાસ્ત્રોમાં નક્કી કરી છે તેને પણ ઉરાડી મુકીને કે ગૌણ ઠરાવીને બંડીયાએ બીજી જુદીજ ગુરૂપરંપરા પોતાના પૃથક્ બંડ પંથ માટે ગોઠવી કાઢવાની ગરબડ કરી છે. કેવી રીતે ? તો જેમ શ્રીકૃષ્ણે પોતાથકી અણું પણ ન્યૂન નહિ એવા પ્રિય ભક્ત ઉદ્ધવજીને અંત સમયે જ્ઞાન ઐશ્વર્ય આપ્યું હતું તેમ સ્વામિનારાયણે પોતા તુલ્ય મૂળ અક્ષર ગુણાતીતાનંદજી એકલાને જ્ઞાન ઐશ્વર્ય આપ્યું. ગુણાતીતાનંદે પોતાના સર્વોત્તમ ભક્ત અનાદિ ડાબા જમણા હાથરૂપ જાગા તથા પ્રાગાને જ્ઞાન ઐશ્વર્ય આપ્યું. જાગા પ્રાગા ભકતે પોતાની લાજ માન અને ભયનો ત્યાગ કરીને સેવા કરનારા અનન્ય ભક્ત શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસને જ્ઞાન ઐશ્વર્ય આપ્યું. આ રીતે જુદીજ જ્ઞાનની ગુરૂપરંપરા ગોઠવી છે સ્વામિનારાયણે બીજા કોઈને જ્ઞાન ઐશ્વર્ય આપ્યું નથી માટે અક્ષરધામને પામવા ઈચ્છનારે આ ગુરૂપરંપરાનોજ આશ્રય કરી તેમનાં જે વચનો વાતો તેજ મુખ્ય માનવી અને આમનીજ આજ્ઞા ઉપાસના રાખીને એમને વિષેજ સદ્ભાવ અને પક્ષ રાખવો વિગેરે સઘળું જુદું તડ કે વાડો હોય એવું વિરૂદ્ધજ ઉભાગડ ગોઠવી કાઢ્યું છે.

ઉપરનો ઉન્મત્ત અસત્ય અભિપ્રાય તેમની વિવિધ વિચિત્ર વાતો તથા તેમના લુખા લેખો વાંચવા વિચારવાથી નક્કી થાય છે. પ્ર. ૬ ની પ્ર. ૫ વાત ૩૯૪ **"મહારાજ પધારવાના હતા ત્યારે મને એકાંતે મળ્યા. જેમ શ્રીકૃષ્ણને ઉદ્ધવજી એકાંતે મળ્યા તેમ"** આ વાત ઉપરથી જેમ શ્રીકૃષ્ણ સ્વધામ ગમન

સમયે એકલા ઉદ્ધવજીને મળ્યા હતા અને વિજ્ઞાન આપ્યુ હતું તેમ શ્રીજીમહારાજ સ્વધામ ગમન સમયે એકલા ગુણાતીતાનંદને મળ્યા અને વિજ્ઞાન આપ્યું હતું એમ કહેવાનો ગૂઢ અભિપ્રાય નીકળે છે. આપેલા દ્દષ્ટાંતનો અને એકાંતે મળવાનો બીજો કોઈ અર્થ જણાતો નથી. આવી વિપક્ષી વાત જ્ઞાતા સ્વામિ કદાપિ કરે નહિ. આ તો બીજા બધા મોટાઓની હલકાઈ જણાવી. ગુ. સ્વામીની સરસાઈ જણાવા અર્થી અજ્ઞ શિષ્યોએ ખુંણે બેસીને હડહડતી જુઠી ઉપજાવી કાઢેલી જણાય છે. આવી વાત સંપ્રદાયના કોઈપણ પ્રામાણિક ગ્રંથમાં કે વિશુદ્ધ વૃદ્ધ પરંપરામાં નથી. જ્યારે શ્રીજી સ્વધામ પધારવાના થયા ત્યારે તો મુકતાનંદ ગોપાળાનંદ નિત્યાનંદ શુકાનંદ બ્રહ્માનંદ આનંદાનંદ ભજનાનંદ આદિકને બોલાવાથી પાસે ગએલા. આમાં ગુણાતીતાનંદનું નામજ નથી. અંતર્ધાન સમયે તો નિત્યાનંદ ગોપાળાનંદ ભજનાનંદ શુકાનંદ આ ચારનીજ સન્નિધી હતી. આમાં પણ ગુ.નું નામ નથી. આ બાબત સ. પ્ર. ૫ અ. ૬૮માં છે. એકાંતે મળ્યા હોય અને કાંઈ આપ્યું હોય તો પ્રસિદ્ધ ગ્રંથમાં હોયજ. કદાચિત્ મળ્યા હોય અને કાંઈ આપ્યુ હોય પણ તે જ્ઞાનજ આપ્યું હતું એનો શો પુરાવો ? અજ્ઞાન આપ્યું હોય તો પણ કોણ જાણે ? વાતોમાં તો ઉદ્ધવસંપ્રદાય વિરોધી અજ્ઞાનજ આખુ જોવામાં આવે છે, તો અજ્ઞાનજ આપ્યું હશે એમ પણ અસંશય કહી શકાય તેમ છે. શ્રીજીએ તો પોતાનું જ્ઞાન ઘણા મુનિઓ વિગેરેને જાહેરમાં આપેલું સત્સંગિજીવન વિગેરેમાં વ્યક્ત છે. અમુકનેજ એકાંતમાં મળ્યા અને જ્ઞાન ઐશ્વર્ય આપી દીધું એવી મોરછાપ તો કોઈને કોઈ અંગમાં મારી આપી નથી તો સર્વ કોઈ મુનિઓ એવી એકાંતમાં શ્રીજીથકી જ્ઞાન મળ્યાની ગોઠવણ કરે અને જુદા જુદા વાડા વાળે તો સંપ્રદાયની શી દશા ? એક જણનીજ ગોઠવણીમાં અગણિત ઉપાધિઓ જોવામાં આવે છે. શ્રીજીએ શ્રીકૃષ્ણને અને ઉદ્ધવજીને સ્વસંપ્રદાયમાં જે સર્વોત્તમ પૂજ્ય સ્થાન આપ્યું છે તેમાંથી તેમને તદ્દન ઉતારી પાડનારા અને મૂળથી પણ ઉડાવી દેનારા વિમુખોને તેમનું દ્દષ્ટાંત લેવાના પણ જરૂર શી ? એકાંતમાં મળ્યા અને જ્ઞાન આપ્યું આ તો એક ખુંણીયું બંડીયું જ્ઞાન કહેવાય. આ વાત સત્ય હોય અને લખવાની રહી ગઈ હોય તો ગુ. મુનિના અનન્ય બાળમિત્ર નિષ્કુળાનંદ તો સ્વગ્રંથમાં જરૂર લખેજ. તેમણે ભક્તચિંતામણીમાં તો સત્સંગિજીવનની પેઠેજ લખ્યું છે. વિશેષ એટલો લખ્યો છે કે સર્વેને ગોપાળાનંદસ્વામીની આજ્ઞામાં રહેવાનું શ્રીજીએ કહ્યું. આમાં ગુ. મુનિનું નામજ નથી. હરિલીલામૃતમાં પણ આજ પ્રમાણે લખ્યું છે. ઉપરનો ગ્રંથાર્થ મેળવતાં ઉપરની વાત તદ્દન બનાવટી નિશ્ચિત થાય છે. આ બાબતનો કોર્ટમાં સવાલ આવતાં પ્ર. નં. ૧ ના સાક્ષી શાસ્ત્રીએ "શ્રીજી મહારાજ ધામમાં જવાના થયા ત્યારે મોટેરા સાધુ માફક ગુણાતીતાનંદને સત્સંગિજીવનમાં કહ્યા પ્રમાણે બોલાવેલા નહિ. ગુ. ને બોલાવેલા તે મેં નારાયણદાસ સાધુ જુનાગઢના પાસેથી સાંભળેલુ" આવો સત્ય ઉત્તર આપ્યો છે. આ બાબતમાં કોર્ટે પણ જજમેન્ટના પેરા ૯૯ માં 'એ વખતે શ્રીજી મહારાજે સત્સંગના મુખ્ય સાધુઓને બોલાવેલા અને તેમાં ગુણાતીતાનંદ ન હતા' એવો ફેંસલો આપ્યો છે. આવો બનાવટ કરવાનું કારણ તો સંપ્રદાયથકી પોતાના વાડાની જુદીજ ગુરૂપરંપરા ગોઠવીને લોકોને ઠગવા એજ છે.

ઉપરના ઉત્શૃંખલ અભિપ્રાયને સૂચવનારાં છળ વાકયો વાયડી વાતુમાંથીજ ઘણાં મળી આવે છે. પ્ર. ૬ ની પ્ર. ૪ વાત ૪૯ "સ્વામીએ વાત કરી જે **જે સમામાં જેને હાથ કલ્યાણ કરવાનું ભગવાને સોંપ્યું હોય તેનાથીજ કલ્યાણ થાય.** જેમ પરીક્ષિતને શાપ થયો ત્યારે વ્યાસજી આદિક ઘણા મોટા હતા પણ શુકજી આવ્યા ત્યારે કલ્યાણ થયુ" આ વાત તો અતિવિચિત્ર છે, જેમ પરીક્ષિતનું કલ્યાણ મોટા વ્યાસાદિકથી થયું નહિ પણ શુકજીથકીજ થયું તેમ મોટા મુક્તાનંદાદિકથી કલ્યાણ થવાનું નહિ પણ એકલા ગુણાતીતાનંદથકીજ થવાનું ઠરાવ્યું. શ્રીજીએ બીજા કોઈનો પણ અણુ પણ અંશ નહિ રાખીને એકલા ગુણાતીતાનંદનેજ એ સમયે કલ્યાણ કરવાનો આખો ઈજારો આપી દીધો હશે કે શું ? ઈજારો અપાઈ ગયો એટલે અર્થીઓને ઈજારદારનોજ આશ્રય લેવો પડે. જ્ઞાન વિના કલ્યાણ થાય નહિ. આવું કલ્યાણકારી જ્ઞાન તો ગુ. સ્વામીને એકાંતમાં ઈજારે આપી દીધું. એમ થતાં કલ્યાણ પણ એમના હસ્તક ગયું. એટલે એમના ભજનાદિ આશ્રય વિના કોઈનું કલ્યાણ તો થવાનું રહ્યુંજ નહિ. એટલે આખો સંપ્રદાયજ નિરર્થક આંટા

મારતો કે ફાંફાં મારતો કે બાલાં મારતોજ નિઃસત્વ રહ્યો કહેવાય. આ તે કાંઈ વાત જેવી વાત છે? ખરી રીતે કશું જ્ઞાનજ આપ્યું નથી તેમ કલ્યાણ કરવાનું સોંપ્યું નથી આવા સંપ્રદાયનો અનાદર કરનારી અને પોતાની સરસાઈ કરનારી આવી વાત ગુ. સ્વામી કદાપિ નજ કરે. આ તો ઉપાધીઆ ઈતર ચેલાઓએ એમના નામથી પોતાનો જુદો મહિમા વધારી વાડો વાળી લોકોને ઠગી ખાવાની એક ધૂર્ત ચાલાકી વાપરી છે.

જ્ઞાન તો બધુ ગુ. મુનિને આપી દીધું. બીજાઓને તો કશું મળ્યું નહિ. એટલે એ તો બધાય અજ્ઞાનીજ રહ્યા. આવા અજ્ઞાનીઓ જ્ઞાની ગુ. સ્વામીનો અભિપ્રાય કયાંથી સમઝી શકે? જેમ ક્ષુદ્ર અજ્ઞાની પતંગીયા તેજોરાશિ સૂર્યનો અભિપ્રાય સમઝી શકતા નથી તેમ, આવા દુરભિપ્રાયની વાત પણ એક જોડી કાઢેલી મળી આવે છે. પ્ર. ૫ ની પ્ર. ૨ વાત ૩૭ **'અમારો અભિપ્રાય તો મોટા મોટા સદ્‌ગુરૂ પણ જાણી શકયા નથી...જે પતંગીયો હોય તે સૂર્યનો અભિપ્રાય જાણે છે? નથી જાણતો, તેમ મોટાનો અભિપ્રાય તો જણાયજ નહિ'** આ વાતનો ગૂઢ અભિપ્રાય તો ઉપર જણાવ્યો એજ ગર્વ છે.

વળી પ્ર. ૬ ની પ્ર. ૩ વાત ૪૯ માં 'સ્વામીએ સર્વ ધામોના મુક્તો સાથે પ્રશ્નોત્તરો કર્યા પણ કોઈ મુક્ત જીતી શકયા નહિ' એવી પણ ગર્વાવેશવાળી વાતુળ વાત કરી છે. આ વાત પણ જાણે શ્રીજીએ એકલા અભણ ગુ. મુનિનેજ બધુજ જ્ઞાન આપી દીધું છે પણ બીજા કોઈને આપ્યું નથી એમ મનાવા હડહડતી જુઠી જોડી કાઢી જણાય છે. સ્વયં અભણ હતા અને જ્ઞાનનો ગર્વ તો નિઃસીમ જણાવ્યો છે. એક અભણે કાશીના પંડિતોની સભા જીતી. શી રીતે તો 'પંડિતોએ જે જે કહ્યું તે મેં નાજ કહ્યું' આના જેવી ઉપરની ઉન્મત્ત વાત જણાય છે.

ઉપરની બાબતને મળતી પ્ર. ૩ ની વાત ૧૭૭ છે. **'તેમજ મહારાજનો જે રહસ્ય અભિપ્રાય તે એક મહારાજ કાં આ મૂળ અક્ષર મહારાજ સાથે આવ્યા છે તે જાણે** કાં આ સાધુ વિષે સર્વોપરી નિષ્ઠા હોય ને હેતે કરીને વિશ્વાસ કર્યો હોય તે જાણે પણ બીજો તો યથાર્થ અભિપ્રાય જાણી શકે નહિ એ સિદ્ધાંત છે' આ વાયડ વાતમાં તો એક મહારાજ, બીજા ગુ. સ્વામી અને ત્રીજા તેમને સર્વોપરી નિષ્ઠા તથા વિશ્વાસવાળા બંડીયાજ રહસ્ય અભિપ્રાયને જાણનારા ઠરાવ્યા. બીજાને તો યથાર્થ અભિપ્રાય નહિ જાણનારા ઠરાવ્યા. વળી આ વાતને સિદ્ધાંત વાત ઠરાવી. એટલે સર્વેને રહસ્ય જ્ઞાન માટે આજ વાડાવાળા બંડીયા જ્ઞાનગુરૂઓનો આશ્રય કરવાનો નક્કી ઠરાવ્યો. આ વાત પણ પોતાની ઇજારી સરસાઈ અને બીજા સર્વ મોટાઓની હલકાઇ ઠરાવા હડહડતી જુઠી જોડી કાઢેલી બંડિયા નિશ્ચિત છે.

પ્ર. ૬ ની પ્ર. ૬ વાત ૨૬૭ 'સ્વામી કહે **જેના ગુરૂ અક્ષર હોય તે અક્ષર ધામમાં લઇ જાય ને પુરૂષોત્તમને મેળવે'** આ વિગીત વાત પણ ઉપરની બાબતને બહુ મળતી છે. આમાં તો ગુ. મુનિ અક્ષર છે, એજ ગુરૂ છે, એજ અક્ષર ધામમાં લઈ જાય અને એજ પુરૂષોત્તમને મેળવે. એમ ગુરૂપણાનો, અને અક્ષરધામમાં લઈ જઈ પુરૂષોત્તમને મેળવવાનો જાણે આખો ઈજારો એકલા ગુ. સ્વામીનેજ શ્રીજીએ આપી દીધો હોય એવી ખુંણીયા બંડીયા ગર્વિષ્ટ ગોઠવણી કરી જણાય છે.

વળી આચાર્ય સાથેના જ્ઞાન પ્રસંગે એવો જ્ઞાન ગર્વ પણ વાતુમાં જણાવ્યો છે કે-'તમને તો શ્રીજીએ ધનનો ખજીનો આપ્યો છે પણ પુરૂષોત્તમના રહસ્ય જ્ઞાન સંબન્ધી ખજીનો તો અમને સોંપ્યો છે' વિગેરે. આ પણ ઉપરની બાબતને બહુજ મળતી અહંકારી છે.

પ્ર. ૫ ની પ્ર. ૪ વાત ૧૪ માં તો રામાનંદસ્વામી ઉદ્ધવજીનો અવતાર નહિ પણ એ તો અનાદિ અક્ષરમુકત હતા એમ ઠરાવીને તેમને ગુરૂપરંપરામાંથી ઉડાવી દઈ સંપ્રદાયનું 'ઉદ્ધવ' એવું નામ પણ ઉડાવી દેવાની અને શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને જ્ઞાન આપી બદરીકાશ્રમ મોકલ્યા એ સાંપ્રદાયિક વાતને પણ ઉડાવી દેવાની આખીય અંધ અવળાઈ કરી છે. બળધીયાના અબજીબાપાના પંથીઓએ પણ આવીજ અવળાઈ કરી છે. આનું વિવેચન ઉદ્ધવ સંપ્રદાય માસિકના આરંભમાંજ ઉદ્ધવ સંપ્રદાય શબ્દનો અર્થ કરવાને પ્રસંગે સવિસ્તર

કર્યું છે. મનમાન્યો અર્થ અડાવામાં અડચણ માનીને એવી ગર્લ ગોઠવણી કરી હશે. શ્રીકૃષ્ણના પરમભક્ત ઉદ્ધવજીને અક્ષર ધામના મુક્ત તરીકે કે શ્રીજીના અવતાર તરીકે સ્વીકારીને અક્ષરમાં સ્થાન આપ્યું અને તેના સ્વામી પરંબ્રહ્મ અક્ષરાધિપતિ શ્રીકૃષ્ણને તો એ અક્ષરધામનાં દર્શન પણ નથી એમ આસુરી ભાવથી ઠરાવીને તેને સ્થાન ન આપ્યું આ કેવી ઉંધી અવળી અન્યાયી વિચિત્ર વાત?

ઉપર પ્રમાણે બીજા કોઈ મુક્તાનંદાદિકને પણ એકલા ગુણાતીતાનંદનેજ એકાંતમાં પક્ષપાતી શ્રીજીએ બધુય રહસ્ય જ્ઞાન આપીને કલ્યાણ કરવાની આખીય સત્તા પણ એમને ઈજારે આપી દીધેલી હોવાથી એમનાજ આશ્રયથી સર્વ કોઈને કલ્યાણ સાધવાનું ઉંટાંગ ઠરાવ્યું. આ રીતે બંડીયાએ પ્રવર્તાવેલા જ્ઞાન નામના અજ્ઞાનના પ્રથમ ગુરૂ ગુ. સ્વામી અભણને ઠરાવ્યા.

હવે એમણે પોતા વિષેજ પ્રતિષ્ઠિત ઐશ્વર્ય કોને આપ્યું એ વિચારવાનું રહ્યું. સ્વામીએ સ્વજ્ઞાનના પરમ પાત્રની બહુ બહુ તપાસ કરી પણ કોઈ શિષ્ય સાધુ વર્ગમાં નહિ મળી આવતાં છેવટે પોતાના પૂર્વ પુણ્યના પ્રતાપે જાગો ભક્ત ( મોચી ) અને પ્રાગો ભક્ત ( દરજી ) મળી આવ્યા. એમને પોતાનું તમામ જ્ઞાન ઐશ્વર્ય અસંકોચથી આપી દીધું અને નિષ્કિંચન થઈ ગયા. આ બધી ઉલાંગડ ગોઠવણી તેમની વાયડી વાતુમાંજ મળી આવે છે.

પ્ર. ૩ ની વાત ૧૦૮ 'અમે તેને વાડીમાં એકવાર કહ્યું કે અમે મૂળ અક્ષર છીએ એમ તમે સૌને કહો. પછી તેણે કહ્યું જે હું જાતે વહવાયું તે મારો ભાર ન પડે પણ કાંઇક ઐશ્વર્ય આપો તો મને પણ એમ રહે છે કે સૌને મારા જેવું સમઝાવી દઉં એમ અમને કહ્યું. પછી ઓરડામાં અમારી સાથે તેને તેડી ગયા ને કહ્યું કે કરો ધ્યાન, તે ધ્યાનમાં દિવ્ય તેજોમય સચ્ચિદાનંદ બ્રહ્મના પ્રકાશથી ઓરડો ભરાઈ ગયો. ને તેમાં અમને જેમ મૂર્તિમાન્ ઉભા હતા તેમજ એવા પ્રકાશને મધ્યે દીઠા. અમે કહ્યું કે કેમ છે? પછી તે કહે બહુ આનંદ છે. તે વખતથી તેની નિરાવરણ દૃષ્ટિ થઇ ગઇ અને પરડોતરામાંથી મણિધર જેવા કર્યા છે. તે સૌના અંતરનું જાણે છે ને કેટલાકના સંકલ્પ કહેવા માંડ્યા" વિગેરે. આ વાત તો અતિ વિચિત્ર વિસ્મયનીય છે. આમાં જાતે વહવાયું કે જેનો ભાર પડે નહિ એવાનો ભાર પાડવા, વાડીમાંથી પોતાના ઓરડામાં લઇ જઇ ધ્યાન ધરાવીને તેમાં દેખાએલા પ્રકાશમાં મૂર્તિમાન મૂળ અક્ષરનાં દર્શન કરાવીને ઐશ્વર્ય આપ્યાની સન્નિપાતી લવરી કરી છે. વહવાયને વાડી માંથી ઓરડામાં લઈ જઈને પ્રકાશ પ્રદર્શાવ્યો હશે કે અંધકાર? મૂર્તિમાન્ મૂળ અક્ષરનું ધ્યાનમાં દર્શન કરાવ્યું હશે? કે અમૂર્તિમાન અમૂળ અનક્ષરનું? ઓરડામાં ઐશ્વર્ય આપ્યું હશે કે બીજું કાંઈ વિરોધી? દર્શનથી આનંદ થયો હશે કે વિરોધી બીજું કાંઈ? આ તો એ બે ગુરૂ શિષ્યજ જાણે. ત્રીજો કોઈ આમાં કોઈ શાક્ષી નથી. છેવટે સંપ્રદાયથકી તો વિમુખ થયો હોવાથી એવું જ કાંઇ વિપરીત ઐશ્વર્ય આપ્યું હોય એમજ માનવાનું રહ્યું અભણ અને વળી વહવાયાને બીજું સારૂં અપાયજ શું?

વળી પ્ર. ૩ ની વાત ૩૦૩ "જેમ આ પ્રાગજી ભગત અમને અક્ષર કહે છે પણ તેનું કેટલાક માનતા નથી પણ અંતર્યામીપણું આપ્યા પછી ઘણો સમાસ કર્યો છે" આ વાત ઉપરની બાબતને બહુ મળતી છે. અંતર્યામિપણું તો એક પરમાત્માને અસાધારણ હોવાથી બીજાનું કહી શકાયજ નહિ. અંતર્યામિપણું આપ્યું હશે કે બહિર્યામિપણું? તે તો એ બે જણજ જાણે. ત્રીજો કોઇ સાક્ષી નથી. અંતર્યામિપણું આવ્યાથી સમાસ થયો કે અસમાસ? એ પણ એ બે જણજ જાણે. સંપ્રદાયની શુદ્ધ દૃષ્ટિએ જોઇએ તો ફળ તો બન્નેને અસમાસમાંજ આવ્યું દેખાય છે. જુનાગઢથી વિમુખ કરીને કાઢી મુકેલા એમ એમના શિષ્યોજ કહે છે.

આ વાતને મળતીજ આ પણ એક બીજી વાત છે. પ્ર. ૬ ની પ્ર. ૫ વાત ૩૯૫ 'કોઈકે સ્વામીને કહ્યું જે આ પ્રાગજીને તમે ઐશ્વર્ય આપ્યું તે છકી ગયો માટે શેખજીની પેઠે કરો. ત્યારે સ્વામી કહે

**આ થોડમોટીયું નથી આ તો પાતાળે પાયા છે ખરા રાજીપાનું ફળ છે'** આ વાતમાં કોણ ફરીયાદી હશે ? શું ઐશ્વર્ય આપ્યું હશે ? શું છકી ગયો હશે ? શું શેખજીની પેઠે કરવાનું હશે ? શા પાતાળે પડ્યા હશે ? અને શું ખરા રાજીપાનું ફળ હશે ? એતો એજ જાણે. ખરા રાજીપાનું અને પાતાળે પાયાનું ફળ તો અંતે વિમુખપણામાં આવ્યું છે. આ કઈ જાતનું ઐશ્વર્ય ? આ બધી અતિ વિચિત્ર વાત છે. પ્રાગજી કરતાં પણ જાગાને મહિમા તો અત્યધિક ગુ. સ્વામીના જેવોજ અન્યૂન ગાયો છે. પ્ર. ૩ ની વાત ૩૧ તથા ૧૨૫–૨૬માં આવાં વાયડાં વાક્યો છે–' જેમ પાંચસો પરમહંસમાં અમને જેમ છે તેમ કોઈ કળી શક્યા નહિ તેમજ **આ જાગા ભક્ત પણ કોઈના કળ્યામાં આવે તેવા નથી.** એવા એ અનાદિ સિદ્ધ દશાવાળા છે...અમારી પેઠે અજન્મા છે અને અક્ષરના મહાઉત્તમ સ્વતંત્ર અનાદિ મુક્ત છે. અને એ ભક્ત તો મહારાજ ને આ સાધુ જે જે બ્રહ્માંડમાં પધારે છે ત્યાં ત્યાં ભેળાજ છે. **એની આગળ સ્વરૂપાનંદસ્વામી** જેવા મહાસમર્થ **છે તે પણ ગણતરીમાં નથી.** અને સર્વ અમારા ગુણ તેમનામાં છે અને અમારી અનુવૃત્તિ જેવી એ પાળે છે તેવી બીજા નથી પાળતા. અને જેમ મહારાજ અને અમારા સંબન્ધથી કલ્યાણ થાય તેમજ તેમના સંબન્ધથી કલ્યાણ થાય એવી સિદ્ધદશાવાળા છે. અમારૂં પરમ સત્ય સ્વરૂપ છે. અમારે ને તેમને જુદાઇ નથી. આ જાગાભક્ત જેવા બીજા કોઈ સર્વદેશી પુરૂષ બ્રહ્માંડમાં નથી. એ તો મોટા મોટા મુક્તોને પણ સમાગમ કરવા યોગ્ય છે અને શ્રીજી મહારાજનો અને અમારો હૃદગત અભિપ્રાયને યથાર્થ તો જાગાભક્ત જાણે છે તેવો બીજાને જાણવો દુર્લભ છે. દરવાજે ઉભા હતા ત્યાં હૃદયમાં ભીડીને મળ્યા. રઘુવીરજીમહારાજ ગાડીમાંથી ઉતરીને જાગાભક્તને મળ્યા. એ જેવા તો (નિરાવરણ દૃષ્ટિવાળા) એ એકજ છે' વિગેરે. આ સન્નિપાતી વાતથી સ્પષ્ટ થાય છે કે તેને તો નિરવશેષ જ્ઞાન ઐશ્વર્ય ધ્જારે આપી દીધું હતું. વળી પ્ર. ૬ ની પ્ર. ૩ વાત ૧૭ " આ બે જણ ( જાગો પ્રાગો ) હું કહુ તેમ કરે છે. તો ત્યાંના તેને વિમુખ જાણે છે પણ એ **મહારાજ તે મોટા સાધુ રાજી છે તો સર્વે રાજી થઇ રહ્યા છે.** " પ્ર. ૬ ની પ્ર. ૫ વાત ૩૮૨ માં **જીવ બાંધવા યોગ્ય જાગાભક્તને જણાવ્યા છે.** પ્ર ૫ વાત ૩૮૭ માં **સમાગમ કરવા યોગ્યમાં મુખ્ય જાગાભકતને** ગણ્યા છે. વિગેરે.

ઉપર પ્રમાણે પ્રાગાભક્ત તથા જાગાભકતમાં ગુ. સ્વામીથી અણુ પણ અન્યૂન વખાણ કરીને તેને ગુ. સ્વામી પછી ગુરૂખાતામાં ગોઠવ્યા છે. આ બાબતતો તેમની વાતો ઉપરથી બહુધા નીકળે છે પણ તે પાછળની વાતોથી તથા લેખોથી વધારે સ્પષ્ટ થાય છે. જાગા પ્રાગા પછીથી કોણ ગુરૂખાતામાં ગોઠવાયા તે તો બહુજ પાછળના લેખોથી જાણવાનું રહ્યું. લેખોમાં સ્પષ્ટ છે કે સદ્‌ગુરૂ જાગા સ્વામીએ અને પ્રાગજી મહારાજે સાધુ શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસને જ્ઞાન ઐશ્વર્ય અનુવૃત્તિપૂર્વકની બહુ સેવા કરી રાજી કરવાથી આપ્યું. એટલે શાસ્ત્રીજીના સદ્‌ગુરૂ સ્વામી અને મહારાજ તો જાગો પ્રાગો ભક્ત મોચી દરજી નક્કી થયા.

ઉપરની બાહ્ય જ્ઞાનપરંપરા તેમના બાહ્ય એકદેશી માસીકમાંથી મળી આવે છે. સ્વા. ના. પ્રકાશ માસીકના મુખપૃષ્ઠ ઉપર એક વિચિત્ર ચિત્ર છે તે સંપ્રદાયથકી જુદી તડીયા ગુરૂપરંપરાને પ્રસિદ્ધમાં જણાવનારૂં છે. શ્રીજીનો પ્રકાશ એકલા ગુ. સ્વામીમાંજ સીધો આવે છે એવો બંડ ભાવાર્થ જણાવા શ્રીજી સામા આગળ એકલા ગુ. સ્વામીને ઉભાંગડ ચિતર્યાં છે. તેમનોજ પ્રકાશ બીજાઓમાં પછીથી જાય છે એમ જણાવા બીજા કેટલાકને નીચે તેમજ પાછળ ચિતર્યાં છે. આવું ચિત્ર સંપ્રદાયનાં શાસ્ત્રોના ભાવાર્થથી સાબીત થતું નથી તેમ અદ્યાપિ સંપ્રદાયમાં સ્થાપિત નથી. આ તો બંડીયાઓની એકદેશી ગુરૂપરંપરા લોકમાં જણાવવાજ ઢંગઢાળ વિનાનું ચિતરી કાઢ્યું છે. આટલેથી બંડ તડ ભાવાર્થ તત્ક્ષણ પ્રકાશમાં નહિ આવતો જાણીને વળી પૃષ્ઠ ૧ ઉપર 'गुणातीतोऽक्षरंब्रह्म भगवान् पुरुषोत्तमः। जनो जानन्निदं सत्यं मुच्यते भवबन्धनात्' (અર્થ ગુણાતીત અક્ષરબ્રહ્મ અને ભગવાન પુરૂષોત્તમને જે જન જાણે તેજ ભવબંધનથકી મુકાય છે ) આવો અશ્લીલ શ્લોક મુક્યો છે. આનો ભાવાર્થ પેજ ૨ માં અનુમોદક શાસ્ત્રીએજ જણાવ્યો છે. **સ્વામી** એટલે મૂળ અક્ષર ગુણાતીતાનંદ અને **નારાયણ** એટલે સહજાનંદસ્વામી તેનો **પ્રકાશ**-જ્ઞાન આપનાર છે ..શ્રીજી મહારાજ,

સ્વામી ને તેમના મુક્ત ત્રણ જણાએ...શ્રીજી સ્વામી...સ્વામીની વાતોમાં...આપ ઉપર શ્રીજી મહારાજ અને સ્વામી ને ભગતજી મહારાજ ( પ્રાગજી ) તથા સ્વામી જાગાભક્ત રાજી થશે" વિગેરે. આ બધા શબ્દો **સંપ્રદાયથકી પૃથક્ ગુરૂપરંપરાની પ્રતીતિ કરાવનારા સ્પષ્ટ છે.**

શાસ્ત્રીના તંત્રી શિષ્ય બનેલા ખેંગારભાઇએ વર્ષ ૧ અં. ૧ પાન ૫-૬ ઉપર લખેલા લેખમાં જુદી વાડારૂપ ગુરૂપરંપરા સ્પષ્ટ સમઝાવી છે. **"આ માસીક ગુણાતીતમંડળનું વાજીંત્ર છે.** અનાદિ મૂળ અક્ષરના અવતાર ગુણાતીતાનંદ સ્વામીથી તદ્રુપ બ્રહ્મ સ્થિતિને પામેલા મહુવાના મહામુક્ત ભગતજી મહારાજશ્રી પ્રાગજી તથા મહામુક્તશ્રી જાગાભક્ત તથા મહામુક્તશ્રી કરશનજી અદા તથા તે સર્વેના પરમ કૃપાપાત્ર, પારસથી પારસ થએલા, સિદ્ધદશા પામેલા, પ્રગટ ઉપાસના પ્રવર્તક, હાલ વિચરતા સદ્ગુરૂ શાસ્ત્રી મહારાજશ્રી **યજ્ઞપુરૂષદાસજીદ્વારા શ્રીજી સ્વામીના વખતથી ઉત્તરોત્તર અત્યારસુધી શુદ્ધ જ્ઞાનનો પ્રવાહ અસ્ખલિત વહી રહ્યો છે."** આ તેમના લેખના શબ્દો છે. આમાં અમુક વ્યક્તિઓને સંપ્રદાયની દૃષ્ટિએ બીલકુલ નહિ સંભવતાં નહિ શોભતાં મિથ્યા વિશેષણો આપીને બંડીયા ગુરૂપરંપરા જણાવી છે. માસીકને 'ગુણાતીતમંડળનું વાજીંત્ર' એવું વિચિત્ર પક્ષપતી વિશેષણ આપીને પોતેજ જણાવી આપ્યું છે. કે સ્વા. ના. સંપ્રદાયના કશા ઉપયોગનું નથી. તેમજ 'ગુણાતીતમંડળ' એવું વિશેષણ આપીને પોતાના તડની કે વાડાની પૃથકતા પણ પોતેજ જણાવી દીધી છે. માસિકનો આવો પૃથક્ ઉદ્દેશ આરંભથી સૂચવી દીધો એ સારામાં સારૂં કામ કરી દીધું કે જેથી કોઈ સંપ્રદાયી જનને ભરમાવાનું રહે નહિ. એમ પંથનું પદ **વચન** કૃત્ય જુદુ જણાવીને કૃતાર્થતા સાધવાનો પ્રયત્ન માસિકે સારો આરંભ્યો છે. 'ગુણાતીતમંડળ' આ શબ્દથીજ વાડો કે તડ તદ્દન જુદુ સમઝાય છે.

વળી આ તંત્રીજીએ વર્ષ ૧ અંક ૯ પાન ૧૯૬ ઉપર બીજો મળતો લેખ લખ્યો છે "મૂળ અક્ષર ગુ. સ્વામીને પોતાનું પુરૂષોત્તમપણું તત્ત્વે સહિત પ્રચાર કરવા આજ્ઞા કરી તે સ્વામીએ ઝીલી. અનેકને તે જ્ઞાન ધરાવ્યું; સિદ્ધ કરાવ્યું. તેમાં મહુવાના **પ્રાગજી ભગતજી** મહારાજ તથા સ્વામીશ્રી **જાગાભક્ત તો સ્વામીશ્રીની જમણી ડાબી ભુજાઓ** એકે બન્ને દેશમાં ડંકો માર્યો. બીજાએ આખો સોરઠ સર કર્યો. **આજ જ્ઞાનનો દિગ્વિજય સતત ચાલુ રહે કલ્યાણના માર્ગનાં વહેંણ અખંડિત રહે તે માટે ભગતજીએ તૈયાર કર્યું એક પાત્ર.** ( યજ્ઞપુરૂષદાસ ) પાત્ર તે કાંઇ પાત્ર જેવું પાત્ર" આ રીતે છે. આમા નથી યજ્ઞપુરૂષદાસ સુધીની ગુરૂપરંપરા સૂચવનારાં ગ્રામ્ય વાકયોની ગોઠવણી છે. આમાં પ્રાગા જાગાને ગુ. સ્વામીની જમણી ડાબી ભુજાઓ ઠરાવી છે. કોણ જમણી અને કોણ ડાબી ભુજા તે તો તેમના સંકેતમાં હોય તે ખરૂં. લેખના શબ્દનો ક્રમ લઈએ તો પ્રાગજી જમણી ભુજા અને જાગાજી ડાબી ભુજા ઠરે છે. સ્વામીના ઘણા શિષ્યો ત્યાગી ગૃહી હશે તેમાંથી જાગા પ્રાગા રાઠોડ દરજી સીવાય સ્વામીની ભુજા થાય એવો કોઈ પાત્ર નજ નીકળ્યો એ શિષ્યોને જાહેરમાં શરમાવા જેવું નથી શું ? ગુણાતીતજ્ઞાનનો દેશમાં ડંકો મારતાં કે દિગવિજય કરતાં આખા સંપ્રદાયથકી વિમુખપણાનો ડંકો કે દિગ્વિજય થઈ ગયો એનો કોઇ વિચાર કરશે કે ? જાગા પ્રાગાની દૃષ્ટિએ પાત્ર થવા જતાં આખા સંપ્રદાયની દૃષ્ટિએ કુપાત્ર થઈ ગયા એનું કાંઇ ભાન રહ્યું ? આ બધો તંત્રીએ પણ તંત છોડીને સાથે સાથે વિચાર કરવો વટે છે. આવા લેખો તો તંત્રીના બહુ છે પણ વિસ્તાર ભયથી લીધા નથી.

પંડ્યા ઉલ્લાસરામનો વર્ષ ૨ અંક ૧૦ પાન ૨૩૩ ઉપર લેખ છે તેમાં તે "ભગતજી (પ્રાગજી) તથા જાગાભક્તે સ્વામીના અક્ષરપણાની વાત પ્રચલિત કરી" આવા શબ્દો લખીને ગુણાતીત પંથમાં જાગા પ્રાગાની ગુરૂ તરીકેની ભાવનાનો આશય જણાવે છે. પા. મણિભાઈ ઉમેદભાઈનો વર્ષ ૧ અંક ૩ પાન ૬૦ ઉપર લેખ છે તેમાં તે **"પ્રાગજી ભગતના આખ્યાનનું પુસ્તક** લઈને સ્ટેશને જઈ બેઠા. **એ પુસ્તકમાંથી બાર વાગ્યા સુધી કથા કરી.** પ્રાગજીભક્ત મહામુક્ત હતા. ગુ. સ્વામીના કૃપાપાત્ર હતા.

**સંપ્રદાયમાં એ મહામુક્તનું નામ પણ અગ્રસ્થાને છે.''** આવા ઉચ્ચ શબ્દો લખીને સંપ્રદાયમાં પ્રાગજીને અગ્રસ્થાને મુકી સ્વામી પછી ગુરુસ્થાને ગોઠવવાનો આશય સમઝાવે છે. આ ઉપરથી પ્રાગજીના આખ્યાનનું પુસ્તક પણ બનાવ્યું હોય એમ જણાય છે. અને સ્વામીના ત્યાગી શિષ્યોમાં કોઈપણ કૃપાપાત્ર અગ્રસ્થાન ભોગવે એવો નહિજ હોય એમ જણાય છે. સન્મુખમાં અગ્રસ્થાન કે વિમુખમાં અગ્રસ્થાન ભોગવે છે તે તો જાણનારા જાણે છે.

રા. રા. પ્રોફેસર જેઠાલાલભાઈએ તો તદ્દન નગ્ન રીતે નવી ગુરૂપરંપરા વિના શરમે ઉદ્‌ઘોષીને એક શ્લોક અશ્લીલ બનાવીને પણ જણાવી દીધી છે. અ. ૧ પાન ૯–૧૦ ઉપરના તેમના લેખનાં વાક્યો–'' **શ્રીજી મહારાજના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન ગુ. સ્વામીએ કરાવ્યું.** ગુ. સ્વામી અને આદિનારાયણ શ્રીજીમહારાજ એ બન્ને નામોને એક બીજા સાથે લખતાં **'સ્વામિનારાયણ'** એવો અમોઘ મંત્ર થયો...ગુ. **સ્વામીના શિષ્યોમાં મહુવાના પ્રાગજી ભક્ત અગ્ર સ્થાન ભોગવે છે.** પ્રાગજી ભક્તની અપ્રતિમ સેવા અને ભક્તિથી પ્રસન્ન થઈ ગુ, સ્વામીએ તેમને એકાંતિક સિદ્ધિ કરાવી **પોતાનું સર્વોપરી શુદ્ધ જ્ઞાન તથા ઐશ્વર્ય આપ્યું...પ્રાગજી ભક્તે તેજ જ્ઞાન તથા ઐશ્વર્ય શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસને આપ્યું.** "प्राग्जये दत्तमैश्वर्यं गुणातीतेन वर्णिना । यज्ञपुरुषदासाय प्राग्जिरैश्वर्यमाददे" (અક્ષર-પુરૂષોત્તમ ચરિત સર્ગ ૨ શ્લો. ૫) યજ્ઞપુરૂષદાસજીએ લજ્જા માન અને ભયનો ત્યાગ કરી શ્રીપ્રાગજી ભક્તની પરમ સેવા કરી અને તેની પાસેથી અલૌકિક જ્ઞાન તથા ઐશ્વર્ય સંપાદન કર્યું...શાસ્ત્રી મહારાજે પ્રાગજીથકી જ્ઞાન ઐશ્વર્ય મેળવીને બોચાસણ સારંગપુર ગોંડળ મંદિરો કરી અક્ષરપુરૂષોત્તમ પધરાવ્યા" આ પ્રમાણે છે. આ પ્રોફેસરે તો સંપ્રદાયનાં શાસ્ત્રો તથા પૃથાને અમાન્ય કરીને, સંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવના અસાધારણ સ્વામિનારાયણ નામનો મોઘ અર્થાંતર કરીને, ગુરૂપરંપરા પણ મોઘ અર્થાન્તરવાળી કરીને, શ્રીજીસ્થાપિત સંપ્રદાયથકી ગુણાતીત તડની સર્વાંશે પૃથકૃતાનો પ્રબળ પુરાવો કરી આપ્યો. શાસ્ત્રીએ પ્રાગાથકી જ્ઞાન ઐશ્વર્ય મેળવ્યું હોવાથી શાસ્ત્રીના ગુરૂ પ્રાગજી કહેવાય એવો પ્રશ્ન થતાં સાક્ષી શ્રીજીસ્વરૂપદાસ શાસ્ત્રીએ શરમને માર્યે નકાર કહેલો એ બાબતની પણ આ ભાઈએ સંસ્કૃતમાં શ્લોક રચીને જાહેરમાં કબૂલાત આપી. સ્વામીના શિષ્યોમાં પ્રાગા સિવાય અગ્રસ્થાન ભોગવે એવો કોઈ શિષ્યજ ન મળે આ કેવી શિષ્ય લજામણી વાત ? સ્વામીએ જાગા પ્રાગાને કદાચિત્ જ્ઞાન ઐશ્વર્ય આપ્યું કહ્યું હોય તો તે ઠીક છે પણ અદીક્ષિત અસાધુ અભણ અસમર્થ જાગા પ્રાગા મોચી દરજીએ ઉચ્ચ સાધુ શાસ્ત્રી સમર્થ યજ્ઞપુરૂષદાસને જ્ઞાન ઐશ્વર્ય આપ્યું કહેવું એ તો સંપ્રદાયની દૃષ્ટિએ બીલકુલ ઠીક કહેવાય નહિ. પોતે જાતિએ ઉચ્ચ વૈશ્ય હોઈને આચાર્યથકી દીક્ષાને પામીને સાધુ થયા છે. આબાળ બ્રહ્મચારી હોઈને વિદ્યા મેળવીને શાસ્ત્રી થયા છે. વળી ત્યાગ તપાદિ ગુણો પણ મેળવ્યા છે. વળી શુકસ્વામી થકી વર્તમાન અને ગુરૂ વિજ્ઞાનાનંદ સ્વામીથકી સાંપ્રદાયિક વિજ્ઞાનને પણ પામ્યા છે. આ બધાનો વિચાર કરીએ તો પોતામાં જ્ઞાન ઐશ્વર્ય આત્મીય અત્યધિક કહેવાય. આથી અધિક ઉચ્છિષ્ટ જ્ઞાન ઐશ્વર્ય શું અદીક્ષિત અસાધુ અભણ અસમર્થ અંત્ય જાગા પ્રાગ થકી પરકીય મેળવ્યુ હશે તે તેઓ ખાનગી જાણે. ક્યાં ઈતર અભણ જાગા પ્રાગા ભક્ત ? અને ક્યાં સાધુ શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસજી ? બન્ને વચ્ચે વિચારીએ તો તેજસ્તિમિર જેટલો ભેદ છે, એનો પણ અણુ જેટલો વિચાર નહિ કરતાં અજ્ઞ શિષ્યો શાસ્ત્રીના ગુરૂ જાગા પ્રાગા ભક્તને ઠરાવીને, તેમની ઈતરની અનુવૃત્તિપૂર્વક સેવા કરવા દ્વારા પ્રસન્નતા મેળવીને તે દ્વારા જ્ઞાન ઐશ્વર્ય મેળવ્યાની વિષમ વાતો ઉઘાડે છોગે કરતાં કેમ લગાર પણ લજ્જાતા નહિ હોય ? જો કદાચિત્ કાંઈ જ્ઞાન ઐશ્વર્ય મળ્યું હોય તો તે શુદ્ધ સંપ્રદાયનું તો નહિજ પણ સંપ્રદાયથકી સર્વથા વિમુખ થવાનું અસાંપ્રદાયિકજ હોઈ શકે. જે અત્યારે જાહેરમા જોવામાં આવે છે. આથી તો દીક્ષાદાતા ગુરૂ વિજ્ઞાનાનંદસ્વામીથકી જ્ઞાન ઐશ્વર્ય મેળવ્યાનું ઠરાવીને આવું કાંઈ ધતીંગ ચલાવ્યું હોત તો સંભવિત સમુચિત સુંદર હતું. ઈતર અભણ વિમુખ વાડામાં વિદ્વાન્ ઉચ્ચ સાધુને પેસવાનું ન હતું. વિમુખ જ્ઞાન ઐશ્વર્ય મેળવીને સંપ્રદાયથકી વિમુખ થઈ બહાર જઈ સંપ્રદાય સામે મંદિરો કરાવ્યા એ તો પ્રોફેસર

સાહેબના કહેવા મુજબ એકડા વિનાનાં મીંડાં જેવું નિરર્થક નિર્માલ્ય નિંદ્ય કહેવાય. બીજા ઘણા લેખો આ ભાઈના આવા ને આવાજ ખુંણીયા છે પણ વિસ્તારભયથી લેતા નથી.

વળી વર્ષ ૨ અંક ૧૦ પાન ૨૩૧ ઉપર કોઈ ગોરધનભાઇનો લેખ છે તેમાં "એ ગુ. સ્વામી અક્ષરધામરૂપ સગુણમૂર્તિ હતા. **એ ગુરૂપરંપરાએ** ભગતજીની આજ્ઞાથી આ શાસ્ત્રી ભક્ત અને ભગવાન્ એ પ્રમાણે યુગલ ભક્તિનો પ્રચાર કરવા તનતોડ મહેનત કરી ગામગામ ફરી સંપ્રદાયની સેવા કરે છે. એમણે ત્રણ મંદિરો બંધાવ્યાં છે. એ મંદિરોમાં મહારાજનીજ મૂર્તિઓ પધરાવી છે. તફાવત **એટલોજ છે કે મહારાજ જોડે ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિઓ વચલા ઘુમટમાં પધરાવે છે.** બીજુ મૂળ અક્ષર અથવા અક્ષરધામ એકજ હોઇ શકે. એ તો અમે **"ગુણાતીતાનંદ મૂળ અક્ષર, સહજાનંદ એક પરમેશ્વર"** એમ ધૃત કરાવીએ છીએ" આવા શબ્દો છે. આ ભાઇ તો તફાવત સ્પષ્ટજ કહી દેવાની નિખાલસતા વાપરે છે. આ ઉપરથી નક્કીજ થયું કે સંપ્રદાયથકી તફાવતવાળી બધી બાબત તડ વાડાને બંધ બેસતી વિમુખી છે.

વળી તંત્રી ખેંગારભાઈએ તો વર્ષ ૨ અંક ૧૦ પાન ૨૪૩ ઉપરના લેખમાં સ્વામિનારાયણ સંપ્રદાય શબ્દનો **"શ્રીજીનો તથા સ્વામીનો પોતાનો સંપ્રદાય છે"** એવો અવળો અર્થ કરીને અવળા અર્થો કરવામાં અગ્ર પદ મેળવ્યું જણાય છે. એકલા શ્રીજીનો સંપ્રદાય નહિ તેમ શ્રીજીએ માન્ય કરેલા ઉદ્ધવજીનો નહિ પણ ગુ. સ્વામીનો પોતાનો પણ ઠરાવી દીધો. એટલે સ્વા. ના. સંપ્રદાય શબ્દમાં બે વ્યક્તિઓનો સમાવેશ સાહસી કર્યો. અર્થાંતરનો અનર્થાન્તર તો બહુ સારો કર્યો પણ સંપ્રદાયથકી ઈતરોમાંજ શોભે. સ્વા. ના. શબ્દનો અવળો અર્થ કરવાનું ડહાપણ તો ઘણા વિમુખોએ કર્યું છે પણ આવું દોઢડહાપણ તો આ તંત્રીએજ કર્યું જણાય છે. અસ્તુ. ગમે તેવા ઉભાંગડ ઉટાંગ ઉલટ અર્થો કરો અને ગોખો ગોખાવો તેની કોઈ ના કહેતું નથી. પણ આવા અર્થાન્તરોનો શુદ્ધ ઉદ્ધવ સંપ્રદાય સાથે કશો સંબન્ધ નથી એટલુંજ તત્ત્વ કહેવાનું છે.

વળી કેવળ વાર્તાગ્રંથોમાં કે લેખોમાં સ્વપંથની પૃથક્ ગુરૂપરંપરા લખીને અટકયા નથી. પણ પોતાના મંદિરના ચોપડા જે રોજમેળ ખાતાવઈ આવકો વિગેરે લખાય છે તેના પ્રથમના પૂજાપાનમાં પણ "શ્રીસ્વામિનારાયણ યાને શ્રીઅક્ષરપુરૂષોત્તમ મહારાજને નમો નમઃ, શ્રી મૂળ અક્ષરમૂર્તિ શ્રીગુણાતીતાનંદસ્વામીને નમઃ, પરમ એકાંતિક મહામુક્તરાજ શ્રી પ્રાગજી ભગત તથા જાગા ભક્ત તથા સ્વામીશ્રી વિજ્ઞાનદાસજી તથા શાસ્ત્રીશ્રી યજ્ઞપુરૂષદાસજીને નમો નમઃ" ઈત્યાદિ શબ્દો લખીને સંપ્રદાયથકી સર્વથા પૃથક્ પરંપરા સ્વયં પ્રદર્શાવે છે. પોતે બનાવેલા મંદિરોમાં ગુ. સ્વામી, જાગા પ્રાગાભક્ત, શાસ્ત્રીજી વગેરેની મૂર્તિઓ પધરાવે છે એ પણ ઉપરનાજ અર્થને સૂચવે છે.

વળી પોતાનો પંથ કે વાડાની જુદાઇ જણાવવા સારૂ "અક્ષરપુરૂષોત્તમ, અક્ષરપુરૂષોત્તમદાસ, અક્ષરપુરૂષોત્તમ ઉપાસક, મૂળ અક્ષર, બ્રહ્મમંડળ, અક્ષરમંદિર, અક્ષરમંડળ, ગુણાતીત જ્ઞાનમંડળ, ગુણાતીત બાગ, ગુણાતીત બ્રહ્મજ્ઞાન, શ્રીજી સ્વામી, ઇત્યાદિ જુદાજ શબ્દો જોડી કાઢીને ઉઘાડો વ્યવહાર કરાય છે. આ રીતે શ્રીજીઅભિમત સાંપ્રદાયિક ગુરૂપરંપરાથકી જુદીજ ગુરૂપરંપરા ગોઠવી છે અને તેમાં આવેલાઓનું ધૂન્ય ભજન પૂજનાદિ પણ પ્રવર્તાવ્યું છે. આ પ્રકારે સંપ્રદાયની મુખ્ય ચીજ **સ્વામિનારાયણ નામ અને ગુરૂપરંપરા** છે તેમાં ગરબડ ગોટાળો સામોવાડીયો વાળવાની વિમુખતા વિશેષતઃ વાપરી છે. આ રીતનું અનવધિ અવળું કર્યું પ્રવર્તાવ્યું તથાપિ પોતાને સ્વા. ના. સંપ્રદાયના અનુયાયી કહેવરાવા કોડ સેવે છે એજ વિચિત્ર છે. વિપરીત ધંધો કરવો વ્યક્ત વેશ્યાનો અને પતિવ્રતા કહેવરાવા જેવી આ તદ્દન અવળી વાત છે.

પ્રસંગાત્ આ પણ એક વાત જણાવી દીધા જેવી છે. એક કાશીપાસ પંડિતે બનાવટી ગુણાતીતબ્રહ્મોપનિષત્ નવી ગોઠવી છે. તેમાં "સ્વામિનારાયણે એકલા મૂળ અક્ષર ગુ. સ્વામીને જ્ઞાન આપ્યું, તેમણે મુખ્ય શિષ્ય સ્વા. બાળમુકુંદદાસજીને જ્ઞાન આપ્યું, તેમણે મુખ્ય કૃપાપાત્ર નિર્ગુણદાસ જેતપરવાળાને આપ્યું,

તેમણે સર્વ વિદ્યાના પારને પામેલા કૃષ્ણવલ્લભાચાર્યને આપ્યું. તેમણે ભક્તરાજ દરબાર અર્જુનસિંહને જ્ઞાન આપ્યું" એમ જ્ઞાનગુરૂઓની જુદીજ પરંપરા ગોઠવી છે. વધારામાં એમ પણ ગોઠવ્યું છે કે–આ જ્ઞાન ગુરૂ-પરંપરાથીજ પ્રવર્ત્યું છે. બીજા કોઇની પણ પાસે અદ્યાપિ ગયું નથી. ભાદરણના પરસોતમે તો ગુ. સ્વામીએ જાગા પ્રાગાને આપ્યું અને તેમણે મને આપ્યું એમ પણ ગોઠવ્યું છે. એમ અનેક પ્રકારનાં પાખંડી કુભંડી ટીખળો પ્રવર્ત્યાં જોવામાં આવે છે, જે કહેતાં પાર આવે એવો નથી. આનો સ્વા. ના. સંપ્રદાય સાથે કશો સંબન્ધ નથી અને એવી વાતો પ્રમાણ નથી એટલોજ મુદ્દો કહેવાનો છે.

---

સંપ્રદાયનાં સર્વ શાસ્ત્રોમાં પરંબ્રહ્મ પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણ પુરૂષોત્તમને નિરૂપણ કરતાં, પ્રથમ તેમના નિવાસસ્થાને નિરૂપણ કરવામાં આવે છે. આનું કારણ એવું છે કે–અમુક સ્થાનમાં રહ્યા છે એમ કહેવાથી સર્વાન્તરાત્માપણે સર્વમાં વ્યાપી રહેલા પણ પરમાત્માના દિવ્ય રૂપની સિદ્ધિ થાય છે અને દિવ્ય રૂપવાળા છે એમ કહેવાથી નિવાસસ્થાનની સિદ્ધિ થાય છે. માટેજ "અમુક ધામમાં દિવ્ય રૂપથી વિરાજમાન છે" એમ બહુવાર વર્ણવામાં આવે છે. સંપ્રદાયનાં સમસ્ત શાસ્ત્રોમાં નિવાસસ્થાનનો નિર્દેશ કરતાં 'ગોલોકના મધ્યને વિષે અક્ષરધામ છે' એમ બહુ સ્થળે કહેવામાં આવ્યું છે.

વચનામૃતના ઉપોદ્ઘાતમાં—'**શ્રી ગોલોકના મધ્યને વિષે** ભગવાનનું અક્ષરધામ છે'. '**ગોલોકને મધ્યે જે અક્ષરધામ** તેને વિષે લક્ષ્મી રાધિકા અને સુદામાદિક પાર્ષદે સહિત શ્રીકૃષ્ણરૂપે પોતાનું દર્શન દેતા હતા' આવું વાક્ય છે. વચનામૃત વરતાલ ૧૮ માં–'માયાના તમથકી પર એવો જે **ગોલોક તેને મધ્યે** જે અક્ષરધામ છે તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે' આવું વાક્ય છે. સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૨૯ 'तन्मध्येऽस्ति महत्तेजः' (ગોલોકના મધ્ય પ્રદેશમાં અક્ષરબ્રહ્માત્મક મહાતેજ છે) આવું વાક્ય છે. આજ પ્રમાણે વાસુદેવમાહાત્મ્ય ભક્તચિંતામણી વિગેરે બધાય ગ્રંથોમાં વર્તે છે.

આમાં જે **મધ્ય** શબ્દ આવે છે તેનો અર્થ '**અંદર**' એવોજ થાય છે, એવીજ વચનવ્યક્તિ છે. વળી **મધ્ય** શબ્દની સાથે '**વિષે**' એવો શબ્દ વાપર્યો છે. એટલે બીજો અર્થ થઇ શકેજ નહિ. જો કે આ રીતે મૂળ વાક્યોમાંજ એવો અર્થ અતિ સ્પષ્ટ છે તથાપિ ભવિષ્યમાં કોઈ વાંકાવાળા અવળો અર્થ ન કરે એને માટે વૃદ્ધ ગ્રંથકારોએજ બહુ કાળજી રાખીને અર્થ પણ નક્કી કરી દીધો છે. વચનામૃતો ઉપર **હરિવાક્યસુધાસિંધુ** નામનો સંસ્કૃત ગ્રંથ શતાનંદમુનિકૃત છે. એના અર્થબોધ માટે એની ઉપર રઘુવીરાચાર્યકૃત ટીકા પણ **સેતુમાળા** નામની છે. ઉપોદ્ઘાતમાં 'શ્રી ગોલોકના મધ્યને વિષે' આવું વાક્ય છે એની ઉપર હરિ. સુ.માં 'अस्ति श्रीमति गोलोक...नित्याविर्भूतं' (શ્લો. ૭) આવું વાક્ય છે. આનો અર્થ ટીકામાં 'गोलोके–महामायान्धतमसपरतरचिदंबरस्थगोलोकाख्यपदे विषये' એવો કર્યો છે. (અર્થ–મહામાયાનું જે ગાઢું અંધારૂ તે થકી પર એવો જે ચિદાકાશ તેની અંદર વર્તતું જે ગોલોક નામનું પદ તેને વિષે અક્ષરધામ છે) અહીં તો **મધ્ય** શબ્દજ નહિ વાપરતાં 'गोलोकाख्ये पदे' એમ સપ્તમી વિભક્તિને વાપરીને, આ વિભક્તિ નિર્ધારણમાં નહિ પણ વિષયમાં સપ્તમી છે એમ ખાસ જણાવાજ 'विषये' એવોજ સહ પ્રયોગ કર્યો છે. એનો અર્થ '**અંદર**' એવોજ થાય. આવો અર્થ કરવાજ આવી ગોઠવણી કરી છે. ઉપોદ્ઘાતમાં–ગોલોકને મધ્યે જે અક્ષરધામ તેને વિષે લક્ષ્મી રાધા' આવું વાક્ય છે. આની ઉપર સુધાસિંધુમાં–'गोलोकेऽक्षरधामनि' (શ્લો. ૧૫૧) આવું વાક્ય છે. એનો અર્થ ટીકામાં 'गोलोके वर्तमाने अक्षरधामनि' (ગોલોકમાં વર્તતા અક્ષરધામમાં રાધાલક્ષ્મી સાથે દર્શન દેતા હવા) એમ કર્યો છે. અહીં તો મધ્ય શબ્દ પણ નહિ લેતાં 'વર્તમાન' એવો શબ્દ લીધો છે. એનો અર્થ 'અંદર વર્તતુ' એવો સ્પષ્ટ થાય છે. વરતાલ ૧૮ માં–'માયાના તમથકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ છે' આવું વાક્ય છે, આની ઉપર સુધાસિંધુમાં – 'परोक्षं ब्रह्मधामस्थं गोलोके' (શ્લો. ૧૫) આવું વાક્ય છે. એનો અર્થ ટીકામાં 'परोक्षरूपं तु गोलोके तत्रापि ब्रह्मधामस्थं' (અર્થ–પરોક્ષરૂપ તો ગોલોકમાં તેમાં પણ બ્રહ્મધામમાં રહેલું જાણવું) આ પ્રકારે કર્યો છે. અહીં

તો મધ્ય શબ્દ નહિ વાપરતાં तत्रापि એવો શબ્દ વાપર્યો છે. આનો અર્થ પણ 'ગોલોકની અંદર વર્તતું' એવો વિશદ થાય છે. વળી ઉપોદ્ઘાતના મંગલ શ્લો. ૨ માં 'गोलोकब्रह्मधाम्नः' આવું એક પદ છે. આનું ટીકામાં 'गोलोकमध्यवर्त्यक्षरपदात्' (અર્થ–ગોલોકની અંદર વર્તતા અક્ષરધામથકી આવ્યા) આવું વ્યાખ્યાન કર્યું છે. આનો અર્થ પણ 'અંદર વર્તતા' એવોજ થાય છે, વળી પ્રથમ પ્ર. તરંગ ૧ શ્લો. ૧૪ માં 'परं पदम्' આવું વાકય છે. આનો અર્થ ટીકામાં– 'पदं–गोलोकान्तर्वर्ति अक्षरधाम' (અર્થ–ગોલોકની અંદર વર્તતા એવા અક્ષરધામને પામે છે) આ પ્રકારે કર્યો છે, અહીં તો 'अन्तर्वर्ति'–અંદર વર્તવું એવો સૂર્યદેવ જેવો ઉઘાડોજ શબ્દ છે. આથી મધ્ય શબ્દાર્થની સ્પષ્ટતા થઈ. શ્લો. ૧૫ માં 'गोलोकधाम' આવું વાકય છે એનો અર્થ ટીકામાં 'गोलोकमध्यवर्त्यक्षरपदम्' (ગોલોકના મધ્યમાં વર્તતા અક્ષરપદને પામે છે) આ પ્રમાણે ઉપરના અર્થને મળતો છે. વચનામૃત પ્ર. ૭ માં–'પોતાના ગોલોકધામને વિષે જે બ્રહ્મજ્યોતિ તેને વિષે રહ્યા છે' આવું વાકય છે. આની ઉપર સુધાસિંધુમાં 'लालाविहरणं राधादिभिः परमधामनि' (શ્લો. ૧૫) આવું વાકય છે. આની ટીકામાં 'परमधामनि–अक्षरब्रह्माख्ये स्वस्थाने' એવો અર્થ કર્યો છે. મૂળ વચનામૃત, સુધાસિંધુ અને તેની ટીકાની એકાર્થતા કરતાં 'ગોલોકની અંદર વર્તતા અક્ષરધામમાં' એવો અર્થ નક્કી થાય છે. મૂળમાં તો મધ્ય શબ્દ પણ નહિ લેતાં 'ગોલોક ધામને વિષે જે બ્રહ્મજ્યોતિ (અક્ષરધામ) તેને વિષે' એમ 'વિષે' શબ્દ લીધો છે. આ ઉપરથી તો 'અંદર વર્તતુ'' આ અર્થની અતિસ્ફુટતા થાય છે. આ રીતે વચનામૃતમાં તથા સટીક સુધાસિંધુમાં ઘણાં વાકયો છે. બધાયનો અનુસ્યૂત એકજ અર્થ ઉપર કહ્યો એજ છે.

સ. પ્ર. ૩ અ. ૪૧ કે જે આખો ધામના નિરૂપણ પર છે તેમાં પ્રથમ અષ્ટાવરણથકી પાર ગોલોકને વર્ણવીને 'तन्मध्येऽस्ति महत्तेजः' ( શ્લો. ૨૯ ) આ શ્લોકથી ગોલોકની અંદર વર્તતા મહાતેજોમય અક્ષરધામનું વર્ણન કર્યું છે. આની શુકાનંદમુનિકૃત હેતુટીકામાં 'तन्मध्येतद्धाममध्यप्रदेशे' ( ગોલોક ધામના મધ્ય પ્રદેશમાં અક્ષરધામ વર્તે છે ) આવું મધ્ય શબ્દનું મધ્યપ્રદેશપર્યંત વ્યાખ્યાન કર્યું છે. આથી ઉપરનો અર્થ અતિ-સ્પષ્ટ થાય છે. વળી સ. પ્ર. ૧ અ. ૨૨ શ્લો. ૨૬ માં 'गोलोक एवाक्षर धाम्नि दिव्ये' આવું વકય છે. આની ટીકામાં–'गोलोकेगोलोकान्तर्वर्तमाने दिव्ये अक्षरधाम्नि' ( ગોલોક એટલે ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષર-ધામમાં ) આવું વ્યાખ્યાન કર્યું છે. અહીં તો મધ્ય શબ્દ નહિ લેતાં 'अन्तर्वर्तमान'–અંદર વર્તતું એવોજ શબ્દ સ્પષ્ટાર્થવાળો લીધો છે. આથી તો અર્થાંતરની ભ્રમણાનો અંતજ આવી જાય છે. વળી પ્ર. ૧ અ. ૩૬ શ્લો. ૪૮ 'गोलोके सोऽक्षरे धाम्नि' આ મૂળ શ્લોકની ટીકા–'गोलोके धाम्नि–तदन्तर्वर्तिन्यक्षरब्रह्माख्ये धाम्नि' આ રીતે કરી છે. અહીં પણ 'अन्तर्वर्तिनि' એવો શબ્દ લઈને ગોલોકની અંદર વર્તતું અક્ષર બ્રહ્મધામ' એવો અર્થ કરવામાં આવ્યો છે. અહીં તો 'કોઈ સ્થળે ગોલોક અને અક્ષરધામ' એમ બે ધામ જુદાં કહેવામાં આવ્યાં હોય તેની પણ સુંદર સંગતિ સૂચવી છે. વળી પ્ર. ૧ અ. ૫૯ શ્લો. ૯૨ માં તો 'गोलोक संस्थाक्षर दिव्यधामनि' ( ગોલોકની અંદર રહેલું જે દિવ્ય અક્ષરધામ તેમાં ) આવું સ્પષ્ટાર્થવાળું મૂળ વાકયજ છે. ગોલોક અને અક્ષર વચ્ચે 'संस्थ' શબ્દ મુકયો છે. એનો અર્થ 'અંદર રહેલુ' એવોજ થાય. આથી બીજા ભ્રમ પણ આવી શકે નહિ. 'अन्तर्वर्तमान' અને 'संस्थ' આ બન્ને શબ્દનો એકજ મળતો થાય. ઉપરના અર્થના નિર્ણય માટે હવે કોઈપણ પ્રમાણની જરૂરજ રહેતી નથી. વળી પ્ર. ૨ અ. ૧૮ શ્લો. ૧૬માં 'नमो दिव्य-गोलोकधाम्नि प्रकाशे' આવું વાક છે. આની ટીકામાં–'दिव्य चन्द्रोलोकधाम तस्मिन् वर्तमाने प्रकाशे प्रकाशमये-ऽक्षरधाम्नि' ( અર્થ–દિવ્ય જે ગોલોકધામ તેમાં વર્તતું જે પ્રકાશમય અક્ષરધામ તેમાં ) આવું વ્યાખ્યાન કર્યું છે. એમ અહીં મધ્ય શબ્દ નહિ મુકતાં 'वर्तमान' તેને વિષે વર્તતુ' એવો સ્પષ્ટાર્થવાળો શેષ શબ્દ મુકયો છે. વળી શ્લો. ૩૦માં 'गोलोकं तत्र च ब्रह्मतेजसि' આવું મૂળ વાકય છે આની ટીકામાં 'तत्र गोलोके स्थिते ब्रह्मतेजसि–अक्षरधाम्नि' ( ગોલોકમાં રહેલું અક્ષરધામ ) આવું વ્યાખ્યાન કર્યું છે. અહાંયા ગોલોક અને અક્ષર ધામ વચ્ચે મધ્ય શબ્દ નહિ લેતાં 'स्थिते' એવો શેષ શબ્દ લીધો છે. આ ઉપરથી ઉપરનો અર્થ અસંશય નક્કી થાય છે. સ્થિત શબ્દનો બીજો અર્થ થઇ શકેજ નહિ. 'ગોલોકને વિષે રહેલુ'' એવોજ અર્થજ અર્થ થાય.

પ્ર. ૨ અ. ૨૪ શ્લો. ૫૦ ની ટીકામાં 'गोलोकमध्यस्थ अक्षरधाम' આવું વાકય છે. આનો અર્થ પણ ઉપર મુજબનો સ્પષ્ટ છે. મધ્ય શબ્દની સાથે 'स्थ' શબ્દ વાપર્યો છે એનો અર્થ 'મધ્યમાં રહેલુ'' એવોજ થાય સ. પ્ર. ૪ અ. ૨૫ શ્લો. ૮૨ 'अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णः पुरुषोत्तमः। तेजोमण्डलमध्यस्थो गोलोके यः स एव हि ॥' ( ગોલોકમાં અક્ષર નામના તેજોમંડળના મધ્યમાં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ આપણા ઈષ્ટદેવ વિરાજે છે ) અહીં પણ ઉપર પ્રમાણેજ અંદર વર્તતું એવો અર્થ કર્યો છે. આ રીતે સત્સંગિજીવનમાં અનેક વચનો ઉક્ત અર્થને વ્યક્ત કહેનારાં છે. વાસુદેવમહાત્મ્યના અ. ૧૬–૧૭ માં ઉપર પ્રમાણેજ વર્ણન છે. 'ભક્તચિંતામણિ પ્ર, ૧૫૯ માં ઉપર પ્રમાણેજ વિસ્તૃત વર્ણન છે' પુરૂષોત્તમપ્રકાશમાં પ્રકાર ૧ ચોપાઈ ૧૦ માં 'श्रीगोलाकधाम मोझार रे, अक्षरधाम छे हरिनुं सार रे' આવા શબ્દો છે. 'મોઝાર' આ ભાષા શબ્દનો 'અંદર વર્તવું' એવોજ અર્થ થાય. બીજો અર્થ થઈ શકેજ નહિ એવો આ સ્પષ્ટાર્થવાળો શબ્દ છે. ભાગવતની સાંપ્રદાયિક ભક્ત રજની ટીકામાં સ્કંધ ૧૧ અ. ૩૧ શ્લો. ૫ 'धामाविशत्स्वकम्' આ મૂળ પદનું વ્યાખ્યાન 'गोलोकान्तर्वर्ति स्वीयमक्षरंधाम' ( ગોલોકની અંદર વર્તતા પોતાના અક્ષરધામમાં શ્રીકૃષ્ણ પ્રવેશ કરી ગયા ) આવું કર્યું છે. અહીં 'अन्तर्वर्ति' એવોજ શબ્દ સ્પુસ્ટાર્થવાળો લીધો છે.

ઉપર પ્રમાણે મધ્ય શબ્દનો તાત્વિક અર્થ 'અંદર વર્તતુ' એવોજ નિશ્ચિત થાય છે. અહીં 'અમુકની અપેક્ષાએ અમુક અધિક કે મોટું છે' એવું નિર્ધારણ કરવામાં આવ્યું નથી. આ બાબતની વધારે ચોકસાઈ મજબુતાઇ કરવા પણ સંપ્રદાયિ જનો ચુકયા નથી. જુઓ સ. પ્ર. ૪ અ. ૬૭ શ્લો. ૩૯ માં 'गोलोकं धाम यान्ति हि' આવું પદ છે, એનો અર્થ કરતાં શુકાનંદટીકામાં 'तास्थ्यात्ताच्छब्द्यम्' इति न्यायात् गोलोकमध्या-वस्थितत्वेन गोलोकशब्दामिहितं धामअक्षरपदम्' આવાં વાકયો લખ્યાં છે. અર્થ એવો છે કે "તેની અંદર રહેલું હોવાથી તે શબ્દથી તેને કહી શકાય" આવો ન્યાય છે માટે ગોલોકના મધ્યમાં રહેલું હોવાથી ગોલોક શબ્દથી કહેલું જે ધામ–અક્ષરપદ તેને પામે છે. અર્થાત્ અક્ષરધામ ગોલોકની અંદર રહેલું હોવાથી તેને ગોલોક શબ્દથી પણ કહી શકાય. આ ન્યાય ઉપરથીજ નિર્ણય આપી દીધો કે અક્ષરધામ ગોલોકની અંદર વર્તે છે. જો મધ્ય શબ્દનો નિર્ધારણરૂપ અર્થ હોય તો આ ન્યાય કોઇ રીતે ઘટી શકે નહિ અને સંગતિ પણ થાય નહિ. માટે ઉપર જે અર્થ કર્યો એજ શાસ્ત્રીય ગ્રાહ્ય માન્ય છે. આમાં હવે લેશ પણ શંકાને સ્થાન રહ્યું નહિ. આ ન્યાય હરિદગવિજયની ટીકામાં પણ લીધો છે. એમ આ એક સાંપ્રદાયિક નિર્ણય સર્વેએ સમઝી લેવો. આ રીતે સંપ્રદાયનાં શાસ્ત્રોમાં અનુસ્યૂત ગોલોકની અંદર વર્તતા અક્ષરધામનું વર્ણન છે. આવો અર્થ કરવાથીજ સર્વની એકાર્થતા અશંક થાય.

આ રીતે ઉપાસ્ય ઈષ્ટદેવ પરંબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણપુરૂષોત્તમનું ગોલોકની અંદર વર્તતુ અક્ષરધામ નિવાસસ્થાન છે એવો શાસ્ત્રીય શ્રીજીઅભિમત નિર્ણય છે તેને પણ પોતાનો જુદો વાડો વાળવાના ઈરાદાથી નહિ ગણીને, ગોલોકને અને અક્ષરને જાણે કશો સંબન્ધજ ન હોય અને અત્યંત વિરોધ હોય એમ તેજ-સ્તિમિર જેટલું અંતર પાડવાની ઉઘાડી વિમુખતા કરી છે. સંપ્રદાયનાં શાસ્ત્રોમાં 'ગોલોકને મધ્યે અક્ષરધામ છે' આવાં વાકયો આવે છે તેનો ઉટાંગ અર્થ પ્ર. ૫ ની પ્ર. ૨ વાત ૨૩ માં આ પ્રમાણે ગોઠવી કાઢયો છે. 'એક હરિજને પ્રશ્ન પુછ્યું જે **'ગોલોકને મધ્યે જે અક્ષરધામ છે'** એમ સંપ્રદાયના ગ્રંથમાં લખ્યું છે તે કેમ સમઝવું ? એ પ્રશ્ન છે. પછી સ્વામી બોલ્યા જે જેવી જેની સમઝણ હોય ત્યાં તેણે અક્ષરધામ માન્યું હોય. તેમાં કેટલાકે તો બદરીકાશ્રમને અક્ષરધામ માન્યું હોય, કેટલાકે તો શ્વેતદ્વીપને અક્ષરધામ માન્યું હોય, કેટલાકે તો વૈકુંઠલોકને અક્ષરધામ માન્યું હોય, ને કેટલાકે તો ગોલોકને અક્ષરધામ માન્યું હોય પણ જેને મહારાજનો મહિમા જણાય છે તેને જેમ છે તેમ અક્ષરધામ સમઝાય છે. તે ઉપર પ્રથમનું ૬૩ નું વચનામૃત વંચાવીને કહ્યું જે જુઓને મહારાજ લખી ગયા છે જે 'જેમ ઝીણાં મચ્છર હોય તેને મધ્યે કીડી હોય તે મોટી દેખાય ને કીડી મધ્યે વીંછી હોય તે મોટો દેખાય...પાડાને મધ્યે હાથી હોય તે મોટો દેખાય ને હાથીને મધ્યે ગિરનાર જેવો પર્વત હોય તે મોટો દેખાય ને તે પર્વતને મધ્યે મેરૂ પર્વત મોટો દેખાય ને તે

મેરૂ જેવા પર્વતને મધ્યે લોકાલોક પર્વત તે અતિશે મોટા જણાય છે તેમ ગોલોકને મધ્યે અક્ષરધામ છે એમ સમઝવું, પણ કાંઈક એક હાથીમાં ગિરનાર પર્વત આવી ગયો એમ નથી અને બીજા અનંત પર્વતને મુકીને ગિરનાર પર્વતને ગણ્યો છે ને બીજા અનંત પર્વતને મુકીને મેરૂ પર્વતને ગણ્યો છે ને બીજા અનંત પર્વતને મુકીને લોકાલોક પર્વતને ગણ્યો છે તેમ અનંત ધામને મુકીને અક્ષરધામને કહ્યું છે પણ કાંઈ ગોલોકમાં અક્ષરધામ આવી ગયું એમ નથી અને બીજા ધામની તો અવધિ કહી છે પણ અક્ષરધામની તો અવધિ કહી નથી એ સિદ્ધાંત વાત છે" વિગેરે.

પ્રથમ તો સ્પષ્ટ અર્થનો પ્રશ્ન કરનાર નામ ઠામવાળો નહિ મળવાથી 'એક હરિજને પુછ્યું' એમ પોતેજ અવળો અર્થ ખાસ કરવાજ પ્રશ્નકર્તા થયા જણાય છે. આ કપટકારીગરી પહેલી કરી છે. અહીંયાં કંઈ જુદી જુદી વ્યક્તિઓની જુદી જુદી સમઝણનો પ્રસંગજ નથી, મહારાજના મહિમાવાળા સર્વ કોઈ ગોલોકાન્તર્વર્તિ અક્ષરધામ સમજે છે. કોઈપણ બદરીકાશ્રમ શ્વેતદ્વીપાદિકને માયાપાર અક્ષરધામ સમજતા નથી. તથાપિ 'કેટલાક અક્ષરધામ માન્યું હોય" ઈત્યાદિ ખોટો અપવાદ અપસિદ્ધાંતનો સર્વને આપીને હલકાઈ કરીને પોતાની સાવ અવળી સમઝણુની સરસાઈ કરવા ગયા છે. પ્રશ્ન કાંઈક છે અને ઉત્તર કાંઈક છે.

વચનામૃતાદિ ગ્રંથોમાં જે જે સ્થળે 'ગોલોકના મધ્યને વિષે અક્ષરધામ છે' એવા શબ્દોથી વર્ણન કરાય છે ત્યાં કોઇપણ સ્થળે 'પાડાને મધ્યે હાથી મોટો, હાથીને મધ્યે ગિરનાર પર્વત મોટો, ગિરનારને મધ્યે મેરૂ મોટો' ઈત્યાદિ દૃષ્ટાંતો આપીને ગોલોકની અપેક્ષાએ અક્ષરધામ મોટું છે કે જુદુ છે કે ઉપર છે ઈત્યાદિ કહેવામાં આવ્યું નથી. તેમજ જે ૬૩ વચનામૃતમાંથી દૃષ્ટાંતો લીધાં છે તેમાં 'ગોલોકના મધ્યને વિષે અક્ષરધામ છે એવા શબ્દો લઈને અક્ષરધામની મોટાઈ કહીજ નથી. 'જેમ પાડાને મધ્યે હાથી મોટો એમ ગોલોકને મધ્યે અક્ષરધામ મોટું' એવો શબ્દજ નથી. જેમ ઊંટ પાડો ને આખલાનો મેળ બેસે નહિ તેમ ઉપરના ઉટાંગ અર્થનો મેળ બેસતો નહિ હોવાથી તદ્દન ખોટો મનસ્વી બંડીયો ઠરે છે. ૬૩ વચનામૃતમાં તો **'પ્રથમ તો એને ભગવાનની મોટપ્ય જાણી જોઇએ'** એવો આરંભ કરીને સર્વની અપેક્ષાએ પરમાત્માની અનેક પ્રકારે મોટપ્ય વર્ણવાનો મુખ્ય ઉદ્દેશ છે. તેમાં 'પૃથ્વીથકી જળ મોટું છે અને તે પૃથ્વીનું કારણ છે અને તેથકી સૂક્ષ્મ પણ છે" આ પ્રકારે પૃથ્વીથી આરંભીને ઉપર ઉપર અક્ષરપર્યંત કારણભાવ અને સૂક્ષ્મભાવથી મોટપ્ય કહીને છેવટે સર્વપર શ્રીકૃષ્ણ પરમાત્માની કારણભાવથી અને સૂક્ષ્મભાવથી મોટપ્ય કહી છે. તેમાં 'જેમ ઝીણો મચ્છર હોય તેને મધ્યે કીડી હોય તે મોટી દેખાય' એમ મચ્છરથી આરંભીને લોકાલોક પર્વત સુધીનાં દૃષ્ટાંતો આપ્યાં છે. આમાં જેમ 'અમુકને મધ્યે અમુક મોટું છે' એવા શબ્દો છે તેમ 'ગોલોકને મધ્યે અક્ષરધામ મોટું છે' એવો મૂળમાં શબ્દજ નથી. 'ગોલોકના મધ્યને વિષે અક્ષરધામ છે' આ વાક્યો જે વચનામૃતાદિક સ્થળે હોય તેનો ઉત્તર ત્યાંથીજ નહિ આપતાં જેનો કશો સંબન્ધજ નથી એવા ૬૩ ના વચનામૃતથી ઉટાંગ ઉત્તર આપ્યો તે અસંભવિત અયોગ્ય અનન્વિત છે. જો એવો અર્થ હોય તો ઉપરનો બધો શાસ્ત્રીય પ્રામાણિક અર્થ નિરર્થક થઈ જાય. ઉપરનો શાસ્ત્રીય અર્થ એ ચોપડી ભણેલા બાળકને પણ સમઝાય એવા અતિ સુગમ છે.

અંદર કહેવાથી અવધિ આવી જતો નથી. જો આવે તો પરમાત્માનો પણ આવી જાય. જ્યાં જ્યાં દિવ્યમૂર્તિ પરમાત્માનું વર્ણન આવે છે ત્યાં પ્રથમ અષ્ટ આવરણથકી પર ઊર્ધ્વ ગોલોકધામને કહીને તેની અંદર તેજોમય અક્ષરધામ નિરવધિ કહીને તેની અંદર સુંદર ભવન કહીને તેની અંદર સિંહાસન કહીને તેમાં નરાકૃતિ ભગવાનને વિરાજમાન વર્ણવે છે. એટલે સર્વની અપેક્ષાએ પરમાત્માનો અવધિ અધિક આવે. એમ છતાં પણ પરમાત્માની નિરવધિતા કહેવાય છે એમ ગોલોકની અંદર વર્તતા અક્ષરધામની નિરવધિતા પ્રકારાંતરથી કહી શકાય છે. ધામને પ્રથમજ પ્રકૃતિમંડળથકી પર કહેવામાં આવે છે વળી લાખમણના લોખંડના ગોળાના દૃષ્ટાંતથી બહુ દૂર કહેવામાં આવે છે, એટલે એની અવધિ તો જે કોઇ પ્રકારે આવીજ. જ્યાં

અક્ષરધામનું વર્ણન છે ત્યાં ગોલોકની અંદર છે એમ કહે છે અને નિરવાધ છે એમ પણ સાથે કહે છે. જુઓ વાસુદેવમાહાત્મ્યનો આ. શ્લો. ૨ તથા સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૩૦.

જેમ પાડો અને હાથી બન્ને તદ્દન જુદીજ જાતિ વ્યકિતઓ છે તેમ ગોલોક અને અક્ષર બન્ને તદ્દન જુદીજ જાતિ વ્યકિતઓ હોય તો બન્નેનું આખું જુદુ વર્ણન જોઈએ. એટલે જેમ સ. પ્ર. ૩ અ. ૪૧ માં તથા ભકતચિંતામણિ પ્ર. ૧૫૯ માં વર્ણન છે તેવું દિવ્ય ભોગ્ય ભોગોપકરણ, ભોગસ્થાન, ભોકતા અને રહેનારા પરમાત્મા વિગેરે સર્વ પ્રકારથી જુદુ વર્ણન જોઈએ. એવું આત્યંતિક જુદુ વર્ણન તો કુત્રાપિ જોવા વાંચવામાં આવતું નથી. માયાના તમથકી પર ગોલોક અને તેની અંદર તેજોમય અક્ષરધામ અને તેની અંદર મંદિર અને તેની અંદર સિંહાસન અને તેમાં વિરાજમાન પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ અને તેમની સાથે રાધાલક્ષ્મી પત્નીઓ અને નંદ સુનંદ સુદામા ગરૂડ વિગેરે પાર્ષદો છે એમજ સહ સંબન્ધ ધરાવતું સળંગ મળતું એકજ પ્રકારનું વર્ણન આવે છે.

જો કે સંપ્રદાયનાં શાસ્ત્રોનું અનુસંધાન લઈએ તો મધ્ય શબ્દનો અર્થ થતો નથી તથાપિ એક તરફે એવો અર્થ ક્ષણભર માની લઈએ તો પણ તેનાથી બંડીયાઓને કશો પણ લાભ નથી. કારણકે ગ્રંથોમાં ગોલોક પછી જે અક્ષરધામનું સુંદર વર્ણન આવે છે તેમાં તો દિવ્ય રાધા લક્ષ્મી પત્નીઓનું પ્રાધાન્ય, નંદ સુનંદ શ્રીદામ ગરૂડાદિ પાર્ષદોનું પ્રાધાન્ય અને તે સર્વના સ્વામી વંશીવાદનરસિક પરંબ્રહ્મ અક્ષરાધિપતિ શ્રીકૃષ્ણનું પ્રાધાન્ય વર્ણવીને, એજ શ્રીકૃષ્ણ ભગવાન સ્વામિનારાયણરૂપે ફરીથી અવતર્યા છે અને એજ અક્ષરધામ એમનું છે અને એજ એમના આશ્રિતોને અંતે મળવાનું છે ઈત્યાદિ અત્યંત એકમેક વર્ણન આવે છે. આથી ગુણાતીતાનંદ મૂળ અક્ષરવાદી વિમુખોને અભિમત અર્થની સિદ્ધિ લેશથી પણ થતી નથી, કેમકે એમને તો ઉપરનું કશુંય શાસ્ત્રીય જોઈતું નથી. ગુણાતીતાનંદ મૂળ અક્ષર અને તેમના ડાબા જમણા હાથ જાગો પ્રાગો ભકત અને તેમની સેવામાં શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસ વિગેરે બધુ બંડીયું શાસ્ત્રાતીત જોઈએ છીએ.

હવે જો સંપ્રદાયનાં સર્વ શાસ્ત્રોમાં વર્ણવેલા ગોલોક મધ્યેના અક્ષરધામને સર્વાંશે પડી મુકીને જુદુ નવુંજ બીજુ શાસ્ત્રાતીત અક્ષરધામ માનવામાં આવે ત્યારે તો મધ્યે શબ્દનો અર્થાંતર કરવાની બીલકુલ જરૂર નથી. કેમકે એમને તો શાસ્ત્રોકત ગોલોક મધ્યેનું અક્ષરધામ અનુપયોગી હેય ઠરાવીને બીજુ ઉપયોગી શાસ્ત્રાતીત બંડીયું ઠરાવાનુંજ ઠર્યું. જ્યારે શાસ્ત્રાધારની કશી જરૂર રહી નહિ ત્યારે શાસ્ત્રના મધ્ય શબ્દનો બીજો અવળો અર્થ કરવાની પણ જરૂર શી ? નાસ્તિકોની પેઠે રાખવું જોઈએ. આ તો એક તરફથી ઉપરથી શાસ્ત્રોનો સંબન્ધ રાખવો છે અને બીજી તરફથી શાસ્ત્રોના તદ્દન અવળા અર્થો કરીને શાસ્ત્રીય વસ્તુ અંતરથી તદ્દન નહિ સ્વીકારવાની નાસ્તિકો કરતાં પણ નબળી નવીન કુટિલ પ્રવૃત્તિ કરવી છે. એજ અત્યંત અપશોષની વાત છે. શાસ્ત્રમાં વર્ણવેલા ગોલોક મધ્યેના અક્ષરધામથકી જુદુ બીજુ નવીન ધામ બંડીયુ ગોઠવવાની વિમુખ કૂટ કારીગરી ગુ. સ્વામીની વાતોમાં કરવામાં આવી છે તે આગળ ઉપર જણાવવામાં આવશે. જ્યારે શાસ્ત્રમાં શ્રીજીએ વર્ણવેલું ગોલોક મધ્યેનું અક્ષરધામ પણ બંડીયાથી સહન થયું નહિ તો શ્રીજીએ એકલું વર્ણવેલું ગોલોકધામ તો સહન થાયજ કેમ ? શ્રીજીએ તો શ્રીમુખે શિક્ષાપત્રીમાં 'મારૂ' ઈપ્સિતધામ ગોલોક છે' એમ કહ્યું છે. વચનામૃતમાં 'અમો ગોલોકમાં ગયા' એમ કહ્યું છે. સત્સંગિજીવનમાં "ધર્મામૃતને યથાસ્થિત પાળનારાઓ ગોલોકને પામે છે' સર્વમંત્રહસ્તોત્રમાં 'ભગવાનનાં હજાર નામનો પાઠ કરનારાઓ ગોલોક ધામને પામે છે' ભકતચિંતામણીમાં 'અંતર્ધાન પામીને પોતે ગોલોકમાં ગયા' હરિલીલામૃતમાં 'ગોલોક અને અક્ષર પર્યાયવાચી શબ્દો છે' એ રીતે સાંપ્રદાયિક ગ્રંથોમાં બહુ સ્થળે આવા શબ્દો છે. આ ચર્ચા પણ આગળ ઉપર કરવામાં આવશે. અહિં તો મધ્ય શબ્દનો અર્થ શાસ્ત્રાધારે નક્કી કરવાનો છે. આ રીતે મધ્ય શબ્દનો અવળો અર્થ કરવામાં અનેક આક્ષેપો અને વિક્ષેપો આવતા હોવાથી પ્રથમ જે શાસ્ત્રના અનુસંધાનથી અર્થ કરવામાં આવ્યો છે એજ સપ્રમાણ સયુક્તિ હોવાથી સંપ્રદાયિ જનોએ સ્વીકારવો જોઈએ. જુદા તડવાડાવાળા

બંડીયા બીજો કરે તે તેમની જુદી નાત જાત ભાતને સારૂ શોભિતુ છે. કહેવાનો મુદ્દો એટલોજ છે કે બંડીયાએ કરેલા અર્થનો ઉદ્ધવ સંપ્રદાય સાથે કશો સંબન્ધ નથી અને એ સિદ્ધાંત નહિ પણ અપસિદ્ધાંત કે સિદ્ધાંતાંતર છે. ગતાનુગતિ ન્યાયે બીજા કેટલાક પણ પોતાની વાતો વિગેરેમાં અવળો અર્થ કરવાની અવળાઈ કરી જોવામાં આવે છે તેમજ તેમના સંગમાં આવેલા બીજા પણ કેટલાક તેવું વિના વિચારે લવવા મંડયા છે તેમણે પણ ઉપરનો શાસ્ત્રીય નિર્ણય સમઝીને શાસ્ત્રીય નિર્વિઘ્ન સ્થાનમાં આવી જવું જોઈએ. વિશેષ આગળ ઉપર.

---

ઉપર પ્રમાણે **મધ્ય** શબ્દનો શાસ્ત્રાનુસારી અર્થ કરીને બીજાએ કરેલા ખોટા અર્થાંતરનું ખંડન કર્યું. હવે પરમાત્માના નિવાસસ્થાન તરીકે કોઈ સ્થળે ગોલોકને કહે છે તો કોઈ સ્થળે અક્ષરને કહે છે તો કોઇ સ્થળે ગોલોક મધ્યે અક્ષરને કહે છે તો કોઈ સ્થળે બ્રહ્મપુર વૈકુંઠ પરમ પદ આદિક શબ્દથી પણ કહે છે તેની શાસ્ત્રાધારે સારી સંગતિ કરીને બીજાએ કરેલી દિવારાત્રી જેટલી અવળી ગોઠવણીનું ખંડન કરવામાં આવશે.

સંપ્રદાયનાં માન્ય શાસ્ત્રોમાં ઘણે સ્થળે દિવ્યાકાર પરમાત્મા શ્રીહરિના નિવાસસ્થાનને અને આશ્રિત મુકતોને પામવા સ્થાનને **ગોલોક** શબ્દથી કહે છે. **શિક્ષાપત્રી** શ્લો. ૧૨૧ "गोलोको धाम चेप्सितम् । तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम्" (ગોલોક નામનું જે ધામ છે તે અમને ઈપ્સિત છે અને તે ગોલોકમાં બ્રહ્મરૂપ થતાં જે શ્રીકૃષ્ણની સેવા મળે તે મુકિત અમને ઈપ્સિત છે) આથી પરમાત્મા શ્રીહરિનું નિવાસસ્થાન અને આશ્રિત મુકતોને પામવાનું સ્થાન **ગોલોક** નામથી કહ્યું. **સત્સંગિજીવન** પ્ર. ૩ અ ૧ શ્લો. ૨ 'विहाय दिव्यं प्रतिपद्य देहं तद्धाम गोलोकमवाप भूप' (શ્રીહરિના એકાંતિક ભકત અભય રાજા ભૌતિક દેહનો ત્યાગ કરતાં દિવ્ય દેહને પામીને તેમના **ગોલોક** ધામને પામ્યા) સ. પ્ર ૩ અ, ૨૨ શ્લો. ૫૦ "भक्ता एते तु देहान्ते धाम गोलोकमुत्तमम् । लभन्ते राजते यत्र श्रीराधाकृष्ण ईश्वरः ॥" (એકાંતિક, ભકત, સંત, ભાગવત ઈત્યાદિ સંજ્ઞાથી કહેવાતા તે આ **સત્સંગિઓ** દેહને અંતે **ઉત્તમ ગોલોક** ધામને પામે છે. જે ધામમાં પરમેશ્વર શ્રીરાધાકૃષ્ણ વિરાજે છે) સ. પ્ર. ૩ અ. ૨૬ શ્લો. ૭૭ 'देहान्ते परमं धाम गोलोकं लभते प्रभोः' (ધર્મસિદ્ધિને પામેલો પુરૂષ દેહને અંતે મહાપ્રભુના **પરમ ગોલોક** નામના ધામને પામે છે) સ. પ્ર. ૪ અ. અ. ૫૨ શ્લો. ૨૫-૨૬ 'देहान्ते परमं धाम विष्णोर्गोलोकसंज्ञितम् । प्रयान्ति दिव्यदेहास्ते विमानैरर्कभास्वरैः ॥ तत्र श्रीदामनन्दाद्यैः पार्षदैः सेवितं च ते । प्राप्य श्रीराधाकाकृष्णं लभन्ते स्वेप्सितं सुखम् ॥" (આચાર્યદીક્ષિત એકાંતિક ભકતો દેહને અંતે સૂર્યસદૃશ પ્રકાશમાન વિમાનમાં બેસીને ગોલોક **નામના** પરમ વિષ્ણુધામને પામિને દિવ્ય દેહને પામે છે. તેઓ તે ધામમાં શ્રીદામ નંદ આદિ મુકત પાર્ષદોએ રાજોપચારવડે સેવા કરાતા શ્રીરાધાકૃષ્ણને પામતાં **ઈપ્સિત સુખને** પામે છે) સ પ્ર. ૪ અ. ૬૭ શ્લો. ૩૯ 'एकान्तिनो वैष्णवा ये ते त्यक्त्वा भौतिकानिह । देहान् लब्ध्वा दिव्यतनूर्गोलोकं धाम यान्ति हि ॥" (ધર્મામૃતમાં કહેલા ધર્મોમાં નિષ્ઠાવાળા જે એકાંતિક વૈષ્ણવો છે તેઓ અહીં ભૌતિક દેહોને ત્યાગ કરીને દિવ્યતનુને પામીને **ગોલોક ધામને** પામે છે) સ. પ્ર. ૪ અ. ૪૦ શ્લો ૩૯ 'एतयोश्च तद्वंश्यानां करिष्यन्ति य आश्रयम् । तान् कृष्णो भगवान् धाम देहान्ते नेष्यति स्वकम् ॥' (જે મારા ભકતજનો આ બન્ને આચાર્યો અને તેમના વંશમાં થનારા આચાર્યોનો આશ્રય કરશે તેમને ભગવાન શ્રીકૃષ્ણ દેહને અંતે પોતાના **ગોલોક** ધામ પ્રત્યે તેડી જશે. ટીકામાં **ધામ** શબ્દથી ગોલોક લીધું છે) પ્ર ૨ અ. ૨૮ શ્લો. ૧૧ 'स्वभक्तगोलोकनय' (પોતાના ભકતોને **ગોલોક** ધામ પ્રત્યે તેડી જનારા. શ્રીહરિની સ્તુતિ કરતાં તેમને આવું વિશેષણ અપાયું છે) સ પ્ર. ૩ અ. ૩૦ શ્લો ૪૮ ते यान्ति धाम परमं परमात्मनो वै गोलोकसंज्ञममलं' (જે જનો ઉદ્ધવ સંપ્રદાયમાં રહીને નામમંત્રને યથાવિધિ જપે છે તેઓ કમલાપતિ પરમાત્માના **નિર્મળ ગોલોક નામના પરમ** ધામને પામે છે) પ્ર. ૪ અ. ૫૩ શ્લો. ૮૫ 'स्वधर्मसंस्थिता नित्यं देहान्ते त्वं तु सन्मते ! राधिकेव सुखं स्वेष्टं गोलोके प्राप्स्यसि ध्रुवम् ॥

(હે સન્મતે! આ રીતે તું સ્વધર્મમાં રહેવા પૂર્વક ભગવદ્‌ભક્તિને કરતાં દેહને અંતે **ગોલોકને** પામીને રાધિકાજીની પેઠે **નિત્ય ઇપ્સિત સુખને** પામીશ. આ આત્મનિવેદિની સ્ત્રીભક્તા પ્રત્યે ગુરૂપત્નીનું આશિર્વચન છે) પ્ર. ૫ અ ૧૯ શ્લો. ૯૪ 'अन्ते च गोलोकपदं द्विजेन्द्र ! ॥' (હે દ્વિજેન્દ્ર! આ સદાચાર વિધિને જે પુરૂષ શ્રદ્ધા ભક્તિ સહિત પાળે તે આ લોકમાં કીર્તિને પામીને દેહને અંતે **ગોલોક** પદને પામે છે) સ. પ્ર. ૫ અ. ૩૨ શ્લો. ૩૭ द्वितीयस्य फलं ज्ञेयं गोलोकप्राप्तिरुत्तमम्' (બીજા ભક્તિસહિત પતિવ્રતા ધર્મનું **ગોલોક** પ્રાપ્તિરૂપ **ઉત્તમ ફળ** કહ્યું છે) પ્ર. ૫ અ. ૭૦ શ્લો. ૬૭ 'कालेनाल्पेन गोलोकं तद्धाम परमं ययौ' (આખા સત્સંગિજીવના શ્રોતા પ્રતાપસિંહ રાજા પણ અલ્પ કાળમાં ભગવાન શ્રીહરિના **પરમ ગોલોક** ધામને પામી ગયા) સ. પ્ર. ૨ અ. ૪૪ શ્લો. ૭૯ 'गोलोकाधिपतिस्त्वं कृष्णः' (ગોલોકના અધિપતિ શ્રીકૃષ્ણ તમો છો. એમ શ્રીહરિને ગોલોકના અધિપતિપણે કહે છે) સ. પ્ર. ૨ અ. ૧૮ શ્લો. ૩૭ 'गोलोकेश परेश' (ભુજના સુંદરજીએ ગોલોકેશપણે શ્રીહરિની સ્તુતિ કરી છે) **સર્વમંગળ સ્તોત્રમાં** શ્લો. ૨૧૧ 'देहान्ते च हरेर्धाम गोलोकं प्राप्नुयाद्धि सः' (શ્રીહરિનાં હજાર નામોનો પાઠ કરનારો કે શ્રવણ કરનારો જન દેહને અંતે શ્રીહરિના **ગોલોક** ધામને પામે) **શ્રીહરિકવચમાં** આવોજ શ્લોક ૭૯ નંબરે છે. **હરિદિગ્વિજયમાં** ઉલ્લાસ ૧૪ શ્લો. ૨૯ 'सोऽथास्य धाम परमं गोलोकं प्राप दुर्लभम्' (ગોપાળયોગી શ્રીહરિના **અતિદુર્લભ પરમ ધામ ગોલોકને** પામ્યા) **વાસુદેવમાહાત્મ્ય** અ. ૧૬ શ્લો. ૧૨ 'क्रान्त्वा दशोत्तरगुणाः प्राप गोलोकमद्भुतम् । धाम तेजोमयं तद्धि प्राप्यमेकान्तिकैर्हरेः ॥' (અનુક્રમે એક એકથકી ઉત્તરોત્તર દશદશ ઘણાં અધિક અષ્ટ આવરણોને અતિક્રમ કરીને નારદજી **અદ્‌ભુત ગોલોકને** પામ્યા. જે આ **તેજોમય ધામ હરિના** એકાંતિક ભક્તોને **પામવાનું છે**) વા. મા. અ. ૨૯ શ્લો. ૩૫ 'गोलोकाख्यं हरेर्धाम दिव्याङ्गो याति पूजकः' (મહાપૂજાને યથાવિધિ કરનારો જન દેહને અંતે દિવ્ય દેહને પામીને **ગોલોક** નામના શ્રીહરિના ધામને પામે છે) **વચનામૃત** મધ્ય ૧૯ "અમે ગોલોકમાં ગયા. ત્યાં ભગવાનના અનંત પાર્ષદ દીઠા" (એમ ગોલોક ધામમાં પોતે જવાનું કહીને તેનો ઉત્કર્ષ બહુ કહ્યો છે) **હરિવાક્યસુધાસિંધુમાં**—તરંગ ૧ શ્લો. ૧૫ 'कृष्णेच्छयैव संप्राप्य याति गोलोक-धाम ते' (કૃષ્ણની ઈચ્છાથીજ બ્રહ્મમય દેહને પામીને **ગોલોક** ધામને પામે છે) તરંગ ૯ શ્લો. ૧૦ 'गोलोकाधिपतिर्यो हि स एवास्त्यत्र नेतरः' (ગોલોકના અધિપતિ જે છે તેજ સ્વયં અહીં પધાર્યા છે પણ બીજા કોઈ નહિ) **ભક્તચિંતામણિ** પ્ર. ૧૩ ચોપાઈ ૫૪ 'जेवुं गमशे गोलोकधणिनेरे । तेवुं आवशे सहजे बणिनेरे' (આ ભક્તિદેવી પ્રત્યે ધર્મદેવનું વચન છે) પ્ર. ૧૫૯ ચોપાઈ ૬ થી 'श्रीगोलोक गुणातीत जेहरे । माय तमपार धाम तेहरे ॥ अचळ अनादि दिव्य के'वायरे । श्रीराधाकृष्ण रहे तेह मांयरे ॥ अति अनुपम धाम एहरे । पामे उद्धवाश्रित जन जेहरे ॥ (ઉદ્ધવાશ્રિત મુક્તજનોને પ્રાપ્ય સ્થાન તરીકે **ગોલોકને** કહે છે) પ્ર. ૧૬૨ ચોપાઈ ૪ 'करी काज महाराज मोटां । गया पोते गोलोक' (શ્રીહરિ અંતર્ધાન પામતાં **ગોલોક** ધામમાં ગયા. આથી એમનું નિવાસસ્થાન ગોલોક છે એમ નક્કી થાય છે) **ભૂમાનંદકૃત કીર્તનમાં**—'ઘેરે ચાલી આવ્યા ગોલોકવાસી રે. જેને કહે છે અક્ષરાતીત અવિનાશી રે' **જયરામકૃત કીર્તનમાં**—'ન ગઈ ગંગા ગોદાવરી કાશી, ઘેરે બેઠાં મળ્યા **ગોલોકવાસી**' આ રીતે અનેક સ્થળે ગોલોકનેજ પરમાત્મા શ્રીહરિના મુખ્ય નિવાસસ્થાન તરીકે અને આશ્રિત મુક્તોને પામવાના મુક્તિસ્થાન તરીકે સ્પષ્ટ કહે છે.

વળી સંપ્રદાયનાં એજ શાસ્ત્રોમાં અનેક સ્થળે એજ પરમાત્માના નિવાસસ્થાનને તેમજ મુક્તપ્રાપ્ય સ્થાનને **અક્ષરધામ** શબ્દથી કહે છે. **સત્સંગિજીવન** પ્ર. ૧ અ. ૪ શ્લો. ૫ 'स्वीयं धाम तमःपरं नयति तान् देहावसानेऽक्षरम्' (જે શ્રીહરિ પોતાના ભક્તોને દેહને અંતે પોતાના માયાના તમ થકી પર **અક્ષરધામ** પ્રત્યે તેડી જાય છે) પ્ર. ૧ અ. ૧૯ શ્લો. ૩ 'तव धाम मतं परात्परं बृहदेवाक्षरमव्ययं सदा' (હે હરે! તમારૂં ધામ પરાત્પર બૃહત્ **અક્ષર** અવ્યય સદા માનેલું છે) પ્ર. ૨ અ. ૨૭ શ્લો. ૧૬ 'ह्यक्षरे बृहति धाम्नि वसन्तम्' (**અક્ષર** બૃહત્ ધામમાં નિવાસ કરી રહેલા) પ્ર. ૩ અ. ૧૭ શ્લો. ૯ 'नित्यं योऽक्षरधाम्नि दिव्य-महसि स्वे प्राकृताख्यात्परे' (પ્રકૃતિના ગાઢ અંધકારથી પર વર્તતા દિવ્ય તેજોમય પોતાના **અક્ષરધામમાં**

નિરંતર વિરાજમાન છો) પ્ર. ૩ અ. ૪૩ શ્લો. ૯ 'अक्षरवासिने' (અક્ષરધામમાં નિવાસ કરી રહેલા) પ્ર. ૩ અ. ૪૩ શ્લો. ૨૯ 'त्वं राजसे हि परमेऽक्षरधाम्नि भूमन्' ( હે ભૂમન્ ! તમે પરમ અક્ષરધામમાં વિરાજો છો) પ્ર. ૪ અ. ૨૧ શ્લો. ૨૯ 'ब्रह्मण्येवासतेऽक्षरे' (મુક્તપુરુષો અક્ષરબ્રહ્મ ધામમાં રહે છે) પ્ર. ૪ અ. ૪૬ શ્લો. ૬ 'धाम्नि स्वीयेऽक्षराख्ये विलसति भगवान्' (ભગવાન પોતાના અક્ષર નામના ધામમાં મુક્તો સાથે વિલાસ કરે છે) પ્ર. ૪ અ. ૪૬ શ્લો. ૩૪ 'स हि नारायणः स्वामी धाम्नः स्वादक्षरात्परात्' (તે આ સર્વ જગતના સ્વામી એવા નારાયણ પોતાના પર અક્ષરધામથકી નરાકારથી પ્રગટ થાય છે) પ્ર. ૪ અ ૬૮ શ્લો. ૫ 'आत्यन्तिके लये पूर्वं भगवान् एक एव हि। आसीत्स्वयं वासुदेवः स्वकीयेऽक्षरधामनि ।।' (પૂર્વે આત્યંતિક પ્રલયમાં સ્વયં ભગવાન વાસુદેવજ એક પોતાના અક્ષરધામમાં હતા) પ્ર. ૫ અ ૫૩ શ્લો. ૫ 'नारायणोऽक्षरे धाम्नि वासुदेवो व्यराजत' (નારાયણ વાસુદેવ ભગવાન અક્ષરધામમાં વિરાજમાન છે) **વચનામૃતમાં**—પ્ર. ૨૧ 'એકાંતિક ભક્ત તે દેહનો ત્યાગ કરીને સર્વે માયાના ભાવથી મુક્ત થઈને અચિમાર્ગે કરીને ભગવાનના અક્ષરધામને પામે છે' પ્ર. ૪૨ 'ગોપીઓ....ગુણાતીત થઈને નિર્ગુણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીઓ' પ્ર. ૭૧ 'પોતાનું અક્ષરધામ તેને વિષે સદા દિવ્યાકાર થકા વિરાજમાન છે' સા. ૧૧ 'ભગવાનનો એકાંતિક ભક્ત થઈને ગુણાતીત એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામે છે' લોયા ૧૮ 'તમે તો નારાયણ છો માટે અમને તમારૂં ધામ દેખાડો ત્યારે અક્ષરધામ દેખાડ્યું' પંચાળા ૭ 'આત્યંતિક પ્રલયને અંતે અક્ષરધામને વિષે જેવું ભગવાનનું સ્વરૂપ છે' મધ્ય ૬૪ 'ભગવાન શ્રીકૃષ્ણ પુરુષોત્તમ છે તે તો રાજાધિરાજ છે અને અખંડમૂર્તિ છે અને પોતાના અક્ષરધામરૂપ જે તખ્ત તેને વિષે સદા વિરાજમાન છે' વર. ૨ 'શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન છે તે પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય સાકાર મૂર્તિમાન રહ્યા છે' અંત્ય. ૩૧ 'માટે ગુણાતીત એવું જે અક્ષરધામ તેને વિષે જે મૂર્તિ છે' ઉપોદ્ઘાતમાં–'અને પોતાના અક્ષરધામમાં જેવા પોતે સદા વિરાજમાન છે તેવું પોતાનું દર્શન આપીને' **સર્વમંગળસ્તોત્રમાં** 'अक्षरस्थ' (અક્ષરધામમાં રહેલા, એવું નામ છે. આ રીતે એજ ગ્રંથોમાં ઘણે સ્થળે ભગવાનના નિવાસસ્થાનને અને મુક્તપ્રાપ્ય સ્થાનને અક્ષર શબ્દથી કહે છે.

વળી ઘણે સ્થળે **ગોલોકના મધ્યને વિષે** વર્તતા અક્ષરધામને ભગવાનના નિત્ય નિવાસસ્થાન તરીકે તેમજ મુક્તપ્રાપ્ય સ્થાન તરીકે કહે છે. **સત્સંગિજીવન** પ્ર. ૧ અ. ૨૨ શ્લો. ૨૬ 'गोलोक एवाक्षरधाम्नि दिव्ये' (ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષરધામમાં ભગવાન વિરાજમાન છે) પ્ર. ૧ અ. ૩૬ શ્લો. ૮૪ 'गोलोके सोऽक्षरे धाम्नि' (તે ભગવાન ગોલોકની અંદર વર્તતા અક્ષરધામમાં વિરાજે છે) પ્ર. ૧ અ. ૫૯ શ્લો. ૯૨ 'गोलोकसंस्थाक्षरदिव्यधामनि' (ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષરધામમાં વિરાજમાન છે) પ્ર. ૨ અ. ૧૮ શ્લો. ૧૬ 'नमो दिव्यगोलोकधाम्नि प्रकाशे' (દિવ્ય ગોલોક ધામમાં વર્તતા પ્રકાશમય અક્ષરધામમાં વિરાજમાન છે) પ્રકાશ શબ્દનો 'પ્રકાશમય અક્ષરધામ' એવો અર્થ ટીકામાં કર્યો છે) પ્ર. ૨ અ. ૧૮ શ્લો. ૩૦ 'गोलोकं तत्र च ब्रह्मतेजसि' (ગોલોકની અંદર રહેલા અક્ષરધામમાં વિરાજમાન છે. બ્રહ્મતેજ શબ્દનું 'અક્ષરધામ' એવું ટીકામાં વ્યાખ્યાન કર્યું છે) સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૨૯ 'तन्मध्येऽस्ति महत्तेजः' (ગોલોક ધામના મધ્ય પ્રદેશમાં અક્ષરધામ વર્તે છે) પ્ર. ૪ અ. ૨૫ શ્લો. ૮૨ 'तेजोमण्डलमध्यस्थो गोलोके यः स एव हि' ગોલોકમાં અક્ષર નામના તેજોમંડળના મધ્યમાં શ્રીકૃષ્ણ પુરુષોત્તમ આપણા ઈષ્ટદેવ વર્તે છે) **વચનામૃત**-વરતાલ ૧૮ **'માયાના તમથકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ છે** તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે' ગઢડા પ્રથમ પ્રકરણ ૭ 'પોતાના **ગોલોક ધામને વિષે** જે બ્રહ્મયોનિ તેને વિષે રહ્યા છે' **ઉપોદ્ઘાતમાં**—**'શ્રીગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ છે'** 'ગોલોકને મધ્યે જે અક્ષરધામ તેને વિષે લક્ષ્મી રાધિકા અને સુદામાદિક પાર્ષદે સહિત શ્રીકૃષ્ણરૂપે પોતાનું દર્શન દેતા હવા' **હરિવાક્યસુધાસિંધુમાં** આજ પ્રમાણે છે. **ભક્તચિંતામણી** પ્ર. ૧ ચો. ૩ 'अतिसुंदर गोलोक मध्ये। अक्षर एवुं जेनुं नाम छे'

**પુરૂષોત્તમપ્રકાશ** પ્ર. ૧ ચોપાઈ ૧૦ 'श्रीगोलोकधाम मोझार रे। अक्षर धाम छे हरिनुं सार रे' ઈત્યાદિ. આ રીતે અનેક સ્થળે **ગોલોક મધ્યે વર્તતા અક્ષરધામને** પરમાત્મા શ્રીહરિના નિવાસસ્થાન તરીકે તથા મુક્તપ્રાપ્ય સ્થાન તરીકે કહે છે.

વળી બહુ સ્થળે બ્રહ્મ બ્રહ્મપુર પરમપદ ચિદાકાશ અમૃત બ્રહ્મજ્યોતિ વૈકુંઠ આદિક શબ્દથી પણ ભગવાનના નિત્ય નિવાસસ્થાનને તેમજ મુક્તપ્રાપ્ય સ્થાનને કહે છે. **સત્સંગિજીવન**-પ્ર. ૧ અ. ૩૨ શ્લો. ૧૫ 'परमं याति तद्धाम यद्‌ब्रह्मेत्याहुरागमाः' (કૃષ્ણભક્ત કૃષ્ણના પરમ ધામને પામે છે, જે ધામને નિગમો **'બ્રહ્મ'** એવા નામથી કહે છે. અહીં ભગવાનનું ધામ **બ્રહ્મ** શબ્દથી કહ્યું) પ્ર. ૧ અ. ૩૮ શ્લો. ૧૩ 'ब्रह्मज्योतिश्चये तत्र विहरन्तं बृहद्वने' (**બ્રહ્મજ્યોતિમંડળના** મધ્યમાં રહેલા. અહીં **બ્રહ્મજ્યોતિ** શબ્દથી ધામ કહ્યું) પ્ર. ૧ અ ૩૯ શ્લો. ૧૦ 'स्वकीयं धाम परमं' (પોતાના પરમ ધામને પામશે. અહીં **ધામ** શબ્દથી સ્થાન કહ્યું છે) પ્ર. ૨ અ. ૪૪ શ્લો. ૫૦ 'केचिदाहुश्चिदाकाशे प्राकृतात्तमसः परे' (પ્રાકૃત તમથકી પર વર્તતા **ચિદાકાશમાં** રહેલા ભગવાન્ જોયા. અહીં ધામને **ચિદાકાશ** શબ્દથી કહ્યું) પ્ર. ૩ અ. ૨૯ શ્લો. ૧૨ 'धामाक्षरं तु यत्तस्य तद्‌ब्रह्मपुरमुच्यते। यदुच्यते चिदाकाशं' (અહીં ભગવાનના ધામને **બ્રહ્મપુર** તથા **ચિદાકાશ** શબ્દથી કહે છે) પ્ર. ૩ અ. ૪૦ શ્લો. ૨૬ 'प्राप्य ब्रह्मपुरं तच्च सर्वधामोत्तमोत्तमम्' (અહીં ભગવાનનું સર્વધામોત્તમોત્તમ ધામ **બ્રહ્મપુર** શબ્દથી કહ્યું) સ. પ્ર. ૪ અ. ૬૧ શ્લો. ૪૮ 'प्राप्स्यन्त्येव हि तत्पदम्' (અહીં ધામને સામાન્ય પદ શબ્દથી કહ્યું છે) પ્ર. ૫ અ. ૬૬ શ્લો. ૧૨ 'विमलामृतधामवासं' (અહીં ભગવાનના ધામને **અમૃત** શબ્દથી કહે છે) વચનામૃતમાં પણ એવાજ બહુ શબ્દો આવે છે શિક્ષાપત્રીના ૨૯ શ્લોકની ટીકામાં શ્રુતિસ્મૃતિના વચનોથી ધામનું વર્ણન કરતા બહુ જુદા જુદા શબ્દો વાપર્યા છે. અંતે 'एतदेव धाम वैकुण्ठशब्देनाप्युक्तम्' એમ **અક્ષરધામને વૈકુંઠ શબ્દથી** પણ કહેવાનો અભિપ્રાય જણાવીને તેમાં 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' આ ભાગવત વચનને પ્રમાણપણે લીધું છે. વળી કોઈ સ્થળે તો એક સાથે ગોલોક વૈકુંઠ બ્રહ્મપુર શ્વેતદ્વીપાદિકને ધામ તરીકે કહે છે. આ રીતે અનેક શબ્દથી દિવ્યાકાર પરંબ્રહ્મ પરમાત્મા શ્રીહરિના નિવાસસ્થાનને અને મુક્તપ્રાપ્ય સ્થાનને કહે છે. વિસ્તારભયથી અહીં વિશેષ પ્રમાણો લખ્યા નથી.

આની એકાર્થતારૂપ સંગતિનો વિચાર અવિરોધથી કરવાની જરૂર છે. જો જુદાં જુદાં ધામ કલ્પવામાં આવે તો એકાર્થતા ન થતાં અસંગતિનો કે વિરોધનો અવધિ રહે નહિ અને કશું જ નક્કી કરી શકાય નહિ. માટે દિવ્ય વિગ્રહે વિશિષ્ટ પરંબ્રહ્મ પરમાત્મા વસ્તુતઃ એક છે. એવો શાસ્ત્રીય નિર્ણય હોવાથી તેમનું નિવાસસ્થાન પણ એક મુખ્ય હોવું જોઈએ અને એજ મુક્તિદશામાં મુક્તોને પામવાનું હોવું જોઈએ. જેમ પરમાત્માના વાચકશબ્દો સત્ બ્રહ્મ આત્મા નારાયણ આદિક અનેક આવે છે પણ તેની સંગતિ એકમાં કરવામાં આવે છે તેમ આમાં પણ થવું જોઈએ.

જો કે ધામના વાચક અનેક શબ્દો ગ્રંથમાં આવે છે પણ તેની એકાર્થતા સમઝાવાનો અભિપ્રાય પણ સાથે સાથે આવે છે વચનામૃતનો ઉપોદ્‌ઘાત કે જે વચનામૃતની સંગતિરૂપ સાર છે તેમાં પ્રથમજ **'અને જેને બ્રહ્મપુર કહે છે અમૃતધામ કહે છે પરમપદ કહે છે અનંત અપાર કહે છે બ્રહ્મ કહે છે ચિદાકાશ કહે છે'** આવું વાક્ય છે. આ ઉપરથી બધા શબ્દો પર્યાયવાચી હોવાનો અભિપ્રાય નક્કી થાય છે. જુદાં જુદાં ધામ હોય તો આવું વાક્ય લખેજ નહિ. વચનામૃતમાં એકજ પ્રકરણ ચાલતું હોય છે તેમાં પણ જુદા જુદા શબ્દો વાપરવામાં આવે છે પણ વસ્તુ તો એકજ હોય છે. આ બાબતને પુરેપુરો ટેકો સત્સંગિજીવન આપે છે. સ. પ્ર. ૩ અ. ૪૧ કે જે ખાસ સંપૂર્ણ ધામવર્ણન માટેજ છે. તેનો શ્લો. ૨–૩ 'एतद्रहस्यमस्तीति पुराणेषु महर्षिभिः। न सम्यग् विस्तरेणोक्तं प्रोक्तं नामान्तरेण च॥ छान्दोग्योपनिषद्येतन्मोक्षधर्मेषु भारते। स्कान्दादिषु पुराणेषु सङ्क्षेपेणोपवर्णितम्' આ પ્રમાણે છે. (અર્થ–આ ધામની બાબત અતિરહસ્યની હોવાથી મહર્ષિઓએ પુરાણોમાં બહુ વિસ્તારથી કહી નથી. અને વળી તે જુદાં જુદાં નામોથી કહી

છે. છાંદોગ્ય આદિક ઉપનિષદોમાં તથા ભારતીય મોક્ષ ધર્મમાં તથા સ્કાંદ આદિક પુરાણોમાં સંક્ષેપથી વર્ણવવામાં આવી છે) આની બન્ને ટીકામાં 'नामान्तरेण' આ પદનો અર્થ 'वैकुण्ठगोलोकादिनाम्ना' એવો કરવામાં આવ્યો છે. એટલે વૈકુંઠ ગોલોક આદિક જુદાં જુદાં નામોથી એકજ ધામ કહેલું છે. નામાંતર કહો કે પર્યાયવાચી શબ્દો કહો બન્નેનો એકજ અર્થ થાય છે. તાત્પર્યાર્થ એ થયો કે ધામવાચક શબ્દો વૈકુંઠ ગોલોક અક્ષર આદિક અનેક છે પણ વસ્તુ તો એકજ છે. એક વસ્તુને અનેક નામથી કહે છે. એમ સર્વ શબ્દોની એકાર્થતારૂપ સંગતિ સમઝાય છે. એક વસ્તુને અનેક નામથી કહે છે. એમ સર્વ શબ્દોની એકાર્થતારૂપ સંગતિ સમઝાય છે. નામો જુદાં જુદાં આવતાં હોય પણ તેને એકમાં ઘટાવા માટેનો આ એક ન્યાય લોકોના સંશયનિવારણ માટે શ્રીજીએજ ધામવર્ણનના આરંભમાંજ જણાવી દીધો. આ શ્રીજીપ્રોકત ન્યાયથી હવે સર્વત્ર આવો નિર્ણય કરવાનો નક્કી થયો. આજ રીતિ પુરૂષોત્તમપ્રકાશ ભકતચિંતામણિ વિગેરેમાં આરંભમાંજ લેવામાં આવી છે.

બીજી બાબત શ્રીહરિ એ કહે છે કે આ જે ધામ વસ્તુ છે તે ઉપનિષત્ ભારત પુરાણો વિગેરે પ્રાચીન પ્રબન્ધોમાં મહર્ષિઓએ રહસ્યપણે સંક્ષેપમાં વર્ણવેલું છે. આ ઉપરથી એ સાબીત થાય કે આ વસ્તુ નવી શોધી કાઢી છે કે કલ્પી કાઢી છે એમ નથી પણ પ્રાચીન પ્રામાણિક શાસ્ત્રીય છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી આ સંપ્રદાયવાળાએ પણ પ્રાચીન શાસ્ત્રોને અનુસારેજ આ વસ્તુ સમઝવાની છે, નહિ કે મનઃકલ્પિત રીતે જેમ તેમ ઉટાંગ. વળી આ વસ્તુ રામાનુજાચાર્ય આદિક ગુરૂપરંપરા પ્રાપ્ત હોવાથી તેમની શૈલી પણ તદનુયાયીઓએ અવશ્ય અનુસરવી પડે. આવોજ શ્રીહરિનો અભિપ્રાય હોવાથીજ ધામનું જ્યાં નિરૂપણ કરાય ત્યાં અનેક શ્રુતિસ્મૃતિઓનાં વચનોનો ઉપન્યાસ કરવામાં આવે છે અને તેમાં એકજ જાતના શબ્દો હોતા નથી પણ જુદા જુદા હોય છે. શિક્ષાપત્રીના શ્લોક ૨૯ ની ટીકામાં એવો પ્રમાણસંગ્રહ છે. 'दिव्ये ब्रह्मपुरे ह्येषः' (આમાં ધામને બ્રહ્મપુર શબ્દથી કહે છે) 'अपहतपाप्मा ह्येष ब्रह्मलोकः' (આમાં ધામને બ્રહ્મલોક શબ્દથી કહે છે) 'तदक्षरे परमे व्योमम्' (આમાં ધામને અક્ષર પરમ વ્યોમ શબ્દથી કહે છે) 'परमं ब्रह्मधाम यत्र' (આમાં ધામને બ્રહ્મધામ શબ્દથી કહે છે) 'ते ह नाकं महिमानः सचन्ते' (આમાં ધામને નાક શબ્દથી કહે છે) 'तद्विष्णोः परमं पदम्' (આમાં પરમ પદ શબ્દથી કહે છે) 'प्रापे गोलोकमद्भुतम' (આમાં ધામને ગોલોક નામથી કહે છે) આજ ધામને વૈકુંઠ શબ્દથી પણ કહે છે. 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' (આમાં ધામને વૈકુંઠ શબ્દથી કહે છે) આ રીતે એકજ વસ્તુના નિરૂપણમાં બ્રહ્મપુર બ્રહ્મલોક અક્ષર પરમાકાશ બ્રહ્મધામ પરમપદ વૈકુંઠ ગોલોક આદિક શબ્દોવાળાં પ્રમાણો લીધાં છે. આજ રીતે બીજે બહુ સ્થળે ટીકામાં નિરૂપણ છે. આ બધાનો વિચાર કરતાં એકજ ધામનાં બધાં નામાંતર છે એમજ નિશ્ચય થાય છે.

ઘણે સ્થળે અમુક એકજ શબ્દથી ધામ કહેવામાં આવે છે પરંતુ ત્યાં તેનું સંપૂર્ણ વર્ણન હોતુંજ નથી. સંપૂર્ણ વર્ણન તો શિક્ષાપત્રી શ્લો ૧૨૧ ની ટીકામાં કહ્યા પ્રમાણે શ્રીકૃષ્ણજન્મખંડમાં તથા વાસુદેવમાહાત્મ્યમાં છે. આના આધારવાળું આખુ વર્ણન સ. પ્ર. ૩ અ. ૪૧ તથા ભકતચિંતામણિ પ્ર. ૧૫૯ માં છે. એટલે જ્યારે ધામનું આખુ સ્વરૂપ સમઝવું હોય ત્યારે તો આ પ્રકરણનો પુરેપુરો વિચાર કરવો પડે. પ્ર. ૩ અ. ૪૧ માં ધામનું વર્ણન કરતાં પ્રથમ અષ્ટ આવરણથકી પાર ચિદાકાશ કહે છે, તેની અંદર ગોલોક કહે છે અને તેના મધ્યને વિષે અક્ષરધામ કહે છે. આની સંગતિ તો એમ સમઝવી કે–પરમવ્યોમપર્યાય ચિદાકાશને આખા લોક કે દેશ તરીકે, ગોલોકને પુર તરીકે અને અક્ષરધામને તેની અંદર વર્તતા તેજોમય ચોક કે મંદિર ભવન તરીકે સમઝવું ઘટે છે. જેમ અમુક મહાદેશમાં અમુક મહાનગર અને તેમાં અમુક મહામંદિર કહેવાય છે એમ સમઝી લેવું. કોઈ સ્થળે આખો દેશ કહેવાના અભિપ્રાયથી તો કોઈ સ્થળે મહાનગર કહેવાના અભિપ્રાયથી તો કોઇ સ્થળે મહામંદિર કહેવાના અભિપ્રાયથી જુદા જુદા શબ્દો વપરાયા હોય પરંતુ એક આખુ ધામરૂપ વસ્તુ કહેવાનો સર્વમાં અનુસ્યૂત અભિપ્રાય સમઝી લેવો. એકબીજાને કશો સંબન્ધજ ન હોય એવી તદ્દન આ જુદી વ્યક્તિઓ સમઝવાની નથી. આ બાબતને ધામનું વર્ણન કરનારા મહાજનોજ સ્પષ્ટ

શબ્દોમાં સમઝાવે છે. સ. પ્ર. ૪ અ. ૬૭ શ્લો. ૩૯ માં 'गोलोकं धाम यान्ति हि' આવું મૂળ પદ છે. આનું વ્યાખ્યાન ટીકામાં–'तात्स्थ्यात्ताच्छब्द्यम्' इति न्यायात् गोलोकमध्यावस्थितत्वेन गोलोकशब्दाभिहितं धामअक्षरपदं' આ રીતે કર્યું છે. અર્થ એવો છે કે–"તેની અંદર રહેલું હોવાથી તે શબ્દથી તેને કહી શકાય" એવો ન્યાય છે, માટે **અક્ષરધામ** ગોલોકના મધ્યમાં રહેલું હોવાથી **ગોલોક** શબ્દથી પણ કહી શકાય છે. જેમ નગર-નિવાસી જનોને **નગર** શબ્દથી કહેવાય છે તેમ આમાં સમઝી લેવું. આવા પ્રયોગો શાસ્ત્રમાં બહુ આવે છે. ઉપરના ન્યાયના નિર્દેશથી એ નિર્ણય થયો કે–જ્યાં એકલો **ગોલોક** શબ્દ આવે ત્યાં પણ તેની અંદર વર્તતું અક્ષરધામ સમઝીજ લેવું અને જ્યાં એકલો અક્ષરધામ શબ્દ આવે ત્યાં પણ અક્ષર ગોલોકની અંદર વર્તતું હોવાથી ગોલોક સાથે સંબન્ધ ધરાવતુંજ અક્ષરધામ સમઝી લેવું પણ તદ્દન જુદું. બીજું નહિ એમ થતાં બન્ને જુદી વ્યક્તિ નથી એમ નક્કી થયું. ઉપરનો ન્યાય હરિદિગ્વિજય ઉલ્લાસ ૧૪ શ્લો. ૨૯ ની ટીકામાં પણ લીધો છે. આ રીતે ઉપરનો ન્યાય લઈને ગોલોક અક્ષરની એકાર્થતા કરવાનો જ્ઞાનવૃદ્ધોએ સારો પ્રયત્ન આપણા ભ્રમનિવારણ માટે પ્રથમથીજ કરેલો જોવામાં આવે છે.

આ રીતે થતાં ઉપર જે એકલા ગોલોકને તથા એકલા અક્ષરને તથા ગોલોકમધ્યે અક્ષરને કહેનારાં બધાં વચનોનો ઉપન્યાસ કર્યો છે તેની સારી રીતે એકાર્થતા થાય છે. આ બાબતને હરિલીલામૃત ગ્રંથ પણ પુરતો ટેકો આપે છે. કળશ ૨ વિશ્રામ ૨ ચોપાઈ ૩૧–'गोलोक नामे सुप्रसिद्ध धाम छे, जेनुं वळी अक्षरधाम नाम छे' આ રીતે છે. અહીં તો **ગોલોક** નામની અને **અક્ષરધામ** નામની પર્યાયતા સ્પષ્ટ કહી છે. વસ્તુ એકજ હોવાથી ગમે તે એક નામથી કહી શકાય એવો અભિપ્રાય છે. આવા અભિપ્રાયને લીધેજ આજ ગ્રંથમાં કોઈ સ્થળે શ્રીહરિને ગોલોકાધિપતિપણે કે કોઈ સ્થળે અક્ષરાધિપતિપણે વર્ણવે છે.

સત્સંગિજીવન વચનામૃત વિગેરેમાં ગોલોક વૈકુંઠ બ્રહ્મપુર શ્વેતદ્વીપ બદરિકાશ્રમ વિગેરે ધામોનો એક સાથે નિર્દેશ કરેલો જોવામાં આવે છે. આમાં શ્વેતદ્વીપ બદરિકાશ્રમનું જ્યાં જ્યાં વર્ણન આવે છે ત્યાં તેને પ્રાકૃત ભૂમિસ્થ ભગવદ્ધામ તરીકે કહેવામાં આવે છે, એટલે એનો બહુ વિચાર કરવાનો રહેતો નથી. ગોલોક બ્રહ્મપુર અક્ષરનો વિચાર તો ઉપર ન્યાયયુક્તિથી કર્યો. હવે એક વૈકુંઠધામનો વિચાર કરવાનો રહ્યો. જેમને સંપ્રદાયની ગુરૂપરંપરામાં ગ્રહણ કર્યા છે અને જેના કરેલા શ્રીભાષ્ય ગીતાભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર તરીકે માન્યા છે અને જેનો વિશિષ્ટાદ્વૈતમત સ્વીકાર્યો છે એવા રામાનુજાચાર્યના સંપ્રદાયમાં 'वैकुण्ठे तु परे लोके श्रिया सार्धं जगत्पतिः' 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' ઈત્યાદિ વચનોને અનુસારે મુક્તપ્રાપ્ય પરાત્પર અપ્રાકૃત અનાદિ અપુનરાવૃત્તિ ભગવદ્ધામને વૈકુંઠ શબ્દથી વિશેષતઃ કહે છે. એજ ધામને 'तदक्षरे परमे व्योमन्' 'तद्विष्णोः परमं पदम्' ઇત્યાદિ શ્રુતિને અનુસારે પરમ પદ પરમ વ્યોમ અક્ષર અમૃત આદિક શબ્દોથી પણ તે વ્યવહાર કરે છે. ગીતાભાષ્યમાં 'अक्षरपरमव्योमनिलयः' શ્રીભાષ્યમાં 'चिद्व्योमनिलयः' વેદાંતદીપમાં 'परमखपदः' શરણાગતિગદ્યમાં—"परमयोगिवाङ्मनसापरिच्छेद्यस्वरूपस्वभावस्वाभिमतविविधविचित्रानन्तभोग्यभोगो पकरणभोग-स्थानसमृद्धानन्ताश्चर्यानन्तमहाविभवानन्तपरिमाणनित्यनिरवद्यनिरतिशय वैकुण्ठनाथ" એવાં ભગવાનને વિશેષણ આપ્યાં છે. ભગવાનના નિવાસસ્થાનને અને મુક્તપ્રાપ્ય સ્થાનને નિરૂપણ કરવા શ્રુતિ સ્મૃતિનાં પ્રમાણો પણ એનાં એજ ગીતાભાષ્ય શ્રીભાષ્યાદિ ગ્રંથોમાં લેવામાં આવ્યાં છે. રામાનુજાચાર્યવિરચિત વૈકુંઠગદ્યમાં આ બધી બાબત વિસ્પષ્ટ છે. આ સંપ્રદાયમાં એની એજ વસ્તુ એના એજ પ્રકારથી વર્ણવામાં આવી છે. વૈકુંઠ શબ્દને અક્ષરપર્યાય તરીકે લેવામાં આવે છે. 'एतदेव धाम वैकुण्ठशब्देनाप्युक्तम्' એવું શિક્ષાપત્રી શ્લો. ૨૯ ની ટીકામાં વાક્ય છે. એની પ્રમાણતા માટે 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' આ ભાગવતવચન લેવામાં આવ્યું છે. વચનામૃત લો. ૧૪ માં રામાનુજનો મત કહેતાં શ્રીહરિ "જીવ માયા અને પુરૂષોત્તમ એ ત્રણે નિત્ય છે ને પુરૂષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે ને સર્વના કારણ છે ને પોતાના **અક્ષરધામને** વિષે સદા દિવ્ય આકારથકા વિરાજમાન છે" આ રીતે કહે છે. આમાં શ્રીહરિએ વૈકુંઠ શબ્દને સ્થાને **અક્ષરધામ** શબ્દ લીધો છે. વળી રામાનુજાચાર્યથકી વૈષ્ણવી મહાદીક્ષા પામ્યા પછી રામાનંદસ્વામીને લક્ષ્મીનારાયણનાં

સાક્ષાત્ દર્શન થયાં. આ પ્રસંગનો સ. પ્ર. ૧ અ. ૧૪ શ્લો. ૫૮ 'ददर्श ब्रह्मतेजःस्थं लक्ष्मीनारायणं हृदि' આ પ્રમાણે છે. 'ब्रह्मतेजःस्थं तेजोमयाक्षरधामनि साक्षाद्विराजमानं' આ રીતે બ્રહ્મતેજઃસ્થ શબ્દનો ટીકામાં અર્થ કર્યો છે. આ ઉપરથી નક્કી થયું કે રામાનુજનો અને સંપ્રદાયનો ધામવિષયનો સિદ્ધાંત પણ એકજ મળતો છે. નામભેદથી ધામભેદ સાધી શકાય નહિ. ભાગવત સ્કંધ ૨ અ. ૭ શ્લો. ૩૧ 'लोके विकुण्ठ उपनेष्यति गोकुलं स्म' (શ્રીકૃષ્ણ વિકુંઠ લોકમાં ગોકુળને લઈ જશે) આવો છે. 'विगतः कुण्ठ–कालमायाकर्मजन्यो रोधो यस्मात् तस्मिन् विकुण्ठे अक्षरधामाभिधे लोके ब्रह्मपुरे' એવો ગોપાળાનંદ ટીકામાં વિકુંઠ લોક શબ્દનો અર્થ કર્યો છે. કાળ માયા કર્મના સંબન્ધે રહિત હોય તે વિકુંઠ કહેવાય એવો અવયવાર્થ કરીને તેનું બીજું નામ અક્ષરધામ લીધુ છે, તો વિકુંઠ શબ્દ અક્ષરધામપર્યાય નક્કી થયો. લોક શબ્દનો અર્થ બ્રહ્મપુર કર્યો છે. વિકુંઠ અક્ષરધામ અને બ્રહ્મપુર આ શબ્દથી ત્રણેય વ્યક્તિઓ જુદી જુદી નહિ પણ એકજ છે એવો અભિપ્રાય સ્પષ્ટ થાય છે. જો જુદી જુદી હોય તો એકજ ગોકુળને ત્રણ સ્થાને લઈ જવાનો અર્થ આવે. આ તો સંભવિત નથી. બધાયને એકજ પોતાના લોકમાં પમાડવાનો અભિપ્રાય ભગવાનનો છે. એમ થતાં આ બાબત 'ગોપીઓ નિર્ગુણ અક્ષર ધામને પામી' 'ગોપોને અક્ષરધામ બતાવ્યું' આ વચનામૃતને મળતી થાય છે. રામાનુજે પણ વૈકુંઠ શબ્દનો એવો અર્થ કર્યો છે. ભાગવત સ્કંધ ૧૧ અ. ૧ શ્લો. ૭૭ માં 'स्वपदं' એવું પદ છે. તેનું વ્યાખ્યાન ભક્તરંજની ટીકામાં–'एतत्पदं क्वचिदक्षरधामशब्देन क्वचिद्वैकुण्ठशब्देनाप्य-भिधीयते' આ રીતે કર્યું છે. આથી બન્ને શબ્દો પર્યાયવાચી નિશ્ચિત થયા.

ભાગવત સ્કંધ ૧૧ અ. ૧૧ શ્લો. ૨૮ 'त्वं ब्रह्म परमं व्योम पुरुषः प्रकृतेः परः। अवतीर्णोऽसि भगवन्! स्वेच्छोपात्तपृथग्वपुः ॥ આ શ્લોકની ગોપાળાનંદમુનિકૃત ટીકામાં – "स्वाभिप्रायं तु स्वयं त्वमेव जानास्यत एतं वक्तुं वैकुण्ठ–गोलोक–अक्षर–परमपद–परमव्योमेत्यादिशब्दैरुक्तात् स्वब्रह्मपुरस्थानात् स्वयमागतोऽसि ततो भवद्भिः कथ्यतामित्युद्धवस्वामिचरणानां हृद्गतोऽभिप्रायः। वैकुण्ठब्रह्मधाम्नोरेकत्वे प्रमाणानि–'लोकं विकुण्ठ-मुपनेष्यति गोकुलं स्म', 'सत्यं ज्ञानमनन्तंयद्ब्रह्म' 'नन्दादयस्तु तं दृष्टवा परमानन्दनिर्वृताः। कृष्णं च तत्र छन्दोभिः स्तूयमानं सुविस्मिताः' આવાં વાક્યો છે (અર્થ–પોતાનો અભિપ્રાય તો પોતે તમેજ જાણો છો, માટે આ બાબતને કહેવા માટે વૈકુંઠ ગોલોક અક્ષર પરમપદ પરમવ્યોમ ઈત્યાદિ શબ્દોથી કહેલા પોતાના બ્રહ્મપુર સ્થાનથકી સ્વયં પધાર્યા છો, માટે તમેજ મારા પ્રશ્નનો ઉત્તર આપો, એવો ઉદ્ધવસ્વામિચરણોનો હૃદ્ગત અભિપ્રાય છે. વૈકુંઠધામ બ્રહ્મધામ એકજ છે એમાં પ્રમાણો 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' ઈત્યાદિ છે) અહીં શ્રીકૃષ્ણ ક્યાંથી અવતર્યાં હતા? તો પોતાના બ્રહ્મપુર સ્થાનથકી અવતર્યાં હતા એમ કહેવાતા અર્થ છે. બ્રહ્મપુર એટલે શું? એ સ્પષ્ટ જણાવા તેના વૈકુંઠ ગોલોક અક્ષર પરમપદ પરમવ્યોમ આદિક પર્યાયો જણાવ્યા. આ ઉપરથી સ્પષ્ટ થયું કે વૈકુંઠ ગોલોક અક્ષર આદિ શબ્દો પર્યાય છે. ધામ એકજ છે અને ધામી પણ એકજ છે. આ અભિપ્રાય બીજા કોઈનો નહિ પણ જે ભવિષ્યમાં રામાનંદરૂપે અવતરનારા ઉદ્ધવજી છે તેમનો છે. એટલે સંપ્રદાયમાં આ અભિપ્રાય અવશ્ય સ્વીકારવો પડે એમ જણાવ્યું. વળી ટીકામાં–વૈકુંઠ અને બ્રહ્મધામ એકજ છે એમ ઉઘાડું કહીને તેનાં પ્રમાણો પણ આપ્યાં છે. આ ઉપરથી તો દિવા જેવું અતિ વિશદ થયું. ટીકાકાર બીજા કોઈ સાધારણ નહિ પણ ગોપાળાનંદમુનિ યોગિરાજ છે. ગ્રંથ પણ સાધારણ નહિ પણ સર્વમાન્ય શ્રીજીમાન્ય ભાગવતનો એકાદશ સ્કંધ તત્ત્વપર છે. આ રીતે ગોલોક વૈકુંઠ અક્ષર બ્રહ્મપુરને પર્યાયવાચી ઠરાવીને તેના નિવાસી પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને ઠરાવ્યા છે. આથી હવે સુજ્ઞ સંપ્રદાયનિષ્ઠોને કોઈપણ શંકા કરવાની રહેતી નથી. વળી સ્કંધ ૧૧ અ. ૩૧ શ્લો. ૬ 'धामाविशत्स्वकं' આ વાક્યનું વ્યાખ્યાન 'स्वकं–स्वकीयं गोलोके ब्रह्मपुरं धाम–स्थानं आविशत्' આ રીતે કર્યું છે. આ ઉપરથી એ સ્પષ્ટ થયું કે ગોલોકની અંદર જે બ્રહ્મપુર સ્થાન છે તેના નિવાસી શ્રીકૃષ્ણ હોવાથી અંતર્ધાન પામતાં ત્યાંજ પધાર્યા. વળી સ્કં. ૧૧ અ. ૩૧ શ્લો. ૧૩ 'गतिं' આ મૂળ પદનું વ્યાખ્યાન 'अविनाशि वैकुण्ठगोलोकादिस्वस्थानगमनं' એમ કર્યું છે. આથી ગોલોક વૈકુંઠાદિકની પર્યાયતા અને અવિનાશિતા સ્પષ્ટ થઈ. વળી ભાગવત સ્કંધ ૧૦ અ.

૨૩ શ્લો. ૨૮ 'स एव भगवान् साक्षात्' આ શ્લોકની ગોપાળાનંદમુનિકૃત ટીકામાં–'स एषः श्रीपतिः वैकुण्ठ–गोलोक–ब्रह्मपुरनिवासी यदुषु साक्षात् जातः' આ પ્રમાણે વ્યાખ્યાન છે. આમાં શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય કહેતાં તેમને ગોલોક વૈકુંઠ બ્રહ્મપુરના નિવાસી એક સાથે કહ્યા. આ ઉપરથી ધામભેદ નહિ સમઝતાં ઉપર કહ્યા પ્રમાણે ત્રણેય શબ્દની પર્યાયતા સમઝવી. કેમકે એકજ શ્રીકૃષ્ણનો આવિર્ભાવ એક સાથે ત્રણ સ્થાનથકી કહેવો તે સંભવે નહિ. જેમ ધામી એક છે તેમ ધામ પણ એકજ સમઝવું. વળી સ્કંધ ૧૦ અ. ૨૮ શ્લો. ૧૩ 'दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम्' આની ગોપાળાનંદ ટીકામાં 'स्वं स्वकीयं, लोकं–ब्रह्मपुराख्यं स्वभक्तैः सह स्वनिवासस्थानं, वैकुण्ठसंज्ञस्य हरेर्निवासस्थानात् वैकुण्ठ इति केचिद्वदन्ति तं दर्शयामास' આવું વ્યાખ્યાન છે. આમાં શ્રીકૃષ્ણનું નિવાસસ્થાન તમઃપર બ્રહ્મપુર કહ્યું અને વૈકુંઠસંજ્ઞિત તેમનું નિવાસ સ્થાન હોવાથી તેને વૈકુંઠ શબ્દથી પણ કહ્યું. આ રીતે બન્નેની નામાંતરતાથી એકાર્થતા જણાવી. વળી સ્કંધ ૧૦ અ. ૬૩ શ્લો. ૩૭ 'तवावतारोऽयमकुण्ठधामन्' આની ટીકામાં 'अकुण्ठधामन्–अकुण्ठं अक्षरं धाम स्थानं यस्य' એવું વ્યાખ્યાન કર્યું છે. આ ઉપરથી અકુંઠશબ્દનો અને અક્ષરશબ્દનો એક મળતોજ અર્થ નક્કી થાય છે અને તેથી બન્નેની પર્યાયતા નક્કી થાય છે. અકુંઠ કહો કે વિકુંઠ કહો બન્ને એકાર્થવાળા શબ્દો છે.

આ રીતે વૈકુંઠ શબ્દ તો અક્ષરપર્યાય તરીકેજ બહુધા વપરાએલો સપ્રમાણ નક્કી થાય છે. આવો અભિપ્રાય હોવાથીજ સર્વમંગળસ્તોત્રમાં શ્રીહરિનું 'वैकुण्ठनायक' એવું નામ લીધું છે. બ્રહ્માનંદકૃત કીર્તનમાં "જેનાં દર્શન દુર્લભ દેવને, જેને નિગમરે નેતિ કરી ગાય. તે તો પ્રગટ થયા સુખ આપવા, વ્રજજીવન રે વાલો વૈકુંઠરાય." આ રીતે શ્રીહરિને વૈકુંઠરાય તરીકે ગાયા છે. પુરૂષોત્તમપ્રકાશમાં પ્રકાર ૧ ચોપાઈ ૧૪ "કહે વિષ્ણુ વૈકુંઠપતિ સ્વામી રે" એમ વૈકુંઠપતિ નામથી ગાયા છે. સ. પ્ર. ૩ અ. ૫૫ શ્લો. ૨૧ માં વૈકુંઠ નામથી શ્રીહરિને કહ્યા છે.

વળી ભગવાનના ધામની વાત લેતાં કોઈ સ્થળે ગોલોકને તો કોઈ સ્થળે વૈકુંઠને તો કોઈ સ્થળે અક્ષર બ્રહ્મપુર આદિકને આગળ મુકે છે. સા. ૧૪ માં 'ભગવાનના ભક્ત હોય તે ભગવાનનાં ધામ જે વૈકુંઠાદિક તેને પામીને પાછા પડતા નથી' એમ વૈકુંઠને મુખ્ય તરીકે લે છે. તથા પ્રથમ ૧ માં છે. પ્રથમ ૫૬ 'અને ગોલોકાદિક જે ધામ છે તેને વિષે તો રાધિકા લક્ષ્મી આદિક જે પોતાના ભક્ત તેમણે નિરંતર સેવ્યા એવા એ ભગવાન છે' એમ ગોલોકને મુખ્ય તરીકે લે છે. સ. પ્ર. ૧ અ. ૩૬ શ્લો. ૫૯ 'देहान्ते ते च कृष्णस्य गोलोकादिषु धामसु' એમ ગોલોકને મુખ્ય લે છે. પ્ર. ૭૧ 'જ્યારે અક્ષરાદિ ધામ દેખીશું' એમ અક્ષરને મુખ્ય લે છે. આ રીતે લઈને તેના અધિપતિ એકજ ભગવાન્ શ્રીકૃષ્ણને કહેવામાં આવે છે. આ સ્થિતિ જોતાં પણ ત્રણેય શબ્દને ઉપર મુજબ પર્યાય અર્થમાં લેવા એજ સંભવિત સમુચિત છે.

આ અર્થ સ. પ્ર. ૧ અ. ૩૬ શ્લો. ૮૩–૮૪–૮૫ ની રઘુવીર ટીકામાં અતિ વિશદ કર્યો છે. 'दिव्यां तनुं ब्रह्मरूपां प्राप्य कृष्णेच्छया स च। दिव्यं विमानमारुह्य स्वेष्टं तद्धाम याति वै॥ गोलोके सोऽक्षरे धाम्नि वैकुंठे वापि भक्तराट्। कृष्णस्य वर्ततेऽखण्डं सेवायां सर्ववन्दितः॥ तेन कृष्णेन दत्तानि ह्यनन्तान्यक्षयाणि च। तत्र दिव्यानि सौख्यानि प्राप्नोति जननि! ध्रुवम्॥' (અર્થ–નિર્ગુણ બ્રહ્મભાવને પામેલો ભક્ત કૃષ્ણની ઈચ્છાથી દિવ્ય બ્રહ્મરૂપ તનુને પામીને, દિવ્ય વિમાનમાં બેસીને, પોતાને ઈપ્સિત કૃષ્ણધામને પામે છે. આ ભક્તરાજ ગોલોકધામમાં તદંતર્વર્તિ અક્ષરબ્રહ્મ નામના ધામમાં અથવા વૈકુંઠ ધામમાં સર્વેએ વંદનાં કર્યો થકો કૃષ્ણની સેવામાં અખંડ વર્તે છે, તે ધામોમાં તે ભક્ત ભગવાને આપેલાં અનંત અક્ષય દિવ્ય સુખોને નિશ્ચે પામે છે) આની રઘુવીર ટીકામાં આવાં વાક્યો છે–'प्राप्यं भगवद्धाम आह–गोलोके इति। गोलोके देशविशेषे अक्षराख्ये दिव्यधामनि वैकुण्ठसंज्ञे वा भगवतः कृष्णस्यानवरतपरिचरणैकपरो भवति। नात्र प्राप्ये धामनि विकल्पः, भगवतो दिव्यमक्षराख्यं धामैव तु प्राप्यम्, भगवद्दिव्यभवनानन्यात्, तत्र तत्र सन्निधाय श्रीकृष्णपरिचरणं करोतीति तु कृष्णसेवैकत्वलक्षणं फलैक्यमेव तु निगद्यते.' મૂળમાં ગોલોક વૈકુંઠ અક્ષર એમ

ત્રણ ધામ લીધાં છે, પણ પ્રાપ્ય ધામમાં વિકલ્પ સંભવતો નથી. કેમકે ભગવાનનું દિવ્ય જે અક્ષર નામનું ધામ એજ એક પ્રાપ્ય છે એમ નક્કી કરવામાં આવ્યું છે. માટેજ પ્રતીકમાં 'प्राप्यं भगवतो धाम आह' એમ એકજ પ્રાપ્ય ધામ કહ્યું. ગોલોકને ધામ તરીકે નહિ લેતાં એક દેશવિશેષ તરીકે લઈને તેમાં અક્ષર નામનું દિવ્ય ધામ લીધું છે. અને એનેજ બીજા વૈકુંઠ નામથી કહે છે. આ રીતે ગોલોકની અંદર વર્તતું અક્ષર દિવ્ય ધામ વૈકુંઠપર્યાય લઈને પ્રાપ્ય ધામ એકજ પરાત્પર નક્કી કર્યું. ગોલોકને પામે કે વૈકુંઠને પામે એમ વિકલ્પ સંભવતો નથી. કેમકે પામનારો એકાંતિક ભક્ત એકજ છે અને પમાડનારા શ્રીકૃષ્ણ એકજ છે. એકજ બ્રહ્મપુરમાં ભગવાનનાં દિવ્ય ભવનો અનંત હોવાથી ત્યાં ત્યાં મુક્તજન સન્નિધિ આપીને શ્રીકૃષ્ણની પરિચર્યાને કરે છે, એમ કૃષ્ણસેવારૂપ જે એક નિત્ય ફળ એજ અહીં કહેવા ઈચ્છ્યું છે. જ્યારે કૃષ્ણસેવારૂપ ફળ એકજ નક્કી છે તો પર ધામમાં વિકલ્પ સંભવે નહિ. એકજ કહેવું જોઈએ. આગળ જે ભગવાને આપેલું સેવાપ્રાપ્ત સુખ કહેવામાં આવે છે તેને 'અનંત અક્ષય દિવ્ય' એવાં વિશેષણો આપ્યાં છે. એટલે જુદાં જુદાં ધામ માનવામાં આવે તો સુખની એકરૂપતા ઘટતી આવે નહિ. આ રીતે ધામમાં મળનારા સેવાપ્રાપ્ત સુખની એકરૂપતા હોવાથી પણ ધામની એકતા સ્વીકારવી પડે. આમાં મુખ્ય પ્રાપ્ય તો ભગવાન શ્રીકૃષ્ણ છે. બીજું ધામાદિક તો અવાંતર છે. આ મુજબ ધામોનો વિકલ્પ કહેવામાં ઘણી ગુંચવણી આવતી હોવાથી એકજ અક્ષરધામ પ્રાપ્ય કહ્યું અને વૈકુંઠને તેનો પર્યાય કહ્યો અને ગોલોકને દેશવિશેષ કહ્યો. આ રીતે કહીને ત્રણેય નામની સંગતિ એકાર્થતા રૂપ કરી છે. વળી સ પ્ર. ૩ અ ૨૯ શ્લો. ૫૧ 'पुनर्वैकुण्ठलोकेऽसौ सर्वान् गोपानदीदृशत् । छन्दोभिः स्तूयमानं स्वं नन्दादीन् रूपमद्भुतम् ॥' (અર્થ—ફરીથી કદાચિત્ આજ શ્રીકૃષ્ણે વૈકુંઠ જેનો અપર પર્યાય છે એવા અક્ષરધામમાં મૂર્તિમાન વેદોએ સ્તુતિ કરાતું પોતાનું અદ્ભૂત દિવ્યરૂપ સર્વ ગોપોને બતાવ્યું હતું) આ શ્લોકની શુકાનંદ ટીકામાં 'वैकुण्ठलोके–वैकुण्ठापरपर्यायेऽक्षरधाम्नि' એમ અક્ષરધામનો અપર પર્યાય વૈકુંઠને કહ્યો છે. આથી વૈકુંઠ કહો કે અક્ષરધામ કહો બન્ને એકજ અર્થવાળા શબ્દો છે એમ સ્પષ્ટ થયું. આ બાબત લોયા ૧૮ વચનામૃતમાં કહેલી વ્રજના ગોપોને અક્ષરધામ બતાવ્યાની વાતને મળતી છે.

ઉપર ટીકામાં લખેલાં સંગતિકારક વાક્યોનું અનુસંધાન લઈને જ્યાં જ્યાં આ ત્રણ શબ્દો સાથે હોય ત્યાં આવી રીતની સંગતિ સમજી લેવી. ત્રણેય શબ્દોની પર્યાયતાનાં પ્રમાણ પણ સાંપ્રદાયિક ઉપર બતાવ્યાં છે રામાનુજાદિ આચાર્યોનો પણ એવોજ સિદ્ધાંત છે. સત્સંગિજીવન પ્ર. ૩ અ. ૪૧ માં ગોલોક વૈકુંઠ અક્ષરની પર્યાયતા 'प्रोक्तं नामान्तरेण च' આ વચનથી વ્યકત છે. આથી હવે બીજા પ્રમાણની કે ન્યાયયુકિતની જરૂર રહેતી નથી. વળી જે વિશેષણો અપુનરાવૃત્તિ અપ્રાકૃત અવિનાશિ અનાદિ માયાપર સનાતન વિગેરે અક્ષરને અપાય છે એજ વિશેષણો ગોલોક વૈકુંઠને અપાય છે. જો કોઈ ભેદક વ્યાવર્તક વિશેષણો હોય તો ધામમાં ભેદ પાડી શકાય. તેવું તો નથી. એકજ પ્રકારનાં ત્રણેયને અપાય છે. આ કારણથી પણ તે જુદી જુદી વ્યકિતઓ નથી એમ સાબીત થાય છે.

વળી ગ્રંથોમાં ઘણે સ્થળે ગોલોક વૈકુંઠ બ્રહ્મપુર આદિક શબ્દોને આગળ કરીને તેમાં રહેનારાઓનું વર્ણન કરતાં તો રાધા લક્ષ્મી પત્નીઓ, નંદ સુનંદ શ્રીદામ ગરૂડ વિશ્વક્સેન આદિક પાર્ષદો અને તે સર્વના સ્વામી પરમાત્મા રાધાકૃષ્ણ એના એજને વર્ણવે છે. જુદી જુદી પત્નીઓ કે જુદા જુદા પાર્ષદો કે જુદા જુદા ભગવાનો વર્ણવવામાં આવતા નથી. આ ઉપરથી પણ ખરી રીતે જુદી જુદી ધામવ્યકિતઓ નહિ પણ એકજ હોવું જોઈએ.

વળી ભગવાનના દ્વિભુજ ચતુર્ભુજાદિપણાથી પણ ધામનો ભેદ સિદ્ધ થતો નથી. અક્ષરધામમાંજ ભગવાન્ ભકતોની ઈચ્છા મુજબ દ્વિભુજ ચતુર્ભુજ અષ્ટભુજ સહસ્રભુજ રૂપે દર્શન આપે છે. સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૪–૫૫ 'स च तेषु स्वभक्तेषु दिदृक्षा स्वस्य यादृशी । तेषां स्यात्तादृशं तेभ्यो दर्शनं स्वं ददाति हि ॥ केचिच्चतुर्भुजं केचित्पश्यन्त्यष्टभुजं तथा । केचित्सहस्रबाहुं तं तस्मिन् बृहति धामनि ॥' (અર્થ—ભગવાન્ તે ભકતોને મધ્યે જેમને જેવી પોતાની મૂર્તિનાં દર્શનની ઈચ્છા થાય તેમને તેવું પોતાનું દર્શન આપે છે. આ

અર્થને સ્પષ્ટ કહે છે કે-ઉક્ત બૃહત્ બ્રહ્મપુર ધામમાં કેટલાક ભક્તો દ્વિભુજ એવા પણ શ્રીકૃષ્ણને ચતુર્ભુજરૂપે જુવે છે, કેટલાક ભક્તો અષ્ટભુજરૂપે જુવે છે તથા કેટલાક ભક્તો સહસ્રભુજરૂપે પણ જુવે છે) સ. પ્ર. ૩ અ. ૬૩ શ્લો. ૧૧–૧૨ માં આ મુજબજ વર્ણન છે. લોયા ૧૮' તે સ્વરૂપ સદા દ્વિભુજ છે ને પોતાની ઈચ્છાએ કરીને ક્યારેક ચતુર્ભુજ પણ જણાય છે અષ્ટભુજ પણ જણાય છે અને સહસ્રભુજ પણ દેખાય છે' અહીંયાં ધામ તે અક્ષર એકજ છે, એમાંજ ચતુર્ભુજાદિરૂપનો ભેદ વર્ણવ્યો છે. એટલે એકજ ધામમાં ચતુર્ભુજાદિ ભેદ પણ કહી શકાય છે. જેમ ચતુર્ભુજાદિભેદથી ભગવાનમાં ભેદ નથી તેમ તેવા રૂપભેદથી ધામનો ભેદ થઈ શકતો નથી.

હરિદિગ્વિજય ગ્રંથમાં ઉલ્લાસ ૧ શ્રીહરિનો પ્રાદુર્ભાવ કહેતાં પ્રથમ શ્રીકૃષ્ણના પ્રાદુર્ભાવની કથા કહી છે. તેમાં પૃથ્વીની પીડા સાંભળીને બ્રહ્માજી મહાદેવને લઈને ક્ષીરસાગરના ઉત્તર તટે વર્તમાન **શ્વેતદ્વીપ** ધામમાં ગયા ત્યાં જઈને તે મહાપુરૂષ પરમાત્માની પ્રાર્થના કરતાં તેમણે ભૂમિ ઉપર અવતારધારણની પ્રતિજ્ઞા કરી અને પ્રતિજ્ઞાને અનુસારે કૃષ્ણરૂપે અવતરીને પૃથ્વીનો ભાર ઉતારી કૃતકૃત્ય થતાં ઉ. ૧ શ્લો. ૪૩–૪૪ માં **'स्वपदं–मामकीनमक्षराख्यं धाम गत्ता'** 'હું મારા અક્ષરધામમાં જઈશ' એવો વિચાર કર્યો. શ્લો. ૭૩ માં **प्रभु श्रीकृष्णः स्वधाम–स्वकीयवैकुण्ठपदं यास्यन्'** 'પ્રભુ શ્રીકૃષ્ણે પોતાના વૈકુંઠધામમાં પધારનાર હોવાથી ઉદ્ધવજીને સંભાર્યા.' શ્લો. ૮૦ માં **'ऋष्याकृतेः श्रीनारायणस्य मम सेवनम्'** ઋષિમૂર્તિ શ્રીનારાયણ કે જે હું જ છું તે મારી સેવા બદરિકાશ્રમમાં રહીને કરશો એમ ઉદ્ધવજીને કહ્યું. શ્લો. ૮૨ માં **'अक्षरधाम गत्वा स्वस्थ अास'** શ્રીકૃષ્ણ અક્ષરધામમાં જઈને સ્વસ્થ થયા. આ રીતે એકજ શ્રીકૃષ્ણની અવતારકથા કહેતાં પ્રથમ શ્વેતદ્વીપમાંથી પ્રાદુર્ભાવ કહ્યો, કાર્ય પતી ગયા પછી અક્ષરધામમાં જવાનો વિચાર કર્યો. વચ્ચે વૈકુંઠ પદ પ્રત્યે જવાની વાત કરી અને અંતે અક્ષરધામમાં ગયા. આનો જો આખો વિચાર કરીએ તો અક્ષર અને વૈકુંઠ શબ્દની પર્યાયતા જરૂરથી સમજવી પડે. તોજ સંગતિ થાય. નહિ તો પરસ્પર વિરોધ આવે. એકજ શ્રીકૃષ્ણને શ્વેતદ્વીપ બદરિકાશ્રમનો પણ સંબન્ધ કહીને સર્વના અધિપતિ શ્રીકૃષ્ણને કહ્યા. એ શ્રીકૃષ્ણ ફરીથી સ્વામિનારાયણરૂપે પ્રગટ થયા એમ આગળ કથા કહેવાય છે. આ ઉપરથી એમ સમઝાય છે કે–વ્યાખ્યાનકર્તાઓ પોતાની ઇચ્છા મુજબ એકજ વસ્તુને નામભેદથી કહે છે. કોઈ સ્થળે તો ખાસ પર્યાયતા જણાવાજ નામભેદથી પ્રયોગ કરે છે. આજ રીતે બીજા ગ્રંથોમાં પણ એવા પ્રયોગો બહુ આવે છે. માટેજ સર્વમંગળમાં શ્રીહરિનાં નામ કહેતાં **'गोलोकरमण:, वैकुण्ठनायक:, अक्षरस्थ:, ब्रह्मक्रीड:'** આ નામથી એમને એકનેજ કહ્યા છે. શાસ્ત્રીય વિશાળ તત્વ દૃષ્ટિએ વિચારીએ તો અનાદિ પરાત્પર પરમેશ્વર એકજ અને તેમનું પરાત્પર અપુનરાવૃત્તિ અપ્રાકૃત અનાદિ ધામ મુક્તપ્રાપ્ય પણ એકજ છે એમ અવશ્ય સ્વીકારવું પડે.

ઉપર પ્રમાણે વૈકુંઠ શબ્દને અક્ષરધામપર્યાયમાં લેવામાં આવેલો હોવાથી બન્નેને જુદી જુદી વ્યક્તિઓ નહિ કહેતાં એકજ કહેવામાં બહુ સમુચિતતા છે. કોઈ સ્થળે ગોલોક મધ્યેના અક્ષરધામથકી જુદા વૈકુંઠ લોકનું વર્ણન આવે છે ત્યાં તો **'रक्षार्थं सर्वभूतानां विष्णुत्वमुपजग्मिवान्'** આમાં કહ્યા પ્રમાણે પરંબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્ અવતારભૂત વિષ્ણુ ભગવાન કે જેમનાથકી ઘણા અવતારો થયાનું પણ ગ્રંથમાં પ્રતિપાદન છે તેમના લોકને સમઝવો. જેની સ્થિતિ બ્રહ્માંડની અંદર ઊર્ધ્વ વર્ણવી છે. રમાની રૂચિથી ભગવાને રચેલો હોવાથી જેને **રમાવૈકુંઠ** તેમજ રચેલો હોવાથી કાર્યવૈકુંઠ નામથી પણ કહે છે. આ બાબત **'वैकुण्ठ कल्पितो येन लोको लोकनमस्कृतः'** આ ભાગવત વચનથી વ્યક્ત થાય છે. સ. પ્ર. ૨ અ ૪૪ શ્લો. ૭૭ **'वैकुण्ठेऽपि रमाया रुचयेऽतिविशाले २ रचिते स्वेन च विष्णु २ वंससि त्वमकाले'** (રમાની રૂચિ માટે પોતેજ રચેલા, બહુ વિશાળ, કાળભયે વર્જીત એવા વૈકુંઠ ધામમાં પણ તમે વિષ્ણુરૂપે લક્ષ્મીજી સાથે નિવાસ કરી રહ્યા છો. આ શ્રીહરિની સ્તુતિ છે) આ ઉપરથી **રમાવૈકુંઠ** નામ પડ્યું છે. સ. પ્ર. ૨ અ. ૪૪ શ્લો. ૫૫ **'केचिदाहुर्वयं त्वेनं सलक्ष्मीकमचक्ष्महि । विष्णुं वैकुण्ठलाके वै सेवितं पार्षदोत्तमैः ॥'** (બીજા કોઇએ આ નારાયણમુનિજ કાર્યવૈકુંઠ લોકમાં લક્ષ્મી સહિત નંદસુનંદાદિ પાર્ષદ પ્રવરોએ સેવેલા વિષ્ણુરૂપે અમોએ ભાળ્યા છે એમ કહ્યું)

આની રઘુવીર ટીકામાં 'कार्यवैकुण्ठ' એમ કહ્યું છે. બ્રહ્માંડાંતર્વર્તિ આ ધામમાં વિષ્ણુ ભગવાન આપ્રલય રહે છે. આ ધામને પામેલાઓની પણ પુનરાવૃત્તિ નથી એમ વચનામૃત સારંગપુર ૧૪ માં શ્રીહરિએ કહ્યું છે. આ બાબત ભાગવત સ્કંધ ૧૦ અ. ૮૮ શ્લો. ૨૫–૨૬ 'ततो वैकुण्ठमगमद्भास्वरं तमसः परम्। यत्र नारायणः साक्षात् न्यासिनां परमा गतिः। शान्तानां न्यस्तदण्डानां यतो नावर्तते गतः॥' આમાં બહુ સ્પષ્ટ છે. આમાં આવેલા વૈકુંઠ શબ્દનો શ્વેતદ્વીપધામપર અર્થ પણ ગોપાલાનંદ ટીકામાં કર્યો છે. શિક્ષાપત્રી શ્લો. ૨૯ ની ટીકામાં 'देहेन्द्रियासुहीनानां वैकुण्ठपुरवासिनाम्' (ભા. સ્કંધ ૭ અ. ૧ શ્લો. ૩૪) આ શ્લોક લઈને તેનો અર્થ પણ 'प्राकृतैर्देहेन्द्रियासुभिर्हीनानां, दिव्यदेहानामित्यर्थः' આ રીતે કર્યો છે. આ ઉપરથી અપ્રાકૃત ધામ જેવું જ આ ધામ છે એમ જણાય છે. વાસુદેવમાહાત્મ્યમાં અ. ૧૯ શ્લો. ૬ માં ભગવાન શ્રીકૃષ્ણ ગોલોક મધ્યેના અક્ષરધામમાં રાધા લક્ષ્મી સાથે નિત્ય રહેવાનું કહીને, શ્લો. ૮ માં વૈકુંઠધામમાં લક્ષ્મી સાથે ચતુર્ભુજરૂપે નંદ ગરૂડાદિ પાર્ષદો સાથે રહેવાનું કહીને શ્લો. ૯ માં શ્વેતદ્વીપમાં મુક્તોને પાંચ વખત નિત્ય દર્શન દેવાનું કહે છે આજ બાબત વચનામૃત વરતાલ ૨ માં પણ વર્ણવી છે. અહીં જે વૈકુંઠ કહ્યું તે પણ રમાવૈકુંઠ સમઝવું. કોઈ સ્થળે શ્વેતદ્વીપને વૈકુંઠ શબ્દથી પણ કહે છે. આ ધામને પામેલાઓની પણ પુનરાવૃત્તિ નથી. આનો મહિમા વાસુદેવમાહાત્મ્યમાં અક્ષરધામતુલ્ય કહેવામાં આવ્યો છે. બદરિકાશ્રમ તો ભૂમિસ્થ હોઈને સંપ્રદાયના ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિના આવિર્ભાવનું સ્થાન છે. એનું ગૌરવ પણ ગ્રંથમાં બહુ કહેવામાં આવ્યું છે.

હવે મહાવૈકુંઠનો વિચાર કરવાનો રહ્યો. સ. પ્ર. ૨ અ. ૪૪ શ્લો. ૫૪ 'केचिदूचुर्महालक्ष्म्या विश्वक्-सेनादिभिः सह। महावैकुण्ठलोकेऽयं दृष्टोऽस्माभिर्हरिर्नृप॥' આની ટીકામાં મહાવૈકુંઠ શબ્દનો પર્યાય 'અવ્યાકૃત ધામ' એવો કર્યો છે અને હરિશબ્દનો 'ભૂમાપુરૂષ' એવો અર્થ કર્યો છે. પ્ર. ૨ અ. ૪૪ શ્લો. ૭૯ માં પણ આ મુજબજ અર્થ છે. સ. પ્ર. ૩ અ. ૨૯ શ્લો. ૬૧ 'आनेतुं विप्रतनयान् रथस्थः सार्जुनो ययौ। स ब्रह्मधाम स्वस्यैव प्राकृतात्तमसः परम्॥' (શ્રીકૃષ્ણ ભગવાન રથમાં બેસીને અર્જુનને સાથે લઈને, મરેલા વિપ્રતનયોને પાછા લાવવા માટે પ્રાકૃત ગાઢ અંધકારથકી પાર વર્તતા પોતાનાજ બ્રહ્મધામ (અવ્યાકૃત નામના સ્વપદ) પ્રત્યે ગયા હતા) આમાં એક તો ધામને પ્રકૃતિથકી પર કહ્યું અને તેનું બ્રહ્મધામ નામ કહ્યું અને ત્યાં શ્રીકૃષ્ણની વિપ્રતનયો લેવા માટે પધરામણી કહી. અહીં ટીકામાં બ્રહ્મધામ શબ્દનો પર્યાય 'અવ્યાકૃત' ધામ એવો કર્યો છે આ ઉપરથી જેને મહાવૈકુંઠ કહેતા હતા તેનેજ અવ્યાકૃત કહ્યું અને એનેજ **બ્રહ્મધામ** શબ્દથી મૂળમાં કહ્યું. આ બાબત વચનામૃત પ્રથમ ૬૬ માં "જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનની પ્રતિજ્ઞા રાખવાને કાજે બ્રાહ્મણનો પુત્ર લેવાને ગયા ત્યારે દ્વારિકામાંથી રથ ઉપર બેસીને અર્જુનસહિત ચાલ્યા તે લોકાલોક પર્વતને ઉલ્લંઘીને માયાનો જે અંધકાર તેને સુદર્શન ચક્રે કરીને કાપીને તેને વિષે રથને હાંકીને ને **તેજ:પુંજને વિષે** પ્રવેશ કરીને અને ભૂમાપુરૂષ પાસેથી બ્રાહ્મણના પુત્રને લઈ આવતા હવા. માટે શ્રીકૃષ્ણ ભગવાન દિવ્યમૂર્તિ હતા તો તેને પ્રતાપે કરીને લાકડાનો જે રથ અને પંચભૂતના દેહવાળા જે ઘોડા તે સર્વ દિવ્ય ને માયાપર જે ચૈતન્ય તે રૂપે થતા હવા. અને જો દિવ્યરૂપ ન થયા હોય તો જેટલું માયાનું કાર્ય હોય તેટલું માયામાંજ લીન થાય પણ માયાથી પર જે **બ્રહ્મ** ત્યાં સુધી પહોંચે નહિ" આ રીતે લખી છે. આમાં જે દિવ્ય માયાપર ચૈતન્ય આદિક શબ્દો આવે છે તે પ્રાકૃતમાં અસંભવિત સમઝીને સુધાસિંધુની ટીકામાં **'તેજ:પુંજ'** શબ્દનો અર્થ **'જ્યોતિર્મય અક્ષરબ્રહ્મધામ'** એવો કર્યો છે તેમજ **'બ્રહ્મ'** શબ્દનો અર્થ **'અક્ષરબ્રહ્મ ધામ'** એવો કર્યો છે. ભૂમા શબ્દનો અર્થ પણ 'અપરિચ્છિન્ન સુખસ્વરૂપ' એવો કરીને શ્રીહરિપર લીધો છે. આ બધી કથા અને તેની અંદરના શ્રીજીના શબ્દોને મેળવીએ તો મહાવૈકુંઠ કહો કે અવ્યાકૃત ધામ કહો કે બ્રહ્મધામ કહો કે અક્ષર બ્રહ્મધામ કહો બધુ એકજ સાબીત થાય છે. માત્ર નામભેદ છે.

ઘણી ખુબી તો વર્ણનમાં એ છે કે–અક્ષર ગોલોક વૈકુંઠ શબ્દથી વર્ણવેલા ધામમાં એકજ ભગવાન અને તે ભગવાન સાથે એની એજ રાધાલક્ષ્મીનો તથા એના એજ નંદ સુનંદ શ્રીરામ વિશ્વક્સેન ગરૂડાદિ પાર્ષદોનો યોગ અને તેમનાથકી અવતારો થવાનું વર્ણવે છે. આ ઉપરથી તે ધામો એકજ છે અને તેના

અધિપતિ એકજ શ્રીરાધિકાકૃષ્ણ છે એમ માનવું પડે. અને એમ માનીએ તોજ સારી સંગતિ થાય. નહિ તો વિરોધનો અવધિ રહે નહિ.

સંપ્રદાયના ગ્રંથોમાં વર્ણવેલા સમાધિપ્રકરણમાં જુદાં જુદાં ધામો ભક્તોને બતાવવાની વાત આવે છે. આમાં જે ધામો શ્વેતદ્વીપ બદરીકાશ્રમ રમાવૈકુંઠ વિગેરે ભૂમિસ્થ તરીકે કહ્યાં છે તેનો કશો વિચાર કરવાનો નથી જે ધામો વૈકુંઠ ગોલોક અક્ષર આદિકને પ્રકૃતિપર અનાદિ અપ્રાકૃત અવિનાશિ આદિક વિશેષણોથી વર્ણવ્યાં છે તેનો અહીં વિચાર કરવાનો છે. આ ધામોની એકાર્થતા તો પ્રથમ સપ્રમાણ નક્કી કરી છે. ભગવાને પોતાની ઈચ્છાથી કે ભક્તોની ઈચ્છાથી આ લોકમાં સમાધિ વિષે અમુક દેખાવ દર્શાવ્યો હોય તે ઉપરથી ધામનો ભેદ સિદ્ધ થતો નથી. જે સમાધિપ્રકરણ છે તે ધામનિર્ણયિક નથી. ધામનો નિર્ણય તો સ. પ્ર. ૩ અ ૪૧ તથા ભક્તચિંતામણિ પ્ર. ૧૫૯ છે. એને અનુસરીનેજ બીજો બધો ગ્રંથાર્થ ઘટાવવો જોઈએ. વળી સમાધિ પ્રકરણમાં ધામભેદ જેવું આવે છે પરંતુ ધામી તો એક શ્રીકૃષ્ણરૂપ શ્રીહરિનેજ છેવટે કહેવામાં આવે છે. આ બાબત સ. પ્ર. ૨ અ. ૪૪ શ્લો. ૯૦ થી ૯૩ સુધીમાં સ્પષ્ટ છે. આનો અર્થ સર્વેએ વાંચવા વિચારવા જેવો છે. જ્યારે ધામી ભગવાન અને રાધા લક્ષ્મી પત્નીઓ અને નંદ સુનંદ શ્રીદામ વિશ્વક્સેન ગરૂડાદિ પાર્ષદો અને બીજી બધી વિભૂતિ એકજ મળતી નક્કી થાય છે તો પછી ધામભેદ અનુપયોગિ નિરર્થક છે. અથવા 'तुष्यतु दुर्जनः' આ ન્યાયે ભલે ધામ ભેદ માનો તથાપિ ધામી તો અંતે એકજ રાધાકૃષ્ણ નક્કી કરવામાં આવ્યા છે. એટલે કંઇ કહેવાતું રહેતું નથી. આવો ધામભેદ પણ પરમાત્માની ઈચ્છા ઉપર આધાર રાખે છે. એમાં અન્ય કોઈ હેતુ નથી. મુખ્ય વિવાદ જુદા જુદા ધામી ઉપર છે. તે ધામી તો એકજ હોવાથી કશા વિવાદને સ્થાન રહેતું નથી. ગોલોક કહીને પણ તેના અધિપતિ શ્રીરાધાકૃષ્ણને કહ્યા છે. અક્ષર કહીને પણ તેના અધિપતિ શ્રીરાધાકૃષ્ણને કહ્યા છે. અને ગોલોક મધ્યે અક્ષરધામ કહીને પણ તેના અધિપતિ શ્રીરાધાકૃષ્ણને કહ્યા છે અને વૈકુંઠાદિ કહીને પણ તેના અધિપતિ શ્રીરાધાકૃષ્ણને કહ્યા છે. અને વધારામાં 'એજ સ્વામિનારાયણ છે' એમ પણ કહ્યું છે. એને માટે પુરતાં પ્રમાણો ગ્રંથમાંજ છે.

આ પ્રસંગે આ એક બાબત ખાસ સમજવાની છે. તે ગોપાળાનંદસ્વામીએ ભાગવતના દશમ સ્કંધના અંતમાં આવેલી વેદસ્તુતિની ટીકામાં જીવ ઈશ્વર બ્રહ્મ માયા પરબ્રહ્મ આ પાંચ ભેદનું નિરૂપણ કરવાના પ્રસંગે ખાસ સમઝાવી છે. અક્ષરબ્રહ્મના નિરૂપણમાં આવાં વાક્યો લખ્યાં છે. "अथाक्षरब्रह्मलक्षणानि–( હવે અક્ષરબ્રહ્મનાં લક્ષણો કહે છે એમ આરંભ કરીને ) अक्षरब्रह्मसंज्ञास्त्रयः सन्ति। तत्राद्यं प्रकृतिसंबन्धरहितं पुरुषोत्तमस्य निवासभूतमक्षरब्रह्माभिधं ब्रह्मपुरं धाम बोध्यम्। द्वितीयं पुरुषोत्तमोपासकं तद्धामस्थं मुक्तकोटिवृन्दं च। तृतीयः पुरुषोत्तमेच्छया ब्रह्माण्डोत्पादकः प्रकृत्यधिष्ठाताऽक्षरपुरुषश्च। ( અક્ષરબ્રહ્મ સંજ્ઞાથી ત્રણ વસ્તુઓ સમઝવાની છે. તેમાં પ્રથમનું–પ્રકૃતિના સંબન્ધે રહિત, પુરૂષોત્તમના નિવાસસ્થાનભૂત, અક્ષરબ્રહ્મ નામનું **બ્રહ્મપુર ધામ** જાણવું. બીજુ–પુરૂષોત્તમોપાસક, તે ધામમાં રહેલું **મુક્તકોટિવૃંદ** જાણવું. ત્રીજો–પુરૂષોત્તમની ઈચ્છાથી બ્રહ્માંડને ઉત્પન્ન કરનારો પ્રકૃતિનો અધિષ્ઠાતા **અક્ષરપુરૂષ** જાણવો. આ રીતે અક્ષરબ્રહ્મ સંજ્ઞાથી ત્રણ વસ્તુઓ સમઝવી) तत्र प्रमाणभूताः श्रुतिस्मृतयः–( તેમાં પ્રમાણભૂત શ્રુતિસ્મૃતિઓને કહે છે) 'दिव्ये ब्रह्मपुरे ह्येष स व्योम्न्यात्मा प्रतिष्ठित.' 'एतत्सत्यं ब्रह्मपुरं' अक्षरे परमे व्योमन् यस्मिन् देवा अधिविश्वे निषेदुः' 'यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम' 'माया परैत्यभिमुखे च विलज्जमाना' 'विलज्जमानया यस्य स्थातुमीक्षापथेऽमुया' 'स्वधामनि ब्रह्मणि रंस्यते नमः' 'ब्रह्माख्यं धाम ते यान्ति शान्ताः सन्न्यासिनोऽमलाः' 'गच्छन्त्यमूढाः पदमव्ययं तत्' 'मद्भावमागता.' 'मम साधर्म्यमागताः' 'पुनश्चाक्षरधामनि स्थास्यन्ति ते स्वतन्त्राश्च कालमायाभयोज्झिताः' 'न यत्र माया किमुतापरे हरेरनुव्रता यत्र सुरासुरार्चिताः' इत्थं हरिधाममुक्तवृन्दयोर्निरूपणमुक्तम्। (આ પ્રકારે ભગવાનનું નિવાસ સ્થાનભૂત **અક્ષરબ્રહ્મ ધામ** અને તેમાં રહેનારા **મુક્તવૃંદનું** નિરૂપણ કર્યું) इदानीमक्षरब्रह्माभिधपुरुषनिरूपणे प्रमाणानि–( હવે અક્ષરબ્રહ્મ નામથી કહેલા પુરૂષના નિરૂપણમાં પ્રમાણોને કહે છે) 'जहात्येनां भुक्तभोगामजोऽन्यः' 'अनादिरात्मा पुरुषो निर्गुणः प्रकृतेः परः। प्रत्यग्धामा स्वयंज्योतिर्विश्वं येन

समन्वितम्' 'स एव प्रकृतिं सूक्ष्मां दैवीं गुणमयीं विभुः' मदिच्छयैवोपगतामभ्यपद्यत लीलया' 'त्वत्तः पुमान् समधिगम्य ययास्य वीर्यं' इत्यादीनि''

આ ગોપાળાનંદમુનિસંગ્રહીત પદો અને પ્રમાણોની પર્યાલોચના કરતાં **અક્ષરબ્રહ્મ** શબ્દથી ત્રણ વસ્તુઓ સ્પષ્ટ સમઝાય છે, તો વચનામૃત સત્સંગિજીવન વિગેરેમાં આવતા અક્ષર બ્રહ્મ શબ્દનો એકજ વસ્તુમાં સમન્વય નહિ કરતાં અર્થવશાત્ જેમ ઘટતું મળતું આવે તેમ ફકત ત્રણ વસ્તુઓમાં સમન્વય કરવો. કોઈ સ્થળે મુકતોમાં તો કોઈ સ્થળે નિવાસસ્થાનમાં તો કોઈ સ્થળે અક્ષરપુરૂષમાં વપરાતો **અક્ષરબ્રહ્મ** શબ્દ નક્કી થાય છે, તો એકનું એક જ્યાં ત્યાં કુટયા કરવું નહિ. અહીંયાં ભગવાનના ગોલોકાંતર્વર્તિ નિત્યનિવાસસ્થાનનો વિચાર ચાલે છે તેમાં **અક્ષરબ્રહ્મ** શબ્દ વપરાએલો સમઝવો. કેટલાક અખતરડાણાએ તો ઉપરનાં નિવાસસ્થાનને નિરૂપણ કરનારાં શાસ્ત્રવચનોના ઉટાંગ અર્થો કરીને તે સ્થાનનેજ ઉડાવી દઈને મૂર્તિતેજનેજ અક્ષરધામ મનાવાની મનઃકલ્પિત ગામઠી ગોઠવણી બીજી જુદીજ કરી છે. આની પરીક્ષા કોઈ અવસરે કરવામાં આવશે.

કોઈ અડબંગાઓ 'અમુક ધામ રામચંદ્રજીનું છે. અમુક ધામ શ્રીકૃષ્ણનું છે અને અમુક ધામ શ્રીજીમહારાજનું છે અને તેમના તેમના ઉપાસકોને તે તે ધામ જુદું જુદું પામવાનું છે' એવો ભેદ પાડીને ધામોનો સમન્વય કરવાની અડબંગઈ કરતા જણાયા છે. આ બાબતની બીલકુલ સંભવિત સમન્વિત પ્રમાણિત નથી. આવો વિભાગ માન્ય મુખ્ય ગ્રંથોમાં નથી. જેને રામચંદ્રજીનું ધામ કહેતા હોય તેનેજ શ્રીકૃષ્ણ ધામ તરીકે કહે છે અને જેને શ્રીકૃષ્ણનું ધામ કહેતા હોય તેને શ્રીહરિના ધામ તરીકે કહે છે. સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૭ માં પરંબ્રહ્મ પરમાત્માના અવતારોની ઉપાસનાથી અક્ષરધામની પ્રાપ્તિ થાય છે એમ શ્રીહરિ સર્વને એકરૂપ પ્રાપ્તિ કહે છે. આ બાબતને લો. ૧૮ પુરેપુરી પુષ્ટિ આપે છે. અવતારોના ઉપાસકોને અક્ષરધામની પ્રાપ્તિ અને ઉપાસ્ય અવતારોને તેની પ્રાપ્તિ નહિ આ તો અત્યંત વિપરીત અવિચારિત અઘટિત કહેવાય. જો કોઈએ રામચંદ્રજીનો પ્રાદુર્ભાવ વૈકુંઠથકી વર્ણવ્યો હોય અને તે ઉપરથી તેમનું ધામ વૈકુંઠજ ઠરતું હોય તેમજ કોઈએ શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ ગોલોકથકી વર્ણવ્યો હોય અને તે ઉપરથી તેમનું ધામ ગોલોકજ ઠરતું હોય તો શ્રીહરિનો પ્રાદુર્ભાવ બહુધા બદરીકાશ્રમથકી વર્ણવેલો હોવાથી તેમનું ધામ તેજ ઠરે અને એમના આશ્રિતોને એજ મળવાનું ઠરે. પરંતુ એમ નથી. પરમેશ્વર પુરૂષોત્તમ એકજ છે, એમનાજ અવતારો છે, અવતાર અવતારીથકી પૃથક નથી, ગમે ત્યાંથી અવતાર ધારણ કરે છે. એકજ શ્રીકૃષ્ણના આવિર્ભાવનાં અનેક સ્થાનો કહ્યાં છે. શ્રીહરિના આવિર્ભાવના પણ અનેક સ્થાનો કહ્યાં છે. તો એવો વિભાગ માન્ય કરી શકાય નહિ.

કોઈ ઉડધંગાઓ આગ્રહથી 'ગોલોક ધામ શ્રીકૃષ્ણનું છે અને અક્ષરધામ શ્રીજીનું છે અને તેમના ઉપાસકોને તે તે જુદું જુદું ધામજ પ્રાપ્ય છે' એવી પણ ઉડધંગઈ કરતા જણાયા છે. આ બાબત પણ સર્વાંશે અસંભવિત અનન્વિત અપ્રમાણ છે. એવો વિભાગ માન્ય ગ્રંથમાં નથી. સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૬૧ માં શ્રીકૃષ્ણને અને શ્રીહરિને એકજ રૂપ નક્કી કરીને, તે બન્નેનું ધામ પણ ગોલોકાંતર્વર્તિ અક્ષર એકજ નક્કી કરીને, તેમના ઉપાસકોને પામવાનું ધામ પણ તે એકજ છે એમ શ્રીહરિએજ નક્કી કરી આપ્યું છે એવાં વચનો સત્સંગિજીવનમાં બહુ છે. આ અર્થને વચનામૃત મધ્ય ૬૪ વડતાલ ૧૮ તથા ભક્તચિંતામણી પ્રકરણ ૧૫૯ પુરેપુરી પુષ્ટિ આપે છે. વિશેષ પ્રમાણોનો ઉપન્યાસ પ્રથમ કર્યો છે.

વસ્તુસ્થિતિ તો આ કહી તેવીજ સુંદર છે છતાં તેનો પરિત્યાગ કરીને કેવળ ઉપર મુજબ એકદેશી આગ્રહમાંજ ઉતરે અને જો તેની સામે બીજો કોઈ એકદેશી અવળા આગ્રહમાં ઉતરે તો 'શ્રીકૃષ્ણનું અક્ષરધામ છે અને શ્રીહરિનું ગોલોક ધામ છે' એમ પણ અવળું સાબીત કરી શકાય તેમ છે. કેમકે તેવાં પણ પ્રમાણો ગ્રંથોમાં ઘણાં છે. વચનામૃત પ્ર. ૪૨ 'અને પરમાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેની સંગાથે વ્રજની ગોપીઓએ કામબુદ્ધિએ કરીને પ્રીતિ કરી તો પણ સર્વે ભગવાનની માયાને તરી ગઈઓ ને પોતે ગુણાતીત

થઈને **નિર્ગુણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીએ**, તેનું કારણ એ છે કે શ્રીકૃષ્ણ ભગવાન પોતે **સાક્ષાત્** પુરૂષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ હતા' લોયા ૧૮ "જેમ વ્રજના ગોપને આશ્ચર્યરૂપ શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્ર દેખીને પ્રથમ તો દેવભાવ આવ્યો પછી ગર્ગાચાર્યનાં વચનને સંભારીને નારાયણનો ભાવ આવ્યો પછી એમ કહ્યું જે 'તમે તો નારાયણ છો માટે અમને તમારૂ ધામ દેખાડો' **ત્યારે અક્ષરધામ દેખાડ્યું**" મધ્ય ૬૪ 'ભગવાન શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે તે તો રાજાધિરાજ છે અને અખંડમૂર્તિ છે **અને પોતાનું અક્ષરધામરૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે**' વરતાલ ૧૮ 'માયાના તમથકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે **અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે**' સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો ૩૬ **ગોલોકની અંદર વર્તતા તેજોમય અક્ષરધામમાં** શોભાયમાન મંદિરમાં રહેલા રમણીય રત્નસિંહાસન વિષે **શ્રીકૃષ્ણ ભગવાન** રાધા લક્ષ્મી આદિક પોતાની શક્તિઓએ સેવ્યાથકા **સદાવિરાજમાન** છે' સ. પ્ર. ૪ અ. ૪૬ **પોતાના અક્ષર નામના ધામમાં શ્રીકૃષ્ણ ભગવાન વિરાજે છે**' ઈત્યાદિ અનેક પ્રમાણો અક્ષરધામ શ્રીરાધાકૃષ્ણનું છે એમ કહે છે. શિક્ષાપત્રી શ્લો. ૧૨૧ '**અમને ઇપ્સિત ધામ ગોલોક છે**' વચનામૃત મધ્ય ૧૯ 'અમે ગોલોકમાં ગયા' સત્સંગિજીવન પ્ર. ૨ અ. ૪૪ શ્લો. ૭૯ 'તમો ગોલોકના અધિપતિ છો' પ્ર. ૪ અ. ૫૨ શ્લો. ૨૫ 'દીક્ષિત એકાંતિક ભકતો દેહને અંતે ગોલોક નામના પરમ ધામને પામે છે' પ્ર ૩ અ. ૧ શ્લો. ૨ 'મહાભક્ત અભયરાજા શ્રીહરિના ગોલોક ધામને પામ્યા' ભક્તચિંતામણી પ્ર. ૧૬૨ 'કરી કાજ મહારાજ મોટાં, ગયા પોતે ગોલોક' કીર્તનમાં—'આવ્યા ગોલોકવાસી રે' ઇત્યાદિ બહુ પ્રમાણો ગોલોક ધામ શ્રીજીમહારાજનું છે એમ કહે છે. એક દેશી આવા અવળા વિવાદમાં ઉતરતાં આવું અવળું પણ સાબીત થઈ જાય, માટે બધી અપ્રમાણ અવળાઈને છોડીને સ. પ્ર. ૩ અ. ૪૧ માં તથા ભક્તચિંતામણિ પ્ર. ૧૫૯ માં તથા વાસુદેવમાહાત્મ્ય અ. ૧૭–૧૮ માં જે ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ એકજ શ્રીકૃષ્ણનું તેમજ શ્રીહરિનું નક્કી કરવામાં આવ્યું છે એજ અંગીકાર કરવું યોગ્ય છે.

આ પ્રસંગમાં આ એક બાબત પ્રથમ સમઝવાની છે. **ધામશબ્દ** તેજ ગૃહ સ્થાન વિગેરેમાં પ્રવર્તે છે. પરમાત્માના નિવાસસ્થાનને કે મંદિરને **ધામ** શબ્દથી બહુધા કહે છે. આવા પ્રકૃતિપાર પરમ ધામને 'જેમાં કાળ માયા કર્મજન્ય રોધ નથી તે વૈકુંઠ કહેવાય એવી વ્યુત્પતિ કરીને **વૈકુંઠ** શબ્દથી કહે છે. જેનાં પ્રમાણે પ્રથમ આપ્યાં છે. એજ પરમ સ્થાનને 'यत्र गावो भूरिशृङ्गा अयासः अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि' આ શ્રુતિને અનુસારે નિરતિશય દીપ્તિએ યુક્ત હોવાથી ગોલોક કહેવાય એવો અર્થ કરીને **ગોલોક** શબ્દથી કહે છે. જેનાં પ્રમાણો પ્રથમ આપ્યાં છે. એજ પરમ ધામને જેનો ક્ષર–નાશ નહિ તે અક્ષર કહેવાય' એની વ્યુત્પત્તિ કરીને **અક્ષર** શબ્દથી કહે છે. જેનાં પ્રમાણો પ્રથમ આપ્યાં છે. આ રીતે જોતાં ગોલોક વૈકુંઠ અક્ષર આદિક શબ્દો ધામના વિશેષણભૂત સમઝાય છે. માટેજ 'ગોલોક ધામને પામે છે' આ રીતે સર્વત્ર ધામ શબ્દને વિશેષ્ય તરીકે લેવામાં આવે છે. કોઈ સ્થળે ઉપરના શબ્દો વિશેષ નામ તરીકે પણ લેવામાં આવે છે, માટેજ 'ભગવાનનું ધામ જે ગોલોક તેને પામે છે' એવા પ્રયોગોની પણ સંગતિ થાય છે. વસ્તુતત્ત્વથી વિચારતાં ઉપરના શબ્દો ભગવાનના એકજ દિવ્ય સ્થાનના વાચક જે તે રીતે થાય છે. શબ્દો જુદા જુદા આવે છે એ ઉપરથી ધામો પણ અત્યંત જુદાં જુદાં છે એમ સમઝવું નહિ એટલોજ મુદ્દો શાસ્ત્રીય કહેવાનો છે.

આ પ્રસંગે વળી આ વાકય ઉપર ઘણાને ઘણી શંકા રહે છે તેનો પણ વિચાર કરી લેવો ઉપયોગિ છે. પંચાળા ૧ માં "અને પશુના સુખથી મનુષ્યમાં અધિક સુખ છે ને તે કરતાં રાજાનું સુખ અધિક છે ને તેથી દેવતાનું સુખ અધિક છે ને તેથી ઈન્દ્રનું અધિક છે ને તેથી બૃહસ્પતિનું ને તેથી બ્રહ્માનું ને તેથી **વૈકુંઠનું ને તેથી ગોલોકનું સુખ તે અધિક છે અને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે.** એવી રીતે ભગવાનના સુખને અતિશય જાણીને...અને તે ભગવાનના સુખ આગળ બ્રહ્માદિકનું સુખ તો" આવાં વાકયો છે. આમાં કહેલી સુખની ન્યૂનાધિકતા ઉપરથી ગોલોક અક્ષરની અત્યંત ભિન્નતા

પ્રાકૃત અપ્રાકૃત આદિ અનાદિ જેટલી કેટલાક સમજે છે અને સમઝાવે છે તે યોગ્ય નથી. આનો પૂર્વાપરનો તેમજ અન્ય સ્થળનો વિચાર કરતાં અહીં પરમાત્માના સુખની નિરવધિકાતિશયતા કહેવાનો મુખ્ય મુદ્દો છે. એક પરમાત્માનું, બીજું આત્મસ્વરૂપનું અને ત્રીજું પરમાત્માના દિવ્ય લોકનું, એમ ત્રણ પ્રકારનું સુખ કહેવાય છે. આમાં ખરૂ નિરૂપાધિ સુખ પરમાત્મસંબન્ધી છે. બીજામાં સુખ છે તે પણ પરમાત્માના સંબન્ધથી હોઈને સોપાધિક સ્વરૂપ છે. એમ ત્રિવિધ સુખ હોવાથી પરમાત્માના સુખની સાથે ધામાદિકનું સુખ પણ કહે છે. એમ ભગવાનનું સુખ મુખ્ય હોવાથી તેની નિરવધિકતા પ્રતિપાદન કરવા આ વચનામૃત છે. સાથે ધામસુખને પણ કહે છે. આ બાબત 'તેથી ભગવાનના ધામમાં ભગવાનનું સુખ અતિ અધિક છે' આ વાકયથી બહુ વ્યક્ત થાય છે. એટલે લોકનો આનંદ મુખ્ય નથી. સુખ કહો કે આનંદ કહો બન્ને એકજ છે. ભગવાનના આનંદની અનવધિકતા 'आनन्दमयोऽभ्यासात्' આ સૂત્રમાં વ્યાસે કહી છે. એમાં આનંદવલ્લીની શ્રુતિઓને પ્રમાણપણે લીધી છે. એ શ્રુતિઓમાં 'सैषा आनन्दस्य मीमांसा भवति' એમ આરંભ કરીને વચનામૃતની પેઠે મનુષ્યથકી દેવોનો, તેથી ઈન્દ્રનો, તેથી બૃહસ્પતિનો, તેથી બ્રહ્માનો આનંદ અધિક છે એમ આગળ આગળ આનંદની અધિકતા કહેતાં છેવટે 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' એમ પરમાત્માના આનંદની નિરવધિકતા કહી છે. આજ શ્રુત્યનુસારી ક્રમ આ વચનામૃતમાં લેવાનો ખાસ અભિપ્રાય છે. આ અભિપ્રાય પણ '**અને તે ભગવાનના સુખ આગળ બ્રહ્માદિકનું સુખ તો** જેવું ભારે ગૃહસ્થને બારણે કોઇક રાંક ઠીકરૂં લઈને માગવા આવ્યો હોય તેના જેવું છે' આ વચનથી વ્યક્ત થાય છે. તેથીજ પશુ મનુષ્ય રાજા દેવ દેવેન્દ્ર બૃહસ્પતિ બ્રહ્મા સુધી મળતું સુખ લીધું છે. અર્થ જોતાં પ્રથમ ચેતન વ્યક્તિઓનું સુખ લીધુ હોવાથી બ્રહ્મા પછી તરતજ પરમાત્માનું સુખ લેવું જોઈએ. અહીં છેવટે લોકસુખની વાત લીધી છે તે મળતી નહિ આવવાથી શ્રુતિપ્રોક્ત ક્રમનો ભંગ થાય છે. શ્રુતિપ્રોક્ત શૈલીથી વચનામૃતોક્ત શૈલીમાં ભિન્નતા આવતી જાણીને હરિવાકયસુધા-સિંધુમાં 'ને તેથી વૈકુંઠ લોકનું ને તેથી ગોલોકનું સુખ તે અધિક છે અને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે' આ આખું વાકયજ નહિ લેતાં બ્રહ્માદિકના સુખથી ભગવાનનું સુખ અત્યધિક છે' એમજ ટુંકું લીધું છે. એમ વચનામૃતથકી સુધાસિંધુમાં ફેરફાર કરવાનું કારણ તો ઉપર કહ્યું એજ સમઝાય છે. સુધા-સિંધુની ટીકામાં 'सैषा आनन्दस्य मीमांसा भवति' આ શ્રુતિવાકય પ્રમાણ માટે લીધું છે. એ ઉપરથી શ્રુત્યર્થ સાથે મેળવવાનો યોગ્ય આશય સુધાસિંધુનો સ્પષ્ટ થાય છે. વચનામૃતો ચાર સદ્‌ગુરૂઓએ સંગ્રહેલાં છે તેની ઉપર સંસ્કૃતમાં શતાનંદમુનિએ શ્રીજી આજ્ઞાથી હરિવાકયસુધાસિંધુ નામનો ગ્રંથ કર્યો છે. આ ગ્રંથ શ્રીજીએ પ્રમાણ કરેલો છે અને એની નોંધ પણ સત્સંગિજીવનમાં લીધી છે એટલે આનો ત્યાગ થાય નહિ તેમ ગૌણ કહેવાય નહિ. શ્રુત્યર્થ સાથે સુધાસિંધુનું અનુસંધાન લેતાં વચનામૃતપ્રોક્ત બાબતમાં સંશયોત્પત્તિને અવકાશ મળે છે. એટલે એની ઉપર બહુ જોર મરાય નહિ. માટે 'બ્રહ્માના સુખની અપેક્ષાએ ભગવાનનું સુખ અતિ અધિક છે' એમ લેવું તે વધારે યોગ્ય જણાય છે.

વસ્તુવિચાર કરતાં ઉપર મુજબ વચનામૃત વાકય વિષે યોગ્ય સંશય આવતાં તેની અહીં અનપેક્ષતા જણાય છે તથાપિ શ્રીજીના વચન તરીકે આવેલ હોવાથી તેનું સમાધાન કે સંગતિ સારી અવશ્ય થવી જોઈએ. આગળ ગોલોક અક્ષર લીધેલું હોવાથી અહીં વૈકુંઠ શબ્દથી રમાવૈકુંઠપર્યાય કાર્યવૈકુંઠ કે જેની સ્થિતિ પરમાત્માના સાક્ષાત્ અવતારભૂત શ્રીવિષ્ણુ ભગવાનના સ્થાન તરીકે અંડની અંદર આપ્રલય છે તે લેવું પડે. બ્રહ્માના સુખની અપેક્ષાએ રમાવૈકુંઠના સુખની અધિકતા સર્વથા સંભવિત અસંશયિત છે. ગોલોક કે જેને ગુણાતીત અપ્રાકૃત અનાદિ અવિનાશિ અપુનરાવૃત્તિ સ્થાન તરીકે કહે છે તેના સુખની અધિકતા વૈકુંઠના સુખની અપેક્ષાએ કહી છે તે પણ સંભવિત સમુચિત છે. હવે ગોલોક સુખની અપેક્ષાએ અક્ષરધામના સુખની અત્યધિકતા કહી છે તેનો એક વિચાર કરવાનો રહ્યો. તેને માટે પ્રથમ તો ગોલોકનું અને અક્ષરનું સ્વરૂપ સમઝવું પડે. વાસુદેવમાહાત્મ્ય સત્સંગિજીવન ભક્તચિંતામણીમાં કરેલું વર્ણન જોતાં તેમજ વચનામૃત વડતાલ ૧૮ તથા ઉપોદ્ઘાત જોતાં ગોલોકની અંદર, તેની સાથે સંબન્ધ ધરાવતું અક્ષરધામ છે એમ નિશ્ચિત થાય છે. આ જોતાં ગોલોક એ

આખો લોક અને અક્ષર એ એની અંદર વર્તતું એક ઉત્તમ ભવન ભગવાનને ખાસ રહેવાનું લેવુંજ પડે. એમ લેતાં ગોલોકની અપેક્ષાએ અક્ષરધામના સુખની અત્યધિકતા કહી શકાય. 'જેમ આ મશાલ બળે છે તે મશાલને સમીપે જેવો પ્રકાશ છે તેવો થોડેક છેટે નથી અને તેથી ઘણે છેટે તો સમુળગો નથી, તેમ બીજે ઠેકાણે તો કિંચિત્ સુખ છે અને સંપૂર્ણ સુખ તો ભગવાનના સમીપમાં રહ્યું છે' આ જે દૃષ્ટાંત આપીને ભગવત્સન્નિધિના સુખની સંપૂર્ણતા કહી છે તે પણ બહુ ઘટતી આવે છે. ધામમાં સુખની ન્યૂનાધિકતા તો સુખનિધિ ભગવાનની ઈચ્છા ઉપર આધાર રાખે છે અને તે સુખ પણ મુખ્ય નથી. સુખની સહજ ન્યૂનાધિકતા કહી એ ઉપરથી ગોલોક અક્ષર તદ્દન જુદીજ બીજીજ વ્યક્તિઓ નીચે ઉંચે છે એમ કહી શકાય નહિ. જે રીતે શાસ્ત્રમાં બન્નેને વર્ણવ્યા છે તેમ લક્ષને બન્નેના સુખની સંગતિ કરવી જોઈએ. વળી જ્યાં ગોલોક મધ્યે અક્ષરધામ વર્ણવ્યું છે ત્યાં બન્નેના ધામી ભગવાન મુક્તો જુદા નહિ પણ એકજ વર્ણવ્યા છે. આ ઉપયોગી બાબત પણ સાથે લક્ષમાં લેવાની છે. વળી સ. પ્ર. ૩ અ. ૪૧ માં ધામનું આખુય વર્ણન છે ત્યાં ગોલોકના મધ્યને વિષે અક્ષર ધામ કહીને તેને લગતું બધુય વિવેચન ઉપયોગી કર્યું છે તેમાં ગોલોકના સુખથી અક્ષરનું સુખ અતિઅધિક છે એમ કહેવામાં આવ્યું નથી. આ બાબત પણ સાથે લક્ષમાં લેવાની છે. વળી ધામનું સુખ નહિ કહેતાં, સુખનિધિ ભગવાન થકીજ મુક્તોને સુખની ઈચ્છા છે એમ કહીને, મુક્તોને મળતું સુખ સર્વને સમાન છે પણ ન્યૂનાધિક નથી એમ પણ કહ્યું છે. આ બાબત પણ લક્ષમાં લેવાની છે. જેવાં વિશેષણો અક્ષરને આપ્યાં છે એવાંજ ગોલોકને આપ્યાં છે એ પણ સાથે લક્ષમાં લેવાનું છે. બીજાં વચનામૃતોને તેમજ બીજા ગ્રંથોને અનુસરવું પડે. 'શ્રીજી મહારાજ ગોલોકમાં ગયા અને ત્યાં બહુ આનંદ પામ્યા' એવી વાત મધ્ય ૧૯ માં લખી છે. 'શ્રીજી મહારાજ અંતર્ધાન થતાં ગોલોકમાં ગયા અને એજ ધામ એમના આશ્રિતોને અંતે પામવાનું છે એમ ભક્તચિંતામણી કહે છે. આ બધુ પણ ઘટાવવું પડે ખુંણીયા કે બંડીયા કે ઢુંઢીયા કે મસાણીયા થએ ચાલે નહિ. ભિન્નભિન્ન અર્થના આભાસવાળાં ઉપનિષદ્ વચનોને વ્યાસે જેમ સૂત્રમાં ન્યાયયુક્તિથી ઘટાવીને એકાર્થવાળાં કર્યાં છે તેમ કરવું જોઈએ. નહિ કે એકનો ત્યાગ કરીને કે એકને ગૌણ પાડીને કે એકને ઉતારી પાડીને જેમ તેમ વ્યવસ્થા કરવી જોઈએ. ઉપર મુજબ શાસ્ત્ર રીતે ગોલોકથકી અક્ષરધામના સુખની અધિકતા સંગત થાય છે. સુખની ન્યુનાધિકતાથી કોઈ વિમુખો ગોલોક અક્ષરને તદ્દન જુદાં પાડવાની કુટિલતા કરતા હોય તો તે ભલે કરે પણ તેથી તેમને લેશ પણ ઈષ્ટ લાભ થવાનો નથી. કેમકે જે ગોલોકની અંદર અક્ષર કહેવામાં આવ્યું છે તેના નિવાસી અધિપતિ તો શ્રીરાધિકાકૃષ્ણને નિશ્ચય કરીને એજ શ્રીજી મહારાજ છે એમ પણ નક્કી કરવામાં આવ્યું છે. આ બાબત બીજે બાહ્ય સ્થળે નહિ પણ વચનામૃતમાંજ વરતાલ ૧૮ માં તથા તેના સારભૂત ઉપોદ્ઘાતમાંજ ઉદ્ઘોષીને કહી છે. એટલે ગોલોક કરતાં અક્ષરનું સુખ અતિઅધિક છે એમ સ્વીકારવાથી શ્રીજીના શાસ્ત્રીય સિદ્ધાંતને લેશથી પણ અનિષ્ટ નથી. અનિષ્ટ તો વિમુખોને છે, કેમકે તેમને જે શ્રીકૃષ્ણને તથા તેમની પત્નીભૂત રાધા લક્ષ્મીને તથા તેમના કિંકરભૂત નંદ સુનંદ વિશ્વક્સેન આદિક મુક્તોને કાઢી નાંખીને તેમને સ્થાને બીજાને ગોઠવવાનું ઈષ્ટ છે તે લેશથી પણ મળી શકતું નથી. માટે ઉપર જે શાસ્ત્રાનુસારી સંગતિ કરી તેજ સ્વીકારવી સમુચિત્ છે. 'ગોલોક કરતાં અક્ષરનું સુખ અતિ અધિક છે' આ વાકયના અનેક અર્થાન્તરો અવળા કરેલા જોવામાં આવવાથી અને તેને અવલંબીને ઘણાઓ જ્યાં ત્યાં અવળી લવરી અનવધિ અમર્યાદ કર્તા જણાયાથી ઉપરનો ઉપયોગી વિચાર પ્રસંગાત્ કરી લેવાની જરૂર જણાયાથી કર્યો છે.

વળી આ પ્રસંગે આ પણ એક શંકાસ્થળનું સમાધાન કરવાનું છે. સ. પ્ર. ૨ અ. ૧૮ શ્લો. ૨૯ માં સમાધિ વિષે શ્રીહરિનાં ભુજના સુંદરજીને મહાતેજ વિષે દર્શન થયાની વાત છે. શ્લો. ૩૦ માં ગોલોકમાં રહેલા બ્રહ્મતેજમાં રાસમંડળ વિશે વંશી વજાડતા કૃષ્ણરૂપે દર્શન થયાની વાત છે. આવા શબ્દભેદથી ગોલોકાંતર્વર્તિ અક્ષરધામથકી બીજા તદ્દન જુદા અક્ષરધામની સિદ્ધિ થાય છે એમ કોઈ અસતું માનવું છે. પરંતુ આ ઉપરથી જુદુ નિરાળું અક્ષરધામ સાબીત થતું નથી. ગોલોકમાં જે બ્રહ્મતેજ કહ્યું એનું એજ

**મહાતેજ** કહ્યું છે પણ બીજું જુદુ નહિ. ટીકામાં **બ્રહ્મતેજ** શબ્દનો અર્થ 'पूर्वेक्षितब्रह्मधाम्नि' એવો કર્યો છે. આ ઉપરથી બ્રહ્મતેજ શબ્દનો 'બ્રહ્મધામ' એવો અર્થ નક્કી થયો. આ બ્રહ્મધામ કયું ? તો જે ૨૯ શ્લોકમાં મહાતેજ કહ્યું એજ જાણવું પણ જુદુ બીજુ નહિ એમ જણાવાજ 'पूर्वेक्षित' ( પહેલું જોએલું ) એમ કહેવામાં આવ્યું છે. એટલે ટીકાકારેજ પ્રથમ કહેલું મહાતેજ અને પછી કહેલું ગોલોકમાં રહેલું બ્રહ્મ-તેજ તે બન્નેની એકાર્થતારૂપ સંગતિ કરે છે એમ કરીને આપાતતઃ જણાતી બન્નેના ભિન્નપણાની શંકાને સ્વયં નિવારે છે. વળી જો એવો ભેદ હોય તો જે સુંદરજીને તેવાં દર્શન થયાં છે તેજ પોતે સમાધિમાંથી બહારથી આવીને શ્રીજીનીજ સ્તુતિ કરતાં તેમને 'गोलोकेश' એમજ કહે છે. મહાતેજ કે બ્રહ્મતેજમાં રહેલા એમ પણ કહેતા નથી. જો તેને જુદુ જુદુ જણાયું હોય તો સ્તુતિમાં જરૂર તેમ કહેજ. તો જેમ સ. પ્ર. ૩ અ. ૪૧ કે જે આખાય ધામના વર્ણન પર છે તેમાં શ્લો. ૨૯ માં 'तन्मध्येऽस्ति महत्तेजः' એમ ગોલોકાંતર્વર્તિ અક્ષરધામને **મહાતેજ** શબ્દથી કહ્યું છે તેમ અહીં પણ મહાતેજ શબ્દથી ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ લઈ શકાય. પણ બીજુ જુદુ નિરાળું લઈ શકાય નહિ. આમ થવાથી પરસ્પર વિરોધ ન આવતાં સારી સંગતિ પણ થાય છે.

વળી આજ અધ્યાયમાં એજ ભુજનગરના ભક્તોને શ્લો. ૫૦ માં **ગોલોકાદિ દિવ્ય ધામો વિષે** દિવ્યમૂર્તિ શ્રીહરિનાં દર્શન થયાની વાત લખી છે. અહીં તો મહાતેજને કે અક્ષરને નહિ લેતાં ગોલોકનેજ શ્રીહરિના મુખ્ય દિવ્ય ધામ તરીકે લીધું છે. આ જોતાં ગોલોકથી અક્ષરનેજ જુદુ કહેતા નથી તો ગોલોકાંતર્વર્તિ અક્ષરધામથકી બીજા જુદા નિરાળા અક્ષરધામને કહેવાની વાતજ ક્યાંથી હોય ? વળી આજ અધ્યાયમાં શ્લો. ૧૩ માં પ્રયાગજીત વિપ્રને પ્રથમ **બ્રહ્મપ્રકાશ** વિષે વર્ણિવેષ શ્રીહરિનાં દર્શન થયાની વાત છે. શ્લો. ૧૪ માં પછીથી **ગોલોકધામમાં** શ્રીકૃષ્ણરૂપે દર્શન થયાની વાત છે. ટીકામાં **બ્રહ્મપ્રકાશ** શબ્દનો 'અક્ષર બ્રહ્મ તેજઃપુંજ' એવો અર્થ કર્યો છે. **ગોલોક** શબ્દનો 'ગોલોક મધ્યસ્થ મહાતેજોમય અક્ષરબ્રહ્મ પદ' એવો અર્થ કર્યો છે. એમ ટીકાકારે બન્નેની એકાર્થરૂપ સંગતિ કરી છે. એજ પ્રયાગજીત સમાધિથી બહાર આવતાં 'नमो दिव्यगोलोकधाम्नि प्रकाशे' (શ્લો. ૧૬) એમ સ્તુતિ કરે છે. જો સમાધમાં બે ધામ ધાગી જુદા જુદા જોયા હોય તો સ્તુતિમાં તે જણાવેજ. સ્તુતિમાં તો એકજ ધામ ધાગીને કહે છે. ટીકામાં મૂળના શબ્દનો 'દિવ્ય ગોલોકમાં વર્તતા પ્રકાશમય અક્ષર બ્રહ્મધામ' એવો અર્થ કર્યો છે. એમ કરીને એકાર્થતારૂપ સંગાત કરી છે. આ બધુ પ્રકરણ પુરેપુરૂ જોતાં દિવ્ય ગોલોકાંતર્વર્તિ પ્રકાશમય અક્ષરધામથકી બીજા જુદા નિરાળા અક્ષરધામની સિદ્ધિ થાય એવું કશુંજ નથી. આજ રીતે બીજે સ્થળે તેવા શબ્દો આવે છે તેની પણ આવીજ સંગતિ કરેલી છે. ગોલોક શબ્દનોજ 'મહાતેજોમય' એવો અવયવાર્થ હોવાથી તેને પણ મહાતેજ શબ્દથી કહી શકાય છે. આ બાબત સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૨૨ થી ૨૫ સુધીમાં ગોલોક માટે અભૂત ઉપમાથી સાબીત કરી છે.

આ પ્રસંગે આપણે એક એકદેશીઓના શંકાસ્પદ વાકયોનો વિચાર કરવાનો છે. વચનામૃત અંત્ય ૨૧ માં 'આ સત્સંગ છે તે તો અલૌકિક છે અને જેવા શ્વેતદ્વીપ વૈકુંઠ ગોલોક તેને વિષે ભગવાનના પાર્ષદ છે તે જેવાજ આ સર્વે સત્સંગી છે અને અમે તો જેવા સર્વથી પર જે દિવ્ય અક્ષરધામ તેને વિષે ભગવાનના પાર્ષદ છે તે જેવા જો આ સત્સંગીને ન જાણતા હોઇએ તો અમને ભગવાન તથા ભગવાનના ભક્તના સમ છે' આવાં વાકયો છે. અહીં શ્રીજીનો મુખ્ય ઉદ્દેશ તો સત્સંગનો મહિમા કહેવા પૂર્વક સત્સંગિઓનો મહામાહમા કહેતાં, તેમને પ્રથમ શ્વેતદ્વીપ વૈકુંઠ ગોલોકના પાર્ષદની ઉપમા આપીને પછીથી તેને ભક્ત ભગવાનના સમ ખાઇને દઢ કરવાનો છે. પણ ધામનો ભેદ સમઝાવવાનો મુખ્ય ઉદ્દેશ નથી. જે સત્સંગીઓ છે તે એકજ ભક્તમંડળી છે તેમને એક સાથે પ્રથમ ત્રણ ધામના પાર્ષદની ઉપમા આપીને 'અને અમે તો જેવા સર્વથી પર જે દિવ્ય અક્ષરધામ તેને વિષે ભગવાનના પાર્ષદ છે તે જેવા' આ વાકયથી અક્ષરધામના પાર્ષદની ઉપમા આપેલી લઈએ તો ચાર ઉપમાઓ થાય. પરંતુ આ ઉપરથી ગોલોકથકી

અત્યંત જુદુ બીજું નિરાળું અક્ષર ધામ સાબીત થતું નથી. અહીં તો ફક્ત પરદિવ્ય અક્ષર ધામ કહ્યું પણ તે કયું ? એનું કશું વિવેચન નથી. વિવેચન તો ઉપોદ્ઘાતમાં તથા વરતાલ ૧૮ તથા સત્સંગિજીવન પ્ર. ૩ અ. ૪૧ તથા ભક્તચિંતામણિ પ્ર. ૧૫૯ તથા વાસુદેવમાહાત્મ્યમાં છે. આમાં અક્ષર ધામને ગોલોકાંતર્વતિપણે નક્કી કર્યું છે. આનું અનુસંધાન લેતાં અહીં ગોલોકાંતર્વતિ અક્ષર ધામજ લઈ શકાય પણુ તેનાથી બીજુ જુદુ લઈ શકાય નહિ જો જુદુ લેવા જઈએ તો બીજા વચનોનો વિરોધ આવે અને જુદુ હોવામાં કોઈ પ્રબળ પ્રમાણુ નથી. હવે અહીં મુખ્ય બાબત સત્સંગીઓને જે પાર્ષદોની ઉપમા આપી છે તેનો વિચાર કરવાનો છે જ્યાં આખુ ધામનું વર્ણન કર્યું છે ત્યાં ગોલોક અક્ષરના પાર્ષદો જુદા જુદા નહિ પણ એકજ અક્ષરધામાધિપતિ શ્રીકૃષ્ણુના રાધા લક્ષ્મીનંદ સુનંદ ગરૂડ વિશ્વક્સેન ગોપ ગોપીઓ વિગેરેને નામ સાથે જણાવ્યા છે. અક્ષરમાં પણુ આથી બીજા કોઈ પાર્ષદોનું નિરૂપણ નથી. એટલે આજ નિત્ય પાર્ષદોની ઉપમા આપી છે એમજ માનવું પડે. જો કે અહીં નામ આપીને ઉપમા આપી નથી પણુ બીજે બહુ સ્થળે તો ઉપરનાં નામ આપીને ઉપમા આપેલી સ્પષ્ટ મળી આવે છે માટે એમજ નક્કી થાય છે. આ જોતાં ગોલોક અક્ષરને જુદા માનવાથી પણુ જે ધામોને જુદા પાડીને તેના પાર્ષદોને પણુ જુદા પાડીને તેની ઉપમા મનસ્વી જોઈએ છીએ તે મળી શકતી નથી. વળી બધા ધામોના પાર્ષદોને બીજા કોઈના નહિ પણુ ભગવાનનાજ પાર્ષદો તરીકે અવિભાગથી કહે છે આપણે એક બાબત બહુ વિચારવાની છે આ વિવેચન તો બીજા સ્થળોનું અનુસંધાન લઈને કર્યું. પણુ તેમ બહુ છેટે નહિ જતાં આજ વચનામૃતના પાછળના ભાગનું અનુસંધાન લઈએ તો ઉપરનો અર્થ બહુજ સ્પષ્ટ સારી રીતે બંધબેસતો આવે છે. 'એવા જે દૃઢ સત્સંગી વૈષ્ણુવ છે તેજ અમારે તો સગા વહાલા છે ને તેજ અમારી નાત છે ને આ દેહે કરીને પણુ એવા વૈષ્ણુવ ભેળુંજ રહેવું છે ને શ્રીકૃષ્ણુ ભગવાનના ધામમાં પણુ એવા વૈષ્ણુવ ભેળુંજ રહેવું છે એમ અમારો નિશ્ચય છે અને તમારે પણુ એમજ નિશ્ચય રાખવો જોઈએ' આવાં વાક્યો છે. આમાં દૃઢ વૈષ્ણુવ સત્સંગિઓને સગા વહાલા નાત જાત માનવાની સાથે આ લોકમાં તેમની ભેગું રહેવાનું પ્રથમ કહીને પછીથી પરલોક શ્રીકૃષ્ણુ ભગવાનના ધામમાં પણુ એવા વૈષ્ણુવો ભેળું રહેવાનું કહે છે આમાં જે વૈષ્ણુવ શબ્દ છે તે વિષ્ણુના ભક્તનો વાચક છે, એનેજ સત્સંગી સંજ્ઞાથી કહે છે, આ વૈષ્ણુવોને શ્રીકૃષ્ણુના ધામનો સંબન્ધ કહેવામો આવે છે, તો વિષ્ણુ શબ્દથી શ્રીકૃષ્ણુને કહેવા પડે અને એમનાજ આશ્રિતોને વૈષ્ણુવ શબ્દથી કહેવા પડે એમ કહીએ તોજ શ્રીકૃષ્ણુના ધામમાં વૈષ્ણુવો ભેળે રહેવાની વાત બંધ બેસતી થાય. જો વૈષ્ણુવ શબ્દથી વિષ્ણુભક્ત જુદા લઈએ અને શ્રીકૃષ્ણુના ભક્ત જુદા લઈએ અને સત્સંગી શબ્દથી શ્રીજીના જુદા ભક્તો લઈએ અને તેમનાં ધામ જુદાં જુદાં લઈએ તો ઉપરની વાત બંધ બેસતી બીલકુલ થાય નહિ. શ્રીકૃષ્ણનું ધામ ગોલોક જુદુ છે અને શ્રીજીનું અક્ષરધામ જુદુ છે એમ તો કહી શકાય તેમ નથી, કેમકે શ્રીજી તો શ્રીકૃષ્ણુના ધામમાં અને વળી વૈષ્ણુવો ભેળું રહેવાનોજ પોતાનો નિશ્ચય કહીને આશ્રિતોને પણુ એમાંજ રહેવાનો દૃઢ નિશ્ચય કરી રાખવાનું કહે છે. શ્રીજીએ અહીં ફક્ત શ્રીકૃષ્ણુનું ધામ અને તેમના વૈષ્ણુવો કહ્યા પણુ એ ધામ કયુ ? અને વૈષ્ણુવો કયા ? તે તો શ્રીજીએ બીજે સ્થળે સ્પષ્ટ કર્યું છે. ગોલોકાંતર્વતિ અક્ષર ધામ અને રાધા લક્ષ્મી નંદ સુનંદાદિ વૈષ્ણુવ મુક્ત પાર્ષદો સીવાય બીજુ જુદુ કાંઈ મળી આવતું નથી. માટે અહીં શ્રીકૃષ્ણુના અક્ષરધામથકી બીજા જુદા ધામની સિદ્ધિ કોઈપણુ રીતે થાય એવું એક પણુ પદ નથી. એક પદથી અર્થ નક્કી થતો નથી પણુ પૂર્વાપરનો પુરેપુરો સંબન્ધ જોઈને વાકયાર્થ નક્કી થાય છે.

વળી આવીજ વાત અંત્ય ૨ માં છે. "શા માટે જેવી શ્વેતદ્વીપમાં સભા છે ને જેવી ગોલોક વૈકુંઠ લોકને વિષે સભા છે ને જેવી બદરીકાશ્રમ વિષે સભા છે તેથી પણુ હું આ સત્સંગીની સભાને અધિક જાણું છું અને સર્વ હરિભક્તોને અતિશય પ્રકાશે યુક્ત દેખું છું. એમાં જો લગાર પણુ મિથ્યા કહેતા હોઈએ તો આ સંત સભાના સમ છે" આવાં વાક્યો છે. આમાં 'અને સર્વે સાધનના ફળરૂપ તો આ સત્સંગ છે, તે શ્રીકૃષ્ણુ ભગવાને ઉદ્ધવ પ્રત્યે એકાદશ સ્કંધમાં કહ્યું છે જે 'અષ્ટાંગ યોગ તથા સાંખ્યવિચાર

તથા શાસ્ત્રપઠન તથા તપ ત્યાગ યોગ યજ્ઞ અને વ્રતાદિકે કરીને હું તેવો વશ થતો નથી જેવો સત્સંગે કરીને વશ થાઉં છું ' ઈત્યાદિ વાક્યથી શ્રીકૃષ્ણે જે સત્સંગનો મહિમા કહ્યો છે તેનો અનુવાદ કરીને સત્સંગિઓનો મહિમા શ્રીજી કહે છે. શ્રીકૃષ્ણોક્ત સત્સંગમહિમાના અનુવાદથી તેમાં સર્વને પ્રવર્તાવવા એજ વાતનો મુખ્ય મુદ્દો છે. માટેજ બ્રહ્માદિકને દુર્લભ એવા સત્સંગમાં આવીને પરમેશ્વર વિના બીજા પદાર્થમાં પ્રીતિ રાખનારાને આગળ પાછળ મંદ બુદ્ધિવાળો કહે છે. મહિમા ગમે તેટલો કહ્યો હોય પણ વસ્તુ સ્થિતિ તેમાં વિચારવાની પહેલી હોય છે. ઘણે સ્થળે ભગવાન્ કરતાં પણ ભક્તનો મહિમા ભગવાનેજ અધિક કહ્યો હોય છે તેથી વસ્તુવિચાર કરતાં ભગવાન કરતાં ભક્તોને અધિક માની શકાયજ નહિ. અહીં સત્સંગીની સભાને અધિક કહી એ ઉપરથી તેમને પામવાનું ધામ ગોલોકથકી જુદુ બીજુ છે એવો અર્થ નીકળી શકતો નથી. એવો અર્થ થાય એવું એક પણ પદ નથી. અંત્ય ૨૧ માં તો અક્ષર ધામ શબ્દ છે અહીં તો તે પણ નથી. એટલે શંકાને સ્થાનજ નથી. ' સત્સંગીઓને પામવાનું ધામ તો રાધાકૃષ્ણનું ગોલોક છે ' એમ સ. પ્ર ૩ અ ૨૨ આખામાં સત્સંગિ શબ્દની નિરૂક્તિ કરવા પૂર્વક શ્લો. ૫૦ માં કહ્યું છે તથા ભક્તચિંતામણી પ્ર ૧૫૯ માં કહ્યું છે. વળી જ્યાં શ્રીકૃષ્ણના વચનના અનુવાદથી સત્સંગનો મહિમા કહે છે ત્યાં તેમના ધામનોજ પ્રસંગ હોઈ શકે પણ તેમના ધામથકી બીજા જુદા ઉંચા ધામનો પ્રસંગ હોઇ શકેજ નહિ! બીજા વચનામૃતોનું અનુસંધાન પણ લેવું જોઇએ. ત્યાં તો શ્રીકૃષ્ણનું ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામ હોવાનું નક્કી કરીને તદવતારભૂત શ્રીજીનું પણ એજ ધામ છે અને એમના આશ્રિતોને અંતે એજ પામવાનું છે એમ પણ નક્કી કર્યું છે, એટલે આથી બીજા જુદા નિરાળા અક્ષર ધામની કલ્પના ખપુષ્પ જેદી તદ્દન ખોટી અસિદ્ધ છે. આજ રીતે જ્યાં એવાં શંકાસ્થળો હોય ત્યાં આવી સંગતિ શાસ્ત્રીય સમુચિત સમઝી લેવી.

ઉપર પ્રમાણે અવર્જનીય પ્રમાણ શ્રુતિસ્મૃતિના અને અવર્જનીય રામાનુજાદિ ગુરૂપરંપરાપ્રાપ્ત ઉપદેશના અનુસંધાનથી સંપ્રદાયનાં શાસ્ત્રોમાં ગોલોકાન્તર્વર્તિ અક્ષરધામનેજ પરંબ્રહ્મ પરમાત્માના મુખ્ય નિત્ય નિવાસસ્થાન તરીકે અને મુક્તપ્રાપ્ય સ્થાન તરીકે નક્કી કરવામાં આવ્યું છે. અને વધારામાં આજ પરાત્પર ધામ સ્વામિનારાયણનું હોઈને તેમના આશ્રિતોને પામવાનું પણ એજ ધામ છે, એમ પણ નક્કી કરવામાં આવ્યું છે. આવા શાસ્ત્રસિદ્ધ સંપ્રદાયમાન્ય ગોલોકાંતર્વર્તિ અક્ષરધામને પડતું મુકીને, તે થકી તદ્દન જુદુ બીજુ નવું એક બંડીયું અક્ષરધામ બોચાસણીયાએ કલ્પી કાઢ્યું છે અને વધારામાં એજ ધામ શ્રીજીનું હોઈને એમના આશ્રિતોને એજ પામવાનું છે એમ પણ ખોટું કલ્પી કાઢ્યું છે. એમ કલ્પીને સંપ્રદાયના આખાય શાસ્ત્રાર્થને ઉથલાવી પાડવાની મહાનાસ્તિકતા વાપરી છે. એટલુંજ નહિ પણ શ્રીજીએ સંપ્રદાયનાં શાસ્ત્રોમાં પ્રકૃતિપર માયાતીત અપ્રાકૃત અપુનરાવૃત્તિ અનાદિ અવિનાશિ પરાત્પર સર્વોત્તમપણે વર્ણવેલા ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામને ખોટી રીતે તદ્દન નીચે ઉતારી પાડવાની પણ વધારામાં અતિ નાસ્તિકતા વાપરી છે. જાણે સંપ્રદાયના સર્વ અભિમત અર્થોને છિન્નભિન્ન કરવા કે નવો જુદો વાડો વાળવા કે જુદું તડ પાડવા રોષદ્વેષથી સંપ્રદાયને બહારવટે ઉઘાડા નીકળ્યા હોય એવુંજ બધું વિરૂદ્ધ વર્ણન અને વર્તન નજરે જોવામાં આવે છે. આ બધી બંડીયા ખુણીયા ગોઠવણી ગુ. સ્વામીના ખોટા નામથી જાગા પ્રાગા વિગેરેએ પોતાના મહિમા માટે ગોઠવી કાઢેલી વિરૂદ્ધ વાતો ઉપરથી કરી જણાય છે.

૭ પ્રકરણની ચોપડીના પ્ર. ૫ વાત ૩૦૭ "નારદજી અક્ષર ધામમાં ગયા હતા તથા શ્વેતદ્વીપના મુક્ત પણ અક્ષર ધામમાં જાય છે તે અક્ષર તો આપણા ગ્રંથમાં ગોલોકને મધ્યે જે અક્ષર લખ્યું છે તે છે ને એ સર્વેને ઉપાસના પણ એ ધામના ભગવાનની છે પણ આ મૂર્તિમાન અક્ષરની તથા મહારાજની ઉપાસના કોઈને નથી ને તેની કોઈને ખબર પણ નથી ને પુરૂષોત્તમની ઉપાસના તો અક્ષર ધામના મુક્તને છે તથા આ પૃથ્વી ઉપર આપણે છે. વચ્ચે રહ્યા તેને કોઇને નથી. આ ફેરે નારદજી વિગેરે સર્વેનું પાર પડ્યું છે"

આ વિમુખ વાતનો શાસ્ત્ર રીતે પૂર્ણ વિચાર કરીએ તો પ્રત્યેક પદો જુદા બંડીયા અક્ષર ધામની કુકલ્પના માટે જૂઠાં ગોઠવેલાં જણાય છે. "નારદજી અક્ષરધામમાં ગયા હતા તથા શ્વેતદ્વીપના મુક્ત પણ અક્ષર

ધામમાં જાય છે તે અક્ષર તો આપણા ગ્રંથમાં ગોલોક મધ્યે જે અક્ષર લખ્યું છે તે છે ને એ સર્વેને ઉપાસના પણ એ ધામના ભગવાનની છે." આ બાબત વાસુદેવમાહાત્મ્ય કે જેને શ્રીજીએ સ્વાભીષ્ટ આઠ સચ્છાસ્ત્રોમાં ગણીને સ્વસંપ્રદાયના મૂળ તરીકે સત્સંગિજીવનમાં સંભાવના કરી છે અને વચનામૃતમાં 'એના જેવો કોઈ ગ્રંથજ નથી' એમ અતિ પ્રશંસા કરી છે અને વળી શિક્ષાપત્રીના શ્લો. ૧૨૧ ની ટીકામાં જેના થકી ઈપ્સિત ગોલોક ધામનું સ્વરૂપ સમઝવાનું પણ કહ્યું છે એવા શ્રીજીમાન્ય એ ગ્રંથમાં વર્ણવેલી છે. આના અનુસંધાનથીજ સંપ્રદાયના સઘળા ગ્રંથોમાં ગોલોકના મધ્યને વિષે અક્ષર ધામનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ વસ્તુજ શ્રીજીમાન્ય હોઇને સંપ્રદાયના ગ્રંથોમાં પ્રતિપાદન કરેલું છે એમ સ્વયં સમઝીને પણ બંડખાતુ તેને નાસ્તિકભાવવશાત્ નહિ ગણીને, આથી જુદું બીજું બંડીયું અક્ષરધામ ઠરાવવા "પણ આ મૂર્તિમાન અક્ષરની તથા મહારાજની ઉપાસના કોઈને નથી ને તેની ખબર પણ નથી ને પુરૂષોત્તમની પાસના તો અક્ષર ધામના મુક્તને છે તથા આ પૃથ્વી ઉપર આપણે છે. વચ્ચે રહ્યા તેને કોઈને નથી. આ ફેરે નારદજી વિગેરેનું પાર પડયું છે' આવાં બંડીયાં પદો ગોઠવી કાઢ્યાં છે. આ રીતે બંડીયા બનવાજ જુદુ ધામ, જુદા તેના અધિપતિ અને જુદા તેના ઉપાસક વિગેરે બધુય જુદુજ ગોઠવ્યું છે. આવું સર્વાંશે જુદુ નિરાળું ધામ અપ્રમાણ ગોઠવવાનું ખરૂ કારણ તો એવું સમઝાય છે કે શ્રીજીએ સંપ્રદાયના ગ્રંથોમાં શાસ્ત્રાધારે પ્રતિપાદન કરેલા ગોલોક મધ્યેના અક્ષર ધામમાં તો તેના નિવાસી અધિપતિ તરીકે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણનું પ્રાધાન્ય તથા તેમની રાધા લક્ષ્મી નિત્ય પત્નીઓનું સખીઓ સાથે પ્રાધાન્ય તથા તેમના નંદ સુનંદ શ્રીદામ વિશ્વક્સેન ગરૂડાદિ નિત્ય પાર્ષદોનું પ્રાધાન્ય વર્ણવામાં આવ્યું છે. આમાં બંડીયાઓને બીલકુલ કાળજક ખાય તેમ નથી. કેમકે એમને તો ગુણાતીતાનંદનેજ મુખ્ય નિવાસસ્થાન અક્ષરતરીકે તેમજ અક્ષરમુક્તોમાં પણ મૂળ મુખ્ય તરીકે ગોઠવીને તેમની ડાબી જમણી બાજુએ મુખ્ય પાર્ષદો તરીકે જાગા પ્રાગાને અને તેમના ચાકર તરીકે બીજા યજ્ઞપુરૂષદાસાદિ બધાય બંડીયાઓને ગોઠવવા છે. આ બધુ શ્રીજીમાન્ય શાસ્ત્રીય ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામમાં બંધ બેસતું ફાવતું નહિ આવવાથી તેને ઉઘાડે છોગે ખંડન કરીને કે નીચે ઉતારી પાડીને બીજુ જુદુ બંડીયું અક્ષર ધામ ગોઠવવાની વિમુખતા વાપરી છે.

શ્રીહરિએ તો વાસુદેવમાહાત્મ્યમાં વર્ણવેલા ધામ, ધામાધિપતિ, તેના પોતા સાથેના અવતારો, વિગેરે સમસ્ત વસ્તુને સ્વાભિમતપણે સ્વીકારીને સ. પ્ર. ૩ અ. ૪૧ માં ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામ, તેના અધિપતિ શ્રીરાધાકૃષ્ણ, તેમની પત્નીઓ રાધા લક્ષ્મી અને વિશ્વક્સેનાદિ પાર્ષદોને વર્ણવીને, શ્લો ૬૧ માં "श्रीकृष्णं ननु भगवन्तमेव ते तं जानन्तस्तदपि च धाम तस्य राजन् ! । निश्चित्याथ वपुषोऽन्त आत्मलभ्यं तद्धयेवेत्यपि विविदुः प्रहृष्टचित्ताः ॥" (અર્થ–હે રાજન ! અક્ષરધામનું માહાત્મ્ય સાંભળીને હર્ષ પામેલા સમસ્ત ભક્તજનો 'તે આ શ્રીહરિકૃષ્ણજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન છે' એમ નિશ્ચયથી જાણીને 'તે આ બ્રહ્મપુર ધામ પણ તે શ્રીહરિકૃષ્ણનુંજ છે' એવો નિશ્ચય કરીને અને 'દેહને અંતે તે અક્ષર ધામજ આપણે પામવાનું છે' એવો વિનિશ્ચય કરીને મનમાં બહુજ હર્ષ પામ્યા) આ રીતે પોતાનું ધામ અને પોતાના ભક્તોને પામવાનું ગોલોકાંતર્વર્તિ અક્ષરજ નક્કી કર્યું છે. ભક્તચિંતામણિ પ્ર. ૧૫૯ માં પણ આરંભમાં "श्री गोलोक गुणातीत जेहरे । माया तमपार धाम तेहरे ॥ अचळ अनादि दिव्य कहेवाय रे । श्री राधाकृष्ण रहे तेह मांयरे ॥ अति अनुपम धाम एहरे । पामे उद्धवाश्रित जन जेहरे ॥" એમ ઉદ્ધવાશ્રિત જનોને પામવાનું રાધાકૃષ્ણવિરાજીત ગુણાતીત ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામ કહીને, પછીથી તેનું સઘળું વર્ણન કરીને ઉપસંહારમાં–"हरि धरी पोते अवतार रे। एह धामनुं उघाडयुं द्वार रे ॥ जे कोइ सत्संगि नरनारी रे । कर्या ए धामनां अधिकारी रे ॥ जेने मळया स्वामि सुखराशि रे । तें तो सर्वे ए धामनां वासि रे ॥ कहे कवि सुणो शुभमति रे । कहो सत्संगिनी प्रापति रे ॥" આ રીતે એજ ધામ ભગવાન શ્રીહરિનું અને તેમના સત્સંગી આશ્રિતોને અંતે પામવાનું નક્કી કર્યું છે. વચનામૃત વરતાલ ૧૮ તથા મધ્ય ૬૪ વિગેરેમાં તથા તેના ઉપોદ્ઘાતમાં ઉપર મુજબજ નક્કી કર્યું છે. એજ રીતે બીજાં શાસ્ત્રોમાં પણ નક્કી કર્યું છે. આ બધો પ્રામાણિક શ્રીજીમાન્ય શાસ્ત્રપ્રતિપાદિત સાંપ્રદાયિક સિદ્ધાંત

જોતાં શ્રીજીનું પરાત્પર ધામ અને તેમના આશ્રિતોને પામવાનું ધામ ગોલોકાંતર્વર્તિ અક્ષરજ નિર્ણીત થાય છે. આજ ધામમાં શ્રીજીમહારાજ અને તેમના અનુયાયી મુક્તોની સ્થિતિ હોઈ શકે. શ્રીજીમાન્ય ધામ અને તેના અધિપતિ અને તેના મુક્તોનું ખંડન કરનારા કે તેને નીચે ઉતારી પાડનારા દ્રોહિ વિમુખોએ બીજા જુદા ગોઠવેલ અશાસ્ત્રીય ધામમાં શ્રીજી કે તેમના મુક્તાનંદ ગોપાળાનંદ ગુણાતીતાનંદ વિગેરે મુક્તોની સ્થિતિ કદાપિ હોઈ શકેજ નહિ. શ્રીજીએ વેદાદિ શાસ્ત્રોને આધારે સંપ્રદાયનાં શાસ્ત્રોમાં વર્ણવેલા ગોલોકાંતર્વર્તિ અક્ષરધામથકી બીજુ જુદુ ઊર્ધ્વ અક્ષરધામ હોવામાં કશું પ્રમાણ નથી તથાપિ બંડીયા તેવો દુરાગ્રહ કરતા હોય તો ઉપર નહિ પણ નીચે 'अक्षरं तमसि लीयते' એમાં કહ્યા પ્રમાણે માયાના ગાઢ અંધકારમાં લય પામનારૂં કોઈ નિરક્ષર અક્ષર યમપુરીવત્ હોય અને વિમુખભાવને લીધે તેને અંતે પામતા હોય અને બધી વિમુખમંડળી ત્યાં ભેગી થતી હોય તો તેને માટે સંપ્રદાયને કશી તકરાર નથી.

વળી વાતમાં આ જુદા બીજા ધામની કોઈ શાસ્ત્રોને કે શ્રીજીને પણ ખબર નથી એમ કહેવાનો દુરાશય તરી આવે છે. આ ઉપરથી એટલું તો ચોક્કસ થયું કે આ બીજું જુદુ ધામ શાસ્ત્રબાહ્ય અને સંપ્રદાયબાહ્ય વિમુખ કલ્પિત છે. શ્રીજીએ તો ધામનું વર્ણન કરતાં આરંભમાંજ 'શ્રુતિસ્મૃતિઓમાં મહર્ષિઓએ જે સંક્ષેપમાં રહસ્ય તરીકે પ્રતિપાદન કર્યું છે એજ કહું છું' એમ પ્રતિજ્ઞા કરી કહ્યું છે. એનેજ માન્ય રાખ્યું છે. એટલે બીજુ હોવામાં પ્રમાણ નથી. શશશૃંગ કે આકાશપુષ્પની પેઠે અપ્રામાણિક આ જુદા અક્ષર ધામની શાસ્ત્રને કે શ્રીજીને ખબર ન હોય એ બરોબર છે, હોય તો તેમને ખબર હોય. ન હોય તેની ખબર કોઈને પણ નજ હોય. અનાદિ પરમેશ્વરપ્રવર્તિત વેદાદિ શાસ્ત્રોને જેની ખબર નથી તેમજ પરમેશ્વરના પૂર્ણ અવતાર શ્રીહરિએ ઉપદેશેલા વચનામૃત સત્સંગિજીવન શિક્ષાપત્રી વિગેરેને ખબર નથી તેમજ સંપ્રદાયમાં પ્રમુખ મનાતા મુક્તાનંદાદિ મુક્તોને પણ ખબર નથી એવા બીજા જુદા અક્ષર ધામની ખબર એકલા બંડમંડળનેજ ખબર પડી આ વાત કેવી વિચિત્ર વિષમ વિપરીત અને વિગીત છે. તેનો સુજ્ઞ સંપ્રદાયી જનો વિચાર કરશે વાસુદેવમાહાત્મ્યમાં અ.૧૮ શ્લો. ૪૨–૪૪ માં ગોલોકાંતર્વર્તિ અક્ષરધામના અધિપતિ પરંબ્રહ્મ શ્રીરાધાકૃષ્ણેજ કળિકાળમાં ધર્મ મૂર્તિથકી સ્વામિનારાયણ નામે પ્રકટ થવાનું બ્રહ્મા આગળ ભવિષ્ય ભાખેલું નારદજીને કહ્યું છે. તેને અનુસારે પ્રગટ થએલા શ્રીજીને આ ધામની ખબર નથી એમ એના અનુયાયીથી લવરી થઈ શકે નહિ. જે ધામમાંથી આવ્યા હતા તેની તેમને ખબર હોવાથી એજ ધામ પોતાનાં શાસ્ત્રોમાં પરાત્પર પ્રાપ્ય કહ્યું છે. આથી અન્ય ધામ ખપુષ્પની પેઠે તુચ્છ અપ્રમાણિક હોવાથી તેમને કહેવાનું હોયજ નહિ.

વળી બંડીયાની એવી પણ એક માન્યતા આ વાત ઉપરથી તરી આવે છે કે–અત્યાર સુધી પુરૂષોત્તમની કોઈને ખબર ન હતી અને કોઈને તેમની ઉપાસના ન હતી અને તેમનો અવતાર પણ થયો ન હતો અને તેમને કોઈ પામ્યો ન હતો. આ બધી માન્યતા તદ્દન નાસ્તિકભાવને આભારી વિમુખી ખોટી છે. સંપ્રદાયના શાસ્ત્રોમાં ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામ અનાદિ કહીને, તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણનેજ અનાદિ પૂર્ણ પુરૂષોત્તમ કહીને, તેનાથકીજ અનાદિ અવતારો થવાનું કહીને, શ્રીજી પણ આજ લાઈનના એક અવતાર છે એમ પણ કહીને, તેમને પણ પુરૂષોત્તમપણે વર્ણવીને, તેમનીજ ભકિત ઉપાસના કરવાની કહીને, એથીજ અક્ષર ધામની પ્રાપ્તિ સ્પષ્ટ વર્ણવી છે. 'પુરૂષોત્તમનારાયણની આકૃતિમાંથી અવતાર થાય છે' અને તેમાં લીન થાય છે' એમ વચનામૃતમાંજ વિસ્પષ્ટ છે. જેમ નાસ્તિકોને મતે કોઈ અનાદિ પરમેશ્વર કે તેમનું ધામ કે તેમની ઉપાસના કે તેમના ધામની પ્રાપ્તિ વિગેરે કશુંજ નથી તેમ આ બંડીયાને મતે પણ અત્યાર સુધી કોઈને પુરૂષોત્તમની ખબર ન હતી, તેમના ધામની ખબર ન હતી, તેમની ઉપાસના કોઈને ન હતી અને તેમવા ધામને કોઈ પામ્યો ન હતો એવી શાસ્ત્રબહાર ગર્ભ ગોઠવણી સમઝાય છે. આસ્તિકોને તો એમજ માનવું પડે કે–પરબ્રહ્મ પરમાત્મા અનાદિના એક છે અને એમને રહેવાનું ધામ અક્ષર અનાદિનું છે અને એજ અનાદિ કાળથી અવતાર ધારણ કરતા આવે છે અને એમનીજ ઉપાસના ભક્તિ કરવાથી એમના ધામની

પ્રાપ્તિ ઉપાસકોને અનાદિથી થતી આવે છે. આ બધુ તો શાસ્ત્રમાં છે અને તેને સર્વ કોઇ માને છે અને પુરૂષોત્તમની ઉપાસના અનાદિ કાળથી પ્રવર્તે છે. પરંતુ તેની સાથે બંડીયાઓ અજાગળસ્તન જેવા નિરર્થક નિરક્ષર નિર્ગુણ સ્વકલ્પિત અક્ષરની ઉપાસના જ્યાં ત્યાં ઘુસાડી દેવાની અવલાઈને લીધેજ બધી શાસ્ત્રીય ધામાદિ બાબતમાં અનવધિ અવળાઈ કરતા ફરે છે.

વળી વાતમાં 'આ ફેરે નારદજી વિગેરે સર્વેનું પાર પડ્યું છે' એમ કહીને બંડીયા પેદા થાય તે પહેલાંના બધાય નારદ શુક સનક પ્રલ્હાદ આદિ રખડી ગયાનો દુરભિપ્રાય દેખાડ્યો છે. નારદજી કે જેમને ભગવાનના અવતાર તરીકે પણ શ્રીજીએ માન્યા છે અને જેમની માહાત્મ્ય કથાઓ સર્વ શાસ્ત્રોમાં વર્ણવી છે અને જેમની એકાંતિક મુખ્ય ભક્ત મુક્ત તરીકે આસ્તિકોમાં મોટી સંભાવના છે અને વાસુદેવમાહાત્મ્યમાં આને આ દેહે શ્વેતદ્વીપદ્વારા અક્ષરધામમાં ગયાનું અને પરંબ્રહ્મ શ્રીકૃષ્ણથકી વરદાન મળ્યાનું જેમને માટે લખ્યું છે અને જેમના મોક્ષમાં સંશયજ ન હોઈ શકે એવા નારદજીનું પણ પ્રથમ પાર પડ્યું ન હતું એમ ઠરાવ્યું છે. જ્યારે નારદજી જેવાનું પાર પડ્યું નહિ ત્યારે બીજાની તો વાતજ કરવાની રહેતી નથી. જ્યારે અત્યાર સુધી નારાદાદિકનો આત્યંતિક મોક્ષ નથી થયો એમ કહીએ ત્યારે તો અનાદિ એક પરંબ્રહ્મ પરમાત્મા મોક્ષદાતા અને તેમણે મોક્ષાર્થે પ્રવર્તાવેલાં વેદાદિ શાસ્ત્રો અને તેમાં પ્રતિપાદન કરેલા મોક્ષના ઉપાયો અને તેને આચરનારા મુમુક્ષુઓ અને મોક્ષને પામેલા મુક્તો એ બધુ કશું હતુંજ નહિ એમ માનવું પડે અથવા હતુ પણ બધુય નિષ્ફળ ગયું છે એમ માનવું પડે. આ બધું તો કાંતો ચાર્વાકાદિક નાસ્તિકોમાં કે બંડીયાઓમાંજ બંધ બેસતુ શોભતું આવે તેમ છે. અનાદિનો કોઈ મોક્ષ માર્ગજ પૂર્વે ન હતો, હમણાંજ નવો માર્ગ નીકળ્યો છે એમ કહેવાનો દુરાશય સમઝાય છે.

વળી નારદાદિકનું આ ફેરે પાર પડયાનું પણ બંડીયા સ્વયં સ્વીકારે છે, એ ઉપરથી પોતાની વિમુખમંડળમાંથી કોઈને નારદાદિકના અવતાર ઠરાવ્યાની અને તે મરી જતાં પાર પડયાની ગોઠવણી હોવાનું સમઝાય છે. પોતાની આવી ગ્રામ્ય ખોટી ગોઠવણી માટેજ નારદાદિ જેવા મહા મુક્તોને પણ અનંતકાળથી મોક્ષ વિના રઝળતા ઠરાવાના મહાદ્રોહમાં દુરાગ્રહથી પ્રવર્ત્યા છે. આ ફેર પાર પડ્યુ એમ કહેવાથીજ તેઓ અત્યાર સુધી રઝળતા હતા એમ સાબીત થાય છે. આ ઉપરથી એમ પણ સાબીત થાય છે કે-સંપ્રદાયનાં શાસ્ત્રોમાં વાસુદેવમાહાત્મ્યના અનુસંધાનથી ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ કહ્યું છે અને તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને કહ્યા છે અને તેમના પૂર્ણ અવતાર શ્રીહરિને કહ્યા અને તેમની ઉપાસના કરનારા ભક્ત મુક્તો કહ્યા છે તે કોઈનો મોક્ષજ થયો નથી અને થશે નહિ અને બધાય રખડીજ પડ્યા છે. જ્યારે ગોલોકાંતર્વર્તિ અક્ષરધામમાં ગએલા નારદજીની આવી દુર્દશા થાય ત્યારે તેને પ્રતિપાદન કરનારા શ્રીજીમહારાજ અને તેમના ભક્ત અનુયાયિઓની એવી દુર્દશા કેમ ન થાય ? જો બંડીયાની ગોઠવેલી વાત સત્ય માનીએ તો શ્રીજીએ વેદાદિ શાસ્ત્રોનો આધાર લઈને ગોલોકમધ્યે અક્ષરધામ પરાત્પર પ્રાપ્ય કહ્યું અને તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્મા પરાત્પર પરમ પ્રાપ્ય કહ્યા અને તેમના થકીજ બધા અવતારો થવાનું કહેવાપૂર્વક તેમની ઉપાસનાથી ઉકત ધામની પ્રાપ્તિ થવાની કહી અને પોતાનો પણ અવતાર તે થકી થયો કહેવાપૂર્વક પોતાની ઉપાસનાથી ઉપાસકોને ઉકત ધામની પ્રાપ્તિ થવાની કહી આ આખોજ સાંપ્રદાયિક શાસ્ત્રાર્થજ ઉડી જાય છે કે નિરર્થક થઈ જાય છે. જો ખરૂ કહીએ તો એક ગુણાતીતાનંદને સર્વોપરી ઠરાવા અને જાગા પ્રાગાને તેમના મુખ્ય મુક્ત ઠરાવા અને તે દ્વારા પોતાની મોટાઈ ઠરાવાજ આવા સંપ્રદાયદ્રોહી પાપપ્રયત્નો થયા છે. શ્રીજીને તો લોકોને ઠગવા પુરતા આગળ ધરવામાં આવે છે. તેમને વિષે કે તેમના શાસ્ત્રીય સિદ્ધાંત વિષે કે સ્થાપિત મર્યાદા વિષે લેશ પણ શુદ્ધ આસ્તા કે શ્રદ્ધા કે ભાવ નથી.

આ વાત ઉપરથી એ સ્પષ્ટ થયું કે—વેદાદિ શાસ્ત્રોએ અને સંપ્રદાયનાં શાસ્ત્રોએ સર્વોપરીપણે પ્રતિપાદન કરેલા ગોલોકાંતર્વર્તિ અક્ષરધામથકી બીજુ જુદુ અક્ષરધામ વિમુખપ્રાપ્ય ઠરાવ્યું છે અને વિશેષમાં અનાદિની

જે અવિચ્છિન પારમેશ્વરી લાઈન શાસ્ત્રીય હતી તે થકી શ્રીજીમહારાજની અદ્યાપિ કોઈને ખબર નથી, એમની અદ્યાપિ કોઇને ઉપાસના નથી, એમને કે એમના ધામને અદ્યાપિ કોઇ પામ્યો નથી' એમ કહીને તદ્દન વિખુટા પાડી દઈને જુદા બીજા ખુણીયા પરમેશ્વર ઠરાવ્યા છે અને તેમનો જે અનાદિનો રાધા લક્ષ્મીનંદ સુનંદાદિ સ્વાભિમત શાસ્ત્રસિદ્ધ મુકત સેવકવર્ગ હતો તેનાથી પણ જુદા પાડીને બીજા જુદા ગુણાતીતાનંદ જાગા પ્રાગા વિગેરેને મુખ્ય સેવકવર્ગ ઠરાવ્યો છે. એમ બધી ગોઠવણી બંડીયા બનાવી લીધાનું સ્પષ્ટ થાય છે. એટલું સારૂ થયું કે—પોતાની મેળેજ સંપ્રદાયથકી બહિષ્કૃત થવા માટેજ સંપ્રદાયમાન્ય ધામથકી પોતાનું જુદુ બીજુ ધામ ઠરાવવા ગયા છે. આ રીતે ઉપરની વાતમાં શાસ્ત્રસિદ્ધ સંપ્રદાયમાન્ય અક્ષર ધામથકી બીજુ જુદુ અશાસ્ત્રીય અક્ષરધામ કલ્પવાની વાત નક્કી થઈ.

વળી પાંચ પ્રકરણની પ્ર. ૪ વાત ૩ 'આ પુરૂષોત્તમ ભગવાન તો કયારેય આ બ્રહ્માંડને વિષે આવ્યા નથી ને આવશે નહિ ..પોતાનું જે નાના પ્રકારનું ઐશ્વર્ય તે સમાધિએ કરીને દેખાડતા હવા. તેમાં કેટલાક મનુષ્યને તો અક્ષરધામને વિષે અનંત મુકતે સેવ્યાથકા પોતાની અલૌકિક મૂર્તિનું દર્શન દેતા હવા ને કેટલાક મનુષ્યને તો ગોલોકને વિષે લક્ષ્મી રાધિકા ને શ્રીદામાદિક પાર્ષદે સહિત તે રૂપે પોતાનું દર્શન દેતા હવા' વિગેરે.

આ વાત પણ જુદા બીજા અક્ષરધામને ઠરાવાજ ગોઠવી જણાય છે. વેદાદિ શાસ્ત્રોમાં અને સંપ્રદાયનાં શાસ્ત્રોમાં જે એક જગત્કર્તા પરાત્પર અનાદિ પુરૂષોત્તમ કહ્યા છે એમના અનંત અવતારો આ બ્રહ્માંડમાં થઈ ગયાનું અને થવાનું કહેવામાં આવ્યું છે. શ્રીજી મહારાજ પણ એજ પુરૂષોત્તમના પૂર્ણ અવતાર છે એમ પણ બહુવાર કહેવામાં આવ્યું છે. માટે 'આ પુરૂષોત્તમ તો આ બ્રહ્માંડમાં કયારેય આવ્યા નથી ને આવશે નહિ' એમ કહેવું તે સર્વાંશે શાસ્ત્રવિરૂદ્ધ અસત્ય છે. જો એમ માનીએ તો આખા શાસ્ત્રાર્થને તિલાંજલિ દઈ દીધી કહેવાય. પુરૂષોત્તમે એવો ઠરાવ કરી રાખ્યો નથી અને તેમની ઉપર કોઈનો નિગ્રહ ચાલતો નથી. આ ઉપરથી બંડીયાને મતે તો જાણે કોઈ અનાદિ જગત્કર્તા પુરૂષોત્તમજ નહિ હોય અને તેમનો અદ્યાપિ અવતાર પણ નહિજ થયો હોય એમ મનાય છે. આ બધુ જુઠુ બંડકુભંડ છે. વચનામૃતના ઉપોદ્ઘાતમાં—"પોતાનું જે નાના પ્રકારનું ઐશ્વર્ય તે સમાધિએ કરીને દેખાડતા હવા. તેમાં કેટલાક મનુષ્યને તો ગોલોક-મધ્યે જે અક્ષરધામ તેને વિષે લક્ષ્મી રાધિકા અને શ્રીદામાદિક પાર્ષદે સહિત શ્રીકૃષ્ણરૂપે પોતાનું દર્શન દેતા હવા" આવાં વાકયો છે. આમાં જે ગોલોકમધ્યે અક્ષરધામમાં રાધાલક્ષ્મી અને શ્રીદામાદિક પાર્ષદ સાથે શ્રીકૃષ્ણ-રૂપે દર્શન આપ્યાની વાત છે તેને ઉપરની બંડ વાતમાં ફેરવી નાખીને, ગોલોક અક્ષરને તદ્દન જુદા પાડવાનું અને તેમાં રહેનાર ભગવાનને પણ જુદા પાડવાનું આખું કપટકુભંડ કર્યું જણાય છે. વળી ગોલોકથકી જુદા પાડેલા અક્ષરમાં અનંત મુક્તે સહિત અલૌકિક મૂર્તિના દર્શનની સામાન્યપણે વાત કરી પણ કોઈ મુક્તનું નામ તેમજ અલૌકિક મૂર્તિનું નામનિશાન કશું નહિ આપવાનું પણ કાપટ્ય કર્યું જણાય છે. વળી અક્ષરથી જુદા પાડેલા ગોલોકમાં 'તે રૂપે દર્શન દેતા હવા' એમ સામાન્ય કહીને શ્રીકૃષ્ણનું નામ પણ નહિ દેવાનું કૌટિલ્ય કર્યું જણાય છે. આવું શાસ્ત્રવિરૂદ્ધ કપટકૌટિલ્ય કરવાનું કારણ તો એજ જણાય છે કે—ગોલોક મધ્યેના અક્ષરધામમાં તો લક્ષ્મી રાધા શ્રીદામાદિક નિત્ય મુક્તોનું પ્રધાન્ય આવે છે અને વિમુખોને તો ગુણાતીતાનંદ અને જાગા પ્રાગાનું વિગેરેનું પ્રાધાન્ય ગોઠવવું છે. જો ઉપોદ્ઘાતમાં કહ્યા પ્રમાણે લેવા જાય તો પોતાની ગોઠવણી બંધ બેસતી આવતી નથી. માટે ધામ તથા તેના મુક્તો તથા તેના અધિપતિ વિગેરે બધીજ જુદી ગોઠવણી કલ્પિત કરી. ઉપોદ્ઘાતમાં જે દર્શન દેવાની વાત વચનામૃતના સંગ્રહકર્તા ચાર સદ્ગુરૂઓએ સંગ્રહી છે તે વરતાલ ૧૮ વચનામૃતને સર્વાંશે મળતી છે. તેમાં માયાપાર ગોલોકમધ્યે અક્ષરધામ કહીને, તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીષ્ણને ઉપાસ્ય ઈષ્ટદેવ કહીને, તેમના લક્ષ્મી રાધા નંદ સુનંદ શ્રીદામાદિ નિત્ય મુકતવર્ગને કહીને, ઉપસંહારમાં એજ શ્રીકૃષ્ણના અવતાર શ્રીજીમહારાજને કહ્યા છે. એટલે સ્વયં અવતારભૂત શ્રીજી મહારાજે પોતાનું પૂર્વરૂપ શ્રીકૃષ્ણરૂપે રાધા લક્ષ્મી શ્રીદામાદિક મુક્તવર્ગ સાથે ગોલોક-

મધ્યેના અક્ષરધામમાં ભક્તોને સમાધિ વિષે દર્શન દેવાની વાત સર્વ રીતે મળતી થાય છે. તેમજ સ. પ્ર. ૩ અ ૪૧ ને મળતી આવે છે. જો ધામ ધામી મુક્તને જુદા પાડવા જાય તો વચનામૃતની અને સત્સંગિજીવન ઉપોદ્ઘાતની સંગતિ થાય નહિ. ઉપર મુજબ ચાર સદ્‌ગુરૂઓએ ૧૮ વચનામૃતના તેમજ સત્સંગિજીવનના અનુસંધાનથી પ્રતિપાદન કરેલી બાબતને પણ સાવ ફેરવી નાખવાની વિમુખોએ શઠગુરૂતા વાપરી છે. આ ઉપરથી શ્રીજીમાન્ય સંપ્રદાય પ્રતિપાદિત બધી બાબતને દ્વેષ રોષથી જે તે પ્રકારે ફેરવી નાખીને કે ખોદી કાઢી નાખીને કે અવળો અર્થ કરીને પોતાનું જુદુ તળ પાડવું કે જુદો વાડો વાળવો એટલોજ વિમુખી કર્મકાંડ તેમજ ઉપાસનાકાંડ સમઝાય છે.

વળી પ્ર. ૫ ની પ્ર ૪ વાત ૨૩ "શ્રીજીમહારાજ સાધુએ બહુ તપ કરવાથી તેમને લાયક ધામ શોધવા નીકળ્યા. પ્રથમ બદરિકાશ્રમમાં જતાં ત્યાંના વાસી નરનારાયણે સાધુ માટે રહેવાનું સ્થાન આપવાનું પ્રેમથી કહ્યું પણ આ **દેશના જેવુંજ એક તપ: સ્થાન** જોઈને તે ઠીક ન લાગવાથી શ્વેતદ્વીપમાં ગયા. ત્યાંના વાસી વાસુદેવે સાધુ માટે સ્થાન આપવાનું ઉત્સાહથી કહ્યું પણ એકકોરે **ક્ષીરસમુદ્ર હડુડ્યા કરતો હોવાથી પ્રભુ ભજવાનું સુખ ન આવે** એમ ધારી લાયક ન લાગવાથી વૈકુંઠમાં ગયા. ત્યાંના વાસી રામચંદ્રજીએ સાધુ માટે સ્થાન આપવાનું આદરભાવથી કહ્યું પણ **ચાર ભુજાની કડાકુટ અને સ્રિયોના પ્રસંગને લીધે પ્રભુ ભજવાનું સુખ નહિ જણાયાથી** અયોગ્ય માનીને પછી ગોલોકમાં ગયા. ત્યાંના વાસી શ્રીકૃષ્ણે સ્થાન આપવાનું કહ્યું પણ **ગોપ ગોપીચું ગાયું વાછરડાં છાશું આદિક કેટલીક જાતના વિક્ષેપને લીધે પ્રભુ ભજાય નહિ** એમ ધારીને પછીથી પ્રકૃતિ પુરૂષના લોકમાં ગયા. ત્યાંના વાસીએ સાધુને રહેવાનું સ્થાન શ્રદ્ધાથી આપવાનું કહ્યું પણ પ્રકૃતિનો કાળો ગુણ પુરૂષમાં અને પુરૂષનો પ્રકાશ ગુણ પ્રકૃતિમાં એમ વ્યત્યસ્ત થએલો તેમના થકીજ જાણી, **સાધુને પણ પ્રકૃતિ કાળા કરી નાખે** એમ ધારી તે પણ ઠીક ન લાગવાથી અંતે અક્ષરધામમાં ગયા. ત્યાંના વાસી મુક્તને શ્રીજીએ કહ્યું કે–'અમે મૃત્યુ લોકને વિષે પધાર્યા હતા ત્યારે ત્યાંના મનુષ્ય તથા સંતે બહુજ તપ કરીને અમને રાજી કર્યા છે તે માટે તેમના અર્થે ધામ જોવા ગયા હતા કે જે ધામમાં બહુ સુખ હોય તે ધામમાં તેને રાખીએ. તેથી અમે બદરિકાશ્રમ તથા શ્વેતદ્વીપ તથા વૈકુંઠ ગોલોક એ આદિક ધામ જોયાં પણ તે ધામને વિષે ઉપાધિએ રહિત એવું ભગવાનને ભજવાનું સંપૂર્ણ સુખ દીઠું નહિ તેથી અમે અહીં પધાર્યા છીએ, ત્યારે તે મુક્તે કહ્યું જે આ ધામ તમારૂંજ છે ને અમો પણ તમારા છીએ, માટે સાધુને આહીં લાવીને તમારી મૂર્તિનું સુખ આપો' વિગેરે. આવીજ વાત પ્ર ૨ વાત ૧૧ માં પણ સહજ ફેરફારથી છે. બીજી પણ ચોપડીઓમાં છે.

આ આખી વાત સંપ્રદાયનાં શાસ્ત્રવિરૂદ્ધ, ગોલોકાદિકને તદ્દન ઉતારી પાડીને જુદુ બીજું બંડીયું અક્ષરધામ ઠરાવા અને ધામીને પણ તદ્દન જુદા ઠરાવા ખોટી જોડી કાઢી છે. પ્રથમ તો સર્વજ્ઞ શ્રીજીનેજ 'ધામ જોવા ગયા' એમ કહીને અસર્વજ્ઞ અનન્તર્યામી ઠરાવ્યા છે. જેમ બધા ધામોમાં એક એક ધામી નરનારાયણાદિ મળ્યાનું કહ્યુ છે તેમ અક્ષરમાં કોઈ ધામી મળ્યાનું નહિ કહેતાં એકલા મુક્તને મળ્યાની વાત કરી છે તે ઉપરથી ત્યાં શ્રીજી પણ મૂળરૂપે ન રહ્યા હતા, તખત ખાલી શૂન્ય પડ્યું હતું એમ સૂચવવાનો દુરાશય નીકળી આવે છે.

**બદરિકાશ્રમ** કે જે નરનારાયણ ભગવાનનું ભારતવાસિઓના કલ્યાણ માટે કરાતા તપનું નિરૂપાધિ સ્થાન છે. વળી સંપ્રદાયના ઈષ્ટદેવ શ્રીજીના તથા માતાપિતા ધર્મભક્તિના તથા ગુરૂ રામાનંદસ્વામિના તથા સાધુ બ્રહ્મચારીના આવિર્ભાવનું પરમ સ્થાન હોઈને સંપ્રદાયનું પણ ખરી રીતે મૂળસ્થાન છે. માટેજ જેનો મહિમા સ. પ્ર. ૧ અ. ૪ માં સકારણ કહેતાં શ્લો. ૩૦ માં અક્ષરધામજ પોતાના પ્રિય પ્રભુ સાક્ષાત્ પુરૂષોત્તમની સેવા માટે બદરીકાશ્રમની આકૃતિ ધારી રહ્યું છે' એવો મોટો મહિમા કહ્યો છે. જ્યાં અનેકને મોકલ્યાની વાત પણ ગ્રંથમાં પ્રસિદ્ધ છે. એવા આશ્રમના નિવાસી નરનારાયણ કે જે અક્ષરાધિપતિ પરંબ્રહ્મના

સાક્ષાત્ અવતારભૂત હોવાથી ગ્રંથમાં ગોલોક અક્ષરના અધિપતિપણે વર્ણવીને જેનાથી શ્રીજીનો અવતાર થએલો હોવાથી 'तपस्विनामिर्वाव मां जानीत बदरीपतिम्' (स. प्र. ૪ અ. ૪૦) એમ પોતેજ પોતાને બદરી-પતિ નરનારાયણરૂપ હોવાનું ઓળખાણ આપવાપૂર્વક અભેદપણે સમઝવાનું કહે છે. આવી સ્થિતિ હોવાથીજ તેમની પ્રતિમાઓનું પ્રથમ પ્રતિષ્ઠાપન મધ્યમંદિરે કર્યું છે. સંપ્રદાયના બધા ગ્રંથો જોઈએ તો તેમને માટેનો આવોજ ઉપોદ્ઘાત મળી આવે છે. આવા મૂળસ્થાન બદરિકાશ્રમને અને મૂળરૂપ નરનારાયણને હદ ઉપરાંત ઉતારી પાડવાની દ્વેષમત્સરભરી વિમુખતા વાપરી છે.

**શ્વેતદ્વીપ** કે જેનો મહિમા સંપ્રદાયના મૂળભૂત વાસુદેવમાહાત્મ્યમાં અક્ષરધામથી અન્યૂન દિવ્ય કહ્યો છે, જેને પામેલાની પુનરાવૃત્તિનો પ્રતિષેધ કર્યો છે, જે બીજા ધામો પ્રત્યે જવાના દ્વારભૂત છે, જેમાં પરમાત્માજ અપર રૂપથી વિરાજમાન રહે છે, તેમની સેવા માટે અક્ષરમુકતો પણ જેમાં આવીને આપ્રલય રહે છે, જેમાં ચૌદ રત્નો સાથે લક્ષ્મીજીનો આવિર્ભાવ અને વિવાહાદિ વિધિ વર્ણવ્યો છે. એવા શ્વેતદ્વીપને અને તેના અધિપતિ વાસુદેવ ભગવાન કે જે અક્ષરાધીશ પરંબ્રહ્મના સાક્ષાત્ અવતારભૂત હોવાથી જેમની સેવા માટે અક્ષર મુકતો આવી રહે છે. જેમના થકી અનેક અવતારો થયાનું કહ્યું છે. શ્રીહરિને પણ શ્વેતદ્વીપપતિપણે ગ્રંથમાં વર્ણવ્યા છે. એવા વાસુદેવ ભગવાનને **'ક્ષીરસાગરના હડુડાટને લીધે પ્રભુ ભજવામાં સુખ આવે નહિ'** એવો મહાદોષ આરોપીને ઉતારી પાડવાની બંડખોરતા કરી છે. જે સમુદ્રનો હડુડાટ આકલ્પ ભક્તસુખાર્થે રહેતા વાસુદેવ ભગવાનને તથા તેમની પ્રતિવર્ષ ચાતુર્માસમાં સ્વીકારાતી યોગનિદ્રાને પણ ખડચણકર્તા થયો નથી તેમજ લક્ષ્મીજી એકાદશી અને બ્રહ્માદિ દેવોના તીવ્ર તપશ્ચર્યા સાથેના ભજનમાં તથા નિરન્નમુક્તોના અને અક્ષરધામથી સેવા માટે આવી વસેલા અક્ષરમુક્તોના ભજનમાં અડચણકર્તા થયો નથી, ઉલટો સર્વને અનુકૂળ થયો છે તે હડુડાટ એકલા બંડીયાને ભજનમાં અડચણકર્તા કેવી રીતે થયો તે અતિવિચિત્ર છે.

**વૈકુંઠ ધામ** કે જે અક્ષરધામનીજ સર્વ પ્રકારે પ્રતિમારૂપ હોઈને ભગવાનના નિવાસસ્થાનભૂત છે. પામેલાઓની પુનરાવૃત્તિનો અને જેમાં કામાદિ દોષોના ઉદયનો પ્રતિષેધ વચનામૃત સા. ૧૪માં તથા મધ્ય ૨૬ માં શ્રીજીએ કર્યો છે. જેનો મહિમા ભાગવતાદિ ગ્રંથોમાં ઘણો ગાયો છે. વિષ્ણુ કે જે પરંબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્ લોકરક્ષાર્થે થએલા અવતારભૂત ચતુર્ભુજ છે. જેમની સાથે લક્ષ્મીજીનો તથા નંદ સુનંદાદિ પાર્ષદોનો યોગ વર્ણવ્યો છે. જે વિષ્ણુથકી નૃસિંહ રામ કૃષ્ણાદિ અવતારો શાપિત જય વિજયના અવતારભૂત હિરણ્ય-કશિપુ રાવણ શિશુપાલાદિકના નાશ માટે થયાનું વર્ણન છે. એવા ધામ ધામીને **'ચાર ભુજા અને સ્રિયોના પ્રસંગથી પ્રભુ ભજનમાં સુખ ન આવે'** એવો દોષ આરોપીને ઉતારી પાડવાની આસુરી અવલાઈ કરી છે. ચતુર્ભુજપણું તો કેવળ વૈકુંઠમાં નહિ પણ અક્ષરધામમાં પણ સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૫ થી જણાવેલું છે. ભગવાનની મૂર્તિ અને બીજા આકારમાં અવિવેકીને સમભાવ ન થવા માટે દ્વિભુજ રૂપમાં પણ ચતુર્ભુજાદિ ભાવના કરવાની લોયા ૧૧ માં કહી છે. 'આ પરમેશ્વર છે' એવી પ્રતીતિ કરાવામાં ચતુર્ભુજપણું બહુજ ઉપયોગી હોવાથી 'ભગવાન પોતાની ઈચ્છાથી ક્યારેક ચતુર્ભુજ જણાય છે, અષ્ટભુજ પણ જણાય છે અને સહસ્રભુજ પણ દેખાય છે' એમ લોયા ૧૮ માં કહ્યું છે. તથા વરતાલ ૧૮ માં "શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને પરમેશ્વરપણાની પ્રતીતિને અર્થે જે ચતુર્ભુજરૂપ દેખાડ્યું તથા બ્રહ્માને અનેક ચતુર્ભુજ દેખાડ્યા" એમ કહ્યું છે. માટેજ શ્રીજીએ પણ પરમેશ્વરત્વની પ્રતીતિ કરાવા ઘણાઓને ચતુર્ભુજરૂપે દર્શન આપ્યાં છે. શ્રીકૃષ્ણ કે જેમને અક્ષરધામના આધપતિ કહ્યા છે તેમણે 'પ્રથમ જન્મ સમયમાં વસુદેવદેવકીને ચતુર્ભુજ દર્શન દીધું. અક્રુરને પણ ચતુર્ભુજરૂપે દર્શન જળને વિષે દીધું. તથા રૂક્મિણીને ચતુર્ભુજરૂપે દર્શન દીધું' અને અર્જુને પણ એમ કહ્યું જે 'तेनैव रूपेण चतुर्भुजेन सहस्त्रबाहो भव विश्वमूर्ते' માટે અર્જુન પણ ચતુર્ભુજરૂપ દેખતા અને યાદવાસ્થળી કરીને પીપળાની હેઠે શ્રીકૃષ્ણ ભગવાન બેઠા હતા તે સમયમાં ઉદ્ધવજીએ તથા મૈત્રેય ઋષિએ ભગવાનનું રૂપ ચતુર્ભુજ શંખ ચક્ર

ગદા પદ્મ પીતાંબર સહિત દીઠું ' એમ શ્રીકૃષ્ણના ચતુર્ભુજપણાની બહુ વાતો લોયા ૧૮ માં કહી છે. ' અક્ષરધામી પરરૂપ ચતુર્ભુજ છે ' એવી બહુધા જગતની માન્યતા છે. એવાં પ્રમાણો પણ અનેક મળી આવે છે. શ્રીજીએ પણ આ બાબત લોયા ૧૮ માં ' માટે ચિત્રામણમાં જ્યાં જ્યાં મત્સ્ય કૂર્માદિક ભગવાનના અવતારનાં ચિત્રામણ કરે છે ત્યાં ત્યાં થોડોક મત્સ્ય કચ્છાદિકનો આકાર કરીને પછી તે ઉપર **શંખ ચક્ર ગદા પદ્મ,** વૈજયંતીમાળા, પિતાંબર વસ્ત્ર, કિરીટ મુકુટ, શ્રીવત્સનું ચિહ્ન, ઈત્યાદિક ચિન્હે સહિત ભગવાનની મૂર્તિને લખે છે **તો જો ભગવાનનું રૂપ અનાદિ એવુંજ છે '** તથા મધ્ય ૩૯ ' અને એજ જે શ્રીકૃષ્ણ વાસુદેવ તેણે વસુદેવ દેવકીને પ્રત્યક્ષ ચતુર્ભુજરૂપે અદ્‌ભુત બાળકથકા દર્શન દીધું એ અનાદિ વાસુદેવરૂપ છે ' આ વાક્યથી અર્થાત્ સૂચવી છે. ચતુર્ભુજાદિ ભેદથી ભગવાનમાં ભેદ નથી એમ શિક્ષાપત્રીમાં કહ્યું છે. ' જે અક્ષરધામમાં રાધા લક્ષ્મી સાથે વિરાજમાન ભગવાન છે તેજ વૈકુંઠમાં ચતુર્ભુજરૂપે લક્ષ્મીજી સાથે અને નંદ ગરૂડાદિ પાર્ષદો સાથે રહે છે અને એજ ભગવાન દિવ્ય શ્વેતદ્વીપમાં શ્વેતમુક્તોને પાંચત્રખત દર્શન આપે છે ' એમ વાસુદેવમાહાત્મ્યમાં અ. ૧૮ માં કહ્યું છે. આજ સઘળી બાબત વચનામૃત વરતાલ ૧ માં સ્પષ્ટ શ્રીજીએ કહી છે. ઘણા ભક્તોએ ચતુર્ભુજ ભગવાનની ઉપાસના કરી છે. આ ચતુર્ભુજ લક્ષ્મીનારાયણની ઉપાસના કેવળ શાસ્ત્રમાં લખી રાખી નથી પણ મહામંદિરોના મધ્ય મુખ્ય ભાગમાં તેમની સ્થાપના કરીને સંપ્રદાયમાં શ્રીજીએ પ્રવર્તાવી છે. ઘણા મુક્તો પણ ચતુર્ભુજ હોવાની વાત ગ્રંથમાં છે. આવું સર્વને બહુ અનુકૂળતાવાળું અને પરમેશ્વરપણાની ઓળખાણને આપનારૂં ચતુર્ભુજપણું ભગવાનને કે કોઈ ભક્ત મુક્તને કડાકુટયવાળું ભજનમાં અંતરાય કરનારૂં જણાયું નહિ અને એકલા વિમુખોને ક્યાંથી જણાયું તે બહુ શાસ્ત્ર દૃષ્ટિએ વિચારવા જેવું છે.

વળી લક્ષ્મીજી કે જે ભગવાનના વક્ષઃસ્થળમાં સ્નેહાતિશયને લીધે રહેવા પૂર્વક સ્ત્રીરૂપે સેવામાં રહ્યાં છે. જેનું ભગવાનની સાથે અખંડ સાહચર્ય છે. જેની સાથેજ ભગવાનની ભક્તિ કરવાનું વિધાન છે. જો ભગવાન સાથે ન જણાતાં હોય તો જેની ભાવના કરવાની શાસ્ત્રમાં કહી છે. ભગવાનના અનેક અવતારોની સાથે જેના અનેક અવતારો છે. જેની રૂચિને લીધે ભગવાને વૈકુંઠ લોક રચ્યો છે. જેની વિભૂતિરૂપે પણ સ્થિતિ છે. એવાં જગન્માતા લક્ષ્મીજીનો વૈકુંઠમાં નિવાસ વર્ણવ્યો છે. તેમની સાથે તેમની સખીઓનું પણ વર્ણન છે. રાધા લક્ષ્મી અને તેની સખીઓનો યોગ તથા સ્ત્રીપુરૂષરૂપ મુક્તનો યોગ તો ઠેઠ અક્ષરધામમાં પણ સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૩૫–૩૬–૩૮–૪૨ માં તથા ભક્તચિંતામણિ પ્ર. ૧૫૯ માં ઉઘાડો વર્ણવ્યો છે, અક્ષરધામમાં સ્ત્રીપુરૂષ મુક્તોને પરસ્પર કામવાસના નથી. અને તેમને ભગવાનથકીજ સુખની ઈચ્છા છે પણ બીજાથકી નથી એમ પણ પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૪૩-૪૭ માં કહ્યું છે. શ્રીજીએ પણ અક્ષરધામમાં રાધા લક્ષ્મી સાથેના પોતાના મૂળ દિવ્ય રૂપનાં દુર્લભ દર્શન ત્યાગી હરિભક્તોને આપ્યાની વાત સ. પ્ર. ૪ અ. ૨૨ શ્લો. ૨૮–૪૬ માં કહી છે. રાધા લક્ષ્મી વિગેરેમાં માતા જેવી નિત્ય નિર્દોષ પૂજ્ય ભાવના રાખવાની વાત વચનામૃત મધ્ય ૩ માં કહી છે. ગુરૂપરંપરારૂપ સંપ્રદાયનું રામાનુજાચાર્યથકી આગળ મૂળ જોઈએ તો વૈકુંઠવાસી વિશ્વક્સેન લક્ષ્મીજી અને નારાયણને કહ્યા છે. એમ જોતાં લક્ષ્મીજી આ આ સંપ્રદાયનું મૂળજ કહેવાય. માટેજ તેમને સ. પ્ર. ૨ અ. ૩૭ શ્લો. ૧૧૨ '**आद्या शक्तिर्भगवतो लक्ष्मीर्वर्यस्ति नो मते**' એમ ભગવાનની આદિ શક્તિ (પત્ની) પણે માનીને તેમનો મહામહિમા ગ્રંથોમાં કહેવા પૂર્વક મંદિરોમાં પણ સ્થાપના કરી છે. આ બધુ જોતાં આવાં સ્ત્રીરૂપ જગન્માતા લક્ષ્મીજી વિગેરે સર્વને પ્રભુ ભજનમાં અનુકૂળ થયાં છે પણ કોઈને અડચણકર્તા થયાં નથી તો બંડીયાને મતે માતાજી અડચણકર્તા ક્યાંથી થયાં તે શાસ્ત્રાધારે વિચારવાનું છે. આ તો અતિ વિચિત્ર અતિ અસહ્ય છે અને અતિ વિરૂદ્ધ છે. ધામ વૈકુંઠ અને ધામી લક્ષ્મીનારાયણને ઉતારી પાડવાજ આ બધી દુર્બુદ્ધિ વાપરી જણાય છે.

**ગોલોક** કે જે અક્ષરપર્યાય હોઈને શ્રીજીએ ઈપ્સિત સ્વધામ કહેવાપૂર્વક મુક્તિસ્થાન તરીકે કહ્યું છે. જેને 'આવ્યા ગોલોકવાસી રે' 'ગયા પોતે ગોલોક' એમ પોતાના અવિર્ભાવ અને અંતર્ધાનનું મૂળસ્થાન સ્વયં

કહે છે. જેને સ્વાશ્રિત એકાંતિકભક્તોએ પ્રાપ્યપણે કહે છે. જેને પ્રકૃતિપર અનાદિ અચળ અવિનાશિ અપ્રાકૃત દિવ્ય અપુનરાવૃત્તિ સ્થાન કહે છે. જેના વાસી પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમને ઉપાસ્ય ઇષ્ટદેવ પરમ પ્રાપ્યપણે કહેવાપૂર્વક પોતાને તેમના અવતાર તરીકે મનાવે છે. એવા શ્રીકૃષ્ણ અને તેમના પરમ ધામને તદ્દન ઉતારી પાડવા **'ત્યાં ગોપ ગાયું ગોપીયો આદિક કેટલીક જાતના વિક્ષેપને લીધે સુખેથી પ્રભુ ભજાય નહિ'** એવો દોષ આરોપવાની વિમુખી દુર્બુદ્ધિ આખીય વાપરી છે. રાધિકા ગોપ ગોપીઓ આદિકનો સંબન્ધ તો પ્રકૃતિપર અક્ષર ધામમાં પણ શ્રીજીએ વર્ણવેલો વાસુદેવમાહાત્મ્ય અ. ૧૭–૧૮ તથા સત્સંગિજીવન પ્ર. ૩ અ. ૪૧ તથા ભક્તચિંતામણી પ્ર ૧૫૯ વિગેરે સ્થળે વ્યક્ત જોવામાં આવે છે રાધિકાએ સહિત શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન ધરવાનું તો વચનામૃત પ્રથમ ૫ માં કહ્યું છે. આ બધુ કેવળ ગ્રંથમાંજ લખી રાખ્યું છે એમ નહિ પરંતુ મહામંદિરો કરાવી તેના મધ્ય ભાગમાં ગોપીનાથાદિકની સ્થાપના કરીને સંપ્રદાયમાં જાહેરમાં પણ મુક્યું છે. મધ્ય ૧૯ માં શ્રીજી ગોલોકમાં ગયા અને ત્યાં ભજનનું બહુ સુખ પામ્યા એવી વાત પોતેજ કરી છે. ખરૂં જોતાં આ ધામ પ્રભુ પ્રાપ્તિ માટે પ્રભુભજનનું નહિ પણ પ્રભુભજનના ફળરૂપે અંતે પામવાનું ભોગવવાનું કહ્યું છે. એમ શ્રીજી વિગેરે બધાયને વિક્ષેપ વિનાનું ભજનસુખ આવ્યું છે એકલા બંડીયાને મતે ભજનસુખ ન આવ્યું એ અતિવિચિત્ર છે. બંડીયાને તો શ્રીજીસ્થાપિત શુદ્ધ મહાસંપ્રદાયમાં પણ કયાં ભજનનું સુખ આવ્યું છે? સુખ લેવા માટે શુદ્ધ સંપ્રદાયથકી વિમુખ થયા છે તો બીજી બધી બાબતોથકી પણ વિમુખ થાયજ એમાં કહેવુંજ શું? ધામ ધામીને દ્વેષ રોષ મત્સરથી ઉતારી પાડવાજ આ બધી પાપ-બુદ્ધિ વાપરી જણાય છે.

વળી બંડવાતમાં ગોલોક અને અક્ષરને તદ્દન જુદા પાડવાજ ખંડને કે લોકોને જુદા પાડવા વચ્ચે પર્વતાદિ આવરણો ગોઠવ્યાં છે તેમ વચ્ચે પ્રકૃતિ પુરૂષનો લોક કે જે માયાવેષ્ટિત હોઇને વૈકુંઠ ગોલોકાદિક આગળ અતિતુચ્છ છે તેને અડાવ્યો છે. એમ અવળું અડાવીને બન્ને વચ્ચે પ્રાકૃત અપ્રાકૃત આદિ અનાદિ અનિત્ય નિત્ય અપર પર અપ્રાપ્ય પ્રાપ્ય નાશિ અવિનાશિ હેય ઉપાદેય જેટલો અત્યંત ભેદ પાડવાનો ઉઘાડો દુરાશય દર્શાવ્યો છે. આ બાબત સંપ્રદાયનાં શાસ્ત્રોથી સર્વાંશે વિરૂદ્ધ બનાવટી છે. શાસ્ત્રો તો ગોલોકને પ્રકૃતિ પર અપ્રાકૃત દિવ્ય સનાતન નિત્ય અવિનાશિ અચળ અનાદિ એકાંતિકપ્રાપ્ય સર્વોત્તમપણે વર્ણવે છે. જુઓ પ્રમાણો–શિક્ષાપત્રી શ્લો. ૧૨૧ ના ભાષ્યમાં **ગોલોક** શબ્દનું 'यत्र गावो' આ શ્રુતિપ્રમાણ લઇને 'निरतिशय-दीप्तियुक्तोऽप्रकृतलोकविशेषः' એવું વ્યાખ્યાન કર્યું છે. આથી ગોલોકની **અપ્રાકૃતતા** કહી. વચનામૃત વરતાલ ૧૮ માં **'માયાથકી પર એવો જે ગોલોક'** આવો શબ્દ છે. આથી **માયાપરતા** કહી. સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૬–૭–૮ માં પૃથિવ્યાદિ સાત આવરણ કહીને, શ્લો ૯ માં પ્રકૃતિ નામનું મહા આવરણ કહીને શ્લો. ૧૦ માં **પ્રકૃતિથકી પર તેજોમય મહત અનાદ્યનન્ત** ચિદાકાશ કહીને, શ્લો. ૨૧ થી ૨૫ થી તેની અંદર **તેજોમય દિવ્ય ભૂમિ અનુપમ** કહીને, શ્લો. ૨૬–૨૭ થી તેનેજ ગોલોકધામ કહેતાં તેને **પરમ સનાતન દર્શનીયતમ સર્વમનોહર અલૌકિક** આદિક વિશેષણો આપ્યાં છે. આથી ગોલોકની પ્રકૃતિપરતા સનાતનતા દિવ્યતા લોકવિલક્ષણતા અને અનુપમતા સિદ્ધ થઇ. પ્ર. ૩ અ. ૧૮ શ્લો. ૧૬ 'नमो दिव्यगोलोकधाम्नि' એમ ગોલોકને **દિવ્ય** વિશેષણ આપ્યું છે. એક ટીકામાં દિવ્યનો અર્થ **અપ્રાકૃત** કર્યો છે અને એક ટીકામાં **કાળમાયાના પરાભવે રહિત** એવો કર્યો છે. આથી અપ્રાકૃતતા અને કાળમાયાતીતતા સિદ્ધ થઇ. સ. પ્ર. ૩ અ. ૨૨ શ્લો. ૫૦ એકાંતિક સત્સંગીઓને પામવાનું ધામ ઉત્તમ ગોલોકને કહ્યું છે. આથી ગોલોકની **ઉત્તમ પ્રાપ્યતા** કહી પ્ર. ૩ અ. ૩૦ શ્લો. ૪૮ 'ते यान्ति धाम परमं परमात्मनो वै गोलोकसंज्ञममलं' એમ ગોલોકને પરમ અને અમર વિશેષણ આપીને **પરમ પ્રાપ્ય ધામ** કહ્યું છે. પ્ર. ૫ અ. ૩૨ શ્લો. ૩૭ 'द्वितीयस्य फलं ज्ञेयं गोलोकप्राप्तिरुत्तमम्' એમ ગોલોકની પ્રાપ્તિને **ઉત્તમ ફળ તરીકે** કહી છે. સ. પ્ર. ૪ અ. ૩૩ શ્લો. ૧૯ 'लक्ष्मीनारायणादीनां महापूजां नरोऽत्र ये। करिष्यन्ति त आपस्यन्ति गोलोके परमं सुखम्' એમ ગોલોકને **પરમ સુખરૂપ** કહે છે. વાસુદેવમાહાત્મ્ય અ. ૧૬ શ્લો. ૧૨–૧૩ 'भूम्यप्तेजोनिलाकाशाहं-

महत्प्रकृतीः क्रमात् । क्रान्त्या दशोत्तरगुणाः प्राप गोलोकमद्भुतम् । धाम तेजोमयं तद्धि प्राप्यमेकान्तिकैर्हरेः ॥" એમ ગોલોકને પ્રકૃત સાથેના **અષ્ટાવરણથકી પાર અદ્ભુત તેજોમય અને એકાંતિક પ્રાપ્ય** એવાં વિશેષણો આપ્યાં છે. આથી ગોલોકની પ્રકૃતિપરતા અદ્ભુતતા તેજોમયતા અને એકાંતિકપ્રાપ્યતા નક્કી થઈ. વચનામૃત સારંગપુર ૧૪ માં ગોલોકને પામીને કોઈ પાછો પડતો નથી એમ કહીને **અપુનરાવૃત્તિ** સ્થાનતા કહી છે. સુધાસિન્ધુના ઉપોદ્ઘાતના શ્લો. ૭ ની ટીકામાં મૂળ ગોલોક પદનું 'महामायान्धतमसपरतरचिदंबरस्थगोलोकाख्यपदे' એવું વ્યાખ્યાન કર્યું છે. આથી ગોલોકની માયાના ગાઢ અંધકારથી પરતર ચિદાકાશની અંદર સ્થિતિ કહી. ભક્તચિંતામણિ પ્ર. ૧૫૯ ચોપાઈ ૬–૬૮ માં ગોલોકને **ગુણાતીત માયાતમપાર અચળ અનાદિ દિવ્ય અતિઅનુપમ અપુનરાવૃત્તિ** વિગેરે વિશેષણો આપીને છેવટે ઉદ્ધવાશ્રિત એકાંતિક જનોને **પરમપ્રાપ્ય** કહ્યું છે. આથી બધા અર્થની સિદ્ધિ થાય છે. આ રીતે ગોલોકને પ્રકૃતિમંડળથકી પાર રહેવા પૂર્વક તેને એકાંતિકપ્રાપ્ય પરાત્પર અચળ અનાદિ અપ્રાકૃત અપુનરાવૃત્તિ અનુપમ અવિનાશી કહે છે. આવા શ્રીજી અભિમત ગોલોકને આથી તદ્દન વિપરીત ભાવવાળું ઠરાવાજ સામાવાડીયાએ ગોલોક અક્ષર વચ્ચે તુચ્છ લૌકિક પ્રકૃતિ પુરૂષના લોકને ગોઠવ્યો છે. એમ કરીને સંપ્રદાયના શાસ્ત્રોમાં ગોલોકની અંદર અક્ષર ધામ કહીને જે એક સળંગ સંબન્ધ નિત્ય અખંડિત વર્ણવ્યો છે તે પણ અમિત્રવત્ તોડી નાંખ્યો છે. (ગોલોકની અંદર અક્ષરધામ હોવાનાં પ્રમાણો પ્રથમ ઘણાં પ્રદર્શાવ્યાં છે.)

હવે વિરોધિઓએ ગોલોક અને અક્ષર વચ્ચે પ્રકૃતિ પુરૂષનો માયિક લોક માયાથી કલ્પીને ગોલોકથકી અત્યંત જુદુ પ્રકૃતિ પર અક્ષર ધામ ઠરાવ્યુ એજ સંપ્રદાયનાં શાસ્ત્રોમાં ગોલોકની મધ્યને વષે વર્ણવેલું અક્ષરધામ છે ? કે તેનાથી પણ તદ્દન જુદુ બીજુ અક્ષર ધામ છે ? એનો વિચાર કરવાનો રહ્યો. ગ્રંથમાં પ્રકૃતિપર ગોલોક મધ્યેના અક્ષર ધામમાં તો અનાદિ પરંબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણનારાયણ અને તેમની રાધા-લક્ષ્મી નિત્ય પત્નીઓ અને તેમના નંદ સુનંદ શ્રીદામ વિશ્વક્સેન વિગેરે નિત્ય પાર્ષદો ઈત્યાદિકનું પ્રાધાન્ય વર્ણવીને, છેવટે એજ શ્રીકૃષ્ણના અવતાર સ્વામિનારાયણ છે અને તેમના આશ્રિતોને એજ ધામ પામવાનું છે વિગેરે બાબત વર્ણવી છે. આ બધુ બંડીયાની માન્યતાને અનુકૂળ બંધ બેસતું નહિ હોવાથી તેનાથી તદ્દન જુદુ બીજુજ અક્ષર ધામ બંડીયું કલ્પ્યું છે એ સ્પષ્ટ થાય છે. એમ જુદુ બીજુ અક્ષર ધામ કલ્પતાં ગોલોક મધ્યેના અક્ષર ધામની તો ગોલોક જેવીજ તુચ્છ દુર્દશા થઈ. એમ થતાં શાસ્ત્રસિદ્ધ ગોલોક અને તેની અંદર વર્તતા અક્ષર ધામનું પણ પ્રાકૃતપણું અનિત્યપણું નાશિપણું પુનરાવૃત્તિપણું વિમુખને મતે મનાયું કહેવાય. આ બધો દુરાશય ગોલોક અક્ષર વચ્ચે પ્રકૃતિપુરૂષનો લોક ગોઠવવાથીજ બહાર તરી આવે છે. આવો આશય સાંપ્રદાયિક કોઈપણ ગ્રંથમાં નથી. આવો દુરાશય ૭ પ્રકરણની ચોપડીના પ્ર. ૫ વાત ૩૦૭માં ઉઘાડો જણાવ્યો છે. એનું વિવેચન પ્રથમ થઈ ગયું છે. એટલે આ આખી વાત પણ શાસ્ત્રીય ગોલોકાંતર્વર્તિ અક્ષર-ધામથકી બીજા જુદા અશાસ્ત્રીય અક્ષર ધામને ઠરાવવાજ ગોઠવી કાઢી છે. સંપ્રદાયમાં રહીને અને તેનો બધો લાભ લઈને પણ આવી ભેગતોડની ભાંજગડનું કુટિલ ઉઘાડું કુભંડ કરવાનું ખરૂ કારણ તો નિરક્ષર ગુણાતીતાનંદને મૂળ અક્ષર સર્વોપરી ઠરાવી, જાગા પ્રાગાને તેના મુખ્ય મુક્ત સેવક ઠરાવીને પોતાને પણ સર્વોપરી ઠરવું એજ છે. સંપ્રદાયની શ્રીજીઅભિમત શાસ્ત્રીય માન્યતાને અને વિમુખાભિમત અશાસ્ત્રીય માન્યતાને શાસ્ત્રદષ્ટિએ બરોબર મેળવીએ તો આભ જમીન જેટલું કે દિવા રાત્રિ જેટલું અંતર આ ઉપરથી સાબીત થાય છે. આ જોતાં એમને બંડીયા કે ઢુંઢીયા કે વિમુખ કે સામાવાડીયા કે સમોવડીયા કહેવામાં આવે છે અને વિમુખ કરવામાં આવ્યા છે તે સર્વપ્રકારે સંભવિત સમન્વિત સમૂચિત છે. સંપ્રદાયમાં રહીને તેથી તદ્દન જુદુ માનવું કે જુદુ કહેવું કે જુદુ કરવું એજ બંડીયા કે વિમુખનું અપલક્ષણ છે.

સંપ્રદાયનાં સર્વ શાસ્ત્રોમાં શ્રીજીએ તથા મુક્તોએ પ્રકૃતિપર અપ્રાકૃત અનાદિ અવિનાશિ અપુનરાવૃત્તિ નિત્યનિર્દોષ એકાંતિકપ્રાપ્યપણે વર્ણવેલા ગોલોક અને તદંતર્વર્તિ અક્ષર ધામની વચ્ચે, તેના વિરોધિઓએ પ્રકૃતિપુરૂષના હેય પ્રાકૃત આદિ પુનરાવૃત્તિ નાશવંત દૂષિત લોકને અડાવીને, ગોલોક અક્ષરને તેથી પણ નીચે

પ્રકૃત્યંતર્ગત પ્રાકૃત પુનરાવૃત્તિ નાશવંત આદિ બદ્ધપ્રાપ્ય હેય ઉઠાવીને ઉતારી પાડવાનો વિમુખાશય વ્યકત દર્શાવ્યો છે તે ઉપરની વાતો ઉપરથી જણાવ્યો.

આવી વાતો તો અનેક છે–પ્ર. ૫ ની પ્ર. ૧ વાત ૪૬ "વિષયનો તિરસ્કાર તો અક્ષર ધામમાં, શ્વેતદ્વીપમાં, બદરિકાશ્રમમાં ને આ લોકમાં મોટા એકાંતિક પાસે છે, એ ચાર ઠેકાણાં વિના **બાકી સર્વે-ઠેકાણે વિષયનો આદર છે"** આમાં વિષયના આદર વિનાનાં ચાર ઠેકાણાં નામ સાથે કહેવાથી અને તેમાં વૈકુંઠ ગોલોકને નહિ ગણવાથી નિર્વિષયિજનોએજ પ્રાપ્ય એવા તેમાં વિષયનો આદર કહેવાનો અને તેથી તેની અક્ષર વિનાનાં ત્રણ ઠેકાણાં કરતાં અત્યંત તુચ્છતા કહેવાનો દુરાશય તરી આવે છે. બદરીકાશ્રમ શ્વેતદ્વીપ અને આ લોકના એકાંતિકની સન્નિધિ કરતાં તો વૈકુંઠ ગોલોકની તો આધક ઉત્કર્ષ તો સર્વ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. તેને આ લોકના માનીતા એકાંતિકની સન્નિધિ કરતાં પણ ઉતારી પાડવાની પારાવાર દુર્બુદ્ધિ ઉભરાઈ આવે છે. વિષયી વિમુખ લોકોને બધુ વિપરીતજ ભાસે છે. આ વાતમાં ગોલોક અક્ષરને તદ્દન જુદા પાડવાનો દુરાશય વ્યક્ત છે.

પ્ર. ૧ વાત ૪૮ 'બદરિકાશ્રમના ને શ્વેતદ્વીપના મુકતને ત્યાગ વૈરાગ્યનું બળ છે ને ગોલોકના ને વૈકુંઠના મુક્તોને પ્રેમ મુખ્ય છે ને અક્ષરધામના મુકત બ્રહ્મરૂપ છે' આ વાત આખી ઉટાંગ છે, જ્યાં ધામોના મુકતોનું વર્ણન કર્યું છે ત્યાં સર્વને ત્યાગ વૈરાગ્ય અને ભગવાનમાં પ્રેમવાળા બ્રહ્મરૂપ કહ્યા છે. અને એવાજ એમાં રહે છે એમ પણ કહ્યું છે અને એમાં એવો કશો ભેદ પાડયો નથી. એવો ભેદ પાડવા જાય તો અક્ષર ધામના ભકતોને ત્યાગ વૈરાગ્ય અને પ્રેમ નથી એવો વિપરીત અર્થ આવે. મધ્ય ૧૮માં 'અને શ્વેતદ્વીપને વિષે જે નિરન્નમુક્ત છે તે તો બ્રહ્મસ્વરૂપ છે અને કાળના પણ કાળ છે અને પોતે અક્ષરસ્વરૂપ છે' એમ શ્વેવદ્વીપનાને પણ બ્રહ્મરૂપ કહ્યા છે. વૈકુંઠ ગોલોકના મુકતો તો તેથી અધિક હોવાથી બ્રહ્મરૂપ હોય એમાં કાંઈ કહેવાનુંજ નથી. બ્રહ્મરૂપ થાય ત્યારેજ તેની પ્રાપ્તિ કહી છે. બ્રહ્મરૂપપણું તો અહીંના ભકતોમાં પણ વર્ણવ્યું છે. બ્રહ્મરૂપ થયા પછી તો ભકિતનો અધિકારી થાય છે. વાતની ગૂઢ કુયુક્તિ જોતાં વૈકુંઠ ગોલોકને ઉતારી પાડીને ગોલોકથકી અક્ષરને તદ્દન જુદું પાડવાનો વિરૂદ્ધાશય સમઝાય છે. વિરોધીને બીજુ કામજ શું હોય ?

પ્ર. ૧ વાત ૨૭૭ "અને કથા વાર્તા બદરિકાશ્રમ, શ્વેપદ્વીપ, અક્ષરધામ ને આ લોકમાં મોટા એકાંતિક પાસે એમ ચાર ઠેકાણે થાય છે ને બીજે કયાંઈ થાતી નથી ને જ્યાં વિષય છે ત્યાં કથા વાર્તા નથી" આ વાતમાં ગોલોક વૈકુંઠ લીધાં નથી એ ઉપરથી એમાં વિષયને લીધે કથા વાર્તા નહિ થવાનો દુરાશય સ્પષ્ટ થાય છે. ખરૂં જોતાં ત્યાં કથા વાર્તાનો કશો અર્થજ નથી. ગોલોકમાં જઈને ત્યાંની કથા વાર્તાનો દુર્લભ લાભ લઈ આવ્યાની વાત મધ્ય ૧૯ માં શ્રીજીએજ સ્વાનુભવથી કહી છે. વળી ગોલોક તો માયાતીત દિવ્ય નિર્વિષયી જનોએજ પ્રાપ્ય હોવાથી એમાં વિષયની વાતજ કહેવાય નહિ તેમ છતાં જો કહીએ તો શ્રીજી ત્યાંથીજ આવ્યા ગયા હોવાથી તેમને વિષે તેવા દોષનો પ્રસંગ આવે. વૈકુંઠ ગોલોકને બદરિકાશ્રમ આદિક ત્રણ ઠેકાણાં કરતાં પણ નીચે ઉતારી પાડીને તેનાથી અક્ષરને તદ્દન જુદુ પાડવાનો બંડ ભાવાર્થ સ્પષ્ટ તરી આવે છે. વિષયગ્રસ્તને બીજુ સારૂ સુઝેજ કયાંથી ?

પ્ર. ૧ વાત ૩૪૧ 'અને આગળ જે ભકત થઈ ગયા તે કોઈની આજ સત્સંગમાં ઉપમા દેવાય નહિ? કેમ જે આગળ થયા તે કોઈ અક્ષર ધામના નિવાસી નથી ને આજ તો પુરૂષોત્તમના આશ્રિત છે તે સર્વે અક્ષર ધામના અધિકારી છે' આમાં શાસ્ત્રોકત પરાત્પર અનાદિ ગોલોકાંતર્વર્તિ અક્ષરધામથકી અને તેના આધપતિ પરાત્પર અનાદિ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમથકી જુદા બીજા બંડીયા અક્ષરધામની અને બીજા જુદા પુરૂષોત્તમની ગોઠવણીનો ગૂઢ દુરાશય વચનવ્યકિતથી વિશદ થાય છે. શ્રીજીએ તો આગળ થઈ ગએલા પ્રહ્લાદ નારદ શુક સનકાદિક જડભરત અંબરીષ ગોપગોપી આદિક ભકતોની ઉપમા સત્સંગમાં અનેકને આપેલી

વચનામૃત પ્રથમ ૬૩ વિગેરેમાં પ્રસિદ્ધ છે. એટલુંજ નહિ પણ પોતે પોતાને પણ તેવી ઉપમા બહુ સ્થળે આપી છે. વળી તેમને પ્રતિદિન પ્રભાતમાં સંભાળવાનું અને તેમની રીતિને સદા અનુસરવાનું પણ વિધાન કરેલું સત્સંગિજીવન વિગેરે ગ્રંથમાં પ્રસિદ્ધ છે, વળી આગળ થઈ ગએલા નારદ ગોપ ગોપીઓ વિગેરેને 'ગોપીઓ ગુણાતીત થઈને ભગવાનના નિર્ગુણ અક્ષરધામને પામીઓ' 'ગોપોને અક્ષરધામ બતાવ્યુ" એમ અક્ષરધામના નિવાસી વચનામૃતમાંજ કહ્યા છે. એટલે આ વાત વચનામૃતથકી તદ્દન વિરૂદ્ધ બનાવટી બંડીયા છે. શ્રીજીએ જેને અક્ષરપતિ પુરૂષોત્તમ કહ્યા છે તેના આશ્રિતો, શ્રીજીએ જેને અક્ષરધામ કહ્યું છે તેના અધિકારી આગળ થઈ ગયા છે અને અત્યારે પણ થાય છે. અક્ષરધામ અને પુરૂષોત્તમ અનાદિના હોવાથી કોઈએ કદાપિ નવા બીજા બનાવી લેવાતા નથી. વિમુખને કોઈની ઉપમા ન અપાય અને એ અક્ષરધામના નિવાસી નથી એ વાત સત્ય છે.

પ્ર, ૨ વાત ૨ ' તેથી અનંત ગણી પ્રકૃતિ છે, તેથી અનંત ગણો પુરૂષ છે, ને તેથી અનંતગણું પર અક્ષર ધામ છે ને તે ધામને વિષે રહેનારા જે અનંતકોટિ મુક્ત છે તેમને પુરૂષોત્તમનો સંબન્ધ છે બીજાને નથી...અક્ષરના મુક્તને પુરૂષોત્તમનો સંબન્ધ છે કે તમારે છે પણ બીજા અવાંતર કોઈને નથી' આમાં પ્રકૃતિ પર ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ લીધું ન હોવાથી તેને પ્રકૃતિની અંદર ગણીને તેના થકી જુદા બીજા અક્ષરધામનો અને બીજા અવાંતર કોઈને પુરૂષોત્તમનો સંબન્ધ નથી એમ કહીને જુદા બીજા પુરૂષોત્તમ ગોઠવવાનો ગૂઢ દુરાશય તરી આવે છે. પ્ર. ૨ વાત ૨૩ ઉટાંગ પ્રશ્ન ઉત્તર કરીને ગોલોકની અંદરના અક્ષર ધામથકી બીજુ જુદુ ઉપર અક્ષર ધામ ઠરાવવાનું ગૂઢ ઘમંડ ખોટી રીતે કર્યું છે. એનું વિવેચન પ્રથમ આવી ગયું છે,

પ્ર. ૨ વાત ૪૯ ' સ્વામિએ બદરિકાશ્રમ શ્વેતદ્વીપ વૈકુંઠ ગોલોક ધામના મુક્ત સાથે પ્રશ્ન ઉત્તર કર્યાં વગર તે મુક્ત જીત્યા નહિ. પછી તે અક્ષરધામમાં ગયો ત્યારે તે મુક્ત સાથે મારે પ્રશ્ન ઉત્તરમાં ઠીક પડ્યું. માટે ભગવાનના સ્વરૂપ સંબન્ધી જ્ઞાન તો અક્ષર ધામના મુક્તમાં છે કે આંહી એકાંતિક સાધુમાં છે પણ બીજે નથી ને બીજે તો બીજું જ્ઞાન છે " આમાં અક્ષર ધામના મુક્તમાં કે એકાંતિકમાં જ્ઞાન છે, બીજે તો બીજું જ્ઞાન છે. (વિષય સંબંધી) ગોલોકાદિક ધામના મુક્તો જીત્યા નહિ, અક્ષરધામના મુકત સાથે પ્રશ્ન ઉત્તરમાં ઠીક પડ્યું વિગેરે છળશબ્દો દંભથી લખીને ગોલોકને ઉતારી પાડીને તેનાથકી અક્ષરને તદ્દન જુદું પાડવાની કૂટ કોશીસ કરી છે બંડીયાને બીજું જ્ઞાન હોયજ ક્યાંથી ?

પ્ર. ૨ વાત ૫૫ 'પછી સ્વામી બોલ્યા જે બીજાએ કલ્યાણ તો કર્યાં છે પણ કારણ શરીરના ભાવને ટાળીને કલ્યાણ કર્યાં નથી. ને જો કારણ શરીરના ભાવને ટાળીને કલ્યાણ કર્યાં હોય તો ગોલોક ને વૈકુંઠ લોકમાં કજીયા શા સારૂ થાય ? માટે ગોલોકમાં રાધિકાજીએ શ્રીદામા સાથે વઢવેડ કરી ને વૈકુંઠ લોકમાં જય વિજયે સનકાદિક સાથે વઢવેડ કરી છે. તે એમ જાણવું જે ત્યાં કારણ શરીર નહિ ટળ્યું હોય અને મહારાજ તો કારણ શરીર ટાળવા સારૂ સાધુ ને નિયમ તો અક્ષર ધામમાંથી લઈને જ પધાર્યા છે ' આ વાત સા ૧૪ શ્રીજીવચનામૃત સાથે મેળવતાં તદ્દન વિરૂદ્ધ નક્કી થાય છે. શ્રીજીએ વઢવેડનું ખરૂં કારણ ભગવાનના અવતાર ધારીને લોકકલ્યાણની ઈચ્છાજ જણાવા પૂર્વક ગોલોક વૈકુંઠને પુનરાવૃત્તિવર્જીત અને કાળમાયાકર્માદિકના ભયે વર્જીત નિત્યનિર્દોષ જણાવ્યુ છે. ભાગવતમાં પણ શ્રીજીના કહ્યા મુજબજ સમાધાન કર્યું છે. આ જોતાં એમાં વિરૂદ્ધ કારણ શરીરનો ભાવ કહી શકાયજ નહિ. કારણ શરીરવાળા તો તે ધામને પામેજ નહિ એમ પણ શ્રીજીએ છેવટે કહ્યું છે. માટે પૂર્વે ભગવાને જેનાં કલ્યાણ કર્યાં છે તેના કારણ શરીરના ભાવને ટાળીનેજ કર્યાં છે એમ નિશ્ચિત થાય છે. સાધુઓ તો બદરીકાશ્રમવાસી મરીચ્યાદિ ઋષિઓના અવતાર હતા એવો સંપ્રદાયિક શાસ્ત્રીય ઉપોદ્ઘાત છે, એટલે તેમનું ત્યાંથીજ આવ્યાનું અને શ્રીજીનું પણ ત્યાંથીજ આવ્યાનું કહી શકાય. આ બધી વાત શ્રીજીમાન્ય ગોલોક વૈકુંઠમાં કારણ શરીર અને તેથી કજીયા થયાનું કલ્પીને તેને તદ્દન

ઉતારીને પાડીને તેથકી અક્ષરને અત્યંત જુદુ બીજું કલ્પવાના દુરાશયવાળી સ્પષ્ટ થાય છે. આવીજ બાબત પ્ર. ૬ ની પ્ર. ૩ વાત ૫૫ માં છે. આમાં પણ ગોલોક વૈકુંઠમાં કારણ શરીર અને તેથી કજીયા થયાનું કલ્પ્યું છે, આ વાતોમાં તો અક્ષર ધામમાં કારણ શરીર નહિં હોવાનું નિરૂપણ કર્યું છે. પણ પ્ર. ૩ વાત ૪૫ 'અક્ષરના મુક્તને પણ સમઝવામાં કસર રહી ગઈ હોય તો તેને પણ આંહી ભગવાનની ભેળું કસર ટાળવા આવવું પડે છે.' પ્ર. ૫ વાત ૯૩ 'અને અક્ષરના મુક્તપણ આંહી ભગવાન ભેળા આવે છે ત્યારે કસર ટળે છે' તથા પ્ર. ૬ ની પ્ર. ૧ વાત ૧૬૩ માં 'અને અક્ષર ધામમાંથી ત્રીજો તો વાસનાએ કરીને આવે' પ્ર. ૫ વાત ૧૯૫ 'અક્ષર ધામમાંથી પણ જે મુક્તને પોતાની કસર ટાળવા લાવ્યા હોય' આવા શબ્દો છે. આ ઉપરથી બંડ મતે અભિમત અક્ષર ધામમાં પણ વાસના અને કસર હોવાનું કબૂલ થયું. વાસના કહો કે કારણ શરીર કહો કે કસર કહો બધાનો એકજ અર્થ છે. આ જોતાં જુદા અક્ષરમાં પણ કજીયા થવાનો પૂર્ણ પ્રસંગ આવે જ આ બધું મેળવતાં ઉપરની વાત શાસ્ત્રવિરુદ્ધ, શ્રીજીવચનવિરુદ્ધ અને પરસ્પર વિરુદ્ધ પણ છે. વાતોમાં 'मुखमस्तीति वक्तव्यं' એટલોજ અપન્યાય જણાય છે. આવી સર્વ પ્રકારે વિરુદ્ધ વાતો કરવા ગુ. સ્વામી નવરા ન હતા. બીજાએ પાછળથી જેમ આવે તેમ ગામઠી ગપ્પાં માર્યાં છે.

પ્ર. ૨ વાત ૬૪ 'મહારાજની મૂર્તિ વિના ને અક્ષર ધામ વિના અહીંથી તે પ્રકૃતિ પુરૂષ સુધી લઘુશંકાનો વ્યવહાર દેખાતો હોય તેમાં શાનો મોહ થાય ? ગોલોકને તો બીજી વાતોમાં પ્રકૃતિની અંદરજ ઠરાવ્યું છે, એનું અહીં અનુસંધાન લઈ મેળવતાં ગોલોકમાં પણ લઘુશંકાનો વ્યવહાર હોવાનો પાપાશય વ્યક્ત થાય છે. શ્રીજીએ જેને ઇપ્સિત પરમ ધામ નિર્વિષયી સ્વકીય કહીને જ્યાંથી પોતાનો આવિર્ભાવ અને અંતે જેમાં અંતર્ધાન કહ્યું છે એવા ધામમાં લઘુશંકાનો વ્યવહાર કલ્પવામાં આવે તો તેનો દોષ શ્રીજીમહારાજ ઉપર પણ કેમ ન આવે ? એમ કરીને ખરો ઈરાદો તો ગોલોકથકી અક્ષરને અત્યંત જુદુ ઠરાવવાનો છે. લઘુશંકામાં લુબ્ધ લઘુ લોકોને સર્વત્ર એવું જ પાપ જણાય એ સહજ છે.

પ્ર. ૩ વાત ૨ 'ઉપાસનાની વિક્તિ—જે જેવા મહારાજને સમઝે તેવો થાય. મહારાજને શ્રીકૃષ્ણ જેવા સમઝે તો ગોલોકને પામે, રામચંદ્રજી જેવા સમઝે તો વૈકુંઠને પામે, વાસુદેવ જેવા જાણે તો શ્વેતદ્વીપને પામે ને નરનારાયણ જેવા જાણે તો બદરિકાશ્રમને પામે....અક્ષર ધામના પતિ સમઝે તો અક્ષરધામને પામે માટે ઉપાસના ચોખી સમઝવી" આ વાત વેદાદિશાસ્ત્રો અને સંપ્રદાયનાં શાસ્ત્રોથી તદ્દન વિરૂદ્ધ ઉટાંગ છે. શ્રીકૃષ્ણનેજ ગોલોકાંતર્વતિ અક્ષર ધામના અધિપતિ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વઅવતારકારણ ઉપાસ્ય. ઈષ્ટદેવપણે શિક્ષાપત્રીમાં નક્કી કરીને એમનાજ અવતાર શ્રીજીમહારાજ છે એમ પણ નક્કી કરીને બન્નેની અભેદ સુદૃઢ કરીને બન્નેનું ધામ પણ એકજ છે એમ શાસ્ત્રોએ નિશ્ચિત કર્યું છે. આવી ઉપાસનાની ચોખી વિક્તિ કરી છે તેને પણ નહિ ગણકારીને બન્નેને જુદા પાડવા માટે ધામને પણ જુદુ પાડવાની બધી કપટ કુયુક્તિ વાપરી છે. પુરૂષોત્તમનારાયણની આકૃતિમાંથી યથાકાર્ય અવતાર થાય છે અને કાર્ય પૂર્ણ થતાં લય પામી જાય છે એવું શ્રીહરિવચનામૃત હોવાથી લક્ષ્મીનારાયણ નરનારાયણ વાસુદેવ રાધાકૃષ્ણ આદિક ભગવત્સ્વરૂપોમાં ભેદ સર્વથા નજ સમઝવાનો શિક્ષાપત્રીમાં કહેલો હોવાથી તેઓને તત્ત્વથી કોઈ રીતે જુદા પાડી શકાય નહિ. એટલે તેમનાં ધામ પણ આત્યંતિક જુદાં જુદાં ઠરાવીને તેમના ઉપાસકોને તે તે જુદાં જુદાં ધામની પ્રાપ્તિ પણ કહી શકાયજ નહિ. આ બધી બાબત લો. ૧૮માં અતિ સ્પષ્ટ છે. પરંબ્રહ્મ પરમાત્મા એકજ છે અને એમનાજ અવતારો છે અને અવતાર અવતારિનો અભેદ છે. અને એમનીજ સર્વની ઉપાસના છે અને મોક્ષદશામાં એમનીજ પ્રાપ્તિ છે. શ્રીજી તો અંતર્ધાન પામતાં ઇપ્સિત ગોલોકમાં ગયા છે અને આશ્રિતોને એજ અંતે પામવાનું નક્કી કરી ગયા છે એવા ગોલોકને અત્યંત ઉતારી પાડીને તેથી તદ્દન જુદા અક્ષરને ઠરાવીને, બન્નેનાં જુદા અધિપતિને ઠરાવીને ચોખી ઉપાસનામાં ગરબડ કરવા આવો બંડ ગોટાળો વાળ્યો સમઝાય છે વિમુખોની વંઠેલ બગડેલ ઉપાસનામાં બધું અવળું જ હોય એ સહજ છે.

પ્ર. ૩ વાત ૧૬૨ "અને અક્ષર, શ્વેતદ્વીપ બદરિકાશ્રમ ને આ લોકમાં એકાંતિક પાસે એ ચાર ઠેકાણે

માયા નથી ને કજીયો નથી. બાકી સર્વ ઠેકાણે માયા ને કજીયો છે" આ વાતમાં વૈકુંઠ ગોલોક કે જે શ્વેતદ્વીપ બદરિકાશ્રમ અને એકાંતિકની સન્નિધિ કરતાં અતિ શ્રેષ્ઠ છે તે નહિ લીધાં હોવાથી તેમાં માયા કજીયો ઠરાવીને ગોલોકથકી અત્યંત જુદા અક્ષરને ઠરાવાનો ગુપ્ત દુરાશય ઉપર તરી આવે છે. જો માયા કજીયાવાળું ગોલોક હોય તો ત્યાંથી આવ્યા ગયાનું કહેનારા સ્વયં શ્રીજીની અને ત્યાં શ્રીજીએ મોકલેલા આશ્રિતોની સ્થિતિ માયા કજીયાના ગેરલાભ માટે કેમ નહિ કહેવાય ? જેને આ લોકના એકાંતિક ઠરાવ્યા છે તેની પાસે તો કોટી માયા કજીયા થયાના દાખલા વાતુમાંથીજ મળી આવે છે. માયા કજીયાવાળાને સર્વત્ર એવીજ દૃષ્ટિ/પડે એ સહજ છે.

પ્ર. ૩ વાત ૧૭૬ 'અને બ્રહ્મચર્ય તો ત્યાંઈ નથી. એ તો અક્ષર, શ્વેતદ્વીપ, બદરિકાશ્રમ, ને આંહી સંતમાં આ ચાર ઠેકાણે છે" આ વાતમાં ગોલોક વૈકુંઠને નહિ લીધાં હોવાથી તેમાં 'બ્રહ્મચર્ય નથી વિષયસુખ છે' એમ કુબુદ્ધિથી કલ્પીને તેને ઉતારી પાડીને અક્ષરને જુદુ પાડવાનો ગૂઢ પાપાશય અર્થાત્ સૂચવ્યો છે. વિષય સુખવાળું ગોલોક હોય તો ત્યાંથી આવ્યા ગયાનું કહેનારા શ્રીજીની પણ એવીજ દશા કહેવાય. અને શ્રીજીએ ઈપ્સિત ગોલોકને પમાડેલાં આશ્રિતોની પણ એવીજ દશા કહેવાય. આ બધું વિષયલુબ્ધોએ વિચારવાનું છે.

પ્ર. ૪ વાત ૭ "માટે જેમ વૈકુંઠવાસીને રહેવાનું વૈકુંઠ ધામ છે ને જેમ ગોલોકવાસીને રહેવાનું ગોલોક ધામ છે તેમ અમારે રહેવાનું ધામ અક્ષર ધામ છે," આ વાત તદ્દન ઉટાંગ શ્રીજીવચનથી વિરૂદ્ધ છે. શ્રીજીએ આવી ભેદથી વાત કહીજ નથી, એમણે તો ઉલટું પોતાને ગોલોકવાસી કહીને ત્યાંથીજ આવ્યાનું અને ત્યાંજ પાછું જવાનું કહીને એજ ધામ પોતાનું અને આશ્રિતોનું છે એમ ઉઘડું કહ્યું છે અને વળી શ્રીકૃષ્ણને અક્ષરવાસી કહીને તેમનુંજ તે ધામ છે અને તેમના આશ્રિતોને એજ પામવાનું છે એમ ઉલટું કહ્યું છે. વાસુદેવમાહાત્મ્ય તથા સ. પ્ર. ૩ અ. ૪૧ તથા ભક્તચિંતામણિ પ્ર. ૧૫૯ ની દૃષ્ટિએ જોઈએ તો જે એક ગોલોકાંતવર્તિ અક્ષરધામના વાસી રાધાકૃષ્ણ છે એજ ચતુર્ભુજરૂપે રહેલા હોવાથી વૈકુંઠવાસીને જુદા કહિ શકાય નહિં. તેમ ગોલોક અક્ષરને જુદુ પાડીને તેના અધિપતિને જુદા પાડી શકાય નહિ. આવી શાસ્ત્રીય સ્થિતિને નહિ ગણીને, શ્રીકૃષ્ણ અને શ્રીજીને અત્યંત જુદા પાડી, તેમના ગોલોકાંતવર્તિ અક્ષરધામ થકી બીજા જુદા બંડઅક્ષરની ગોઠવણી માટે વાત ખોટી જોડી કાઢી છે. બંડીયાનું લક્ષણજ એ છે કે જેને તેને જુદા પાડવા.

પ્ર. ૪ વાત ૯ 'તેજની ન્યૂનાધિકતા ઠરાવી, તેનાથી વૈકુંઠ ગોલોક અક્ષરના મુકતોમાં બહુ ભેદ ઠરાવદ્વારા ગોલોક અક્ષરને આભ જમીન જેટલી અત્યંત જુદી બીજી વ્યકિતઓ ઠરાવાનો બંડાશય સૂચવ્યો છે. ધામના નિત્ય મુકતો તો રાધા લક્ષ્મી નંદ સુનંદ વિશ્વકસેન ગરૂડાદિ એના એજ સર્વત્ર લેવામાં આવે છે. જુદા જુદા લેવામાં આવતા નથી. માટે આ વાત તદ્દન વિરૂદ્ધ છે.

પ્ર. ૪ વાત ૧૪ રામાનંદસ્વામીને અક્ષરમુકત ઠરાવદ્વારા શ્રીજીમાન્ય ગોલોકાંતર્વતિ અક્ષર ધામથકી જુદા બીજા બનાવટી ધામને ઠરાવાનો વિરૂદ્ધાશય છે. પ્ર. ૪ વાત ૧૫ એક ભકતને ખોટો ઉભો કરી, બધા ધામોમાં સાધુ બ્રહ્મચારી પાળાઓની સ્થિતિ ઠરાવીને, ગોલોકાંતર્વતિ અક્ષરધામથકી જુદા બંડીયા અક્ષરધામને કલ્પવાની કુબુદ્ધિ વાપરી છે.

પ્ર ૪ વાત ૨૩ 'સાધને કરીને એ ધામ પમાતું નથી..ને તે મુકતને એક પુરૂષોત્તમના બે ચરણારવિંદની ઉપાસના છે ને તે સાથેજ રમણ છે ને બીજા ધામોને વિષે તો ચાર ચરણારવિંદની ઉપાસના છે ને તે સાથે રમણ છે ને સ્ત્રી છે તે પોતાના પુરૂષ સાથે પણ રમણ કરે છે ને પુરૂષોત્તમની જે મૂર્તિ છે તે સાથે પણ રમણ કરે છે ને જે પુરૂષ છે તે પણ પોતાની સ્ત્રીના ચરણારવિંદની સેવા તત્પર થઈને કરે છે ને નવધા ભકિતએ કરીને પુરૂષોત્તમની સેવા પણ કરે છે. એવી જાતની જે ઉપાસના ને ભકિત તે અક્ષરધામને વિષે નથી. બીજા ધામોને વિષે છે. ને તે અક્ષરધામ મારૂં છે...સાચી ઉપાસના ને એકાંતિક ધર્મ એ બે

સંપૂર્ણ હોય તો તે અક્ષરધામને પામે છે ને એકાંતિક ધર્મને વિષે કસર હોય તો મૂળ પુરૂષને પામે છે ને ઉપાસનામાં તથા નર્વાસનિકપણમાં કસર હોય તો ભગવાનના ગોલોકાદિક ધામને પામે છે' આ વાતના અક્ષરે અક્ષર લોકશાસ્ત્રની અને સંપ્રદાયની દૃષ્ટિએ જોતાં વિરૂદ્ધ છે. અક્ષરધામની પ્રાપ્તિનાં ૧૬ સાધનો અંત્ય ૨૪ માં કહ્યાં છે, માટે 'સાધને કરીને એ ધામ પમાતું નથી' આ શબ્દ છે તે શ્રીજીવચનથી વિરૂદ્ધ છે. એટલુંજ નહિ પણ 'સાચી ઉપાસના ને એકાંતિક ધર્મ એ બે સંપૂર્ણ હોય તો તે અક્ષરધામને પામે છે' આ પોતાના પાશ્ચાત્ય વચનથી પણ વિરૂદ્ધ છે. એમ એકજ વાતમાં પરસ્પર વિરૂદ્ધ વાત છે. ઉપાસના અને એકાંતિક ધર્મ આ બધા સાધનજ કહેવાય છે. શ્રીજીએ સ. પ્ર. ૩ અ. ૪૧ માં વર્ણવેલા અક્ષરધામમાં શ્લો. ૮-૩૫-૩૬-૩૮-૪૨થી સ્ત્રીરૂપ રાધા લક્ષ્મીનો તથા સ્ત્રી પુરૂષરૂપ મુક્તનો યોગ વર્ણવ્યો છે. માટે અક્ષરધામમાં સ્ત્રીરૂપ મુક્ત નથી એમ કહેવું તે શ્રીજીવચનથી વિરૂદ્ધ છે. 'સ્ત્રીપુરૂષરૂપ મુક્તોને પરસ્પર કામવાસના નથી' એમ શ્લો. ૪૭માં કહીને શ્લો. ૪૩ માં 'ભગવાનથકીજ તેમને સુખેચ્છા છે પણ બીજા થકી નથી' એમ પણ સાથે કહ્યું છે. હવે જો પાપરૂપ દોષજ આપવો હોય તો અક્ષરમાં પણ સ્ત્રીરૂપ મુક્તો હોવાથી ચાર ચરણની ઉપાસના કહેવાય અને શ્રીજીના કહ્યા પ્રમાણે નિર્દોષભાવ લેવો હોય તો ચાર ચરણની ઉપાસના ન કહેવાય, આજ રીતે ગોલોક વૈકુંઠાદિકમાં પણ સમઝી લેવું. ભગવાનની જે એવી લીલા છે તે નિર્દોષ અને ભક્તોના સુખ માટે સમઝવાનું વચનામૃતાદિ ગ્રંથોમાંજ કહ્યું છે. અને રાસલીલા શુકદેવ જેવાએ ગાએલી હોવાથી ત્યાગીઓને પણ ગાવાની અજ્ઞા પ્રથમ ૭૨ માં કરી છે. અને એવી ભગવાનની લીલામાં દોષ પરઠનારને મધ્ય ૫૩ માં વિમુખ કહ્યો છે. લોકમાં પણ સ્ત્રીની ઉપાસના પુરૂષોને છે એમ કહેવાતું નથી તો પર દિવ્ય લોકમાં કહેવાયજ કેમ ? સ્ત્રીને પુરૂષના બે ચરણની અને ભગવાનના બે ચરણની, મળીને ચાર ચરણની ઉપાસના અને પુરૂષને પોતાની સ્ત્રીના બે ચરણની અને ભગવાનના બે ચરણની, મળીને ચાર ચરણની ઉપાસના કુકલ્પી ત્યારે તો અક્ષરાદિ બધાં ધામોની આ લોક કરતાં પણ અતિતુચ્છતા થઈ જાય. ગોલોકાદિકમાં સ્ત્રીયો છે અને અક્ષરમાં નથી માટે એમ કહી શકાય નહિ એમ કહેવાય એમ નથી. કેમકે મુક્ત સ્ત્રીયોનો સંબન્ધ તો અક્ષરધામમાં પણ શ્રીજીએ નિર્દોષભાવથી વર્ણવ્યો છે. આવી પાપબુદ્ધિ કલ્પીએ તો ભગવાન પોતાની રાધા લક્ષ્મી પત્નીના બે ચરણની ઉપાસના કરે છે એમ કુબુદ્ધિ કહેવાય. શ્રીજીને પણ રાધાલક્ષ્મીના પતિપણે બહુધા વર્ણવ્યા છે. અક્ષરમાં એવું નથી પણ ગોલોકાદિકમાં એવું છે એમ માનીએ તો શ્રીજી પણ ગોલોકમાં અંતર્ધાન પામતા ગયા છે અને આશ્રિતોને તે ધામ પ્રાપ્ય કહીને તેને પહોંચાડ્યા છે એવી વાત ગ્રંથમાં ઘણી છે, તો આ બધા સ્ત્રીવિષયભોગ સાથેની ચાર ચરણની ઉપાસના ભક્તિ કરવા ત્યાં ગયા છે એમજ માનવાનો પ્રસંગ આવે. વળી ઉપાસનામાં તથા એકાંતિક ધર્મને વિષે કસરવાળાને ગોલોકાદિકની પ્રાપ્તિ કહી છે. તો ગોલોકમાં ગએલા શ્રીજી તથા તેમના આશ્રિતો વિષે ઉપાસના તથા એકાંતિક ધર્મમાં કસર માનવાનો પ્રસંગ આવે. શાસ્ત્રદૃષ્ટિએ શ્રીજી તથા તેમના આશ્રિતો વિષે એવી કસર તો કહી શકાય નહિ. વળી જે ગોલોકાદિક ધામને કાળ માયા કર્માદિ દોષે વર્જીત અવિકારી અપુનરાવૃત્તિ અપ્રાકૃત કહે છે. એટલે એમાં કિંચિત્ દોષસંભાવના કહી શકાય નહિ. ખરૂં જોતાં આ વાત પોતાના આંતર કામાદિ દોષો નિર્દોષ ગોલોકાદિ ધામમાં અને તેના નિવાસી નિત્યનિર્દોષ પરમાત્મામાં કુકલ્પીને, તેમને અત્યંત ઉતારી પાડીને બીજા અક્ષરની અને બીજા અધિપતિ ભગવાનની કુકલ્પના માટે ઉપજાવી કાઢી છે. આવી લોકશાસ્ત્રનિંદિત, શાસ્ત્રવિરૂદ્ધ, ધામધામીને બહુ ઉતારી પાડવાની મહાદ્રોહી વાત ગુણાતીતાનંદસ્વામી કદાપિ કરેજ નહિ એ કાંઇ એવા ગાંડા અજ્ઞાની દોષવાન ન હતા. ખોટી ખરાબ બંડવાતોમાં આને પ્રથમ નંબર આપીએ તો શોભે તેમ છે. આનું વિવેચન તો બહુ થાય તેમ છે પણ બીભત્સ જાણીને કર્યું નથી. બંડીષાનો બધો દુરાશય સમઝવામાં આ એકજ વાત પર્યાપ્ત છે.

પ્ર. ૪ વાત ૨૮ 'આ બ્રહ્માંડનાં આવરણપાર ને ચિદાકાશપર્યંત અવતાર ને અનંત અવતારનાં સ્થાનક ને અનંત મુક્ત તે કોઈ અક્ષરધામન પામતા નથી' આમાં પણ જુદા અક્ષરધામની કલ્પનાનો વિમુખાશય છે.

ગ્રંથમાં તો ચિદાકાશ શબ્દ અક્ષરપર્યાય લીધો છે. અહીં તો ચિદાકાશને પણ જુદુ પાડીને ત્યાં સુધી અવતારોનાં સ્થાનક અડાવ્યાં છે અને કોઈ અવતારને મુક્તો અક્ષરધામને પામતા નથી એમ કલ્પ્યું છે, સ. પ્ર. ૩ અ. ૪૧ માં શ્રીજી જે અવતારોની ઉપાસનાથી ભક્તોને અક્ષરધામની પ્રાપ્તિ કહે છે તે અવતારો અક્ષરધામને ન પામે આ કેટલી વિરૂદ્ધ વાત છે? અવતારો તો પુરૂષોત્તમના હોવાથી પુરૂષોત્તમજ છે તેને પણ અક્ષરથી નીચે ઉતારી પાડવાની વિમુખતા કરી સમઝાય છે.

પ્ર. ૫ વાત ૨૧ "જો રામચંદ્રજી જેવા મહારાજને જાણુશે તો વૈકુંઠમાં જાશે તેમાં ચાર હાથ તે મહાકુટય, એમાં શું ? એ તો કાંઇ ઠીક નહિ. ને શ્રીકૃષ્ણ જેવા જાણુશે તો ગોલોકમાં જાશે, ત્યાં ગાયો વાછરડાં ને ગોપ ગોપીયુ છે તેમાં પણ શું ? માટે કયાંય અક્ષર ધામ જેવું સુખ નથી...તે પુરૂષોત્તમ જાણુવે કરીને અક્ષરમાં પુગાય તે પાછો નાશ ન થાય ને બીજે તો પ્રકૃતિ પુરૂષ લગી કાળ ખાય છે. ત્યારે એક જણે કહ્યું જે 'જયાં ભગવાન રાખે ત્યાં રહેવું ને ભગવાનનાં ધામ તો બધાંય સરખાં છે અમથા શું કુટો છો ? ત્યારે સ્વામી કહે તારા ને ચંદ્રમા તે કાંઈ એક કહેવાય નહિ" આ વાત પણુ બીજીની સમસ્ત માન્યતાથી સાવ વિમુખ છે. આમાં વૈકુંઠ ગોલોકની અને તેમાં વિરાજમાન ચતુર્ભુજ દ્વિભુજ ભગવાનની ખોટી નિંદા કરીને, તેનાથી અક્ષરને અને તેના અધિપતિને તદ્દન જુદુ પાડવાની દુરાગ્રહી મહાકુટય દુંઢીયા કરી છે. જો રામચંદ્રજીનો આવિર્ભાવ વૈકુંઠ થકી વર્ણવ્યો હોય અને તેથી તેમનું તેજ ધામ ઠરતું હોય અને એમના આશ્રિતોને એજ ધામ મળતું હોય તો શ્રીજીનો આવિર્ભાવ બદરીકાશ્રમથકી એકમતે વર્ણવેલો હોવાથી તેમનું ધામ તેજ ઠરે અને તેમના આશ્રિતોને એજ પામવાનું ઠરે. એથી આગળ કોઈની ગતિથી એમજ અવળું ઠરે. પણુ એમ નથી. મૂળ ભગવાનના અવતાર હોવાથી તેમનું ધામ મૂળ ભગવાનનું જે ધામ છે તેજ હોઈ શકે. જેમાંથી અવતાર થાય છે તેમાં તેમનો લય થાય છે એવું તો શ્રીજીવચન છે. મહારાજને શ્રીકૃષ્ણુ જેવા જાણુવાનું તો પ્રત્યેક પ્રબન્ધમાં પદે પદે લખ્યુ છે અને આશ્રિતો એકજ સમજ્યા છે પણ મધ્ય ૬૪માં લખ્યું છે અને બન્નેનું ધામ પણુ એકજ પ્રાપ્ય છે એમ પણ લખ્યું છે માટે એથી અવળી લવરી કરવાનું રહેતું નથી છતાં જુદા ધામ ધામીની લવરી કરે તો 'ગોલોક શ્રીજીનું છે અને અક્ષર શ્રીકૃષ્ણુનું છે' એમ પણુ અવળું શાસ્ત્રથી સિદ્ધ થાય તેમ છે. માટે જેમ કહ્યું છે તેમ સમજવું એમાં સાર છે. ભગવાને ભક્તોને પરમેશ્વરપણાની પ્રતીત્તિ માટે તેમજ ધ્યાન ભજન માટે ચતુર્ભુજ રૂપ ધારેલું છે તેમાં મહાકુટય ઠરાવીને તુચ્છા કરવાનો દૂરાશય છે તે લોકશાસ્ત્રાનિંદિત નાસ્તિક છે. પોતે ધણીને મહાકુટય જણાતી નથી તેમ કોઈ ભક્તોને મહાકુટય જણુાઈ નથી, ઊટલી ચતુર્ભુજ રૂપદર્શનની અત્યાકાંક્ષા કરી છે. તો એકલા બંડીયાને વિના કારણે વિના સંબન્ધે કયાંથી મહાકૂટય જણુાઈ તે અતિવિચિત્ર છે. શ્રીકૃષ્ણુને કે તેમના અવતાર શ્રીહરિને તથા બીજા મુકતોને દિવ્ય મુક્તસ્વરૂપ ગાયો ગોપ ગોપીઓની મહાકૂટય જણાઈ નથી તો આ બંડીયાને કયાંથી જણાઈ એ પણુ અતિવિચિત્ર છે. વળી પ્રકૃતિપર અવિનાશિ ગોલોકને પ્રકૃતિની અંદર ઠરાવીને તેનો કાળથી નાશ ઠરાવાનો પણ વિમુખાશય વ્યકત કર્યો છે. શાસ્ત્રીય તાત્વિક દૃષ્ટિએ તો એક જણે જે 'જયાં ભગવાન રાખે ત્યાં રહેવું ને ભગવાવનાં ધામ તો બધાંય સરખાં છે અમથા શું કુટો છો ?' એમ કહ્યું છે તે યથાર્થ છે. છતાં પણુ તારા ચંદ્રમાના દૃષ્ટાંતથી ગોલોક અક્ષરને તદ્દન જુદા પાડવાની અમિત્રતા વાપરી છે. એમ આ વાત અક્ષરશઃ અવળી છે. બંડીયાને તો આખો સંપ્રદાયજ મહાકૂટયરૂપ જણાયો છે અને તેનું સુખ પણ કયાં આવ્યું છે ?

પ્ર. ૫ વાત ૯૫ 'ગોલોકને અને તેના અધિપતિને પ્રકૃતિમંડળની અંદર ઠરાવાપૂર્વક તેમને નાશવંત ઠરાવીને તેમાં અરૂચિ કરવાની કહેવાદ્વારા તેનાથી જુદા અક્ષરની અને જુદા અધિપતિની ગોઠવણીનો મુખ્ય ગુહ્ય દુરાશય છે. વિશેષમાં લક્ષ્મીનારાયણ વાસુદેવનારાયણુ નરનારાયણુની પણ એવીજ દુર્દશા ઠરાવાનો વિમુખાશય છે.

૭ પ્રકરણુની પ્ર. ૪ વાત ૭૯ 'ગોલોકમાં વિષય ભોગવે છે ને જ્ઞાન છે તેથી પાછી દાઝ પણુ થાય છે." આ વાતમાં ગોલોક કે જે નિર્વાસનિક એકાંતિકોએ પ્રાપ્ય સુખનિધિ છે તેમા વિષયભોગ અને દાઝ

ઠરાવીને, તેને આ લોક જેવો તુચ્છ કહેવાનો દુરાશય દર્શાવ્યો છે. જેમાંથી શ્રીજી આવ્યા છે અને અંતે જેમાં પધાર્યાં છે અને જે આશ્રિતોને અંતે પામવાનું છે એવા અપ્રાકૃત અનાદિ ગુણાતીત ધામમાં વિષયવાસના અને દાઝ દોષ કલ્પીએ તો શ્રીજી અને તેમના ભકતો ત્યાં તેને માટેજ રહ્યા છે અને આવીને પણ તેને માટે જ પાછા ત્યાં ગયા છે એમ પણ કલ્પવાનો પ્રસંગ આવે. માટે આ વાત તદ્દન વિષમ વિમુખ વિનિંદિત છે. ગોલોકથકી અક્ષરને અત્યંત જુદુ ઠરાવાજ આ બધી બંડાઈ કરી જણાય છે. વિષયલુબ્ધ વિમુખોને સદાય સર્વત્ર દાઝજ રહેવાની છે.

પ્ર. ૪ વાત ૯૪ 'જ્યાં સુધી પોતાને પુરૂષ મનાશે ત્યાં સુધી સ્ત્રી જોશે ને જ્યાં સુધી પોતાને સ્ત્રી મનાશે ત્યાં સુધી પુરૂષ જોશે. તે ગોલોક સુધી જોશે. માટે "निजात्मानं ब्रह्मरुपं" એ સિદ્ધાંત છે." આ વાત પણ ઉપરના જેવીજ બીભત્સ છે. પોતાના આત્માને ત્રણ દેહ થકી વિલક્ષણ બ્રહ્મરૂપ માનીને કૃષ્ણની સર્વથા ભકિત કરીને મુક્ત ભાવને પામેલાઓનેજ પ્રાપ્ય એવા ગોલોક ધામમાં સ્ત્રીભોગની કુબુદ્ધિ કરવી તે નાસ્તિક કર્મ છે. શ્રીજીએ પોતાને માટે તથા આશ્રિતો માટે નિરતિશય પ્રસન્ન કર્યું છે તે શું સ્ત્રીભોગ માટે ? અને ત્યાં રહેલા શ્રીજીને તથા તેમના આશ્રિતોને પણ દેહાત્મભાવ નહિ ટળેલો હોવાથી નિજાત્માને ત્રણ દેહથકી વિલક્ષણ બ્રહ્મરૂપ માનીને કૃષ્ણની ભકિત કરવી પડશે કે શું ? કુત્સિત પાપાશયનો કાંઈ અવધિ છે ? આ વાત તો અવાચ્ય અશ્રોતવ્ય અતિગર્હ્ય અતિવિમુખ છે. આ પાપાશય તો ગોલોકને ઉતારી પાડીને જુદા અક્ષરની ગોઠવણી માટેજ જણાય છે.

પ્ર, ૫ વાત ૧૪૧ 'સ્વરૂપાનંદસ્વામીને મહારાજે કહ્યું જે તમને ગોલોકમાં મોકલીએ ત્યારે કહ્યું જે **એ ખાડે એ' તો પડેજ છે'"** આમાં ગોલોક કે જેને ઈપ્સિત ધામ કહીને, 'આવ્યા ગોલોકવાસી રે' એમાં કહ્યા પ્રમાણે ગોલોકથી અવતાર ધરી આવ્યાનું અને 'ગયા પોતે ગોલોક' એમાં કહ્યા પ્રમાણે અંતર્ધાન થતાં ગોલોકમાં ગયાનું અને સ. પ્ર. ૩ અ. ૪૧ તથા ભકતચિંતામણી પ્ર ૧૫૯ માં કહ્યા પ્રમાણે આશ્રિતોને મોક્ષદશામાં પામવાનું સ્વયં શ્રીજી સપ્રમાણ કહે છે તેવા માયાતીત અપુનરાવૃત્ત, અચળ અનાદિ અપ્રાકૃત અવિનાશિ અવિકારી ગુણાતીત એકાંતિકપ્રાપ્ય નિત્યનિર્દોષ ગોલોકને નાસ્તિક દ્વેષીવત્ ખરાબ ખાડાની અધમ ઉપમા આપીને તેને અત્યંત ઉતારી પાડવાનું અધમ વિમુખ આસુરકર્મ કર્યું જણાય છે. જો આ વાતને પ્રમાણ માનીએ તો શ્રીજી અને બીજા બધાય આશ્રિતો નરકના ખાડામાં પડયા છે અને એમાં પાડવાનોજ માર્ગ બતાવી ગયા છે એમ અકાળે પણ માનવાનો પ્રસંગ આવે, શ્રીજીનાં તથા તેમના મુક્તોનાં વચનો જોતાં અને આ વિમુખ વાત જોતાં દિવારાત્રિ જેટલું અંતર નિશ્ચયથી જણાય છે. આથીજ આવી વિરૂદ્ધ વાતને પ્રમાણ ગણનારાને વિમુખ બંડીયા ખુંણીયા હુંઢીયા તરીકે કહેવામાં આવે છે તે બરોબર બંધબેસતું થાય છે. આવો ગોલોક માટે બીભત્સ શબ્દ સ્વરૂપાનંદ વાપરેજ નહિ તેમ શ્રીજી સાંભળેજ નહિ આ તો બધી બંડગોઠવણી છે. વિવેકિઓને વિચાર કરવાનો છે. ગુ. સ્વામી આવી શાસ્ત્રવિરૂદ્ધ ગલ વાતો કરે ખરા ? આ તો ખાડા કાઢવાના અભ્યાસવાળી નીચ કોમનું કામ કહેવાય.

પ્ર. ૫ વાત ૧૭૧ ' હું કુટુંબનો નથી, લોકનો નથી, દેહનો નથી, હું તો ભગવાનનો છું એમ માનવું. ને **આ સમાગમ કર્યા વિના તો ગોલોકમાં જવાશે પણ મહારાજ પાસે નહિ જવાય'** આ વાત પણ ગોલોકની ગર્હા કરીને તેની આ લોક જેવીજ તુચ્છ સ્થિતિ કહેવાનો મલિન આશય પ્રકાશમાં મુકે છે. મહારાજ તો ઈપ્સિત પ્રાપ્ય ગોલોકના અધિપતિ હોઈને ત્યાંથી આવ્યા ગયા છે અને સમાગમ કરીને ઘણા એકાંતિકો મહારાજની પાસે જઈ પહોંચ્યા છે એમ સંપ્રદાયના સર્વ ગ્રંથોમાં કથા છે. મહારાજ અને તેમના આશ્રિતો તો ગ્રંથમાં કહ્યા પ્રમાણે ગોલોકને પહોંચી ગયા છે પણ તેને નિંદનારા મહારાજના વચનદ્રોહી બંડીયા તો સમાગમ વિના રઝળી પડયા છે તે તેમનો પત્તોજ પડયો નથી અને પડશે નહિ. ગોલોકમાંથી આવેલા અને તેમાંજ પાછા પધારેલા મહારાજને પણ તેનાથી જુદા પાડવાનો અને અક્ષરને જુદા પાડવાનો પાપાશય વ્યક્ત સમજાય છે.

પ્ર. ૫ વાત ૨૨૮ '**ગોલોકાદિ ધામ પણ કાળનું ભક્ષણ છે**' આમાં શ્રીજી જેને માયાતીત અચળ અનાદિ અવિનાશિ સનાતન કાળભયવર્જીત કહે છે તેને તેમના વચનદ્રોહી વિમુખો પ્રકૃતિની અંદર ઠરાવીને કાળનું ભક્ષ્ય ઠરાવે છે. શ્રીજીની વાતને અને વિમુખ વાતને દિવારાત્રિ જેટલું અંતર છે. ગોલોક અક્ષરને અત્યંત જુદાં પાડવા આવી મહાકુટ્ય કુટિલ કરી જણાય છે,

પ્ર. ૬ વાત ૨૯૨ '**અક્ષર ધામમાંથી મચ્છરિયું મુતર્યું** તે પ્રકૃતિના લોકમાં ટીપુ પડ્યું ને તેમાંથી પાછું વળી થોડુંક ટીપું પ્રધાન પુરૂષના લોકમાં પડ્યું ને તેમાંથી પાછું એમને એમ બીજા લોકમાં પડતે પડતે કાંઈક ઝણ્ય આ બ્રહ્માંડમાં પડી, એ તે શું કેટલુંક કહેવાય ? તે માટે સર્વોપરી સુખ તો અક્ષરમાં છે ત્યાં જાવું" ઉપરની વાતોમાં ગોલોકને કે તદન્તર્વર્તિ અક્ષર ધામને પ્રકૃતિ પુરૂષના લોકની અંદર ગણવાનો દુરાશય આવી ગયો છે તેનું અનુસંધાન લેતાં શ્રીજીપ્રોક્ત ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામમાં પણ બંડીયા અક્ષરમાંથી મચ્છરીયા ટીપાનું પણ અલ્પ ટીપુ પડ્યાનું ઠરાવીને તેમાં પણ સુખ નહિ હોવાનો દુરાશય જણાવ્યો છે. જેમાં મચ્છરીયાંનો ઉદ્ભવ હોઈને તેના તીવ્ર દંશનો ઉપદ્રવ હોય અને જેમાં મચ્છરના મુતરનો અસહ્ય દુર્ગંધ હોય એવા જુદા બીજા નિરાળા અક્ષર ધામમાં ભલે બંડીયા વિમુખ એકલાજ રહે. એમાં કોઈ સંપ્રદાયવાળાએ એમની સામે કશી તકરાર લેવી નહિ એવી ભલામણ છે. અને સંપ્રદાયનાં શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલું શ્રીજીમાન્ય ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામ કે જેમાં મચ્છરીયાંનો કોઈપણ પ્રકારનો ઉપદ્રવ નથી અને સર્વ સુખના પરમ નિધિરૂપ સર્વોપરી છે તે સંપ્રદાયી જનો માટે પ્રાપ્ય હોવાથી ત્યાં જવાની સર્વેએ ઈચ્છા રાખવી.

એજ પ્રકરણની ચોપડીના પ્ર. ૨ વાત ૨૨૯ 'મહારાજ કહે આ બ્રહ્માંડ ઉપર એક કરોડ જોજન ઉંચો ગોલોક છે અને તે ઉપર એકલું શૂન્ય છે તે શૂન્યને વિષે મનને વેગે કરીને વૈરાટ બ્રહ્માની આયુષપર્યંત ચાલે તો પણ એ શૂન્ય ભેદવાને કોઈ સમર્થ નથી. એ શૂન્યને મહાશૂન્ય કહે છે તે મહાશૂન્ય તો અસંખ્ય બ્રહ્માંડ અને તેના કારણ જે પ્રકૃતિ પુરૂષ તે સર્વને આવરી રહ્યું છે **તે મહાશૂન્યથી પર અક્ષરધામ છે**" વિગેરે. આ વિમુખ વાત તો સાંપ્રદાયિક શ્રીજીમાન્યતા ઉપર મહાશૂન્ય (મોડું) મુકીને બીજી વાતો કરતાં કાંઈ નવીનજ વસ્તુને જણાવે છે. અપ્રાકૃત ગોલોકની ઉપર પ્રકૃતિ પુરૂષનો માયિક લોક કલ્પવાની વાત તો પાછળ આવી ગઈ છે. આમાં તો ગોલોક ઉપર અપાર અભેદ્ય મહાશૂન્ય કલ્પીને તેને પ્રકૃતિ પુરૂષના આવરણ તરીકે કલ્પીને તેથી પર અક્ષર ધામને કલ્પે છે. આ ઉપરથી એવો ક્રમ થયો કે-બ્રહ્માંડની ઉપર ગોલોક, તેની ઉપર પુરૂષ પ્રકૃતિ, તેની ઉપર મહાશૂન્ય અને તેની ઉપર અક્ષર ધામ આવ્યું. એમ કલ્પતાં ગોલોક અક્ષર વચ્ચે બે અભેદ્ય અપાર મહાવરણો આવ્યાં. સંપ્રદાયનાં મુખ્ય માન્ય મહાશાસ્ત્રોમાં અક્ષરને ગોલોક સાથે સળંગ સંબંધ ધરાવતું અને વચ્ચે આવરણ વિનાનું અને મંદિરની અંદર સિંહાસનની પેઠે ગોલોકાન્તર્વર્તિ કહે છે. આ દૃષ્ટિએ જોતાં ઉપરની વાત તદ્દન વિમુખ ખોટી બંડીયા બનાવટી ઠરે છે. આમાં ગોલોક કે ગોલોકાંતર્વર્તિ અક્ષરધામથકી જુદા બીજા ખુંણીયા અક્ષર ધામની કલ્પના બહુ સ્પષ્ટ છે. આ તે કાંઈ વાત જેવી વાત છે ? વિતંડાવાદ કે જલ્પવાદનો કાંઈ અવધિ છે ? બંડીયાની બધી બાબતો એકડા વિનાના મીંડા જેવી મહાશૂન્યજ છે.

એકલા ત્રીજા પ્રકરણની ચોપડીમાં–વાત ૧૯ 'અને બીજા તો શુદ્ધ ઉપાસના વગર ભલે ને સ્વામિનારાયણનું ભજન કરે તથા ગાદીતકીએ બેસી અહીં પૂજાય, પણ બહુ ઠેકડો મારશે તો વૈકુંઠ કે ગોલોક સુધી પહોંચશે પણ અક્ષર ધામમાં મહારાજની સેવામાં નહિ પહોંચે" આમાં વૈકુંઠ ગોલોક અને તેના અધિપતિની ગૂઢ ગર્હા કરીને તેથકી અત્યંત જુદા અક્ષરની અને જુદા અધિપતિને ઠરાવાનો શઠાશય વ્યક્ત છે. શ્રીજીના કહ્યા પ્રમાણે શુદ્ધ ઉપાસના કરનારા તો તેમણે પરાત્પરપણે પ્રતિપાદન કરેલા ઈપ્સિત ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામમાં મહારાજની સેવામાં પહોંચી ગયા છે અને પહોચશે. પરંતુ અપ્રમાણ અક્ષરની અશુદ્ધ ઉપાસના

કરનારા અને પ્રત્યેક ધામ ધામીની પારાવાર નિંદા કરનારા સંપ્રદાયવિમુખોને તો એક પણ ધામની પ્રાપ્તિ નહિ થતાં ધક્કાજ મળશે. અત્યારેજ બહિષ્કૃત થતાં એવી દશાને ભોગવે છે તો અંતે એવીજ ગતિ અવશ્ય થવાનીજ. આ વાતનું ખરૂં ગૂઢ રૂપ તો સંપ્રદાયના સદ્‌ગુરૂઓની ગંભીર હલકાઈ કરીને પોતાના શઠગુરૂઓની સરસાઈ કરવાનું છે. શ્રીજીના વચન પ્રમાણે માનવું કરવું કહેવું લખવું એજ શુદ્ધ ઉપાસના છે. વિમુખોનું સઘળું અવળું છે, બહુ ઠેકડો મારશે તો જમપુરી સુધી પહોચશે.

પ્ર. ૩ ની વાત ૯૯ '**અને ગોલોક તો કાળનું ભક્ષણ છે અને એવાં ગોલોક તો અસંખ્ય છે અને માયિક છે.** પણ સદા દિવ્ય ને સનાતન એવું અક્ષરધામ' આ વાત શ્રીજીમતથી સર્વથા વિમુખ છે. શ્રીજી જેને ઈપ્સિત ધામ કહીને, માયાતીત સનાતન દિવ્ય અચળ અનાદિ અપુનરાવૃત્તિ ગુણાતીત કાળભયવર્જીત એક છે એમ કહીને જ્યાંથી આવિર્ભાવને અને જેમાં અંતર્ધાનને ઉઘાડું કહે છે તેને શ્રીજીના વચનદ્રોહિ વિમુખો માયિક કાળભક્ષ્ય નાશવંત અસંખ્ય કહેવાદ્વારા અત્યંત નીચે પ્રકૃતિની અંદર ઠરાવીને તેનાથકી અક્ષરને આત્યંતિક જુદુ ઠરાવાની મલિન મનોવૃત્તિ વ્યક્ત કરે છે. આમાં ગોલોકને અસંખ્ય ઠરાવાની નવીન વાત આવી. ગોલોકને બ્રહ્માંડની અંદર ઠરાવતાં બ્રહ્માંડ તો અસંખ્ય હોવાથી ગોલોકને પણ અસંખ્ય ઠરાવવાંજ પડે. પ્રથમ એક દોષ કરવાથી બીજા અનેક દોષ કરવાનો પ્રસંગ આવેજ. આ ઉપરથી સંપ્રદાયનું કોઈ શાસ્ત્રજ વિમુખોને માન્ય નથી એ ચોક્કસ થાય છે. માન્ય હોય તો આવી વિમુખપ્રમુખતા કદાપિ વાપરે નહિ.

પ્ર. ૩ ની વાત ૨૯૩ "**અને સ્વર્ગ વૈકુંઠ ને ગોલોકમાં વિષયનીજ વાતુ થાય છે.** વૈકુંઠ ને ગોલોકમાં લબકઝબક ભગવાનની વાતુ થાય છે, પણ **વિષયનું ખંડન તો ત્યાં થતુંજ નથી**" આમાં વૈકુંઠ કે જે અક્ષરધામરૂપજ છે અને વિષ્ણુ કે જે અક્ષરવાસી પરંબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્ લોકરક્ષણાર્થે અવતાર પૂર્ણકામ નિત્યનિર્દોષ છે. લક્ષ્મીજી કે જે અક્ષરધામી મૂળ લક્ષ્મીના અવતારભૂત છે. નંદ સુનંદ વિશ્વક્સેન ગુરૂડ જય વિજયાદિ પાર્ષદો કે જે અક્ષરધામી નિત્ય પાર્ષદોના અવતાર છે આવા નિત્યનિર્વિષયી દિવ્ય વૈકુંઠને તથા ગોલોક કે જેને શ્રીજીએ ઈપ્સિત ધામ કહીને એકાંતિક નિર્વિષયિજનોએજ એક પ્રાપ્ય નક્કી કરીને પ્રકૃતિપર અપ્રાકૃત દિવ્ય કાળમાયાકર્માદિ દોષે રહિત કહ્યું છે તેને વિષયવ્યાસક્ત સ્વદુર્બુદ્ધિથી વિષયવાળું ઠરાવીને સ્વર્ગ સાથે મુકી તેને ઉતારી પાડવાનો બંડાશય બહાર આણ્યો છે. આથી તો શ્રીજીનું પરમ ધામ નક્કી કરી ત્યાંથી તેમનું આગમન ગમન નક્કી કર્યું છે તે પણ વિષયભોગ માટેજ છે એમ અવાચ્ય કહેવાનો પ્રસંગ આવે. મધ્ય ૧૯ માં ગોલોકમાં થતી ભગવાનની કથાવાર્તાની ઝડીયો તો શ્રીજીજ જોઈ આવ્યાનું કહે છે તો ત્યાં લબકઝબક વાતુનો અને વિષયવિચારનો દોષ અપાયજ કેમ? આ તો એક નાસ્તિક આસુરભાવજ કહેવાય. આ વાતનો દુરાશય તો ગોલોકાંતર્વર્તિ અક્ષરધામથકી જુદુ બીજુ અક્ષરધામ ઠરાવાનોજ કહી શકાય. વિષયગ્રસ્ત વિમુખો સ્વદોષથી શુભ સ્થળે પણ વિષયોનેજ કલ્પે છે

સિદ્ધાંતસાગર–સિદ્ધાંત ૧ 'આ નવીન બ્રહ્માંડ છે તેમાંથી કોઈ જીવ આંહી અક્ષરધામમાં કેમ આવતા નથી' આવો અપસિદ્ધાંત કાઢીને શાસ્ત્રોક્ત ગોલોકાંતર્વર્તિ અક્ષરધામથકી બીજા જુદા કલ્પિત અક્ષરધામનો બંડીયો સિદ્ધાંતાંતર કાઢયો છે. આ બ્રહ્માંડ નવીન નથી પણ બહુ જુનું છે. એમાંથી અનેક જીવો અક્ષરધામને પામી ગયા છે. અપસિદ્ધાંતવાળા ત્યાં જતા નથી એ બરોબર છે.

સિદ્ધાંત ૨૪ 'ગોલોકવાસી જે કૃષ્ણનારાયણ તે પ્રકૃતિ પુરૂષથકી પર છે એમ અમારૂં કહેવું નથી ... ને કેટલાક એમ સમજે છે જે ગોલોકપતિ કૃષ્ણનારાયણ તેજ મહારાજ છે પણ **એ કે અવતાર પ્રકૃતિ-પુરૂષથી પર નથી.** ને પ્રકૃતિ પુરૂષથી પર તો આ પ્રત્યક્ષ અક્ષર ને પુરૂષોત્તમ બેજ છે.' આમાં ગોલોક કે જે શ્રીજીઅભિમત પ્રકૃતિપર પરમધામ છે અને પ્રકૃતિપર કૃષ્ણનારાયણ કે જેના અવતાર પોતે શ્રીજીમહારાજ છે તે બન્નેને પ્રકૃતિની અંદર ઠરાવીને ગોલોકાંતર્વર્તિ અક્ષરથકી અને તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણપુરૂષોત્તમ-

થકી બીજા જુદા નવીન ખાનગી અક્ષરધામની અને તેના અધિપતિ ખાનગી જુદા પુરૂષોત્તમની કુકલ્પનાનો શાસ્ત્રાવિરૂદ્ધ અપસિદ્ધાંત કાઢયો છે. પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ કે જેને શ્રીજીએ ઉપાસ્ય ઈષ્ટદેવ કહીને ક્ષરાક્ષરથકી અતીત પુરૂષોત્તમપણે પ્રમાણ આપી આપીને વારેવારે નિરૂપ્યા છે તેને અક્ષરથકી ઉતરતા પ્રકૃત્યંતર્ગત ઠરાવવા અને અક્ષર કે જેની તેની આગળ કશી ગણુતી નથી તેને શ્રીકૃષ્ણતું ઉપરી પ્રકૃતિપર ઠરાવવું એ કેટલુ વિપરીત વિષમ વિનિદિત છે તેનો વિચાર વિમુખોને ન હોય એ સહજ છે. શ્રીકૃષ્ણનારાયણ કે જે શ્રીજીનું મૂળ પૂર્વરૂપ છે તેનાથકી પણ ગુણાતીતાનંદને મોટા ઉપરી ઠરાવાજ આ બધા ગરબડગોટાળા વિરૂદ્ધ વારે વારે વાળ વાળ કર્યાં છે. વિરોધનો પણ કોઈ અવધિ તથા રીતિ હોય છે. વિમુખોને કોઈ વાતનો વિચાર નથી એમ આ વાતુમાંજ કહેવામાં આવ્યું છે.

ઉપર પ્રમાણે શાસ્ત્રસિદ્ધ શ્રીજીમાન્ય ગોલોક કે તદંતર્વર્તિ અક્ષર ધામને તદ્દન ઉતારી પાડીને બીજા જુદા નિરાળા અક્ષરધામની ગોઠવણી અશાસ્ત્રીય ઉટાંગ કરી છે. આનો સંપ્રદાય સાથે સ્વલ્પ પણ સંબન્ધ નથી તેમ તેવી વિરૂદ્ધ સઘળી વાતો સંપ્રદાયની દૃષ્ટિએ અણુ પણ પ્રમાણ નથી એટલોજ નિર્ગલિતાર્થ કહેવા સમઝવાનો છેવટે છે.

ઉપરની અપ્રમાણ વાતોને પ્રમાણપણે માનીને બીજા ઘણા બંડલેખકોએ વાર્તાગ્રંથોમાં તથા સ્વા. ના. પ્ર. માસિક વિગેરેમાં લેખો લખીને ધામવિષયમાં ઉપર મુજબનાજ ખાસ દ્વેષભાવથી ઘણા ગરબડ ગોટાળા શાસ્ત્રવિરૂદ્ધ વાળ્યા છે તે પુનરૂક્તિભયથી તેમજ વિસ્તારભયથી અહીં લીધા નથી. કોઈ પ્રસંગે ખબર લેવાશે.

ઉપરની અગડબંબ અડબંગ ઉટાંગ વાતો ઉપર મંડાણ મુકીને કે મદાર બાંધીને બોચાસણવાળાએ ધામ બાબતમાં જે શાસ્ત્રવિરૂદ્ધ વાતાવરણ લાંબુ ચલવેલું તે બોરસદકોર્ટમાં પણ તેમના તરફથીજ બદ્ધમૂળ કરવાના દુરાગ્રહથી ઉકેલાએલું. તેમણે ઘણા સાક્ષીઓ પાસે સંપ્રદાયના ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામથી જુદુ અક્ષર ધામ હોવાનું હઠથી કહેવરાવેલું અને તેવા ઉપલેક પુરાવાઓ પણ બહુ રજુ કરાવેલા. છેવટે તેમના તરફથી તેમના કોઠારી શ્રીજીસ્વરૂપદાસ શાસ્ત્રીય સક્ષી તરીકે આવેલા તેમણે પણ તેવી વિરૂદ્ધ વસ્તુ ઘણી કુયુક્તિથી રજુ કરેલી તેમની જુબાનીમાં ઉઘાડી છે–પેરા ૨૯ "હરિજીવનદાસ શાસ્ત્રીએ ગોલોક મધ્યે અક્ષર ધામ કહ્યું છે તેનાથી મેં જુદુ અક્ષરધામ કહ્યું છે. **ગોલોકનું અક્ષર ધામ તે કૃષ્ણને રહેવાનું અક્ષર ધામ અને શ્રીજીમહારાજ રહે છે તે અક્ષર ધામ તેનાથી તદ્દન** નિરાળું છે અને તેનું માપજ નથી" પેરા ૧૦૧ '**ગોલોક અંદર અક્ષર ધામ આવેલું નથી. અક્ષર ધામ અને ગોલોક જુદાં છે અને જુદી જુદી વ્યકિતઓ છે.** શિક્ષાપત્રીમાં શ્લો. ૧૨૧ માં શ્રીજી મહારાજે કહ્યું છે કે ગોલોક એ અમને પ્રિય ધામ છે, આવું શ્રીજી મહારાજે લખેલુ. કારણ કે હજારો લોકોને વિશ્વાસ આવે તે માટે લખેલું છે. જો અક્ષર ધામ લખ્યું હોત તો લોકોને શંકા થાત કે નવું ધામ કયાંથી આવ્યું. સત્સંગિજીવન પ્ર. ૩ અ. ૨૨ શ્લો. ૫૦ ( भक्ता एतें तु देहान्ते धाम गोलोकमुत्तमम् । लभन्ते राजते यत्र श्रीराधाकृष्ण ईश्वरः॥ ) મને વાંચી સંભળાવ્યો. **ત્યાં સત્સંગિને મેળવવાનું ધામ ગોલોક છે એવું લખ્યું છે.** અહીંયાં ગોલોક લખ્યું છે તે સત્સંગિને વિશ્વાસ આવે તે માટે લખ્યું છે. અ. ૧ શ્લો. ૨ ( **तद्धाम गोलोकमवाप भूप !** ) મને વાંચી સંભળાવ્યો તેમાં ગોલોક ધામ મળ્યાનું જણાવ્યું છે. કારણ કે પ્રસિદ્ધિ લાવવા માટે ગોલોક શબ્દ વાપર્યો છે. સ પ્ર. ૪ અ. ૫૨ શ્લો. ૨૦ થી ૨૫ ) ( **देहान्ते परमं धाम विष्णोर्गोलोकसंज्ञितम् । प्रयान्ति** ) ત્યાં "દીક્ષા પામેલા અને એકાંતિક ભક્ત ગોલોકને પામે છે" એવું લખ્યું છે. શાસ્ત્રમાં ગોલોક કૃષ્ણનું ધામ છે અને ગોલોકમાં પ્રસિદ્ધ થાય તેથી તેથી ગોલોક શબ્દ વાપર્યો છે. અધ્યાય ૬૭ શ્લો. ૩૯ માં ( **एकान्तिनो वैष्णवा ये ते त्यक्त्वा भौतिकानिहा । देहान् लब्ध्वा दिव्यतनूर्गोलोकं धाम यान्ति हि** ) શ્રીજીમહારાજે કહ્યું છે, મારો એકાંતિક ભક્ત ગોલોકને પામે છે." પેરા ૧૦૨ "સર્વમંગળસ્તોત્રમાં પરમેશ્વરનું નામ **ગોલોકરમણ** કહેલું છે, આ નામ સત્સંગિજીવન ઉપરથી કાઢેલાં છે. વાસુદેવમાહાત્મ્ય અ. ૧૬ શ્લો. ૧૨–૧૩માં ( **प्राप गोलोकमद्भुतम् । धाम तेजोमयं तद्धि**

प्राप्यमेकान्तिकैर्हरेः ) એકાંતિક ભક્તને માટે ગોલોક કહેલું છે. સર્વમંગળસ્તોત્રનો શ્લો. ૨૧૧ ( देहान्ते च हरेर्धाम गोलोकं प्राप्नुयाद्धि सः )માં પણ ગોલોક કહેલું છે. **તે ગોલોકમાં શ્રીકૃષ્ણ રહે છે, તે અમારૂં અક્ષરધામ નથી.** પેરા ૧૦૩ " ભક્તચિંતામણિ પ્ર. ૧૬૨ ચોપાઈ ચોથીમાં ( કરી કાજ મહારાજ મોટાં, ગયા પોતે ગોલોક ) **શ્રીજીમહારાજ ગોલોકમાં ગયાનું જણાવેલું છે.** નિષ્કુલાનંદ મોટા મુનિ હતા. હરિલીલામૃત ભાગ ૨ પાન ૬૭ કળશ બીજો ( ગોલોક નામે સુપ્રસિદ્ધ ધામ છે, જેનું વળી અક્ષરધામ નામ છે. ) **ત્યાં ગોલોક અને અક્ષરધામ એકજ છે અને ગોલોકનું બીજું નામ અક્ષરધામ છે એમ કહ્યું છે"** પેરા ૧૦૪ 'શિક્ષાપત્રી શ્લો. ૨૯ નીચેની શતાનંદમુનિએ કરેલી અર્થદીપિકા ટીકામાં બ્રહ્મપુર ગોલોક **અને** વૈકુંઠને પામે છે એમ લખેલું છે. **એ ત્રણેય શબ્દનો અર્થ એકજ.'** પેરા ૧૦૫ ગોલોકની મધ્યમાં શ્રીકૃષ્ણને બેસવાનું **આ**સન તેને પણ અક્ષર ધામ કહે છે. **તે અક્ષરધામ અમે કહીએ છીએ તેનાથી જુદુ છે. એ રીતે બે અક્ષરધામ છે.** તે માટે વચનામૃતમાં લખેલું નથી વચનામૃત ગઢડા પ્રથમ ૨૧માં અક્ષરધામ લખ્યું છે. જુદી જુદી જગાએ એ અક્ષરધામ જણાવેલાં છે. અર્ચિમાર્ગ ગીતામાં વર્ણવ્યો છે તેજ પ્ર. ૨૧માં વર્ણવેલો છે.' પેરા ૧૦૬ '**સત્સંગિજીવન પ્ર.** ૩ અ. ૪૧ શ્લો. ૨૫–૨૬ ત્યાં ધામનું નામ બ્રહ્મપુર આપ્યું છે.' પેરા ૧૦૭ પ્ર. ૩ અધ્યાય ૪૧ માં **ગોલોક અને અક્ષરધામ એકજ છે એમ અભેદપણે વર્ણન છે.** ગોલોકનું વર્ણન આપેલું છે તેમાં નદીઓ પર્વતો દરવાજા દુર્ગનું વર્ણન કરેલું છે. શ્લો. ૧ થી ૨૫-૨૬ માં ( तदेतत्परमं धाम श्रीकृष्णस्य सनातनम् । गोलोक इति यत् प्राहुर्गोपगोपीगणावृतम् ) શ્રીકૃષ્ણનું સનાતન ધામ ગોલોક કહ્યું છે. શ્લો. ૩૩માં દિવ્ય મંદિર માટે વર્ણન છે તે બ્રહ્મપુર તરીકે કરેલું છે. **આવું વર્ણન કરેલું છે છતાં અક્ષરધામ જુદુ છે એમ મારૂં કહેવું છે.** સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૨૯ થી ૩૦ ( तन्मध्येऽस्ति महत्तेजः कोटिकोटयर्कभासुरम् । मनोहरमतिश्वेतं घनं सच्चित्सुखात्मकम् ॥ यदाहुरक्षरं ब्रह्म सर्वाधारं तथाऽमृतम् । अनाद्यनन्तं पूर्णं च स्वयंज्योतिः सनातनम् ॥ ) તરફ મારૂં ધ્યાન ખેંચ્યું તે જોઈને કહું છું. ગોલોકને અક્ષર અમૃત કહ્યું છે અને ત્યાં જે વિશેષણો લગાડેલાં છે તે હું કહું છે તે અક્ષરધામને પણ તેજ વિશેષણો લાગે છે. **હું કહું છું કે ગોલોક અને અક્ષર તે એકજ એમ વર્ણન કરેલું છે.'** પેરા ૧૦૯ સ પ્ર. ૩ અ. ૪૧ શ્લો. છેલ્લો ૬૧ ( श्रीकृष्णं ननु भगवन्तमेव ते तं जानन्तस्तदपि च धाम तस्य राजन् । निश्चित्याथ च वपुषोऽन्त आत्मलभ्यं तद्वयेवेत्थपि विविदुः प्रहृष्टचित्ताः ) **તરફ મારૂં ધ્યાન ખેંચ્યું અને તે શ્લોક નીચે તરજુમો કર્યો છે તે બરોબર છે.'** પેરા ૧૧૦ 'ભક્તચિંતામણિ પ્ર. ૧૫૯ માં સ્વામિનારાયણના ધામનું વર્ણન નથી પણ શ્રીકૃષ્ણના ગોલોક ધામનું છે. ચોપાઈ ૮૨ ( હરિ ધરિ પોતે અવતાર રે )માં હરિ કહ્યા છે તે શ્રીજી મહારાજ અને તે પછી 'એહ ધામનું ઉઘાડ્યું દ્વાર રે' 'એહ ધામ' એટલે ગોલોક પ્ર. ૧૫૯ ચોપાઈ ૩૩ થી ૩૮ ( તેજઃપુંજ ને મધ્યે અંબાર રે. કોટી સૂર્ય શશિથી અપાર રે, જેનું અક્ષર બ્રહ્મ છે નામ રે, ગુણાતીત અચલ હરિધામ રે ) **વાંચી કહું છું કે તેમાં અક્ષરબ્રહ્મ ગોલોક મધ્યે કહેલું છે અને તે શ્રીકૃષ્ણને રહેવાનું સ્થાન કહેલું છે.** એ પ્રકરણની શરૂઆતમાં ( એવા સત્સંગી નરનારી રે, તેને અવશ અંત્યે મહારાજ રે પોતે આવે છે તેડવા કાજ રે. શ્રીગોલોક ગુણાતીત જેહ રે, માયા તમ પાર ધામ તેહ રે. અચળ અનાદિ દિવ્ય કહેવાય રે, શ્રીરાધાકૃષ્ણ રહે તેહમાંય રે. અતિ અનુપમ ધામ એહ રે, પામે ઉદ્ધવાશ્રિત જન જેહ રે ) જણાવેલું છે કે **ઉદ્ધવના આશ્રિત હોય તેમને અંતકાળે તે ધામમાં જવાનું અને તેમને શ્રીજીમહારાજ તેડવા આવે છે અને લઈ જાય છે અને જ્યાં લઈ જાય છે તેને અહીં ગોલોક ધામ કહ્યું છે. ઉદ્ધવાશ્રિત જન આ પ્રકરણમાં કહ્યા છે તે શ્રીજીમહારાજના સંપ્રદાયવાળાને કહ્યા છે."** ઈત્યાદિ.

ઉપર પ્રમાણે ગુ સ્વાગીના નામથી ગુંથાએલી વાતોને અવલંબીને કે તેવા ઉપલેક શબ્દોને અવલંબીને ગોલોક કે ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામને ઉતારી પાડી તેને શ્રીકૃષ્ણનું ધામ ઠરાવીને, તેનાથી તદ્દન નિરાળું

બીજુ અક્ષરધામ શ્રીજીમહારાજનું ઠરાવા ઘણાં કુયુક્તિભર્યાં આલાંબાલાં માર્યાં અને ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામ શ્રીજીનું છે અને એમના આશ્રિતોને અંતે એ પામવાનું છે એમ માનવામાં મનમાની ઘણી આનાકાની કરી પણ સાંપ્રદાયિક શાસ્ત્રીય ઘણાં પ્રમાણો પ્રદર્શાવતાં, ભણેલા હોવાથી અવર્જનીય માનીને, છેવટે સ્વીકાર કર્યું કે-'ગોલોક અને અક્ષર એકજ છે અને એજ ધામ સ્વામિનારાયણનું છે અને એજ એમના આશ્રિતોને અંતે પામવાનું છે. ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામથકી બીજુ જુદુ અક્ષર ધામ શાસ્ત્રથી સાબીત થતું નથી' વિગેરે.

ઉપરની તીવ્ર તકરારમાં નામદાર કોર્ટે શંકા સમાધાન સાથે આપેલો નિર્ણય જજમેન્ટમાં આ પ્રમાણે છે–પેરા ૭૪ 'હવે આપણે સ્થાપકના સિદ્ધાંત ઉપર આવીએ અને તેમના ઉપદેશ વિષે કાંઈ શંકા નથી' શ્રીજીમહારાજે કહ્યું છે કે-**આપણો સંપ્રદાય ઉદ્ધવ સંપ્રદાય છે...મુક્તોને બ્રહ્મપુર અથવા ગોલોક** (ગીતામાં દર્શાવ્યા મુજબનું શાશ્વત સ્થાન) **માં સ્થાન મળે છે** અને વાસુદેવ કૃષ્ણનું નિવાસસ્થાન અક્ષરધામ છે. **શ્રીકૃષ્ણ ઈષ્ટદેવતા છે અને ગોલોક એ ઇપ્સિત ધામ છે'**...પેરા ૭૫ 'આ દાવામાં **આંક ૩૬૧ વાસુદેવમહાત્મય છે.** તેના ૧૬ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણનું ધામ કેવું છે એ બાબત કહેવામાં આવી છે. નારદજી એ જગ્યાએ કેવી રીતે પહોંચ્યા એ અધ્યાયમાં જણાવવામાં આવી છે. ( શ્લો. ૧૨–૧૩ ) શ્લો. ૪૩ થી ૪૭ માં ગોલોકનું વર્ણન છે અને ગોલોકમાં શ્રીકૃષ્ણના સ્થાન બાબત શ્લો. ૪૮ થી ૪૯ માં વર્ણન છે. આવી રીતે આંક ૩૬૧ ગોલોક શું છે ? અને ક્યાં છે ? એ બાબત જણાવે છે. સ. પ્ર. ૩ અ. ૪૦ શ્લો. ૨૫ થી ૩૦ જોતાં જણાય છે કે એ પુસ્તકના એ ભાગમાં કરેલ આજ્ઞાઓ મુજબ જે માણસ વર્તે તે મૃત્યુબાદ શ્રીકૃષ્ણના ધામને પામે. પછી એ ધામ કેવું છે ? એવો પ્રશ્ન થતાં શ્રીજીમહારાજે સ. પ્ર. ૩ અ. ૪૧ ( આંક ૨૯૫ પાન ૪૪૬ )માં વર્ણન ( ભૌગોલિક ) આપેલું છે. અને સરખામણી કરતાં બન્ને વર્ણનો એજ પર્વતો નદીઓ અને બીજી વસ્તુઓ સહિત સરખાં છે. આ વાંચતાં સ્પષ્ટ જણાય છે કે **અક્ષરધામ ગોલોકમાં છે.** અને આ વાત જે ભક્તોએ સાંભળેલી તે ભક્તોએ શો નિર્ણય કર્યો એ બાબત શ્લો. ૬૦–૬૧ માં જણાવેલ છે–**"શ્રીજીમહારાજ પોતે બીજા કોઇજ નહિ પણ શ્રીકૃષ્ણ હતા. બ્રહ્મપુર એ એમનું ધામ છે અને મરણ પછી એ બધા એ ધામમાં જશે એમ જાણી બહુ રાજી થયા"** આંક ૩૫૯ પાન ૫૭૧ ( મધ્ય ૬૪ વચનામૃત ) પાન ૬૨૪ ( વરતાલ ૧૮ ) આંક ૯૩ ( શિક્ષાપત્રી ) ના ૧૨૧ શ્લોકમાં એજ હકીકત કહેવામાં આવી છે. શ્રીજીસ્વરૂપદાસની જુબાની) આંક ૨૮૦ ના પેરા ૧૦૩ થી ૧૦૭ વાંચતાં સ્પષ્ટ જણાય છે કે-**અક્ષરધામો હતાં એમ એ કહે નહિ તો કશું સમજાવી ન શકે અને પ્ર. નં. ૧ જેનો ઉપદેશ કરે છે એ અક્ષરધામ શ્રીકૃષ્ણના અક્ષરધામથી તદ્દન જુદુ છે એમ એ છેવટે કહે છે'.** પેરા ૭૬ '**આપણે તો અહીં શ્રીજીમહારાજે કયા સિધ્ધાંતો ગ્રહણ કરેલા તેની સાથેજ નિસ્બત છે અને સવાલ એટલોજ છે કે–પ્રતિવાદીઓ એ સિધ્ધાંતો ધરાવે છે કે નહિ ?'** પેરા ૭૭ '**પ્રતિવાદીઓ જે અક્ષરધામનો ઉપદેશ કરે છે તે જુદુ છે.** અક્ષરધામ ગોલોકથી જુદુ છે અને તે ગોલોક કરતાં વધારે ઉંચું છે.' પેરા ૭૮ 'અગાઉ જણાવ્યા મુજબ આંક ૩૪૪ શતાનંદમુનિએ શ્રીજી-મહારાજની આજ્ઞાથી લખેલી અને તે ટીકા શ્રીજીમહારાજે મંજુર રાખેલી, પ્ર. ૧ના પુરાણી આંક ૨૮૦થી તપાસવામાં આવેલા અને તે કહે છે કે-(પેરા ૧૦૪) 'શિક્ષાપત્રીની ટીકા અર્થદીપિકામાં શ્લો. ૨૯ની ટીકામાં શતાનંદમુનિ જણાવે છે કે **વૈકુંઠ ગોલોક અને બ્રહ્મપુર એ બધાં એકજ છે"** આ સાક્ષી પોતાની જુબાનીના પેરા ૧૦૫ માં વધુમાં કબૂલ કરે છે કે-**ગોલોકમાંનું શ્રીકૃષ્ણનું સ્થાન એ અક્ષરધામ કહેવાય છે.** પેરા ૧૦૬માં એમ કબૂલ કરવામાં આવેલું છે કે સ. પ્ર. ત્રીજામાં **અક્ષરધામ અને ગોલોકને એકજ જણાવવામાં આવેલ છે.** (અંક ૨૮૦ ના પેરા ૧૦૭ નો છેલ્લો ભાગ પણ જુવો) પેરા ૧૧૦માં કબૂલ કરવામાં આવ્યું છે કે ભક્તચિંતામણિ ( આંક ૩૦૨ ) ના ૧૫૯મા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે **સંપ્રદાયના અનુયાયિઓ શ્રીકૃષ્ણના ધામ ગોલોકને પામે છે.** આ બધુ વાંચતાં જે વસ્તુનો ઉપદેશ કરવામાં આવતો તે સ્પષ્ટ જણાય છે. વધુમાં જણાય છે કે-**આંક ૨૮૦ ને પોતે નિર્દિષ્ટ કરેલ ગોલોક**

**અને અક્ષર ધામ જુદા હોવાના સિદ્ધાંત વિષે ખાત્રી ન હતી** અને તેથી એમને કહેવું પડેલું કે–'**શ્રીજીમહારાજ સમજતા હતા કંઈક અને કહેતા હતા કંઈક બીજું**' શ્રીજી મહારાજને બન્ને પક્ષો ભગવાન ગણે છે **અને આથી વિશેષ પાખંડીની હું કલ્પના કરી શકતો નથી.** ગમે તેમ પણ આથી શ્રીજીમહારાજે શું કહ્યું છે અને એમનાં વચનો લોકો કેવી રીતે સમજ્યા અને તે પણ ખાસ કરીને આંક ૩૩૫ ના દસ્તાવેજ સમયે કેવી રીતે સમજ્યા એ વસ્તુ સ્પષ્ટ સમજાય છે. **શ્રીજીમહારાજે કહેલા શબ્દોને વડતાલ સંસ્થા અનુસરે છે તે અર્થ સિવાય બીજો કોઇ અર્થ થઈ શકતો નથી. મારા પોતાના મત માટે હું કહું છું કે શ્રીજીમહારાજ કહેતા હતા એક વાત અને સમજતા હતા બીજી વાત, એ વાત મારે ગળે ઉતરી શકતી નથી** પેરા ૭૯ '**આનો અર્થ એવો થાય છે કે-આ લોકોએ વર્ણવેલ ત્રણે જગાઓ શતાનંદમુનિના કહેવા મુજબ એકજ હતી. શ્રીજી-મહારાજ શ્રીકૃષ્ણના અવતાર હતા** ( જે પ્રતિવાદીઓ કબૂલ કરતા નથી ) **અને તેઓ ગોલોકમાં ગયા જો ગોલોક શ્રીજીમહારાજનું ધામ ન હોત તો આ સમજાવવું અશક્ય બને...આ વચનામૃતો વાંચતાં અક્ષર ધામ ગોલોકથી જુદુ છે એમ કબૂલ કરવા હું તૈયાર નથી. આગળ પાછળનો પુરેપુરો સંબન્ધ ધ્યાનમાં લેવોજ જોઈએ.** અક્ષરધામ ગોલોકથી ઉંચી કક્ષાએ છે એમ કહેવા માટે આંક ૩૫૯ ના પાન ૬૯૦ ( વચનામૃત અંત્ય ૨૧ ) ઉપર આધાર રાખવામાં આવ્યો હતો, **અર્થ સમજવા માટે પુરેપુરૂં વચનામૃત વાંચવું જોઇએ.** પછી આંક ૩૫૯ પાન ૧૨૮ ( વચનામૃત પ્રથમ ૫૯ ) ઉપર આધાર રાખવામાં **આવેલો અને આખુ વચનામૃત વાંચતાં વૈકુંઠ ગોલોક અને બ્રહ્મમહોલ એ શબ્દો એકજ વસ્તુ માટે વપરાએલા હોય એમ મને લાગે છે. ઉપર જણાવેલા ધામોના અધિપતિઓ કોણ હતા એ નક્કી થાય તો અર્થ શો છે એ સ્પષ્ટ થાય** ગોલોક શ્રીકૃષ્ણનું ધામ છે, વૈકુંઠ વિષ્ણુનું અને બ્રહ્મમહોલ શ્રીકૃષ્ણનું નિવાસ સ્થાન છે એ કબૂલ કરવામાં આવ્યું છે **શ્રીકૃષ્ણ વિષ્ણુના અવતાર હતા. આ રીતે એ બધા શબ્દો એકજ છે.** પેરા ૮૧ **ગોલોક કે જેને સ્થાપકે પોતાના અનુયાયિઓ માટે ઇચ્છિત ધામ જણાવેલું છે તેને પ્રતિવાદીઓએ નકારેલ છે.** પેરા ૧૦૯ **સિધ્ધાંતોમાં ફેર–શ્રીજીમહારાજનું ગોલોક એ નીચી કોટીની દુનીયા બને છે અને તેને માટે બહુ મહેનત કરવા જેવી નથી એમ કહી કાઢી નાંખવામાં આવે છે.** અને આ બન્ને પક્ષમાં કંઈ વસ્તુનું સામ્ય છે તે હું સમજી શકતો નથી. એથી જણાય છે કે–**એ હરીફ પંથ અથવા સંપ્રદાય છે કે જેમાં બધુંય જુદુ છે'** ઈત્યાદિ. ઉપર મુજબ જજમેન્ટમાં નિર્ણય અપાયો છે. એમ **આ** બાબતની સર્વ રીતે સંપૂર્ણતા થાય છે. ઉપર **પ્રમાણે** દિવ્ય રૂપથી વિરાજમાન જગત્કર્તા પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ શ્રીકૃષ્ણના નિત્ય નિવાસસ્થાનભૂત અને મુક્તપ્રાપ્ય સ્થાનભૂત ગોલોકાંતર્વતિ અક્ષર ધામનો '**तद्विष्णोः परमं पदम्' 'तदक्षरे परमे व्योमन्' तत्प्रसादात्परां शान्ति स्थानं प्राप्स्यसि शाश्वतम्'** ( ગીતા **અ.** ૧૮ **શ્લો.** ૬૨ ) ઈત્યાદિ શાસ્ત્રમાન્ય અને શ્રીજીમાન્ય **સત્સિદ્ધાંત** સુનિશ્ચિત થયો. એના વિશેષો તો તત્પરાયણ **પ્રકરણમાં** બહુ છે તે તેના થકી જાણવા.

———×———

ઉપર પ્રમાણે નિરૂપણ કરેલા ધામથી તેના અધિપતિનું નિરૂપણ યદ્યપિ અર્થાત્ કે પ્રસંગાત થતું આવ્યું હશે પરંતુ એની ઉપર સર્વની મુખ્ય ગોટ હોવાથી ખાસ કરવાની જરૂર છે. સંપ્રદાયનાં માન્ય મુખ્ય શાસ્ત્રોમાં શ્રીજીએ અભીષ્ટપણે માન્ય કરેલાં ગીતા ભાગવતાદિ શાસ્ત્રોનો આધાર આપીને વસુદેવસુત શ્રીકૃષ્ણનેજ અક્ષરાધિપતિ જગત્પતિ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વાવતારકારણ સર્વાન્તરાત્મા સર્વોપરી રાધાલક્ષ્મીવિશિષ્ટ દિવ્યમૂર્તિ પરમપ્રાપ્ય ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદન કરીને, એજ દિવ્યમૂર્તિ શ્રીકૃષ્ણ ફરીથી ધર્મસુતપણે સ્વામિનારાયણ નામથી સાક્ષાત્ અવતરેલા હોવાથી એમને પણ એવા વિશેષણવિશિષ્ટપણે વર્ણવવા પૂર્વક એમનો એમની સાથે અત્યંત અભેદસંબન્ધ તત્ત્વતઃ પ્રતિપાદન કરવામાં આવ્યો છે. શુદ્ધ ઉપાસના કે સમજણમાં આજ બાબત પ્રથમ ગ્રહણ કરવાની પણ સાથે સાથે જણાવામાં આવી છે.

શિક્ષાપત્રી શ્લો. ૧ માં રાધાલક્ષ્મીવિશિષ્ટ વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણનું પોતે ધ્યાન કરવા રૂપ મંગળ કરે છે. ટીકામાં 'कृष्णस्तु भगवान् स्वयम्' 'श्रुत्वा कृष्णं परंब्रह्म' 'मृगयुरिव कपीन्द्रं' ઈત્યાદિ પ્રમાણો આપીને શ્રીકૃષ્ણનું સ્વયં પરંબ્રહ્મ ભગવાનપણું અને સર્વાવતારધારિપણું સમર્થન કર્યું છે. શ્લો. ૧૦૭ માં અંતર્યામી પરમેશ્વરને નિરૂપીને, એ પરમેશ્વર શ્રીકૃષ્ણજ છે પણ બીજો કોઈ નહિ એમ પ્રતિપાદન કરવા 'स श्रीकृष्णः परंब्रह्म भगवान पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥' આ ૧૦૮ શ્લોક છે. "જે પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વાવતારકારણ છે તે ઈશ આપણા ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણજ છે એમ જાણવું" એવો અન્વય કર્યો છે. એવા અનુભાવવાળા કયા તે કૃષ્ણ? તો સર્વના ઓળખાણ માટે "જે આપણે અવશ્ય ઉપાસનીય અને ઈષ્ટદેવ છે તે" એમ બે વિશેષણ આપ્યાં છે. આવો અર્થ ટીકામાં 'एष वै भगवान् साक्षात्' 'कृष्णस्तु भगवान् स्वयम्' ઈત્યાદિ પ્રમાણોના ઉપન્યાસ સાથે કર્યો છે. ૧૦૯ થી ૧૧૨ શ્લોકથી રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ નરનારાયણ આદિક નામભેદથી કે રાધાદિ સેવકભેદથી કે દ્વિભુજ ચતુર્ભુજાદિ આકારભેદથી શ્રીકૃષ્ણના સ્વરૂપમાં ભેદ નહિ સમઝવાનો કહ્યો છે. ૧૧૩ માં તેમનીજ ભક્તિ કરવાની કહી છે અને ૧૨૧ માં દિવ્ય ગોલોકધામમાં તેમની સેવા મળે એનેજ મુક્તિ કહી છે. આ તત્વાર્થનિરૂપણપ્રસંગે ૧૦૮ ની ટીકામાં અંતે શતાનંદમુનિએ શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો સર્વથા અભેદ જાણવારૂપ ગ્રંથનો નિર્ગલિતાર્થ આ રીતે કહ્યો છે. "यः साक्षान् भगवान् क्षराक्षरपरः कृष्णः स एव स्वयं भक्तौ धर्मत आस भूरिकृपया श्रीस्वामिनारायणः । मानुष्यं भुवि नाटयन्निजजनाचार्यत्वधर्मे स्थितःकृष्णं प्राह परोक्षवत्तु ततोऽन्यः सोऽस्ति यत्स स्वयम् ॥" (અર્થ–જે ક્ષરાક્ષરપર સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ હતા તેજ સ્વયં બહુ કૃપાથી ધર્મભક્તિથકી પૃથ્વી ઉપર **શ્રીસ્વામિનારાયણ** નામથી પ્રકટ થઈને માનુષ્યનાટયને શોભાવવા નિજજનોના આચાર્યપણાના ધર્મમાં રહીને, **શ્રીકૃષ્ણને પરોક્ષપણે યદ્યપિ કહે છે પણ તેમનાથકી તે પોતે અન્ય–જુદા નથી, કેમકે એજ પોતે સ્વયં છે)** આ રીતે આ સટીક પ્રબન્ધમાં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વાવતારી ઉપાસ્ય ઈષ્ટદેવપણે નિરૂપીને તેમની સાથે શ્રીહરિનો સર્વથા અભેદ સ્પષ્ટ કહ્યો છે.

સત્સંગિજીવનના મંગળના પ્રથમ શ્લોકમાંજ 'श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षात् धर्मनन्दनः' એમ શ્રીકૃષ્ણને અને શ્રીહરિને એકપણે કહે છે. પ્ર. ૧ અ. ૩ શ્લો. ૧૬–૧૭ 'किन्त्वहं साम्प्रतं भूमौ कोसलेषूत्तरेष्विह । जातोऽस्मि धर्मतो भक्तौ हरिनाम्ना हि विश्रुतः ॥ वर्ते पश्चिमपञ्चालदेशे दुर्गपुरेऽधुना । सोऽहं त्वामन्तिके स्वस्य रक्षिष्यामि न संशयः' (અર્થ-નરનારાયણ પોતાની સેવા માટે આવેલા શતાનંદમુનિને કહે છે કે–હે મુને મારી સમીપ સેવારૂપ જે તમારો નિશ્ચય છે તે બહુ સારો છે પરંતુ હુંજ હમણાં ભૂમિ ઉપર ઉત્તરકોસલ દેશમાં ધર્મ ભક્તિના પુત્રરૂપે પ્રકટ થઈને **હરિનામથી** પ્રખ્યાતિને પામ્યો છું. તેજ હું હાલમાં પશ્ચિમ પંચાળ દેશમાં આવેલા દુર્ગપુરમાં રહ્યો છું તો તમોને તે રૂપથી રહેલો હું તે મારી પાસે રાખીશ એમાં સંશય નથી) આથી **'નરનારાયણજ ભગવાન શ્રીહરિરૂપે પ્રકટ થયા છે'** આ અર્થની સ્પષ્ટતા થઈ. પ્ર. ૧ અ. ૯ શ્લો. ૪૦–૪૧ 'अतस्त्वत्पुत्रतां भूयो हरिनामाऽहमाप्य तम् । सर्वतो नाशयिष्यामि पालयन् साधुपूरुषान् ॥ धर्मज्ञानविरागाढयां भक्तिं भुवि यथा पुरा । प्रवर्तयिष्ये युष्माभिः सहैव विचरन्नहम् ॥' (પોતા પાસે આવેલા ધર્મ મૂર્તિ ઉદ્ધવ તથા મરીચ્યાદિ મહર્ષિઓને દુર્વાસાએ શાપ આપ્યા પછી તેમની સાંત્વના માટે ધર્મમૂર્તિ પ્રત્યે નરનારાયણ કહે છે કે–ફરીથી પણ તમારા પુત્રપણાને પામીને હું હરિનામથી પ્રસિદ્ધ થઈને મારા ભક્તજનોનું પાલન કરવાપૂર્વક અધર્મના બળને મૂળમાંથી નાશ કરીશ અને તમારી સાથેજ ભૂમિ ઉપર વિચરીને હું ધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત એકાંતિકી ભક્તિને પૃથ્વી ઉપર કૃષ્ણાવતારની પેઠે પ્રવર્તાવીશ) એમ **નરનારાયણના અવતારરૂપ કહેવાથી તેમનો અભેદ સ્પષ્ટ થયો.** સ. પ્ર. ૧ અ. ૧૯ શ્લો. ૩૬ 'अतोऽहमेव पुत्रत्वं दम्पत्योर्युवयोर्नृप । प्राप्य तन्निग्रहं सम्यक् करिष्यामि न संशयः' આ રીતે અસુરોએ પીડા પમાડેલાં ધર્મ ભક્તિએ વૃંદાવનમાં શ્રીકૃષ્ણની પ્રાર્થના કરતાં રાધારમાદિ સાથે પ્રત્યક્ષ થએલા તેમણે તેમને પુત્રપણે થવાનું વરદાન આપ્યાનું કહ્યું છે ( **આથી શ્રીકૃષ્ણજ ધર્મસુત શ્રીહરિરૂપે**

**પ્રગટ થયા છે** એમ સ્પષ્ટ થાય છે) **સ. પ્ર. ૧ અ. ૨૨ શ્લો. ૨૬** 'गोलोक एवाक्षरधाम्नि दिव्येऽनन्ते च यावद्रमते स नित्यम् । तं तादृशं ते ददृशद्विहस्तं निनादयन्त मुरलीं मुकुन्दम् ॥ એમ જન્મ સમયે આવેલા બ્રહ્માદિ દેવોને પ્રકટ થએલા **શ્રીહરિનું** ગોલોકાંતવર્તિ અક્ષરના અધિપતિ દ્વિભુજ મુરલીધર શ્રીકૃષ્ણરૂપે દર્શન થયાનું કહ્યું છે ( **આથી અક્ષરધામી મુરલીધર શ્રીકૃષ્ણજ ધર્મસુત શ્રીહરિરૂપે પ્રગટ થયા છે** સ્પષ્ટ થાય છે ) **અ. ૨૨ શ્લો. ૨૮** 'वृन्दावने यादृश आत्मना प्रागाराध्य दृष्टः परिवारयुक्तः । तं तत्र तौ तादृशमेव दष्टा निश्चिक्यतुः कृष्ण इति स्वचित्ते ॥' એમ પુત્રપણે પ્રાદુર્ભવેલા શ્રીહરિનો ધર્મભક્તિએ વૃંદાવનમાં પ્રત્યક્ષ દર્શન આપી વરદાન આપનારા ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણપણે નિશ્ચય કર્યાનું કહે છે. ( **આથી શ્રીકૃષ્ણનોજ શ્રીહરિરૂપે પ્રાદુર્ભાવ નક્કી થાય છે** ) પ્ર. ૧ અ. ૨૬ શ્લો. ૬૩ 'बालोऽपि नैव खलु मायिकविग्रहोऽसौ नारायणः स्वयमृषिर्धृततर्त्यनाटयः वृन्दावने वरद एष हि नौ स्वकीयं जातो वरं सफलयन् भुविनौ निकेते' એમ કાલીદત્ત અસુરના સહાર પ્રસંગે ધર્મદેવે 'વૃંદાવનમાં વરદાતા શ્રી રાધાકૃષ્ણજ પોતાનું વરદાન સફળ કરવા મારા ગૃહમાં પ્રગટ થયા છે' એમ કહ્યું છે. ( આથી શ્રીકૃષ્ણનોજ ફરીથી શ્રીહરિરૂપે પ્રાદુર્ભાવ કહ્યો) પ્ર. ૧ અ. ૩૧ શ્લો. ૨૫ 'श्रीमद्भगवतादीनि प्रत्यहं तस्य शृण्वतः । उपास्यधीः कृष्ण एव सुदृढा समवर्तत' એમ શ્રીહરિએ બાલ્ય વયમાં ચાર સારનું લઘુ પુસ્તક લખી પોતા પાસે સદા રાખ્યા પછી શ્રીમદ્-ભગવતાદિ શાસ્ત્રોને સાંભળતાં 'કૃષ્ણજ એક ઉપાસ્ય છે' એવી દૃઢ બુદ્ધિ કરી. આથી શ્રીકૃષ્ણની ઉપાસ્યતા શ્રીજીએ પ્રથમથીજ નક્કી કરી સમજાય છે. પ્ર. ૧ અ. ૩૨ શ્લો. ૯ 'श्रीकृष्णो भगवान् साक्षाद्यो विष्णुः पुरुषोत्तमः । स एव सर्वभावेन सेवनीयो मुमुक्षुभिः ॥ એમ શ્રીહરિજ શ્રીકૃષ્ણનેજ સાક્ષાત્ પુરૂષોત્તમ વિષ્ણુ-ભગવાનપણે કહીને તેમનીજ મુમુક્ષુએ સર્વભાવથી ભક્તિ કરવાની કહે છે. પ્ર. ૧ અ. ૩૬ શ્લો. ૯૧–૯૨ 'स्वधर्मवैराग्यैरुपेता नवलक्षणा । भक्तिः कृष्णे त्वया प्रोक्ता नृणां श्रेयस्करी हरे ! ॥ स तु कृष्णस्त्वमेवासि हरि-नामात्र साम्प्रतम्' એમ ભક્તિમાતા પુત્ર શ્રીહરિનો શ્રીકૃષ્ણપણે નિશ્ચય કરીને ભક્તિ કરવાનું કહે છે. **અ. ૩૭** શ્લો. ૯ 'सोऽथ स्वमेव श्रीकृष्णं जानन्तीं निश्चयेन ताम् । तद्रूपं दर्शयामास' એમ શ્રીહરિનેજ શ્રીકૃષ્ણપણે નિશ્ચયથી જાણતાં ભક્તિમાતાને શ્યામસુંદર પિતાંબરધર મુરલીધર શ્રીકૃષ્ણરૂપનાં દર્શન આપ્યાં. (આથી શ્રીકૃષ્ણજ શ્રીહરિરૂપે અવતર્યાનો ભક્તિમાતાનો નિશ્ચય કહ્યો) અ. ૩૮ 'ब्रह्मज्योतिश्चयै तत्र विहरन्तं बृहद्वने । यथापुरैक्षि तं कृष्णं ददर्श मुरलीकरम् ॥१३॥ कृष्णतुल्याखिलाकारं वर्णिवेषमवस्थितम् ॥१५॥ अवतीर्णो निजगृहे श्रीकृष्णो हरिसंज्ञया । अस्तीति तत्क्षणे तस्य स्मृतिरासन्निराधिप ॥१६॥ ज्ञातोऽस्यद्य हरे मयाऽखिलजगत्स्वामी त्वमेकः प्रभुर्मत्श्रेष्ठो वरदो जगद्गुरुरजः श्रीकृष्ण एव स्वयम् ॥ स एव कृष्णो भगवांस्त्वमीशः साक्षात् परंब्रह्म हि निर्गुणं यत् । ऋतं विधातुं निजवाक्यमत्र मत्पुत्रनाटयं धरसि स्वतन्त्रः ॥ २० ॥' એમ 'અક્ષરાધિપતિ સર્વજગત્પતિ પરંબ્રહ્મ નિર્ગુણ માયાપર ભગવાન મુરલીધર શ્રીકૃષ્ણજ વરદાનને સફળ કરવા મારા મંદિરમાં હરિકૃષ્ણરૂપથી પ્રકટયા છે' એવી ધર્મદેવને સ્મૃતિ આવી. (આથી શ્રીકૃષ્ણજ શ્રીહરિરૂપે અવતર્યાનો ધર્મદેવનો નિશ્ચય કહ્યો) સ. પ્ર. ૧ **અ. ૩૯** શ્લો. ૩ 'उपासनां यस्य कुर्मो वयं श्रीराधिकापतेः । स एव हरिनामाऽयं वर्तते सोदरो हि वाम् ॥' એમ ધર્મદેવે 'જે રાધિકાપતિ શ્રીકૃષ્ણની ઉપાસના આપણે કરીએ છીએ એજ હરિનામના આ તમારા ભાઈ છે' એમ બીજા પુત્રોને કહ્યું છે. ( આથી શ્રીરાધાકૃષ્ણજ શ્રીહરિકૃષ્ણ છે એ સ્પષ્ટ થાય છે ) પ્ર. ૧ **અ. ૪૯** શ્લો. ૮૯–૯૦ 'त्वं हि साक्षात्परंब्रह्म क्षराक्षरपरं विभु । अनेककोटिब्रह्माण्डोदयस्थित्यन्तकारणम् ॥ गोलोकाधिपतिर्दिव्यवृंदावनविहारकृत् । अखण्डरासलीलस्त्वं राधिकारमणः स्वयम् ॥' એમ વનમાં મળેલા શ્રીહરિનો શંકર પાર્વતીએ 'સાક્ષાત્ પરંબ્રહ્મ ક્ષરાક્ષરપર જગત્કારણ ગોલોકાધિપતિ વૃંદાવનવિહારી રાસલીલાકર રાધારમણજ તમે ભક્તિ ધર્મ થકી પ્રગટ થયા છો' એવી સ્તુતિ કરી છે. ( આથી ગોલોકપતિ રાધાપતિનોજ અવતાર શ્રીહરિ છે એમ સ્પષ્ટ થાય છે) અ. ૫૨ શ્લો. ૩–૬ 'श्रीराधिकेशो भगवान योऽस्ति सर्वेश्वरोऽनघ । इष्टदेवः स एवास्ति मम सच्छास्त्रसंमतः ॥ ब्रह्मधर्मशिवादीनां देवानामपि देवता । वराहावताराणां धर्ता कृष्णः पर बृहत् ॥ ध्यायामि तमहं नित्यं पूजयामि च तं मुने ! । कीर्तयामि च तन्नाम यदाहुः कलितारकम् । कृष्णमेकं

विना नान्या गतिरस्ति कलाविह ।।' એમ મુક્તાનંદે કેનું ધ્યાન કરો છો ? એમ પુછતાં વર્ણીવર્ય શ્રીહરિએ 'જે શ્રીરાધિકેશ ભગવાન સર્વેશ્વર દેવદેવ અવતારી પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે એજ શાસ્ત્રસંમત મારા ઈષ્ટદેવ હોવાથી તેમનું ધ્યાન પૂજન કીર્તન નામસ્મરણ કરૂં છું. કેમકે કૃષ્ણવિના બીજી કોઈ ગતિ કલિકાલમાં નથી' એમ ઉત્તર આપ્યો છે (આ રીતે સ્વયં શ્રીહરિજ રાધાપતિ શ્રીકૃષ્ણને પોતાના ઉપાસ્ય ઈષ્ટદેવપણે કહેવા પૂર્વક ધ્યાનાદિ સ્વયં કરવાનું કહે છે) પ્ર ૧ અ. ૫૯ શ્લો. ૯૩ 'गोलोकसंथस्थाक्षरदिव्यधाम्नि यादक् स्वदृष्टश्च बृहद्धनाद्यौ । विलोक्य तं तादृशमेव कृष्णमानन्दवार्धौ निममज्ज सद्यः' એમ રામાનંદસ્વામીએ 'ગોલોકાંતર્વતિ અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણજ શ્રીહરિરૂપે અવતર્યા છે' એવો નિશ્ચય જાહેર કર્યો (આથી શ્રીકૃષ્ણનોજ અવતાર શ્રીજીમહારાજ છે એ સ્પષ્ટ થયું) પ્ર. ૨ અ. ૬ શ્લો. ૨૪ 'परमेश्वर एवायं नारायणमुनिः स्वयम् । श्रीकृष्णोऽस्तीति साश्चर्यं वदन्ति स्म समुत्सुकाः' એમ રામાનંદમુનિના શિષ્યોએ 'આ નારાયણમુનિજ સ્વયં પરમેશ્વર શ્રીકૃષ્ણજ છે' એવો દૃઢ નિશ્ચય કર્યો (આથી શ્રીકૃષ્ણનોજ અવતાર શ્રીહરિ છે એમ સ્પષ્ટ થયું) પ્ર ૨. અ ૧૮ શ્લો. ૧૬ नमो दिव्यगोलोकधाम्नि प्रकाशे समं राधिकागोपिकाभिर्विलासम् । सदा तन्वते वेणुवाद्याय तस्मै' એમ પ્રયાજીત વિપ્રે શ્રીહરિની ગોલોકાંતર્વર્તિ અક્ષરધામના અધિપતિ રાધાપતિ વંશીધર શ્રીકૃષ્ણપણે સ્તુતિ કરી છે (આથી શ્રીકૃષ્ણ અને શ્રીજીની અત્યંત અભિન્નતા જણાવી) સ પ્ર. ૨ અ. ૨૭ શ્લો. ૧૪ सर्वावतारधर्तारं श्रीकृष्णं पुरुषोत्तमम् । तमेव जानन् खट्वाङ्गस्तुष्टाव प्राञ्जलिस्ततः' એમ ખટવાંગ રાજાએ 'મુરલીધારી સર્વાવતારધર્તા પુરુષોત્તમ શ્રીકૃષ્ણનાં દર્શન પામતાં એજ આ શ્રીહરિ છે' એવોજ નિશ્ચય કરીને સ્તુતિ કરી છે. (આથી બન્ને વચ્ચે તત્વતઃ અભેદ સિદ્ધ થાય છે) પ્ર. ૨ અ. ૩૧ શ્લો ૧૯–૨૦ ब्रह्मसंज्ञे तत्र धाम्नि दिव्ये वृंदावने वने । रासमण्डलमध्य तं क्रीडन्तं कृष्णमैक्षत ।। निनादयन्तं मुरली किशोरं श्याम-सुन्दरम् । मयूरवर्हमुकुटं राधावक्रेन्दुलोचनम् ।। ' એમ અભયરાજાએ શ્રીહરિને બ્રહ્મસંજ્ઞિત તેજોમય ધામમાં દિવ્ય વૃંદાવનમાં રાસમંડળ મધ્યે ક્રીડા કરતા મુરલીધર શ્યામસુંદર મયૂરપિચ્છમુકુટધારી રાધાપતિ ગોપીમંડળવેષ્ટિત શ્રીકૃષ્ણરૂપે જોઈને સંપૂર્ણમનોરથ થઈ, 'सिताम्बरं नैष्ठिकवर्णिवेषं पीताम्बरं तं नटवर्यवेषम् । नवाम्बुदश्यामलसुन्दराङ्ग वन्दे हरिं धर्मसुतं च कृष्णम्' ઇત્યાદિ આઠ શ્લોકથી વસુદેવસુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિની અભિન્નપણે સ્તુતિ કરી છે. આમાં પ્રથમ પાદમાં શ્રીહરિને મળતાં વિશેષણો, બીજા પાદમાં શ્રીકૃષ્ણને મળતાં વિશેષણો, ત્રીજા પાદમાં બન્નેને મળતાં વિશેષણો અને ચોથા પાદમાં બન્નેના નામનિર્દેશ સાથે પ્રણામ છે. (આ ઉપરથી તો શ્રીકૃષ્ણનો અને શ્રીહરિનો અત્યંત અભેદ નક્કી થાય છે) પ્ર. ૨ અ. ૩૭ શ્લો. ૯૬–૯૭ ' उक्तस्ते संप्रदायोऽथ श्रीकृष्णोऽस्तीष्टदेवता । परमात्मा परंब्रह्म सर्वकारणकारणम् ।। सहि राधिकया युक्तो राधाकृष्ण इतीर्यते । युक्तः स लक्ष्म्या रुक्मिण्या लक्ष्मीनारायणस्तथा " આ રીતે શ્રીજીએ શિવરામ વિપ્રપ્રત્યે ઉદ્ધવસંપ્રદાય કહીને, પરમાત્મા પરબ્રહ્મ સર્વકારણ શ્રીકૃષ્ણને ઇષ્ટદેવતાપણે કહીને, રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ આદિક નામથી તેમનેજ કહેવાનું કારણ કહીને શ્રીવાસુદેવાદિ વ્યૂહ અને વરાહાદિ અવતારોના ધર્તાપણે એમનેજ કહ્યા છે (આથી ઉદ્ધવસંપ્રદાયમાં ઈષ્ટદેવતાપણે શ્રીકૃષ્ણને જાણવાના નક્કી કર્યા) પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૬૧ 'श्रीकृष्णं ननु भगवन्तमेवते तं जानन्तस्तदपि च धाम तस्य राजन्' એમ શ્રીહરિએ કહેલા ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામનું સ્વરૂપ સમજેલા ભક્તોએ 'તે આ હરિકૃષ્ણજ સાક્ષાત્ શ્રીકૃષ્ણભગવાન છે' એવો નિશ્ચય કર્યો. (આથી શ્રીકૃષ્ણ અને શ્રીહરિ વચ્ચે ભેદ નથી એમ સ્પષ્ટ થયું) સ. પ્ર. ૩ અ ૪૩ શ્લો. ૩૧ રમાકૃત શ્રીહરિસ્તુતિમાં 'मूर्तौ वृषात्त्वमभवः खलु मानवानां नारायणर्षिरभवाय पुराऽत्र खण्डे । प्रादुर्बभूविथ सुतोऽद्य तयोर्नृतन्वोः श्रीनीलकण्ठ इति कोसल देश ईश ! ।। ' એમ અક્ષરાધિપતિ શ્રીનારાયણઋષિજ શ્રીનીલકંઠવર્ણિરૂપે પ્રગટ થયાનું કહે છે. (આથી એના એજ નારાયણઋષિ અને એનાં એજ માતપિતા કહીને અભિન્નતા જણાવી) પ્ર. ૪ અ ૨૨ શ્લો. ૨૮–૪૬ 'भगवन् दृष्टपूर्वोऽसि त्वमतस्त्वां तु विद्महे । योऽस्मत्स्वामी स एवासि कृष्णो राधारमायुतः ।। कोटयर्केन्दुप्रकाशस्य राधालक्ष्मीयुतस्य ते । ईक्षणं भक्तिधर्मादेश्चात्यन्तं दुर्लभं नृणाम् ।। ' આ રીતે શ્રીહરિએ પંચાળામાં પરમહંસોને રાધાલક્ષ્મીવિશિષ્ટ ધર્મભક્ત્યાદિ વિશિષ્ટ મુરલીધર

પ્રકાશમય દિવ્ય શ્રીકૃષ્ણરૂપે દુર્લભ દર્શન આપ્યાની વાત કહી છે. (આ ઉપરથી શ્રીહરિનું પૂર્વરૂપ શ્રીકૃષ્ણ છે એમ નક્કી થાય છે) પ્ર. ૪ અ. ૨૫ શ્લો. ૮૨–૮૩ 'अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णः पुरुषोत्तमः ॥ तेजोमण्डलमध्यस्थो गोलोके यः स एव हि ॥' એમ શ્રીહરિએ ગોલોકાંતર્વર્તિ અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણપુરૂષોત્તમને સંપ્રદાયના ઈષ્ટદેવ તરીકે કહ્યા છે. પ્ર. ૪ અ. ૩૫ શ્લો. ૨૪ 'नारायणावतारोऽत्र हरिरस्ति गुरुर्हि नः' અ ૩૬ શ્લો. ૯ 'अहं तु साक्षात् श्रीविष्णोरवतारं कलावपि । श्रेयसे श्रितजीवानां जातं भुवि वदामि वः' એમ મુક્તાનંદમુનિએ વટપતનમાં થએલી વિદ્વત્પરિષદમાં શ્રીજીને વિષ્ણુનારાયણ સાક્ષાત્ અવતારપણે નિરૂપણ કર્યા છે. પ્ર. ૪ અ. ૩૦ શ્લો. ૨૩ 'यः साक्षात् भगवान् कृष्णः स तु दुर्गपुरे स्वयम् । विराजते हरिः सोऽत्र वर्तते हि चतुर्भुजः ॥' એમ દ્વારકાધીશ ચતુર્ભુજ શ્રીકૃષ્ણનો અને શ્રીહરિનો અભેદ કહ્યો. પ્ર. ૪ અ. ૪૦ શ્લો. ૨૩ 'अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णो भगवान् स्वयम् । तन्मन्दिराण्यनेकानि कारितानि मया भुवि ॥' એમ શ્રીહરિ શ્રીકૃષ્ણભગવાનને સંપ્રદાયના ઈષ્ટદેવ તરીકે કહીને તેમનાંજ મંદિરો કરાવ્યાનું સ્વયં કહે છે. પ્ર. ૪ અ. ૪૬ શ્લો. ૧૧ श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम् । उपास्या देवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः ॥' એમ શ્રીહરિ સાંપ્રદાયિક દીક્ષામાં ઉપાસ્ય દેવતા તરીકે ગોલોકાધિપતિ વાસુદેવ શ્રીકૃષ્ણને કહે છે. શ્લો. ૨૭ 'श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु माम्' એમ દીક્ષામાં ઉપાસ્ય શ્રીકૃષ્ણ હોવાથી તેમના શરણને પામવાનો સંકલ્પ કહે છે. પ્ર. ૪ અ. ૪૮ શ્લો. ૨૮ થી ૩૫ 'नवीनजीमूतसमानवर्णं...श्रीराधिका-कृष्णमहं नमामि' એમ આ અષ્ટકથી દીક્ષિતોને શ્રીકૃષ્ણની સ્તુતિ કરવાનું વિધાન શ્રીહરિએ કર્યું છે. પ્ર. ૪ અ. ૫૫ શ્લો. ૨ 'अस्माकमिष्टदेवो हि श्रीकृष्णोऽस्तीति तस्य या' એમ શ્રીકૃષ્ણને સંપ્રદાયના ઈષ્ટદેવપણે કહે છે. આ રીતે આ ગ્રંથમાં એવાં બહુ વાક્યો અભેદને કહેનારાં છે.

વચનામૃત પ્રથમ ૫ 'રાધિકાએ સહિત એવા જે શ્રીકૃષ્ણભગવાન **તેનું ધ્યાન કરવું**' (આથી રાધાકૃષ્ણની ધ્યેયતા કહી) પ્ર. ૪૨ 'અને પરમાત્મા જે શ્રીકૃષ્ણભગવાન તેની સાથે વ્રજની ગોપીઓએ કામબુદ્ધિએ કરીને પ્રીતિ કરી તો પણ સર્વે ભગવાનની માયાને તરી ગઈઓ ને પોતે ગુણાતીત થઈને નિર્ગુણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીઓ, તેનું કારણ એ છે જે **શ્રીકૃષ્ણભગવાન પોતે સાક્ષાત પુરૂષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ** હતા' (આથી વસુદેવસુત શ્રીકૃષ્ણનું અક્ષરધામાધિપતિપણું, સાક્ષાત્ પુરૂષોત્તમપણું અને ગુણાતીત દિવ્યમૂર્તિપણું કહ્યું) પ્ર. ૭૨ 'અને અખંડ બ્રહ્મચારીની પેઠે ઊર્ધ્વરેતા રહ્યા અને એવી રીતે કામનો ગર્વ ઉતાર્યો એવું અલૌકિક સામર્થ્ય ભગવાન વિના બીજામાં હોય નહિ' (આથી ભગવાનપણું કહ્યું) કા. ૮ 'માયાના તમથકી પર જે બ્રહ્મજ્યોતિ તેને વિષે રહ્યા એવા જે ભૂમાપુરૂષ તેની પાસેથી બ્રાહ્મણના પુત્રને લઈ આવ્યા. ત્યારે તે રથ ને ઘોડા તે માયિક હતા ને સ્થૂળભાવે યુક્ત હતા પણ તે શ્રીકૃષ્ણભગવાનને યોગે કરીને અતિ સૂક્ષ્મ અને ચૈતન્યરૂપે થઈને ભગવાનના **નિર્ગુણ બ્રહ્મધામને પામ્યા** અને એજ શ્રીકૃષ્ણભગવાન તેણે પોતાની માતા જે યશોદાજી તેને પોતાના મુખને વિષે અષ્ટાવરણે યુક્ત સમગ્ર બ્રહ્માંડ દેખાડ્યું અને વળી અર્જુનને પોતાની મૂર્તિને વિષે વિશ્વરૂપ દેખાડ્યું" (આથી શ્રીકૃષ્ણનું અક્ષર-ધામાધિપતિપણું અને પુરૂષોત્તમપણું કહ્યું) લોયા ૭ 'જે ભગવાનના સ્વરૂપને વિષે ઈન્દ્રિયો અંતઃકરણ અને અનુભવ એ ત્રણે પુગે એવા ભગવાનના સ્વરૂપને જ્ઞાને કરીને મોક્ષ થાય એમ કહીએ છીએ. ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે એવા જે ભગવાન તે તો શ્રીકૃષ્ણ છે તે તો પોતે પોતાને એમ કહે છે જે 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥' ઈત્યાદિ" (આથી શ્રીકૃષ્ણનું પુરૂષોત્તમપણું કહ્યું) લો. ૧૧ 'અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે જે પુરૂષોત્તમનારાયણની રામકૃષ્ણાદિ મૂર્તિઓ તેનું ધ્યાન કરવું... પણ ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી' (આથી રામકૃષ્ણાદિની ધ્યેયતા અને અભિન્નતા કહી) લો. ૧૪ 'બીજા સર્વે અવતાર કરતાં આ અવતાર બહુ મોટો થયો ને બહુ સમર્થ છે અને એમાં અવતાર અવતારી એવો ભેદ નથી' (આથી શ્રીકૃષ્ણનું અવતારિપણું કહ્યું, લો ૧૮ 'પછી **અક્ષરાતીત એવા પુરૂષોત્તમ** તેનો ભાવ આવે છે. જેમ વ્રજના ગોપને આશ્ચર્યરૂપ શ્રીકૃષ્ણ-

ભગવાનનાં ચરિત્ર દેખીને પ્રથમ તો દેવ ભાવ આવ્યો પછી ગર્ગાચાર્યનાં વચન સાંભળીને નારાયણને ભાવ આવ્યો. પછી એમ કહ્યું જે 'તમે તો નારાયણ છો માટે અમને તમારૂં ધામ દેખાડો' **ત્યારે અક્ષરધામ દેખાડયું'** (આથી શ્રીકૃષ્ણનું અક્ષરધામાધિપતિપણું અને પુરૂષોત્તમપણું કહ્યું) પંચાળા ૬ અમે ઝાઝીવાર સુધી વિચાર કર્યો ને સર્વ શાસ્ત્રમાં નજર ફેરવીને જોયું ત્યારે એમ જણાયું જે '**શ્રીકૃષ્ણ જેવા અવતાર સર્વ શક્તિએ યુકત બીજો કોઈ નથી**' કેમ જે બીજી જે પોતાની અનંત મૂર્તિઓ ભિન્નભિન્નપણે રહી છે તે સર્વેનો ભાવ શ્રીકૃષ્ણભગવાને પોતા વિષે દેખાડયો. કેવી રીતે તો પ્રથમ પોતે દેવકીથી જન્મ્યા ત્યારે શંખ ચક્ર ગદા પદ્મ ધારીને ચતુર્ભુજરૂપે દર્શન દીધું તેણે કરીને લક્ષ્મીપતિ જે વૈકુંઠનાથ તેનો ભાવ પોતામાં જણાવ્યો. તથા માતા યશોદાને પોતાના મુખમાં વિશ્વરૂપ દેખાડયું તેણે કરીને સહસ્રશીર્ષાપણે કરીને અનિરૂદ્ધપણું પોતામાં જણાવ્યું તથા અક્રુરને યમુનાના ધરામાં દર્શન દીધાં તેણે કરીને શેષશાયિપણું જણાવ્યું તથા અર્જુનને રણસંગ્રામમાં વિશ્વરૂપ દેખાડયું જે 'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः' એવી રીતે **અનંત બ્રહ્માંડ દેખાડીને પુરૂષોત્તમપણું જણાવ્યું** તથા પોતે શ્રીકૃષ્ણે કહ્યું જે 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः' એવી રીતે પુરૂષોત્તમપણું જણાવ્યું તથા ગોલોકવાસી જે રાધિકાસહિત શ્રીકૃષ્ણ તે તો પોતેજ હતા અને બ્રાહ્મણ બાળકને લેવા ગયા ત્યારે અર્જુનને પોતાનું ભૂમાપુરૂષરૂપે દર્શન કરાવ્યું તથા શ્વેતદ્વીપવાસી વાસુદેવ તેણે તો પોતેજ એ અવતાર ધર્યો હતો તથા નરનારાયણ તો સમગ્ર ભારતને વિષે તથા ભાગવતમાં એ શ્રીકૃષ્ણનેજ કહ્યા છે. તે માટે એ શ્રીકૃષ્ણના અવતારને વિષે તો ભિન્નભિન્નપણે રહી જે એજ ભગવાનની મૂર્તિઓ તથા શક્તિ ને ઐશ્વર્ય તે સમગ્ર છે, માટે એ અવતાર તે બહુ મોટો થયો છે ને બીજી મૂર્તિને વિષે થોડું ઐશ્વર્ય છે ને એને વિષે સંપૂર્ણ ઐશ્વર્ય છે માટે કૃષ્ણાવતાર જેવો કોઈ અવતાર નથી. **અને એ અવતાર સર્વોપરી વર્તે છે...માટે આ અવતાર સર્વોત્કર્ષપણે વર્તે છે'** (આથી શ્રીકૃષ્ણનું સર્વોપરીપણું અને સર્વાવતારીપણું કહ્યું) મધ્ય ૧૩ 'માટે શ્રીકૃષ્ણભગવાન મનુષ્ય જેવા જણાતા હતા તો પણ **અક્ષરાતીત** કૈવલ્યમૂર્તિજ છે...અને અક્ષરાતીત જે પુરૂષોત્તમભગવાન છે તેજ સર્વે અવતારનું કારણ છે અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રકટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે' (આથી શ્રીકૃષ્ણનું અક્ષરાતીત પુરૂષોત્તમપણું કહ્યું) મધ્ય ૧૯ 'અમે ગોલોકમાં ગયા. ત્યાં ભગવાનના અનંત પાર્ષદ દીઠા. તેમાં કેટલાક તો ભગવાનની સેવામાં રહ્યા છે તે તો સ્થિર સરખા જણાયા...આવી જે પરમેશ્વરની પ્રેમભક્તિ અને ઉપાસના ...અને પોતાના ઈષ્ટદેવ જે શ્રીકૃષ્ણનારાયણ' (એમ શ્રીકૃષ્ણને ઈષ્ટદેવતા કહ્યા) મધ્ય ૩૧ 'અને જ્યારે ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિક તેની ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય ને એની મુક્તિ થાય' (આથી રામકૃષ્ણાદિકની ઉપાસ્યતા કહી) મધ્ય ૩૯ 'અમે પંચમસ્કંધ તથા દશમસ્કંધનું અતિશય પ્રતિપાદન કર્યું છે... અને એ બે ગ્રંથમાં દશમસ્કંધનું તો એ રહસ્ય છે જે, ઉપનિષદ્ વેદાંત ને શ્રુતિ સ્મૃતિ તેમાં જેને બ્રહ્મ કહ્યા છે સૂક્ષ્મ કહ્યા છે અને નિરંજન ક્ષેત્રજ્ઞ સર્વકારણ પરબ્રહ્મ પુરૂષોત્તમ વાસુદેવ વિષ્ણુ નારાયણ નિર્ગુણ એવે એવે નામે કરીને જેને પરોક્ષપણે કહ્યા છે **તે તે આ પ્રત્યક્ષ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ વાસુદેવ છે.** એવી રીતે જ્યાં જ્યાં સ્તુતિભાગ છે ત્યાં ત્યાં એવા એવા સ્તુતિના શબ્દને લઈને **પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાનનેજ** કહ્યા છે પણ શ્રીકૃષ્ણભગવાનથી અધિક કાંઈ નથી કહ્યું. તથા સર્વ જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયના કર્તા તે પણ શ્રીકૃષ્ણભગવાન છે એમ કહ્યું છે...અને એજ જે શ્રીકૃષ્ણવાસુદેવ તેણે વસુદેવ દેવકીને પ્રત્યક્ષ ચતુર્ભુજરૂપે અદ્‌ભૂત બાલકથકા દર્શન દીધું એ **અનાદિ વાસુદેવરૂપ** છે...અને એ વાસુદેવ ભગવાનના જન્મ કર્મ ને મૂર્તિ એ સર્વે દિવ્યરૂપ છે અને એ **જે વાસુદેવ શ્રીકૃષ્ણ તેજ સર્વોપરી છે'** (આથી શ્રીકૃષ્ણની પરંબ્રહ્મ પરમાત્મતા અને સર્વોપરીતા કહી) મધ્ય ૬૪ 'અમે વ્યાસજીના કરેલા જે સર્વે ગ્રંથ તે સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયુ ત્યારે તેમાંથી અમને એમ સમઝાયું છે જે મત્સ્ય કચ્છ વારાહ નૃસિંહાદિક જે ભગવાનના અવતાર છે **તે સર્વે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણભગવાન**

છે પણ બીજા અવતારની પેઠે શ્રીકૃષ્ણભગવાન તે અવતાર નથી **તે તો અવતારીજ છે. એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તે આપણા ઇષ્ટદેવ** છે અને તે શ્રીકૃષ્ણભગવાનનાં ચરિત્ર શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધને વિષે સંપૂર્ણ કહ્યાં છે માટે આપણા ઉદ્ધવ સંપ્રદાયને વિષે એ દશમ સ્કંધને અતિશય પ્રમાણ કર્યો છે...ભગવાન શ્રીકૃષ્ણપુરૂષોત્તમ છે તે તો રાજાધિરાજ છે અને અખંડમૂર્તિ છે અને પોતાનું અક્ષરધામરૂપી જે તખ્ત તેને વિષે સદા વિરાજમાન છે...અને તે શ્રીકૃષ્ણભગવાનનો દેવકીજીથકી જે જન્મ તે તો કથનમાત્ર છે અને શ્રીકૃષ્ણ તો સદા અજન્મા છે...**એવા જે શ્રીકૃષ્ણભગવાન તે મુમુક્ષુને સર્વ પ્રકારે ભજન કરવા યોગ્ય છે**...માટે સર્વ કળાએ સંપન્ન તો એક શ્રીકૃષ્ણભગવાન છે...એવી રીતે પરોક્ષપણે પોતાના પુરૂષોત્તમ-પણાની વાર્તા શ્રીજીમહારાજે કરી તેને સાંભળીને **સર્વે હરિભક્ત એમ જાણતા હવા જે એજ જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજીમહારાજ છે'** ( આથી વસુદેવસુત શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પુરૂષોત્તમ અવતારી ઈષ્ટદેવપણે કહીને તેમની સાથે ધર્મસુત શ્રીહરિનો સર્વપ્રકારે અભેદ કહ્યો ) વરતાલ ૧૮ 'અને પાંચમા **આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણભગવાન** તેને જાણવા અને સ્થાનક સેવક ને કાર્ય તેને ભેદે કરીને તે શ્રીકૃષ્ણભગવાનની મૂર્તિઓનું બહુપણું છે તેને જાણવું. અને તે શ્રીકૃષ્ણભગવાનનાં જે પરોક્ષરૂપ ને પ્રત્યક્ષરૂપ તેને જાણવાં. તેમાં પરોક્ષરૂપ તે કેવી રીતે તો માયાના તમથકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણભગવાન રહ્યા છે તે દ્વિભુજ છે ને કોટિકોટિ સૂર્યસરખા પ્રકાશમાન છે ને શ્યામસુંદર છે ને રાધિકાજી ને લક્ષ્મીજીએ સહિત છે ને નંદ સુનંદ ને શ્રીદામાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે...તે ભાગવતને વિષે સર્વ અવતાર કરતાં શ્રીકૃષ્ણભગવાનનેજ અધિકપણે કહ્યા છે અને સર્વ અવતારના ધરનારા જે છે તેજ સ્વયં શ્રીકૃષ્ણભગવાન છે...અને તે વ્યાસજીએ એમ સિદ્ધાંત કર્યો છે જે **'સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણભગવાન છે ને બીજા જે અવતાર તે એના છે'**...માટે શ્રીકૃષ્ણભગવાન તો નિર્ગુણ છે...અને એ શ્રીકૃષ્ણભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને **પરમેશ્વરપણાની પ્રતીતિને** અર્થે ચતુર્ભુજરૂપ દેખાડ્યું...**એવી રીતની વાર્તાને સાંભળીને સર્વે સાધુ ને સત્સંગી તે એમ સમજતા હવા જે 'એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન કહ્યા તેજ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજીમહારાજ** છે પણ એથકી પર કોઈ નથી અને એજ આપણા ઈષ્ટદેવ છે ને ગુરૂ પણ એજ છે' ( આથી વસુદેવસુત શ્રીકૃષ્ણની અક્ષરાધિપતિ પરંબ્રહ્મ પુરૂષોત્તમતા અને સર્વાવતારિતા સ્પષ્ટ કહેવા પૂર્વક તેમની સાથે શ્રીહરિની સર્વથા અભિન્નતા કહી ) વચનામૃતના ઉપોદ્‌ઘાતમાં–શ્રીગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષર ધામ છે...તેને વિષે શ્રીકૃષ્ણભગવાન જે તે સદાય વિરાજમાન છે અને મધુરે સ્વરે કરીને વેણુને વજાડે છે અને રાધિકાજી ને લક્ષ્મીજી તેમણે પૂજ્યા છે અને મૂર્તિમાન એવાં જે સુદર્શનાદિક આયુધ તથા નંદ સુનંદ ને શ્રીદામાદિક જે અસંખ્ય પાર્ષદ તેમણે સેવ્યા છે...અને વાસુદેવાદિક જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવીશ મૂર્તિઓ તથા વારાહાદિક અવતાર એ સર્વેના ધરનારા છે...એવા જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન તે કોસળ દેશને વિષે પ્રગટ થતા હવા. એક સમયે મરીચ્યાદિૠષિઓ તથા ધર્મ મૂર્તિ શ્રીનરનારાયણનાં દર્શન કરવા બદરીકાશ્રમમાં આવ્યા. દુર્વાસાએ શાપ આપ્યો. અંતે વરદાન આપ્યું કે 'આ નારાયણૠષિ તમારા પુત્ર થશે અને શાપથી તથા કષ્ટથી મુકાવશે.' નારાયણે ધર્મદેવને સાંત્વના આપી કે–'હું તમારો પુત્ર થઈને તે અસુરનો નાશ કરીને રક્ષા કરીશ ને એકાંતિક ધર્મને પ્રવર્તાવીશ' શ્રીકૃષ્ણભગવાનની આરાધના કરતાં હવાં તેણે કરીને તે ભગવાન એમની ઉપર પ્રસન્ન થયા અને પોતાના અક્ષર ધામમાં જેવા પોતે સદા વિરાજમાન છે તેવું પોતાનું દર્શન આપીને ધર્મભક્તિ પ્રત્યે બોલતા હવા જે 'હે ધર્મ ભક્તિ! તમને કષ્ટના દેનારા જે અસુર તેમને **પૂર્વે મેં કૃષ્ણઅવતારને** વિષે માર્યા હતા તે મારી ઉપર એમને વૈર છે માટે તમને મારાં જાણને પીડે છે તે અસુરના નાશને અર્થે હું જે તે નરનારાયણ ૠષિરૂપે તમારાથકી પ્રકટ થઈને **હરિકૃષ્ણ** નામે વિખ્યાત થઈશ અને તમારી ને ૠષિની અસુરના કષ્ટ થકી રક્ષા કરીશ. એમ કહીને શ્રીકૃષ્ણ

ભગવાન અંતર્ધાન થઈ ગયા અને ધર્મના હૃદયકમળને વિષે વિરાજમાન થયા અને પછી શ્રીકૃષ્ણભગવાન પ્રકટ થતા હવા. પછી શ્રીજી મહારાજ નાના પ્રકારનું ઐશ્વર્ય તેને દેખાડતા હવા. તેમાં કેટલાક મનુષ્યને તો ગોલોકને મધ્યે જે અક્ષરધામ તેને વિષે લક્ષ્મી રાધિકા અને શ્રીદામાદિક પાર્ષદ સહિત શ્રીકૃષ્ણરૂપે પોતાનું દર્શન દેતા હવા.' આ બધો સત્સંગીજીવનને મળતો વચનામૃતના સારરૂપ ઉપોદ્ઘાત જોતાં ગોલોકાંતર્વર્તિ અક્ષરધામના અધિપતિ મુરલીધર રાધાલક્ષ્મીવિશિષ્ટ સર્વાવતારી શ્રીકૃષ્ણ પરસ્વરૂપ તથા અવતારરૂપ શ્રીકૃષ્ણસ્વરૂપ તથા નારાયણઋષિ સ્વરૂપ તથા અવતારરૂપ શ્રીહરિકૃષ્ણસ્વરૂપ, એ સર્વની સર્વથા અભિન્નતા સ્પષ્ટ જણાય છે. આ રીતે આ ગ્રંથમાં શ્રીકૃષ્ણની સર્વોપરિતા અને તેમની સાથે શ્રીહરિની અભિન્નતા અતિસ્પષ્ટ છે.

શ્રીજીએ સંપ્રદાયના મૂળ અને શ્રેષ્ઠ ગ્રંથ તરીકે કહેલા **વાસુદેવમાહાત્મ્યમાં** ગોલોકાન્તર્વર્તિ અક્ષરધામના નિવાસી રાધાલક્ષ્મીવિશિષ્ટ મુરલીધર પરબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ શ્રીકૃષ્ણભગવાને બ્રહ્મા પ્રત્યે ભવિષ્યમાં થનારા અનેક અવતારો કહેતાં "मया कृष्णेन निहताः सार्जुनेन रणेषु ये । प्रवर्तयिष्यन्त्यसुरास्तेत्वधर्मं यदा क्षितौ ॥ धर्मदेवात्सदामूर्तौ नरनारायणात्मना । प्रवृत्तेऽपि कलौ ब्रह्मन् । भूत्वाहं सामगो द्विज ! ॥ मुनिशापान्नृतां प्राप्तं सर्षिजनकमात्मनः । ततोऽविता गुरुभ्योऽहं सद्धर्मं स्थापयन्नज !॥" (અ ૧૮ શ્લો. ૪૨–૪૪) (અર્થ–હે બ્રહ્મન્ ! અર્જુને સહિત મેં શ્રીકૃષ્ણે યુદ્ધમાં હણેલા જે અસુરો હતા તેજ જ્યારે પૃથ્વી ઉપર અધર્મને પ્રવર્તાવશે ત્યારે હું કલિયુગની પ્રબળ પ્રવૃત્તિમાં પણ ધર્મદેવથકી મૂર્તિને વિષે નરનારાયણરૂપે સામવેદી વિપ્ર થઈને હે અજ ! હું સદ્ધર્મને સ્થાપન કરતોથકો દુર્વાસાઋષિના શાપથી મનુષ્યભાવને પામેલા મરીચ્યાદિ ઋષિઓ અને માતાપિતા ભક્તિ ધર્મનું અસુર ગુરૂઓથકી રક્ષણ કરીશ) આ રીતે શ્રીકૃષ્ણનોજ ફરીથી શ્રીહરિરૂપે પ્રાદુર્ભાવ સ્પષ્ટ જણાવ્યો છે. આથી બન્નેનો અભેદ નિશ્ચિત થાય છે.

હરિદિગ્વિજયમાં ઉલ્લાસ ૧ શ્લો. ૭૮ ભગવાન દ્વારકાધીશ શ્રીકૃષ્ણે ઉદ્ધવજી પ્રત્યે 'प्रत्यक्षमप्यत्र सह त्वयाऽस्मि स्थाताऽल्पकालेन महासुखाय । तस्मान्न चिन्ता भवता विधेया मद्विप्रयोगस्य सदान्तिकेऽस्मि ॥" (અર્થ–હે ઉદ્ધવ ! તમને મહાસુખ આપવા તમારી સાથે થોડા સમયમાંજ આ લોકમાં હું પ્રત્યક્ષ થઈ રહીશ તો મારા વિયોગની ચિંતા તમારે કરવી નહિ. હું સદાય તમારી સમીપેજ છું. આ રીતે શ્રીકૃષ્ણે ફરીથી પ્રકટ થવાનું કહ્યું) ઉલ્લાસ ૨ શ્લો. ૭૨–૭૮ વળી દુર્વાસાનો શાપ થતાં શાપિત ધર્માદિક સર્વની શાંતિ માટે ભગવાન શ્રીકૃષ્ણે 'सामान्यो मुनिशापोऽयमतोऽहमपि मानवः । भूत्वा धर्मं स्थापयिष्ये रक्षन् वोऽसुरपीडनात् ॥ मज्ज्ञानदानाचार्यत्वं प्राप्तः प्रागयमुद्धवः । धर्मरक्षां विधातादौ ततश्चैष गुरुर्भुवि । आविर्भूय ततश्चाहं युष्माभिः सह भूतले । अधर्मोच्छेदनं कुर्वन् विचरिष्यामि सर्वतः ॥ આ રીતે ફરીથી પોતાનો પ્રાદુર્ભાવ શ્રીહરિરૂપે થવાનો કહ્યો. વળી ઉલ્લાસ ૪૨ માં 'ભગવાન ધર્મસુત શ્રીહરિ વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ બીજો અવતાર છે' એમ મુક્તાનંદમુનિએ વટપત્તનની રાજસભામાં આગ્રહથી બહુ રીતે ઉઘાડું સમર્થન સુંદર કર્યું છે. તેને માટે આ નીચેના શ્લોકો લખ્યા છે–'एतत्सामान्यतः प्रोक्तं विशेषेणास्मदीश्वरः । ज्ञेयः कृष्णावतारत्वात्कृष्ण एव न संशयः ॥ ९२ ॥ ननु कृष्णः कथं भूयो जातो भुवि नराकृतिः । अवतारधृतौ हेतुस्तस्य को वास्ति साम्प्रतम् ॥ ९३ ॥ इति चेत् श्रूयतां विष्णोः प्रयोजनवशाद्भुवि । एकनामावतारोऽपि पुनः प्रादुर्भवत्यपि ॥ ९४ ॥ द्विराविरासीन्मत्स्यो हि वराहश्च तथा पुनः । द्विश्च धन्वन्तरिर्जातो वामनस्त्रिश्च भूतले ॥ ९५ ॥ त्रयो बुद्धावताराश्च जातास्तुल्यक्रिया भुवि । कथाविस्तार एतेषां ज्ञेयो भागवतामृतात् ॥ ९६ ॥ तथा कृष्णोऽप्यसौ भूयः प्रादुर्भूतो निजेच्छया । अत्र तस्यैव वचनं प्रमाणमपि वर्तते ॥ ९७ ॥ जरासन्धो यदा यातो मथुरायां महाचमूः । तदा युयुत्सुस्तेनासौ बलभद्रमभाषत । ९८ ॥ अन्योऽपि धर्मरक्षार्थं देहः सम्भ्रियते मया । विरामायाप्यधर्मस्य काले प्रभवतः क्वचित् ॥ १०७ ॥ तस्मात्कृष्णावतारोऽयं सप्रमाण इतीयताम् । कृष्णस्यैव हि दृश्यन्ते लक्ष्माण्यस्मिन्नशेषतः ॥ १०८ ॥ ध्वजवज्राङ्कुशादीनि रेखाचिह्नानि षोडश । पादयोरस्य वर्तन्ते कृष्णस्यैव स्फुटानि हि ॥१०९॥ कथयं कृष्णसन्दर्भे पाद्मोक्ता लिखिताऽस्ति हि । विरिञ्चिर्नारदायाह कृष्णलक्ष्मबुभुत्सवे ॥ ११० ॥ अवतारा ह्यसङ्ख्याताः कथिता मे तवानघ । परं सम्यक् प्रवक्ष्यामि कृष्णस्तु भगवान् स्वयम् ॥ १११ ॥ यैरेव ज्ञायते

देवो भगवान् भक्तवत्सलः। तानि लक्ष्माण्यहं वेद सत्यमेतन्मयोदितम् ॥ ११२ ॥ षोडशैव तु चिह्नानि मया दृष्टानि तत्पदोः। दक्षिणे नव चिह्नानि इतरे सप्तसङ्ख्यया ॥ ११३ ॥ अङ्कान्येतानि भो विद्वन् ! दृश्यन्ते यत्पदोः स्फुटम्। कृष्णाख्य तत्परंब्रह्म भुवि जातं न संशयः ॥ ११४ ॥ एतावांस्त्वत्र भेदोऽपि ज्ञातव्यः कृष्णयोर्द्वयोः। एको गृही क्षत्रधर्मा वर्ण्यन्यो ब्रह्मधर्मभाक् ॥ १४० ॥ तस्मात्कृष्णावतारोऽयमित्यस्माभिरुदीर्यते ॥" (આનો અર્થ ગુર્જરાનુવાદથકી જાણવો) આ રીતે નિત્યાનંદમુનિએ શ્રીકૃષ્ણને ફરીથી આવવાનું કારણ સપ્રમાણ કહીને, તેમના ચરણારવિંદમાં સોળ ચિહ્નો હોવાનું કહેવાપૂર્વક તેવાં ચિહ્નો શ્રીહરિના ચરણમાં પણ જણાવીને શ્રીહરિને શ્રીકૃષ્ણના ફરીથી અવતારપણે સયુક્તિ સમર્થન કર્યાં છે. આથી બન્નેનો અત્યંત અભેદ સુદૃઢ થયો.

જનમંગળ તથા સર્વમંગળ સ્તોત્રમાં–राधाकृष्णेष्टदैवतः' એમ રાધાકૃષ્ણને ઈષ્ટદેવપણે માનનારા શ્રીહરિને કહ્યા છે. ( ટીકામાં બન્નેનો અભેદ કહ્યો છે )

ઉપરના ગ્રંથોને અનુસારેજ ભક્તચિંતામણિમાં પ્ર. ૧ "अतिसुंदर गोलोक मध्ये अक्षर एवुं जेनु नाम छे ॥ एवा अक्षरधाममां तमे रहो छो कृष्णकृपाल ॥ एवा श्रीकृष्ण किशोरमूर्ति। आप इच्छाए अवतरी युगोयुग जननां कारज करो। प्रथम मूर्तिधर्मथी प्रगटया पूरणकाम ॥ नरनारायण नाथजी। तमे रह्या बद्रीकाधाम। त्यार पछी वसुदेव देवकीथी प्रगटया मथुरामांय। अनंत असुर संहारवा। करवा निजसेवकनी सा'य। त्यारपछी वळी जगमां। अधर्म वाध्यो अपार। भक्ति धर्मने पीडवा। असुरे लीधा अवतार। तारे तमे प्रगटया। कोसल देशमां घनश्याम ॥" આ રીતે મંગળમાંજ ગોલોકમધ્યે અક્ષરધામ કહીને, તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને કહીને, તેના અવતાર નરનારાયણ તથા શ્રીકૃષ્ણને કહીને, તેનાજ અવતાર શ્રીહરિને છેવટે કહે છે (આ ઉપરથી સર્વનો અભેદ સ્પષ્ટ થાય છે) પ્ર. ૫ બદરિકાશ્રમમાં નરનારાયણ સમીપે મરીચ્યાદિ મહર્ષિઓ આવ્યા. પ્ર. ૬ તેમણે તેમની 'जय अक्षर धामी अकामी। जय सर्वतणा तमे स्वामी। जय अवतारना अवतारी। दीठुं अक्षरधाम अलौकि। तेमां बेठा दिठा बहुनामी। जेह अक्षरधामना धामी। जेवा अक्षरधाममां दीठा। तेवा दीठा सन्मुख बेठा' આ રીતે અક્ષરધામાધિપતિ અવતારીપણે સ્તુતિ કરતાં તેવાં દર્શન આપવાથી મુનિઓ પ્રસન્ન થયા. ( આથી નરનારાયણને અક્ષરધામી અને અવતારી સ્પષ્ટ કહ્યા ) પ્ર ૭ નરનારાયણ પાસે ધર્મ મૂર્તિ આવ્યાં. વાર્તાલાપ કરે છે ત્યાં દુર્વાસા આવ્યા. સન્માન ન મળતાં સર્વને શાપ આપ્યો. અને પ્રાર્થના કરતાં 'भक्ति धर्म थाशो वो दंपती। थाशे पुत्र आ जे बद्रीपति। तारे शापनो ताप टळशे। कह्यु ऋषि उद्धवने ते वार। तमे लेजो द्विजमां अवतार। पछी नरवीरना सखा थाशो। मारा शापथी तर्त मुकाशो' આવું વરદાન આપ્યું. પ્ર. ૮ બધા ચિંતાતુર થતાં નારાયણે તેમની 'माटे चिंता करशो मां कांए। शाप थयो छे मारी ईच्छाए। माटे पुत्र तमारो थाईश। हरि नामे निश्चे कहेवाईश। मारा साधुनी रक्षाने सारुं। थाशे भूमिए विचरण मारुं। धर्म ज्ञान वैराग्य ने भक्ति। प्रवर्तावीश भूमिए अति' આ રીતે અવતાર ધરવાનું જણાવી સાંત્વના કરી અને તેઓ અવતર્યા. પ્ર. ૧૪ ભૂમિમાં અવતરેલા ધર્મ મૂર્તિ મરીચ્યાદિ ઋષિઓ દૈવયોગે વૃંદાવનમાં ભેગા થઈ શ્રીકૃષ્ણનું આરાધાન આદરતાં પ્રસન્ન શ્રીકૃષ્ણે બ્રહ્મતેજમાં નંદ યશોદા ગોપગોપી રાધા રમા અષ્ટપટરાણી સાથે 'वळी धेनुए शोभे ए धाम रे। जेनुं कहीए ते गोलोक नाम रे। तेमां मूर्ति सुंदर श्याम रे। बीठा श्रीकृष्ण पुरणकाम रे' આ રીતે દર્શન આપતાં તેઓએ 'क्षरअक्षरपर अकळ रे। रहो तेज पुंजने मंडळ रे। धर्म रक्षा करवा मुरार रे। धार्या मत्स्यादिक अवतार रे। जय गोलोकपति गोविन्द रे। जय राधापति रसरूप रे' આ રીતે સ્તુતિ કરી. પ્ર. ૧૫ પ્રસન્ન થએલા પ્રત્યેક્ષ શ્રીકૃષ્ણે 'त्यारे श्रीकृष्ण कहे सुणो धर्म रे। एता सर्वे जाणु छुं हुं भर्म रे। धर्म तमे भक्ति ने आ ऋषि रे। सहु रहो आनंदमां खुशिरे हरि नामे हुं थाईश बाळ रे।' આ રીતે અવતાર ધરવાનું વરદાન આપતાં તેઓ સ્વસ્થાને ગયા. (આ કથા જોતાં ગોલોકપતિ રાધારમાપતિ શ્રીકૃષ્ણનોજ શ્રીહરિરૂપે અવતાર થયાનું સ્પષ્ટ થાય છે) પ્ર. ૧૬ વરદાનને અનુસારે દિવ્યરૂપથી અવતરેલા બાળકૃષ્ણે हेमवस्त्र वांसळी छे हाथे रे। नंगजडित मुगट छे माथे रे। कहे तमे छो कृष्ण कृपाळ रे। व्रजे सळया हता

तें तमे बाळ रे' એવાં દર્શન આપતાં માતાપિતાએ અક્ષરધામી અવતારીપણે સ્તુતિ કરતાં પ્ર. ૧૭ 'माता चिता मां करो । थाशे धार्युं तमारु जेह । व्रजनी वात संभारवा। में रूप देखाडयुं तेह' એમ શ્રીકૃષ્ણે કહ્યું પ્ર. ૩૯ મુક્તાનંદજીને મળતાં શ્રીહરિએ 'राधा आदि जे सर्वना स्वामी । ते इष्ट अमारा अंतरजामी । वाराह आदि जे अवतार । ते सर्वना जे धरनार । एवा कृष्ण परब्रह्म जाणो । माटे तेनु ध्यान परमाणो' એમ રાધાપતિ અવતારી શ્રીકૃષ્ણને પોતાના ઉપાસ્ય ઈષ્ટદેવપણે કહે છે. પ્ર ૪૯ ચોપાઈ ૬૧–૬૨ संतवासना छे सत्य बोल । कहे दीठो में ब्रह्ममहोल । तेमां मूरति दीठी में दोय । उद्धव ने श्रीकृष्णनी सोय ॥ उद्धव ते रामानन्दरूप । श्रीकृष्ण ते आ श्रीहरिस्वरूप' ( ઉદ્ધવ શ્રીકૃષ્ણનો પૂર્વ સંબન્ધ જોતાં અને ઉદ્ધવ સંપ્રદાય શબ્દાર્થ જોતાં શ્રીકૃષ્ણનોજ ફરી અવતાર શ્રીહરિ છે એમ સુદૃઢ થાય છે) પ્ર. ૧૫૯ માં 'श्रीगोलोक गुणातीत जेहरे । माया तमपार धाम तेहरे । अचळ अनादि दिव्य कहेवाय रे । श्रीराधाकृष्ण रहे तेहमांय रे । एवा गोलोकमध्ये सुंदर रे । शोभे राधाकृष्णनुं मंदिर रे । तेजपुंज ते मध्ये अंबार रे । कोटि सूर्यशशिथी अपार रे । तेनुं अक्षरब्रह्म छे नाम रे । गुणातीत अचळ हरिधाम रे । एवा धाममांहि सिंहासन रे । ते पर्य बेठा कृष्ण भगवान रे । पीतपट बे कर बंशी शोभे रे । मंद हास ने माथे मुगट रे । कहीए श्रीकृष्ण पुरुषोत्तम रे । वासुदेव विष्णु परब्रह्म रे । हरि नारायण अंतर्यामीं रे । भगवान् प्रभु बहुनामी रे । राधा रमा रहे दोय पासे रे । जुवे श्रीकृष्ण् हेते कटाक्षे रे । परमात्मा परब्रह्म जेह रे । निगम नेतिनेति कहे तेह रे । नरनारायणादि अनंत रे । दिव्यरूपे रहे भगवंत रे । तेने आश्रित होय जे जन रे । पास गोलोक ते सहु जन रे । हरि धरी पोते अवतार रे । एह धामनुं उघाडयुं द्वार रे । जे कोइ सतसंगी नरनारी रे । कर्यां ए धामनां अधिकारी रे । जेने मळया स्वामी सुखराशि रे । ते तो सर्व ए धामना वासि रे । कहे कवि सुणो शुभमति रे । कही सतसंगिनीं प्रापति रे । प्र. १६२ ' करी काज महाराज मोटां । गया पोते गोलोक ॥' આ પ્રકારે ગોલોકાંતર્વર્તિ અક્ષરધામના અધિપતિ, રાધાલક્ષ્મીવિશિષ્ટ, મુરલીધર શ્રીકૃષ્ણને વર્ણવીને 'એજ પોતે શ્રીહરિરૂપે અવતર્યા છે' એમ કહીને, આશ્રિતોને એ ધામના અધિકારી કરવાનું એમનું ઐશ્વર્ય વર્ણવ્યું છે. આ બધો ગ્રંથનો ઉપક્રમ ઉપસંહાર તત્વદૃષ્ટિએ જોતાં શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો સર્વપ્રકારે અભેદ પ્રકટ થાય છે. આ રીતે આ ગ્રંથનો અભિપ્રાય નક્કી થયો. જો કોઈ તેવા મહિમાવાક્યથી શ્રીકૃષ્ણ શ્રીહરિનો કે ધામનો ભેદ જેવું જણાતું હોય પણ કહેલી આખી મોટી બાબતને લક્ષમાં રાખીને અવિરોધથી સમાધાન કરી લેવું.

નિષ્કુળાનંદકાવ્યમાં ગણાતા પુરૂષોત્તમપ્રકાશમાં "श्रीगोलोक धाम मोझार रे । अक्षरधाम छे हरिनुं सार रे । एमां सदाय श्रीहरिनो वास रे । जोइ रूपछटा सुखदाई रे । रमा राधा करे सेवकाई रे । एव कृष्ण कमलदल नेणरे । मुख मधुर मनोहर वेण रे । एम गोपगोपीना नाथ रे । श्रीदामादि सखा छे साथ रे । भूमिपर एकांतिक धर्म रे । तेने प्रवर्तावvो ए छे मर्म रे । बदरीकाश्रमने मांयरे । थयो शाप अति दुःखदाय रे । ऋषि दुर्वासाने शापे करी रे । भूवि प्रगटया मनुष्यतनु धारी रे । एम पुरुषोत्तमरायरे । दीधो कोल वृंदावन मांयरे । भक्तिधर्मने आप्यु वचन रे । सत्य कीधुं ते जगजीवन रें । कोसलदेश अयोध्या प्रांत रे । प्रभु प्रगट थया करी खांत रे । धर्यो नरविग्रह स्वछन्द रे । परमपावन परमानंदरे । श्रीनारायण ऋषिरूप रे । थया प्रगट ते परम अनुप रे । थया भक्तिधर्मना बाळ रे । श्रीकृष्ण भक्तिप्रतिपाळ रे ।" આ રીતે ગોલોકની અંદર અક્ષર ધામ કહી તેના અધિપતિ રાધારમાવિશિષ્ટ મુરલીધર શ્રીકૃષ્ણને કહીને તેમને નરનારાયણ ઋષિરૂપ કહીને તેમનો અવતાર શ્રીહરિરૂપે થયો છે એમ સ્પષ્ટ કહે છે. આ ઉપરથી બન્નેનો અભેદ નિશ્ચિત થાય છે. આમાં તેવાં મહિમાવાક્યો હોય તેનો અર્થ ઉપરના અનુસંધાનથી કરવો પડે. નહિ તો પરસ્પર બહુ વિરોધ આવે. ગ્રંથકર્તા મહામુનિ એકજ છે. બીજા ગ્રંથોનો પણ એવોજ અનુસ્યૂત અભિપ્રાય સમજી લેવો.

બીજા મુનિઓએ પદોમાં ઉપરનીજ પ્રામાણિક પદ્ધતિ સ્વીકારી છે–'**નારાયણ નરભ્રાતા દ્વિજકુલ** તનુધારી, પામર પતિત ઉધાર્યા અગણિત નરનારી' વાલો નારદ નિગમના વેણને, સત્ય કરવા રે ઓતે **શ્રીબદ્રીનાથ**' ( મુક્તાનંદ ) 'ના ગઈ ગંગા ગોદાવરી કાશી, ઘેર બેઠાં મળ્યા **ગોલોકવાસી**. નાભિ

નૌત્તમ ઉંડી છે ભારી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી' (જયરામ) ઘેરે ચાલી આવ્યા ગોલોકવાસી રે' જેને કહે છે અક્ષરાતીત અવિનાશી રે' (ભૂમાનંદ) 'જેનાં દર્શન દુર્લભ દેવને, જેને નિગમ રે નેતિ કરી ગાય. તે તો પ્રગટ થયા સુખ આપવા બ્રજજીવન રે વાલો વૈકુંઠરાય' 'પૂર્વે કહ્યું'તું ઉદ્ધવને રે, લઈશ બીજો અવતાર રે. તે તમે ભક્તિ ધર્મથી રે, ભૂપર ધર્યો અવતાર રે' (બ્રહ્માનંદ) આરત્ય રાખીને ઓળખો, ગીરધર ગોપીના શ્યામ સરવે દેવોના દેવ છે, અંતે એતું છે કામ' (દેવાનંદ) 'સહજાનંદ હરિ પ્રગટ થયા સહજાનંદ હરિ, વ્યાસમુનિએ જે પૂર્વે કહીતી, તે વાત સાચી કરી.' સમરજો શ્રીહરિ સહજાનંદ રે, નરનારાયણ રે પોતે એ પ્રગટયા રે, અનેક જીવનો કરવા ઉદ્ધાર રે. આજ છે રાજ રે નરવીર નાથનું રે, જીવડા તું જરૂર જરૂર જાણજે રે. હુકમ ના ચાલે રે આજ કોઈ એકનો રે, નરનારાયણ સહુના નાથ રે. નિષ્કુળાનંદ રે મર્મ વિવેકનો રે, કહું છું ભેરી બજાઈ હાથરે' (નિષ્કુળાનંદ) 'જે ગોકુળચંદ લાડીલો રે, તેજ ભકિત ધર્મસુત શ્યામ' 'નાભિ ઉંડી રે રૂપાળી બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી' 'વાલો દ્વિભુજ ચતુર્ભુજ શ્રીહરિ રે, સદા સેવિત શ્રીનંદ સુનંદ, શંખ ચક્ર ગદા પદ્મને ધરે રે, યોગેશ્વર શ્રી જગદીશ' 'જો શ્રીકૃષ્ણ ગોકુળમહીં પ્રગટે કંસનિકંદ, સોઈ અબ પ્રગટે ધર્મકુળ સહજાનંદ. મંગળ૦ તબ યદુનંદન પ્રગટ હોઈ ઉતાર્યો ભૂમિભાર, અબ કલિમેં સતજુગ કીયો અધર્મ મૂળ ઉખાર. મંગળ૦ તબ વૃંદાવનગોપીસંગ કીનો રાસવિલાસ, અબનૈષ્ઠિક વ્રત ધારી કીયે કામાદિક રિપુનાશ. મંગળ૦ નંદકુંવર સોઈ ધરમસુત એક જાની કરો નેહ, પ્રેમાનંદ તેરી યેહી હેં યેહી કછુ ન સંદેહ.' મંગળ૦ (આથી નંદસુત અને ધર્મસુતને એકપણે જાણીને સ્નેહ કરવાનો અને તેમાં કશો ભેદ નહિ સમજવાનો પણ જણાવ્યો) 'ભક્તિ ધર્મથકી હરિ અવતર્યાંજી રે, શ્રીનારાયણ હરિકૃષ્ણ નામ. એનાં રૂપ અભેદપણે જાણવાંજી રે, રાધાસંગે તે રાધાશ્યામ' (આથી બન્ને વચ્ચે ભેદ નહિ જાણવાનો જણાવ્યો) 'ધન્ય ધર્મકુમાર વારંવાર ઘનશ્યામને જાઉં હું તો વારણે રે, ફરી ધર્યો અવતાર કૃષ્ણ કૃપાનિધિ પ્રગટયા નિજજન કારણે. ધર્યો કૃષ્ણાવતાર શ્રીમહારાજે, સુખ દેવા શ્રીગોપીજનને કાજે. કર્યું વિઘન વચ્ચે અસુર ઝાજે. ધન્ય૦[૧] 'પછી દૈત્ય સમૂહ હરિએ સંહાર્યો વાલે અવનિભાર સર્વે ઉતાર્યો, પાછો ધર્મકુળ અવતાર ધાર્યો. ધન્ય૦[૨]' (પ્રેમાનંદ) ઈત્યાદિ અનેક પ્રાચીન પ્રામાણિક પદો વસુદેવસુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિના અત્યંત અભેદને જણાવનારાં ઉઘાડાં છે.

ભા. સ્કંધ ૧૧ અ. ૫ શ્લો. ૩૮ 'कृतादिषु प्रजा राजन् ! कलाविच्छन्ति संभवम् । कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः' આ શ્લોકની ગોપાળાનંદમુનિકૃત ટીકામાં–'યુદ્ધાર્થે મથુરાં આવેલા જરાસંઘની સાથે સંગ્રામ સમયે શ્રીકૃષ્ણે પોતાના અવતારનું પ્રયોજન વિચારતાં 'अन्योऽपि धर्मरक्षायै' એમ બીજા અવતાર ધારણનો નિશ્ચય કર્યો હતો, એજ અવતારને આ શ્લોકથી જણાવવા બીજું પણ કળિનું માહાત્મ્ય કહે છે' આવું પ્રતીક આપીને, 'कलौ एकान्तिकधर्मरक्षार्थं श्रीकृष्णो नारायणमुनिनाम्ना भक्तिधर्मात्मजो भविष्यति' (કળિમાં એકાંતિક ધર્મની રક્ષા માટે શ્રીકૃષ્ણ નારાયણમુનિ નામથી ભક્તિધર્મના પુત્રપણે પ્રગટ થશે) 'श्रीकृष्णेन धर्मज्ञानवैराग्यसहितैकान्तिकी भक्तिरुद्धवं प्रत्युक्ता सा तु अत्रागतरामानन्दाख्योद्धवसहितेन भक्तिधर्मसुतेन श्रीनारायणमुनिनैवात्र प्रवर्तिता न त्वन्यैः अतो 'देहः संश्रियते मया' इत्येकवचनेन प्रोक्तः श्रीनारायणमुनिरेव स्वयं श्रीकृष्णः' (શ્રીકૃષ્ણે ધર્મજ્ઞાન વૈરાગ્યે સહિત એકાંતિકી ભક્તિ ઉદ્ધવજી પ્રત્યે કહી હતી. તે તો અહિં આવેલા રામાનંદ નામના ઉદ્ધવજીએ સહિત એવા ભક્તિધર્મસુત શ્રીનારાયણમુનિએજ અહીં પ્રવર્તાવી છે પણ બીજાએ નહિ માટે 'देहः संश्रियते मया' આ એક વચનથી કહેલા શ્રીનારાયણમુનિજ સ્વયં શ્રીકૃષ્ણ છે) ઉદ્ધવજી અહીં શાથી આવેલા ? તો શ્રીકૃષ્ણેજ પોતાના સ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ કરવા મોકલેલા. 'श्रीकृष्णोऽपि स्वप्रतिज्ञां सत्यां कर्तुमुद्धवसहायार्थंतया धर्मदेवगृहे स्वयं प्रादुर्भुत इति बोध्यम्' (શ્રીકૃષ્ણ પોતાની 'अन्योऽपि धर्मरक्षायै' આ પ્રતિજ્ઞાને સત્ય કરવા ઉદ્ધવજીની સહાય માટે ધર્મદેવના ગૃહમાં સ્વયં પ્રગટયા એમ જાણવું. એમ ઉદ્ધવજી અને શ્રીકૃષ્ણ પ્રગટયા) ઈત્યાદિ પદો લખીને વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ ધર્મસુત

**શ્રીહરિરૂપે ફરીથી** અવતાર થયો છે ’ એમ સપ્રમાણ સયુક્તિ સમર્થન કર્યું છે

સ્કંધ ૧૦ અ. ૫૦ શ્લો. ૧૦ ‘अन्योऽपि धर्मरक्षायै देहः संभ्रियत मया । विरामायाप्यधर्मस्य काले प्रभवतः क्वचित् ’ આ શ્લોકની ભક્તરંજની ટીકામાં ‘ કોઈ કાળમાં વૃદ્ધિ પામતા અધર્મના વિરામ માટે અને ધર્મની રક્ષા માટે બીજો પણ દેહ હું ધારણ કરીશ ’ એવો અર્થ કરીને, વધારામાં ‘ આ શ્રીકૃષ્ણનો ફરીથી પ્રાદુર્ભાવ કયાં કહ્યો છે ? તો વાસુદેવમાહાત્મ્ય ‘ मया कृष्णेन निहताः ’ ઈત્યાદિ શ્લોકથી કહ્યો છે ’ એમ કહ્યું છે. વળી ‘ એકજ કૃષ્ણનો બે વાર અવતાર કેમ ઘટે ? એવી શંકા કરીને, જેમ મત્સ્ય કૂર્મ વરાહનો બે વાર અને ધન્વંતરિનો ત્રણ વાર અવતાર થયો છે તેમ શ્રીકૃષ્ણનો બે વાર અવતાર ઘટે છે એવું સમાધાન કર્યું છે. વળી ‘ ફરીથી પ્રકટ થશે એ કૃષ્ણ કયા ? તો તે સ્વામિનારાયણજ છે, એ પણ સત્સંગિજીવન હરિલીલા-કલ્પતરૂ સુધાસિંધુ હરિદિગ્વિજય સંપ્રદાયશુદ્ધિ આદિકથકી સવિસ્તર જાણવું ’ એમ પણ કહ્યું છે. આ રીતે ટીકામાં વિશેષ બતાવ્યો છે. ગોપાળાનંદમુનિકૃત ટીકામાં પણ એવોજ અર્થ છે.

સ્કંધ ૧૦ ની ભક્તરંજની ટીકાના મંગળમાં–अन्यं सतामवनहेतव एव देहं धास्ये प्रतिश्रुतमितहि बलाग्रतो यत् । सत्यं विधातुमुवभूद्दयया स कृष्णो धर्मस्य सद्मनि पुनस्तममुं नमामि ॥ यः पूर्वरूपमदधान्नृपभाव-युक्तमन्यत्तु साधुजनभावयुतं सदीशः । तं च द्विरूपधरमेकगुणस्वभावं कृष्णं पितामहमहं शरणं गतोऽस्मि ॥ ’ ( અર્થ–‘ अन्योऽपि धर्मरक्षायै ’ એમ ‘ સંતોના રક્ષણ માટે બીજો દેહ ધારણ કરીશ ’ એવી બળદેવજી આગળ પ્રતિજ્ઞા જે કરેલી તેને સત્ય કરવા તેજ કૃષ્ણ ફરીથી ધર્મના ગૃહમાં દયાથી પ્રગટ થયા છે તેને નમસ્કાર છે. જે શ્રીકૃષ્ણે એક રાજભાવવાળું પૂર્વરૂપ અને સાધુભાવવાળું બીજુ રૂપ ધાર્યું છે તે બે રૂપ ધરનારા અને એકજ ગુણ સ્વભાવવાળા પિતામહ શ્રીહરિકૃષ્ણના શરણને હું ( ભગવત્પ્રસાદજી પામ્યો છું ) આ રીતે **શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા સકારણ સપ્રમાણ ઉઘાડી જણાવી** છે. વળી અ ૯૦ શ્લો. ૫૦ ની ટીકામાં અંતે મંગળમાં–‘धर्माङ्गभूर्धर्मपरः सदीशः श्रीस्वामिनारायणनामधारी । कृष्णावतारो धरणीतलाद्योऽधर्मं समूलं जयताद्धरन् वैं ॥ ’ એમ સ્વામિનારાયણને કૃષ્ણના અવતાર તરીકે સ્પષ્ટ કહ્યા છે. વળી ભા. સ્કંધ ૧૦ અ. ૧ શ્લો. ૩ ની ટીકામાં ‘ तदवतारद्वयसत्त्वेन पूर्वावतारकृष्णचरितानि, भविष्यतो द्वितीयस्य तदवतारचरितानि’ આવાં પદ લખીને શ્રીકૃષ્ણના બે અવતારો જણાવ્યા છે. વળી સ્કંધ ૧૦ અ. ૨ શ્લો ૨૮ ની ટીકામાં ‘कृष्णहरिकृष्णयोरेकावतारात्वाच्च’ એવું પદ લખીને બન્નેની એકતા નક્કી કરી છે. ઉપર પ્રમાણે ‘अन्योऽपि धर्मरक्षायै’ ઈત્યાદિ ભાગવત શ્લોકોને પ્રમાણપણે લઈને **‘ વસુદેવસુત શ્રીકૃષ્ણજ ધર્મસુત શ્રીહરિરૂપે પુનઃ પ્રગટ્યા છે’** એમ સંપ્રદાયી સર્વ કોઈ જનો સાબીત કરે છે. ઉપરના પ્રમાણને અનુસરીનેજ ‘व्यासमुनिए पूर्वे कहीती ते वात साची करी’ ‘पूर्वे कह्युं तुं उद्धवने रे लईश बीजो अवतार रे’ ‘जे गोकुलचंद लाडीलो रे, तेज भक्ति धर्मसुत श्याम’ ઈત્યાદિ પદો પ્રવર્ત્યાં જણાય છે.

પાશ્ચાત્ય પ્રાકૃત પ્રબન્ધ હરિલીલામૃતમાં કળશ ૨ વિશ્રામ ૨ ‘गोलोक नामे सुप्रसिद्ध धाम छे, जेनुं वळी अक्षरधाम नाम छे । बे छे भुजा ने धरी बंसि हाथमां, राधा विराजे सजि रूप साथमां । वृंदावने जे वरदान आपीयुं, ज्यारे श्रीधर्मे हरिनाम जापीयुं । ते दंपतीए दिल एम धारियुं, ते रूप छे आज अहीं पधारियुं’ આ રીતે જન્મીને પ્રત્યક્ષ થએલા શ્રીહરિની સ્તુતિ કરતાં દેવોએ મુરલીધર રાધાપતિ શ્રીકૃષ્ણ અને શ્રીહરિની તથા તેમના ગોલોક અક્ષરધામની અભિન્નતા સ્પષ્ટ જણાવી છે. વળી વિશ્રામ ૩ ધર્મભક્તિએ ‘ निजकर मोरली धरण’ ‘राधिकारमण’ એમ સ્તુતિ કરી છે. વિશ્રામ ૪ ‘ जे काल नामे यवन प्रतापी, श्रीकृष्णनो शत्रु प्रसिद्ध पापी । श्रीकृष्ण साथे मथुरांपुरीए, जुद्धे गयो ते मति आसुरीए । मरावियों त्यां मुचुकुन्द पासे, पाम्यो न मुक्ति अति तीव्र आशे । ते कृष्णनो उद्धव आज जाणी, पापी थयो तत्पर गर्व आणी ।’ આ કાળયવનના અવતાર કાળદત્તની કથા જોતાં વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ ધર્મસુત શ્રીહરિરૂપે પ્રાદુર્ભાવ નિશ્ચિત થાય છે. કળશ ૪ વિશ્રામ ૭–૮–૯ ઉદ્ધવસંપ્રદાયની ઉત્પત્તિ કહેતાં શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને સ્વસ્વરૂપનું જ્ઞાન આપીને બદરીકાશ્રમમાં મોકલેલા. એજ શાપથી રામાનંદરૂપે થયા. વિશ્રામ ૧૦ વૃંદાવનમાં આરાધન કરતાં પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણે

રામાનંદને દર્શન આપીને તેમના પૂર્વભવનું જ્ઞાન આપીને કહ્યું છે કે–'कृष्णे महामंत्र आपीने । वळी उद्धवने कह्युं एम । भक्ति भली प्रवर्तावजो, ते धर्मसहित होय जेम ॥ करो सोरठमां जै निवास, घणा त्यां आवशे दैवी पास । ऋषि शापथी मुनियो जेह, धरामां धर्या छे नरदेह । तेओ पण त्यांज आवीने मळशे, तमारा संप्रदायमां भळशे । वळी हुं नरदेह धरीश, आवि सोरठमांहि मळीश' આ બધી ઉદ્ધવ સંપ્રદાયની બંધારણીય મૂળ તાત્વિક કથાઓ જોતાં શ્રીકૃષ્ણજ ફરીથી શ્રીહરિરૂપે પ્રાદુર્ભવ્યા છે એમ સુદૃઢ થાય છે. સંપ્રદાયની આખી વ્યવસ્થાજ આ રીતની નક્કી કરી છે તે આ પ્રકરણથી નિશ્ચિત થાય છે. કળશ ૪ વિ. ૧૮ ચોપાઈ ૧૮ થી 'नारायणजीनी स्त्री रुकमाई, जेनी माता छे लाडकीबाई । तेणे कहो निजमातने वात, जे आ वर्णिरूपे साक्षात ॥ १८ ॥ ज्यारे हुंज समाधिमां जती, आने वनमांहि देखती हती । एम कहेतां समाधी थई, रुकमाई गोलोकमां गई ॥ १९ ॥ राधाकृष्णनां दर्शन करी, आवी देहमां ते पाछी फरी । निजमातने ते कही वात, जाण्या वर्णि प्रभु साक्षात्' આ વાત જોતાં ગોલોકપતિ રાધાકૃષ્ણની અને હરિકૃષ્ણની અભિન્નતા સ્પષ્ટ થાય છે. કળશ ૮ વિશ્રામ ૩૬ 'राधाकृष्ण हरिकृष्णरूप, समजी बेय मारां स्वरूप' એમ રાધાકૃષ્ણ હરિકૃષ્ણને એકસ્વરૂપ સમઝવાનું કહે છે. આ રીતે આ પ્રબન્ધમાં એવી ઘણી બાબતો છે. આમાં કોઈ મહિમાવાક્ય ભેદવાદી હોય તો તેની સંગતિ ઉપરના અનુસંધાનથી તેમજ બીજા પ્રાચીન પ્રામાણિક પ્રબન્ધોના અનુસંધાનથી કરવી જોઈએ. નહિ તો પરસ્પર વિરોધ આવે.

ઉપર પ્રમાણે ઉદ્ધવસંપ્રદાયના પ્રાચીન પ્રામાણિક પ્રબન્ધોમાં શ્રીકૃષ્ણને અક્ષરાધિપતિ પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદન કરીને, 'એજ શ્રીકૃષ્ણ ફરીથી ધર્મનંદન સ્વામિનારાયણરૂપે પ્રગટ થયા છે' એમ પ્રતિપાદન કરવાપૂર્વક 'એ બન્ને એકજ તત્વ છે પણ ભિન્ન નથી' એમ ચોખેચોખુ પ્રતિપાદન કર્યું છે. આશ્રિતોને આથી અધિક અન્ય પ્રમાણની જરૂર રહેતી નથી.

ઉપર પ્રમાણે સંપ્રદાયનાં નાનાં મોટાં સમસ્ત શાસ્ત્રો એકાભિપ્રાયથી શ્રીકૃષ્ણનેજ અક્ષરધામાધિપતિ રાધાલક્ષ્મીવિશિષ્ટ મુરલીધર પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ અવતારી સર્વોપરી નિત્યનિર્દોષ પરમપ્રાપ્ય ઉપાસ્ય ઈષ્ટદેવપણે વર્ણવીને, એમનાજ ખાસ બીજા અવતાર તરીકે ધર્મસુત શ્રીજીને વર્ણવવા પૂર્વક તેમની સાથે તેમનો તત્ત્વથી અત્યંત અભેદસંબન્ધ અભેદ્ય અતિસ્પષ્ટપણે વર્ણવે છે. આવા ઉદ્ધવસંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ ભગવાન શ્રીકૃષ્ણને પણ કોઈ અસુરાંશોએ શિશુપાલવત્ દ્વેષરોષઈર્ષ્યા ભરપુર મલિન મનોવૃત્તિથી અને કુત્સિત ખંડ ભંડભાષાથી સાધારણ લૌકિક તુચ્છ માણસથકી પણ અત્યંત નીચે ઉતારી પાડવાની નાસ્તિકાગ્રેસરતા વાપરી છે. આ તેમનો આસુર આશય તેમણે સર્વ શાસ્ત્રોની અપેક્ષાએ મુખ્ય માનેલી વિમુખ વાતો અને તેવા કંગાલ કલંકિત લેખો ઉપરથી સર્વને સ્પષ્ટ સમજી શકાય છે.

પ્ર ૫ ની પ્ર. ૨ વાત ૭૨ "ત્યારે સ્વામી બોલ્યા જે પૂર્વે **મોટા મોટા અવતાર** થઈ ગયા છે **તે કરતાં તો આ સત્સંગિનાં છોકરાં સામું જોઈએ છીએ ત્યાં કરોડ કરોડ ઘણું અધિક દૈવત જણાય છે** તો મોટા મોટા હરિભક્ત સાધુ અને મહારાજનો મહિમા તો કહેવાયજ કેમ ?" આમાં મોટા મોટા કહેવાતા સાધુ હરિભક્તની અપેક્ષાએ છોકરાંની કનિષ્ઠતા જણાવાપૂર્વક તે માનીતાં છોકરાંથી પણ મોટા મોટા રામકૃષ્ણાદિ અવતારોની એક ઘણી નહિ પણ કરોડ ઘણી કનિષ્ઠતા જણાવાનો દુરાશય છે. જો સજાતીય અવતાર અવતારમાં કોઈ રીતે નાનપ્ય મોટપ્ય કહી હોત તો કોઈ અંશે ઠીક હતું પણ મોટા અવતારો અને તેમની આગળ અત્યંત વિજાતીય તુચ્છ છોકરાંને સરખામણીમાં લઈને તે વચ્ચે કોટિઘણી શ્રેષ્ઠતા કનિષ્ઠતા કહેવી તે બીલકુલ ઠીક નહિ. મોટા અવતારોને અત્યંત નીચે ઉતારી પાડવાજ આવી છોકરીયા તુચ્છ શિશુપાળા ગોઠવણી કરી જણાય છે. શ્રીજીનાં વચનો અને આવી વાતુને શાસ્ત્ર રીતે મેળવીએ તો અમૃત અને વિષ અથવા મોટા અવતારો અને છોકરાં અથવા તેજ અને અંધકાર જેટલું વિરૂદ્ધ અંતર ઉઘાડું જણાય છે. મહાનાસ્તકો પણ સમસ્ત જગતે માન્ય પૂજ્ય મોટા રામકૃષ્ણાદિ અવતારોને આટલે બધે નીચે દરજ્જે ઉતારી

પાડવામાં સંકોચાયા કે લજ્જાયા છે. શ્રીજીએ પોતાનો તેમજ બીજાનો જેટલો મહિમા શાસ્ત્ર રીતે કહ્યો હોય તેટલોજ સમઝવાથી તેમનો રાજીપો છે. મોટા રામકૃષ્ણાદિ ભગવદવતારોને માનીતાં તુચ્છ છોકરાંથી પણ કરોડઘણું નીચે ઉતારી પાડવાથી શ્રીજીનો મહિમા કે સંપ્રદાયનો મહિમા વધી જતો નથી. એથી તો ઉલટો તેમના વચનામૃતોનો અને તેમના ધ્યેય મૂળ પૂર્વ રૂપનો મહાદ્રોહ અપરિહાર્ય થાય છે. મહિમા કહેવાની પણ મર્યાદા અને રીતિ હોય છે. આ શું કુયુક્તિથી મોટા અવતારનું નિંદન કે ખંડન કર્યું ન કહેવાય ? અને તેનો મુખ્ય આસુરલક્ષણમાં સમાવેશ ન કહેવાય ? જે શ્રીજીનો મહિમા વધારે કહેવા મોટા અવતારનું નિંદન ખંડન કરાય છે તે ભગવાન શ્રીજી તો તેમને શિક્ષાપત્રી શ્લો. ૧૦૮ માં સ્વસંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ અવતારી તરીકે નક્કી કરીને, શ્લો. ૨૯ માં કૃષ્ણાવતારોનું યુક્તિથી ખંડન નહિ કરવાનું કહેવાપૂર્વક તેવા શાસ્ત્રને પણ અસચ્છાસ્ત્ર સમઝીને તેને પ્રમાણપણે નહિ માનવાનો ઉપદેશ કરે છે અને કૃષ્ણાવતારોનો દ્રોહ કરનારાને તેમજ તેમના અદ્ભુત દિવ્ય કલ્યાણકારી ચરિત્રોમાં દોષ પરઠનારાને મહા આસુર સમઝવાનો ઉપદેશ આપે છે અને વળી સ. પ્ર. ૨ અ. ૧૭ શ્લો. ૧૪-૧૬ માં ગુ. સ્વામીનેજ ઉદ્દેશીને કૃષ્ણ અને કૃષ્ણાવતારોનો દ્રોહ કરનારાને તેમજ તેમના અદ્ભુત દિવ્ય કલ્યાણકારી ચરિત્રોમાં દોષ પરઠનારાને મહાઅસુર સમઝવાનો ઉપદેશ આપે છે, અને વળી 'निवत नहि कोइ देवकुं' એવો નિયમ પ્રથમથી ધરાવે છે. આવા ઉપદેશામૃતના અભિજ્ઞાતા અને વળી સ્વયં તેને અનુસારે કૃષ્ણકીર્તનપદ્યોને ગાયા કરતા ગુ સ્વામી આવી અધમ નિંદ્ય નાસ્તિક વાત કદાપિ સ્વપ્ને પણ કરે ખરા ? તો આ વાત સૂક્ષ્મ શાસ્ત્રદષ્ટિએ વિચારતાં સંપ્રદાયનાં સર્વ-શાસ્ત્રોથી સર્વથા વિમુખ અતિતુચ્છ નાસ્તિકનિંદ્ય નિશ્ચિત થાય છે. માનીતાં છોકરાંને ફુંગરાવવા જોડી કાઢી હોય તો પણ કોણ જાણે છે ? શું ઐશ્વર્ય દેખાયું હશે તે પણ કોણ જાણે છે ? છોકરાં સામુ દૃષ્ટિ માંડીને જોવાની તો ગુ. સ્વામીજ ના કહે છે.

પ્ર. ૩ વાત ૧૦૮ "વળી શ્રીજીમહારાજ કહેતા જે શ્રીકૃષ્ણે તો **અનિરૂદ્ધ પ્રદ્યુમ્નને સંકર્ષણ એવાં નામ પાડ્યાં.** અમે તો નિત્યાનંદ નિર્ગુણાનંદ ને અક્ષરાનંદ એવાં નામ પાડ્યાં" આવી વાત શ્રીજીએ ક્યારેય પણ કરેલી ગ્રંથમાં પ્રસિદ્ધ નહિ હોવાથી એમની ઉપર અપવાદરૂપ શાસ્ત્રવિરૂદ્ધ કેવળ બનાવટી બાહ્ય નિશ્ચિત થાય છે. અનિરૂદ્ધાદિ નામોમાં અને નિત્યાનંદાદિ નામોમાં કનિષ્ઠ શ્રેષ્ઠ ભાવ મનસ્વી કલ્પીને તેના પાડનારાઓમાં કનિષ્ઠ શ્રેષ્ઠ ભાવ કલ્પવાની કુત્સિત કુટિલ મનોવૃત્તિ શ્રીજી અભિપ્રાયથી અતિવિરૂદ્ધ કરી જણાય છે. સર્વજ્ઞ વાસુદેવ શ્રીકૃષ્ણે અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ એવાં જે મંગળ નામો પાડેલાં તે તો તેઓ પરંબ્રહ્મ પરમાત્માના વ્યૂહરૂપ હોવાથી સાર્થક પાડેલાં છે. પરમાત્મા વાસુદેવની પાંચરૂપે સ્થિતિ વર્ણવી છે તેમાં વ્યૂહો બીજે નંબરે છે. અવતારો તો પછીથી આવે છે. આ વ્યૂહો કોઈ તત્વાંતર નહિ પણ પરમાત્માજ ઉપાસકોના અનુગ્રહાર્થે તથા જગત્સૃષ્ટયાદિકાર્થે તે રૂપે સ્વયં રહ્યા છે. એવી પાંચરાત્રાદિ શાસ્ત્રોની મર્યાદા પ્રસિદ્ધ છે. શ્રીજીએ સ. પ્ર. ૨ અ. ૩૭ શ્લો. ૯૯ 'श्रीवासुदेवप्रमुखाश्चतस्रस्तस्य मूर्तयः। चतुर्विंशतिसंख्याकाः केशवप्रमुखास्तथा ॥ श्रीकृष्णावतारत्वान्मायाः सन्त्येव नोऽखिलाः' એમ વ્યૂહોને શ્રીકૃષ્ણના અવતાર કહેવાપૂર્વક માનનીય કહ્યા છે. સ. પ્ર. ૩ અ. ૨૮ શ્લો. ૨૧ માં 'वासुदेवं स्मरेद्भाले हृदि सङ्कर्षणं तथा। प्रद्युम्नमनिरुद्धं च दक्षे वामे च दोषणि ॥' એમ દીક્ષાના અંગભૂત ઊર્ધ્વપુંડ્રના હૃદયાદિ સ્થાનમાં ઉપરની ચાર મૂર્તિઓને સ્થાની તરીકે નિત્ય સંભારવાની કહી છે. વચનામૃત પ્રથમ પર 'અને જે પુરૂષોત્તમ નારાયણ છે તેજ વાસુદેવ સંકર્ષણ અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન એ ચતુર્વ્યૂહરૂપે થાય છે' લોયા ૭ 'અને જે ભગવાન છે તેણે તો આ જગતની ઉત્પત્તિને અર્થે અનિરૂદ્ધ એવું સ્વરૂપ ધાર્યું છે, જેને વિષે સ્થાવર જંગમરૂપ વિશ્વ તે સાવકાશે કરીને રહ્યું છે અને સંકર્ષણરૂપે કરીને જગતનો સંહાર કરે છે અને પ્રદ્યુમ્નરૂપે કરીને જગતની સ્થિતિ કરે છે' પંચાળા ૬ 'માતા યશોદાજીને પોતાના મુખમાં વિશ્વરૂપ દેખાડ્યું તેણે કરીને સહસ્રશીર્ષાપણે કરીને અનિરૂદ્ધપણું પોતામાં જણાવ્યું" એમ શ્રીજી તો પુરૂષોત્તમનારાયણના ઉપાસ્ય દિવ્યરૂપપણે વિશદ કહે છે. આ બધું જોતાં જે સંકર્ષણાદિ નામો છે તે બીજી કોઈ સામાન્ય પ્રાકૃત જીવાદિ વ્યક્તિમાં નહિ પણ ખુદ પરમાત્મામાંજ

નિશ્ચિત થાય છે. માટેજ વિષ્ણુસહસ્રમાં તે નામો ભગવાનના મુખ્ય વાચકપણે લીધાં છે અને તેના અર્થો પણ શાસ્ત્રાધારે ભગવત્પર ઘટાવ્યા છે. સ. પ્ર. ૩ અ. ૫૫ માં નિત્યાનંદ અક્ષરાનંદાદિ મુનિઓ વગેરેએ અષ્ટોત્તરશત નામોથી સ્તુતિ કરતાં શ્રીહરિનાં મંગળ નામો તરીકે સંકર્ષણાદિ નામો લીધાં છે. सङ्कर्षण-સંહાર સમયે ચિદચિદાત્મક સમસ્ત પ્રપંચને પોતામાં એક સાથે અવિભાગથી આકર્ષે છે અથવા આશ્રિતોના સંસાર-દુઃખને નાશ કરે છે અથવા નારદાદિકો ચતુર્વ્યૂહોપાસનમાં ગણે છે માટે સંકર્ષણ નામથી સાર્થક કહેવાય છે. अनिरुद्ध-સમસ્ત લોકના જીવનરૂપ નિત્યનિર્દોષ દિવ્ય ચરિત્ર કોઇથી પણ નિરોધ કરી શકાતું નથી અથવા ચતુર્વ્યૂહમાં અનિરૂદ્ધાત્મક એક વ્યૂહરૂપ છે અથવા પ્રાદુર્ભાવમાં કોઈથી પણ નિરૂદ્ધ થતા નથી માટે અનિરૂદ્ધ નામથી સાર્થક કહેવાય છે. प्रद्युम्न-પ્રકૃષ્ટ દ્યુમ્ન-આત્મપ્રકાશરૂપ ઐશ્વર્યવાળા છે. અર્થાત્ સ્વયંપ્રકાશ સ્વભાવ-વાળા છે અને ચતુર્વ્યૂહમાં પ્રદ્યુમ્નાત્મક એક વ્યૂહરૂપ છે માટે પ્રદ્યુમ્ન નામથી સાર્થક કહેવાય છે. આવો ટીકામાં અન્વર્થ અર્થ કરીને આ નામો ભગવાન શ્રીહરિ પર ઘટાવ્યાં છે. હવે જે શ્રીજીએ નિત્યાનંદ નિર્ગુણાનંદ અક્ષરાનંદાદિ નામો પાડ્યાં છે તે તો વર્ણિ સાધુઓ કે જે બદરીકાશ્રમવાસી મરીચ્યાદિ ઋષિઓ મુક્ત ક્ષેત્રજ્ઞો હતા તેમનાં છે. આદિમાં ભગવાનનું નામ આવે અને અંતમાં આનંદ પદ આવે એવું દીક્ષિત સાધુ વર્ણિઓનું પાડવાનો વિધિ હોવાથી શ્રીજીએ તેવાં નામ પાડેલાં છે. 'नित्यो नित्यानां' 'निर्गुणं' 'अक्षरं पुरुषं वेद' ઈત્યાદિ શ્રુતિઓમાં પરમાત્માને નિરૂપાધિક નિત્ય નિર્ગુણ અક્ષર શબ્દથી કહ્યા છે, તેમનો આનંદ જેમને છે તે નિત્યાનંદ નિર્ગુણાનંદ અક્ષરાનંદ કહેવાય. આ રીતે ઘણાં નામો બને છે. આ પ્રકારે નિત્યાનંદાદિ નામો પરમાત્માનાં નહિ પણ મુક્તપ્રાય ક્ષેત્રજ્ઞોનાં છે. આ જોતાં ઉપાસ્ય શ્રીહરિનાં જપનીય શુભ સંકર્ષણાદિ નામોની અપેક્ષાએ અનુપાસ્ય ક્ષેત્રજ્ઞોનાં નામો તો અતિકનિષ્ઠ નક્કી થાય છે. તો શ્રીકૃષ્ણે સંકર્ષણાદિ નામો પાડ્યાં તે ભગવાનનાં હોવાથી અતિ ઉત્કૃષ્ટ કહેવાય અને શ્રીજીએ નિત્યાનંદાદિ નામો પાડ્યાં તે સાધુઓનાં હોવાથી કનિષ્ઠ કહેવાય. એમ શ્રીજીવચનથીજ ઉત્કૃષ્ટ કનિષ્ઠપણું નામમાં નિશ્ચિત થાય છે. ઘણા પરમહંસ વિગેરેનાં એવાં નામ જગતમાં પણ પ્રસિદ્ધ છે. જે નામોની સ્વતઃ ઉત્કૃષ્ટતા છે તેને ઉતારી પાડવાં અને જે નામોની સ્વતઃ કનિષ્ઠતા છે તેને ઉંચે ચઢાવવાં તે શાસ્ત્ર અને શ્રીજીઅભિપ્રાયથી અતિવિરૂદ્ધ છે. શ્રીકૃષ્ણને સારાં નામ પાડતાં આવડ્યું નહિ એમ દોષ જણાવીને શ્રીજીના મૂળ પૂર્વરૂપ તેમને અને તેમનાં નામોને દ્વેષ અસૂયાથી ખોટી રીતે ઉતારી પાડવાં એજ વાતનો વિમુખ મુદ્દો સમજાય છે. ઉપાસ્ય ઈષ્ટદેવ ભગવાન શ્રીકૃષ્ણાદિ કરતાં પણ પોતાને જે તે રીતે મોટા થઈ પડવું છે.

પ્ર. ૪ વાત ૭ 'ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા છે '**જેસા કલ્યાન બડે બડે અવતારકા હોતા હે તેસા કલ્યાન આજ સત્સંગિકા હોતા હે**' આવી વાત શ્રીજીએ વચનામૃતાદિ ગ્રંથોમાં કરેલી પ્રસિદ્ધ નહિ હોવાથી તદ્દન વિરૂદ્ધ બનાવટી આળ તેમની ઉપર અપવાદરૂપ છે. બડે બડે અવતાર તો રામ કૃષ્ણને શ્રીજીએ કહ્યા છે. અવતારો એ દિવ્યાકાર પરમાત્માના દ્વિતીય સજાતીય રૂપાંતરરૂપ હોવાથી તે વચ્ચે તત્વતઃ ભેદ નહિ સમઝવાનો કહેવાપૂર્વક તેમનું ધ્યાન ઉપાસન કરવાનું શ્રીજી કહે છે. વિશેષમાં પોતાને શ્રીકૃષ્ણના દ્વિતીય અવતાર તરીકે કહે છે. પૂર્ણકામ કલ્યાણસ્વરૂપ પરમાત્માને અવતાર ધર્યાનું પ્રયોજન તો 'यदा यदा हि धर्मस्य' આ ગીતાવચનને લઈને કૃપાથી સત્સંગિ લોકોનાં કલ્યાણ કરવાં એજ શ્રીજી કહે છે. વચનામૃત મધ્ય ૩૧ 'અને જ્યારે ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિક તેની ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય ને એની મુક્તિ થાય' તથા સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૭ માં અવતારોની ઉપાસનાથી અક્ષરધામની પ્રાપ્તિ થાય છે એમ કહે છે. એમ અવતારોના ઉપાસનથી તો આશ્રિત સત્સંગિઓનું અક્ષરધામપ્રાપ્તિરૂપ કલ્યાણ થવાનું શ્રીજી કહે છે. વળી સત્સંગિઓના કલ્યાણ માટે તો શ્રીકૃષ્ણે ફરીથી શ્રીહરિરૂપે કૃપાથી અવતાર ધર્યાનો શાસ્ત્રીય ઉપોદ્ઘાત છે. આવા પણ ઉપાસ્ય પૂર્ણકામ અનાદિમુક્ત અવતારોને અદ્યાપિ કલ્યાણ થયું નહિ હોવાથી રઝળતાં પોતાને પણ કલ્યાણ મેળવવાની જરૂર ઠરાવીને તેમના દૃષ્ટાંતથી ઉપાસક સત્સંગિઓનું સમાન કલ્યાણ કહેવું તે અતિવિપરીત અતિનિંદિત અતિઅયુક્ત છે. ઉપાસ્ય મોટા અવતારો અને અનુપાસ્ય સત્સંગિઓનું

સરખું કલ્યાણ કહેવાથી 'અવતાર એ પરંબ્રહ્મ પરમાત્મા નહિ પણ કોઈ એક જીવાદિ જેવું તુચ્છ જુદુ ખાતું છે' એવો આંતર દુરાશય નીકળી આવે છે. જ્યારે મોટા અવતારો માટે આવો દુરાશય જણાવાય ત્યારે શ્રીજીને પણ એક અવતાર તરીકે વર્ણવેલા હોવાથી એમની પણ એવીજ દુર્દશા કોઈ કહે તો ન્યાયદષ્ટિએ ના કહી શકાય નહિ આ વાતથી તો આખો વેદાદિશાસ્ત્રાર્થ અને તદનુસારી સાંપ્રદાયિક શાસ્ત્રાર્થનો સત્યાનાશ વળી જાય છે. કલ્યાણમૂર્તિ પૂર્ણકામ મોટા અવતારોને પોતાનું કલ્યાણ સાધવું પડે છે અને તેને માટે 'निजात्मानं ब्रह्मरूपं' એમાં કહ્યા પ્રમાણે સાધન કરવાં પડે છે આવો પાપાશય તો વિમુખટોળીના રગેરગમાં રમી રહ્યો જણાય છે. સમસ્ત જગતે અને સંપ્રદાયે પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવ કલ્યાણકારી તરીકે માનેલા મોટા અવતાર રામકૃષ્ણાદિકને જે તે ખોટી રીતે દ્વેષમત્સરભાવથી હદ ઉપરાંત પરમેશ્વરપદથી ઉતારી પાડવા એટલોજ વિમુખ વાતનો મુદ્દો તરી આવે છે. ધ્યેય અવતારોને ઉતારી પાડીને અધ્યેય માનીતા સત્સંગિઓનો મહિમા કહેવા જવું એ મહિમા નહિ પણ બન્નેની મહાનિંદાજ છે. મહિમાની પણ રીતિ અને અવધિ હોય છે અને તે લોકશાસ્ત્રની મર્યાદા મુજબ કહી શકાય છે. અવતારોની આવી અવજ્ઞા કરનારા દ્વેષિઓને તો અધમ આસુરી યોનિઓમાં નાખવાનું 'तानहं द्विषतः क्रूरान्' ઈત્યાદિ ગીતાવાક્યથી શ્રીજી કહે છે. આવી વાત ઉદ્ધવ સંપ્રદાયના સાચા અનુયાયિઓએ ભુલે પણ સ્વપ્ને પણ બોલી શકાય નહિ તેમ સાંભળી શકાય નહિ. આનું વિવેચન તો બહુ થાય તેમ છે પણ વિસ્તારભયથી બંધ રાખવું પડે છે.

પ્ર. ૪ વાત ૨૬ **'તમે પુરૂષોત્તમ કહ્યા તે તો મહાપુરૂષ છે'** આ વાતમાં શ્રીજીએ જેમને સ્વમુખે શિક્ષાપત્રી વિગેરે ગ્રંથોમાં 'द्वाविमौ पुरुषौ लोके....प्रथितः पुरुषोत्तमः' ઈત્યાદિ શાસ્ત્રવચનો લઈ લઈને ક્ષરાક્ષરાતીત પુરૂષોત્તમપણે બહુધા પ્રતિપાદન કરીને ઉપાસ્ય ઈષ્ટદેવપણે સ્વયં સ્થાપન કર્યા છે. અને પોતાને પણ જેમના બીજા અવતાર તરીકે કહેવાપૂર્વક અભિન્નપણે સ્વયં કહ્યા છે એવા મૂળ પૂર્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાનનું પુરૂષોત્તમપણું શિશુપાળવતુ ખંડન કરીને તેમને પરમેશ્વર પદથી કે તેમના અવતાર પદથી ઉતારી પાડવા તેમજ તેમનાથકી શ્રીજીને અત્યંત જુદા પાડવા માટે મહાપુરૂષ કે જે મહામાયાના અધિષ્ઠાતા હોઈને કાર્યવર્ગ વૈરાજાદિ ઈશ્વર કોટિમાં કહેવાય છે અને જેને શ્રીકૃષ્ણની શક્તિભૂત કહ્યા છે તેની અંદર ગણવાનો આંતર આસુરાશય પ્રકાશમાં મુકયો છે. બીજી વાતોમાં આવો દુરાશય બહુ ઉઘાડો વિવેચનથી કહ્યો છે. એટલે સંશયને સ્થાન નથી. જે કોઈ એક ખોટી રીતે દ્વેષ ઈર્ષ્યાદિકથી કૃષ્ણ અને કૃષ્ણાવતારનું નિંદન ખંડન કરવું એજ વિમુખ ઉદ્દેશ વાતે વાતે બહુધા હોય છે. શ્રીજીવચન તો એમને કોઈ આડુ આવતુંજ નથી, તેમ એમના વચનને માનવા બંધાએલા નથી. એટલે ઈચ્છા મુજબ જેમ તેમ વિતંડાવાદ કે જલ્પવાદ કરીને કૃષ્ણનું કોશકોદાળો લઈને ખોદવું એટલોજ વિમુખ ઘોર ધંધો લઈ બેઠા છે. શ્રીકૃષ્ણને આ રીતે ઉતારી પાડવામાં આવે તો સંપ્રદાયના શાસ્ત્રીય ઉપોદ્ઘાત મુજબ શ્રીકૃષ્ણના અવતારભૂત શ્રીજીની પણ એવીજ દુર્દશા કેમ ન થાય?

પ્ર. ૫ વાત ૧૫ **'ને મોટા મોટા અવતારે પણ કજીયા કર્યા છે** પણ આવો માર્ગ તો કોઇએ પ્રવર્તાવ્યોજ નથી' આમાં મોટા મોટા અવતાર રામકૃષ્ણાદિકનાં ભક્તરક્ષાર્થે અને ધર્મ સ્થાપનાર્થે કરેલાં અસુરહનનાદિ દિવ્ય કલ્યાણકારી ચરિત્રોમાં કજીયારૂપ દોષારોપણનું આસુર લક્ષણ શિશુપાળવત્ વાપર્યું જણાય છે. 'विनाशाय च दुष्कृताम्' એમ ગીતામાંજ અવતાર ધારણના હેતુપણે આસુરહનને કહે છે. અને 'जन्म कर्म च मे दिव्यं' આ વચનને લઈને શ્રીજી શ્રીકૃષ્ણ ભગવાનનાં સર્વ ચરિત્રોને દિવ્ય સમજવાનું અનેકવાર વચનામૃતાદિકમાં કહે છે. જો એવાં ચરિત્રોમાં કજીયારૂપ દોષ આરોપવામાં આવે તો શ્રીજીના અવતાર સમયે પણ એવા અસુરહનનાદિ પ્રસંગે અનેક કજીયા થયાની વાતો આ વાતુમાંજ લખવામાં આવેલી હોવાથી તેમના ચરિત્રોમાં પણ એવા દોષના આરોપણનો પ્રસંગ આવેજ. ભગવાનના ભક્તકલ્યાણકારી દિવ્ય ગેય ધ્યેય ચરિત્રોમાં કજીયા કર્યાનું કજીયાખોર બંડખોર સીવાય બીજો કોણ આસ્તિક કહી શકે? શ્રીજીએ અવતારચરિત્રોની કેવી નિત્ય નિર્દોષતા વચનામૃતાદિકમાં નિરૂપણ કરી છે તેનું લવ અનુસંધાન હોય તો આવી દ્વેષ-

ભરી લવરી થાયજ નહિ. જેની ઉપર કજીયાનો આરોપ અને એવો માર્ગ નહિ પ્રવર્તાવાનો આરોપ મુકે છે એવા શ્રીકૃષ્ણે તો ઉદ્ધવજીને પ્રથમ સન્માર્ગ પ્રવર્તાવાની આજ્ઞા આપીને રામાનંદરૂપે અવતારીને અને પછીથી પોતે પણ શ્રીજીરૂપે અવતરીને આવો ઉદ્ધવ મત શુદ્ધ પોષક પ્રવર્તાવ્યો છે એવા મહા ઉપકારી શ્રીકૃષ્ણ ઉપર આવો આરોપ અપાયજ કેમ ? આવા ઉદ્ધવ સંપ્રદાય સામે લુણહરામી થઈ વેર વાળવાના રોષદ્વેષભર્યા ઈરાદાથી કોર્ટ સુધી કજીયો લઈ બેઠેલા બંડીયાને રામકૃષ્ણાદિકનાં દિવ્ય ચરિત્રોમાં કજીયા જણાય એ સ્વભાવ-સિદ્ધ છે. આવો માર્ગ તો કોઈએ પ્રવર્તાવ્યો નથી એમ કહે છે પણ એ માર્ગમાંથી સર્વથા વિમુખ થએલાને શા કામનો ? શિશુપાળવત્ ફક્ત ખોદવા નિંદવાના કામમાં અવલંબન થયો એટલુંજ.

પ્ર. ૫ વાત ૨૨ "**અને બીજાએ તો રાસ કરાવ્યા ને** આ તોડાવે છે ને સ્ત્રીનો ને ધનનો ઘાટ પણ નથી થાતો એવા કેટલાક છે. તે ઉપર પાળાનાં તથા સાધુનાં નામ કહી દેખાડયાં **ત્યારે બોલ્યાથી એ સરસ થયા**" પ્ર. ૫ વાત ૯૫ પણ આવીજ છે. પ્ર. ૬ વાત ૨૨ તથા ૯૫ પણ આવીજ છે. આવી વાતોની આવૃત્તિ બીજી પણ બહુ જાણીનેજ કરી છે. આ વાત તો શ્રીજીના મૂળ પૂર્વરૂપ ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણનાં પરમેશ્વરત્વસૂચક કલ્યાણકારી નિત્યનિર્દોષ દિવ્ય રાસરમણાદિ ચરિત્રોમાં દોષારોપણવાળી હોવાથી અતિવિમુખ અતિનિંદિત અતિ વિષમ છે. પોતે સંકેત મુજબ મોટા માનેલા દંભમૂર્તિ સાધુ પાળાઓના નામ નિર્દેશપૂર્વક તેમને શ્રીજીના મૂળ પૂર્વરૂપ પરમાત્મા શ્રીકૃષ્ણ કરતાં પણ સરસ મનાવા માટે શ્રીકૃષ્ણના ચરિત્રમાં દોષ પ્રદર્શન પૂર્વક અતિ કનિષ્ઠ ઠરાવાનો પાપાશય ઉઘાડો છે. જે ત્યાગીઓને શ્રીકૃષ્ણથી સરસ કહેવા જાય છે તેમનાં વ્યભિચારાદિ પાપચરિત્રો તો આ વાતોમાંજ વારેવારે દર્શાવામાં આવે છે. ગુ. સ્વામીજ પ્ર. ૫ વાત ૧૫૩ માં કહે છે કે અમે બેઠા છીએ ત્યાંજ ધર્મામૃત લોપાય છે.

આ પ્રસંગે શ્રીજીએ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણના રાસરમણાદિ ચરિત્રોને કેવી સુંદર રીતે નિત્ય નિર્દોષપણે સપ્રમાણ સયુક્તિ વર્ણવ્યાં છે અને તેવાં ચરિત્રોમાં દોષબુદ્ધિ કરનારાને કેવા કહ્યા છે તે સહજ જણાવાની જરૂર છે. વચનામૃત પ્રથમ ૨૩ 'ભગવાનને વિષે પણ **પ્રાકૃત ભાવ** પરઠાઈ જાય છે, **જેમ રાજા પરિક્ષિત એવો ભક્ત નોતો તો રાસક્રીડા સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાન વિષે સંશય થયો.** અને શુકજી જો એવા ભક્ત હતા તો તેને કોઈ જાતનો સંશય થયો નહિ અને જે એવો ભક્ત હોય તે તો એમ જાણે જે 'મારે વિષે કોઈ દોષ અડી શકે નહિ તથા તે દોષ કાંઈ બાધ કરી શકે નહિ, તો જેને ભજને કરીને હું આવો થયો **એવા જે ભગવાન તેને વિષે તો કોઈ માયિક દોષ હોયજ કેમ ?** પ્રથમ ૨૪ 'જીવના કલ્યાણને અર્થે મનુષ્ય જેવા ભાસે છે તે ભગવાનને વિષે જે **અલ્પમતિવાળા** છે તે જેવા જેવા દોષ કલ્પે છે તે ભગવાનને વિષે તો **એક દોષ નથી** પણ કલ્પનારાની બુદ્ધિમાંથી એ દોષ કોઈ કાળે ટળવાના નહિ. તેમાં જે **ભગવાનને કામી સમજે છે તે પોતે અત્યંત કામી થઈ જાય છે...**એ આદિક જે જે દોષ ભગવાનને વિષે કલ્પે છે તે તો જેમ **સૂર્ય સામી ધૂળની ફાંટ** ભરીને નાંખીએ તે પોતાની આંખમાં પડે છે તેમ ભગવાનને વિષે જે જાતનો દોષ કલ્પે છે **તે દોષ પોતાને દુઃખ દે છે...** જો ભગવાનને અતિશય નિર્દોષ સમજે તો પોતે પણ અતિશય નિર્દોષ થઇ જાય છે' પ્રથમ ૩૧ એવી રીતે દોષ જુવે ત્યારે તો પરમેશ્વર જીવના કલ્યાણ અર્થે દેહ ધર્યો હોય તેમાં પણ દોષના જોનારાને ખોટ દેખાય ખરી...અને તે દોષને જોનારે ખોટય કાઢી તેણે કરીને પરમેશ્વરના અવતાર તે શું કલ્યાણકારી નહિ ? **તે તો કલ્યાણકારીજ છે.** પણ જેને **અવળી બુદ્ધિ હોય** તેને અવળું જ સુઝે. જેમ **શિશુપાળ** એમ કહેતો જે કૃષ્ણ છે તે પણ પાખંડી છે, કેમકે જન્મ ધર્યો ત્યાંથી પ્રથમ તો એણે એક સ્ત્રી મારી ત્યાર પછી બગલો માર્યો વાછડો માર્યો ને મધના પુડા ઉખેડયા તેણે કરીને એને મધુસૂદન કહે છે પણ એણે કાંઈ મધુ નામે દૈત્ય માર્યો નથી ને વર્ણસંકર એવા જે પાંડવ તેણે પૂજ્યો તેણે કરીને શું એ ભગવાન થયો ! એવી રીતે **ભગવાનનો અવગુણ આસુરી બુદ્ધિવાળો શિશુપાળ તેણે લીધો.** માટે એવી જાતનો **અવગુણ આવે તેને આસુરી બુદ્ધિવાળો જાણવો.** આવી વાત સ. પ્ર. ૩ અ. ૨૯ માં પણ છે. પ્રથમ

૩૫ 'પરમેશ્વરનો **અવગુણ** લીધો છે તે અવગુણરૂપ દોષ એની બુદ્ધિમાં આવ્યો છે તે **સર્પની લાળ સરખો છે** માટે એ તો કલ્યાણને માર્ગે ક્યાંથી ચાલે પણ કોઈક એના મુખની વાત સાંભળે તો તેની બુદ્ધિ પણ સત્સંગમાંથી પાછી પડી જાય છે' પ્રથમ ૪૨ 'અને પરમાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન તેની સંઘાથે વ્રજની ગોપીયોએ **કામબુદ્ધિએ કરીને** પ્રીતિ કરી તો પણ સર્વે ભગવાનની માયાને તરી ગઈઓ ને પોતે **ગુણાતીત થઇને નિર્ગુણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીયો.** તેનું કારણ એ છે જે **શ્રીકૃષ્ણભગવાન પોતે સાક્ષાત પુરૂષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ** હતા...અને જો શ્રીકૃષ્ણભગવાન પોતે ગુણાતીત ન હોત તો એના ભક્ત જે ગોપીયો તે ગુણાતીતપણાને ન પામત. અને જો ગુણાતીતપદને પામિઓ તો **પોતે શ્રીકૃષ્ણ ભગવાન ગુણાતીત કૈવલ્ય દિવ્યમૂર્તિજ છે'** પ્રથમ ૬૨ **'અને એ સર્વેને** કર્તાથકા પણ એ **નિર્લેપ** છે એમ ભગવાનને જાણે...ભગવાન સર્વપ્રકારે **નિર્બંધ છે'** પ્રથમ ૬૬ 'માટે શ્રીકૃષ્ણભગવાન **દિવ્યમૂર્તિ** હતા તો તેને પ્રતાપે કરીને લાકડાનો રથ અને પંચભૂતના દેહવાળા જે ઘોડા તે સર્વ દિવ્ય ને માયાપર જે ચૈતન્ય તે રૂપે થતા હવા...માટે ભગવાનની મૂર્તિને પ્રતાપે **માયિક પદાર્થ હતાં તે પણ અમાયિક થયાં એવું જે ભગવાનનું સ્વરૂપ તેને મૂર્ખ હોય તે માયિક સમઝે છે'** પ્રથમ ૭૧ 'રામકૃષ્ણાદિક અવતારને વિષે ત્રણ દેહ ત્રણ અવસ્થા ઈન્દ્રિયો પ્રાણ આદિક સર્વે તત્વ મનુષ્યની પેઠે જણાય છે પણ **એ સર્વે બ્રહ્મ (દિવ્ય) છે પણ માયિક નથી'** પ્રથમ ૭૨ **'પછી મુનિ જે તે રસિક કીર્તન ગાવા લાગ્યા** તેને સાંભળીને શ્રીજી બોલ્યા જે ભગવાન **જીવના કલ્યાણને અર્થે** દેહ ધારે છે ત્યારે મનુષ્યના જેવીજ સર્વે ક્રિયા હોય છે તેને દેખીને જે **ભક્ત હોય તે તો ચરિત્ર કરી જાણે અને વિમુખ જીવ હોય તે તો તે ચરિત્રો વિષે દોષ પરઠે.** જેમ શુકજીએ **રાસ પંચાધ્યાયીનું** વર્ણન કર્યું ત્યારે રાજા પરીક્ષિતને સંશય થયો, પછી એમ પુછ્યું જે 'ભગવાન તો ધર્મની મર્યાદા સ્થાપન કરવાને અર્થે પ્રગટ થયા હતા તેણે પરસ્ત્રીનો સંગ કરીને ધર્મનો ભંગ કેમ કર્યો ?' એ રીતે દોષ લીધો અને શુકજીએ તો સમઝી વિચારીને ભગવાનનું ગુણગાન કર્યું જે કામદેવે બ્રહ્માદિક દેવતાને જીતીને પોતાને વશ કર્યા તેનો કામદેવને અતિશય ગર્વ થયો તેને ઉતારવાને કાજે ભગવાને કામદેવને પડકાર્યો. એ સર્વે સામાન શ્રીકૃષ્ણે કામદેવને આપીને તેને જીતી લીધો અને **અખંડ બ્રહ્મચારીની પેઠે ઊર્ધ્વરેતા રહ્યા** અને એવી રીતે કામનો ગર્વ ઉતાર્યો એવું **અલૌકિક સામર્થ્ય ભગવાન વિના બીજામાં હોય નહિ.** એવું અતિ ભગવાનનું સામર્થ્ય જાણીને શુકજીએ ભગવાનનાં ચરિત્ર ગાન કર્યા અને **રાજા પરીક્ષિતને તે વાત સમઝાણી નહિ ત્યારે દોષ પરઠયો.** માટે કોઈ એમ કહે જે 'તમે પરમહંસ થઈને રસિક કીર્તન કેમ ગાઓ છો ? તો તેને એમ કહેવું જે **'જો અમે રસિક કીર્તન ન ગાઇએ અને ભગવાનનાં રસિક ચરિત્રને વિષે દોષ પરઠીએ તો અમે પણ રાજા પરીક્ષિત તથા બીજા જે નાસ્તિક વિમુખ તેની પંક્તિમાં ભળીએ'** માટે અમારે તો **વિમુખની પંક્તિમાં ભળવું નથી,** શા માટે જે પરમહંસમાત્રના ગુરૂ જે શુકજી તેણે ભગવાનનાં રસિક ચરિત્ર ગાયાં છે માટે અમારે પણ જરૂર ગાવવાં...ઈત્યાદિ સ્વભાવ હોય તેવાજ સ્વભાવ ભગવાન પણ પોતામાં દેખાડે છે તે સર્વે **જીવના કલ્યાણને અર્થે** છે, પછી જે **ભક્ત હોય** તે તો એ ચરિત્રને ગાઈને પરમ પદને પામે છે અને જે **વિમુખ હોય તે દોષ પરઠે છે...તે માટે ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધારીને જેવાં ચરિત્ર કરે છે તે સર્વે ગાન કરવા યોગ્ય છે** પણ એમ ન **સમઝવું** જે 'ભગવાન થઈને એમ શું કરતા હશે' અને ભગવાનનાં ચરિત્ર તો **સર્વે કલ્યાણકારીજ સમઝવાં એજ ભક્તનો ધર્મ છે અને એવું સમઝે તેજ ભગવાનનો પુરો ભક્ત કહેવાય છે'** પ્ર. ૭૩ અને શ્રીકૃષ્ણ ભગવાને **રાસક્રીડાને વિષે** સ્ત્રીનો સંગ કરીને પણ વીર્યપાત થવા દીધો નહિ તે માટે **ઊર્ધ્વરેતા બ્રહ્મચારી** કહેવાણા ને કામને જીત્યો...દૃઢ બ્રહ્મચર્યવાળા તો એક નરનારાયણ ઋષિ છે...અને શ્રીકૃષ્ણે સ્ત્રીયોને સંગે રહીને પણ **નૈષ્ઠિક બ્રહ્મચર્ય રાખ્યું તે**

એવું સામર્થ્ય તો ભગવાનમાંજ હોય પણ બીજાથી એમ રહેવાય નહિ...અને જ્યારે દુર્વાસા ઋષિ આવ્યા ત્યારે ભગવાને સર્વ ગોપીઓને અન્નના થાળ ભરાવીને મોકલવા માંડી ત્યારે બોલી જે 'અમે યમુનાજી કેમ ઉતરીશું' પછી શ્રીકૃષ્ણે કહ્યું જે 'યમુનાજીને એમ કહેજો જે શ્રીકૃષ્ણ સદા બાળબ્રહ્મચારી હોય તો અમને માગ દે જો' પછી ગોપીયોએ એમ કહ્યું ત્યારે યમુનાજીએ માગ દીધો...ત્યારે ગોપીયોના મનને વિષે અતિ આશ્ચર્ય થયુ'' લોયા ૧ 'તેમ પ્રત્યક્ષ જે શ્રીકૃષ્ણ નારાયણ તે શુભ અશુભ સર્વ ક્રિયાને કર્તાથકા આકાશની પેઠે નિર્લેપ છે એમ જાણે' લોયા ૪ 'એવી રીતે ભગવાનને નિર્દોષ સમજે તો માયાને તર્યા કહેવાય' લોયા ૧૨ 'અને ઉત્તમ ભેદ તો એ જે ભગવાન ગમે તેવું નીચ જાતિની પેઠે આચરણ કરે તો પણ સંશય થાય નહિ...કેમ કે જે એ તો સર્વકર્તા છે. એવી રીતે ભગવાન વિષે સર્વેશ્વરપણું જાણે...એવું જે બ્રહ્મપણું તે ભગવાનને વિષે જાણે. જેમ રાસપંચાધ્યાયીમાં શુકજી પ્રત્યે પરીક્ષિત્ રાજાએ પ્રશ્ન કર્યો જે 'ધર્મરક્ષક ભગવાનનો અવતાર તેણે પરદારાનો સંગ કેમ કર્યો? ત્યારે તેનો ઉતર શુકજીએ કર્યો જે શ્રીકૃષ્ણતો અગ્નિની પેઠે તેજસ્વી છે તે જે જે શુભ અશુભ ક્રિયાને કરે છે તે સર્વ ભસ્મ થઈ જાય છે. એવી રીતે ભગવાનને નિર્લેપ એવા બ્રહ્મરૂપ જાણે' લોયા ૧૩ 'ऋषिं नारायणमृते योषिन्मय्येह मायया' માટે એને વિષે રહ્યાથકા તો એક નારાયણ ઋષિને પરાભવ ન થાય... 'देवी ह्येषा' એવી રીતે માયાએ કરીને નિર્લેપપણું તે એક નારાયણનેજ છે' પંચાલા ૭ 'यत्र त्रिसर्गो मृषा' માયાના ત્રણ ગુણનો સર્ગ જે પંચભૂત ઈન્દ્રિયો અંતઃકરણ અને દેવતા તે ભગવાનના સ્વરૂપને વિષે ત્રિકાળમાં છેજ નહિ એમ સમજે તથા એ શ્લોકનું પદ જે 'धाम्ना स्वेन सदा निरस्तकुहकं' કહેતાં ધામ જે પોતાનું સ્વરૂપ તેણે કરીને ટાળ્યું છે એ માયાના સર્ગરૂપ કપટ જેણે એવું ભગવાનનું પરમ સત્ય સ્વરૂપ છે...અને તે ભગવાનમાં જે દેહભાવ જણાય છે તે તો નટની માયાની પેઠે સમઝવો' મધ્ય ૧૦ 'જ્યારે જીવોના કલ્યાણ અર્થે ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધરીને પૃથ્વીને વિષે વિચરે છે ત્યારે કેટલાંક ચરિત્ર તો દિવ્ય હોય અને કેટલાંક ચરિત્ર તો માયિક જેવાં હોય.. ભગવાને ગીતામાં કહ્યું છે જે 'जन्म कर्म च मे दिव्यं' મધ્ય ૧૭ 'ભગવાન તો પાપથકી ને અજ્ઞાનથકી મુકાવીને પોતાના ભક્તને અભયપદ આપે છે' એવો મોટા સ્વાર્થ જાણ્યો હોય તો કોઈ રીતે ભગવાનનો અવગુણ આવેજ નહિ. જેમ શુકજીએ રાસ પંચાધ્યાયીનું વર્ણન કર્યું ત્યારે રાજા પરીક્ષિતને સંશય થયો જે 'ભગવાને પરસ્ત્રીનો સંગ કેમ કર્યો' પણ શુકજીને લેશમાત્ર સંશય થયો નહિ અને જે ગોપીયો સંગે ભગવાને વિહાર કર્યો તે ગોપીયોને પણ સંશય ન થયો જે 'ભગવાન હોય તો આમ કેમ કરે' એવો કોઈ રીતે સંશય થયો નહિ અને જ્યારે ભગવાન્ કુબ્જાને ઘેર ગયા ત્યારે ઉદ્ધવજીને ભેળા તેડી ગયા હતા તો પણ ઉદ્ધવજીને કોઈ રીતે સંશય થયો નહિ અને જ્યારે ઉદ્ધવજીને વ્રજમાં મોકલ્યા ત્યારે ગોપીઓની વાણી સાંભળીને પણ કોઈ સંશય ન થયો અને સામુ ગોપીયોનું માહાત્મ્ય અતિશય સમઝ્યા.. અને પુરૂષોત્તમ ભગવાન છે તે તો સર્વ ક્ષેત્રજ્ઞના ક્ષેત્રજ્ઞ છે તો પણ નિર્વિકાર છે અને માયા આદિક વિકારવાન્ પદાર્થ તેનો વિકાર તેમને અડતો નથી...ભગવાન તો નિર્વિકારી ને નિર્લેપજ છે...અને જેમ ભગવાનનું યોગ્ય ચરિત્ર હોય તેનું ગાન કરે તેમજ જે અયોગ્ય જેવું ચરિત્ર જણાતું હોય તેનું પણ ગાન કરે પણ ભગવાનના ચરિત્રને વિષે યોગ્ય અયોગ્ય એવો ઘાટ ઘડે નહિ' મધ્ય ૧૮ 'તેમાં નાસ્તિક તો એમ સમજે છે જે 'રામચંદ્રજી ને શ્રીકૃષ્ણ-ભગવાન્ એ તો રાજા હતા અને શ્રીકૃષ્ણે દૈત્ય માર્યા તથા પરસ્ત્રીના સંગ કીધા માટે ત્રીજા નરકમાં પડ્યા છે'. એવી રીતે અધમઉદ્ધારણ અને પતિતપાવન એવા જે શ્રીકૃષ્ણભગવાન તેને વિષે પરમેશ્વરની બુદ્ધિજ નથી' મધ્ય ૩૯ 'અને એ શ્રીકૃષ્ણભગવાન ધર્મ અર્થ અને કામને વિષે પ્રવર્ત્યા છે તે ધર્મ અર્થ કામ સારૂ જે જે ચરિત્ર કર્યાં તેનું જે ગાન કરે અથવા શ્રવણ કરે તે સર્વે જીવ સર્વે પાપથકી મુકાઈને પરમ પદને પામે છે અને વાસુદેવભગવાનનાં જન્મ કર્મ ને મૂર્તિ એ સર્વે દિવ્યસ્વરૂપ છે' મધ્ય ૫૩ 'અને નિગમ પણ જેના મહિમાને 'नेति नेति' કહે છે માટે એવા જે પરમેશ્વર તેનાં ચરિત્રને વિષે ને તે ભગવાનની જે સમઝણ તેને વિષે જે

**દોષને દેખે છે તેને વિમુખ ને અધર્મી જાણવો અને સર્વે મૂર્ખનો રાજા જાણવો'** વરતાલ ૧૨ 'તેમ જેને ભગવાનને વિષે કોઈ રીતે **દોષબુદ્ધિ થઈ એ જીવ કોઈ રીતે વિમુખ થયા વિના રહેજ નહિ.'** વરતાલ ૧૮ 'ને સર્વ અવતારના ધરનારા છે તેજ સ્વયં શ્રીકૃષ્ણ છે તેમણે ઉદ્ધવ પ્રત્યે ગુણાવિભાગના અધ્યાયમાં કહ્યું છે જે '**હું નિર્ગુણ છું** ને મારા સંબન્ધને જે પામે છે તે **પણ નિર્ગુણ થાય છે;**' માટે કામભાવ દ્વેષભાવ ભયભાવ સંબન્ધભાવ સ્નેહભાવ એમાંથી જે જે ભાવે કરીને એ શ્રીકૃષ્ણને જે જીવ આશ્રર્યા તે નિર્ગુણ થઈ થયા' અંત્ય ૨૮ 'મૂળગો કુબુદ્ધિવાળો થઈને એમ સમજે જે 'એ સુખ ન હોય તો એ ધામમાં રાધિકા લક્ષ્મી આદિક સ્ત્રીઓ ભેળે ભગવાન પણ રમે છે માટે એ સુખ પણ ખરું છે' **પણ ભગવાનને પૂર્ણકામ ને આત્મારામ ન સમજે અને એવી જે ભગવાનની ક્રિયાઓ છે તે તો પોતાના ભકતના સુખને અર્થે છે'** આ રીતે શ્રીકૃષ્ણનાં ચરિત્રોને દિવ્ય નિત્યનિર્દોષપણે વર્ણવનારાં વાકયો બહુજ છે.

સ. પ્ર. ૧ અ. ૧૬ રામાનંદસ્વામીએ દીક્ષિત ધર્મદેવને ઉદ્ધવસંપ્રદાયના નિયમોનો ઉપદેશ કરતાં '**पञ्चाध्यायी रासलीला श्रीमद्भागवतोदिता । पठनीया प्रतिदिनं राधाकृष्णं समर्च्य च ॥ ३२ ॥**' આ રીતે રાધાકૃષ્ણની પૂજાને અંતે રાસલીલાના પાંચ અધ્યાયોનો પાઠ કરવાનો કહ્યો છે. વળી વૃંદાવનમાં ધર્મ ભકિત ઋષિઓ ભેગા થઈ શ્રીકૃષ્ણનું આરાધન આદરતાં ભકિતદેવીએ '**श्रीमद्भागवतस्थां च रासलीलोपवर्णनाम् । पञ्चाध्यायीं वृढमतिर्नित्यं भक्तिः पपाठ च**' (પ્ર. ૧ અ. ૧૮ શ્લો. ૧૮) એમ પંચાધ્યાયી રાસલીલાનો નિત્ય પાઠ કરવાનું કહ્યું છે અ. ૧૯ શ્લો. ૨૭–૨૮ માં ભકિતએ રાસલીલાની નિર્દોષતા કહેવા પૂર્વક તેવી સ્તુતિ કરી છે, ગુરૂ રામાનંદસ્વામીએ શિષ્ય સહજાનંદસ્વામીને મહાદીક્ષા આપ્યા પછી તેના અંગભૂત ધર્મોનો ઉપદેશ આપતાં '**पञ्चाध्यायी पठित्वादौ पूजान्ते निजशक्तितः**' (પ્ર. ૧ અ. ૫૮ શ્લો. ૩૧) એમ પૂજાને અંતે રાસપંચાધ્યાયીનો પાઠ કરવાની આવશ્યકતા કહી છે આસુર શિશુપાળે નિત્ય નિર્દોષ શ્રીકૃષ્ણના ગુણમાત્રને દોષ તરીકે વર્ણવતાં '**कामदर्पहृतो रासे गोपीभिर्बहुरूपिणा । ऊर्ध्ववीर्येण कृष्णेन पारदार्यं कृतेऽवदत्**' (પ્ર. ૩ અ. ૨૯ શ્લો. ૯૪) એમ રાસલીલામાં પારદાર્યરૂપ દોષનું કરેલું આરોપણ કરીને, શિશુપાળની પેઠે એવી લીલામાં દોષ પરઠનારાને શ્લો. ૮૪–૧૦૫ માં આસુર કહ્યા છે. આ રીતે શ્રીકૃષ્ણનાં ચરિત્રોને દિવ્ય નિત્ય નિર્દોષપણે વર્ણવનારાં વાકયો બહુ છે. બીજા ગ્રંથોમાં પણ આવાં વાકયો બહુ છે.

આ રીતે સંપ્રદાયનાં સર્વ શાસ્ત્રોમાં અવતારમાત્રનાં ચરિત્રોને દિવ્ય નિત્ય નિર્દોષ કહેવા પૂર્વક પૂર્ણકામ આત્મારામ શ્રીકૃષ્ણની રાસલીલા આસુરસંહાર આદિક ચરિત્રોને દિવ્ય નિત્ય નિર્દોષ ભક્તકલ્યાણકારીપણે શ્રીજીએ વર્ણવ્યાં છે અને એવાં ચરિત્રોમાં દોષ પરઠનારને વિમુખ અસુર અભક્ત અધર્મી મૂર્ખ આદિક નીચ સંજ્ઞાથી કહ્યા છે. આ બધાનો વિચાર કરીએ તો શ્રીજીનાં વચનો અને વાતુમાં અસ્તિક નાસ્તિક જેટલો ભેદ અલ્પજ્ઞને પણ જણાઈ આવે છે. તો 'બીજાએ તો રાસ કરાવ્યા ને આ તોડાવે છે' આ વાત રાસલીલામાં પારદાર્યરૂપ દોષ આરોપીને શ્રીકૃષ્ણને અત્યંત નીચે ઉતારી પાડીને, તેમના કરતાં પોતે મોટા માનેલા દાંભિક ખુંણીયા સાધુ પાલાઓને સરસ કહેનારી હોવાથી શ્રીજીમાન્યતાથી અત્યંત વિરૂદ્ધ છે એમ નિશ્ચિત થાય છે. આ બધી વાતોનો જ વિચાર કરીએ તો સ્વામીની જાત માટે કે તેમની સમીપમાં થએલા કૂટ કપટ કજીયાને હિસાબ કરીએ તો પૂર્વના અવતારોના કજીયા કરતાં સહસ્ત્ર ઘણા વધારે થાય. આવી કુત્સિત કૃષ્ણદ્રોહી વાત શ્રીકૃષ્ણના ભકત ગુ. સ્વામી કરે નહિ બીજા કોઈ વિમુખ અસુર દૂષિતબુદ્ધિનું દુષ્કામ છે.

પ્ર. ૫ વાત ૩૪ 'સત્સંગિજીવન કર્યો ત્યારે ઉપાસનાનો પ્રસંગ નાખ્યો તેમાં શ્રીકૃષ્ણની ઉપમા દેવા માંડી ત્યારે સ્વામી (નિત્યાનંદ) કહે જે '**બાદશાહને કાંઇ ચાકરની ઉપમા દેવાય ?**' આ વાત તદ્દન બનાવટી ઉટાંગ શ્રીકૃષ્ણદ્વેષી છે. સત્સંગિજીવનમાં ઉપાસનાના પ્રસંગો અનેક નાખ્યા છે તેમાં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવ સર્વોપરી અવતારીપણે વર્ણવીને તેમનાજ બીજા અવતાર શ્રીહરિ

છે એમ વર્ણવીને તે બન્ને વચ્ચે અણુપણ ભેદ નહિ સમઝવાનો કહીને ભક્તિ ઉપાસના કરવાની એક લાઈન રાજમાર્ગ જેવી ઘડી છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી શ્રીકૃષ્ણની ઉપમા અનેકવાર ઉઘાડે છોગે આપવામાં આવી છે. શ્રીજી જેને પોતાના ઉપાસ્ય ઈષ્ટદેવ બાદશાહ કહીને સ્વયં ધ્યાન ધરવાનું કહે છે એવા શ્રીકૃષ્ણને નીચ ચાકરની ઉપમા આપીને ઉતારી પાડીને શ્રીજીને તેમના થકી તદ્દન જુદા પાડવા તે શ્રીજી વચનથી વિરૂદ્ધ હોઈને અમિત્ર ચાકરકાર્ય છે. જે સંવાદકર્તા નિત્યાનંદસ્વામીનું વાતમાં નામ લેવામાં આવ્યું તેમણેજ હરિ દિગવિજય ઉલ્લાસ ૪૨ માં વસુદેવસુત શ્રીકૃષ્ણજ ધર્મસુતપણે ફરીથી અવતર્યા છે એમ બહુ યુક્તિ વચનોથી સાબિત કરતાં શ્રીજીને શ્રીકૃષ્ણની ઉપમા ઉઘાડી આપી છે. આમાં કોણ બાદશાહ અને કોણ ચાકર તે દિવા જેવું સ્પષ્ટ હોવાથી વિવેચનની જરૂર નથી. તત્વશાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ તો પુરૂષોત્તમ નારાયણની આકૃતિમાંથી અવતારો થાય છે અને તેમાં પાછા લીન થાય છે એવું વચનામૃત હોવાથી તેમની વચ્ચે તત્વથી અભેદ માનવોજ જોઈએ. એમ માનતાં ચાકરની બીલકુલ ઉપમા કોઈમાં પણ ઘટે નહિ. જ્યાં ઉચ્ચ નીચ ભિન્ન વ્યક્તિ હોય ત્યાંજ પાદશાહ ચાકરનું દષ્ટાંત કહી શકાય. દુરાશય તો એવોજ વિમુખ દેખાઈ આવે છે. જ્યાં શાસ્ત્રજ્ઞાનહીન નીચ ચાકરોજ વાતો લખનારા હોય ત્યાં શાસ્ત્રીય ઉચ્ચ પાદશાહી વાત ન હોય એ સહજ છે. ખરી રીતે તો શ્રીજીએ જેમ કહ્યું હોય એમજ માનવું એજ મોક્ષેચ્છુ અનુયાયિઓનું શુભ લક્ષણ છે. એમના વચનનો વિદ્રોહ કરીને એમના મૂળ પૂર્વરૂપ શ્રીકૃષ્ણને જે તે ખોટી રીતે ઉતારી પાડવા એ શ્રીજીનો મહિમા નહિ પણ એમની મહાનિંદાજ છે. એમ કહીને સાથે સત્સંગિજીવન મુખ્ય માન્ય ગ્રંથને પણ ઉતારી પાડવાની નાસ્તિક કુસંગીજીવન અવળાઈ કરી છે. આવીજ વાત પ્ર. ૬ વાત ૩૩ પણ છે.

પ્ર. ૫ વાત ૩૭ 'અક્ષર આવે ત્યારે તેના શિષ્ય પુરૂષ જેવા થાય ને પુરૂષોત્તમ કલ્યાણ કરવા આવે ત્યારે એના શિષ્ય અક્ષર જેવા થાય. **માટે અક્ષર આગળ તો કોઈ અવતારાદિકનું સમર્થપણું હોતું નથી.**' પ્ર. ૬ વાત ૩૭ પણ આવીજ છે. આમાં રામકૃષ્ણાદિ અવતારો કે જે પરબ્રહ્મ પરમાત્માનાં સજાતીય દ્વિતીય રૂપાંતરોજ હોવાથી તેમની સાથે સર્વથા અભિન્ન છે, માટેજ જેમને શ્રીજી 'अक्षरात्परतः परः' 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः' એમ અક્ષરાતીત પુરૂષોત્તમપણે અને અક્ષરાદિ સર્વેએ ઉપાસ્ય પ્રાપ્યપણે કહે છે તેવા અવતારોને તેમની આગળ અક્ષર કે જે અત્યંત અધમ અનુપાસ્ય છે તેથકી અત્યંત નીચે ઉતારી પાડીને અક્ષરને ઉપાસ્ય પરમાત્મારૂપ અવતારોથકી પણ પર સમર્થ ઠરાવીને અક્ષરપુરૂષોત્તમ ઠરાવાનો બંડ વિમુખાશય વ્યકત થાય છે. રામકૃષ્ણાદિ અવતારોનું જ્યાં જ્યાં વર્ણન શ્રીજીએ કર્યું છે ત્યાં અક્ષરપર પુરૂષોત્તમપણે છે અને જ્યાં જ્યાં અક્ષરનું વર્ણન છે ત્યાં તેને તેના ઉપાસક સેવકપણે વર્ણન છે. એટલે સ્વામિસેવકપણે વર્ણન છે. આ વિમુખ વાતમાં તો સ્વામીને સેવક અને ચાકરને સ્વામી ઠરાવાની દિવાને રાત્રિ અને રાત્રિને દીવા કે સૂર્યને પતંગીયા અને પતંગીયાને સૂર્ય ઠરાવા જેવી વિપરીતતા વપરાઈ છે. અક્ષર આવે ત્યારે તેના શિષ્ય પુરૂષ થાય અને પુરૂષોત્તમ આવે ત્યારે એના શિષ્ય અક્ષર થાય એટલે આમાં અવતારોનો કશો પત્તોજ લાગે નહિ, એમનો પત્તો તો પુરૂષના શિષ્ય ચાકર થાય તોજ લાગે, એવો પણ દુરાશય વાતના મરોડથી તરી આવે છે. આ ઉપરથી રામકૃષ્ણાદિ અવતારોને પુરૂષોત્તમ સાથે કશો સંબન્ધજ નથી, એ તો અક્ષરપુરૂષથી નીચે એક જીવાદિ જેવું જુદું નીચ ખાતુ છે, એટલે એમને પુરૂષોત્તમ ન કહેવાય, એવો પણ પાપાશય સમઝાય છે. શ્રીજીએ તો લોયા ૧૩માં શ્રીકૃષ્ણનારાયણને અને અક્ષરાદિકને સરખા કહેનારાને દુષ્ટમતવાળા અતિપાપી અદર્શનીય કહ્યા છે તો જેઓ શ્રીકૃષ્ણનારાયણને અક્ષરાદિ કરતાં નીચે ઉતારી પાડનારા છે તેમને તો તે કરતાં પણ કોટી ઘણા દુષ્ટમતવાળા અતિપાપી અદર્શનીય કેમ ન કહેવાય ? શ્રીજીને પણ અવતાર તરીકે ગ્રંથમાં વર્ણવેલા હોવાથી તુલ્ય ન્યાયે તેમની પણ તેવીજ દુર્દશા કોઈ કહે તો ના શી રીતે કહી શકાય ? એ વિચારવાનું છે. નિરક્ષર માનીતા અક્ષરને રામકૃષ્ણાદિ અવતારોથકી પણ બહુ ઉંચે ચઢાવાજ આ બધા દૂષિત ગરબડ ગોટાળા શ્રીજીવચનવિરૂદ્ધ વાળ્યા જણાય છે. એક વાતમાં 'अर्थी दोषान्न पश्यति' એમ કહેવામાં આવ્યું છે તે બરોબર બંધ બેસતું છે. પોતાને નીચને મોટા મનાવાના અંધ સ્વાર્થથી ગુ. સ્વામીને

મોટા ઠરાવે. એમાં રામકૃષ્ણાદિકને ઉતારી પાડવાના દોષને ગણેજ નહિ. ગમે તે રીતે રામકૃષ્ણાદિક અવતારોની ગર્હા કરીને ઉતારી પાડવા એટલોજ રાત્રિદિન ચાલુ વિમુખવ્યાપાર સમઝાય છે. બહુ સૂક્ષ્મ દષ્ટિએ જોઈએ તો આ વાતને વિમુખવાતોમાં અગ્રણી પદ સભા ભરીને આપવું ઘટે.

પ્ર. ૫ વાત ૪૧ 'સમૈયો હતો ત્યારે સત્સંગી સર્વે આવેલ તેણે કહ્યુ જે 'કહો મહારાજ! જેવી ગોપી ગોપાળને પ્રાપ્તિ થઈ હતી તેવી અમને થઈ છે?' ત્યારે મહારાજ કહે ના ના, **ગોપી ગોપાળને જે મળ્યા હતા તેને તો આ ભગવાનનાં હજી દર્શન પણ નથી થયાં** ને તમારે તો બહુ મોટી પ્રાપ્તિ છે' આવી જ વાત પ્ર. ૬ વાત ૪૧ છે. આ વાત તો સંપ્રદાયનાં શ્રીજીમાન્ય સર્વશાસ્ત્રોને ઉઘાડે છોગે ગરદન મારનારી મહાવિમુખ છે. સમૈયામાં મળેલા સત્સંગીઓની વધારેમાં વધારે ઇચ્છા મધ્ય ૬૪ માં કહ્યા મુજબ ગોપી ગોપાળને જે પ્રાપ્તિ થઈ હતી તેના જેવી પ્રાપ્તિની હતી એમ વાત ઉપરથીજ જણાય છે. એથી અધિક પ્રાપ્તિ છેજ નહિ. ઈચ્છાવિરૂદ્ધ વધારેની પ્રાપ્તિ તો ઉટાંગ બંડીયાએ ગોઠવેલી જણાય છે. શ્રીજી જેને ઉદ્ધવસંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ અવતારી સર્વોપરી પુરૂષોત્તમપણે સપ્રમાણ નક્કી કરવાપૂર્વક જેનું ધ્યાન ધરવાનું પણ શ્રીમુખે કહેવાપૂર્વક પોતાને જેના દ્વિતીય અવતાર તરીકે ઓળખાવીને અભિન્નપણે માનવાનું કહે છે એવા સર્વદષ્ટા સર્વવ્યાપી શ્રીકૃષ્ણને હજી શ્રીજીનાં દર્શનજ થયાં નથી એમ અવળું કહેવાયજ કેમ? વળી આવી વાત '**શ્રીજીએ કહી છે**' એમ એમને માથે હડહડતી ખોટી આરોપાયજ કેમ? શ્રીજીએ તો વચનામૃતાદિગ્રંથોમાં એવી વાતનો ગંધ પણ આણ્યો નથી. ઉલટું 'એજ જે શ્રીકૃષ્ણપુરૂષોત્તમ તેજ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે' 'ઘેરે ચાલી આવ્યા ગોલોકવાસી રે' 'ગયા પોતે ગોલોક' વ્રજજીવન વાલો વૈકુંઠરાય' પૂર્વે કહ્યુંતું ઉદ્ધવને રે, લઈશ બીજો અવતાર રે' આરત્ય રાખીને ઓળખો ગિરધર ગોપીના શ્યામ' 'વ્યાસ મુનિએ પૂર્વે કહીતી તે વાત સાચી કરી' જે ગોકુળચંદ લાડીલો રે તેજ ભક્તિધર્મસુત શ્યામ' 'જો શ્રીકૃષ્ણ ગોકુળમહીં પ્રગટે કંસનિકંદ સોઈ અબ પ્રગટે ધર્મકુળ સહજાનંદ, નંદકુંવર સોઇ ધર્મસુત એક જાની કરો નેહ' એનાં રૂપ અભેદપણે જાણવાં જી રે, રાધા સંગે તે રાધાશ્યામ' એમ ગોપી ગોપાળને મળ્યા હતા એજ ફરી અવતર્યા છે એમ બહુ આદરથી સાબીત કર્યું છે. જો શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ નહિ પણ ઈશ્વર કોટિની અંદરના કોઈ ભક્ત મુક્ત બંડમત મુજબ માનવામાં આવે તો પણ શ્રીજીના દર્શનનો સંભવતો આવેજ. એવા સંભવનું પણ ખંડન કરીને શ્રીકૃષ્ણ તેથી પણ અત્યંત નીચે ઉતારી પાડવાનો આસુરાશય વિશદ થાય છે. આ ઉપરથી શ્રીજીની શાસ્ત્રીય વાતો અને આ વિમુખ વાતોનો સારો વિચાર કરતાં તેજ-સ્તિમિર જેટલું કે દૈવી આસુરી જેટલું અત્યંત અંતર અલ્પજ્ઞને પણ સહજમાં જણાય એવું છે. 'વિમુખને કોઇ વાતનો વિચાર નથી' 'વિમુખને તો સદા અંધારૂંજ છે' 'આમાંથી નીકળે તે બહુ જીવને પાડે' એમ બે પ્રકરણવાળી ચોપડીમાં કહ્યું છે તે બરોબર બંધબેસતું છે.

પ્ર. ૫ વાત ૫૬ 'ને પોતે જે નરનારાયણનું લખ્યુ છે તે તો જેમ કોઈને અજાણે ગામ જવું હોય ને ભોમીયો લે તેમ પોતે કોઈવાર આવેલ નહિ ને એનો ભરતખંડ કહેવાય માટે **એને ભોમીયા લીધા છે**' પ્ર. ૬ વાત ૫૬ પણ એવીજ છે. આ વાતમાં ઈષ્ટદેવ શ્રીજીએ ઉદ્ધવસંપ્રદાયના મૂળ બંધારણ તરીકે જે સર્વ શાસ્ત્રોમાં આખો ઉપોદ્ઘાત ઘડયો છે તેને મૂળમાંથી ઉખાડી ઉથલાવી પાડવાનો પાડાખાર વાપર્યો જણાય છે. અને અવળા અર્થો કરવાનો ઢુંઢીયા ખુંણીયાનો ઘોર ધંધો ઈજારો જણાવ્યો છે. શ્રીજીએ જે નરનારાયણને કોઈ દેવ કે નર તરીકે નહિ પણ પરંબ્રહ્મ પરમાત્માના સાક્ષાત અવતાર તરીકે કહેવાપૂર્વક અક્ષરધામી અવતારી-પણે પ્રતિપાદન કરીને, એજ પોતે શ્રીજીરૂપે અવતાર ધરી આવ્યા છે એમ કહીને તેમને પોતાના અભિન્ન મૂળ પૂર્વરૂપપણે નક્કી કર્યા છે તેમને કોઈ સાધારણ દેવ કે મનુષ્ય કોટિમાં ઉતારી પાડીને શ્રીજીને તેથી તદ્દન જુદા પાડવાની પૂર્વવૈરિતા વાપરી હોય એમ પ્રતીત થાય છે. નરનારાયણના માતા પિતા ધર્મ મૂર્તિ હતાં તે શાપ થવાથી મનુષ્ય જન્મને પામેલા, એજ ધર્મમૂર્તિ શ્રીહરિનાં માતાપિતાના રક્ષણ માટે પ્રાદુર્ભાવ છે. તો માતા-પિતા એનાં એજ રહ્યાં અને પુત્ર કેમ બદલાઈ જાય? શું માતાપિતાનું રક્ષણ કરવા નરનારાયણ અસમર્થ

હતા ? જુદા માનવામાં અનેક શંકાઓને સ્થાન મળે છે. સર્વજ્ઞને કશું અજાણ્યું નહિ હોવાથી ભોગીયો લેવાની જરૂર હોય નહિ તથાપિ અજાણ્યા હોવાથી ભોગીયો લીધાનું કલ્પીએ તો તેમની અજ્ઞતા અને મૂળ પૂર્વરૂપ નરનારાયણની તુચ્છ ચાકર જેવી હલકાઈ ઠરાવી કહેવાય. આ બાબત લીલા સમઝવાની હોય તો બધીજ બાબતો તુલ્ય ન્યાયથી લીલાજ સમજવી જોઈએ. પવિત્ર ભરતખંડમાં કોઈવાર આવેલા નહિ એમ ખરા ભારત વાસીએ ભુંડુ કહેવાય નહિ. એમ કહીએ તો અત્યાર સુધીના બધાય રખડી પડ્યા છે એવોજ અનર્થ થાય. ભરતખંડમાં તો કલ્યાણ માટે પુરૂષોત્તમના અનેક અવતારો થઈ ગયાનું શ્રીજી સ્વગ્રંથમાં વારે વારે કહે છે. આવા દુરાશયવાળા કરતાં તો અવતારોને ન માનનારા નાસ્તિકો સારા ગણાય. જે કોઈ એકને વાતે વાતે અવળો અર્થ કરી નિંદીને ઉતારી પાડવાનોજ આસુરીઈજારો રાખ્યો હોય એમ વાતે વાતે દેખાય છે.

પ્ર. ૫ વાત ૨૧૫ 'પુરુષોત્તમપણાનો કજીયો પણ ઘણા વર્ષોથી ચાલ્યો છે તે પુરૂષોત્તમ કહેવામાં માણસને કેટલી શંકા, **ને બીજા પુરૂષોત્તમના રૂવાડા જેવા પણ ન હોય તેને પુરૂષોત્તમ કહે છે'** આ વાત શ્રીજીમાન્ય સર્વ શાસ્ત્રોથી સાવ વિમુખ છે. પુરૂષોત્તમ શ્રીજીએ જેને પુરૂષોત્તમપણે પ્રમાણ કર્યા છે તેનેજ સર્વકોઈ કહે છે. એમાં કોઈને કજીયો કે શંકા હોયજ નહિ. બંડીયાને કજીયા અને શંકાએ થતી હોય તો તે તેમના જન્મનેજ આભારી છે અને હવે એ કજીયો વિમુખભાવને લીધે જન્મોજન્મ લાગુજ રહેવાનો. પુરૂષોત્તમના પરિદ્રોહનો પરિણામ એવોજ હોય. પુરૂષોત્તમના રૂંવાડા જેવા પણ શ્રીકૃષ્ણ નથી એમ બીભત્સ ભાષાથી તેમને અતિ નીચે દરજે ઉતારી પાડવાનો આસુરાશય સમઝાય છે. શ્રીજીએ તો શ્રીકૃષ્ણનેજ નિરૂપાધિક પુરૂષોત્તમપણે વારેવારે અસંકોચથી વર્ણવીને, પોતાને તેમનાજ અવતાર તરીકે ઓળખાવીને અત્યંત અભેદ કહ્યો છે. પોતા માટે પુરૂષોત્તમ શબ્દની નિરૂક્તિ સાથે પ્રવૃત્તિ કરનારાજ પ્રથમ ગીતાચાર્ય સ્વયં શ્રીકૃષ્ણ છે તેને પુરૂષોત્તમના રૂંવાડા જેવા પણ ન કહેવાય આ કેટલો બધો વિમુખવિદ્વેષ ઉઘાડો છે. શ્રીજીએ જે જે માન્ય કર્યું હોય તેને જે તે એક ખોટી રીતે નિંદન ખંડન કરવું એટલોજ વિમુખોનો ઘોર દુશ્મન ધંધો સમઝાય છે.

પ્ર. ૬ ની ચોપડીના પ્ર. ૧ વાત ૨૬૧ 'અને મહારાજ કહેતા જે નામ કેનું લઈએ પણ આગળ તો કલ્યાણ કેવાં કર્યાં છે તો **મુવાળા તોડ્યા જેવાં કર્યાં છે અને કેટલેક મોટે મોટે કુવા ખોદ્યા છે'** આ વાત મોટા રામકૃષ્ણાદિ અવતારોનાં કલ્યાણકારી નિત્ય નિર્દોષ દિવ્ય ચરિત્રોમાં શિશુપાળની પેઠે દોષ દર્શાવનારી અતિ આસુરી છે. આવી વાત મહારાજ સ્વયં એક અવતાર રૂપમાં હોવાથી અને પોતાનાં ચરિત્રોને દિવ્ય કલ્યાણકારી પૂર્વ દૃષ્ટાંતોથી સમઝાવાનાં હોવાથી કદાપિ કરેજ નહિ તથાપિ એવી વાત કર્યાનો મિથ્યા અપવાદ ઈષ્ટદેવ શ્રીજીને આપીને તેમને પણ જગતમાં અવતારનિંદક પોતા જેવા ઠરાવ્યા. શ્રીજીએ તો વચનામૃત પ્રથમ ૭૮ 'મત્સ્ય કચ્છ વરાહ વામન પરશુરામ અને રામ કૃષ્ણાદિ એ જે ભગવાનના અનંત અવતાર તેનો મહિમા વિચારે જે જે ભગવાન રામકૃષ્ણાદિક અવતારે કરીને અનંત જીવોનો ઉદ્ધાર કર્યો છે' એમ અનંત જીવોના ઉદ્ધારરૂપ મહિમા સમઝવાનો કહીને, અવતારચરિતોને નિત્ય નિર્દોષ કહેવાપૂર્વક તેને નિત્ય ગાવાની આજ્ઞા કરી છે અને એથીજ કલ્યાણ થવાનું નિશ્ચિત કર્યું છે. શ્રીજીના મત મુજબ કલ્યાણમૂર્તિ અવતારો કે જેમની પ્રવૃત્તિ કેવળ કૃપાથી લોકોના કલ્યાણ માટેજ ખાસ છે અને એમણે અનેકનાં કરેલાં કલ્યાણ ગ્રંથમાં શ્રીજીએજ લખેલાં છે એવા રામકૃષ્ણાદિ અવતારોને મુવાળા તોડ્યા જેવાં કલ્યાણ કર્યાનું કુત્સિત દૃષ્ટાંત આપવું અને વળી કલ્યાણકારિ ચરિત્રોને મોટા કુવા ખોદ્યાનું ખરાબ દૃષ્ટાન્ત આપવું તે શ્રીજીવિરોધી નાસ્તિક આસુર સિવાય બીજો કોણ આપી શકે ? આ ઉપરથી તો વિમુખ મતે એમજ કહેવાય કે મોટા મોટા અવતારોએ કોઈનું કશું કલ્યાણ કર્યું નથી પણ ઉલટું અકલ્યાણ માટે મોટા મોટા ઉંડા કૂવા પડવા ખોદી આપ્યા છે. કદાચિત મોટે મોટે અવતારે કુવા ખોદ્યા હોય તો તે ભક્ત માટે તો નહિજ પણ પોતાના નિંદકદ્વેષી અસુરોને નાખવા માટે સાર્થક સંભવી શકે અને કદાચિત મુવાળા તોડ્યા જેવાં કલ્યાણ કર્યાં હોય તો તે ભક્તોનાં નહિજ પણ દ્રોહી અભક્તોનાં સાર્થક સંભવી શકે. કેમકે અવતારોના મહાદ્રોહનું ફળ એવુંજ અવળું શ્રીજીએ ગીતાવાક્યથી સ્વગ્રંથમાં કહ્યું છે. ખરૂ કહીએ તો વિમુખોએજ સ્વાર્થવશાત ભોળા લોકોને

સંપ્રદાયથકી વિમુખ કરી તેમના મુવાળા જેવાં કલ્યાણ કરવા મોટા મોટા કુવા ન નીકળી શકાય એવા ઉંડા શ્રીજીસિદ્ધાંત વિરૂદ્ધ અનેક ખોદી આપેલા સાબીત થએલા નજરે પડતા થયા છે. વળી વાતમાં મુવાળા તોડ્યા જેવાં કલ્યાણ કરવામાં અને કુવા ખોદવામાં બધાજ અવતારો સરખા છે, એમાં ન્યૂનાધિક ભાવથી કોઈને પણ બાદ કરી શકાય નહિ, એવો પણ વધારે દુરાશય જણાવા વાળુતું પ્રતીકજ **'નામ કેનું લઇએ'** એવું બાંધીને કોઈનું નામ પણ લેવામાં આવ્યું નથી. વાતમાં આગળના કલ્યાણનો નિર્દેશ કર્યો છે અને **'મોટે મોટે'** એવો શબ્દ વાપર્યો છે તે ઉપરથી તે ખાસ રામકૃષ્ણાદિ મોટા અવતારો માટેજ દોષ કહ્યો છે પણ બીજા માટે નહિ એમ નિશ્ચિત થાય છે. આ વાતમાં ઈત્યાદિ અસદાશયનો અવધિજ નથી. આવી કુત્સિત ભાષાથી અને મલિન મનોવૃત્તિથી જગન્માન્ય શ્રીજીમાન્ય ભજનીય અવતારોને હદ ઉપરાંત ઉતારી પાડવાની વાત કૃષ્ણભક્ત ગુ. સ્વામી કદાપિ કરેજ નહિ. મુવાળા તોડવાનો અને કુવા ખોદવાનો નીચ ધંધો કરનારા લોકોનું દુષ્કામ કહેવાય. આ તે વાત ? કે શ્રીજીના મૂળ પૂર્વરૂપની નિંદ્ય ટીકાભરી ઘાત ?

પ્ર. ૫ વાત ૧૮૭ "બ્રહ્માંડમાં દશ કોરટો છે તેમાં બ્રહ્મા વિષ્ણુ શિવ અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન ને સંકર્ષણ એ ૭ સગુણ ને નરનારાયણ વાસુદેવનારાયણ લક્ષ્મીનારાયણ ને શ્રીકૃષ્ણનારાયણ એ ચાર નિર્ગુણ, તેમાં બ્રહ્મા વિષ્ણુ ને શિવ એ ત્રણ, અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન ને સંકર્ષણ એ ત્રણની ઉપાસના કરે છે ને અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન ને સંકર્ષણ એ ત્રણ, ચાર નિર્ગુણ મુર્તિઓની ઉપાસના કરે છે ને એ **ચાર, પુરૂષની ઉપાસના કરે છે ને પુરૂષ, અક્ષરધામની ઉપાસના કરે છે ને અક્ષર, પુરૂષોત્તમની ઉપાસના કરે છે"** આ વાત તો વેદાદિ શાસ્ત્રો અને સંપ્રદાયનાં શાસ્ત્રોને પણ ત્રણ તિલાંજળી આપનારી વિમુખરાજ છે. વાતનું ક્રમવાળું વલણ જોતાં અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન અને સંકર્ષણ કે જે ઉપાસકોના અનુગ્રહાર્થે અને જગત્સૃષ્ટિ આદિક અર્થે પરબ્રહ્મ પરમાત્માનાજ સાક્ષાત્ વ્યૂહસ્વરૂપ ઉપાસ્યા છે તેમને તથા નરનારાયણ લક્ષ્મીનારાયણ વાસુદેવ શ્રીકૃષ્ણ આ ચાર કે જે પરમાત્માનાં સાક્ષાત્ દિવ્ય રૂપાંતરો ભજનીય પુરૂષોત્તમ કહેવાપૂર્વક અંદર અંદર પણ અભિન્ન સમઝવાનું શિક્ષાપત્રીમાં શ્રીજી કહે છે તેમણે પણ પુરૂષ તથા અક્ષરથી અત્યંત નીચે ઉતારી પાડવાની અને પુરૂષ તથા અક્ષર કે જે ઉપાસ્ય અનિરૂદ્ધાદિ તથા શ્રીકૃષ્ણાદિ આગળ અત્યંત અધમ અનુપાસ્ય છે તેમને તેમનાથી પણ ઉંચા ઉપાસ્ય નંબરે ચઢાવાની ઉલટ ઉટાંગ વિભુખી અતિ અવળાઈ કરી જણાય છે. એટલે ઉપાસ્ય શ્રીકૃષ્ણાદિકને પુરૂષ અક્ષરના ઉપાસક ઠરાવ્યા અને અનુપાસ્ય પુરૂષ અક્ષરને શ્રીકૃષ્ણાદિકે ઉપાસ્ય ઠરાવ્યા. સૂર્યને પતંગીયા અને પતંગીયાને સૂર્ય કે બાદશાહને ચાકર અને ચાકરને બાદશાહ કે તેજને અંધકાર અને અંધકારને તેજ ઠરાવ્યા જેવી અતિ અવળી થઈ, વાતનો પાપાશય તો એટલોજ કે—અનિરૂદ્ધાદિ ત્રણ અને શ્રીકૃષ્ણાદિ ચારને અક્ષરથી નીચેના પુરૂષથકી પણ નીચે ઉતારી પાડીને, તેમનાથી પુરૂષ અક્ષરને મોટા ઉપરી ઠરાવાનો અને તેમ કરીને શ્રીકૃષ્ણાદિકને પુરૂષોત્તમનો કશો સંબન્ધજ નથી, શ્રીકૃષ્ણાદિક તો એક પુરૂષથી નીચેના વર્ગના કોઈ જેવાદિ જીવાજ તુચ્છ છે એમ ઠરાવાનો ચોક્કસ થાય છે. આવી અધમ અવળી પાપી ગોઠવણીનું કારણ તો શ્રીકૃષ્ણાદિ સર્વથકી નિરક્ષર અક્ષરને બહુ ઉંચે ચઢાવી દેવાનું સમઝાય છે. શ્રીજીમાન્ય શાસ્ત્રો વાંચો અને આ વિમુખવાતો વાંચો અને પછી નિષ્પક્ષપાતપણે અનાગ્રહથી વિચાર કરો તો સુજ્ઞોને આસ્તિક નાસ્તિક શાસ્ત્રો જેટલો ભેદ જણાયા વિના રહેશે નહિ. શ્રીજીના મૂળ પૂર્વરૂપ શ્રીકૃષ્ણાદિકને જે તે પ્રકારે દ્વેષરોષ અસૂયાથી ઉતારી પાડવા એટલોજ વિમુખકર્મકાંડ કે ઉપાસનાકાંડ અવલોકાય છે. જો બ્રહ્માંડમાં રહેવામાત્રથી અનિરૂદ્ધાદિ અને શ્રીકૃષ્ણાદિકની પ્રકૃતિ પુરૂષથી નીચે ગણના થાય તો શ્રીજીમહારાજ પણ બ્રહ્માંડની અંદર આવી રહેલા હોવાથી એમની પણ એવીજ ગણના થાય. જો કૃપાથી કલ્યાણ માટે પ્રવૃત્તિ માનીએ તો અનિરૂદ્ધાદિ અને શ્રીકૃષ્ણાદિક માટે પણ એમજ માનવું જોઈએ. ન્યાય આગળ પક્ષપાતને સ્થાન હોય નહિ. ખરી રીતે તો કૃપાથી લોકકલ્યાણ માટે ન્યૂનાધિક કાળથી એમની બ્રહ્માંડમાં સ્થિતિ છે. વસ્તુતઃ સ્વયં પરમાત્માજ છે. વળી બ્રહ્માંડમાં દશ કોરટો ગોઠવીને, તેમાં દશ ન્યાયાધીશો ગોઠવીને, તેમના ઉપરી ન્યાયાધીશ તરીકે પોતે નિરક્ષર અક્ષર બનીને, ન્યાય આપવાનો ડોળ કરતાં ન્યાય તો બધાયને શ્રીજીન્યાયથી અત્યંત

અવળો અપાયો છે એનો કોઈ તપાસ કરશે? લોયા ૧૩ માં શ્રીજીએ તો 'એ નારાયણ પોતાને ઐશ્વર્ય કરીને સર્વોપરી વર્તે છે તે એને ને બીજા અક્ષરાદિક મુકતને સરખા કહે છે તે દુષ્ટમતવાળા જાણવા ને તેને અતિ-પાપી જાણવા અને એનાં દર્શન કરીએ તો પંચ મહાપાપ જેટલું પાપ થાય" આવો નારાયણને અક્ષરાદિકને અને અવળું સમઝનારાને અદલ ન્યાય આપ્યો છે. આ ન્યાયમાં નારાયણને અને અક્ષરાદિકને સરખા કહેનારાનો સમાવેશ છે. પરંતુ નારાયણને અંત્યત પ્રકૃતિથી પણ નીચે ઉતારી પાડીને અક્ષરાદિકને તેમનાથકી અતિ અધિક કહેનારા દુષ્ટ પાપી માટેના ન્યાયનો સમાવેશ નથી. જો આમને કેવો ન્યાય અને કેવી ઉપમા આપવી તે કોઈ ન્યાયાધીશ નક્કી કરી આપે તો વિમુખવર્ગમાં પણ તો સારો સમાસ થશે. આ તો અવતારદ્રોહી કોઇ નિરક્ષર નીચ વિમુખપ્રકૃતિનું દુષ્કામ છે. આવી વિપરીત વામ વાત ગુ. સ્વામી કદાપિ કરે નહિ.

પ્ર. ૫ વાત ૨૩૩ "પ્રકૃતિનો પતિ તે કૂટસ્થ પુરૂષ કહેવાય ને ગૃહસ્થ પણ કૂટસ્થ પુરૂષ કહેવાય **તેમજ ગૃહસ્થની પેઠેજ શ્રીકૃષ્ણપણ કૂટસ્થ પુરૂષ કહેવાય"** આ વામ વાતમાં પુરૂષ કોણ? તો 'પ્રકૃતિનો પતિ' એવો અર્થ કરીને તે કૂટસ્થ ઠરાવીને, અને વળી ગૃહસ્થને પણ કુટસ્થ પુરૂષ ઠરાવીને, શ્રીકૃષ્ણને તેના જેવાજ કૂટસ્થ પુરૂષ ઠરાવ્યા છે. આ ઉપરથી શ્રીકૃષ્ણને ભગવાન નહિ પણ પ્રકૃતિ પુરૂષથી બહુજ નીચ ગણાતા તુચ્છ માયિક ગૃહસ્થ પુરૂષ જેવાજ ગણવાનો આસુરાશય વિશદ થાય છે. શ્રીજીએ તો શ્રીકૃષ્ણને સટીક શિક્ષાપત્રી શ્લો ૧૦૮ માં તથા લોયા ૭ પંચાળા ૬ માં 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः' 'मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति' भूमिरापोऽनलो' ઇત્યાદિ ગીતા વાકયોને લઈને ક્ષર અક્ષર પુરૂષના અંતરાત્મા આધાર નિયંતા શરીરી પુરૂષોત્તમ અવતારી ઉપાસ્ય ઇષ્ટદેવ ભગવાનપણે કહ્યા છે તેમને શ્રીજીના વચનદ્રોહી વિમુખો ઉપર મુજબ અતિ વિરૂદ્ધપણે જલ્પે છે. આથી તો જાણે કોઈ શ્રીજીના તથા મૂળપૂર્વરૂપ શ્રીકૃષ્ણના અક્ષરેઅક્ષરના વિતંડવાદથી કે જલ્પવાદથી કે અર્થાંતરવાદથી ખંડન કરનારા કે અવળા અર્થ કરનારા સામાવાડીયા પૂર્વશત્રુઓ ઘોર જાતિધંધા માટે પુનર્ભવ્યા હોય એમ જણાય છે.

પ્ર. ૫ વાત ૩૦૪ **'જે અધાય ભગવાન કહેવાય છે તેણે પણ સ્રીયું સારૂં વલખાં કર્યા છે'** આ વાત પણ શ્રીજીએ ઉપાસ્ય ઇષ્ટદેવપણે માનેલા શ્રીકૃષ્ણ તથા રામચંદ્ર આદિકનાં દિવ્ય કલ્યાણકારી નિત્ય નિર્દોષ ચારિત્રોમાં શિશુપાળની પેઠે દ્વેષભાવથી સ્રીવશ્યાદિ દોષ આરોપીને તેમને ઉતારી પાડનારી અતિ આસુરી છે. ભગવાનનાં શુભ અશુભ સમસ્ત ચરિત્રોને દિવ્ય નિત્યનિર્દોષપણે નિરૂપણ કરનારાં શ્રીજીનાં વચનો કયાં? અને એ ચરિત્રોમાં પદેપદે દોષારોપણ કરનારી વિમુખ વાતો કયાં? અણું પણ મળતાપણું નથી. શ્રીજી તો ગઢડા મધ્ય ૧૦ 'અને સીતાહરણ થયું ત્યારે રઘુનાથજી રોતા રોતા ઘેલા જેવા થઈ ગયા તથા કૃષ્ણાવતારમાં કાળયવનની આગળ હાર્યા ઇત્યાદિ જે ભગવાનનાં ચરિત્ર તે પ્રાકૃત જેવાં જણાય છે...પણ જ્યારે ભગવાન પ્રાકૃત ચરિત્ર કરે ને તેને વિષે **પણ જેણે દિવ્યપણું જણાય ત્યારે તે પરમેશ્વરનો ભક્ત સાચો.** અને જેમ ગોપીઓ ભગવાનનાં ભકત હતાં તો કોઈ રીતે ભગવાનનો અવગુણ લીધોજ નહિ અને રાજા પરીક્ષિતે તો ગોપીઓની વાત સાંભળી એટલામાંજ અવગુણ લીધો. પછી શુકજીએ ભગવાનનું સમર્થપણું દેખાડીને તે અવગુણને ખોટો કરી નાખ્યો માટે જે જે ભગવાન ચરિત્ર કરે તે સર્વેને ગોપીઓની પેઠે દિવ્ય જાણે પણ કોઈ રીતે પ્રાકૃત જાણીને અભાવ તો આવેજ નહિ **એવી જે ભકિત તો મહાદુર્લભ છે'** આ રીતે કહે છે. રામ કૃષ્ણાદિ રાજારૂપ પૂર્ણકામ આત્મારામ અવતારોએ સ્રીયો સારૂ વલખાં માર્યાં નથી પણ પોતાના અસાધારણ અનવધિ ગુણ ઐશ્વર્યથી મેળવી છે. તે પણ જેવી તેવી સાધારણ નહિ પણ 'राघवत्वेऽभवत्सीता रुक्मिणी कृष्णजन्मनि' આમાં કહ્યા પ્રમાણે જગજ્જનની લક્ષ્મીજી અને તેમના અંશભૂત બીજી અનન્યદુર્લભ હતી. સ્રી ધનાદિ માટે વલખાં ખાલી મારનારા વિમુખો તો ઘેર ઘેર રઝળતા ઘણા જોવા સાંભળવામાં આવે છે. વિમુખ સ્રીવશ્યોને બીજો ધંધોજ શો હોય? ઠેઠ પરમાત્મા સુધી દોષ જોવા પહોંચી ગયા.

પ્ર. ૫ વાત ૪૧૯ **"કોના રાધારમણ ને કોના ગોપીનાથ...તેની આપણે ઓળખાણ નથી** ને મહારાજની આજ્ઞા છે તે થાળ ધરવા ને પ્રસાદી જમવી બાકી રોટલા ખાવા પણ સમઝવાનું તો

આટલુંજ છે જે **લઘુ સંખ્યા જેવાને પુરૂષોત્તમ ઠેરાવે છે"** આ વાતમાં કોણ રાધારમણ છે અને કોણ ગોપીનાથ છે એની ઓળખાણ તો શ્રીજીએ સ્થાપન વખતેજ અક્ષરધામી પુરૂષોત્તમપણે આપીને મધ્ય મંદિરે પ્રતિમારૂપે પધરાવીને પણ નિઃસંશય કરી આપી છે. વધારામાં એજ રાધારમણ શ્રીકૃષ્ણભગવાન ફરીથી બીજા શ્રીજીરૂપથી અવતર્યા છે એવું પણ ઓળખાણ ગ્રંથો દ્વારા આપ્યું છે. એવા પણ જુનાગઢવાળા રાધારમણ ને ગઢડાવાળા ગોપીનાથના ઓળખાણની ચોખેચોખી નાજ કહીને, એમને થાળ ધરવાનું ને પ્રસાદી જમવાનું તો શ્રીજીની આજ્ઞા હોવાથી કરવું પડે છે, નહિ તો તે નજ કરીએ, એના કરતાં રોટલા ખાવા સારા છે, એમ જાણે વટલાઈ જતા હોય કે અભડાઈ જતા હોય એમ ઓળખાણનો અત્યંત નિષેધ કરીને, છેવટે શ્રીકૃષ્ણ તો લઘુસંખ્યા ( મુતર ) જેવા અતિ તુચ્છ છે તેને અજ્ઞ લોકો ખોટી રીતે પુરૂષોત્તમ ઠરાવી બેઠા છે, એટલુંજ સમઝવાનું કહે છે. શ્રીજી જેને સ્વમુખે પ્રમાણ આપીને પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદન કરે છે અને ધ્યાન ધરવાનું કહે છે તે શ્રીકૃષ્ણને લઘુસંખ્યા જેવા અતિ નીચ ઠરાવીને પુરૂષોત્તમ પદથી અત્યંત નીચે ઉતારી પાડવાનો કૃષ્ણદ્વેષી શિશુપાળના જેવો આસુરભાવ વાપરે છે. શ્રીજીએ રાધારમણમંદિરના મહાંત બનાવેલા ગુ. સ્વામી આવી શ્રીજીમતવિરોધી રાધારમણને લઘુશંકા જેવા સમઝવાની વાત કરેજ નહિ. રાધારમણ પણ બહુ પુણ્યશાળી પ્રતાપી જણાય છે, જેથી આવા સ્વવિમુખ બંડ-સમાજમાં પણ પોતાની પ્રતિમારૂપથી સ્થિતિ રાખી રહ્યા છે. લઘુશંકા જેવાં લઘુ હોય તે લઘુશંકા જેવાને સર્વોપરી ઠરાવા પુરૂષોત્તમને ઉતારી પાડવાનું લઘુશંકા જેવું લઘુ કામ કરે એ પ્રકૃતિસિદ્ધ છે. નિંદાનો અને ટીકાનો પણ માપ હોય છે. ક્યાં સમલંકૃત સંસ્કૃત વાણી ? અને ક્યાં વિમુખ વૈખરી લઘુશંકા વાણી ? લઘુશંકામાં લુબ્ધ લઘુ લોકોને બીજું શું સારૂ સુઝેજ ?

પ્ર. ૫ વાત ૪૨૦ **'કોટી કૃષ્ણ ત્યાં જોડે હાથ** સદગુરૂ બેસે શીવ સંત' એ કીર્તન તો કબીરનું, પણ મહારાજ બહુ બોલે ને બોલાવે' આ વાત શ્રીકૃષ્ણની ખોટી ઠરાવીને તેને ઉતારી પાડનારી કૃષ્ણદ્વેષી કુટિલ છે. મહારાજ તો પોતાનાં શાસ્ત્રોમાં 'कृष्णस्तु भगवान् स्वयम्' ઈત્યાદિ પ્રમાણોને લઈને શ્રીકૃષ્ણને પરબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવ સર્વોપરી અવતારી એકજ કહેવાપૂર્વક સ્વયં ધ્યાનાદિ કરવાનું અને પોતાને તેમના બીજા અવતાર તરીકે ઓળખાવાપૂર્વક સર્વથા અભિન્નપણે બોલે બોલાવે છે, આવા મહારાજ જગતમાં પોતાનીજ પ્રથમ હલકાઈ કરનારી અને પછીથી શ્રીકૃષ્ણની હલકાઈ કરનારી કબીરીયા વામ વાતને કદાપિ બોલે બોલાવે નહિ. માટે મહારાજને મતે તો 'પરંબ્રહ્મ કૃષ્ણને ત્યાં કોટી અક્ષરાદિ લોકો હાથ જોડી રહ્યા છે' એવો અર્થ દેવી લેવાય. કબીરીયા તો કૃષ્ણને ભગવાન તરીકે નહિ માનતા હોવાથી ગમે તેવું કૃષ્ણને ઉતારી પાડવા કીર્તન જોડી કાઢે અને બોલે બોલાવે એ સંભવિત છે. પરંતુ તેનો અનુવાદ કરીને આસ્તિક ઉદ્ધવસંપ્રદાયી જનો શ્રીકૃષ્ણને સાવ ઉતારી પાડવાની વિમુખ વાત કરે તે તો બીલકુલ સંભવિત નથી. માટે કરનારા તો કબીરીયાના મોટા ભાઈજ કબીરા કહેવાય. જૈનાદિ નાસ્તિકોએ દ્વેષ અસૂયાથી કરેલી રામકૃષ્ણાદિ પૂજ્ય અવતારોની અને તેમનાં દિવ્ય ચરિત્રોની ખોટી નિંદાનો અનુવાદ કરીને, લોકોને તેવું જ મનાવાની પાપપ્રવૃત્તિ કરનારાઓને નાસ્તિક કેમ ન કહેવાય ? વાંચો મધ્ય ૧૮-૧૯ વચનામૃત. ઘણી ખરી વિમુખ વાતોમાં પોતાને માથે દોષ ન આવવા દેવા માટે 'મહારાજ કહેતા, અમુક કહેતા' એમ મહારાજ કે બીજા કોઇને માથે ઢોળી પાડવાનો પણ કપટ સંકેત અતિ કુટિલ બહુધા જોવામાં આવે છે. તેને મૂર્ખ હોય તે વિના વિચારે સત્ય માની બેસે અને અમૂર્ખ હોય તે તો વિચાર કરીને સત્ય અસત્યનો નિર્ણય કરે. વળી ઘણીખરી વાતોમાં નાસ્તિકોના કે શુષ્કવેદાંતી આદિકના અપસિદ્ધાંતોનો અનુવાદ કરીને તેને સંપ્રદાયના સિદ્ધાંત તરીકે મનાવાની અનાદિ નાસ્તિકતા પણ વાપરી જણાય છે. 'नास्ति नष्टे विचारः' એવું છે.

પ્ર. ૫ વાત ૪૨૧ 'સત્સંગિજીવનમાં પુરૂષોત્તમને ઠેકાણે **મોરલી ઘાલે તે અમને ન ગમે ને તેને તો શાસ્ત્ર આડાં ફરે'** કૃષ્ણ અને તેમના ચરિત્ર ઉપરના અનવધિ અણગમાની વાતો તો અનેક કરી છે, પરંતુ આ વામ વાતમાં તો કૃષ્ણની માનીતી જગન્મોહિની મોરલી ઉપર પણ અતિ અણગમો જણાવ્યો.

એટલુંજ નહિ પણ પુરૂષોત્તમ સાથે નિકટ સંબન્ધ ધરાવતી હોવાથી પુરૂષોત્તમ સાથે મોરલીને વર્ણન કરનારા સત્સંગિજીવન ઉપર પણ અત્યંત અણગમો કુસંગિજીવન જણાવ્યો. એમ કરીને નિંદવામાં કોઈને પણ છોડયા નહિ. આસ્તિક નાસ્તિકમાં તફાવત એટલોજ કે પ્રથમનાને શાસ્ત્રો આહાં ફરે અને બીજાને ન ફરે. માટેજ સત્સંગિજીવનના કર્તા શતાનંદ અને કરાવનારા ઈષ્ટદેવ શ્રીજીએ પુરૂષોત્તમને ઠેકાણે મોરલી વ્હાલી છે. એટલુંજ નહિ પણ શ્રીજીએ મહામંદિરો બંધાવી તેમાં મધ્યમંદિરે કૃષ્ણની મૂર્તિઓ પધરાવીને મોરલીને જાહેરમાં મુકી છે. વધારામાં પોતાની કૃષ્ણાવતારતા ઓળખાવા પોતેજ મોહિની મોરલી બજાવી છે અને કવિઓએ 'માવે વજાડી મોરલી રે' ઈત્યાદિ પદોથી પ્રસિદ્ધમાં આણી છે. આવી મહનીય શ્રીજીમાન્ય મોરલી ન ગમે તો સંપ્રદાયવિમુખ થવાનું કોણ ના કહે છે? પ્રતિદિન પાંચ વખત રાધારમણની મોરલીને નિહાળતા અને વળી તેવાં કૃષ્ણકીર્તનોને ગાતા અને વળી એમના મંદિરના મહાંત બનેલા ગુ. સ્વામી આવી વાગી વાત કરેજ નહિ. આ તો કોઈ શાસ્ત્રબાહ્ય સંપ્રદાયબાહ્ય લુણહરામીનું નીચ નાસ્તિક નિંદ્ય કામ છે.

પ્ર. ૫ વાત ૪૨૩ 'ધામ જોવા ગયા...અક્ષરધામ નજરમાં આવ્યું', એમાં પોતાનું સ્વરૂપ કહ્યું ને ધામના સુખની વિસ્તારે વાત કરીને **લક્ષ્મીનારાયણ નરનારાયણ વાસુદેવનારાયણ શ્રીકૃષ્ણ પ્રધાન-પુરૂષ ને પ્રકૃતિપુરૂષ એ સર્વે કરતાં પણ આ સર્વ પ્રકારે અધિક છે** ને એમાં અંતરજામીપણું છે એથી **આમાં** વિશેષ અંતરજામીપણું છે ને એમાં ઐશ્વર્ય છે એથી **આમાં** વિશેષ ઐશ્વર્ય છે ને શિવજી **જેવા સમર્થ તે પણ પાર્વતીને** વશ છે ને આજ તો સ્રીયુંનું ગમતું મરડીને પણ **આંહી** સમાગમ કરવા આવે છે માટે આ અધિક છે ને **શ્રીકૃષ્ણ ભગવાન તો એક બ્રહ્માંડની ગોવાલી કરે છે ને એવાં તો અનંત બ્રહ્માંડ છે ને અનંત શ્રીકૃષ્ણ છે**" આ આખી ખર વાતમાં શ્રીકૃષ્ણાદિ આગળ અતિ અધમ નિરક્ષર અક્ષરને સર્વ પ્રકારે સમધિક ઠરાવા શ્રીકૃષ્ણને અનેક પ્રકારે પ્રકૃતિપુરૂષથી પણ નીચે ગોવાળીયાપદે ઉતારી પાડવાનું ગોવાળીયાપણું વાપર્યું છે. પ્રથમ તો પ્રકૃતિ પુરૂષને આગળ લખીને અને લક્ષ્મીનારાયણ વાસુદેવનારાયણ શ્રીકૃષ્ણને પાછળ લખીને પ્રકૃત્યંતર્ગત કનિષ્ઠ ઠરાવ્યા, પછીથી એમના કરતાં અક્ષરનું અંતર્યામિપણું અને ઐશ્વર્ય અધિક કહીને અક્ષરથી કનિષ્ઠ ઠરાવ્યા, પછીથી એક બ્રહ્માંડની ગોવાળી (રખવાળી)ના હલકા કામનો હલકો અધિકાર જણાવીને કનિષ્ઠ ઠરાવ્યા, પછી કૃષ્ણ એક નથી પણ એવા અનંત રખડતા છે એમ જણાવીને કનિષ્ઠ ઠરાવ્યા, એમ અનેક રીતે રાધારમણ શ્રીકૃષ્ણને અક્ષર, પ્રકૃતિથી પણ બહુ નીચે ઉતારી પાડવાની આસુર ગોઠવણી કરી છે. શ્રીજીએ મહામંદિરમાં પધરાવેલા સમર્થ શિવજી એક રહી જતા હતા તેમને પણ સ્મૃતિમાં લાવીને તેમનામાં ચિત્રકેતુની પેઠે સ્રીવશ્યરૂપ મહાદોષ મહાપાપ આરોપીને તેમનાથી પણ મનઃકલ્પિત અક્ષરની અધિકતા ઠરાવી છે. શ્રીજીએ તો શ્રીકૃષ્ણને એકજ અદ્વિતીય કહીને એમને અનંત બ્રહ્માંડના અને અક્ષરના પણ અધિપતિ અંતર્યામી પરબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વોપરી ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદન કર્યા છે. જુઓ વચનામૃતાદિ ગ્રંથોમાં શ્રીકૃષ્ણ માટે તેમના બીજા અવતાર શ્રીજીએ આ રીતે કહ્યું છે. 'यस्मात्क्षरमतीतोऽहं....प्रथितः पुरुषोत्तमः' 'अक्षरात्परतः परः' 'कृष्णस्तु भगवान् स्वयं' 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणं' પ્રથમ ૨૧ 'અને એ અક્ષરધામને વિષે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ નારાયણ તે સદાય વિરાજમાન છે ને **અનંતકોટી બ્રહ્માંડના રાજાધિરાજ છે**' પ્ર. ૪૨ શ્રીકૃષ્ણને અક્ષરધામના અધિપતિ કહ્યા છે. પ્રથમ ૭૨ 'અને અખંડ બ્રહ્મચારીની પેઠે ઊર્ધ્વરેતા રહ્યા...અને એ ભગવાન તો જેમ ક્ષરના આત્મા છે તેમજ પ્રકૃતિ પુરૂષથકી પર જે અક્ષરબ્રહ્મ તેના પણ આત્મા છે અને ક્ષર અક્ષર એ બેયને પોતાની શક્તિએ કરીને ધરી રહ્યા છે અને પોતે ક્ષર અક્ષરથકી ન્યારા છે' વરતાલ ૧૮ 'અને પાંચમા આપણા ઈષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન તેને જાણવા... માયાના તમથકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે...ને **અનંતકોટી બ્રહ્માંડની જે ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલય તેના કર્તા છે**' મધ્ય ૬૪ 'એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે આપણા ઈષ્ટદેવ છે...અને પોતાનું અક્ષરધામ રૂપ જે તખત તેને વિષે સદા વિરાજમાન છે...

તેમ શ્રીકૃષ્ણ ભગવાન તે અનંતકોટી બ્રહ્માંડના પતિ છે' પંચાળા ૬ 'તથા અર્જુનને રણસંગ્રામમાં વિશ્વરૂપ દેખાડયું જે 'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः' એવી રીતે અનંત બ્રહ્માંડ દેખાડીને પુરૂષોત્તમપણું જણાવ્યું' ઇત્યાદિ. આ બધાં શ્રીજીનાં વચનામૃતોનો વિચાર કરીએ અને વિમુખ વાતોનો વિચાર કરીએ તો દૈવી આસુરી જેટલો તફાવત નિશ્ચિત થાય છે. જે તે ખોટે પ્રકારે શ્રીકૃષ્ણ આદિકને ઉતારી પાડવા એટલીજ વિમુખવિદ્યા વાતે વાતે તરી આવે છે. એમની સર્વોપરી ઉપાસના કે ભક્તિ એ પણ આજ.

પ્ર. ૫ વાત ૪૨૭ શિક્ષાપત્રીના પ્રથમ શ્લોકનો શતાનંદાદિકૃત શ્રીજીમાન્ય અર્થથકી સ્વયં પંડિતરાજ બનીને જુદો મનઃકલ્પિત ઉલટ ઉટાંગ બંડીયો અર્થ વિતંડાવાદથી કે જલ્પવાદથી કરીને, શ્રીકૃષ્ણને બહુ નીચે ઉતારી પાડી, તેનાથી શ્રીહરિને બહુ જુદા પાડવાની અવિદ્વત્તા વાપરી છે. અર્થ કરવામાં વ્યાકરણ કોષ આપ્ત-વાક્ય ટીકા વિગેરેનું અનુસંધાન લેવાનું હોય છે. આમને તો કશાની જરૂરજ નહિ. સ્વયં પંડિતમન્ય વિમુખોને કશાની જરૂર નહિ અને માન્ય નહિ એ સહજ છે. તેમાં પણ નિરક્ષરને તો બીલકુલ કશાની જરૂર નહિ. વિસ્તાર બહુ થાય એવો હોવાથી વિચાર કર્યો નથી.

પ્ર. ૬ વાત ૯૫ "બ્રહ્માંડ બ્રહ્માંડ પ્રત્યે એક શ્રીકૃષ્ણનારાયણ એક લક્ષ્મીનારાયણ એક નરનારાયણ ને એક વાસુદેવનારાયણ છે, એવાં અનંતકોટી બ્રહ્માંડ છે એમ સમઝવું...પ્રધાન પુરૂષને રૂંવાડે રૂંવાડે ક્ષીરસાગર છે એટલે સાડાત્રણ કરોડ શેષશાયી થયા માટે એ સર્વેથી પ્રધાન પુરૂષ મોટા થયા...એમ ત્યાંસુધી કાળ પુગે છે ત્યારે બીજા શું કાળથકી મુકાવે ? માટે તેને વિષે અરૂચિ કરીને" આમાં શ્રીકૃષ્ણાદિક કે જે સાક્ષાત્ શ્રીહરિ પરમાત્માનાંજ અભિન્ન ભજનીય સ્વરૂપ છે તેમને તુચ્છ પ્રધાન પુરૂષથી પણ નીચે કનિષ્ઠ ઠરાવીને તેમને પણ કાળનું ભક્ષ્ય (નાશવંત) ઠરાવીને, સ્વયં કાળગ્રસ્ત હોવાથી બીજાને કાળથી મુકાવી શકતા નથી માટે તેમાં અરૂચિરૂપ વૈરાગ્ય કરવા સુધીની આસુરાશયતા જણાવી છે. શ્રીજી જેમને જગત્કર્તા કાળનિયંતા પરંબ્રહ્મ પરમાત્મા અક્ષરાતીત સર્વોપરી અવતારી એક ઉપાસ્ય ઇષ્ટદેવ કહેવાપૂર્વક જેના શરણ-વરણથી 'मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' 'अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि' 'मम साधर्म्यमागताः' 'कालमायापापकर्मयमदूतभयादहम् । श्रीकृष्णदेवं शरणं' એમ કાળ માયા પાપકર્મ યમદૂત આદિકથકી આવતા ભયની નિવૃત્તિ થવાની કહે છે. એવા સર્વોપરી શ્રીકૃષ્ણને પ્રધાન પુરૂષથી પણ કનિષ્ઠ કહીને માયાવેષ્ટિત કહેવા અને કાળનું ભક્ષ્ય કહેવા અને સ્વયં કાળભક્ષ્ય હોવાથી કાળથી કોઈને મુકાવી શકે નહિ એમ કહેવું અને વળી એમાં હેય તુચ્છ બુદ્ધિથી અરૂચિ કરવાની કહેવી આ બધુ કેટલું વિરૂદ્ધ વિષમ વિગીત છે એનો વિચાર કરીએ તો દૈવી આસુરી જેટલું અથવા તેથી અધિક અંતર છે. આવી દુષ્ટ વાત ગુ. સ્વામી કદાપિ કહે ખરા ? આ તો કોઈ નીચ નાસ્તિક પ્રકૃતિશીલનું પ્રધાન દુષ્કામ છે. જો બ્રહ્માંડમાં આવવા રહેવા ઉપરથી શ્રીકૃષ્ણાદિ ચારને કાળભક્ષ્ય ઠરાવાય તો શ્રીહરિ પણ બ્રહ્માંડમાં અવતારરૂપે આવેલા હોવાથી કાળભક્ષ્ય ઠરે અને બધા દોષો એમનામાં પણ આરોપિત થાયજ. વિમુખોને કોઈ સચ્છાસ્ત્ર તો આડુ આવેજ નહિ.

સિદ્ધાંતસાગરમાં સિદ્ધાંત ૨૪ "પણ બદ્રીકાશ્રમવાસી જે નરનારાયણ તથા શ્વેતદ્વીપવાસી જે વાસુદેવ-નારાયણ તથા ગોલોકવાસી જે કૃષ્ણનારાયણ તે પ્રકૃતિ પુરૂષથકી પર છે એમ અમારૂં કહેવું નથી તથા તેજ અમે છઈએ એમ પણ અમારૂં કહેવું નથી...પણ એકે અવતાર પ્રકૃતિપુરૂષથકી પર નથી ને પર તો આ પ્રત્યક્ષ અક્ષર ને પુરૂષોત્તમ બેજ છે...અમારૂં ધામ જે આ પ્રત્યક્ષ અક્ષર તે તો અનંત ભગવાન્ ને અનંત ભગવાનનાં ધામ તે સર્વેનું કારણ છે" આ વાત તો અપસિદ્ધાંત-માત્રના મહાસાગરરૂપ મહાવિમુખ છે. શ્રીજી જે શ્રીકૃષ્ણાદિકને વચનામૃતાદિ ગ્રંથોમાં પ્રકૃતિ પુરૂષ અક્ષર આદિકથી પર, નિયંતા, સર્વ કારણ, અક્ષરાતીત, પુરૂષોત્તમ પરમાત્મા ઉપાસ્ય ઇષ્ટદેવપણે કહેવાપૂર્વક પોતાને પણ તેમના દ્વિતીય અવતારપણે કહે છે તેમને તેમના વચનવિદ્રોહી અપસિદ્ધાંતિઓ પ્રકૃતિ પુરૂષ અક્ષર આદિક-થકી અત્યંત નીચે તુચ્છ પ્રાકૃત માણસ જેવા ઠરાવીને પ્રકૃતિ પુરૂષ અક્ષરને પર મોટા કારણ ઠરાવાની નિત્ય નિરક્ષરતા વાપરે છે. ક્યાં અમૃત અને ક્યાં વિષ ? ક્યાં મણિ અને ક્યાં કાચ ? ક્યાં તેજ અને ક્યાં

અંધકાર ? એવો શ્રીજીનાં વચનો અને આવી ઉત્શૃંખલ વાતો મધ્યે બહુ ભેદ ઉઘાડો છે. જ્યારે નરનારાયણને તથા શ્રીકૃષ્ણને પ્રકૃતિ પુરૂષની અંદર ગણીએ ત્યારે તેમના દ્વિતીય અવતારભૂત ભગવાન્ શ્રીહરિની પણ એવીજ અવદશા તુલ્ય ન્યાયે થાયજ. ખરા ન્યાય આગળ પક્ષપાતને બહુ સ્થાન ન હોઈ શકે. આ બધો મહાપરાધી દોષ કરવાનું કારણ તો કલ્પિત તુચ્છ અક્ષરને શ્રીકૃષ્ણાદિકથી બહુ મોટું, તેમનું પણ કારણ નિયંતા સર્વોપરી ઠરાવવું એજ જણાય છે. આથી નામથી સિદ્ધાંતસાગર પણ અર્થથી તો અપસિદ્ધાંત કે સિદ્ધાંતાંતરનો સાગર જણાય છે. આમાં સઘળી વાતો આવીજ અપસિદ્ધાંત ભરેલી છે. વિચારવામાં પણ મહાપાપજનક હોવાથી લીધી નથી.

પ્ર. ૩ ની વાત ૮૭ 'કથાના પ્રસંગમાં સ્વામીએ વાત કરી જે નારાયણે પોતાના શરીરમાંથી બે કેશ તોડીને આપ્યા, તેમાં એક ધોળો અને એક કાળો હતો અને કહ્યું જે **આ બે વાળ જે મારા મુક્ત** તે તમારી રક્ષા કરશે. તેમાં એક ધોળો કેશ તે રોહિણીના ગર્ભને વિષે આવીને તે બળદેવજી થયા ને કાળો કેશ તે દેવકીના ગર્ભને વિષે આવીને કૃષ્ણ થયા. તે ઉપર શ્રીમદ્ભાગવતના દ્વિતીય સ્કંધના સાતમા અધ્યાયમાં શ્લો. ૨૬ મો જે–भूमेः सुरेतरवरूथविमर्दितायाः क्लेशव्ययाय कलया सितकृष्णकेशः। जातः करिष्यति जनानुपलक्ष्यमार्गः कर्माणि चात्ममहिमोपनिबन्धनानि' હવે આપણા સંપ્રદાયનો મુખ્ય ગ્રંથ સત્સંગિજીવન **છે તેમાં શ્રીકૃષ્ણ એજ મહારાજ છે એમ લખ્યું** છે તે આધારે આપણે જો શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણ છે એમ કહીએ તો વ્યાસજીના કહેલા શ્લોક પ્રમાણે શ્રીકૃષ્ણ કોઈ નારાયણનો કાળો મુવાળો છે તો આપણા શ્રીજી મહારાજ પણ કોઈ નારાયણનો કેશ ઠર્યા એમ થયું." આમાં ઉદ્ધવસંપ્રદાયમતે સર્વોપરી ઉપાસ્ય ઈષ્ટદેવપણે મનાતા શ્રીકૃષ્ણને શ્રીકૃષ્ણપર ભાગવતશ્લોકનો વિતંડાવાદથી કે જલ્પવાદથી સંપ્રદાયવિરૂદ્ધ ખોટો અર્થાંતર કરીને આ લોકના મુક્તથકી પણ નીચે ઉતારી પાડવાની શિશુપાળી અવળી ગોઠવણી કરી છે. વ્યાસજીએ જે શ્લોક કહ્યો છે તે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને કોઈ નારાયણનો કાળો મુવાળો મુક્ત ઠરાવીને ઉતારી પાડવા નહિ. વ્યાસજીની મહત્તા અને શ્રીકૃષ્ણવિષયનો ઉચ્ચ અભિપ્રાય અને ભાગવત રચવાનો મુખ્ય ઉદ્દેશ તો મધ્ય ૬૪ વરતાલ ૧૮ મધ્ય ૩૯ વિગેરેમાં શ્રીજીએ વારેવારે બહુ ઉત્તમ જણાવ્યો છે. રહસ્ય સમઝ્યા વિના શ્લોકનો અવળો અર્થ કરીને આચાર્યવર્ય વ્યાસજીને પણ ઉતારી પાડ્યા છે.

આ સંપ્રદાયનો મૂળ સમારંભ 'अन्योऽपि धर्मरक्षायै' 'कलौ खलु भविष्यन्ति' 'शुद्ध्यन्ति तस्मै प्रभविष्णवे नमः' 'नोद्धवोऽण्वपि मन्न्यूनो' ઈત્યાદિ વ્યાસકૃત ભાગવત વચનોને લઈને ઉદ્ધવજી અને શ્રીકૃષ્ણથી થાય છે. શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને સ્વસ્વરૂપનું જ્ઞાન પ્રવર્તાવા રાખેલા તે રામાનંદસ્વામીરૂપે અવતર્યા અને પોતે શ્રીહરિરૂપે અવતર્યા હોવાથી સંપ્રદાયનું 'ઉદ્ધવસંપ્રદાય' એવું સાર્થક નામ રખાયું. આવોજ સંપ્રદાયનો શાસ્ત્રીય આખો ઉપોદ્ઘાત શ્રીજીએ ઘડ્યો છે. આ જોતાં શ્રીકૃષ્ણ એજ શ્રીજીમહારાજ છે એમ કહેવું બરોબર છે. આવી અભેદની વાત મુખ્ય ગ્રંથ સત્સંગિજીવનમાં લખી છે એમ સ્વયં બંડીયા કબૂલ કરીને પણ તેમાં ખોટા મોટા દોષ દૂષિતબુદ્ધિથી આરોપીને વિમુખમાર્ગે જાય છે એ કુસંગિજીવન કામ છે. શ્રીજીએ જેને મુખ્ય માન્ય ગ્રંથ કહ્યો હોય તેને અને તેમાં જે કહ્યું હોય તે માનવુંજ જોઈએ. શ્રીજીએ તો 'कृष्णस्तु भगवान् स्वयम्' ઈત્યાદિ વચનોને લઈને શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વોપરી અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવપણે ઉદ્ઘોષીને વર્ણવ્યા છે. એવા શ્રીકૃષ્ણને અત્યંત નીચે ઉતારી પાડવા પોતાને ફાવતું બધું અવળું ગોઠવીને છેવટે ભાગવત કે જે શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પરમાત્મા સર્વોપરીપણે સમર્થન કરવા પ્રવર્ત્યું છે તેના શ્લોકનો દાખલો ખોટો અડાવ્યો. ભાગવત ઉપર ઘણી ટીકાઓ છે તેમાં કોઈએ એવો વિમુખ અર્થ કર્યો નથી. એટલુંજ નહિ પણ ખોટા બંડ અર્થનું ખંડન શંકાસમાધાન સાથે કરીને સારો ઘટિત અર્થ કર્યો છે. બીજી ટીકાઓની વાત બાજુ પર રહી. આ સંપ્રદાયની ગોપાળાનંદમુનિકૃત ટીકામાં 'सितकृष्णकेशः' આ પદની 'सितो वलदेवः, कृष्णोऽर्जुनश्च, तौ द्वौ केशौ तदैश्वर्यलेशप्राप्त्या केशभूतौ यस्य सः। अथवा सितो हरश्च, कृष्णो लोकपालविष्णुश्च, को ब्रह्मा च, तेषां नियामकः' (અર્થ–સિત એટલે બળદેવ, કૃષ્ણ એટલે અર્જુન તે બે જણ,

શ્રીકૃષ્ણથી ઐશ્વર્યલેશને પામેલા હોવાથી કેશભૂત જેના છે એવા શ્રીકૃષ્ણ. અથવા સિત એટલે હર, કૃષ્ણ એટલે લોકપાળ વિષ્ણુ. ક એટલે બ્રહ્મા, એ ત્રણના ઈશ નિયામક એવા શ્રીકૃષ્ણ છે) આવો સદર્થ કરીને, છેવટે 'सितकृष्णकेश' इत्यस्य कृतो योऽर्थस्ततोऽर्थान्तरे क्रियमाणे सति 'अन्ये चांशः कलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयं' मिति वचनेन सह विरोधापत्तेरस्यार्थस्यैव सामञ्जस्यमस्ति' (અર્થ सितकृष्णकेश' આ પદનો જે અહીં અર્થ કર્યો તે થકી બીજો અવળો બંડીયો અર્થ કરવામાં આવે તો 'कृष्णस्तु भगवान्' આ શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન કહેનારા વચનની સાથે વિરોધ આવે. માટે અમે જે અર્થ કર્યો એજ સમીચીન છે) આ રીતે ગોપાળાનંદ-સ્વામીએ અવળા અર્થનું સકારણ ખંડન કરીને સવળો અર્થ કર્યો છે. ભગવત્પ્રસાદાચાર્ય વિરચિત ભક્તરંજની ટીકામાં–'सितकृष्णकेशः' આ પદનું 'कलया–चातुर्येण सिता–निबद्धाः कृष्णाः–श्यामाः केशाः–शिरोरुहा येन सः' (અર્થ–ચાતુર્યરૂપ કળાથી સિત–બાંધ્યા છે કૃષ્ણ–કાળા કેશ–મસ્તકેશ જેમણે એવા શ્રીકૃષ્ણ છે) આવો કશી પંચાત ન આવે એવો પ્રકારાંતરે અર્થ કર્યો છે. બીજો પણ એક પ્રકારાંતરે અર્થ કર્યો છે. છેવટે (શંકા–) 'જો આવોજ અર્થ હોય તો વિષ્ણુપુરાણ તથા મહાભારતમાં જે ધોળા કાળા કેશનો પ્રાદુર્ભાવ કહ્યો છે તે શી રીતે ઘટશે? એવી આશંકા કરીને, (સમાધાન) તેમાં તેમ કહ્યું છે તે તો કેવળ કેશમાત્રના પ્રાદુર્ભાવના અભિપ્રાયથી નહિ પરંતુ 'પૃથ્વીનો ભાર ઉતારવારૂપ જે કાર્ય છે તે શા હિસાબમાં છે? અત્યલ્પ હોવાથી મારા કેશ પણ કરવા સમર્થ છે' એમ ઐશ્વર્ય જણાવાને માટે તથા રામકેશવના શરીરવર્ણની સ્તુતિ માટે કેશનું ઉદ્ધરણ છે' એમ જણાય છે. જો આવો અર્થ ન કરીએ તો તેજ વિષ્ણુપુરાણમાં અને મહાભારતમાં પરસ્પર વિરોધ આવે, કેમકે બીજે ગીતા વિષ્ણુસહસ્ર વિગેરે સ્થળે શ્રીકૃષ્ણને પરબ્રહ્મ પુરૂષોત્તમ સ્વયં ભગવાનપણે નિરૂપણ કર્યાં છે. અને વળી कृष्णस्तु भगवान् स्वयं' આ ભાગવતવચન સાથે પણ વિરોધ આવે માટે જે પ્રથમ અર્થ કર્યો છે એજ સમીચીન છે' એમ ટીકામાં ભગવત્પ્રસાદાચાર્યે સંસ્કૃત વાક્યોથી સમાધાન કર્યું છે. રામાનુજ સંપ્રદાયની વીરરાઘવી ટીકામાં તથા વલ્લભસંપ્રદાયની સુબોધિની ટીકામાં તથા શ્રીધરી ચક્રવર્તી વિગેરે ટીકાઓમાં બંડીયા અર્થાંતરનું ખંડન કરીને આવોજ સમીચીન અર્થ કર્યો છે. એકજ ગ્રંથમાં કોઈ વાક્યમાં શ્રીકૃષ્ણના અપકર્ષ જેવું જણાતું હોય ત્યાં કેમ સમઝવું તેની રીતિ પણ શિક્ષાપત્રી શ્લો. ૧૦૧–૧૦૨ માં કહી છે કે ઉત્કર્ષને કહેનારૂ વચન પ્રધાન માનવું. એનો પ્રકાર શ્રીકૃષ્ણ માટેજ ટીકામાં ભાગવતવચનોને સરખાવીને સરસ વર્ણવ્યો છે. આ બધો સદર્થ જોતાં ઢુંઢીયાએ જે અર્થ કર્યો છે તે શ્રીજી-માન્ય શાસ્ત્રથી વિરૂદ્ધ હોઇને શ્રીકૃષ્ણને દ્વેષ અસૂયાથી ઉતારી પાડવાના આસુર ઈરાદાવાળો અત્યંત અવળો છે. સંપ્રદાયમાં શ્રીજીએજ પોતે અને શ્રીકૃષ્ણ એકજ સ્વરૂપ છે એમ નક્કી કરેલું હોવાથી જો શ્રીજીની પારમેશ્વરી અવતારી મહત્તા જાળવવી હોય તો શ્રીકૃષ્ણની પહેલી જાળવવી પડે. શ્રીજીએ એમજ કર્યું છે. શ્રીકૃષ્ણને કાળો મુવાળો ઠરાવે તો શ્રીજી પણ એમજ ઠરે એ વાત ખરી ન્યાયભરેલી છે. માટે શ્રીજીએ જે વચનામૃતાદિ ગ્રંથોમાં શાસ્ત્રાધારે સુંદર વ્યવસ્થા કરી છે એમજ માનવા વળગવામાં સાર છે. વિમુખ માર્ગમાં ખોટા અર્થો કરવાનો આ એક પ્રબળ પુરાવો છે. આવી સર્વ શાસ્ત્રવિરોધી વામ વાત ગુ. સ્વામી કરે નહિ. કેમકે તે તો બાલ્યવયથી વલ્લભસંપ્રદાયની કંઠી બાંધીને ગુણાતીત ગોલોકના અધિપતિ રાધાપતિ શ્રીકૃષ્ણના પરમભક્ત થયા હતા એમ પ્ર. ૫ વાત ૨૦ માં કહ્યું છે. માટે આ તો કોઈ કૃષ્ણદ્વેષી શ્રીજીદ્વેષી અને ગુ. સ્વામીદ્વેષી નીચ શિશુપાળ જેવા કૃષ્ણવિમુખનું પ્રકૃતિસિદ્ધ પાપકામ છે.

પ્ર. ૩ વાત ૨૩૯ "ફકીરે પુછ્યું જે સાધુરામ કીસકા ભજન કરતે હો! ત્યારે વિરજાનંદસ્વામીએ કહ્યું જે **કૃષ્ણકા ભજન કરતા હે.** પછી તે ફકીરે કહ્યું કે **આજતો કૃષ્ણકી ટોળીયો ને ટોળીયો ફીરતી હે** તુમ ઈસમે કીસ કૃષ્ણકા ભજન કરતે હો" આ કૃષ્ણદ્રોહી વાતમાં બનાવટી પરચો ફકીરના નામથી ઉટાંગ ઉભો કરી, શ્રીકૃષ્ણની અનંત ટોળીઓ ફરતી ઠરાવીને, તેમને અત્યંત ઉતારી પાડવાની ફીતુરી ફકીરાઈ વાપરી છે. મુસલમાન નાસ્તિક ફકીર તો શ્રીકૃષ્ણને ભગવાન તરીકે નહિ માનતો હોવાથી તેમને સાધારણ માણસ સમઝીને ગમે તેવો વિમુખ પ્રલાપ કરે પણ તેનો અનુવાદ કરીને હિંદુ વૈષ્ણવ આસ્તિક પણ તેના

જેવા પ્રલાપ કરે તે તો અત્યંત અનુચિત અધમ આસુરી કહેવાય. સાધુરામ વિરાજાનંદસ્વામી કે જે શ્રીજીનાજ દીક્ષિત હતા તેમણે કૃષ્ણનું ભજન કરવાનું કહ્યું તે શ્રીજીવચન પ્રમાણે બરોબર શાસ્ત્રીય સત્ય હતું તેને પણ વિમુખ ભાવથી અસત્ય ઠરાવા બીજો કોઈ સારો હિંદુ હાથ ન આવતાં વિજાતી નાસ્તિક ફકીર ગોતી કાઢયો. એવા કૃષ્ણવિમુખ ફકીરો તો દુનીયામાં ઘણા ફરતા ફરે છે તેનું પ્રમાણ તો કૃષ્ણદ્વેષી નીચ વિજાતિ હોય તેજ લઈ શકે પણ દૈવી ઉદ્ધવસંપ્રદાયી લઈ શકે નહિ. શ્રીજી જે શ્રીકૃષ્ણને અક્ષરાધિપતિ પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ સર્વોપરી અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવપણે કહેવાપૂર્વક પોતાને તેમના દ્વિતીય અવતાર અભિન્ન તરીકે ઓળખાવે છે તેમને આવી રીતે નાસ્તિક વિમુખ અસુરો સીવાય બીજો કોણ ઉતારી પાડવાનો ખોટો પરચો ઉભો કરે ? જ્યાં વિજાતિ નીચ ખોજાજ વાત ગોઠવનારા હોય ત્યાં ફકીરજ હાથમાં આવે એ સહજ છે અને હિંદુમાન્ય પૂજ્ય શ્રીકૃષ્ણની આવી ગર્હા કરે એ પણ સહજ છે. જે તે પ્રકારે કૃષ્ણને નિંદવા એટલોજ વિમુખ મુદ્દો છે.

પ્ર. ૩ વાત ૫૫ **"મહારાજ અને આ સાધુ કોઈ દિવસ આવ્યા નથી અને આજ આવ્યા તે બધો નવો ઉઠાવ છે અને અક્ષરની આ તરફનાને આ જ્ઞાન પચ પડતું નથી. અવતારોએ ભેળું ને ભેળું રાખ્યું, તે માયા પરના કોઈ ન હતા"** આ નવા ઉઠાવની વાતમાં રાજારૂપ રામકૃષ્ણાદિક અવતારોનાં નિત્ય નિર્દોષ કલ્યાણકારી દિવ્ય ગુણ ચરિત્રોમાં દ્વેષી શિશુપાળવત દોષારોપણ કરીને તેમને માયાની અંદરનાજ કોઈ જીવાદિક જેવા પ્રાકૃત ઠરાવીને અત્યંત નીચે ઉતારી પાડવાની આસુરી માયા ઉઘાડી વાપરી છે. મહારાજને જો અનાદિ જગત્કર્તા ભગવાન પુરૂષોત્તમ અવતારી શાસ્ત્રપ્રતિપાદ્ય માનવા હોય ત્યારે તો કોઈ દિવસ આવ્યા નથી' એમ લવી શકાયજ નહિ તેમજ 'બધો નવો ઉઠાવ છે' એમ પણ લવી શકાય નહિ. કેમકે ભગવાનના તો અનંત અવતારો થઈ ગયા છે અને તેઓ નવો ઉઠાવ નહિ પણ શાસ્ત્રાનુસારી અનાદિનોજ હિતમાર્ગ ચલાવી ગયા છે. જો 'કોઈ દિવસ આવ્યા નથી અને આ નવોજ બધો ઉઠાવ છે' એવો દુરાગ્રહ કરીએ તો શ્રીજી પણ એક બનાવટી ખુંણીયા નવાજ પરમેશ્વર ઠરે અને એમણે ચલવેલો માર્ગ અવૈદિક કલ્પિત પાખંડીજ ઠરે. એમ થતાં બધુ અમાન્ય અગ્રાહ્ય અવળું થઈ જાય. ઉદ્ધવસંપ્રદાયનો શ્રીજીમાન્ય શાસ્ત્રીય ઉપોદ્ઘાત તો 'શ્રીકૃષ્ણે સ્વસ્વરૂપના જ્ઞાનપ્રચાર માટે પ્રથમ ઉદ્ધવજીને રામાનંદરૂપે અવતારીને પછી પોતે ભગવાન શ્રીહરિરૂપે અવતર્યાં અને એમણે મળીને ઉદ્ધવસંપ્રદાયની પ્રવૃતિ કરી' એવો હોવાથી 'કોઈ દિવસ આવ્યા નથી અને આ તો નવોજ ઉઠાવ છે' એવું જાલ્મજલ્પન એમના સાચા અનુયાયીથી સ્વપ્ને પણ થઈ શકે નહિ. શ્રીજી જે સાધુરૂપ રાજારૂપ અવતારોને અક્ષરધામી પરમાત્માનાં સાક્ષાત્ અભિન્ન દિવ્ય રૂપાંતરો ભજનીય કહેવાપૂર્વક જેમને લોયા ૧૩ વરતાલ ૫ વિગેરેમાં 'दैवी ह्येषा...मायामेतां तरन्ति ते' ઈત્યાદિ ગીતાવચનો લખીને માયાતીત અક્ષરાતીત માયાનિયંતા માયાનિવારક અક્ષરપ્રાપક કહે છે અને જેમના ગુણચરિત્રોને નિત્ય નિર્દોષ કલ્યાણકારી ગ્રેય કહે છે તે ધ્યેય મોક્ષપ્રદ અવતારોને એમના વચનદ્રોહી મહાવિમુખો 'અવતારોએ ભેળે ને ભેળું રાખ્યું. તે માયાપરના કોઈ ન હતા' એમ જલ્પે છે તે તેમની માયાબદ્ધ વિમુખ જાતને મળતું શોભતુંજ છે. વળી આમાં 'માયા પરના કોઈ ન હતા એમ કોઈને પણ બાદ નહિ કરતાં તમામ અવતારો માટે સરખુંજ જડજલ્પન કર્યું છે. જ્યારે અવતાર સામાન્ય માટે આવું અત્યંત અવળુંજ જલ્પાય ત્યારે શ્રીજી પણ એક અવતારરૂપ હોવાથી તુલ્ય ન્યાયે એમને પણ એવાજ કહેવાનો પ્રસંગ કેમ ન આવે ? કલ્યાણકારી કૃપાળુ અવતારો તો સ્વતઃ માયા પરના હોવાથી લોકશાસ્ત્રને મળતું ભળતું બધુ રાખી રખાવી ગયા છે. એમનાથી વિમુખ થએલા માયાવેષ્ટિત બંડીયા તો લોકસાસ્ત્રને નહિ મળતું ભળતું કરવા સંપ્રદાયને બહારવટે છડેચોક નીકળ્યા છે. એટલે પોતાની પાપદષ્ટિએ ધ્યેય મોક્ષપ્રદ ભગવદ્રૂપ અવતારોને પણ શિશુપાળવત્ અવળું કહે એ સહજ છે. આ ઉપરથી વિમુખમત વ્યકત થયો કે–અવતારો એ પરમાત્માના નહિજ પણ એ તો કોઈ માયામાંથી ઉપજનારા અને અંતે માયામાંજ લય પામનારા કોઈ જીવાદિ જેવા ક્ષુદ્ર છે. શ્રીજી તો પુરૂષોત્તમમાંથી અવતારોનો અવિર્ભાવ અને પાછો એમાંજ તિરોભાવને કહે છે. શ્રીજીમત અને બંડમતને

બરાબર મેળવીએ તો દિવા રાત્રિ જેટલું કે દેવી આસુરી જેટલું કે ચંદ્રમા રાહુ જેટલું અંતર સિદ્ધ થાય તેમ છે. આવો શ્રીજીવચન વિમુખ પ્રલાપ કરવો એ જ્ઞાન નહિ પણ ઉઘાડું અજ્ઞાનજ ગણાય. આવું નવા ઉઠાવનું અજ્ઞાન કોઈપણ સાક્ષરોને પચ ન પડે એ સંભવિતજ છે. અવતારોને આવી ખરાબ રીતે ઉતારી પાડવાનો મુખ્ય બંડ હેતુ તો નિરક્ષર માનીતા કલ્પિત અક્ષરને અવતારો કરતાં મોટા ઠરાવાનો છે. આને માટેજ બધાં મહાપાપો કરવામાં આવે છે. ભગવત્સ્વરૂપ અવતારોના દ્રોહને અત્યાધિક પાપમાં ગણ્યો છે.

પ્ર. ૩ વાત ૧૧૯ "અને બીજાં દેવ દેવલાં, કહેતાં અનંત પ્રધાન પુરૂષ ને અનંત અવતારો **સ્વામિનારાયણનું આપ્યું કણેથું ખાય છે એને કોઇને મોક્ષ કરવાની** ગતિ નથી" ઉપરની વાતમાં રામકૃષ્ણાદિ અવતારોને માયાની અંદરના કોઈ ક્ષુદ્ર ગણ્યા અને આ વાતમાં દેવ દેવલાંની અંદર પ્રધાન પુરૂષ જેવા ક્ષુદ્ર ગણીને 'મોક્ષ કરવાની ગતિ નથી' એમ અતિ અવળું જલ્પીને અત્યંત નીચે ઉતારી પાડવાની નીચનીચતા નિરતિશય જણાવી. શ્રીજી તો પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમનાજ સાક્ષાત્ અવતારો હોવાનું કહેવાપૂર્વક તેમનાથી અભિન્ન, સર્વ ગુણઐશ્વર્યપરિપૂર્ણ દેવદેવ પ્રકૃતિપર મોક્ષમૂર્તિપણે કહીને જેમના ઉપાસનથી અક્ષરધામની પ્રાપ્તિરૂપ મોક્ષ મળવાનો લોયા ૧૮ મધ્ય ૩૧ વિગેરે વચનામૃતમાં તથા સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૭ વિગેરેમાં કહે છે. અને જેમનું આગમનપ્રયોજનજ આશ્રિતોનો મોક્ષ કરવો એજ ખાસ કહે છે, એવા મોક્ષમૂર્તિમોક્ષાર્થ સઘળી પ્રવૃત્તિવાળા મોક્ષદાતા ધ્યેય અવતારોને 'આપેલું કણેથું ખાય છે' 'કોઈને મોક્ષ કરવાની ગતિ નથી' 'દેવદેવલાં જેવા છે' એમ દિવા રાત્રિ જેટલું અતિશય અવળું શ્રીજીના સામાવાડીયા વિમુખ સીવાય બીજી આસ્તિક જનતાની સ્વપ્ને પણ કહી શકાય નહિ. અવતારશત્રુ વિમુખ હોય તે ગમે તે વિમુખભાવથી બોલે કે લખે તે તેમની જાત ભાતને બહુ બંધબેસતું છે. વિમુખ બંડીયા ઢુંઢીયાનો અર્થજ એ છે. જે અવતારોનું પ્રયોજનજ ઉપાસકોનો મોક્ષ કરવો એજ છે એ અવતારોને જ્યારે મોક્ષ કરવાની ગતિ નથી ત્યારે હવે મોક્ષની આશા કોઈ આસ્તિકને રાખવાની રહી નહિ અને એને માટે સાધન-પ્રયાસ પણ કરવાનો રહ્યો નહિ અને ભગવાનને અવતાર ધરવાની કડાકુટવાળી જરૂર પણ રહી નહિ. મોક્ષ, મોક્ષસાધન, મોક્ષદાતા વિગેરે બધી બાબતમાં ગોડું મુકી દેવું. વળી વાતમાં કોઈ પણ અવતારને બાદ નહિ કરતાં સર્વને એક સરખામણીમાંજ ગણવા માટે 'એને કોઈને મોક્ષ કરવાની ગતિ નથી' એમ સર્વસામાન્યપણે કહે છે. ભગવાન્ શ્રીજીનેતો સંપ્રદાયનાં સર્વશાસ્ત્રો શ્રીકૃષ્ણના બીજા અવતારરૂપે સ્પષ્ટ કહેતાં હોવાથી તે પણ અવતારવર્ગમાં આવી જાય છે. જ્યારે શ્રીકૃષ્ણાદિક આવી અપગતિ થાય ત્યારે તેમની પણ તુલ્યન્યાયે એવી અપગતિ કોઈ કહે તો કયા પ્રમાણથી ના કહી શકાય ? એજ વિચારવાનું છે. માટે અવતારો એ શું તત્વ છે ? એ જો શ્રીજીના શાસ્ત્રીય સિદ્ધાંત પ્રમાણે સમજે તો આવી લવરી કરવાનું વિમુખોને રહેજ નહિ. અવતારોની મોક્ષ કરવાની અસાધારણ સત્તાજ જાણે વિમુખોએ આસુરબળથી લુંટી લીધી હોય કે ઇજારે રાખી લીધી હોય એવીજ બધી સન્નિપાતી લવરી જણાય છે. પરમાત્મા જ્યારે અવતરે છે ત્યારે તેમના દ્રોહી અસુરો પણ અવતરે છે એ વાત શાસ્ત્રસિદ્ધ હોવાથી અત્યારે પણ એમજ થયું જણાય છે.

પ્ર. ૨ ની પ્ર. ૨ વાત ૨૯૩ 'બસેં છોકરાંને અમે બ્રહ્મવિદ્યા ભણાવી છે તે હું કલ્યાણ કરીશ એવું તો એકુકો કરશે, ત્યારે **અવતાથી તો એ સારસ થયા**, પણ જીવને **એનો મોહ તે શું કરીએ** ? માટે આપણને તો આ ભગવાન્ મળ્યા છે તેજ અક્ષરધામમાં લઈ જશે ને બીજાને તો 'कृष्णाय नमो नमः' એથી આગળ કોઈ ચાલી શકે નહિ. પણ મહારાજે તો શિખવ્યું હતું. જે **'કોટી કૃષ્ણ ત્યાં જોડે હાથ'** આ વિમુખરાજ વાતમાં સચ્છાસ્ત્રમાન્ય જગન્માન્ય શ્રીજીમાન્ય કલ્યાણમૂર્તિ ધ્યેય રામકૃષ્ણાદિ અવતારોને પ્રથમ બ્રહ્મવિદ્યાધીશ ગુ. સ્વાગી અને પછીથી તેમણે ભણાવેલાં તુચ્છ છોકરાંથી પણ અતિકનિષ્ઠ કલ્યાણ કરવામાં કહીને, 'કોટી કૃષ્ણ જોડે ત્યાં હાથ' એમ નાસ્તિક કબીરપદને આગળ ધરીને શ્રીકૃષ્ણને નામનિર્દેશ સાથે દ્વેષથી અતિકનિષ્ઠ અનુપાસ્ય તુચ્છ કહીને, છેવટે જ્યાં 'मह्यं नमोऽस्तु कवये निरपत्रपाय' એમાં કહ્યા પ્રમાણે કોઈ કારણે પોતે પોતાને અતિધિક્કાર કે અતિઅનાદર કહેવો હોય તેમજ બીજા કોઇનો

બહુ ધિક્કાર કે અત્યંત અનાદર કહેવો હોય ત્યાં 'મને નિર્લજ્જને દૂરથી નમસ્કાર છે, કે તને બહુ દૂરથી નમસ્કાર છે' એમ નમઃશબ્દથી જણાતા પૂજાર્થને છેકોક્તિથી નિંદાર્થપણે લેવામાં જેમ આવે છે તેમ આમાં શ્રીકૃષ્ણનો અનવધિ ધિક્કાર અને અનાદર જણાવા 'બીજાને તો कृष्णाय नमो नमः' એમ દ્વેષભાવથી જોડી કાઢ્યું છે. અથવા જેમ જે વસ્તુ જેણે કૃષ્ણાર્પણ કર્યું હોય તેનો લેશથી પણ કોઈપણ જાતનો તેને સંબન્ધ રહેતો નથી તેમ રાધાકૃષ્ણાદિક સાથે કશો સંબન્ધજ રાખવો નહિ એવો પણ દુરાશય સમજાય છે. વળી જેમ જુઠા માયિક જગતમાં સાચાપણાનો સર્વને મોહ થઈ ગયો છે તે ટાળવાનો છે તેમ જગતને અવતારો કે જે ખરી રીતે પરમેશ્વર કલ્યાણકર્તા નથી અને અક્ષરધામ લઈ જનાર નથી તેમાં પરમેશ્વરપણાનો ને કલ્યાણકર્તાપણાનો ખોટો મોહ થઇ ગયો છે તે પણ ટાળી નાખવો જોઈએ એવો પણ આસુરાશય સૂચવ્યો છે. અવતારો કલ્યાણ નહિ કરી શકશે, છોકરા કરી શકશે, એવો પણ અધમાશય તરી આવે છે. 'કોટી કૃષ્ણ ત્યાં જોડે હાથ' આવું મહારાજે શિખવ્યું હતું એમ મહારાજને માથે મિથ્યા અપવાદ અપાય છે તે અત્યંત અયુક્ત હોઈને અધમ અતિપાપાવહ છે. મહારાજ તો શ્રીકૃષ્ણને અક્ષરાધિપતિ પરબ્રહ્મ પુરૂષોત્તમ સર્વાવતારકારણ સર્વોપરી ઉપાસ્ય ઈષ્ટદેવ કલ્યાણમૂર્તિ કહેવાની સાથે તેમનું પોતે ધ્યાન પૂજન નમન કરવાપૂર્વક બીજાઓને તેમ માનવા કરવાનું શિખવેલું 'श्रीकृष्णाय नमस्तस्मै' ( સ. પ્ર. ૧ અ ૧ શ્લો. ૧ ) તથા 'श्रीकृष्णं हृदि चिन्तये' ( શિક્ષાપત્રી શ્લો. ૧ ) ઈત્યાદિ ગ્રંથોમાં સુપ્રસિદ્ધ છે. જ્યારે શ્રીજીના મૂળ પૂર્વરૂપ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને આવી રીતે ઉતારી પાડવામાં આવે ત્યારે તેમના અવતારભૂત શ્રીજીની પણ તુલ્યન્યાયે એવી અવદશા કેમ ન થાય ? એજ વિચારવાનું છે. પ્ર. ૫ ની પ્ર. ૩ વાત ૧૨૫ માં તો દાઢી મુંછ નહિ ઉગેલાં છોકરામાં સ્ત્રીનો ભાવ ઠરાવીને તેની સામું દૃષ્ટિ માંડીને જોવાનો તેમજ તેમાં હેત કરવાનો સ્વયં નિષેધ કરે છે તે ગુ. સ્વામીએ બસેં છોકરાંને બ્રહ્મવિદ્યા શી રીતે ભણાવી હશે તે કાંઈ સત્ય સમઝણમાં આવતું નથી. ક્યાં બસેં છોકરાં ? અને શી બ્રહ્મવિદ્યા ભણાવી હશે ? અને એકુકે કેવું કેવું કલ્યાણ કર્યું હશે ? તે તો તે ભણનારાં છોકરાં અને ભણાવનારા સ્વામી એ બેજ જણ ખાનગી જાણે. બીજો કોઇ વૃદ્ધ સારો સાક્ષી નથી. આવી વામ વાતો ઉપરથી તો શ્રીજીમાન્ય બ્રહ્મવિદ્યા નહિ પણ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણની નિંદામાં કે ખંડનમાં પર્યવસાન પામનારી કોઈ અવળી અવિદ્યા આસુરી ભણાવી હોય એમ જણાય છે. કેમકે પાછળ એવુંજ અવળું પ્રત્યક્ષ જોવા અનુભવવામાં આવે છે. આવી છોકરાંની તુચ્છ રમતગમત જેવી છોકરીયા વાત છોકરાથી બહુ છેટે રહેવા ઈચ્છતા ને એવો ઉપદેશ કરતા કૃષ્ણભક્ત ગુ. સ્વામી કદાપિ કરે નહિ એ સાબીત છે. આ તો બીજા કોઈએ શ્રીકૃષ્ણથી છોકરાંને અધિક કહી તેમને ફુંગરાવી છેતરીને તેમના થકી તુચ્છ પાપ સ્વાર્થ સાધવાના દુષ્ટાશયથી જુઠી જોડી કાઢી જણાય છે. શ્રીકૃષ્ણને ઉતારી પાડવામાં આ વાત અધમાધમ અતિપાપી અતિસાહસી આસુરી છે.

ઉપર પ્રમાણે સર્વજ્ઞ શ્રીકૃષ્ણરૂપ ભગવાન્ શ્રીહરિએ જે શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ નારાયણ સર્વોપરી સર્વાવતારી ઉપાસ્ય ઇષ્ટદેવપણે સપ્રમાણ સાદર પ્રતિપાદન કર્યા છે. એમનેજ શિશુપાળ રીતિએ દ્વેષ રોષ ઈર્ષ્યાથી સાધારણ પ્રાકૃત માણસ તુચ્છ છોકરાંથી પણ અત્યંત નીચે ઉતારી પાડીને તેમના દ્વિતીય સજાતીય અવતારરૂપ શ્રીહરિને અત્યંત જુદા પાડવામાં આવ્યા છે. આવી વિમુખ વિગતી વાતો તો બહુજ છે, વિવેચન કરીએ તો પારજ ન આવે, અહીં તો તેનું દિગદર્શન કરાવ્યું છે. આવા લોકશાસ્ત્રવિરૂદ્ધ અપ્રમાણ બાબતોનો અને તેનો પ્રચાર કરનારા વિમુખોનો સ્વા. ના. સંપ્રદાય સાથે કશો પણ સંબન્ધ નથી અને એવી વિમુખ વિગીત વાતો સંપ્રદાયને માન્ય નથી એટલુંજ રહસ્ય કહેવા સમઝવાનું છે.

ઉપરની નિર્મૂળ નિર્માલ્ય નિષ્પ્રમાણ નિંદક નાસ્તિક નીચ વિમુખવાતોને પ્રમાણ તરીકે આગળ ધરીને બહિષ્કૃત બોચાસણીયા વિગેરેએ ઉદ્ધવસંપ્રદાયમાં શ્રીજીએ સર્વોપરી ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદન કરેલા પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને બહુજ નીચે ઉતારી પાડવાની દ્વેષરોષભરી દુરાશયતા દાખવી છે. આ બધો અસહ્ય દુરાશય તેમના ખાસ વાજીંત્રસમા સ્વા. ના. પ્રકાશ નામના બંડ માસીક વિગેરેમાં ચવિતચર્વણરૂપે લખાતા છપાતા

નીચ લેખોથી અને બીજી વાયડ વાતોથી બહુ સ્પષ્ટ થયો છે. વિસ્તારભયથી એનું વિવેચન અહીં કર્યું નથી. નવરાઈ અને પ્રસંગ મળતાં થઈ રહેશે. ઉપરનો આખો ખોટો ખરાબ દુરાશય બોરસદ કોર્ટમાં ચાલેલા કેશ સમયે તેમણે ગુ. સ્વામીની વાતો વિગેરે પુસ્તકો, સાક્ષી વિગેરે દ્વારા બહુ જાહેરમાં જણાવ્યો હતો અને છેવટે તેમના શાસ્ત્રી શ્રીજીસ્વરૂપદાસની સાક્ષી વખતે બહુ સ્પષ્ટ થયો હતો. તે શાસ્ત્રીએ પ્રથમ તો ગુરૂએ ગોખાવેલા અને બીજા પંડિતમન્યે પકડાવેલા અનેક અવળા અર્થોને આગળ ધર્યા અને ખરો અર્થ સ્વીકારવામાં ઘણી આનાકાની કરી પણ ભણેલા હોવાથી શાસ્ત્રો આડાં ફર્યાં અને ન છુટકે છેવટે શ્રીજીનો શ્રીકૃષ્ણસંબન્ધી સત્સિદ્ધાંત સ્વીકારી લીધો. તેમના શિષ્ય તથા લાગતા વળગતા બીજા લોકોને તેમજ આ પ્રસંગમાં ઉપયોગી કેટલાક તેમનાં જુબાનીવચનો અહીં સંગ્રહ્યાં છે. પેરા ૬૬ 'ગુણાતીતાનંદની વાતો ઉપર હું આધાર રાખું છું' પેરા ૬૯ 'પાંચ પ્રકરણની વાતોની ચોપડી બોચાસણના મતવાળા વાંચે છે' પેરા ૧૦૩ 'સંપ્રદાયમાં શ્રીકૃષ્ણની અભેદપણે પણ વાત કરેલી છે' પેરા ૧૧૧ 'શ્રીકૃષ્ણ શ્રીજીમહારાજના ઈષ્ટદેવતા નથી. શિક્ષાપત્રી શ્લો. ૧ મને વંચાવ્યો તે મંગળાચરણનો છે, તેમાં શ્રીજીમહારાજે દેવની પ્રાર્થના કરી છે. કૃષ્ણ **એકજ** છે. શિક્ષાપત્રી શ્લો. ૧૦૮ મને વંચાવ્યો તેમાં જણાવેલું છે કે શ્રીકૃષ્ણ અમારા ઉપાસ્ય દેવ છે. **બોચાસણમાં શ્રીકૃષ્ણને અમે ઉપાસ્ય દેવ તરીકે માનતા નથી. શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ પરમેશ્વર કે પુરૂષોત્તમ છે એમ અમે માનતા નથી'** પેરા ૧૧૨ 'વચનામૃત ગઢડા મધ્ય ૬૪ મને વાંચી સંભળાવ્યું તેમાં શ્રીકૃષ્ણનો અવતાર અવતારી તરીકે કહે છે. મત્સ્ય કચ્છ વરાહના અવતારોમાં શ્રીકૃષ્ણનો અવતાર શ્રેષ્ઠ છે એમ જણાવેલું **છે અને અવતારના અવતારી જણાવ્યા છે અને તે શ્રીકૃષ્ણ ભગવાન આપણા ઈષ્ટદેવ છે એમ શ્રીજીમહારાજે કહ્યું છે તે ખરૂં છે** તે શ્રીકૃષ્ણ મથુરામાં જન્મેલા તેજ અવતારના અવતારી અહીં કહ્યા છે તે સૌથી મોટા. મધ્ય ૬૪ વચનામૃત પ્રમાણે અવતારના અવતારી શ્રીકૃષ્ણ ભગવાને જન્મ લીધેલો છે. આ વચનામૃતની છેલ્લી ત્રણ લીટી મને વાંચી સંભળાવી હવે હું કહું છું કે **શ્રીકૃષ્ણ એજ શ્રીજીમહારાજ પોતે એવી હરિભક્તોને વાત કહેલી છે.** હવે હું કહું છું કે **શ્રીજીમહારાજે ત્યાં કહ્યું છે કે શ્રીકૃષ્ણ તે પૂર્ણ પુરૂષોત્તમ છે.** પેરા ૧૧૩ 'અમે બોચાસણવાળા શ્રીકૃષ્ણ અને શ્રીજીમહારાજ જુદા છે એમ માનીએ છીએ અને વડતાલવાળા તે પ્રમાણે માનતા નથી. વરતાલ ૧૮ વચનામૃતમાં સંપ્રદાય માટે શ્રીજીમહારાજે કહ્યું છે. તથા તેજ વચનામૃતમાં **સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને કહ્યા છે.** અને તેમનું ધામ ગોલોક મધ્યેનું અક્ષરધામ કહ્યું છે અને અહીંયા વળી એમ કહ્યું છે કે **શ્રીકૃષ્ણને સર્વ અવતારના ધરનારા કહ્યા છે.** ગીતાજીના ગાનારા તે શ્રીકૃષ્ણ વૃંદાવનવિહારી તેજ છે. **શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ નારાયણ પણ કહેવાય છે.** વડતાલ ૧૮ માં બધાય અવતારો કહ્યા છે તે **પુરૂષોત્તમ નારાયણના અવતારો.** વાસુદેવમાહાત્મ્ય અ. ૧૮ માં શ્લો. ૧૭ થી ૪૪ **સર્વે અવતારોને પુરૂષોત્તમ નારાયણના અવતારો કહ્યા છે અને તે અક્ષરધામમાં રહેનારા ભગવાનના અવતારો કહેલા છે'** પેરા ૧૧૪ 'અવતારનું ખંડન થાય તેવાં પુસ્તકો બોચાસણમાં વંચાતાં નથી. **ગુણાતીતાનંદની વાતો બોચાસણમાં વંચાય છે.** પાન ૧૯૧ વાત ૧૦૮ ( પૂર્વના અવતાર કરતાં આજ તો સાધુ સત્સંગીમાં ઘણું સામર્થ્ય છે. વળી જેમ દીલ્લીના બાદશાહનું નામ શેરખાં ને બીજા કોઈનું નામ શેરખાં એમ અવતારમાં ભેદ છે ) માં સારૂ હોય તે ગ્રહણ કરીએ અને નઠારૂં હોય તે કાઢી નાખીએ છીએ. **વાત ૧૮૦ વાંચી** કહું છું કે **તેમાં અવતારોને ઉતારી પાડવા** જેવું લખેલું છે. વાત ૧૭૧ ( ને પૂર્વે અવતાર થઈ ગયા એવા તો આજ સત્સંગીને સાધુ છે ) **તે વાંચી તે વાત અવતારોને ઉતારી પાડે છે. પાન ૨૯૨** ( વાત ૨૨ અને બીજા તો રાસ કરાવ્યા ને આ તોડાવે છે. ત્યારે ઓલ્યાથી એ સરસ થયા ને બીજા ભગવાન તો કેવા છે? તો દૃષ્ટાંત દીધું જે દીલ્લીના પાદશાહનું નામ શેરખાં તે બીજાથી નામ ન પડે... તે જેવાં પગરખાં ચબરખાં ને લબરખાં એમ ભેદ છે ) જે વાત છે **તેમાં અવતારોને ઉતારી પાડવા માટે વધુ પડતા શબ્દો વાપર્યા છે અને અપમાન કર્યું છે'** પેરા ૧૧૫ 'શિક્ષાપત્રી શ્લો. ૨૯ માં

**શ્રીજીમહારાજે કહ્યું છે કે અવતારનું ખંડન થાય તેવી ચોપડી વાંચવી નહિ'** પેરા ૧૨૨ '**સત્સંગિજીવન** પ્ર. ૩ અ. ૨ ગુણાતીતાનંદ કૃષ્ણનું કીર્તન કરતા હતા એમ એજ અધ્યાયના શ્લોકમાં લખેલું છે. સ. પ્ર. ૨ અ. ૧૭ શ્લો. ૧૦ થી ૧૭ તેમાં શ્રીજીમહારાજ ભદ્રાગામ ગયાનું લખ્યું છે **અને** મૂળશ્રમાંએ શ્રીજીમહારાજને સવાલ પુછ્યા છે. **શ્લો. ૧૪ માં કૃષ્ણ અને તેના અવતારનો દ્રોહ કરે તેને અસુર કહ્યા છે'** આ પ્રમાણે જુબાનીનાં વચનો છે. આ ઉપરથી વિમુખ સન્મુખ સંક્ષિપ્ત સાર સમજાશે.

આ પ્રસંગે ઉપરની ઉગ્ર ઉન્નત સીમાશૂન્ય વાદીપ્રતિવાદીની તકરારમાં નામદાર ન્યાયકોર્ટે શો નિર્ણય આપ્યો તે પણ જણાવાની જરૂર છે. જજમેન્ટમાં આ પ્રમાણે વાક્યો છે–પેરા ૭૪ '**હવે** આપણે સ્થાપકના સિદ્ધાંત ઉપર આવીએ...શ્રીજીમહારાજે કહ્યું છે કે–**'આપણો સંપ્રદાય ઉદ્ધવ સંપ્રદાય છે' ઉદ્ધવ એ શ્રીકૃષ્ણના એક ભક્ત હતા.** આ ઉદ્ધવ વિષે ભાગવતમાં વર્ણન છે. આ સંપ્રદાયમાં માન્યતા એવી છે કે– **ઉદ્ધવજીનો ફરી જન્મ થયો હતો અને રામાનંદસ્વામી તે ઉદ્ધવજીના** અવતાર હતા...કૃષ્ણનો અવતાર શ્રેષ્ઠ હતો. શ્રીકૃષ્ણ ઈષ્ટદેવતા છે' પેરા ૭૫ (સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો ૬૧) જણાવેલ છે–**શ્રીજી-મહારાજ પોતે બીજા કોઈજ નહિ પણ શ્રીકૃષ્ણ હતા'** પેરા ૭૯ 'શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણના અવતાર હતા (જેને પ્રતિવાદીઓ કબૂલ કરતા નથી) અને તેઓ ગોલોકમાં ગયા' પેરા ૮૦ 'વડતાલ ગાદીનો સિદ્ધાંત એવો છે કે **શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણનો અવતાર હતા** અને પ્રતિવાદીઓનું કહેવું એમ છે કે–શ્રીજી-મહારાજ શ્રીકૃષ્ણથી પર હતા અને તેમનાથી જુદા હતા. આ સંબન્ધમાં સત્સંગિજીવનથી શરૂ કરવું જોઈએ. આંક ૨૯૩ (પ્ર. ૧)ના પાન ૩૦૫ થી સ્પષ્ટ થાય છે કે **જેનો જન્મ થએલો તે શ્રીકૃષ્ણ સીવાય બીજું કોઈ ન હતું.** આ વાત આટલેથી અટકતી નથી પણ આ વસ્તુને ચોક્કસપણે ખાત્રીપૂર્વક જણાવતી હકીકતો સત્સંગિજીવનના પ્રકરણોમાંથી મળી રહે છે...આ પ્રમાણોથી જણાય છે કે **શ્રીજીમહારાજ પોતાને શ્રીકૃષ્ણના અવતાર સિવાય બીજા કોઈ કદીજ માનતા ન હતા. પ્રતિવાદીઓ આ કબૂલ કરતા નથી અને કદાચ આ મોટામાં મોટો મતભેદ છે. શ્રીકૃષ્ણને સંપ્રદાયથી દૂર કરવામાં આવે તો કોઈપણ કલ્પનાથી એ ઉદ્ધવસંપ્રદાય કહી શકાય નહિ** પેરા ૮૧ આંક ૨૮૦ ને તે જે વચનામૃત ઉપર આધાર રાખતા હતા તે પૈકી કેટલાક વચનામૃતો બતાવવામાં આવેલાં અને તે **ઉપરથી** અનિવાર્ય નિર્ણય (આંક ૨૮૦ ના શબ્દોમાં) એવો હતો કે–હવે હું કહું છું કે **'શ્રીજીમહારાજે પોતે કહેલું કે શ્રીકૃષ્ણ પૂર્ણપુરૂષોત્તમ હતા'** પછી આ સાક્ષીને વચનામૃત વરતાલ ૧૮ બતાવામાં આવેલું અને તેને એ વસ્તુ કબૂલ કરવી પડેલી. **૧ શ્રીકૃષ્ણ અવતારના અવતારી હતા. ૨ શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ નારાયણ કહી શકાય'** અને પેરા ૧૧૩માં એક કબૂલ કરે છે કે–બધાજ અવતારો **પુરૂષોત્તમ-નારાયણના છે.** આ કબૂલતો ઉપરથી એમ કહી શકાય કે–શ્રીકૃષ્ણ **પુરૂષોત્તમ નારાયણ હતા અને અવતારના અવતારી હતા. અને શ્રીકૃષ્ણ અને શ્રીજીમહારાજ એકજ હતા. એટલે કે– શ્રીજીમહારાજ એ શ્રીકૃષ્ણના અવતાર હતા તેથી શ્રીકૃષ્ણને માટે જે જે કહી શકાય તે તમામ શ્રીજીમહારાજને માટે પણ કહી શકાય અને શ્રીજીમહારાજ વિષે જે જે કહી શકાય તે તમામ શ્રીકૃષ્ણ વિષે પણ કહી શકાય...પ્રતિવાદીઓ વડતાલસંસ્થાને માન્ય નથી એવો ઉપદેશ લોકોને આપે છે,** પેરા ૮૨ 'આંક ૯૩ (શિક્ષાપત્રી) શ્લો. ૧–૫૪–૧૦૮–૧૧૬–૧૨૧ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે **સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ છે અને શ્રીકૃષ્ણની ઉપાસના કરવાની છે. શ્રીજીમહારાજ અને શ્રીકૃષ્ણ એકજ હતા અને શ્રીકૃષ્ણ સર્વોપરી અને અવતારના અવતારી બન્ને હતા.** એ બાબત વચનામૃતમાં સ્પષ્ટ હકીકતો છે...**શ્રીકૃષ્ણનો અવતાર સર્વોપરી હતો અને એ અવતારમાં બીજા બધા અવતારો** કરતાં વિશેષ શક્તિ હતી એ હકીકત શ્રીજીમહારાજે આંક ૩૫૯ ના ૩૫૫ પાને કહેલી. અને દાખલાસહિત સાબીત **કરેલી અને શ્રીજીમહારાજ અને શ્રીકૃષ્ણ એકજ હતા એવા નિર્ણય ઉપર લોકો આવેલા.** ગઢડા મધ્ય ૬૪માં શ્રીકૃષ્ણનો અવતાર બધાજ અવતારોમાં મોટો શા કારણોથી હતો

એ બાબત શ્રીજીમહારાજે જણાવી છે અને એજ વચનામૃતના છેલ્લા શબ્દો નીચે મુજબ છે–'જે એજ જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તેજ આ ભક્તિધર્મના પુત્ર શ્રીજીમહારાજ છે' વચનામૃત વડતાલ ૧૮ કહે છે કે–શ્રીકૃષ્ણનો અવતાર સર્વ અવતારોમાં મોટા છે અને તે અવતારના અવતારી છે અને પોતેજ પુરૂષોત્તમ નારાયણ છે. આ પ્રમાણે શ્રીકૃષ્ણ, પુરૂષોત્તમનારાયણ, સર્વોપરી અને અવતારના અવતારી હતા અને શ્રીજીમહારાજ બીજા કોઈ નહિ પણ શ્રીકૃષ્ણજ હોવાથી એ પણ પુરૂષોત્તમ નારાયણ, સર્વોપરી અને અવતારના અવતારી હતા. આથી ઉપર જણાવેલા વડતાલના સિદ્ધાંતમાં વધુ વ્યાજબીપણું છે અને આંક ૨૮૦ પણ વડતાલમાં ધરાવાતા સિદ્ધાંતોની તદ્દન વિરૂદ્ધના જે પોતાના સિદ્ધાંતો છે તેને ટેકો આપી શકતો નથી' પેરા ૮૩ 'આથી સ્પષ્ટ થાય છે કે–પ્રતિવાદી કહે છે કે–શ્રીકૃષ્ણ તેમના ઉપાસ્ય દેવ નથી. એટલે પ્રતિવાદીઓ કહે છે તેમ શ્રીકૃષ્ણને સંપ્રદાયમાંથી ખસેડી મુકવા કોઈપણ માણસ પ્રયત્ન કરે અથવા શ્રીજીમહારાજ એ શ્રીકૃષ્ણથી જુદા છે અને ઉંચી કોટીના છે એમ કહે (વાંચો આંક ૨૮૦ પેરા ૧૧૩) તો દેહમાંથી આત્માને કાઢી લે છે અને ખરૂં જોતાં આખા સંપ્રદાયને ભાંગી નાંખે છે. મારી ધારણા પ્રમાણે મતભેદો અને તફાવતો એટલા બધા મોટા જણાય છે કે કોઈ પક્ષ તેમના પંથો એકજ છે એમ પ્રામાણિકપણે કહી શકે નહિ' પેરા ૮૪ 'એ નિઃશંક ખરૂં છે કે–શ્રીજીમહારાજે 'સર્વોપરી' અને 'અવતારના અવતારી' અને 'પુરૂષોત્તમ નારાયણ' એ શબ્દો બન્ને–શ્રીકૃષ્ણ અને પોતાના સંબન્ધી વાપરેલા. શ્રીજીમહારાજે હમેશાં પોતાને શ્રીકૃષ્ણ સાથે જોડેલા અને શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ નારાયણ સાથે જોડેલા. એ હકીકત કોઈ ધ્યાનમાં લે તો આ તદ્દન ચોખું જણાય છે કોઈપણ શ્રીકૃષ્ણને આ સંપ્રદાયમાંથી કાઢી નાંખી શકે નહિ. આંક ૨૮૦ ઈચ્છે છે તેમ જો શ્રીકૃષ્ણને કાઢી નાંખવામાં આવે અથવા શ્રીજીમહારાજથી ઉતરતી કોટીએ ઉતારી પાડવામાં આવે તો શિક્ષાપત્રીના ઘણાખરા શ્લોકોનો બીલકુલ કંઈજ અર્થ રહે નહિ એમ હું માનું છું. બરાબર આજ નિર્ણય ઉપર આંક ૨૮૦ આવે છે પણ તે એ કબૂલ કરતો નથી.' પેરા ૮૫ 'એટલુંજ કહેવું બસ છે કે–જે શ્રીજીમહારાજે કહ્યું હતું તે એ હતું કે પોતે શ્રીકૃષ્ણનાજ અવતાર હતા અને શ્રીકૃષ્ણ સીવાય બીજા કોઈજ ન હતા. પેરા ૮૬ 'રામાનંદસ્વામીને સમાધિ થઈ અને તેમાં તેમણે જોયું કે–શ્રીજીમહારાજ શ્રીકૃષ્ણના અવતાર હતા અને પોતે ઉદ્ધવના અવતાર હતા' પેરા ૮૭ 'સંપ્રદાયના કોઈપણ પુસ્તકમાં શ્રીકૃષ્ણને ઉતારી પાડવામાં આવ્યા નથી અથવા હલકા સ્થાને મુકવામાં આવ્યા નથી એમ ચોક્કસ કહી શકાય. પેરા ૮૮ 'શિક્ષાપત્રીના પહેલા શ્લોકમાં શ્રીજીમહારાજ જણાવે છે કે–'હું મારા હૃદયમાં શ્રીકૃષ્ણનું ધ્યાન ધરૂં છું. શ્લો. ૨૫માં તેઓ શ્રીકૃષ્ણની ભક્તિ માટે આજ્ઞા કરે છે. શ્લો. ૧૧૧ થી ૧૧૫ કહે છે કે 'શ્રીકૃષ્ણનું ધ્યાન ધરવાનું છે,' શ્લો. ૧૦૮–૧૦૯ કૃષ્ણ–સંપ્રદાયના ઇષ્ટદેવ કોણ હતા એ બાબત કહે છે. આથી સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ છે એ બાબતમાં કાંઈ શંકા રહેતી નથી. જુઓ સત્સંગિજીવન.. પ્રતિવાદિઓ શ્રીકૃષ્ણને પોતાના ઈષ્ટદેવ તરીકે ગણતા નથી' પેરા ૯૦ 'વાસ્તવિક રીતે કશુંજ અનિશ્ચિત રાખવામાં આવ્યું નથી અને તેમણે જણાવેલ બાબતોમાંથી કોઈપણ બાબતમાં જુદા પડવા માટે વ્યાજબીપણું નથી' પેરા ૯૧ 'શ્રીજીમહારાજે જેમને સંપ્રદાયના ઈષ્ટદેવ હોવાનું સ્પષ્ટપણે કહ્યું હતું તે ઈષ્ટદેવ શ્રીકૃષ્ણને નકાર્યા છે. 'પ્રતિવાદીઓએ શ્રીકૃષ્ણને સ્થાને અક્ષર-પુરૂષોત્તમને મુકયા છે' પેરા ૧૧૮ 'હાલના દાવામાં બન્ને પક્ષોને એકેય વસ્તુમાં મળતાપણું નથી અને સિદ્ધાંતોમાં જુદાપણું દેખીતું છે' ઈત્યાદિ અનેક છે.

ઉપર મુજબ બહુ શાસ્ત્રોના પૂર્વાપરના વિમર્શપૂર્વક આ બાબતમાં વિશાળ નિર્ણય અપાયો છે, એમ આ એક મુખ્ય વિષયની સમસ્ત રીતે પરિપૂર્ણતા થાય છે. ઉપર પ્રમાણે ઉદ્ધવસંપ્રદાયનાં પ્રામાણિક પ્રાચીન સચ્છાસ્ત્રોમાં શ્રીકૃષ્ણને અક્ષરધામાધિપતિ પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ નારાયણ સર્વોપરી સર્વાવતારી

ઉપાસ્ય ઇષ્ટદેવપણે નક્કી કરીને, એમનાજ સાક્ષાત્ બીજા અન્યૂન અવતાર પરમાત્મા શ્રીજીમહારાજ સર્વોપરી અવતારી પુરૂષોત્તમ છે એમ પણ નક્કી કરીને, એ બેની વચ્ચે અત્યંત અભેદ સમઝવાપૂર્વક ભક્તિ ઉપાસના કરવાથી આશ્રિતોને શ્રીકૃષ્ણના ગોલોકાંતર્વર્તિ અક્ષરધામની પ્રાપ્તિ થાય છે એમ પણ નક્કી કરવામાં આવ્યું છે. આ પ્રમાણે સંપ્રદાયનો શ્રીજીમાન્ય સત્સિદ્ધાંત વાદી પ્રતિવાદીના વિવાદથી સુંદર રીતે સુનિશ્ચિત થાય છે.

---

ઉપર પ્રમાણે પરમ ધામ અને પરમ ધામી આ જે મુખ્ય અવશ્ય જ્ઞાતવ્ય વસ્તુઓ મનાય છે તેનું શ્રીજીપ્રિય શાસ્ત્રોને આધારે નિરૂપણ કરીને, એ સંબન્ધમાં શાસ્ત્રશત્રુઓએ કરેલી તદ્દન વિરૂદ્ધ ઉટાંગ ગોઠવણીનું નિરાકરણ કર્યું. હવે આજ પ્રસંગને બહુજ મળતો બહુજ જરૂરી અવતારોનો વિચાર શ્રીજીઅભીષ્ટ સચ્છાસ્ત્રોને અનુસારે કરીને તે સામે સામાવાડીયાએ કરેલી કપોળકલ્પિત સાવ અવળી ગોઠવણીનું નિરાકરણ કરવામાં આવશે. જો કે ઉપરના નિરૂપણમાં પ્રસંગાત્ વિચાર આવ્યો છે પણ આમાં બહુ બાબત સમઝવા જેવી હોવાથી ખાસ પૃથક્ કરવાની જરૂર છે.

પ્રથમ તો અવતારો કેના ? અને તે શું તત્વ ? અને તેમાં ભેદ કેવો ? આનો વિચાર તત્ત્વદૃષ્ટિથી કરવાનો છે. અવતાર એ કોઇ જીવકોટી કે ઈશ્વરકોટી જેવું એક અનાદિનું જુદું ખાતુ છે તે અવતર્યા કરે છે એમ જલ્પવામાં આવે તો પછી તેને પરાત્પર જગત્કર્તા પરમાત્મા સર્વેશ્વરના સ્વયં અવતાર તરીકે કહી શકાય નહિ. ત્યારે તો 'પરંબ્રહ્મ પરમાત્મા સ્વયં કદાપિ અવતરતા નથી' એમ રોકડું ગીડુંજ વાળી દેવું પડે. આ તો સર્વ શાસ્ત્રવિરૂદ્ધ અપ્રમાણ વિમુખવાદજ કહેવાય. અને આતો એક અવતારખંડનનો ખાસ પ્રકાર ઠરે. સર્વ શાસ્ત્રોમાં નરદેવાદિકને આગળ ધરીને નહિ પણ પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ નારાયણ સર્વકર્તાને આગળ ધરીને તેમનાજ અવતારભાવનું પ્રતિપાદન કરવામાં આવે છે. લોયા ૧૮ 'અને તેજ ભગવાન મત્સ્ય કચ્છ વરાહાદિક રૂપને તથા રામકૃષ્ણાદિ રૂપને કોઈક કાર્યને અર્થે ધારણ કરે છે પણ જે એ પોતાનું મૂળ રૂપ **છે તેને તજીને એ અવતારનું ધારણ કરતા નથી. તેજ ભગવાન પોતે અનંત ઐશ્વર્ય ને અનંત શક્તિ સહિતજ મત્સ્ય કચ્છાદિક રૂપને ધારણ કરે છે**...માટે ચિત્રામણમાં જ્યાં જ્યાં મત્સ્ય કૂર્માદિક ભગવાનના અવતારનાં ચિત્રામણ કરે છે ત્યાં ત્યાં થોડાક મત્સ્ય કૂર્માદિકનો આકાર કરીને પછી તે ઉપર શંખ ચક્ર ગદા પદ્મ વૈજયંતીમાળા પીતાંબર વસ્ત્ર કિરીટ મુગટ શ્રીવત્સનું ચિહ્ન ઈત્યાદિ ચિન્હે સહિત ભગવાનની મૂર્તિને લખે છે. તો **જો ભગવાનનું રૂપ અનાદિ એવુંજ છે**' ઈત્યાદિ અનેક વચનામૃતોમાં મૂળ પર-સ્વરૂપનીજ અવતારતા સુસ્પષ્ટ કહી છે. એટલે સ્વયં પરમાત્માનાજ અવતારો છે એમ અવશ્ય માનવું પડે. આ અર્થ 'अजोऽपि सन्नव्ययात्मा' આ ગીતાવાક્યમાં વિસ્પષ્ટ છે. 'एकोऽहं बहु स्यां' એમાં કહ્યા પ્રમાણે જે જ્ઞાનઘન, હું પદના આશ્રયભૂત, સર્વાન્તરાત્મભૂત વિભુ નિત્યસિદ્ધ નિત્યનિર્વિકારી નિરંશ અચ્યુત પરમાત્મસ્વરૂપ છે તે તો જડચિદાત્મક સમસ્ત જગતમાં સ્વતઃ સદાય સરખી રીતે સંબદ્ધ હોવાથી તેમાંથી અવતારપણું સંભવે નહિ અવતારોનો આવિર્ભાવ તિરોભાવ તથા ગમનાગમનાદિ ભાવ તથા હસ્તપાદાદિ અવયવભાવ વર્ણવવામાં આવે છે તે સર્વાન્તરાત્મભૂત સર્વવ્યાપક સ્વરૂપમાં શી રીતે સંભવી શકે ? માટે પરસ્વરૂપ કે જે ધામવિશેષમાં દિવ્યમૂર્તિ વિશેષથી વિરાજમાન હોઇને નિત્યમુક્તાનુભાવ્ય છે તેમાંથી અવતારભાવ કહેવો જોઈએ. એટલે દિવ્ય મૂર્તિજ અવતારોનું મૂળ છે. દિવ્યરૂપવિશિષ્ટ પર સ્વરૂપનો અવતાર એટલે પોતાનું અસાધારણ સજાતીય દ્વિતીય રૂપજ હોવું જોઈએ. કારણ કે અવતાર ધારે છે ત્યારે પણ અક્ષરધામમાં નિત્યસિદ્ધ મૂળ દિવ્ય મૂર્તિથી અખંડ વિરાજમાન રહે છે. ત્યાંથી ઉજડ કરીને અહીં આખાય આવતા રહેતા નથી. જેમ હુંપદથી વ્યવહાર કરાતો ક્ષેત્રજ્ઞ ચેતન નિર્વિકારી આત્મા શરીરી અનંત શરીરને એક પછી એકને ધારણ કરે છે તે સર્વમાં આત્મતત્વ અનુસ્યૂત છે તેમ હુંપદના આશ્રયભૂત પરંબ્રહ્મ પરમાત્મા દિવ્યાકાર અનંત અવતારોને ધારણ કરે છે તેમાં પણ અંતરાત્મતત્વ તો અનુસ્યૂત છેજ. એટલે અવતારદશામાં જુદુ તત્વ આવી જાય છે કે નવા પરમાત્મા નિપજે છે એમ નહિ પરંતુ મૂળ પર રૂપને ઉદ્દેશીને સજાતીય દ્વિતીય દિવ્ય રૂપજ આવે

છે. એનેજ અવતારપદથી કહે છે. મધ્ય ૧૩ 'એ મૂર્તિ તો અતિસૌમ્ય છે અને મનુષ્યના જેવી આકૃતિ છે ને કિશોર છે...અને એ અક્ષરાતીત જે પુરૂષોત્તમભગવાન છે તેજ સર્વ અવતારનું કારણ છે અને સર્વે **અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે'** અંત્ય ૩૧ 'તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે જે પુરૂષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન અવતાર ધારે છે' અંત્ય ૩૬ 'પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહમાં અનાદિ સાકારમૂર્તિ સમઝવા અને તેનાજ સર્વે અવતાર છે' ઈત્યાદિ અનેક વચનામૃતમાં દિવ્ય પરસ્વરૂપનીજ અવતારતા સુસ્પષ્ટ કહી છે. આ બાબતને બહુ સ્પષ્ટ સમઝાવા માટે અનુક્રમે વિવિધ વિચિત્ર વેષને ધરનારા નટનું અથવા પચાસ રૂપે થએલા સૌભરી મહર્ષિનું દૃષ્ટાંત શાસ્ત્રમાં આપવામાં આવે છે તે અત્યુત્તમ સુસંગત છે. સુધાસિંધુના ઉપોદ્ઘાત પ્રકરણમાં પ્રથમ અક્ષરધામસ્થ દિવ્યાકાર પરસ્વરૂપને અનેક વિશેષણોથી વર્ણવ્યા પછી, તેની ટીકામાં 'एवं सामान्यतस्तत्प्रादुर्भावरीतिमुक्त्वा' એવું પદ લખીને અવતારમાત્ર માટે આવી એકજ રીતિ સમઝાવી છે. આથી એ સિદ્ધાંત નક્કી થાય છે કે પરમાત્માનાજ અવતારો અને એમાં બીજું તત્વ નહિ.

ઉપરની શાસ્ત્રદૃષ્ટિએ જોઇએ તો જે મૂળરૂપ છે તે સ્વતઃ **અવતારી** અને એને ઉદ્દેશીને જે રૂપાંતર થાય તે **અવતાર** કહેવાય. નિત્યસિદ્ધ પરમાત્મતત્વને સ્વતઃ થવાપણું નથી. રૂપાંતરદ્વારાજ થવાપણું કહેવાય. આવા વિશેષથીજ અવતારીની એકતા અને અવતારોની અનેકતા કહેવાય છે તે સુસંગત થાય છે. અક્ષરધામસ્થ મુક્તાનુભાવ્ય દિવ્ય પર રૂપ અને અવતાર અવસ્થામાં રહેલા મનુષ્યાદિ રૂપની સર્વથા અભિન્નતા અંત્ય ૩૧ 'પ્રત્યક્ષ ભગવાનની મૂર્તિ ને ધામની મૂર્તિ તે બેયમાં લગાર પણ ભેદ ન જણાય...માટે ગુણાતીત એવું જે અક્ષરધામ તેને વિષે જે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ છે. આ બેમાં ફેર નથી' પંચાળા ૭ 'જે એવા મર્મને જાણનારા છે તે ભગવાનનું સ્વરૂપ અક્ષરધામને વિષે જેવું રહ્યું છે તેને સમઝે છે પણ તે સ્વરૂપને વિષે ને આ સ્વરૂપને વિષે લેશમાત્ર ફેર સમઝતા નથી' ઈત્યાદિ વચનોથી કહી છે તેની પણ ઉપરની સમઝણ લઈએ તો સારી સંગતિ થાય છે. આ અર્થ સ. પ્ર. ૩ ના સ્વરૂપાદ્વૈત નામના ૨૯ અધ્યાયમાં બહુ યુક્તિથી વર્ણવ્યો છે. જો અવતાર અવતારીને તદ્દન જુદા કહેવામાં આવે તો લેશથી સંગતિ થાયજ નહિ. અવતારો એ પર-સ્વરૂપનાંજ રૂપાંતરો હોવાથી અને તેમાં પરમાત્મસ્વરૂપ અનુસ્યૂત હોવાથી કશો ભેદ કહી શકાય નહિ માટેજ લોયા ૧૧ માં **'પણ ભગવાનની મૂર્તિઓમાં ભેદ નથી'** આ શ્રીહરિવચનામૃતની સુસંગતિ થાય છે. રૂપથી ભેદ છે તે તો અપ્રયોજક છે, માટેજ 'अतश्चास्य स्वरूपेष भेदो ज्ञेयो न सर्वथा' એમ શિક્ષાપત્રીમાં ભેદ નહિ સમઝવાનું કહે છે તે સંગત થાય છે.

અવતારોમાં હું પદના આશ્રયભૂત ચેતન સર્વાન્તરાત્મભૂત પરમાત્મતત્વ સર્વદા અનુસ્યૂત હોવાથી તેઓ અવતારીનું સમગ્ર દિવ્ય ઐશ્વર્ય જ્ઞાનશક્ત્યાદિ પ્રદર્શાવી શકે છે અને મોક્ષ આપવો વિગેરે અસાધારણ કાર્યને કરી શકે છે માટે તેઓને પણ અવતારી અસંકોચથી કહી શકાય છે. માટેજ જેને અવતાર તરીકે કહે છે તેનેજ અવતારી તરીકે પણ કહેનારાં વચનોની સંગતિ થાય છે. જેમકે સંપ્રદાયના પ્રબન્ધોમાં શ્રીકૃષ્ણ અને શ્રીહરિને એક તરફથી અક્ષરાધિપતિ દિવ્યરૂપ પરંબ્રહ્મ સર્વેશ્વરના અવતાર તરીકે કહે છે અને બીજી તરફથી અવતારી સાથેજ સંબન્ધ ધરાવતાં અદ્ભુત ઐશ્વર્ય તથા કાર્ય વર્ણવીને અવતારીપણે પણ કહે છે. આવી સ્થિતિ હોવાથી શ્રીહરિને સર્વમંગળસ્તોત્રમાં 'अवतारी' એવા નામથી પણ કહ્યા છે તે સંગત થાય છે. રામ નૃસિંહાદિ અવતારો માટે પણ એમજ સમઝવું ઘટે. અવતારોને અવતારી કહેવામાં અને અવતારધારણમાં આજ સર્વસામાન્ય શૈલી શાસ્ત્રસંમત વૃદ્ધસંમત સમન્વિત સમુચિત સરસ છે.

આ સમગ્ર ઉપયોગી બાબત 'तद्वाक्यशेषात् प्रादुर्भावेष्वपि सा' (सू. २–१–२१) આ શાંડિલ્યસૂત્રના નિત્યાનંદમુનિકૃત ભાષ્યમાં 'दृश्यते ह्यवतारेष्ववतारिण ऐश्वर्यं अवतारिकार्यकरत्वं च । न चावताराणामवतारि-स्वरूपतो भेदः, यावत्प्रयोजनमैश्वर्यस्य प्रकाशनात् । कृष्णस्य सकलावतारधारित्वमुक्तम्' ( અર્થ – અવતારોમાં અવતારીનું ઐશ્વર્ય જ્ઞાન શક્ત્યાદિ અને અવતારિનું કાર્ય જે મોક્ષપ્રદત્વાદિ તે જોવામાં આવે છે. વળી અવતારોનો

અવતારિસ્વરૂપથકી ભેદ નથી. મત્સ્યાદિ અવતારોમાં ન્યુનાધિક ઐશ્વર્ય જોવામાં આવતું હોવાથી તેઓ **જુદા જુદા અવતારો હોવા જોઇએ ? એમ** પણ નથી. કેમકે તેમણે જેટલું પ્રયોજન હતું એટલુંજ ઐશ્વર્ય પ્રકાશ કર્યું છે. કૃષ્ણનું સકલાવતારધારિપણું કહ્યું છે ) ઈત્યાદિ વાકયો લખીને તેના સમર્થન માટે પ્રમાણો પણ લખ્યાં છે. વળી 'एवं तत्तदालम्बनापि भक्तिः परा' (૨-૧-૩૦) આ સૂત્રના ભાષ્યમાં 'यथा श्रीकृष्णस्य सर्वाविर्भावकारणस्यावतारिणः भक्तिः परा–परमनिःश्रेयसकरी, एवं विभूत्यन्तर्गता येऽन्ये तदवतारा रामचन्द्रादयः, तदालम्बना–तेषां तेषामवताराणां स्वरूपमवलंब्य कृता या भक्तिः सा परैव–परमनिःश्रेयसप्रदैव। कुतः ? भगवदवताराणां जीवानां जन्ममरणनिवृत्तयेऽनन्ताव्ययसुखप्रदानाय च प्रादुर्भूतत्वादवतारावतारिणोरैक्याच्चेत्यर्थः' (અર્થ–જેમ અક્ષરધામી સર્વાવતારકારણ અવતારી પરંબ્રહ્મ શ્રીકૃષ્ણની ભક્તિ પરમમોક્ષને કરનારી હોવાથી **પરા** છે તેમ વિભૂતિમાં અંતર્ગત જે બીજા તેમના અવતારો રામચંદ્રાદિક છે તેમના સ્વરૂપને અવલંબીને કરાતી જે ભક્તિ છે તે પણ પરમ મોક્ષને આપનારી હોવાથી **પરાજ** છે. એમ શાથી ? તો જે ભગવદવતારો છે તે જીવોના જન્મમરણની નિવૃત્તિ કરવા અને અનંત્ અવ્યય મહાસુખ આપવા પ્રાદુર્ભવ્યા છે **અને વળી અવતાર અવતારિનું ઐકય છે,** એટલે અક્ષરધામી નિત્યમુક્તાનુભાવ્ય **પરસ્વરૂપ** અને સાધુરક્ષણાર્થે અવનિતળે પધારેલું **અવતારસ્વરૂપ** એમાં ભેદ નથી) આવાં સ્પષ્ટ અર્થવાળાં વાકયો લખીને અવતાર અવતારીનું ઐકય સકારણ વર્ણવ્યું છે. આવી સમઝણમાં શાસ્ત્રીય મહાપુરૂષાભિમત નિષ્પક્ષપાતી તાત્ત્વિક ન્યાયદષ્ટિની પ્રથમ જરૂર છે.

ઉપર પ્રમાણે અક્ષરાધિપતિ દિવ્યાકૃતિ પરમાત્માનાજ અવતારો અને અવતારોનો અવતારી પરસ્વરૂપ સાથે અત્યંત અભેદ સપ્રમાણ સિદ્ધ થાય છે, તો પછી તેમાં ન્યૂનાધિક ભેદ શી રીતે કહી શકાય. ભેદ કહેવામાં કોઈક ભેદક અસાધારણ ધર્મ પ્રથમ હોવો જોઈએ. વસ્તુતત્ત્વનો વિચાર કરતાં તેવો ધર્મ કોઈ પ્રમાણિક હોઇ શકે નહિ. કોઈ અવતારે અધિક ઐશ્વર્ય બતાવ્યું હોય કે કોઈએ ન્યૂન બતાવ્યું હોય તે ઉપરથી પણ વાસ્તવિક ભેદ કહી શકાય નહિ. તેમાં તો અવતારોની ઈચ્છા એજ પ્રયોજીકા છે પણ બીજો કોઈ હેતુ નથી. માટેજ શ્રીહરિ વચનામૃતમાં અવતારો વિષે રૂચિભેદ બતાવે છે તેમજ અમુકે અધિક ઐશ્વર્ય બતાવ્યું છે એમજ કહે છે પણ અમુકમાં ઐશ્વર્ય ન હતું એમ કહેતા નથી. ઉપરના શાંડિલ્યસૂત્રભાષ્યમાં 'यावत्प्रयोजनमैश्वर्यस्य प्रकाशनात्' આ વાકયનો અર્થ એટલોજ છે કે–સ્વયં ભગવાન્ અવતાર ધરીને જેટલું પ્રયોજન હોય એટલુંજ ઐશ્વર્ય પ્રકાશ કરે છે. લોયા ૧૮ માં પ્રથમ સમગ્ર અવતારોનો એકજ અવતારી પરસ્વરૂપ સાથે તત્ત્વથી સાક્ષાત્ સંબન્ધ સમર્થન કરીને તેમાં ન્યૂનાધિક ભેદ કહ્યા વિના સર્વનો એક ભાવ સયુક્તિ સવિસ્તર વર્ણવ્યો છે. આખુ વચનામૃત વાંચવાથી આ અર્થ સરસ સમઝાય છે. નામભેદ સ્થાનભેદ સેવકભેદ અને કાર્યભેદથી પણ સ્વરૂપમાં ભેદ નથી એમ શ્રીજી સ્વગ્રંથમાં સ્પષ્ટ સમઝાવે છે.

ઉપરના સમસ્ત તત્ત્વાર્થને આ વચનો પરિપૂરણ પુષ્ટિ આપે છે–'रामकृष्णादिरूपाणि परिपूर्णानि सर्वदा। न चाणुमात्रं भिन्नानि तथाप्यस्मान् विमोहसि॥' (इति नारदीये) 'परिपूर्णानि रूपाणि समान्यखिलरूपतः। तथाप्यपेक्ष्य मन्वानां दृष्टिं त्वामृषयोऽपि हि ॥ परावरं वदन्त्येव ह्यभक्तानां विमोहनम्' (इति गारूडे) (અર્થ–જે રામકૃષ્ણાદિ ભગવદ્રુપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. તે રૂપોમાં અણુમાત્રપણ ભિન્નતા નથી. તથાપિ ભિન્ન હોય એમ અમને મોહ પમાડો છો ॥ રામકૃષ્ણાદિ સમગ્ર રૂપો પરિપૂર્ણ છે અને સર્વ પ્રકારે સમાન છે તથાપિ મદોની દષ્ટિની અપેક્ષાએ ઋષિઓ પણ પર અવર એમ તમને કહે છે. આ તો અભક્તોને મોહ ઉપજાવા માટે છે પણ વસ્તુતાએ નથી) સ્પષ્ટ અર્થ એવો છે કે–પરમાત્માની પર વ્યૂહ અવતાર આદિક પાંચ પ્રકારે સ્થિતિ વર્ણવી છે તેમાં અક્ષરધામસ્થ દિવ્યાકાર મૂળ સ્વરૂપને **પર** કહે છે અને બીજાઓને **અવર** કહે છે, આ ઉપરથી વિભેદ જેવી સ્થિતિ મનાય છે પરંતુ આ સ્થિતિ ઔપાધિક છે પણ વાસ્તવિકી નથી. પ્રથમ અવતાર અવતારીનો અને અવતારોમાં પરસ્પર ભેદ કહીને પણ પાછળથી વસ્તુતત્ત્વના વિચારમાં આવતાં **'અવતાર અવતારીમાં ભેદ નથી' 'ભગવાનની મૂર્તિઓમાં ભેદ નથી'** એમ અભેદ કહેવામાં

તાત્પર્યને સૂચને જાય છે. કોઈ સ્થળે અવતારોમાં મુખ્ય ગૌણ આદિક ભેદ કહેવામાં આવ્યો હશે. પરંતુ અવતારોનો સાક્ષાત્ આવિર્ભાવ તિરોભાવાદિ સંબન્ધ પરમાત્મા સાથેજ હોવાથી છેવટે અભેદ કહ્યા વિના છુટકો થતો નથી. તેમાં જે ભેદ કહેવામાં આવે છે તે ઔપાધિક છે. એટલે અવતારી પરસ્વરૂપની ઈચ્છા ઉપર છે. આ ઉપરથી વાસ્તવિક ભેદ સિદ્ધ થતો નથી. જો અવતારી પરસ્વરૂપથકી અવતારોનો અને અવતારોમાં પણ પરસ્પર વાસ્તવિક આત્યંતિક ભેદ કહેવામાં આવે તો પછી અવતારો એ શું તત્વ ? તેનો દીર્ઘ વિચાર કરવો પડે. અને જીવ ઈશ્વર માયા બ્રહ્મ પરંબ્રહ્મ આ પાંચ અનાદિ તત્વોમાં તેમનો કેમાં સમાવેશ કરવો ? એનો પણ વિચાર કરવો પડે. પરંબ્રહ્મમાં સમાવેશ નહિ કરતાં બીજામાં કરવામાં આવે તો અવતારોની બીજાં તત્વોની પેઠે અધ્યેયતા અને અમોક્ષપ્રદતા આવે. આતો અતિ અનર્થ કહેવાય. કેમકે ધ્યેય મોક્ષપ્રદ પર સ્વરૂપ તો અક્ષરધામસ્થ હોઈને આપણુ વિગેરેને અત્યંત અગોચર હોવાથી દયાળુ ભગવાન્ પોતાનું ધ્યાન આરાધન કરાવી આપણો મોક્ષ કરવા પોતાની દિવ્ય મૂર્તિને આ લોકમાં અવતારરૂપે પ્રકાશ કરે છે. અવતારધારણનું પ્રયોજન કા. ૫ માં આજ મુખ્ય કહ્યું છે. અવતારોની ધ્યેયતા અને મોક્ષપ્રદતા અવતારી સાથે અભિન્નતા માનીએ તોજ કહી શકાય છે. જો અવતારોને જુદાજ માનવામાં આવે કે ઉતારી પાડવામાં આવે તો તેની ધ્યેયતા અને મોક્ષપ્રદતા કહી શકાયજ નહિ. આવુ મુખ્ય કારણ હોવાથીજ શ્રીજીએ શિક્ષાપત્રીમાં 'कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमापि च । न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च' એમ નરદેવાદિ બદ્ધ જીવો અને ભક્ત બ્રહ્મજ્ઞાની મુક્તોની મોક્ષપ્રદતા નહિ હોવાથી ધ્યેયતાનું ખંડન કરીને પરસ્વરૂપ શ્રીકૃષ્ણ અને તેમના અવતારો અને તેમની પ્રતિમાઓનીજ ધ્યેયતા સમર્થન કરી છે. આ કારણથી અવતારોનો સમાવેશ પરંબ્રહ્મ તત્વમાંજ થાય પણ બીજા અધ્યેય અર્વાચીન જીવાદિકમાં નહિ. ઉપરના શાંડિલ્યસૂત્રભાષ્યના વાક્યોનો આવોજ તાત્પર્યાર્થ છે. ઉપરના અર્થની સિદ્ધિમાં આ દૃષ્ટાંત બહુ અનુગુણ છે. જેમ એકજ સોભરી મહર્ષિ માંધાતા રાજાની પચાસ કન્યાઓ પરણી લાવ્યા પછી પોતે યોગ તપના પ્રતાપથી પચાસરૂપે થયા અને તેટલાંજ ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનો બનાવીને તેમાં પચાસ પત્નીઓ સાથે એક સાથે રહ્યા હતા. આમાં સૌભરીનું અણુ અહમર્થાશ્રય આત્મસ્વરૂપ તો એકજ હતું અને પ્રથમ રૂપ પણ એકજ હતું. પછીથી એકજ રૂપમાંથી પચાસ રૂપ ધાર્યાં હતાં. પચાસેય રૂપનો પરરૂપ સાથે અભેદ હતો. સર્વ રૂપોમાં સૌભરી આત્મસ્વરૂપની સન્નિધિ હતી. આમાં સ્વરૂપથી કે રૂપથી કે સ્થાનસેવકકાર્યભેદથી ભેદ હતો નહિ. એમજ પરમાત્માનું અહમર્થાશ્રય વિભુ આત્મસ્વરૂપ તો એકજ છે અને ધામમાં દિવ્ય મુક્તાનુભાવ્ય રૂપ પણ એકજ છે. આ રૂપમાંથી બીજાં સજાતીય અનેક રૂપોને ધારે છે. આનેજ વ્યૂહ કે અવતાર કહેવામાં આવે છે. આમાં પરમાત્મસ્વરૂપ તો સર્વદા અનુસ્યૂત એકજ છે. આમાં કોણ અવતારી અને કોણ અવતાર ? અને અવતારમાં તત્વ શું ? અને ભેદ શો ? આ બધો અર્થ દિવા જેવો સ્પષ્ટ સમજાય છે. સર્વ રૂપો સર્વ કાર્ય કરવા સમર્થ પરિપૂર્ણ છે. બહુરૂપતા શરીરથી છે પણ સ્વરૂપથી નહિ. તેમજ સર્વ રૂપોમાં સ્વરૂપ અનુસ્યૂત હોવાથી અભિન્ન છે અને પરિપૂર્ણ છે. એવો અર્થ સમઝાવા આ લૌકિક દૃષ્ટાંત છે પણ સર્વાંશે નથી. આ બધો તત્વાર્થ શાસ્ત્રાનુભવવાળાને સુગમ છે. વિમુખોને અગમ છે.

ઉપર પ્રમાણે પરાત્પર પરંબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણ એકજ છે અને એમનાજ અનેક અવતારો છે અને એમનો પરસ્વરૂપ સાથે સર્વથા અભેદ છે એમ નિશ્ચિત થાય છે તો પછી અવતારોનાં ધામો પણ નિયત જુદાં જુદાં કેમ હોઈ શકે ? સમસ્તનું એકજ ધામ કહેવું જોઈએ. એમ કહીએ તોજ મધ્ય ૧૩ 'અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે' આ શ્રીજીવચનની સારી સંગતિ થાય. મૂળસ્વરૂપ પુરૂષોત્તમમાં અવતારોનો લય કહેવાથીજ તેમનો પૃથક્ભાવ રહેતો નથી એમ સિદ્ધ થાય છે તો પછી તેમના ધામોની પૃથકતા કહેવાનો પ્રસંગજ ક્યાં રહ્યો ? ' मूलं नास्ति कुतः शाखा ' એમ છે. ( આ વાત પરસ્વરૂપની ઈચ્છા ઉપર મુકવામાં આવતી હોય તો કશો આક્ષેપજ નથી ) ઉપાસકો ' પરસ્વરૂપજ અવતારરૂપમાં વિરાજે છે અને જે અવતારરૂપ છે તે પરસ્વરૂપથી ભિન્ન નથી ' એમ પરિપૂર્ણપણે સમઝીને

ઉપાસના કરે છે, તો પછી 'અવતારોના ઉપાસકોને જુદાં જુદાં ઉંચાં નીચાં ધામોની પ્રાપ્તિ થાય છે' એમ પણ શી રીતે કહી શકાય ? ઉપાસ્ય સ્વરૂપ અન્ય સ્થળે રહે અને ઉપાસક અન્ય સ્થળે રહે એમ કહેવું તે તો તદ્દન અસંભવિત છે. જ્યારે અવતારસ્વરૂપને મૂળરૂપ સમઝીને ભજે છે તો પછી અંતે તો ઉપાસકને મૂળ રૂપનીજ પ્રાપ્તિ થવી સંભવિત સમન્વિત સપ્રમાણ છે. વળી જ્યારે અવતારસ્વરૂપોજ પરસ્વરૂપમાં પ્રલીન પામી જાય છે ત્યારે અવતારોના જે જે રામકૃષ્ણમત્સ્યાદિ દેહભેદો તથા તદ્દનુસારી સ્વભાવભેદો કાર્યવશાત્ આ લોકમાં પ્રકાશમાં આવ્યા છે તે તમામ અંત્યે તે વિલય પામી જાય છે. કોઈ પણ ભાવો અવશેષ રહેતા નથી. આવી પ્રામાણિક વસ્તુસ્થિતિ હોવાથી તે તે અવતારોના ઉપાસકોને અક્ષરધામી પરસ્વરૂપની પ્રાપ્તિ ન્યાયથી થવીજ જોઈએ. એમ હોવાથીજ શ્રીહરિએ સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૭માં અવતારોની ઉપાસનાથી ઉપાસકોને અક્ષરધામની પ્રાપ્તિ થવાની કહી છે તે બરોબર સંગત થાય છે. આવીજ શાસ્ત્રીય તત્વ સ્થિતિ હોવાથી પરંબ્રહ્મ પુરૂષોત્તમ પરમાત્માનાજ અવતારો અને તેમાંજ અવતારોનો લય, એથીજ અવતાર અવતારીનો તત્વથી અભેદ, એથીજ અવતારોના ઉપાસકોને પણ અક્ષરધામી પરસ્વરૂપનીજ પ્રાપ્તિ, વિગેરે તમામ તાત્વિક જ્ઞાતવ્ય અર્થો લોયા ૧૮માં શ્રીજીએ બહુ વિવેચન કરીને કહ્યા છે. આ એકજ વચનામૃત પૂર્વાપરના અનુસંધાનથી વાંચવા વિચારવાથી બધી બાબતો સ્પષ્ટ સમઝાય છે.

જ્યારે પરમાત્મા પરસ્વરૂપનાજ અવતારો છે અને અવતારોનો પરસ્વરૂપ સાથે સર્વથા અભેદ છે એમ સપ્રમાણ સયુક્તિ સિદ્ધ થાય છે તો પછી અવતાર અવતારી વચ્ચે લૌકિક કાર્યકારણભાવ કે નિયામ્ય-નિયામકભાવ કે સેવકસ્વામિભાવ કે તેથી ન્યૂનાધિકભાવ કહેવો તે અનન્વિત અઘટિત અયોગ્ય છે. કોઇ સ્થળે તેવા શબ્દો આવે તો તેનો અર્થ ઉપરના સિદ્ધાંતને અનુસરતો સંભવિત સમઝવો પડે અને અવતાર અવતારીનો અર્થ પણ ઉપરના સિદ્ધાંતને અનુસારે ઘટતો સમઝવો પડે. આવી તત્વસ્થિતિ છે તો અવતારી અવતારોનો અત્યંત ભેદ પાડવા જે બાદશાહ ને ચાકર, શેરખાં ને પગરખાં લબરખાં ચગરખાં, ચમકનો આખો પર્વત ને પાંચ શેર દશ શેરનો પથર, ચિંતામણિ ને પારસમણિ, તીરનો નાંખનારો ને તીર, ચક્રવર્તી ને ખંડીયા રાજાઓ, સૂર્ય ને સૂર્યમંડળ, ચંદ્રમા ને તારા, સરકાર ને વહવાયાં, રાજા ને ઉમરાવ, ગારડીવાડીને ફુલવાડી, ઈત્યાદિ દૃષ્ટાંતો કોઈ જડો તરફથી અપાય છે તે બીલકુલ ઘટિત નથી. બહુજ વિપરીત છે. એવાં વિપરીત અસંભવિત વિષમ વિગીત દૃષ્ટાંતો કોઈ પ્રામાણિક શાસ્ત્રમાં શ્રીજીએ અને તેમના શાસ્ત્રકારોએ આપ્યાં નથી. ભાગવતમાં તથા સત્સંગિજીવનમાં એક નટનું દૃષ્ટાંત આપ્યુ છે. જેમ એકજ નટ પોતે અનેક વેષને ધારે છે તથાપિ એનો એજ છે પણ નવા નવા વેષ ધરવાથી જુદો થઈ જતો નથી તેમ પરમાત્મા એકજ હોઈને અનેક અવતારરૂપોને ધારે છે તથાપિ એના એજ છે. બીજુ–પ્રથમ એકરૂપ અને મધ્યે પચાસ રૂપ અને વળી અંતે એકરૂપ થયેલા સૌભરી મહર્ષિનું દૃષ્ટાંત આપવામાં આવે છે. આમાં કોણ રાજા ને કોણ ચાકર ? કોણ શેરખાં ને કોણ પગરખાં ? કોણ ચંદ્રમા ને કોણ તારા ? કોણ તીરને નાખનારો ને કોણ તીર ? આ બધુ બહુ વિચારવા જેવું છે. વિમુખવત્ જેમતેમ જુલ્મજલ્પન જલદી કરવા જેવું નથી. જો પરમાત્માનો અવતારભાવ માનવો તો આજ શાસ્ત્રીય સમુચિત શૈલીએ માનવો. એક તરફથી પરમાત્માનો અવતારભાવ માનવો અને બીજી તરફથી દુષ્ટ દૃષ્ટાંત આપીને તેમને નીચ જીવાદિપદે ઉતારી પાડવા એના કરતાં તો વિમુખ નાસ્તિકવત્ ન માનવો એ વધારે સારૂં છે.

ઉપરનો સઘળો અપેક્ષિત અર્થ વેદાદિ શાસ્ત્રોમાં તથા સંપ્રદાયનાં શાસ્ત્રોમાં સારી રીતે વર્ણવ્યો છે. રામાનુજાચાર્ય કે જે આ સંપ્રદાયની ગુરૂપરંપરામાં પ્રાચાર્ય તરીકે છે અને જેમનો વિશિષ્ટાદ્વૈત મત સ્વમત તરીકે સ્વીકાર્યો છે અને જેમણે કરેલા ગીતાભાષ્ય સૂત્રભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યાં છે એવા રામાનુજાચાર્યે ગીતાભાષ્યની ભૂમિકામાં પ્રથમ દિવ્યધામસ્થ દિવ્યાકાર પરસ્વરૂપને ઉપયોગી અનેક વિશેષણોથી વર્ણવીને, 'स्वमेव रूपं तत्तत्सजातीयसंस्थानं स्वस्वभावमजहदेव कुर्वन् तेषु 'तेषु लोकेष्ववतीर्यावतीर्य' એમ અક્ષરધામી પરંબ્રહ્મ પરમાત્માજ પોતાના દિવ્ય પરરૂપનેજ સજાતીય અવતારરૂપમાં પોતાનાં સમગ્ર ગુણ ઐશ્વર્ય

સાથેજ તે તે લોકમાં અવતારે છે એમ કહે છે. **(આથી પરમાત્માના પર રૂપનીજ સમગ્ર ગુણ ઐશ્વર્ય સાથે અવતારરૂપતા સ્પષ્ટ કહી )** 'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् । प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया' (ગી. અ. ૪ શ્લો. ૬) આના ભાષ્યમાં 'अतोऽपहतपाप्मत्वादिसमस्त कल्याणगुणात्मकं सर्वमैश्वं स्वभावमजहत् स्वमेव रूपं देवमनुष्यादिसजातीयसंस्थानं कुर्वन्नात्मसङ्कल्पेन देवादिरूपः संभवामि' એમ પોતાના ગુણ ઐશ્વર્યની સાથેજ પોતાના અસાધારણ દિવ્ય રૂપનેજ દેવમનુષ્યાદિકને સજાતીય રચનાવાળું કરીને પોતાના સંકલ્પથી દેવાદિરૂપે થવાનો ભગવાનનો આશય કહે છે. **( આ ઉપરથી ખુદ પરમાત્માનાજ ગુણ ઐશ્વર્ય સાથે અવતારો અને તેણાં અભેદ સ્પષ્ટ જણાવ્યો )** આમાં ઉપયોગી બીજો ઘણો અર્થ ભાષ્યમાં વ્યક્ત છે.

એજ જ્ઞાનગુરૂપરંપરાએ નિત્યાનંદમુનિએ શાંડિલ્યસૂત્રભાષ્યમાં 'अपारकरुणानिधिरयमुपासकजनानुग्रहाय तदेव रूपं तत्तदनुरूपसंस्थानयोगेन प्रकाशयति तत्तल्लोकेषु' 'स्वेनैवासाधारणेन दिव्येन रूपेण तत्तसंस्थानसंपत्त्या स्वच्छयैवाविर्भावात्' ઈત્યાદિ વાક્યોથી ઉપરનો ઉપયોગી અર્થ અતિસ્પષ્ટ કર્યો છે. **( આ ઉપરથી પોતાના અસાધારણ દિવ્ય રૂપથીજ પ્રાદુર્ભાવ સુસ્પષ્ટ કહ્યો )**

શિક્ષાપત્રીમાં 'हृदये जीववज्जीवे' આ શ્લોકથી સર્વાન્તર્યામી સર્વેશ્વરનું નિરૂપણ કરીને, 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्' આ શ્લોકથી અક્ષરાધિપતિ પરબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ શ્રીકૃષ્ણ સર્વેશ્વરને સર્વ અવતારોના કારણ અવતારી તરીકે કહ્યા છે. ટીકામાં 'सर्वेषामाविर्भावाणां – वासुदेवादिव्यूहानां वराहाद्यवताराणां च कारणं, यस्मात्सर्वे प्रादुर्भावा भवन्तीत्यर्थः । एवंभूतः स ईशः–परमेश्वरः श्रीकृष्ण एव ज्ञेयो मन्तव्यः' આ રીતે વાસુદેવાદિ ચતુર્વ્યૂહો તથા કેશવાદિ ચોવીશ વ્યૂહો અને વરાહાદિ અવતારોનો સાક્ષાત સંબન્ધ પરબ્રહ્મ સર્વેશ શ્રીકૃષ્ણ સાથે વ્યક્ત કર્યો છે. 'कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमापि च' આ શ્લોકની ટીકામાં 'कृष्णः–साक्षात् स्वयं भगवान् । तथा तस्या वताराः–प्रादुर्भावाः । तथा तत्प्रतिमा–तस्य श्रीकृष्णस्य प्रतिमा ध्येयाः' આ રીતે અવતારોનો સંબન્ધ સાક્ષાત-પરબ્રહ્મ ભગવાન સાથે તત્વથી કહે છે. 'कृष्णकृष्णावताराणां खण्डनं यत्र युक्तिभिः' આ શ્લોકની ટીકામાં कृष्णः–यः परंब्रह्म सर्वकारणम् । तस्यास्य येऽवताराः धर्मत्राणार्था रामकृष्णादयः' આ રીતે સર્વ કારણકારણ પરબ્રહ્મનાજ રામકૃષ્ણાદિ અવતારો છે એમ સ્પષ્ટપણે કહે છે. વળી એજ શ્લોકની ટીકામાં 'श्रूयते हि परस्य ब्रह्मणः स्वेनैव रूपेण स्वेच्छयावतरणम् । 'अजायमानो बहुधा विजायते' 'तस्य धीराः परिजानन्ति योनिम्' स्मर्यते च–'यदा यदा हि धर्मस्य' ઇત્યાદિ શાસ્ત્રવચનોને લખીને પરબ્રહ્મ ભગવાનજ પોતાનાજ દિવ્ય રૂપથી સ્વેચ્છાથી અવતરે છે' એમ અતિવિશદ કહે છે.

સત્સંગિજીવન પ્ર. ૧ અ. ૧ માં ઈષ્ટદેવનમસ્કારાત્મક મંગળમાંજ પ્રથમ પરબ્રહ્મને કેટલાક વિશેષણો આપીને 'अनेककोटिब्रह्माण्डाधारोऽनन्तोऽपि यः स्वयम् । नृणां निःश्रेयसायैव धृतमानुषविग्रहः ॥ ३ ॥ वासुदेवादयो यस्याविर्व्यूहाः प्रादुर्भवन्ति च । चत्वारः केशवाद्याश्च चतुर्विंशतिरीशितुः ॥ ५ ॥ यः क्रोडाद्यवताराणां धर्ता वैराजपुरुषः । सहस्रशीर्षा च यतो ह्यस्ति नारायणाह्वयः ॥ ६ ॥' આ રીતે નરોના નિઃશ્રેયસ માટે વાસુદેવાદિ ચાર વ્યૂહો તથા કેશવાદિ ચોવીશ વ્યૂહો અને વરાહાદિ અવતારોને ધરનારા અનંતબ્રહ્માંડાધીશ પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણને કહ્યા છે. **(આથી અવતારોનો સાક્ષાત્ સંબન્ધ પરબ્રહ્મ જગત્કર્તા સાથે તત્વથી કહ્યો)** પ્ર. ૧ અ. ૧૯ શ્લોક ૧ થી ૧૬ સુધી ધર્મદેવે શ્રીકૃષ્ણરૂપ શ્રીહરિની સર્વાવતારધર્તાપણે સ્તુતિ કરી છે. પ્ર. ૧ અ. ૩૪ માં પરમાત્મસ્વરૂપનું જ્ઞાન કહેવાને પ્રસંગે શ્રીહરિએ 'श्रीकृष्णो यः परंब्रह्म परमात्मा स कीर्तितः ॥८॥ अप्राकृतगुणो विष्णुर्निर्गुणश्चेश्वरेश्वरः । नारायणश्च भगवान् वासुदेवो स उच्यते ॥ ९ ॥ श्रेयसे भुवि लोकानां सोऽवताराश्च बिभर्ति हि । अनेककल्याणगुणः स ज्ञेयः पुरुषोत्तमः ॥ १५ ॥' આ રીતે સર્વ અવતારોના ધર્તા તરીકે અક્ષરાતીત પરબ્રહ્મ જગદીશ પુરુષોત્તમ શ્રીકૃષ્ણને કહ્યા છે **(આથી અવતારોના મૂળ તરીકે પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણને કહ્યા)** પ્ર. ૧ અ. ૫૨ માં નીલકંઠવર્ણીએ 'श्रीराधिकेशो भगवान् योऽस्ति सर्वेश्वरोऽनघ ।

इष्टदेवः स एवास्ति मम सच्छास्त्रसंमतः ॥ ३ ॥ ब्रह्मधर्मशिवादीनां देवानामपि देवता । वराहाद्यवताराणां धर्ता कृष्णः परं बृहत् ॥ ४ ॥ આ રીતે સર્વેશ્વર દેવદેવ ઈષ્ટદેવ ભગવાન શ્રીરાધિકેશને અવતારોના ધર્તા તરીકે કહ્યા છે. **(આથી અવતારોનો સંબન્ધ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા સાથે તત્વથી કહ્યો)** પ્ર. ૨ અ. ૧૮ માં પ્રયાગજીકૃત શ્રીહરિની સ્તુતિપ્રસંગે 'त्वमेवेश मत्स्यश्च कूर्मो वराहो नृसिंहस्तथा वामनः पर्शुरामः : अभूस्त्वं हि रामश्च कृष्णोऽवितुं स्वान् कृपानाथ ! तुभ्यं नमस्त्वं प्रसीद ॥ २१ ॥ त्वमेवावतारानधर्मस्य शान्त्यै प्रवृत्त्यै च धर्मस्य धत्सेऽनुकालम् ॥ २२ ॥ એમ રામકૃષ્ણાદિ સર્વ અવતારોનો સાક્ષાત્ સંબન્ધ પરબ્રહ્મ સર્વેશ્વર શ્રીહરિ સાથે સ્વરૂપથી કહ્યો છે. પ્ર. ૩ અ. ૧૭ માં મુકુંદાનંદવર્ણિકૃત શ્રીહરિસ્તુતિમાં 'मत्स्यं कूर्मं वराहं....धृतपुरुषवपुषं नौमि नारायणं त्वाम्' આ શ્લોકથી સર્વ અવતારોનો સાક્ષાત્ સંબન્ધ પુરુષોત્તમ નારાયણ શ્રીહરિ સાથે કહ્યો છે. પ્ર. ૩ અ. ૨૪ 'निःश्रेयसाय जीवानां श्रीविष्णुर्भगवान् स्वयम् । आविर्भवति भूलोके स्वतन्त्रः करुणानिधिः ॥ १० ॥ नरनारायणो दत्त ऋषभः कपिलादयः । रामकृष्णावयश्चास्यावतारा: सन्ति भूरिशः ॥ ११ ॥' એમ સર્વ અવતારોને ધરનારા સ્વયં શ્રીવિષ્ણુ ભગવાનને કહ્યા અને જીવોનું કલ્યાણ કરવા રૂપ પ્રયોજન કહ્યું અને તેમાં તેમની સ્વતંત્રતા અને દયાથીજ તેવી પ્રવૃત્તિ કહી. **(આથી સ્વયં ભગવાનનાજ સર્વ અવતારો કહ્યા)** પ્ર ૩ અ. ૨૬ 'मूर्तयश्चावताराणां श्रीविष्णोः प्रतिपादिताः । श्रीरामकृष्णमुख्यानां यत्र सच्छास्त्रमेव तत् ॥ ३९ ॥' આ રીતે રામકૃષ્ણાદિ મૂર્તિઓનો સંબન્ધ પરબ્રહ્મ શ્રીવિષ્ણુ સાથે કહે છે અને એમનું જેમાં પ્રતિપાદન હોય તેનેજ સચ્છાસ્ત્ર તરીકે સમઝવાનું કહે છે. 'तदेत्परमं धाम श्रीकृष्णस्योदितं जनाः । तदीया येऽवताराः स्युस्तेषामेव ह्युपासया । भवतैः स्वधर्मनिरतैस्तत्प्रसादात्तदाप्यते' (स. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૭) આ રીતે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું અક્ષરધામ અને તેમના અવતારોની ઉપાસનાથી તેની પ્રાપ્તિ કહી. **(આથી અક્ષરાધિપતિ પરમાત્માજ સ્વયં અવતાર રૂપે પૂર્ણ પ્રકાશે છે, એમ સ્પષ્ટ થાય છે)** પ્ર ૩ અ. ૨૯ શ્લો. ૫ 'ब्रह्मधामस्थिताद्दिव्यात्स्वरूपान्मनुजाकृतिः । भिन्नो भवत्यभिन्नो वा ?' એમ મુક્તાનંદમુનિએ બ્રહ્મધામમાં રહેલા દિવ્ય સ્વરૂપથકી અવતાર રૂપમાં રહેલા મનુષ્યાકૃતિ ભગવાન્ ભિન્ન છે ? કે અભિન્ન છે ? એવો પ્રશ્ન પુછતાં, શ્રીહરિએ પરબ્રહ્મ પરમાત્માનું અક્ષરધામી દિવ્ય સ્વરૂપ વર્ણવીને 'दिव्याङ्गोनिर्गुणो ह्येष देवक्यां वसुदेवतः । प्रादुर्बभूव कृष्णाख्यो भूतले मनुजाकृतिः ॥ ३६ ॥ दिव्यमूर्तिनराकृत्योस्तस्य भेदो न किञ्चन । इति जानीहि सद्बुद्धे ! वैष्णवाचार्यनिश्चयम् ॥ ३७ ॥' આ રીતે પરબ્રહ્મ શ્રીકૃષ્ણની અક્ષરસ્થ દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ અવતારરૂપ મનુષ્યાકૃતિમાં કિંચિત પણ ભેદ નથી એમ વૈષ્ણવાચાર્યોના સિદ્ધાંત તરીકે ઉત્તર કર્યો છે. આ રીતે સંક્ષેપમાં ઉત્તર આપીને પછીથી ઘણી યુક્તિ પ્રયુક્તિવાળી કૃષ્ણકથાઓથી દિવ્યાકૃતિ અને મનુષ્યાકૃતિની અત્યંત અભિન્નતા વિસ્તારથી કહેતાં 'तस्माद्दिव्याकृतिः कृष्णो नाकृतिश्चैक एव सः । भेदं च उभयोर्विदुस्ते त्वज्ञानिन ईरिताः ॥ ६९ ॥ अनेकरूपिणोऽप्यस्य ये जानन्त्येकरूपताम् । मानुष्येऽस्य दिव्यत्वं ते ज्ञेया ज्ञानिनो नराः ॥ ७० ॥' આ રીતે અક્ષરસ્થ દિવ્યાકૃતિ અને મનુષ્યાકૃતિની એકતા સકારણ કહીને, તે બન્ને વચ્ચે ભેદને જાણનારાને **અજ્ઞાની** અને અભેદને જાણનારાને **જ્ઞાની** કહીને, આ પ્રસંગમાં ઉપયોગી કેટલુંક વિવેચન કરીને 'नराकृतिस्तथा कृष्णो ज्ञातव्यो दिव्यविग्रह एवासौ नरनाट्यधरश्च वै ॥ ७६ ॥ जन्मकर्माणि दिव्यानि ज्ञातव्यानि ततोऽस्य च । अभेद एव च सदा दिव्यमानुषरूपयोः ॥ ७७ ॥' આ રીતે ભૂમિસ્થ નરાકૃતિ શ્રીકૃષ્ણને દિવ્યવિગ્રહ જાણવાનું અને દિવ્યવિગ્રહ હોઈનેજ નટની પેઠે મનુષ્યાકૃતિ ધારે છે એમ જાણવાનું અને તેથી તેમનાં જન્મ કર્મને દિવ્ય જાણવાનું અને છેવટે દિવ્યરૂપ મનુષ્યરૂપનો સદા અભેદ જાણવાનું કહે છે. આ રીતે કહીને વળી 'ईदृक्सामर्थ्यवानेष नाकृतावपि स प्रभुः । भवतीत्यस्य दिव्यत्वं नृत्वं चैक्यैन वर्णितम् ॥ ८३ ॥ कृष्णस्यैतादृशस्यापि जन्म कर्म च विग्रहम् । प्राकृतं रूपभेदं च ये वदन्त्यसुरा हि ते ॥ ८४ ॥' (અર્થ—આવા મહા સામર્થ્યવાળા પરાત્પર અક્ષરધામપતિ દિવ્યાકાર શ્રીકૃષ્ણ નરનાટ્યને સ્વીકારે છે તો પણ પોતાનાં અસાધારણ સમગ્ર ઐશ્વર્યસંપન્ન છે. તો મનુષ્યરૂપથી થતા અવતારમાં પણ એમનું દિવ્યપણું વિશ્લેષ નહિ પામતું હોવાથી 'એજ આ છે' એમ બન્નેનું એકપણું વર્ણવ્યું છે. આવા પણ પરમાત્મા શ્રીકૃષ્ણના

માનુષાકારની તુલ્યતાના દર્શનમાત્રથી જેઓ તેમના જન્મ કર્મ અને દેહને પ્રાકૃત કહે છે તથા અક્ષરસ્થ અવતારી દિવ્યાકાર અને ભૂમિસ્થ મનુષ્યાકાર રૂપમાં ભેદને કહે છે તે પુરુષો આસુરોજ છે ) **આ રીતે અવતારી દિવ્યાકાર અને અવતાર મનુષ્યાકારમાં ભેદ સમજનારને અસુર કહે છે.** આ પ્રકારે કહીને શ્રીકૃષ્ણની દિવ્ય લીલાઓમાં દોષ પરઠનારાને શિશુપાળના દૃષ્ટાંતથી અસુરપણું સમર્થન કરીને તેઓની આસુરી યોનિમાં ગતિ થવાની સપ્રમાણ કહીને, 'इत्युक्तं वासुदेवस्य स्वरूपं ते सुनिश्चितम् । एकयं च दिव्य-मनुजाकार योरपि सम्मते ॥१३८॥ એમ દિવ્યાકાર મનુજાકારની એકતાનો ઉપસંહાર કરીને, છેવટે 'इत्थं निर्दोषरूपं सकलगुणगणालंकृतं दिव्यमूर्ति ज्ञात्वा श्रीवासुदेवं भजत भुवि सदामुक्तये भो ! मदीयाः । एकस्मिन्नद्वितीये भगवति च परब्रह्मणि द्वैतबुद्धिः कर्तव्या नैव तस्मिन्नणुरपि च कुधीः सच्चिदानन्दरूपे ॥१४४॥' આ રીતે વાસુદેવને નિત્યનિર્દોષ સમસ્ત કલ્યાણગુણપૂર્ણ દિવ્યમૂર્તિ સમઝીને મુક્તિ માટે તેમની ભક્તિ કરવાનો આશ્રિતોને ઉપદેશ આપવાની સાથે અદ્વિતીય એક સચ્ચિદાનંદ પરંબ્રહ્મ દિવ્યાકાર ભગવાનથકી મનુષ્યકારનાં અલ્પ પણ ભેદબુદ્ધિ નહિ કરવાનો અને અલ્પ પણ દોષબુદ્ધિ નહિ કરવાનો ઉપદેશ આપ્યો છે. આ રીતે આ આખા અધ્યાયથી શ્રીહરિએ અક્ષરેશ શ્રીકૃષ્ણ પરમાત્માનાજ અવતારો અને અવતાર અવતારી વચ્ચે અત્યંત અભેદ અને અવ-તારોના ઉપાસનથી મુક્તિ વિગેરે બહુ ઉપયોગી બાબતો હસ્તામલકવત્ વર્ણવી છે.

ઉપરની બધી બાબતોનું વિવેચન વચતામૃતમાં શ્રીજીએ બહુ સ્પષ્ટ કર્યું છે. વચનામૃતનો ઉપોદ્‌ઘાત કે જે ગ્રંથના સારાંશ સમુદ્ધારરૂપ હોઈને ચાર સદ્‌ગુરૂઓએ સંગ્રહીત હોવાથી ગ્રંથથી અન્યૂન પ્રમાણભૂત છે તેમાં પ્રથમ અક્ષરધામસ્થ પરમાત્મા શ્રીકૃષ્ણ નારાયણનું પરસ્વરૂપ બહુ વિશેષણોથી વર્ણવીને "અને વાસુદેવાદિક એ ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવીશ મૂર્તિઓ તથા વરાહાદિક અવતાર એ સર્વેના ધરનારા છે" (આથી **અધરધામી મૂળ પરસ્વરૂપનીજ વ્યુહરૂપતા તથા અવતારરૂપતા સ્પષ્ટ કહી** ) 'એવા જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમભગવાન તે જે તે આજે પોતાનું સમગ્ર ઐશ્વર્ય તેણે યુક્તથકા પૃથ્વીને વિષે...કોશલ દેશને વિષે પ્રગત થતા હવા' ( **આથી પરરૂપનીજ અવતારરૂપતા તથા બન્નેની અભિન્નતા અને અવતાર અવસ્થામાં પણ પરિપૂર્ણતા કહી**) 'પછી શ્રીજીમહારાજ જે તે તેમના ઉત્સાહને અર્થે નાના પ્રકારનું ઐશ્વર્ય દેખાડતા હવા. તેમાં કેટલાકને ગોલોક મધ્યે અક્ષરધામમાં શ્રીકૃષ્ણરૂપે, કેટલાકને વૈકુંઠમાં વિષ્ણુરૂપે, કેટલાકને શ્વેતદ્વીપમાં મહાપુરૂષરૂપે, કેટલાકને અવ્યાકૃત ધામમાં ભૂમાપુરૂષરૂપે અને કેટલાકને બદરીકાશ્રમમાં નર-નારાયણરૂપે પોતાનું દર્શન દેતા હવા' (**આથી ધામીની એકતા અને એકનીજ અનેકરૂપતા અને અવ-તારાદિ દશામાં પણ પરિપૂર્ણતા જણાવી**) પ્રથમ ૩૧ 'આજ જે સર્વે હરિભક્ત છે તે એમ સમઝે છે જે અક્ષરાતીત એવા જે ભગવાન પુરૂષોત્તમ તે અમને પ્રત્યક્ષ મળ્યા છે' (**આથી અવતારરૂપ શ્રીહરિની અને અવતારી અક્ષરાતીત પુરૂષોત્તમની અદ્વૈતતા જણાવી** ) પ્રથમ ૪૨ 'અને પરમાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન તેની સાથે વ્રજની ગોપીયોએ કામબુદ્ધિએ કરીને પ્રીતિ કરી તો પણ સર્વે ભગવાનની માયાને તરી ગઈયો અને પોતે ગુણાતીત થઇને નિર્ગુણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીયો. તેનું કારણ એ છે જે શ્રીકૃષ્ણભગવાન પોતે સાક્ષાત્ પુરૂષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ હતા' (**આથી અવતાર અવ-અવતારીની એકતા જણાવી** ) પ્રથમ ૫૧ 'અને તે ક્ષરઅક્ષરથકી પર અક્ષરાતીત એવા જે પુરૂષોત્તમ-ભગવાન છે તે સર્વેની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય તેના કર્તા છે તે સર્વના કારણ છે...એવા જે ભગવાન તેજ કૃપા કરીને જીવના કલ્યાણને અર્થ પૃથ્વીમાં સર્વ મનુષ્યને દર્શન આપે છે' (**આથી અક્ષરાતીત સર્વ-કર્તા સર્વકારણ પુરૂષોત્તમનીજ કૃપાથી પૃથ્વી ઉપર અવતારરુપતા કહી** ) પ્રથમ પર 'એક જે પુરૂષોત્તમનારાયણ છે તેજ વાસુદેવ સંકર્ષણ અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન એ ચતુર્વ્યૂહ થાય છે ને પૃથ્વીને વિષે અવ-તારનું ધારણ કરે છે' (**આથી પુરૂષોત્તમ નારાયણનીજ વ્યુહરૂપતા સુસ્પષ્ટ કહી**) પ્ર. ૬૩ "ને અક્ષરધામને વિષે પુરૂષોત્તમ ભગવાન પોતે સદા વિરાજમાન છે...એવી રીતે અતિસમર્થ ને અતિ પ્રકાશે યુક્ત ને અતિ મોટા જે એ ભગવાન તે પોતાનું જે આવું ઐશ્વર્ય અને તેજ તેને પોતામાં શમાવીને જીવના

કલ્યાણને અર્થે મનુષ્ય જેવા થાય છે' (આથી **અક્ષરસ્થ પરરૂપનીજ અવતારરૂપતા અને અવતાર સ્થિતિમાં પણ પરિપૂર્ણતા જણાવી)** પ્રથમ ૭૧ 'પરબ્રહ્મ પુરૂષોત્તમ એવા જે ભગવાન તેજ પોતે કૃપાએ કરીને જીવના કલ્યાણને અર્થે પૃથ્વીને વિષે પ્રગટ થાય છે' (આથી **પરમબ્રહ્મ પુરૂષોત્તમનીજ અવતારરૂપે પ્રગટતા કહી** ) પ્ર. ૭૮ 'અક્ષરાતીત અને મનવાણીથકી પર ને અગોચર એવા જે ભગવાન તેજ કૃપાએ કરીને...મૃત્યુલોકનાં સર્વે મનુષ્ય દેખે એવા થાય છે... મત્સ્ય કચ્છ વારાહ વામન પશુરામ અને રામકૃષ્ણાદિક એ જે ભગવાનના અનંત અવતાર તેનો મહિમા વિચારે જે, જે **ભગવાને રામ કૃષ્ણાદિ અવતારે કરીને અનંત જીવોનો ઉદ્ધાર કર્યો** છે...અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ અને વાસુદેવ એ જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવીસ મૂર્તિઓ તથા વારાહાદિક જે અવતાર એ સર્વેના કારણ એવા જે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ' ( આથી **પરાત્પર દિવ્ય પુરૂષોત્તમ સ્વરૂપનીજ વ્યૂહ તથા અવતારરૂપતા અને તેમનો અનંત જીવોના ઉદ્ધારરૂપ મહિમા સમજવાનો** કહ્યો' લોયા ૨ 'શ્રીકૃષ્ણ નારાયણ તો સદા મનુષ્યાકૃતિ છે ને તે ભગવાનનું સ્વરૂપ સર્વ કાળે સત્ય છે અને તેજ ભગવાન ક્યારેક મત્સ્ય કચ્છ વારહ નૃસિંહાદિ અનંતરૂપે ભાસે છે' ( આથી **અવતારોનું મૂળ દિવ્ય મનુષ્યાકૃતિ શ્રીકૃષ્ણ નારાયણને કહ્યા** ) લોયા ૧૧ અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે જે પુરૂષોત્તમ નારાયણની રામકૃષ્ણાદિ મૂર્તિઓ તેનું ધ્યાન કરવું" ( આથી **રામકૃષ્ણાદિ જે મૂર્તિઓ છે તે બીજા કોઈની નહિ પણ પુરૂષોત્તમ નારાયણનીજ કહી અને તેથીજ તેમની ધ્યેયતા કહી** ) લોયા ૧૪ 'રામાનુજનો એમ મત છે જે જીવ માયા અને પુરૂષોત્તમ એ ત્રણે નિત્ય છે ને પુરૂષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે ને સર્વના કારણ છે અને પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્યાકારથકા વિરાજમાન છે ને સર્વે જે અવતાર તે તેના છે' ( આથી રામાનુજમતે **ક્ષરાક્ષરપર અક્ષરધામનિવાસી સર્વકારણ દિવ્યાકાર પુરૂષોત્તમનું જ સર્વ અવતારમૂળપણું સુસ્પષ્ટ કહ્યું** ) લોયા ૧૮ 'અને તેજ ભગવાન મત્સ્ય કચ્છ વરાહાદિ રૂપને તથા રામ-કૃષ્ણાદિ રૂપને કોઈક કાર્યને અર્થે ધારણ કરે છે પણ જે એ પોતાનું મૂળ રૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ કરતા નથી, તેજ ભગવાન પોતે અનંત અશ્વર્ય ને અનંત શક્તિ સહિતજ મત્સ્ય કચ્છાદિક રૂપને ધારણ કરે છે' ( આથી **મૂળ પર રૂપનીજ અવતારરૂપતા અને અવતાર અવસ્થામાં પણ પરિપૂર્ણતા કહી** ) પંચાળા ૬ 'શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વશક્તિએ યુક્ત બીજો કોઈ નથી થયો. કેમકે બીજી જે સર્વ પોતાની મૂર્તિઓ ભિન્નભિન્નપણે રહી છે તે સર્વેનો ભાવ પોતાને વિષે દેખાડ્યો...તથા શક્તિઓ અને ઐશ્વર્ય તે સમગ્ર છે માટે એ અવતાર તે બહુ મોટા થયો છે...અને એ અવતાર સર્વોપરી વર્તે છે અને બીજા અવતારે કરીને થોડી શક્તિ જણાવી છે અને આ અવતારે કરીને સંપૂર્ણ ઐશ્વર્ય શક્તિયો જણાવી માટે આ અવતાર સર્વોત્કર્ષપણે વર્તે છે' ( આથી **અવતાર અવતારીની અત્યંત એકતા અને અવતારને પણ અવતારી સર્વોપરી કહી શકવાનાં કારણો અને ન્યૂનાધિક ઐશ્વર્ય શક્તિઓના પ્રદર્શનમાં મૂળ ભગવાનની ઐચ્છિકતા જણાવી)** પંચાળા ૭ 'આત્યંતિક પ્રલયને અંતે અક્ષરધામને વિષે જેવું ભગવાનનું સ્વરૂપ અનંત ઐશ્વર્ય તેજે યુક્ત છે તેવું ને તેવુજ પ્રત્યક્ષ મનુષ્યરૂપ ભગવાનને વિષે જાણવું...અને એવા તેજોમય દિવ્યમૂર્તિ જે ભગવાન્ તે જીવોના કલ્યાણને અર્થે ને પોતાને વિષે નવ પ્રકારની ભક્તિ જીવોને કરાવાને અર્થે કૃપા કરીને પોતાની જે સર્વ શક્તિઓ ઐશ્વર્ય પાર્ષદ તેણે સહિતથકાજ મનુષ્ય જેવા થાય છે ત્યારે પણ જે એવા મર્મના જાણનારા છે તે ભગવાનનું સ્વરૂપ અક્ષરધામને વિષે જેવું રહ્યું છે તેને સમજે છે પણ તે સ્વરૂપને વિષે ને આ સ્વરૂપને વિષે લેશમાત્ર ફેર સમજતા નથી' (આથી **મૂળ રૂપનીજ અવતારરૂપતા અને મૂળ પરરૂપ તથા અવતારરૂપ વચ્ચે અત્યંત અભિન્નતા અને અવતારરૂપની પણ પરિપૂર્ણતા જણાવી)** મધ્ય ૯ 'સર્વોપરી ને સદા દિવ્ય સાકારમૂર્તિ અને સર્વ અવતારનું અવતારી એવું જે ભગવાનનું સ્વરૂપ છે તેજ મને પ્રાપ્ત થયું છે' ( **આથી મૂળ રૂપની સર્વોપરિતા તથા અવતારિતા અને તેનીજ અવતાર-રૂપતા અને તેથીજ બન્ને વચ્ચે અત્યંત અભિન્નતા જણાવી.** મધ્ય ૧૩ 'અને એ અક્ષરાતીત જે

પુરૂષોત્તમ ભગવાન્ છે તેજ સર્વ અવતારનું કારણ છે અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમનેવિષે લીન થાય છે' ( **આથી અવતારોના આવિર્ભાવ તિરોભાવનું મૂળ સ્થાન અક્ષરાતીત પુરૂષોત્તમ ભગવાનને કહ્યા અને તેથી અવતાર અવતારીની અત્યંત અભિન્નતા જણાવી** ) મધ્ય ૩૧ 'અને જ્યારે ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિ તેની ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય ને એની મુક્તિ થાય...માટે અવતાર તો સર્વે વાસુદેવ ભગવાનનાજ છે' ( **આથી અવતારોનો સાક્ષાત સંબન્ધ સાક્ષાત્ ભગવાન સાથે જણાવાપૂર્વક તેમની ધ્યેયતા જણાવીને તેમના ધ્યાનથી મુક્તિ મળવાની જણાવી** ) મધ્ય ૬૪ 'મત્સ્ય કચ્છાદિ જે ભગવાનના અવતાર છે તે સર્વે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણ ભગવાન છે' ( **આથી અવતાર અવતારીનું તત્વથી ઐકય હોવાથી અવતારોને પણ અવતારી કહેવાની યોગ્યતા જણાવી** ) વરતાલ ૨. 'શ્રીકૃષ્ણ પુરૂષોત્તમભગવાન છે તે પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય સાકાર મૂર્તિમાન્ રહ્યા છે અને તેજ ભગવાન્ જે તે શ્વેત દ્વીપવાસી જે અનંત નિરન્નમુકત તેમને પાંચ વખત પોતાનું દર્શન આપે છે તથા વૈકુંઠલોકને વિષે તેજ ભગવાન્ ચતુર્ભુજ મૂર્તિથકા લક્ષ્મીજીએ સહિત છે ને તે શંખ ચક્ર ગદા પદ્મને ધરી રહ્યા છે તથા વિશ્વકૃશેનાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે અને એજ ભગવાન્ પૂજવા યોગ્ય ભજવા યોગ્ય ને પામવાયોગ્ય છે અને તેજ ભગવાન રામકૃષ્ણાદિ અવતાર ધારણ કરે છે' (**આથી અક્ષરધામી પર દિવ્યરૂપનીજ અવતારરૂપતા અને વૈકુંઠસ્થ શ્વેત-દ્વીપસ્થ આદિક સર્વ રૂપોની પરરૂપ સાથે અભિન્નતા અને તેથીજ સર્વ રૂપોની મોક્ષ માટે ભજનીયતા સ્પષ્ટ રીતે જણાવી** ) વરતાલ ૧૮ 'અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં જે પરોક્ષરૂપ ને પ્રત્યક્ષરૂપ તે જાણવાં. તેમાં પરોક્ષરૂપ તે કેવી રીતે તો માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણભગવાન રહ્યા છે એવા જે ભગવાન તે ચતુર્ભુજ અષ્ટભુજ સહસ્રભુજ રૂપને ધારે છે ને વાસુદેવાદિ ચતુર્વ્યૂહ ને કેશવાદિ ચોવીશ વ્યૂહ રૂપને ધારે છે તથા વારાહાદિક અનેક અવતારને ધારે છે' ( **આથી અક્ષરધામી શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ એકનીજ ચતુર્ભુજાદિ અનેકરૂપતા તથા અવતારરૂપતા સ્પષ્ટ કહી** ) 'અને તે વ્યાસજીએ એમ સિદ્ધાંત કર્યો છે જે 'સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે ને બીજા જે અવતાર તે એના છે' ( **આથી અવતાર અવતારીનું અત્યંત ઐકય સ્વરૂપ સ્વભાવાદિ સર્વ પ્રકારથી જણાવ્યું** ) અંત્ય ૩૧ 'તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે જે પુરૂષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન અવતાર ધારે છે' ( **આથી અવતાર આકૃતિનો પુરૂષોત્તમની મૂળ આકૃતિ સાથે સાક્ષાત્ સંબન્ધ જણાવાપૂર્વક બન્નેની અભિન્નતા સૂચવી** ) 'એવા જે ભગવાન તેજ પોતે દયાએ કરીને જીવોના પરમ કલ્યાણ કરવાને અર્થે હમણાં પ્રગટ પ્રમાણથકા તમારી સર્વેની દષ્ટિને ગોચર સાક્ષાત્પણે વર્તે છે માટે **તે જે ધામમાં રહી મૂર્તિને આ પ્રગટ શ્રીકૃષ્ણની મૂર્તિ તેમાં અધિક સાદૃશ્યપણું** છે...પ્રત્યક્ષ ભગવાનની મૂર્તિ ને ધામની મૂર્તિ તે બેયમાં લગાર પણ ભેદ ન જણાય...**તે મૂર્તિ ને આ મૂર્તિ એકજ** છે..માટે ગુણાતીત એવું જે અક્ષરધામ તેને વિષે જે મૂર્તિ છે તેજ મૂર્તિ પ્રત્યક્ષ છે **એ બેમાં ફેર નથી.** જેમ ધામની મૂર્તિ ગુણાતીત છે તેમજ મનુષ્ય મૂર્તિ પણ ગુણાતીત છે' ( આથી **અક્ષરધામસ્થ મૂર્તિ અને ભૂમિસ્થ મનુષ્ય મૂર્તિની અત્યંત અભિન્નતા અને નિત્યનિર્દોષતા જણાવી** ) અંત્ય ૩૬ 'કલ્યાણનું અસાધારણ સાધન તો એ છે જે પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહને વિષે અનાદિ સાકારમૂર્તિ સમઝવા ને તેનાજ સર્વે અવતાર છે એમ સમઝીને' ( **આથી અક્ષરધામી પુરૂષોત્તમનીજ અવતારમૂળતા જણાવી** ) અંત્ય ૩૮ 'એવા સર્વોપરી જે પુરૂષોત્તમ ભગવાન તેજ દયાએ કહીને જીવોના કલ્યાણને અર્થે આ પૃથ્વીને વિષે પ્રગટ થયાથકા સર્વ જનના નયનગોચર વર્તે છે ને તમારા ઇષ્ટદેવ છે...એવા જે એ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તેના સ્વરૂપમાં ને અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તેના સ્વરૂપમાં **કાંઈપણ ભેદ નથી એ બે એકજ છે ને સર્વોપરી વર્તે** છે ને સર્વ અવતારના અવતારી છે' (આથી **અક્ષરાધિપતિ પુરૂષોત્તમનીજ**

સજાતીય દ્વિતીય રૂપધારણ કરવારૂપ અવતારરૂપતા અને તે બન્નેની અત્યંત એકતા અને તેથીજ અવતારરૂપને પણ સર્વોપરી અવતારી કહેવાની યોગ્યતા જણાવી ) આ રીતે આમાં આવાં અનંત વાકયો છે.

હરિવાકય સુધાસિંધુમાં–'गोलोकाधिपतिर्यो हि स एवास्त्यत्र नेतरः । स्वतन्त्रः स्वेच्छयैवासौ नराकारेण दृश्यते ॥ वेषान्तरं धृतवतो नटस्येवास्य सर्वथा । स्वरुपभेदो नास्त्येव ज्ञेयमित्थं मनीषिभिः ॥' (तरंग ९ श्लो. ૧૦–૧૧) (અર્થ–જે ગોલોકાધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ છે તેજ અહીં નરનાટય ધરીને વર્તે છે તથાપિ તે બીજા નહિ. એજ સ્વતંત્ર સ્વયં શ્રીકૃષ્ણ પોતાની ઈચ્છાથીજ નરાકારે દેખાય છે માટે પ્રથમના સ્વતઃસિદ્ધ વેષને બદલીને બીજા વેષને ધરનારા નટનોજ જેમ એમ દિવ્યાકાર અને મનુષ્યાકારે વર્તતા શ્રીકૃષ્ણના સ્વરૂપમાં ભેદ છેજ નહિ એમ સુજ્ઞોએ સમજવું ) 'स प्रभुः कृपया सर्वदेहिनां श्रेयसे नृषु । स्वशक्तिपार्षदैश्वर्यैः सहाविर्भवतीह वै ॥ अतः साक्षाद्धरे रूपं रूपं यच्चक्षरस्थितम् । तयोर्ये न विदुर्भेदं ज्ञानि-भक्तास्त उत्तमाः ॥' (तरंग पंचाळा ७ ) અર્થ–તે પ્રભુ કૃપાથી સર્વ દેહિઓના શ્રેય માટે આ લોકમાં નર-જાતિમાં પોતાની શક્તિ પાર્ષદો અશ્વર્ય સાથેજ પ્રગટ થાય છે, માટે પૃથ્વી ઉપર વિચરતું નરાકાર રૂપ અને અક્ષરધામમાં રહેલું દિવ્યરૂપ તે બે વચ્ચે જે જનો ભેદને જાણતા નથી પણ એકજ જાણે છે તેજ ઉત્તમ જ્ઞાનિભકતો કહ્યા છે) 'तेजोराशिर्भवत्येकः कोटीन्दुकान्तिसन्निभः । यमाहुरक्षरं ब्रह्मानन्तं कृष्णस्य धाम च ॥ अस्ति तत्र स्वयं साक्षात् भगवान पुरुषोत्तमः । अवतारा भवन्तत्यत्र तस्मादेवाखिला अपि ॥ अतो योऽस्त्यक्षरे धाम्नि गुणातीते हरिः स्वयम् । स एवास्त्यत्र प्रत्यक्षो न स्वल्पापि तयोर्भिदा ॥ (अंत्य तरंग ११) (અર્થ–એક તેજનો રાશિ કોટી ચંદ્રપ્રભાને તુલ્ય છે. જેને કૃષ્ણના અંનત અક્ષરબ્રહ્મ ધામ તરીકે કહે છે. તે ધામમાં સ્વયં સાક્ષાત્ ભગવાન પુરૂષોત્તમ વિરાજે છે. તેમનાથકીજ તમામ અવતારો આ લોકમાં થાય છે. માટે ગુણાતીત અક્ષરધામમાં જે શ્રીહરિ વિરાજે છે તેજ અહીં પ્રત્યક્ષ નરાકારે છે. તે બન્ને વચ્ચે સ્વલ્પ પણ ભેદ નથી. બન્ને એકજ છે ) આ રીતે આ ગ્રંથમાં આવાં અનેક વાકયો છે. બીજા ગ્રંથોમાં પણ આજ શાસ્ત્રીય સમુચિત શૈલી સ્વીકારીને ઉપર પ્રમાણેજ નિરૂપણ કર્યું છે.

ઉપર પ્રમાણે શ્રીજીઅભિમત વેદાદિ શાસ્ત્રોએ તથા તદનુસારી સંપ્રદાયિક પ્રામાણિક પ્રબન્ધોએ તથા શતાનંદાદિ મુક્ત મુનિવરોએ અક્ષરધામાધિપતિ દિવ્યમૂર્તિ પરંબ્રહ્મ પરમાત્મા જગત્કર્તા સર્વેશ્વર અવતારી પુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ નારાયણને આગળ ધરીનેજ (બીજા મુક્તાદિ કોઈને પણ નહિ) સજાતીય દ્વિતીય રૂપ ધરવારૂપ અવતારભાવ અને તેથીજ અવતાર અવતારી વચ્ચે વાસ્તવિક આત્યંતિક અદ્વૈતભાવ અને તેથીજ અવતારોને પણ સર્વોપરી અવતારી પુરૂષોત્તમ ભગવાન આદિક એના એજ શબ્દોથી વાચ્યતા અને તેથીજ તેમની ધ્યેયતા અને મોક્ષપ્રદતાની યોગ્યતા વિગેરે અવતારવાદમાં અતિ ઉપયોગી અર્થો સયુક્તિ પ્રતિપાદન કર્યા છે.

ઉપર મુજબ સંપ્રદાયનાં પ્રામાણિક શાસ્ત્રો જે અવતારોને અક્ષરાધીશ દિવ્યાકાર પરંબ્રહ્મ અવતારી શ્રીકૃષ્ણ પુરૂષોત્તમથકી અલ્પ પણ અન્યૂનપણે અને અત્યંત અભિન્નપણે વર્ણવે છે અને જેની ભક્તિ ઉપાસ-નાથી અક્ષરધામની પ્રાપ્તિરૂપ આત્યંતિક મોક્ષ મળવાનો સ્પષ્ટ કહે છે એવા પણ પૂજ્ય ધ્યેય કલ્યાણકારી રામકૃષ્ણાદિ અવતારોને, કોઈ નાસ્તિકોએ પોતામાં રહેલા દ્વેષ રોષ અસૂયા આદિક દોષોને વાપરવાનું જાણે સ્થાનજ બીજું જગતમાં ન મળ્યું હોય એમ એમનેજ એક લક્ષ્યસ્થાન કરીને, મલિન મનોવૃત્તિથી અને બંડ બીભત્સ ભંડભાષાથી પ્રકૃત્યંતર્ગત વિષયી માયાબદ્ધ અકલ્યાણકર્તા તુચ્છ માણસથકી પણ અત્યંત નીચે ઉતારી પાડવાની શિશુપાળવત્ પારાવાર વિમુખપ્રમુખતા વાપરી જોવામાં આવે છે. આ તેમનો આખો આસુરે આશય તેમણે સંપ્રદાયના માન્ય મુખ્ય ગ્રંથોને ઉતારી પાડીને મુખ્ય માનેલી ચવલી વામ વાતો અને તેવા સંપ્રદાય-દ્રોહી વિમુખ લખાઉ લેખો ઉપરથી સર્વને સહજમાં હસ્તામળકવત્ સમજી શકાય છે.

પ્ર. પાંચની પ્ર. ૧ વાત ૧૬૨ "અને સૂર્યની કોઇને ઉપમા દેવાય ? એ તો એકજ તેમ ભગવાન પણ એકજ. ને અનંત અવતાર તે સર્વે એક ભગવાનનું દીધું ઐશ્વર્ય પામ્યા છે. અનંત અવતાર થઈ ગયા ને અનંત થાશે પણ આ ભગવાન તે આવ્યા નથી ને આવશે પણ નહિ" આમાં જેમ સૂર્યની ઉપમા સૂર્ય સિવાય બીજાને ન દેવાય તેમ ભગવાનની ઉપમા ભગવાન સીવાય બીજાને ન દેવાય એ બાબત કહી તે બરોબર છે. પરંતુ પંચાળા ૪ 'તથા સૂર્ય છે તેને કુંતાજીને દુર્વાસાના આપેલા મંત્રે કરીને તેડ્યા ત્યારે તે સૂર્ય કુંતાજી પાસે આવ્યા તે મનુષ્યરૂપે જેવાં કુંતાજી હતાં તેવાજ સૂર્ય થઈને આવ્યા......પણ જેવા સૂર્ય પ્રકાશવાન છે તેવા પ્રકાશે સહિત આવ્યા હોત તો કુંતાજી બળી મરત ને સ્પર્શનું સુખ પણ ન આવત તથા સત્રાજીત યાદવ પાસે સૂર્ય આવતા તે પણ માણસ જેવા થઈને આવતા. અને જ્યારે એ સૂર્ય કુંતાજી પાસે તથા સત્રાજીત પાસે આવ્યા ત્યારે શું આકાશમાં નહોતા ? આકાશમાં પણ હતા ને બીજે રૂપે એના એજ સૂર્ય કુંતાજી ને સત્રાજીત પાસે આવ્યા અને જેવો સૂર્યનો પ્રકાશ છે તે સર્વે એમાં છે. ખરો પણ તેનો સંકોચ કરીને માણસ જેવા થઈને આવ્યા છે. તેમ એ જે ભગવાન છે તે પોતે પોતાના દિવ્યભાવ સહિતજ જીવને જો દર્શન આપે તો મનુષ્યને ઠીક ન પડે, અને એમ જાણે જે 'આ તે શું ભૂત હશે કે શું હશે ? માટે એ ભગવાન પોતાના ઐશ્વર્યનો સંકોચ કરીને મનુષ્ય જેવાજ થઈને દર્શન આપે છે અને પોતે પોતાના ધામમાં પણ વિરાજમાન છે......તે સારૂ મનુષ્યરૂપે એ ભગવાન થાય છે ત્યારે પોતાનો દિવ્ય ભાવ છે તેને છુપાવી રાખવો તે ઉપરજ પોતાની દૃષ્ટિ રહે છે...જેમ શ્રીકૃષ્ણભગવાન ભીષ્મને મારવાને ઉતાવળા થયા ત્યારે મનુષ્યભાવ ભુલી ગયા અને પોતામાં દિવ્ય ભાવ આવ્યો તેણે કરીને પોતાના ભારને પૃથ્વી સહન કરવા સમર્થ ન થઈ તથા અર્જુનને દિવ્ય ભાવ દેખાડ્યો તે પોતાની ઈચ્છાએ દેખાડ્યો" આમાં સર્વોપરી શ્રીજીના કહ્યા મુજબ સ્વયં સૂર્યજ પોતાના તેજને શમાવીને મનુષ્યસજાતીય દ્વિતીય રૂપ ધારીને કુંતાજી પાસે તથા સત્રાજીત પાસે આવ્યા ત્યારે પણ તેમને જેમ સૂર્યનીજ ઉપમા આપી છે તેમ સ્વયં ભગવાનજ પોતાના ઐશ્વર્યને ઢાંકીને મનુષ્યસજાતીય દ્વિતીય રૂપમાં અવતરે ત્યારે પણ તેમને ભગવાનની ઉપમા અપાયજ. આ બાબતને મનુષ્યરૂપમાં વિરાજમાન શ્રીકૃષ્ણ પરમાત્માના દૃષ્ટાંતથી સાબીત કરી આપી છે. માટે અવતારોને ભગવાનની ઉપમા ન અપાય એમ જડજલ્પન થાયજ નહિ. બીજુ—'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् । प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया' આ ગીતાવાકયના અનુસંધાનથી લોયા ૧૮ તેજ ભગવાન રામકૃષ્ણાદિ રૂપને કોઈક કાર્યને અર્થે ધારણ કરે છે પણ જે એ પોતાનું મૂળ રૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ નથી કરતા. તેજ ભગવાન પોતે અનંત ઐશ્વર્ય ને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે' આમાં શ્રીજીના કહ્યા મુજબ સ્વયં દિવ્યરૂપ ભગવાનજ પોતાનાં સમગ્ર ઐશ્વર્ય સાથે રામકૃષ્ણાદિ રૂપથી અવતરતા હોઈને અવતારદશામાં પણ પૂર્ણ એકસ્વરૂપ હોવાથી એમને વચ્ચે કોઈએ ઐશ્વર્ય આપ્યાનું કે લીધાનું, જેમ પ્રથમ એકરૂપ હોઇને પછીથી પચાસ રૂપે થએલા સૌભરી ઋષિ વચ્ચે કહી શકાય નહિ તેમ કહી શકાયજ નહિ. તો 'અનંત અવતારો એક ભગવાનનું દીધું ઐશ્વર્ય પામ્યા છે' એમ ભેદથી જલ્પી શકાય જ નહિ. ત્રીજું—'बहूनि मे व्यतीतानि जन्मानि' 'यदा यदा हि धर्मस्य' 'अवतारा ह्यसंख्येयाः' આના અનુસંધાનથી લોયા ૪ 'તે ભગવાન પોતાના અક્ષરધામમાં એક ઠેકાણે રહ્યા થકા પોતાની ઇચ્છાએ કરીને અનંતકોટી બ્રહ્માંડને વિષે પોતાના ભકતને અર્થે અનંત રૂપે દેખાય છે...અને તેજ ભગવાન કયારેક મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહાદિક અનંત રૂપે કરીને ભાસે છે...ભગવાન પુરૂષોતમ તે તો યોગેશ્વર છે ને સર્વ યોગકળાના નિધિ છે ને એક ઠેકાણે રહ્યાથકા, અનંત કોટી બ્રહ્માંડમાં પોતાની ઈચ્છાએ કરીને જ્યાં જેમ ઘટે ત્યાં તેમ ભાસે તેમાં શું કહેવું ? અને એ ભગવાનમાં એમ હોય તેનું શું આશ્ચર્ય છે ? મધ્ય ૧૩ 'પુરૂષોત્તમ કહીએ તેજ ભગવાન રામકૃષ્ણાદિરૂપે કરીને પોતાની ઈચ્છાએ જીવોના કલ્યાણને અર્થે યુગ યુગને વિષે પ્રગટ થાય છે...માટે શ્રીકૃષ્ણ ભગવાન મનુષ્ય જેવા જણાતા હતા તો પણ અક્ષરાતીત કૈવલ્ય મૂર્તિજ છે' આમાં શ્રીજીના કહેવા મુજબ સ્વયં પુરૂષોત્તમ ભગવાન અનાદિ કાળથી અનંતવાર અનંતરૂપે

અનંત બ્રહ્માંડમાં અવતરેલા તથા અવતરતા હોવાથી અને અવતારધારણમાં દેશ કાળાદિકનો નિયમ નહિ હોવાથી 'આ ભગવાન આવ્યા નથી અને આવશે નહિ' એમ દૈવીથી કહી શકાય જ નહિ. આ આખી વાતમાં 'અવતારને ભગવાન ન કહેવાય, અવતારને કોઈ ઉપરી ઐશ્વર્ય આપે છે, સ્વયં ભગવાન પૂર્વે અવતર્યા નથી અને હવે પછી અવતરશે નહિ' આ ત્રણ બાબતો શ્રીજીમતથી બહુ વિપરીત જણાવી છે. આ ઉપરથી ખંડ દુરાશય એવો નીકળી આવે છે કે–રામકૃષ્ણાદિ અવતારો એ સ્વયં ભગવાનના નહિ પણ કોઈ એક જીવ ઈશ્વરકોટી જેવી કોટી પ્રકૃત્યંતર્ગત છે તેજ અવતરે છે અને એમને મુક્તાદિકની માફક એક ભગવાન અલ્પ ઐશ્વર્યને આપે છે, એથી એ ભગવાન તરીકે લોકમાં પૂજાય છે પણ વસ્તુતઃ એમનો સ્વયં ભગવાન સાથે કશો સંબન્ધજ નહિ હોવાથી એમને ખરી રીતે ભગવાનની ઉપમાજ દેવાય નહિ આવા દુરાશયવાળા કરતાં અવતારોને નહિ માનનારાને સારા કહેવા જોઈએ. જો અવતારોને આવા પાપભાવથી પરમેશ્વર પદથીજ ઉતારી પાડવામાં આવે તો શ્રીહરિને પણ એક તરફથી અવતારપણે શાસ્ત્રમાં વર્ણવેલા હોવાથી એમની પણ એવીજ આખી દુર્દશા કોઈ વિપક્ષી તરફથી કહેવરાવાનો પ્રસંગ તુલ્ય ન્યાયથી આવેજ. શ્રીજીને સ્વયં સર્વોપરી અવતારી ભગવાન માનીએ અને બીજા બધાને તેમના અવતાર તરીકે માનીએ તોપણ ઉપરોક્ત શાસ્ત્ર દૃષ્ટિએ અવતાર અવતારીનો સ્વરૂપથી અત્યંત અભેદ હોવાથી અવતારો માટે ઉપર મુજબનું જાલ્મજલ્પન થાયજ નહિ. આ રીતે આ વાત કુયુક્તિબળથી સાક્ષાત્ ભગવદ્રુપ અવતારોને ભગવત્પદથી અત્યંત નીચે ઉતારી પાડવાના પાપાશયવાળી, શાસ્ત્રવિરૂદ્ધ, મનઃકલ્પનાથી ગોઠવી કાઢેલી વિમુખ પ્રત્યક્ષ થાય છે

પ્ર. ૧ વાત ૨૪૭ 'દત્તાત્રેયે બે જીવનું કલ્યાણ કર્યું, કપિલે એક જીવનું કલ્યાણ કર્યું ને ઋષભદેવે સો જીવનું કલ્યાણ કર્યું' આ વાત પણ સાધુરૂપ કલ્યાણમૂર્તિ અવતારોની હલકાઈ જણાવા જડ બુદ્ધિથી જુઠી જોડી કાઢી છે. સર્વોપરી શ્રીજી તો પ્રથમ ૭૮ માં જે અવતારોનો અનંત જીવોનો ઉદ્ધાર કરવારૂપ મહા-મહિમા સમઝવાનો કહે છે. લોયા ૧૪ માં 'તથા ભગવાનના જે ઘણા અવતાર થયા છે તેને એમ જાણીએ છીએ જે સર્વે અવતાર નારાયણના છે. તો પણ તે અવતારમાં ઋષભદેવજી બહુ ગમે તથા તેથી ઉતરતા કપિલજી તથા દત્તાત્રેય એ બે સરખા જણાય છે' એમ સાધુરૂપ દત્તાત્રેય આદિકને નારાયણના અવતાર તરીકે કહીને તેમાં પોતાનો બહુ ભાવ જણાવે છે. મધ્ય ૬૦ માં 'હું તો દત્તાત્રેય જડભરત નારદ શુકજી તે સરખો દયાવાળો છું' એમ દત્તાત્રેય આદિકને પોતાના દયાળુપણામાં દૃષ્ટાંત તરીકે લે છે. સ. પ્ર ૩ અ ૧૭ માં 'मत्स्यं कूर्मं' આ શ્લોકથી શ્રીહરિના અનંત અવતારો કહેતાં ઉપરના ત્રણને શ્રીહરિના અવતાર તરીકે પણ કહ્યા છે. વળી જેમણે અનંતનાં કલ્યાણ થાય એવો મોક્ષ માર્ગ બતાવેલો ભાગવતાદિ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે અને જેમના આશ્રયબળથી અનંતનાં કલ્યાણ થઈ ગયાં છે અને અદ્યાપિ થયા કરે છે એવા ઉપરના પૂજ્ય અવતારોને ખોટી રીતે ઉતારી પાડવાની કુમતિ વાપરેલી વ્યક્ત થાય છે. અવતારોથી પોતાને મોટા થવાના દુરાશયથી આવી પાપવૃત્તિ થાય છે.

પ્ર. ૨ વાત ૩ 'અને વળી સ્વામીએ વાત કરી જે ભગવાનના અવતારમાત્રમાં ચમત્કાર તો ચમક પાણા જેવો છે. તેમાં **કેટલાક મણ જેવા છે ને કેટલાક તો દશ મણ જેવા છે ને કેટલાક તો સોમણ જેવા છે ને કેટલાક તો લાખ મણ જેવા છે**...ને આજ તો બધો ચમકનો પર્વત આવ્યો છે, નહિ તો બધું બ્રહ્માંડ કેમ તણાઈ જાય ?' આ જડ વાત પણ સર્વોપરી શ્રીજીના સિદ્ધાંતથી બહુ વિરુદ્ધ, અવતારોમાં મનઃકલ્પિત ભેદ પાડીને તેમને હલકા પાડવાના ઈતર ઈરાદાવાળી અસંબદ્ધ અતિ કુટિલ છે. પંચાળા ૨ માં કહ્યા મુજબ સ્વયં ભગવાન તો અવતારાદિ સર્વ દશામાં પણ સદાય સ્વરૂપ સ્વભાવથી અચ્યુત અખંડ અક્ષર અધિકારી એકરૂપ હોવાથી અને લોયા ૧૮ માં કહ્યા પ્રમાણે અવતાર ભાવમાં પણ સમગ્ર ગુણ ઐશ્વર્ય પરિપૂર્ણ હોવાથી અને મધ્ય ૧૩ માં કહેલી રીતિએ પુરૂષોત્તમમાંથીજ અવતારોનો આવિર્ભાવ અને તિરોભાવ થતો હોવાથી અને લોયા ૧૧ માં કહેલી પદ્ધતિએ ભગવાનની મૂર્તિઓમાં ભેદ નહિ હોવાથી અને પંચાળા ૬ માં કહેલી સમઝણ મુજબ અવતારોમાં જણાતી ન્યૂનાધિક શકિત તથા ઐશ્વર્ય

ઐચ્છિક ઔપાધિક હોવાથી એક મણ દશ મણ સોમણ લાખમણના ચમકપણાના વિષમ દષ્ટાંતથી સ્વરૂપ સ્વભાવથી ભેદ પાડવો તે શાસ્ત્રવિરૂદ્ધ અનન્વિત અઘટિત હોઇને અતિ વિષમ છે. ભગવાનનો કાર્યવશાત્ અવતારભાવ છે અને કાર્યવશાત્ ઐશ્વર્ય પ્રદર્શન છે. શ્રીજીના ગ્રંથોક્ત કથન મુજબ જોઈએ તો મત્સ્ય નૃસિંહ વામન રામકૃષ્ણાદિ અવતારોએ આખુ બ્રહ્માંડ તણાઈ જાય એવાં અદ્‌ભુત ઐશ્વર્યો શું નથી બતાવ્યાં ? શ્રીજીએ અવતારોનું નિરૂપણ તો બહુધા કર્યું છે એમાં આવા ચમકપણાના માપથી અવતારોનું માપ કહીને ભેદ પાડયો નથી. ઇષ્ટદેવનો મહિમા કહેવાની બીજી ઘણી રીતિઓ સન્મુખ શાસ્ત્રીય સારી છે તેનો અનાસ્તાવશાત્ અનાદર કરીને ઇષ્ટદેવ કે તેમના વચન ઉપરજ અપવાદ કે વિરોધ આવે એવી ખોટી અશાસ્ત્રીય વિમુખ હલકી રીતિઓ લઈને મહિમા કહેવો તે એક નાસ્તિકચાલાકીજ કહેવાય. શાસ્ત્રસિદ્ધ અર્થની યોગ્યતા પ્રથમ જાણ્યા વિના અને યુક્તાયુક્તનો વિચાર કર્યા વિના વિષમ દષ્ટાંત આપવામાં આવે તો તેથી અભિમત અર્થની સિદ્ધિ ન થતાં ઉલટી અનભિમત અનર્થની સિદ્ધિ સ્વયં થાય છે. ગુ. સ્વામી તો આખો દિવસ કારખાનામાં બેલાંથી કામ લેતા હોવાથી આવા ચમકપાણાના વિષમ જડ દષ્ટાંતથી અવતારોમાં અત્યંત ભેદ પાડીને ઉતારી નાખવા લેશ પણ નવરા ન હતા. આ તો કોઇ નવરા નમારમુડા નકામા નંખોદીયા નાસ્તિક નીચનું દુષ્કામ છે.

પ્ર. ૨ વાત પ "અને સ્વામીએ વાત કરી જે વાદી ફુલવાદી ને ગારડી...એ તો દષ્ટાંત ને સિદ્ધાંત તો એ છે જે દત્તાત્રેય ને કપિલ તે તો **વાદીને** ઠેકાણે છે, તે તો મુમુક્ષુ હોય તેનું કલ્યાણ કરે ને રામચંદ્રજી ને શ્રીકૃષ્ણ તે તો **ફુલવાદીને** ઠેકાણે છે તે તો પોતાનું વચન માને તેનું કલ્યાણ કરે ને ન માને તો તરવારે સમાધાન કરે ને કલ્યાણ કરે. ને શ્રીજીમહારાજ તો **ગારડીને** ઠેકાણે છે તેની આગળ તો જીવ ઈશ્વર પુરૂષ ને અક્ષરાદિક તે હાથ જોડીને ઉભા છે" આ ગામઠી વાત પણ વાદીઓમાં મનસ્વી ભેદ કલ્પીને તેના અર્થો પણ મનસ્વી ગોઠવીને, તેનું વિષમ દષ્ટાંત ધ્યેય અવતારોને આપીને તેમાં મનસ્વી ભેદ પાડીને તેમને ઉતારી પાડવાનું શ્રીજી સિદ્ધાંત સામે વાદિપણું વાપનારી વિષમયી છે. શ્રીજીએ સ. પ્ર. ૨ અ. ૩૦ શ્લો. ૩૭ માં 'सन्तो जाङ्गुलिका ननु' એમ સંસાર વિષને ઉતારવાના યોગથી સંતોને આવું વાદિદષ્ટાંત આપ્યું છે તેને અહીં અવતારો વચ્ચે ભેદ પાડવામાં અડાવી દેવાની આડાઈ કરી છે. શ્રીજીએ અવતારોનું નિરૂપણ તો બહુ કર્યું છે તેમાં આવું દષ્ટાંત દીધું નથી. સ. પ્ર. ૩ અ ૨૪ માં શ્લો. ૧૦–૧૨ થી ભગવાનના નરનારાયણાદિ સાધુરૂપ અને રામકૃષ્ણાદિ રાજારૂપ અવતારો કહીને, તેઓનું અસુરહનન અને ધર્મપ્રવર્તન કાર્ય કહીને સર્વની એક સરખી રીતે સેવ્યતા કહીને શ્લો. ૫૦–૫૪ થી તે સાધુરૂપ અને રાજારૂપ ભગવાન આંતર કામાદિ અને બાહ્ય શિશુપાળાદિકને કેવી રીતે મારે છે તેનો પ્રકાર કહીને, છેવટે બન્ને અવતારરૂપોની મોક્ષ માટે ઉપાસના કરવાની કહી છે. સ પ્ર. ૪ અ. ૩૭ માં કેવી રીતે બાહ્ય આંતર આસુરોને હણે છે તેનો પ્રકાર કહીને, છેવટે હસ્તમાં શસ્ત્રધારીને કે નહિ ધારીને, નિગ્રહથી કે અનુગ્રહથી, વધથી કે સદુપદેશથી, એમ જે કોઈ ઉપાયથી ભૂતળમાં સદ્ધર્મને સ્થાપન કરતા અને આશ્રિતજનોનું કલ્યાણ કરતા તે ભગવાનનો આશ્રય કરવો એમ કહ્યુ છે. વરતાલ ૧૦ માં સાધુરૂપ અને રાજારૂપ ભગવદવતારો અને તેમની જુદી જુદી લક્ષણરીતિ કહીને છેવટે 'જેને પોતાનું કલ્યાણ ઈચ્છવું તેને તે તે લક્ષણે કરીને તે ભગવાનને ઓળખીને તેમણે શરણે થવું અને તેનો દઢ વિશ્વાસ રાખવો ને તેની આજ્ઞામાં રહીને તેની ભક્તિ કરવી એજ કલ્યાણનો ઉપાય છે' એમ સાધુરૂપ રાજારૂપ સર્વ ભગવદવતારો માટે સરખી સમઝણ રાખવાની કહે છે. આ વચનામૃત ઉપર સંસ્કૃત સુધાસિંધુમાં– 'उभयेषां च साधर्म्यं न देहक्रियया त्विह । भवत्यथ प्रपन्नानामास्ति श्रेयोविधौ त्विदम्' એમ બન્ને પ્રકારના અવતારોનું દેહક્રિયાથી તો સમાનધર્મપણું નથી ( જુદા જુદા છે ) પરંતુ પ્રપન્નોનું કલ્યાણ કરવામાં તો સમાન ધર્મપણું છે, એટલે સર્વ કોઈ કલ્યાણ કરી શકે છે, એમાં ભેદ નથી, એવો વિશેષ બતાવ્યો છે, ઉપરનો શ્રીહરિસિદ્ધાંત જોતાં એક વાદી, એક ફુલવાદી, એક ગારડી, એવો ગામઠી ભેદ શ્રીજીના સામાવાડીયા વાદી થઈને કહેવો તે સર્વથી વિરૂદ્ધ હોઈને અયોગ્ય અગ્રાહ્ય નિશ્ચિત થાય છે. શ્રીકૃષ્ણના સંબન્ધમાં શ્રીજી

વરતાલ ૬ માં 'તે જ્યારે ભગવાને કૃષ્ણાવતાર ધાર્યો ત્યારે મહાપાપણી જે પૂતના તેણે ભગવાનને ઝેર પાયું તેને શ્રીકૃષ્ણે પોતાની માતા જે યશોદાજી તે બરાબર ગતિ આપી અને બીજા પણ મહાપાપી દૈત્ય હતા ને ભગવાનને મારવા આવ્યા હતા તેને પણ શ્રીકૃષ્ણ ભગવાન પરમ-પદ આપતા હવા ને બીજા પણ જે જે ભાવે કરીને શ્રીકૃષ્ણના સંબંધને પામ્યા તે સર્વેનું કલ્યાણ કર્યું છે' વરતાલ ૧૮ 'ને સર્વ અવતારના ધરનારા જે છે તેજ સ્વયં શ્રીકૃષ્ણભગવાન છે... માટે કામભાવ દ્વેષભાવ ભયભાવ સંબન્ધભાવ સ્નેહભાવ એમાંથી જે જે ભાવે કરીને એ શ્રીકૃષ્ણને જે જીવ આશર્યા તે નિર્ગુણ થઈ ગયા' આ રીતે કહેવાપૂર્વક શ્રીકૃષ્ણને જીવ ઈશ્વર પુરૂષ અક્ષર આદિકના નિયંતા, અક્ષર-ધામાધિપતિ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વાવિર્ભાવકારણ ઉપાસ્ય ઈષ્ટદેવપણે માનીને, વધારામાં તેમનું સ્વયં ધ્યાન ભજન કરવાનું પણ કહે છે. અને શ્રીજીને સંપ્રદાયનાં શાસ્ત્રો શ્રીકૃષ્ણના બીજા અવતારરૂપે થયાનું કહેવાપૂર્વક બન્ને વચ્ચે અણુ પણ ભેદ નહિ સમઝવાનો કહે છે. આ દૃષ્ટિએ જોતાં મૂળ પૂર્વરૂપ શ્રીકૃષ્ણ અને તેમના અવતાર શ્રીહરિમાં તત્વથી ભેદ પાડવા જે ઉપર જુદુ જુદુ વાદિદષ્ટાંત આપ્યું છે તે શ્રીજીમાન્યતાથી તદ્દન વિરૂદ્ધ હોઈને તેમને સામે બંડ જગાવાના વાદિપણાને જણાવનારૂ વિમુખ છે.

પ્ર ૨ વાત ૧૨ 'આચાર્ય હોય કે ભગવાનનો પુત્ર હોય કે ઈશ્વર હોય કે **નાના મોટા ભગવાનના અવતાર હોય પણ એમ કર્યા વિના છુટકો નથી,** કેમ જે એ પણ મહારાજનો મત છે. તે ઉપર મહારાજનો કહેલો શ્લોક છે તે બોલ્યા જે—'निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् । विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥' આ વાતનાં નાના મોટા રામકૃષ્ણાદિ અવતારોને પણ 'નિજાત્માને ત્રણ દેહથકી વિલક્ષણ બ્રહ્મરૂપની ભાવના કરીને અન્ય ઉપરી કૃષ્ણની ભક્તિ કર્યા વિના કોટી કલ્પ સુધી છુટકો થવાનો નથી' એવો દુરાશય દર્શાવીને અવતારોને ભગવત્પદથી અત્યંત નીચે બદ્ધ જીવની સાથે ઉતારી પાડવાની નાસ્તિકતા ઉઘાડી જણાવી છે. અવતારો કે જે પરંબ્રહ્મ પરમાત્માનાં સજાતીય દ્વિતીય અભિન્ન રૂપાંતરો હોઈને સ્વયં કલ્યાણમૂર્તિ પૂર્ણકામ આત્મારામ ગુણાતીત છે અને જેમની પ્રવૃત્તિ કેવળ કૃપાથી લોકકલ્યાણાર્થેજ છે એવા પણ અવતારોને આત્મસાધનો કરીને આત્મકલ્યાણ મેળવવાનું જીવાદિકની પેઠે જલ્પવું તે અનવધિ અવળું હોઈને અતિનિંદ્ય છે. તેમાં પણ '**મોટા અવતારો**' એવો શબ્દ લખીને રામકૃષ્ણાદિકની સૂચના આપીને આવી અવળાઈ કરી છે તે સંપ્રદાયની દૃષ્ટિએ અત્યંત વિમુખ હોઈને અતિઅસહ્ય અતિશોચનીય છે. વળી જે શ્લોકમાં શ્રીજીના મૂળ પૂર્વરૂપ ઉપાસ્ય ઈષ્ટદેવ જે શ્રીકૃષ્ણની ભક્તિથી કલ્યાણ થવાનું કહે છે તેજ શ્લોકથી તેજ શ્રીકૃષ્ણને પોતાને દેહાદિવિલક્ષણ બ્રહ્મરૂપ થઈ ભક્તિ કર્યા વિના છુટકો નથી એમ જલ્પવું જે સ્વલ્પ સાહસ ન કહેવાય. વળી આવી વામ વાતમાં મહારાજના મતને મિથ્યા ચડાવે છે. મહારાજે તો તે શ્લોક મુમુક્ષુ જીવાદિક માટે કહ્યો છે પણ નાના મોટા અવતારો માટે કહ્યો નથી. તેમણે તો રામકૃષ્ણાદિ અવતારોની મહત્તા સર્વોપરી કહીને તેમની ભજનીયતા કહી છે. આ જોતાં શ્લોકનો અર્થ કરવામાં આંખ્યનું કાજળ કપાળે ઘસ્યા જેવું મૌખ્ય વાપર્યું જણાય છે. જ્યાં ત્યાં અવળું અડાવામાં મહારાજ પણ ઠીક હાથ આવી ગયા છે. મહારાજે તો વચનામૃતાદિ ગ્રંથોમાં એવો ગંધ પણ જણાવા દીધો નથી. જ્યારે નાના મોટા અવતારોની આવી દુર્દશા થાય ત્યારે તો શ્રીજીને પણ એક તરફથી અવતાર તરીકે વર્ણવેલા હોવાથી એમની પણ એવી દુર્દશા કોઈ વિપક્ષી તુલ્ય ન્યાયથી કહે તો શો નિષ્પક્ષપાતી ઉત્તર આપવો તે વિમુખોએ મુખ્ય વિચારવાનું છે. આ ઉપરથી રામકૃષ્ણાદિ અવતારોમાં પરમેશ્વરપણાની બુદ્ધિ નહિ પણ પામર મનુષ્ય બુદ્ધિ હોવાનો બંડાશય ઉઘાડો તરી આવે છે. એમ કરીને નાસ્તિક જૈનાદિકને બહુ સારા કહેવરાવે છે.

પ્ર. ૨ વાત ૨૪ "આ ભગવાન ને આ સાધુનું રૂપ તો સિદ્ધિયું પણ ધરી શકતી નથી, કેમ જે એ તો અકળ છે. **ને બીજા વિભૂતિ અવતારનું રૂપ તો સિદ્ધિયું ધરે છે.** જેમ જે રાજા ગાદીએ હોય તેનો વેશ **તરગાળો** કાઢતો નથી તેમ" આ વાયડ વાતમાં સિદ્ધિઓ કે જે મહાયોગીઓને પણ અત્યંત દુર્લભ છે તેનું સ્વરૂપ સત્તા લેશથી પણ સમઝયા વિના તેને નીચ તરગાળાની ઉપમા આપીને, સાધુઓ કે જે

સિદ્ધિઓના વશમાં આવી જનારા છે તેને અકળ ઠરાવીને તેનું રૂપ તો સિદ્ધિઓ ધરી શકતી નથી એમ ખોટું ઠરાવીને, વિભૂતિ અવતારોનાં રૂપ તો કળવામાં આવે એવાં હોવાથી તેમનાં રૂપ સિદ્ધિઓ ધરી શકે છે એમ અનવધિ અવળું અડાવીને માનીતા સાધુથી અવતારોને નીચે ઉતારી પાડવાનું તરગાળાનું તુચ્છ કામ કર્યું જણાય છે. બાદશાહને ચાકર અને ચાકરને બાદશાહ ઠરાવ્યા જેવી વિમુખ વાત છે. ભાગવત સ્કંધ ૧૧ અ. ૧૫ માં શ્રીકૃષ્ણ ઉદ્ધવજી પ્રત્યે સિદ્ધિઓની સંખ્યા અને તેનું સ્વરૂપ વિગેરે આખા અધ્યાયથી વર્ણવીને છેવટે '**सर्वासामपि सिद्धीनां हेतुः पतिरहं प्रभुः**' એમ પોતાનેજ **સર્વ** સિદ્ધિઓના **હેતુ**–ઉત્પાદક પ્રાપક અને **પતિ**–રક્ષક અને **પ્રભુ**–રાજાપણે કહે છે. આ બાબતનો નિર્દેશ શ્રીજીએ પ્રથમ ૬૧ વચનામૃતમાં કર્યો છે. આ રીતે પરતંત્ર સિદ્ધિઓ જેના વશમાં વર્તનારી છે એવા સ્વતંત્ર મહારાજાસ્થાનીય શ્રીકૃષ્ણ કે જે શ્રીજીનું મૂળ પૂર્વ રૂપ છે તેનું રૂપ કળવામાં આવે એવું હોવાથી સિદ્ધિઓ ધારી શકે છે એમ લવવું અને સાધુ કે જે શ્રીકૃષ્ણ અને સિદ્ધિઓ આગળ પરતંત્ર છે તેમનું રૂપ અકળ હોવાથી સિદ્ધિઓ ધરી શકતી નથી એમ લવવું તે સર્વાંશે વિપરીત છે. શ્રીજી તો પરંબ્રહ્મના સાક્ષાત્ અવતાર હોઈને અવતારીથી અભિન્ન હોવાથી એમને તો રાજગાદીએ હોવાનું સુખેથી કહી શકાય તેમજ એજ પદ્ધતિએ બીજા અવતારોને પણ એમ કહી શકાય, પરંતુ આ સાધુને કોણે અવતારોની પણ ઉપરી ગાદીએ બેસાર્યા છે કે જેથી તેમનું રૂપ સિદ્ધિઓ ન ધરી શકે? આ પણ એક ખોટું ખુણેખોચરે વિચારવાનું છે. પ્રભુની ગાદીજ નવરી હોય એમ ચઢી બેસવાનીજ બધી બદદાનત જણાય છે તેથીજ બધા ધ્યેય અવતારોને ઉતારી પાડીને પોતાને તેથી પણ મોટું બનવાની કુમતિ વપરાય છે. સિદ્ધિઓ કે જે શ્રીકૃષ્ણે પ્રવર્તાવેલી હોઈને ઘણી દુર્લભ છે એમ શ્રીજી કહે છે તેને તરગાળાની તુચ્છ ઉપમા અપાયજ કેમ? સંપ્રદાયની શાસ્ત્રીય દીક્ષા વિનાના, સ્વયં સાધુનો વેષ ધારી બેઠેલા બહિષ્કૃત બંડીયાઓને તો તરગાળાની ઉપમા લોકમાં અપાય અને એનો વેષ પણ તરગાળા કાઢે એ સંભવતુ છે.

પ્ર. ૨ વાત ૪૧ "સ્વામિએ એમ વાત કરી જે આજ તો પુરૂષોતમ અક્ષરધામ ને મુકતે સહિત પધાર્યા છે. **તે ભેળા અનંત ધામોના ભગવાન તેના મુકતે સહિત અહીં પધાર્યા છે. તે શા સારૂ તો પોત પોતાની ખોટ કાઢવા,** ને પુરૂષોત્તમનું સ્વરૂપ સમઝવા આંહી આવ્યા છે, નહિ તો આવો ભીડો વેઠાય કેમ? તે મહારાજે કહ્યું હતું જે અવતારમાં ત્રણ ત્રણ ભીડામાં આવ્યા છે ને આજ તો બધાયને ભીડામાં લેવા છે...ને એકાંતિકના જન્મ છે તે તો અનંત જીવોને બ્રહ્મરૂપ કરવા ને પુરૂષોત્તમનું સ્વરૂપ સમઝાવા સારૂ આ પૃથ્વીને વિષે પધારે છે" આ વામ વાતનો દુરાશય તો દુરંત દુર્વાચ્ય છે. અનંત ધામોના ભગવાન કે જે બંડ સુંકેત મુજબ રામકૃષ્ણ નરનારાયણ વાસુદેવાદિ કહેવાય છે તે પોતાની ખોટ સાધનો કરતાં પણ અત્યારસુધી નહિ ટળી હોવાથી અનાદિથી રખડતા હતા તે અત્યારે પોતાની અનાદિની ખોટ કાઢવા પોત પોતાનાં સ્થાન પડતાં મુકીને પોતાના અનાદિથી રઝડતા મુકતોને સાથે લઈને સત્સંગમાં જન્મ ધરીને ભેળા આવ્યા છે. અને તેઓ બીજા આશ્રિતોને ભીડામાં લેતા હતા પણ પોતે અદ્યાપિ ભીડામાં આવ્યા ન હતા તે હમણાંજ તેમને ભીડામાં લીધા છે. માનીતા એકાંતિકને તો કશી પૂર્વની ખોટ કાઢવાની નહિ હોવાથી તેમનો અત્યારે જન્મ છે તે તો બીજા રામકૃષ્ણાદિ અવતારો અને તેમના મુકતો વિગેરેની ખોટ ટાળવાં માટે થયા છે. આ રીતે માનીતા કહેવાતા એકાંતિકને મોટા સર્વોપરી ભગવાન્ ઠરાવાના પાપઈરાદાથી રામકૃષ્ણ નરનારાયણ આદિકને અત્યંત નીચે ઉતારી પાડવાની પારાવાર વિમુખમતિ વપરાઈ છે. શ્રીજી જે અવતારોનો પુરૂષોત્તમમાંથી આવિર્ભાવ અને એમાંજ અંતર્ધાન કહેવાપૂર્વક બન્ને વચ્ચે અત્યંત અભેદ તત્વથી સમઝવાનો કહે છે અને જે પૂર્ણકામ આત્મારામ નિત્યનિર્દોષ અવતારોનું ખાસ કાર્ય લોકોનું કલ્યાણ કરવું એજ કહે છે એવા ધ્યેય પૂજ્ય પુરૂષોત્તમસ્વરૂપ અવતારોને અનાદિની ખોટ કહેવી અને ખોટ ટાળવા ભીડામાં લેવાનું કહેવું અને વળી એમની ખોટને ટાળનારા બનાવટી એકાંતિકને કહેવા તે શ્રીજીવચનથી અક્ષરશઃ અતિ વિરૂદ્ધ અધમાધમ હોઈને અતિ નિંદિત છે. સર્વોપરી શ્રીજી પણ એક અવતાર રૂપમાં આવેલા હોવાથી તેમને

પણ કોઈ વિપક્ષી તુલ્ય ન્યાયે એવું કહે તો શો યોગ્ય ઉત્તર અપાય ? એનો પણ વિમુખોને વિચારલેશ મળે નહિ. ક્યાં સર્વોપરી શ્રીજીની પરા વાણી ? અને ક્યાં વિમુખી વૈખરી વાણી ? અમૃત વિષ જેટલું અંતર ઉઘાડું છે. આ ઉપરથી બંડમતે પુરૂષોત્તમનો અત્યારસુધી અવતારજ થયો નથી એમ લવીને અત્યારસુધી થએલા રામકૃષ્ણાદિ અવતારોનો પુરૂષોત્તમ સાથેથી સંબન્ધજ તોડી નાખીને તેમની એક જીવાદિક જેવી બદ્ધ તુચ્છ કોટી હોવાની કુબુદ્ધિ નિશ્ચિત થાય છે. એટલે અવતારો એ પરમેશ્વરજ નહિ તેમ તેમના અવતારો પણ નહિ એ તો કોઈ સાધારણ માણસ હતા એવી દુર્બુદ્ધિ સાબીત થઈ. વળી આવી સૂર્યને પતંગીયા અને પતંગીયાને સૂર્ય ઠરાવા જેવી અપવાદી અવળી વાત શ્રીજીએ કહેલી અને ગુ. સ્વામીએ અનુવાદ કરેલી એમ એમને માથે અડાવી દીધી. શ્રીજીએ તો વચનામૃતાદિ ગ્રંથોમાં ઘણી વાતો કરી છે તેમાં આવી વાતનો ગંધ પણ નથી. માનીતા કહેવાતા એકાંતિકને સર્વોપરી ઠરાવાજ સર્વ શાસ્ત્રો અને શ્રીજીવચનોથકી અનવધિ વિમુખતા વપરાય છે તેનો આ મોટો નમુનો છે. મહિમા કહેવાની મર્યાદા અને રીતિ તો કાંઈ સારી લોક-શાસ્ત્રથી અવિરૂદ્ધ હોવી જોઈએ. આ શ્રીજીનો મહિમા નહિ પણ તેમનો અને તેમના વચનનો વિદ્રોહજ કહેવાય. કેમકે શ્રીજી તો પોતાને નરનારાયણ શ્રીકૃષ્ણના દ્વિતીય પ્રાદુર્ભાવરૂપ સમઝવાનું સ્પષ્ટ કહે છે. અસ્તુ ઉંટનાં અઢારેય વાંકાં એની પેઠે વિમુખોનું સઘળું વાંકુજ છે.

પ્ર ૨ વાત ૭૨ 'એમ કહીને બોલ્યા જે 'मद्भयाद्वाति वातोऽयं सूर्यस्तपति मद्भयात् । वर्षतीन्द्रो दहत्यग्निर्मृत्युश्चरति मद्भयात्' એ શ્લોક બોલીને કહ્યું જે બળ તો બહુ દેખાડયું પણ **કલ્યાણ તો એક માતાનું જ કર્યું** છે, એમ જાણતાં એ શ્લોક કોઈના બળનો જણાય છે પણ પોતાનો બળનો નહિ, એમ કહીને વળી બોલ્યા જે **આજ તો સત્સંગમાં ડોશીયું હશે તે પણ હજારો જીવનું કલ્યાણ કરશે તો બીજાની તો શી વાત કહેવી ?'** આ વાતમાં સાંખ્યાચાર્ય સાધુરૂપ ભગવદવતારભૂત કપિલજીનું નામ લઇને અવતારોને, બીજાઓની અપેક્ષાએ ડોશીયોની તુચ્છતા જણાવાપૂર્વક તે માનીતી નકામી મુર્ખ ઉતરી ગએલી અમંગળ વિધવાઓથી પણ નીચે ઉતારી પાડવાની આસુર અવળાઈ વાપરી છે જો એક માતાને ઉદ્દેશીને સેશ્વર સાંખ્ય જ્ઞાનનો ઉપદેશ આપવામાત્રથી એક દેવહૂતી માતાનુંજ કલ્યાણ કર્યું ઠરવુ હોય તો શ્રીજીએ નિજ માતા ભક્તિને ઉદ્દેશીને હરિગીતાનો ઉપદેશ આપ્યો છે તે ઉપરથી તેમણે પણ એકજ માતાનો મોક્ષ કર્યો ઠરે, અર્જુનને ઉદ્દેશીને ગીતાનો ઉપદેશ કર્યો છે તે ઉપરથી શ્રીકૃષ્ણે એકલા અર્જુનનો મોક્ષ કર્યો છે એમજ ઠરે. પણ એમ નથી. શ્રીજીએ તથા શ્રીકૃષ્ણે જેમ બીજા મુકતાનંદાદિ ઉદ્ધવાદિકને ઉદ્દેશીને ઉપદેશ આપ્યો છે એમ કાપલજીએ પણ બીજા આસુરી મુનિ વિગેરેને ઉપદેશ આપ્યાની વાત શ્રીજીએજ સ. પ્ર. ૨ અ. ૨૭ માં લખાવી છે. સિધ્ધગણોના ઈશ કપિલજી કે જેમની ભગવદવતાર તરીકેની સંભાવના 'ऋषि प्रसूतं कपिलं' એમ સાક્ષાત્ વેદમાં કરી છે અને બીજી સ્મૃતિઓ તથા પુરાણ વિગેરેમાં કરેલી છે. કિંબહુના સ. પ્ર. ૨ અ. ૨૭ માં ખટવાંગ રાજાએ શ્રીહરિની સ્તુતિ કરતાં તેમનાજ અવતાર તરીકે કપિલજીને કહ્યા છે. અને જેના આશ્રમમાં શ્રીજી એક માસ રહ્યા હતા, અને લોયા ૧૪ માં શ્રીહરિએ કપિલજીને નારાયણના અવતાર તરીકે કહીને તેમાં પોતાની બહુ રૂચિ સકારણ બતાવી છે. અને લોયા ૧૬ તથા અંત્ય ૫ માં શ્રીજીએ ઉપરનો 'मद्भयाद्वाति वातोऽयं' ઈત્યાદિ કપિલગીતાના શ્લોકોને પ્રમાણપણે લઈને ભગવાનનો મહિમા સમઝવાની વાત કરી છે. જેના કટાક્ષમાત્રથી સગર રાજાના સાઠ હજાર પુત્રો ભસ્મીભૂત થઈ ગયા હતા. આ રીતે શ્રીજીએ તથા બીજાએ કપિલદેવનું મોટું ગુણ ઐશ્વર્ય-ભરેલું આખ્યાન કહેવાપૂર્વક તેમને ભગવાનના અવતાર તરીકે કહ્યા છે અને જેમણે એકલી માતાનું નહિ પણ અનેકનાં કલ્યાણ કર્યાં છે અને કલ્યાણ થાય એવો સાધુ જ્ઞાનમાર્ગ બતાવી ગયા છે એવા કપિલ ભગવાને કહેલા પોતાના મહિમાને 'એ તો બીજો કોઈ ભૂતની પેઠે પેશી ગએલો તે બોલી ગએલો પણ એમાં કશું દૈવત ન હતું' એમ ખોટો કરીને તેમને માનીતી ડોશીઓથી ઘણે નીચે દરજ્જે ઉતારી પાડવા કુત્સિત વિમુખ કોશીષ કરી છે. આ ઉપરથી 'અવતારોએ જે કાંઈ અદ્દભુત ઐશ્વર્યો પોતે કહ્યાં છે કે બતાવ્યાં છે તે

તેમનામાં કશું હતું નહિ એ તો નિઃસત્ત્વ નિર્માલ્ય જડવત્ કોઈ ક્ષુદ્ર હતા પણ કોઈ બીજાએ ભૂતની પેઠે અંદર પ્રવેશ કરેલો તેનું ઐશ્વર્ય હતું અને એજ બોલેલો હતો ' એવો બંડીયો દુરાશય નીકળી આવે છે. શ્રીજીએ જેનો જેનો મહિમા વધારે કહ્યો હોય તેને મૂળમાંથી જલ્પવાદથી કે વિતંડાવાદથી કે અર્થાંતરવાદથી ખોટી રીતે દ્વેષ રોષ અસૂયાભાવથી ખોદી નાંખવું એટલોજ વિમુખ કર્મકાંડ કે ઉપાસનાકાંડ નક્કી કર્યો જણાય છે. મનમાની ડોશીઓનો મિથ્યા મહિમા ગાઈને તેણીને ઠગીને જીવી ખાનારાઓને બીજું શું સારૂ કામ આવડે ? કયી ડોશીઓએ કયા હજારો જીવોનું કેવું કલ્યાણ કર્યું હશે તે તો તે ડોશીઓ અને તેના અંતરંગ પ્રસંગીજ જાણે.

પ્ર. ૩ વાત ૧૦૮ 'પૂર્વના અવતાર કરતાં આજ તો સાધુ સત્સંગીમાં ઘણું સામર્થ્ય છે. ને પુરૂષોત્તમના ભક્તમાં બીજા અવતારના ભક્તમાં કેમ ભેદ છે ? તો જેમ હાથણી વિયાય ત્યારે તેને ભેંસ જેવડું બચ્ચુ આવે ને જુ વિયાય ત્યારે તેને લિખ આવે એમ ભેદ છે. વળી જેમ વડનું ઝાડ ને તુવેરનું ઝાડ એમ ભેદ છે' આ ભેદી વાતમાં સર્વોપરી શ્રીજીએ જેમને પૂર્ણ પુરુષોત્તમણે પ્રતિપાદન કરવાપૂર્વક જેમની ધ્યેયતા સમર્થન કરીને મહામંદિરોમાં પણ પ્રતિમારૂપે ધ્યાનોપાસન માટે પધરાવ્યા છે એવા રામકૃષ્ણાદિ પૂર્વાવતારોને પ્રથમ તો પુરૂષોત્તમ પદથીજ નીચે ઉતારી પાડીને. પછીથી જેમની શ્રીજીએ અધ્યેયતા કહી છે એવા નર દેવાદિક જીવવર્ગમાં ગણાતા ક્ષુદ્ર માનીતા સાધુ સત્સંગીઓથકી પણ અત્યંત નીચે ઉતારી પાડવામાં તથા એમની સાથે એમના શુક સનકાદિક પ્રહ્લાદ ઉદ્ધવ ધ્રુવ આદિક ભક્તો કે જેમને શ્રીજી મોટા એકાંતિક ભક્તો કહીને જેમની ઉપમા પ્રથમ ૬૨ માં પોતાના ભક્તોને આપે છે એવા પણ એ પૂર્વના અવતારભક્તોને જુ અને તુવેરના ઝાડની તુચ્છ નીચ ઉપમા આપીને ઉતારી પાડવામાં શ્રીજી વચનવિરોધી આખી વિમુખતાનો ઉપયોગ જાહેરમાં કર્યો જણાય છે. બીજી વાતોમાં અવતારોને અને સાધુ સત્સંગીઓને સરખા કહ્યા છે. આ વાતમાં તો અવતારો કરતાં સાધુસત્સંગીઓમાં ઘણું સામર્થ્ય કહીને તેમનાથી ઘણે નીચે કહ્યા એટલો વિશેષ છે. શ્રીજીને સર્વોપરી પુરૂષોત્તમ કહો અને બીજાને તેમના અવતાર કહો તો પણ શ્રીજીએ કહેલી અવતાર અવતારીની એકતાનો વિચાર કરતાં આવી સન્નિપાતી લવરી શ્રીજીવચન સામે થઈ શકેજ નહિ. આ ચોખી ઉપાસના નહિ પણ શ્રીજીના રામકૃષ્ણાદિ અવતારો અને તેમના એકાંતિક મહામુક્તોની ચોખી નિંદા બગદોઈજ શિશુપાળા કહેવાય. શ્રીજી તો જે શ્રીકૃષ્ણને પૂર્ણપુરૂષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવપણે કહેવાપૂર્વક પોતાને પણ તેમના બીજા અવતાર તરીકે ઓળખાવે છે એવા શ્રીકૃષ્ણ માટે તથા તેમના ઉદ્ધવાદિ ભક્તો માટે તુચ્છ નીચ બેહુદ્દ દૃષ્ટાંતોથી આવું અતિ ભેદભર્યું જાલ્મજલ્પન સંપ્રદાયી જનથી થાયજ કેમ ? આ તે વાત કે ભક્ત ભગવાનની ઘાત ? આને સંપ્રદાયનું સચ્છાસ્ત્ર કહેવું કે સંપ્રદાયવિરોધી અસચ્છાસ્ત્ર ? એનો વિચાર શ્રીજીવચનથી કરાય તો સ્પષ્ટ ભેદ સમઝાય.

પ્ર. ૩ વાત ૧૭૧ 'અને ઉપાસના સમઝવી જે કોટાનકોટી ભગવાનના અવતાર જે શ્રીકૃષ્ણ રામચંદ્ર વાસુદેવ નરનારાયણ ઈત્યાદિક સર્વેના કારણ મહારાજ છે ને પૂર્વે અવતાર થઈ ગયા એવા તો આજ સત્સંગી ને સાધુ છે...ને શ્રીકૃષ્ણે કેટલું જ્ઞાન કર્યું ત્યારે એક ઉદ્ધવે ત્યાગ કર્યો ! ને આજ તો વીશ વીશ વર્ષના સંસાર મુકીને ચાલ્યા આવે છે...ને પૂર્વે ભગવાન બે ત્રણને તેડવા આવ્યા તે શાસ્ત્રમાં લખ્યું છે...ને બીજા અવતાર મોટા મોટા તે પારસમણિ જેવા છે ને પુરૂષોત્તમ તો ચિંતામણિ છે' આ કૂટ વાતમાં સર્વોપરી શ્રીહરિ જેમને પરંબ્રહ્મ પુરૂષોત્તમના અભિન્ન સાક્ષાત્ અવતારો ધ્યેય કહે છે તેમને નામ નિર્દેશ સાથે પ્રથમ પુરૂષોત્તમ પદથી પૃથક્ પાડીને, પછીથી પોતે ગીથ્યા મોટા માનેલા અધ્યેય સાધુ સત્સંગીની સરખામણીમાં મુકીને ઉતારી પાડવાની અંધ અવળાઈ કરી છે. શ્રીજી નરનારાયણ શ્રીકૃષ્ણ આદિકમાં તત્વથી કશો ભેદ નહિ સમઝવાનું શિક્ષાપત્રીમાં કહીને, શ્રીકૃષ્ણ નરનારાયણને તો પોતાના મૂળ પૂર્વરૂપ સમઝવાનું કહે છે તે ચોખી ઉપાસના માટેજ છે. તેમને ઉતારી પાડવાથી શ્રીજીને પણ ઉતારી પાડ્યાજ કહેવાય. મૂળની હલકાઈ તે પછીનાને લાગુ થાયજ. આ ચોખી ઉપાસના નહિ પણ ખરી રીતે બગડેલ વંઠેલ વ્યભિચારી

અનુપાસનાજ શ્રીજીનિંદાપર્યવસાયી બંડીયા ગણાય. શ્રીજીનું આવું વાકય કોઈપણ પ્રામાણિક ગ્રંથમાં નથી. વચ૦ પ્રથમ ૧ માં કહ્યા મુજબ ભગવાનની બધી મૂર્તિઓ ધ્યેય ચિંતામણિ સર્વફળપ્રદ હોવાથી શ્રીજી પણ ભગવાનની મૂર્તિઓમાં ભેદ નથી' એમ સ્વવચનામૃતમાં કહે છે. અને અવતારોને અવતારીથકી સર્વથા અભિન્ન કહે છે. તો પછી તેમાં એકને ચિંતામણિ ને એકને પારસમણિ કહીને વ્યક્તિથી ભેદ પાડવો તે વિમુખમણિનેજ શોભે છે. શ્રીજીએ પોતાની મૂળ પૂર્વરૂપ શ્રીકૃષ્ણને સ. પ્ર. ૩ અ. ૨૯ શ્લો. ૧૧૭ 'यथा चिन्तामणिर्लोके...तथा कृष्णः सर्वाभीष्टफलप्रदः' એમ ચિંતામણિની ઉપમા આપી છે. જે શ્રીકૃષ્ણે જે ઉદ્ધવજીને જ્ઞાન આપી ત્યાગી કર્યા એજ શ્રીકૃષ્ણ અને એજ ઉદ્ધવજી સહજાનંદસ્વામી અને રામાનંદરૂપે પુનઃ પ્રાદુર્ભાવીને વીશ વીશ વર્ષનાને ત્યાગી કરે છે અને ઘેરોઘેર આશ્રિતોને તેડવા આવે છે. બીજા કોઈ જુદા નહિ. રામચંદ્રજી ભગવાન આખી અયોધ્યાને એને એજ દેહે સ્વધામમાં લઈ જવાની અને શ્રીકૃષ્ણ આખા ગોકુળને સ્વધામમાં લઈ જવાની વાત સંપ્રદાયગ્રંથોમાંજ પ્રસિદ્ધ છે. એટલે એ ત્રણને તેડી ગયાનું જલ્પવું તે તો નિંદા પુરતુંજ છે. નારદજીએ મોટા મોટા ઘણાઓને ત્યાગી કરી દીધાની વાત ગ્રંથમાંજ પ્રસિદ્ધ છે. માનીતા ત્યાગીઓની હદ બહાર પ્રશંસા કરવાજ અવતારોને ઉતારી પાડવામાં આવે છે પણ બધી વાતોનો વિચાર કરીએ તો ફક્ત પોતાની મિથ્યા મોટાઈ માટે સંપ્રદાયના ત્યાગીઓને પણ ઉતારી પાડવામાં કાંઈપણ ખામી બાકી રાખી નથી. અસ્તુ વિમુખોની ગળથુથીજ એવી બંધાએલી નિંદક બંડીયા છે એટલે કરવું શું ?

પ્ર. ૪ વાત ૨ 'જેતપુરમાં ઉનડ રાજાને ઘેર રામાનંદસ્વામીએ પોતાના ધર્મધુરંધરપણાની શ્રીસહજાનંદ સ્વામીને સોંપણી કરી...ત્યારે સ્વામીએ કહ્યું જે આ નીલકંઠ બ્રહ્મચારી તો મોટા મોટા રામ કૃષ્ણ વાસુદેવ ને અક્ષરાદિક એ સર્વેને પ્રાર્થના કરવા યોગ્ય ને પૂજવા યોગ્ય છે ને અમે પણ એના મુકયા આવ્યા છીએ...ને તે પૂર્વે ભગવાનના અવતાર થયા તેણે જીવનાં જે કલ્યાણ કર્યાં છે તેવાં તો પોતાના ભક્તદ્વારા સહેજમાં કરશે' આ વંઠેલ વાત આખી બનાવટી સત્સંગિજીવનાદિ ગ્રંથથી અવળી હોઇને રામાનંદસ્વામી ઉપર અપવાદ આપી દેનારી છે. રામાનંદસ્વામીએ તો પોતાને શ્રીકૃષ્ણભકત ઉદ્ધવજીના અવતાર તરીકે ઓળખાવાની ચોખી વાત પોતાના આશ્રિતો આગળ સ. પ્ર. ૧ અ. ૫૯ શ્લો. ૯૧ થી ૯૪ સુધીથી સવિવેચન કરી છે. વિશેષમાં વસુદેવસુત શ્રીકૃષ્ણની પ્રેરણાથીજ પૃથ્વી ઉપર આવવાની વાત 'नोद्धवोऽण्वपि मन्न्यूनो' ઈત્યાદિ ભાગવત શ્લોક ભણીને કરી છે. આવા સબળ કારણથીજ શ્રીજીએ પોતાના ગુરુ ઉદ્ધવાવતાર રામાનંદસ્વામીની ઓળખાણ માટે માટે સંપ્રદાયનું નામ '**ઉદ્ધવસંપ્રદાય**' એવું સાર્થક રાખ્યું છે. શ્રીજી તો વધારામાં શ્રીકૃષ્ણને સર્વોપરી પરંબ્રહ્મ પુરૂષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવ સર્વાવતારકારણ કહેવાપૂર્વક તેમનું ધ્યાન કરવાનું પણ શિક્ષાપત્રીમાં કહે છે. આ બધુ જોતાં શ્રીહરિ અને શ્રીકૃષ્ણ તત્વથી એકજસ્વરૂપ હોવાથી એમની વચ્ચે પૂજ્યપૂજક પ્રાર્થ્ય-પ્રાર્થયિતા એવો અત્યંત ભેદ ઉપાસ્ય ઉપાસક પરમેશ્વર અને જીવ જેવો પાડવો તે સત્સંગિજીવનની વિરૂદ્ધ હોઈને બંડાર્થજ કહેવાય. સત્સંગિજીવનની વાત સત્ય માનવી કે કુસંગિજીવન વાળુની વાત સત્ય માનવી એનો નિર્ણય પ્રથમ અપાયો છે. મોટા મોટા રામ કૃષ્ણ વાસુદેવને પાછળ લખીને એમની આગળ અક્ષરાદિકને લખ્યા છે એ ઉપરથી કહેવાતા માનીતા અક્ષરાદિકથકી રામકૃષ્ણાદિકને નીચે ઉતારી પાડવાની કુસંગિજીવન અવળાઈ જણાય છે. વળી 'અવતારો જેવાં કલ્યાણ તો ભક્તદ્વારા સહજમાં કરશે' એમ કહીને કહેવાતા સાંકેતિક થકી પણ અવતારોને નીચે ઉતારી પાડવાની અડબંગાઈ અવળો કરી છે. પ્ર. ૩ વાત ૫૩ માં એમ છે કે–'જેનું દશ જણ પ્રમાણ કરે તે ખરો કહેવાય પણ એકનું કહ્યું પ્રમાણ નહિ' આ ન્યાય લેતાં સંપ્રદાયના સર્વમાન્ય પ્રાચીન પ્રબન્ધો સત્સંગિજીવન વચનામૃત શિક્ષાપત્રી વગેરે જે બાબતને કહેતા હોય તેનીજ પ્રમાણતા કહેવાય પણ તેનાથી વિરૂદ્ધ એક બે વિમુખ વ્યકિતઓ બોલે તે પ્રમાણ થાય નહિ. ખરી રીતે જોઈએ તો વિરૂદ્ધ બોલાય લખાયજ નહિ. વિરૂદ્ધ લખે બોલે તે બંડીયા વિમુખજ કહેવાય.

પ્ર. ૪ વાત ૩ 'શ્રીજીમહારાજ બોલ્યા 'જે ચોવીશ અવતારનાં નાંખાનાંખાં નામ લઈને સંકલ્પ કરો 'જે એ પુરૂષોત્તમ ભગવાન્ હોય તો તેમના સામર્થ્યે કરીને હું અનંતરૂપે થાઉં ત્યારે તેણે તેમ કર્યું તો

પણ અનંતરૂપે ન થવાણું...પછી શ્રીજીમહારાજનું નામ લીધુ ત્યારે અનંતરૂપે થવાણું...તથા રામાનંદસ્વામી તથા સર્વે અવતાર તે પોતાની સેવામાં દેખાડતા હવા. પછી પોતાની મૂર્તિમાં સર્વ અવતારોને લીન કરી દેખાડતા હવા.' આવી વામ વાત શ્રીજીએ કરેલી સત્સંગિજીવન મહાગ્રંથમાં ઉપલબ્ધ નહિ હોવાથી અને વળી તેથી તદ્દન વિરૂદ્ધ હોવાથી બંડીયા બનાવટી નિશ્ચિત થાય છે. આ વાતનો અસદભિપ્રાય એવો છે કે-અવતારો એ કોઈ પુરૂષોત્તમ નથી તેમ તેમના સ્વતઃ અવતાર પણ નથી. એ તો જીવ ઇશ્વરાદિ જેવું એક નાંખુ તુચ્છ ખાતું છે તે અવતરે છે ને અંતે પ્રકૃતિમાં લય થનાર છે. શ્રીજીએ તો રામકૃષ્ણાદિકને પુરૂષોત્તમ નામથી શબ્દાર્થ નિરૂપણ સાથે બહુશઃ સંબોધ્યા છે. 'પુરૂષોત્તમમાંથી અવતારો થાય છે અને એમાંજ લીન થાય છે' એવું શ્રીજીવચન હોવાથી અવતાર અવતારીનું તત્ત્વથી ઐક્ય અવશ્ય માનવુંજ પડે અને તેથી અવતારો એ પુરૂષોત્તમજ છે એમ અવશ્ય માનવું પડે. જ્યારે પુરૂષોત્તમમાં અવતારોનો લય થવાનો બંડમતે માને છે ત્યારે તેમનામાંથી અવતારો થયા છે એમ પણ માનવુંજ પડે. એટલે શ્રીજીવચનની સંગતિ થાય અને તેથી વિરૂદ્ધ જલ્પવાનું કશું રહે નહિ અનંતરૂપે થવાની વાત તો બહુ સુલભ છે. સૌભરી જેવા મહર્ષિ પણ પોતાના તપઃ પ્રભાવથી પચાસરૂપે થયા હતા, એમ અનંતરૂપે થવુ તે તો યોગિઓનું અને 'स एकधा भवति द्विधा भवति' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે મુકતોનું પણ ઐશ્વર્ય છે. અવતારોને સેવામાં બતાવવા કે અવતારોની સેવામાં રહેવું એ તો એક ભગવાનની લીલા છે. શ્રીજીએ પણ ઘણા અવતારોની સેવા પૂજા પણ કરી છે. અક્ષરધામમાં તો અવતારભાવજ નથી. સ્વયં મૂળસ્વરૂપે છે. ભિન્ન ભિન્ન અવતારોના ઉપાસકોને પણ મૂળ પુરૂષોત્તમ રૂપનીજ પ્રાપ્તિ થાય છે એવો લોયા ૧૮માં શ્રીજીએજ બહુ વિવેચન કરીને નિર્ણય આપ્યો છે. આ બધુ જોતાં બંડીયાની અક્ષરેઅક્ષર વાત શ્રીજીવચનથી વિરૂદ્ધ બંધબેસતી નહિ હોઈને તદ્દન બનાવટી બાહ્ય સાબીત થાય છે, પોતે સંપ્રદાયથી વિમુખ થઈ જુદા પડયા એટલે બીજા બધા પૂજ્ય ધ્યેય અવતારોને પણ પુરૂષોત્તમ પદથી જુદા પાડવાની વિમુખી પ્રવૃત્તિ કરે એ સહજ છે. કયાં શ્રીજીની શાસ્ત્રીય અમૃત વાણી? અને કયાં વિમુખની અશાસ્ત્રીય વિષવાણી? દિવારાત્રિ જેટલું બહુ અંતર છે.

પ્ર. ૪ વાત ૪ 'પુરૂષોત્તમના બીજા અનંત અવતાર થયા ને બીજા થાશે ને બીજાં ધામમાં જે સર્વે મૂર્તિયું છે તે સર્વેનું મુને દર્શન કરાવો' ત્યારે શ્રીજીમહારાજે કહ્યું જે બીજા સર્વે અવતાર તેમનાં નામ લઈને સંકલ્પ કરો, જે એ જો સર્વેના કારણ હોય તો તેમને પ્રતાપે કરીને મારે એ સર્વેનું દર્શન થાઓ' ત્યારે તે મુળજીભકતે બીજા સર્વ અવતારનું નામ લઈને સંકલ્પ કર્યો પણ તે સર્વેનાં દર્શન થયાં નહિ. ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે 'તે સર્વેના કારણ પ્રગટ પ્રમાણ પુરૂષોત્તમ આ શ્રીજીમહારાજ હોય તો તે સર્વેનું દર્શન મુને થાઓ' પછી એમ સંકલ્પ કર્યો કે તત્કાળ એ સર્વે રૂપનાં દર્શન થયાં ને તે સર્વે અવતાર શ્રીજીમહારાજની સ્તુતિ કરતાથકા શ્રીજીમહારાજની મૂર્તિને વિષે લીન થયા' આ વાત પણ સત્સંગિજીવન વિગેરે માન્ય ગ્રંથોમાં શ્રીજીએ કરેલી ઉપલબ્ધ નહિ હોઈને વિરૂધ્ધ હોવાથી શ્રીજી ઉપર મિથ્યા અપવાદ આપનારી બનાવટી બાહ્ય ઠરે છે સ્વયં ભગવાનજ સજાતીય દ્વિતીય રૂપમાં વિરાજમાન હોઈને સર્વગુણ ઐશ્વર્યે પરિપૂર્ણ હોવાથી એક એક અવતાર પણ બીજાં અનેક રૂપો દર્શાવાને સંપૂર્ણ શક્તિમાન છે. એવાં અનંત પૂર્વરૂપો શ્રીકૃષ્ણે પ્રદર્શાવેલાં શ્રીજીએ વર્ણવેલાં પંચાળા ૬ મધ્ય ૬૪ વરતાલ ૧૮ તથા સત્સંગિજીવન પ્ર ૩ અ ૨૯ વિગેરે સ્થળે બહુ વ્યકત છે. એ ઉપરથીજ તેમને પૂર્ણ પુરૂષોત્તમ અવતારી સર્વોપરીપણે શ્રીજીએજ પ્રમાણ આપીને પ્રતિપાદન કર્યા છે. રામચંદ્રજીને પણ કેટલાક પૂર્ન અવતારોના ધર્તા પુરાણ પુરૂષોત્તમપણે રામાયણ યુધ્ધકાંડ સર્ગ ૧૧૭ માં કહ્યા છે. એટલે અવતાર એ સ્વયં પુરૂષોત્તમજ દ્વિતીય રૂપમાં રહેલા હોવાથી પ્રત્યેક અવતાર બીજા અનંત અવતારભાવોને પોતે પ્રદર્શાવી શકે છે. એ બાબત સર્વસાધારણ હોવાથી આશ્ચર્ય જેવું નથી ઐશ્વર્ય બતાવવું તે તો પ્રયોજનવશાત્ અને પરમેશ્વરની ઇચ્છા ઉપર છે એમ શ્રીજીજ કહે છે. એમાં ઐશ્વર્ય શકિત ન હતી એમ કહી શકાય નહિ. 'પુરૂષોત્તમના બીજા અનંત અવતાર થયા ને બીજા થાશે' 'સર્વે અવતાર શ્રીજીમહારાજની મૂર્તિમાં લીન થઇ ગયા' આ વાકય જોતાં અવતારોના આવિર્ભાવનું અને

તિરોભાવનું મૂળ સ્થાન અક્ષરધામી પુરૂષોત્તમ છે એમ બંડમતે પણ મનાયું કહેવાય. શ્રીજી પણ વચનામૃતમાં એમજ મનાવે છે. એમ થતાં શ્રીજી પણ એક અવતારરૂપમાં પધારેલા હોવાથી તેમનો પણ લય મૂળ સ્થાનમાં કહેવો પડે. એમ કહેતાં લોયા ૧૮ માં કહ્યા પ્રમાણે બધી બાબતની સંગતિ થાય છે. તો પછી 'એક પુરૂષોત્તમ છે અને એક નથી, એકમાં ઐશ્વર્ય છે અને એકમાં નથી' એવો આત્યંતિક ભેદ પાડવો તે યોગ્યજ ન કહેવાય. વાતનો મરોડ જોતાં જે તે પ્રકારે કોઈ ભેદ પાડીને ધ્યેય ભગવદ્રુપ અવતારોને ઉતારી પાડવા એટલીજ બંડ બદદાનત વાતે વાતે તરી આવે છે.

પ્ર. ૪ વાત ૫ 'અંતરની વાર્તા જાણવે કરીને ભગવાનપણાનો નિશ્ચય થાય છે તો અમારા મોટા મોટા સાધુ તથા સત્સંગી તે અનંત જીવની વાર્તા જાણે એવા છે માટે પૂર્વે થયા જે અવતાર તેમના જેવું ઐશ્વર્ય તો અમારા સાધુ સત્સંગીમાં જણાય છે' આવી વાત શ્રીજીએ કરેલી મુખ્ય ગ્રંથમાં નહિ હોઈને શ્રીજીવચનથી વિરૂદ્ધ હોવાથી નવરી વખતે કોઈ નમારમુંડાએ અવતારોને ઉતારી પડવા જોડી કાઢેલી ઉટાંગ સાબીત થાય છે. વાતનો દુરાશય બહુ ગંભીર અને ગર્ભ છે. અંતરની વાત કોઈ ઉપદેશક જાણે એને ભગવાન કહેવાય, મોટા સત્સંગી સાધુઓ અંતરની વાત જાણે છે માટે એમનો ભગવાનપણે નિશ્ચય થઈ શકે, પૂર્વના અવતારો ભગવાન કહેવાય છે તે પણ તેથીજ કહેવાય છે, એમ કરીને ભગવાનપણું સાધુ સત્સંગી અવતારો વિગેરે સર્વને માટે સાધારણ ઠરાવી પાડ્યું. એમ ઠરાવાનો મૂળ પાપાશય તો અવતારોને ભગવત્પદથી ઉતારી પાડી, સાધુ સત્સંગી જેવા કોઈ ક્ષુદ્ર જીવ જેવા કે તેથી ઉતરતા ઠરાવા એજ સમજાય છેઃ નિરૂપાધિક સાચું સર્વજ્ઞપણું તો એક પરમાત્માને અસાધારણ છે. અવતારો એ પરમાત્માનુંજ સમગ્ર ગુણ ઐશ્વર્ય સાથેનું દ્વિતીય સજાતીય રૂપ હોવાથી એને વિષે પણ અસાધારણ સર્વજ્ઞપણું કહેવાય. અને એવું સર્વજ્ઞપણાનું ઐશ્વર્ય અવતારોમાં સંપૂર્ણ જોવામાં આવ્યું છે અને શ્રીજીએ ગ્રંથમાં વર્ણવ્યું છે. આવા સર્વજ્ઞ ધ્યેય મોક્ષપ્રદ અવતારોને અધ્યેય અસર્વજ્ઞ નરદેવાદિ જીવરૂપ સાધુસત્સંગીઓના સમાનભાવમાં મુકવા એ તેમને હલકા પાડવાની અવતારશત્રુતાજ કહેવાય. બંડમતે અવતારોમાં પરમેશ્વરપણાની બુદ્ધિજ નથી એ આ ઉપરથી સાબીત થાય છે. પોતાની કે પોતે માનેલા કોઈ સાધુ સત્સંગીની મોટપ્ય મનાવા માટેજ આવું અવતારોના મહાદ્રોહરૂપ મહાપાપ માથે લીધું છે. ક્યાં ધ્યેય ભગવદવતારો ? અને ક્યાં અધ્યેય સાધુ સત્સંગીઓ ? તેજસ્તિમિર જેટલું અંતર છે. સ્વા. ના. સંપ્રદાયના સાચા અનુયાયી સાધુ સત્સંગીઓ આવી અવતારદ્રોહી મોટપ્ય ઈચ્છતા નથી. આ તો બંડીયાની બાલ ગોઠવણી ગામઠી છે.

પ્ર. ૪ વાત ૯ 'શ્રીજીમહારાજ સંતને જોઈને એમ બોલ્યા જે 'મારા પરમહંસની મોટા બ્રહ્માદિક દેવ અક્ષરાદિક ને સર્વે અવતાર તે પ્રાર્થના કરે છે ને તેમનાં દર્શનને ઈચ્છે છે' 'સંતની અવતારો પ્રાર્થના કરે છે' એવી વાત અવતારરૂપ શ્રીજીએ કહેલી કોઈ આન્ય મુખ્ય ગ્રંથમાં પ્રસિદ્ધ નહિ હોવાથી અવતારોને ઉતારી પાડવાના પાપાશયથી જોડી કાઢેલી બંડ બનાવટી બાલ નક્કી થાય છે. રામકૃષ્ણાદિક અવતારો સંતોની પ્રાર્થના શા માટે કરે છે એ કારણ બીજી વાતો સાથે મેળવીએ તો પોતાની ખોટ ટાળી કલ્યાણ મેળવાનું બંડ મતે મનાય છે એજ અવળું હોઈ શકે. એટલે અનાદિ કાળથી મોક્ષ વિના થતી રખડપટીમાંથી મુક્ત થવા અવતારો સંતની પ્રાર્થના અને દર્શનને ઈચ્છે છે એવો પાપાશય વિમુખોની રગેરગમાં વ્યાપી ગએલો વાતે વાતે વંચાય છે. મોક્ષ માટે સેવ્ય પ્રાર્થનીય રામ કૃષ્ણાદિ અવતારો સેવક પ્રાર્થક સંતોની પ્રાર્થના કરે છે એમ કોઈ પણ સન્મુખ આસ્તિક સ્વપ્ને પણ કહી શકે નહિ. શ્રીજીના સાચા સંતો તો અવતારોને અવતારી પુરૂષોત્તમથકી અભિન્ન સ્વયં સમઝીને તેમાં ભગવાનપણાની દૃઢ નિષ્ઠાવાળા હતા. તેઓ આવું પાપ સ્વપ્ને પણ ઈચ્છે નહિ અને કહે નહિ. આ તો શ્રીજીના તથા તેમના સંતોના પૂર્વ ભવના સામાવાડીયા બંડીયાની બાલ બનાવટ અવતારદ્રોહી છે. શ્રીજી પણ એક અવતાર હોવાથી એ પણ સંતોની પ્રાર્થના કરે છે એવું કહેવાનો પણ પ્રસંગ આવેજ. મહિમા કહેવા લખવાની પણ મર્યાદા અને રીતિ હોય છે. જેમ તેમ 'मुखमस्तीति वक्तव्यं' એ અપન્યાયે બકવાદ થાય નહિ. કોઈ સ્થળે ભગવાને ભક્તનો મહિમા

અધિક કહ્યો છે તે ભગવાનને અતિક્રમ કરીને સમજવાનો નથી. વસ્તુતત્વ પ્રથમ સમઝવું પડે. નહિ તો પાદશાહને ચાકર અને ચાકરને પાદશાહ સમઝવા જેવી અવળિ જડ મતિએ વાત પહોંચે. વળી વાતમાં 'અક્ષરાદિક મુક્તો સંતોની પ્રાર્થના અને દર્શનને ઇચ્છે છે' એમ કહેવામાં આવ્યું છે. એ ઉપરથી સંતો અક્ષરાદિક મુક્તો ન હતા પણ કોઈ બીજા જુદા હતા એમ પણ સ્વયં કબૂલ થાય છે. સંતો તો બદરીકાશ્રમના મરીચ્યાદિ ઋષિઓ હતા એવો સંપ્રદાયના શાસ્ત્રનો ઉપોદ્ઘાત પ્રસિદ્ધ છે. આ સંતોની અક્ષરાદિ મુક્તો પ્રાર્થના કરે છે એમ પણ બંધબેસતું નહિ હોઈને અક્ષરાદિ મુક્તોને ઉતારી પાડવાજ ગોઠવેલું જણાય છે. આવી વાત કર્યાનો અપવાદ મહારાજને અપાય છે એ અત્યંત અપશોષની વાત છે. પોતા ઉપર દોષ ન આવવાની બદદાનતથી વાતે વાતે કોઈ બીજા શ્રીજી કે કોઈ સંત હરિભક્ત ઉપર ઢોળી પાડવાની કૂટ કુટિલ પ્રવૃત્તિ વિમુખમતે બહુ સારી જોવામાં આવે છે. સર્વનું ઔષધ છે પણ મૂર્ખતાનું કોઈ ઔષધ નહિ એના જેવું છે.

પ્ર. ૪ વાત ૧૦ "એક સમે શ્રીજીએ **વ્યાપકાનંદ**સ્વામીને આજ્ઞા કરી કે 'ભૂમાપુરૂષ પાસે જઈ આવો' ત્યારે સ્વામી કહે જે 'હજાર માથાનો દૈત્ય માર્ગ રોકીને રહ્યો છે' ત્યારે મહારાજે કહ્યું જે તમે પણ તેવું રૂપ ધરીને તેને જીતીને જાઓ, પછી તેમ કર્યું". પછી ફરીને કહ્યું જે બીજા દશ હજાર માથાનો દૈત્ય આગળ છે' ત્યારે શ્રીજીએ કહ્યું જે તમે પણ તેથી મોટું રૂપ ધારીને તેને જીતીને જાઓ, પછી તેમ કરીને ભૂમાપુરૂષ પાસે ગયા. ને ત્યારે તેમણે સ્વામીને પોતાના સિંહાસન ઉપર બેસાડીને પૂજા કરી...તે લોકમાં ચાર ભુજાવાળાં મનુષ્ય હતાં તેમને સ્વામીએ શ્રીજીનો નિશ્ચય કરાવીને **બ્રહ્મપુરને વિષે મોકલી દીધા...** પછીથી સંત પ્રત્યે શ્રીજી બોલ્યા જે હે સંતો ! **અમો કોઇ દિવસ અક્ષરધામમાંથી આ બ્રહ્માંડમાં આવ્યા નથી ને આવશું પણ નહિ,** માટે આજ તો અમારે અગણિત જીવના કલ્યાણ કરવાં છે તે માટે અમો અક્ષરધામ તથા અક્ષરધામના મુક્ત **તથા બીજા ધામના ભગવાન** તથા ઇશ્વર કોટી તેણે સહિત અમે આંહી પધાર્યા છીએ માટે **તે સર્વને અક્ષર ધામમાં લઇ જાવા છે"** આવી વાત મહારાજે કરેલી કોઈ મુખ્ય માન્ય પ્રાચીન પ્રબન્ધમાં ઉપલબ્ધ નહિ હોવાથી શ્રીજી ઉપર અપવાદ આપ્યારૂપ અને વળી શ્રીજીવચનથી સર્વાંશે વિરૂદ્ધ હોઇને સાવ બનાવટી લોકશાસ્ત્રબાહ્ય નિશ્ચિત થાય છે. પ્રથમ તો **'ભૂમા'** નામથી સર્વમંગળ સ્તોત્રમાં ભગવાન શ્રીહરિનેજ કહ્યા છે. 'અપરિચ્છિન્ન સુખસ્વરૂપ' એવો એનો અર્થ કર્યો છે. જે ભૂમાપુરૂષ પાસેથી શ્રીકૃષ્ણ બ્રાહ્મણબાળકોને લાવ્યા હતા તેને સ. પ્ર. ૩ અ. ૨૯ શ્લો. ૬૧ માં **'स ब्रह्मधाम स्वस्यैव प्राकृतात्तमसः परम्'** એમ એકતો **પોતાનું** (શ્રીકૃષ્ણનું) અને બીજું **પ્રાકૃત તમ: થકી પર** અને ત્રીજું **બ્રહ્મધામ** નામથી કહે છે. આજ બાબત વચનામૃત પ્રથમ ૬૬ માં વિવેચનથી લખી છે તેમાં તે ધામને **માયાના ગાઢ અંધકારથી પર અમાયિક બ્રહ્મ** દિવ્ય ચૈતન્ય તેજ:પુંજ એવાં વિશેષણો આપ્યાં છે. કા. ૮માં પણ આજ પ્રમાણે છે. આવા બધા શબ્દો પ્રાકૃતમાં સંભવિ શકે નહિ એમ ધારીને સુધાસિંધુની ટીકામાં 'તેજ:પુંજ શબ્દનો 'જ્યોતિર્મય અક્ષરબ્રહ્મધામ' એવો અર્થ કર્યો છે તેમજ બ્રહ્મ શબ્દનો 'અક્ષર બ્રહ્મ ધામ' એવો અર્થ કર્યો છે. વળી આ ધામમાં અક્ષરધામી મહાલક્ષ્મી પત્ની અને વિશ્વક્સેન આદિક પાર્ષદોનો યોગ સ. પ્ર. ૨ અ. ૪૪ શ્લો. ૫૪માં વર્ણવ્યો છે. આ બધો શ્રીજીપ્રોક્ત ગ્રંથાર્થ વિચારીએ તો ભૂમાપુરૂષનો લોક કહ્યો તે દિવ્ય અક્ષર બ્રહ્મ ધામજ લેવું પડે. આ ધામનો માર્ગ તે પ્રથમ ૨૧ માં કહેલો અર્ચિમાર્ગજ હોવો જોઈએ. આ માર્ગમાં તો આતિવાહિક દેવગણો રહે છે. આના માર્ગમાં એક હજાર કે દશ હજાર મસ્તકવાળો દૈત્ય માર્ગ રોકી રહેલો મળ્યો એ વાત બીલકુલ બનાવટી સંભવતી નથી જ્યારે શ્રીકૃષ્ણ અર્જુન સાથે ગયા ત્યારે માયાનું અંધકાર આવ્યું તેને સુદર્શન ચક્રે કરીને કાપીને માયાપર ગયા એટલુંજ વચનામૃતમાં કહેવામાં આવ્યું છે. જો હજાર કે દશ હજાર માથાવાળો દૈત્ય હોય તો તે વખતે શ્રીકૃષ્ણને જરૂર મળ્યો હોય અને તેનું હનન સુદર્શનથી જરૂર શ્રીકૃષ્ણને કરવું પડ્યું હોત. આવી વાત કોઇ પાશ્ચાત્ય ગ્રંથમાં લખાઈ હોય તે ઉપરથી તે પ્રમાણભૂત છે એમ કહી શકાય નહિ. શ્રીજીવચન સાથે વિરોધ

ધરાવતી વાતનો ત્યાગજ કરવો પડે. વળી આ દૈત્યની વાત કાંઈ સ્વાત્મક કે માયિક નથી કહેતા પણ વસ્તુસ્થિતિની સત્ય કહે છે. શ્રીકૃષ્ણ અને શ્રીજી તો તત્વથી એકજ અભિન્નસ્વરૂપ છે. પૂર્વ વખતમાં દૈત્ય મળ્યો ન હતો અને આ વખતે મળ્યો એમ કહી શકાય નહિ. ભૂમાપુરૂષ એ બીજા કોઈ નહિ પણ શ્રીકૃષ્ણ કે શ્રીજીજ એવા દિવ્ય રૂપથી તે ધામમાં રહ્યા છે. વ્યાપકાનંદસ્વામીએ પરમેશ્વર નહિ પણ અનન્યસેવક છે. તો ભગવાન પોતાના સિંહાસનમાં સ્વામીને બેસારીને પૂજા કરે અને સ્વામી બેસીને તેમની પૂજાને સ્વીકારે એ વાત પણ બીલકુલ સંભવતી નથી. તે લોકમાંથી ચાર ભુજાવાળા માણસને સ્વામીએ શ્રીજીનો નિશ્ચય કરાવીને બ્રહ્મપુરધામ મોકલી દીધાની વાત પણ સંભવતી નથી, કેમકે ભુમાપુરૂષ એ બીજા કોઈ નહિ પણ પોતેજ શ્રીકૃષ્ણરૂપ શ્રીહરિ છે. શ્રીજીએ ભૂમા પુરૂષરૂપે દર્શન પણ અનેકને આપેલાં છે. અને એમણે એ ધામને માયાતીત પરમ દિવ્ય ચૈતન્ય અક્ષર બ્રહ્મધામજ કહ્યું છે. શ્રીજીને અવતારી અને બીજાને તેમના અવતાર માનીએ તો અવશ્ય એ અવતાર ધરીને અનેકવાર આવ્યા છે અને હવે પછી અનંતવાર આવશે એમ અકામે પણ આસ્તિકે સ્વીકારવું પડે. એટલે 'શ્રીજી કોઈ દિવસ આ બ્રહ્માંડમાં આવ્યા નથી ને આવશે નહિ' એમ જલ્પવું તે જરા પણ સંભવતું નથી. વળી બીજા ધામના ભગવાનો તો નરનારાયણ, વાસુદેવ, લક્ષ્મીનારાયણ, શ્રીકૃષ્ણ આદિક કહેવાય છે. આ તો ભગવાન શ્રીહરિનાજ દિવ્ય સ્વરૂપો તત્વથી અભિન્ન અક્ષરધામી હોવાથી એમને સાથે લઈને શ્રીહરિનું અહિં પધારવાનું કહેવું અને અનાદિ કાળથી મોક્ષ વિના રઝળતા હતા તે તેમને અક્ષરધામમાં લઈ જવાનું કહેવું, તે કિંચિત પણ ઘટતું આવતું નથી. આ તો પોતે પોતાને સાથે લઈને આવવા જેવી અને પોતે પોતાને અક્ષરધામમાં લઈ જવા જેવી પરસ્પર વિરૂદ્ધ વાત થઈ. શ્રીજીએ વચનામૃતમાં અનેક સ્થળે 'સ્વયં ભગવાન પોતાનાં ઐશ્વર્ય, શક્તિઓ પાર્ષદ સાથે અવતાર ધરે છે' એમ કહ્યું છે; પણ રામ, કૃષ્ણ, નરનારાયણ, લક્ષ્મીનારાયણ આદિક ધામના ભગવાનોને સાથે લઈને અવતરે છે' એવું કોઈ સ્થળે કહ્યું નથી. ઊલટું પોતાને શ્રીકૃષ્ણ નરનારાયણના અવતાર તરીકે બહુવાર કહ્યા છે. આ બધો શાસ્ત્રીય ઉપોદ્ઘાત જોતાં આ આખી વાત બંડીયા બનાવટી ચોક્કસ થાય છે. અનંત જીવનાં કલ્યાણ કરવામાં તથા સાથે લાવવામાં અને અક્ષરધામમાં લઈ જવામાં જીવ, ઈશ્વરકોટી ભેળાજ બીજા ધામના ભગવાનોને પણ લીધા હોવાથી આસુરાશય એવો સમઝાય છે કે–વૈકુંઠ, ગોલોકાદિક ધામના જે ભગવાનો કહેવાય છે તે વસ્તુતઃ ભગવાન નહિ પણ કોઈ જીવ ઈશ્વરાદિકની અંદરના અધિકાર પુરૂષ હતા અને તે અનાદિ કાળથી મોક્ષ વિના રઝળતા હતા તે અત્યારે તેમનો મોક્ષ કરવા શ્રીજી સાથે લાવ્યા છે; તે હવે ભજન કરાવીને અક્ષરધામમાં લઈ જવાના ઠર્યાં છે. જે અવતારો સ્વયં પરબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમસ્વરૂપ ઉપાસ્ય હોઈને જેમના ઉપાસનથી અક્ષરધામની પ્રાપ્તિ ઉપાસકોને થવાની શ્રીજી સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૭ થી કહે છે તથા વચનામૃત લોયા ૧૮ વિગેરેમાં કહે છે તે રામ, કૃષ્ણ, નરનારાયણ આદિક અત્યારસુધી મોક્ષ વિના રઝળતા અને તેથીજ તેમને સાથે લઈને પૃથ્વીએ આવ્યાનું અને અંતે અક્ષરધામમાં લઈ જવાનું કહેવું તે કેટલું બધું વિરૂદ્ધ છે તેની કાંઈ સીમા છે? એક તરફથી શ્રીજીને અવતારી પુરૂષોત્તમ કહેવા અને બીજી તરફ તેમની અને તેમના અવતારો વચ્ચે જીવ પરમેશ્વર જેટલો આત્યંતિક ભેદ કહેવો તે અત્યંત વિપરીત છે. રાજા કહેવો અને રાજા સાથે કશો સંબન્ધ નહિ એના જેવી અવળી વાત છે. આ સ્થળે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે–જ્યારે બીજા ગોલોકાદિ ધામના ભગવાનોને અક્ષરધામમાં લઈ ગયા ત્યારે એ ધામો ખાલી પડી રહ્યાં? કે બીજા કોઈની ત્યાં સ્થાપના કરી? કે પછી તે ધામોજ ઉઠાવી લેવામાં આવ્યાં? કે બીજી શી વ્યવસ્થા થઈ? તેનો ઉત્તર કરવાનો બાકી રહે છે. જો તે ધામોમાં બીજાઓની સ્થાપના કહેવામાં આવે ત્યારે તેમને અક્ષરધામમાં લઈ જવાનો પ્રસંગજ ન રહ્યો હોવાથી રઝળતાજ રહેવાના. કેમકે પુરૂષોત્તમ તો હવે કદાપિ પધારવાનાજ નથી એમ મીંડું વાળી દીધું છે. પુરૂષોત્તમ વિના અક્ષરધામ મળતું નથી એમ પણ નક્કી કરી દીધું છે. જે પદે પદે જુદીજ વાત કરે પણ કોઈથી બંધાયજ નહિ તેને ચતુર્મુખ બ્રહ્મા કે સહસ્રમુખ શેષ પણ પહોંચી શકે નહિ. અને જ્ઞાનલવં દુર્વિદગ્ધને બ્રહ્મા પણ રાજી કરી શકે નહિ એ વાત બરોબર છે. આ વાત અનેક અવળા અર્થોનો નાસ્તિક બંડ અખાડો છે.

પ્ર. ૪ વાત ૧૧ **'બીજા ભગવાનના અવતારે આવી સમાધિ કરાવી નહોતી'** આ વાત શ્રીજીમતથી મહાવિમુખ છે. ચિત્તની ભગવન્મૂર્તિમાં એકાગ્રતાને સમાધિ કહે છે. આ યોગનું આઠમું અંગ હોઈને યોગિજનસાધારણ છે. એમાં કાંઈ બહુ નવાઈ જેવું **નથી.** ભગવદવતારોમાં તો સમાધિ કરાવાનું ઐશ્વર્ય સાહજીક છે. વરતાલ ૧૭ માં 'જીવોના કલ્યાણને અર્થે' આ ભરતખંડમાં ભગવાન અવતાર ધરે છે...તેમ ભગવાનની મૂર્તિ રાજારૂપે છે ને સાધુરૂપે છે તે મૂર્તિનું જ્યારે જે જીવ શ્રદ્ધાએ કરીને દર્શન કરે છે તેનાં ઈન્દ્રિયો ભગવાન સામાં તણાઈ જાય છે ત્યારે સમાધિ થાય છે. **જેમ શ્રીકૃષ્ણ ભગવાનનું દર્શન કરીને ગોકુળવાસી સર્વેને સમાધિ થઇ હતી** અને **ભગવાને તે સમાધિમાં પોતાનું ધામ દેખાડ્યું હતું.** તેવી રીતે જે જે સમયમાં ભગવાનના અવતાર હોય તે તે સમયમાં ભગવાનની મૂર્તિને વિષે એવો **ચમત્કાર** જરૂર હોય.. અને કોઈ સમયમાં ભગવાનને ઘણાક જીવને પોતાને સન્મુખ કરવા હોય ત્યારે, અભક્ત જીવ હોય અથવા પશુ હોય તેને પણ ભગવાનને જોઈને સમાધિ થઇ જાય છે તો ભગવાનના ભક્તને થાય **એમાં શું આશ્ચર્ય છે ?"** આ પ્રકારે શ્રીજી સમાધિ કરાવાનું સર્વ અવતારોમાં સાધારણ ઐશ્વર્ય કહે છે. અવતારો એ પરંબ્રહ્મ ભગવાનનાં સમગ્ર ગુણ ઐશ્વર્ય પરિપૂર્ણ દિવ્ય રૂપાંતર હોવાથી તેમાં આવી ભેદથી વાત કહી શકાય નહિ. જે તે વાતે શ્રીહરિસ્વરૂપ ધ્યેય અવતારોને ઉતારી પાડવા એટલોજ વિમુખવાદ સમઝાય છે.

પ્ર. ૪ વાત ૧૧ "માટે અવતાર અવતારીના સંકલ્પમાં ન્યૂનાધિકપણું છે, તે શું તો જે અવ**તારીને તો સંકલ્પમાત્રેજ તે ક્રિયા થઈ જાય છે ને જે અવતાર છે તે તો સંકલ્પ ધારીને તે ક્રિયામાં પોતે ભળે ત્યારે તે ક્રિયા સિદ્ધ થાય છે"** આ વાત પણ અજ્ઞાનગ્રસ્ત હોઈને અવતારોને ફકત અવતારીથી જુદા પાડી ઉતારી પાડવાના પાપગ્રસ્ત છે. 'सत्यकामः सत्यसङ्कल्पः' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સત્યકામ સત્યસંકલ્પ અવતારી સ્વયં ભગવાનજ અવતારરૂપમાં પણ પોતાના જ્ઞાન શક્તિ આદિક ષટ ઐશ્વર્ય સંપન્નજ વિરાજમાન હોવાથી તેમને વચ્ચે 'અવતારી સંકલ્પમાત્રથી કામ કરી શકે અને અવતાર સંકલ્પ કરીને સ્વયં જીવ ઈશ્વરાદિકની પેઠે પ્રયત્ન કરે ત્યારેજ તે કામ થાય, નહિ તો તે કામ સિદ્ધ થાય નહિ' એવો ભેદ પાડવો તે અત્યંત અયોગ્ય છે. શ્રીજીએ તો રામ, કૃષ્ણ, મત્સ્ય, નૃસિંહ, વામન આદિક અવતારોને અવતારીથી સર્વ રીતે અભિન્ન સત્યકામ સત્યસંકલ્પ કહીને, તેમનાં તેવાં ગુણ ઐશ્વર્યો પણ વચનામૃતાદિકમાં વિસ્તારથી વર્ણવ્યાં છે. સત્યકામ સત્યસંકલ્પપણારૂપ ઐશ્વર્ય તો મુક્તોમાં પણ વર્ણવ્યું છે. સૌભરી મહર્ષિ દિવ્ય પચાસ રૂપે થયા અને તેટલાંજ દિવ્ય ભોગ્ય ભોગોપકરણાદિ સમૃદ્ધ ભવનો બનાવી દીધાં; આમાં એમને સંકલ્પ સીવાયની બીજી શી ક્રિયા કરવી પડી હતી ? જો એવોજ ભેદ માનીએ તો અવતારોને એક સાધારણ માણસ જેવાજ ગણ્યા કહેવાય આ જોતાં અવતારો કોના ? અવતાર એ શું તત્ત્વ ? અને તેમાં ભેદ કેવો હોઈ શકે ? આ શાસ્ત્રીય બાબતનું મંડમતે બીલકુલ ભાનજ ન હોય એમ જણાય છે.

પ્ર ૪ વાત ૧૫ "અદ્વૈતમૂર્તિ એવા પ્રગટ પુરૂષોત્તમ તેને વિષે ને બીજા વિભૂતિ અવતારને વિષે કેમ ભેદ છે ? તો જેમ તીર અને તીરનો નાંખનારો તથા ચક્રવર્તી રાજા ને ખંડીયા રાજામાં ભેદ છે, જેમ સૂર્યને સૂર્યના મંડળમાં ભેદ છે ને જેમ ચંદ્રમા ને તારામાં ભેદ છે **તેમ આ પ્રગટ પુરૂષોત્તમમાં ને બીજા રામકૃષ્ણાદિ અવતારમાં ભેદ છે".** આ અવતારદ્રોહી પાપ વાતમાં પ્રથમ તો પોતાને માથે કોઇ દોષ ન આવે એવા કપટ કારણથી 'આવી વાત મહારાજે કરી' એમ નિર્દોષ એમને માથે હડહડતો અપવાદ આપ્યાની બંગબંડાઈ કરી જણાય છે. મહારાજે તો વચનામૃતાદિક ગ્રંથોમાં પોતાનું અને અવતારોનું સ્વરૂપ બહુ સુંદર શાસ્ત્ર રીતે બહુશઃ પ્રતિપાદન કર્યું છે તેમાં આવાં ભેદક વિષમ વિગીત અસંગત એકસામટાં અનેક દષ્ટાંતો આપીને પરમાત્મસ્વરૂપ ધ્યેય અવતારોને અત્યંત નીચે ઉતારી પાડવાનો ગંધ પણ જણાવ્યો નથી. એટલે શ્રીજીવચનથી વિરૂદ્ધ બંડખનાબટી બાહ્ય સ્વયં સાબીત થાય છે. શ્રીજી તો જે એક અદ્વૈતમૂર્તિ ભગવાન પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનારાયણ છે એજ સ્વયં પોતાની સમસ્ત સત્તા સાથે બીજું રૂપ ધરવારૂપ અવતારભાવને સ્વીકારે છે. એટલે અવતારદશામાં પણ બીજું જુદું તત્ત્વ નહિ પણ સ્વયંજ હોવાથી તેમાં તત્ત્વથી અલ્પ પણ

ભેદ નહિ સમજાવાનો અને તેથીજ તેમની ધ્યેયતા અને મોક્ષપ્રદતા સમજવાની કહે છે. આ સુસ્થિતિ જોતાં જે મૂળ રૂપ છે તે અવતારી અને એને ઉદ્દેશીને રૂપાંતર થાય એજ અવતાર કહેવાય. આ વચ્ચે આવોજ અવતાર અવતારીભાવ શાસ્ત્રીય સમુચિત છે. આવી બન્ને વચ્ચે અત્યંત ઐક્ય સ્થિતિમાં આવાં અત્યંત ભેદક અવિચારીતરમણીય દુષ્ટ દષ્ટાંતો બીલકુલ સંભવી શકે નહિ; અને ભગવાન શ્રીજીએ આવાં દષ્ટાંતો નહિ આપેલાં હોવાથી તે વિષમ અને અત્યંત અનુપયોગી અતિનિંદ્ય છે. આ દષ્ટાંત ઉપરથી વિમુખાશય એવો તુચ્છ નાસ્તિક તરી આવે છે કે, તીર અને તીરનો નાખનારો પુરૂષ તે વચ્ચે જડ ચેતનરૂપ અત્યંત જુદાઈ પરતંત્રરૂપ સ્વરૂપ સ્વભાવથી સહજ હોઈને ચેતન પુરૂષની પ્રેરણા વિના જડ તીર કશું કરી શકતો નથી; તેમ અવતારો અને અવતારી વચ્ચે એટલીજ પરતંત્રતારૂપ જુદાઈ સ્વરૂપ સ્વભાવથી હોઈને ચેતન અવતારીની પ્રેરણા સીવાય જડ અવતારો કશું કરી શકેજ નહિ. જેમ તીર પુરુષથી પૃથક હોવાથી તેની કશી સ્વતઃ સત્તા નથી તેમ અવતારીથી પૃથક હોવાથી અવતારોમાં કશી સત્તા નથી. એ તો એક જડ જેવું પૃથક્ અત્યંત પરતંત્ર તત્ત્વ છે, આવો જે વિમુખ દુરાશય આ દષ્ટાંતથી નીકળે. આવું દષ્ટાંત તો જડચિદાત્મક જગત્ અને પરમાત્મા વચ્ચે આપ્યું હોય તો કાંઈ સંભવી શકે પણ અવતાર અવતારી એકતત્ત્વ હોવાથી એમાં સંભવી શકે નહિ. જ્યાં બન્ને વ્યક્તિઓ તત્ત્વથી જુદી જુદી હોઈને તેમની વચ્ચે નિયામ્યનિયામકભાવ સ્વભાવિક હોય ત્યાં ખંડીયા રાજા અને ચક્રવર્તી રાજાનું દષ્ટાંત અપાય. અહીં તો અવતારી એકજ તત્ત્વ હોઈને એમની વચ્ચે નિયામ્યનિયામક ભાવ સ્વાભાવિક નહિ હોવાથી આ દષ્ટાંત સંભવી શકે નહિ. દષ્ટાંતનો દુરાશય તો બન્ને તત્ત્વથી વ્યક્તિઓ જુદી હોઈ ને બન્ને વચ્ચે શાસ્યશાસકભાવ સ્વભાવતઃ કહેવાનો છે. શ્રીજીસિદ્ધાંત તો એવો છે કે, જેમ ચક્રવર્તી રાજા બીજે વેષ ધારીને બીજે સ્થળે જાય ત્યારે પણ તે સ્વયં સર્વશક્તિસંપન્ન ચક્રવર્તીજ છે પણ બીજો જુદો નથી તેમ, પરમાત્મા બીજુ જુદુ રૂપ ધરીને અહીં પધારે ત્યારે પણ સર્વ ગુણ ઐશ્વર્યે સંપન્ન સ્વયં પરબ્રહ્મ ભગવાનજ છે પણ બીજા જુદા નવા નથી. આવા સત્યાર્થને ઉથલાવી પાડીને અસત્યાર્થને આગળ કરવા આવું અપદષ્ટાંત ઘડાવ્યું છે. જેમ ગૃહ અને ગૃહમાં રહેનારો બન્ને બહુજ જુદા હોય ત્યાંજ આવું સૂર્ય અને મંડળનું દષ્ટાંત અપાય. અવતાર અવતારી તત્વથી જુદા નહિ હોવાથી આવું દષ્ટાંત આપવું તે વિષમ હોઈને અનુપયોગી, અયોગ્ય અતિદુષ્ટ છે. શ્રીજી તો પંચાળા ૪માં જેમ સ્વયં સૂર્ય બીજુ મનુષ્યરૂપ ધરીને સત્રાજીત તથા કુંતાજી પાસે કાર્યવશાત આવ્યા ત્યારે પણ પોતાની સર્વ શક્તિએ સંપન્ન સ્વયં સૂર્યજ હતા પણ બીજા નહિ; તેમ સ્વયં ભગવાન અવતારી મનુષ્યાદિ ભાવને સ્વીકારીને અહીં કાર્યવશાત પધારે ત્યારે પણ સર્વ ગુણ ઐશ્વર્યે સંપન્ન સ્વયં ભગવાનજ છે પણ બીજા જુદા નહિ; એમ સૂર્યના દષ્ટાંતથી અવતાર અવતારીની એકતાને સમર્થન કરે છે. જ્યાં સ્વરૂપ સ્વભાવથી બન્ને વ્યક્તિઓની જુદાઈ હોય ત્યાંજ તારા અને ચંદ્રમાનું દષ્ટાંત અપાય. અવતાર અવતારીમાં તો સ્વરૂપ સ્વભાવથી જુદી વ્યક્તિઓ નહિ હોવાથી આ દષ્ટાંત આપી શકાય નહિ. શ્રીજીએ તો લોયા ૧૩ માં મુક્તાદિ જીવો અને પરમાત્મામાં સ્વરૂપ સ્વભાવથી બહુજ ભેદ સ્વાભાવિક સમઝાવા માટે તારા અને ચંદ્રમાનું દષ્ટાંત વિવેચન સાથે આપ્યું છે. પણ અવતાર અવતારી વચ્ચે અત્યંત ભેદ સમઝાવા કુત્રાપિ આવું દષ્ટાંત આપ્યું નથી. વિમુખ અતે જે આનો અવળો ઉપયોગ કર્યો છે તે શ્રીજી સામે બંડભાવને જણાવનારો સ્પષ્ટ છે. આ રીતે શાસ્ત્રાનુસારી શ્રીજીસિદ્ધાંત જોતાં જે આ મનઃકલ્પિત દષ્ટાંતો અપાયાં છે તે અતિ વિષમ હોઈને અનુપયોગી અસંગત અતિહેત સિદ્ધ થાય છે. બીજા અવતારોની વાત બાજુ પર રહી; પણ અહીં રામ કૃષ્ણાદિકના નામ નિર્દેશ સાથે તેમને વિભૂતિમાં ગણીને તેમને તીર, ખંડીયા રાજા, સૂર્યમંડળ અને તારાને ઠેકાણે ગણીને અવતારી પુરૂષોત્તમપદથીજ અત્યંત નીચે ઉથલાવી પાડવાનો પાપાશય જણાવ્યો છે, તે તો સંભવિત શ્રીજીમાન્ય બીલકુલ નથી. શ્રીજી તો રામકૃષ્ણના નામ નિર્દેશથી તેમને સ્વસંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ મનાવા પરબ્રહ્મ પુરૂષોત્તમ સર્વકારણ ભગવાન સર્વોપરી અવતારીપણે વર્ણવવાપૂર્વક તેમનું પોતે ધ્યાન ધરવા સુધીનું કહે છે. અને વધારામાં 'વસુદેવસુત શ્રીકૃષ્ણનાજ બીજા અવતાર ધર્મસુત શ્રીહરિ છે' એવો

પણ ઉદ્ધવસાંપ્રદાયિક શાસ્ત્રીય ઉપોદ્ઘાત એમણે ઘડાવ્યો છે (પ્રમાણો પાછળ આવી ગયાં છે તે જોઈ લેવાં). આ જોતાં તો બંડસિદ્ધાંત અને શ્રીજીસિદ્ધાંત વચ્ચે વિમુખોક્ત તીર અને તીરનો નાખનારો, ચક્રવર્તી અને ખંડીયા રાજા, તારા અને ચંદ્રમા જેટલો ભેદ સાબીત થાય છે; જ્યારે રામકૃષ્ણાદિ અવતારસામાન્યને આવાં ભેદભર્યાં વિષમ દૃષ્ટાંતો આપીને અવતારી પુરૂષોત્તમપદથી નિરવધિ નીચે ઉતારી પાડવાનો અન્યાય અપાય ત્યારે તો સર્વોપરી શ્રીજી પણ એક અવતારરૂપમાં પધારેલા હોવાથી નિષ્પક્ષપાતી ન્યાય થતાં તેમને પણ એવો અન્યાય કેમ ન અપાય ? એનો વિમુખોએ મુખ્યપણે વિચાર કરવાનો છે. શ્રીજીનાં વાક્યામૃતો પ્રથમ લખ્યાં છે એના સિદ્ધાંત પ્રમાણે લઈએ તો શ્રીજી પણ અવતારી પુરૂષોત્તમ સર્વોપરી છે અને રામ કૃષ્ણાદિક પણ એવાજ છે એમ સુખેથી કહી શકાય તેમ છે. એમાં જો કુમતિથી કુભેદ કલ્પીએ તો સંપ્રદાયના સતસિદ્ધાંતનું અસ્તિત્વજ રહે નહિ અને શ્રીજીવાક્યામૃતનો કશો અર્થજ રહે નહિ અને અવળી ઉપાધિઓનો અવધિજ રહે નહિ. આ બધુ બહુ વિચારણીય છે. જે બાબત શાસ્ત્રસિદ્ધ સત્ય હોય તે આડાં અવળાં વિષમ દૃષ્ટાંતો દેવાથી અસત્ય કે અવળી કદાપિ થતી નથી અને થશે નહિ આ વાત જોતાં બંડીયાને વચનામૃતનું બીલકુલ જ્ઞાન નથી અથવા છે તો વિમુખભાવથી શિશુપાળવત્ અવળું કહે છે એમજ જણાય છે. આવાં વચનામૃત વિરોધી અવળાં અપદૃષ્ટાંતો આપીને અવતારોનો અપાર અપરાધ કરનારા અસુરો તો એમનાજ દૃષ્ટાંતાર્થ મુજબ સંપ્રદાયથકી તદ્દન જુદા વિમુખ થઈ ગયા છે અને થતા જાય છે.

પ્ર. ૪ વાત ૨૪ **"તથા ગોલોક વૈકુંઠાદિક ધામના પતિ તેણે સહિત આ પૃથ્વી ઉપર પધાર્યા છે ને આ સર્વે છે તે આ પ્રગટ પુરૂષોત્તમની સભામાં બેઠા છે તેને હું દેખું છું".** શ્રીજીએ 'ભગવાન્ પોતાનાં સર્વ ઐશ્વર્યો મુક્ત પાર્ષદો સાથે અવતરે છે' એમ તો બહુશઃ કહ્યું છે; પણ 'સાથે ગોલોકાદિક ધામના પતિએ સહિત અવતરે છે' એમ તો ક્યાંય કહ્યું નહિ હોવાથી આ વાત તદ્દન બનાવટી બાલ્લ હોઈને શ્રીજીમહારાજ સાથે મિથ્યા અપવાદ આરોપવા રૂપ મહાદ્રોહજનક છે. શ્રીજી તો ગોલોક ધામને ઇપ્સિત પરાત્પર અપુનરાવૃત્તિ પ્રકૃતિપર કહીને, ત્યાંથીજ પૃથ્વી ઉપર પધારવાનું અને અંતર્ધાન થતાં ત્યાંજ પાછા પધારવાનું કહેવાપૂર્વક પોતાનેજ ગોલોકાધિપતિપણે ઓળખાવે છે આ વસ્તુસ્થિતિએ જોતાં શ્રીજીથકી બીજા જુદા ગોલોકાધિપતિને સાથે પૃથ્વી ઉપર લાવવાનો પ્રસંગ નથી, તો શ્રીજી સાથે તેમની સભામાં પૃથક્ બેઠકનો પ્રસંગજ ક્યાંથી હોય ? મૂળજ નથી તો શાખા ક્યાંથી હોય ? વૈકુંઠ ગોલોકથી આવીને ક્યા અધિપતિઓ સભામાં શ્રીજીથી જુદા બેઠા છે તેનું નામ નિશાન કે ઓળખાણ તો કશું આપ્યું નથી. વિમુખ-પંથમાં કોઈને ઠરાવ્યા હશે એમ જણાય છે. ગોલોકથકી શ્રીકૃષ્ણને સાથે લાવવાનો દુરભિપ્રાય હશે પરંતુ શ્રીજીજ ગોલોકાધિપતિ ફરી શ્રીકૃષ્ણના અવતારરૂપ હોવાથી એ વાત બંધબેસતી આવે તેવી નથી. શ્રીજીને રામ કૃષ્ણાદિકથકી અત્યંત જુદા પાડીને, રામ કૃષ્ણાદિકને શ્રીજીના મુક્તાદિક સાથે ગણીને તેમને પુરૂષોત્તમપદથી પારાવાર નીચે ઉતારી પાડવાની આસુરી અવળાઈ સીવાય બીજો કશો વાતનો અર્થ નથી. વાતે વાતે એની એજ બંડબાબતની પુનરાવૃત્તિનો પ્રોગ્રામ છે.

પ્ર. ૪ વાત ૨૫ "અમદાવાદમાં શ્રીનરનારાયણદેવની પ્રતિષ્ઠા કરી તે સમે શ્રીજીમહારાજ મુક્તાનંદસ્વામી આદિક સંત આગળ એમ બોલ્યા જે આ ભરતખંડના રાજા શ્રીનરનારાયણ છે તેમની પ્રતિમાની પ્રતિષ્ઠા આપણે કરી ને **જે સાક્ષાત્ મૂર્તિમાન શ્રીનરનારાયણદેવ શ્રીબદરિકાશ્રમવાસી છે તથા વૈકુંઠવાસી શ્રીલક્ષ્મીનારાયણદેવ આદિક સર્વે તે પ્રગટ પુરૂષોત્તમ દ્વિભુજ મૂર્તિ એવા જે આ ભગવાન તેમની ઉપાસના તથા સેવા કરે છે"**, આવી વાત શ્રીજીએ કરેલી સત્સંગિજીવન આદિક ગ્રંથમાં પ્રસિદ્ધ નહિ હોવાથી અને વળી શ્રીજીએ કરેલી વાતથી સાવ અવળી હોવાથી, બનાવટી બંડીયા બાલગ્રાહ્ય નિશ્ચિત થાય છે. શ્રીજીએ નરનારાયણદેવની પ્રતિષ્ઠા કર્યા પછી થએલી મહાસભામાં આપેલા ઉપદેશની વાત સ. પ્ર. ૪ અ. ૨૫ શ્લો. ૮૨ થી ૮૯ સુધીમાં સંપૂર્ણ છે. એમાં પ્રથમજ પ્રતિષ્ઠાપેલા નરનારાયણ એ કોણ ? તો તેના ખાસ ઓળખાણ માટે 'જે આપણા ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ગોલોકાંતર્વર્તિ અક્ષરધામમાં વિરાજમાન

હતા તેજ સર્વ ભૂતોના શ્રેય માટે ધર્મમૂર્તિથકી નરનારાયણરૂપે પૂર્વે પ્રગટ થયા હતા. તે પોતે વરદાનથી માતાપિતાને સંતોષીને બદરીકાશ્રમમાં આવીને ભરતખંડના આશ્રિત મનુષ્યોની ભુક્તિ મુક્તિ માટે તપ કરતાથકા વિરાજે છે. એજ બદરીપતિ નારાયણરૂપને ધારી રહેલા ગોલોકાક્ષરધામવાસી શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન બ્રહ્મા દેવોની પ્રાર્થનાથી પૃથ્વીનો ભાર ઉતારવા યાદવ કુળમાં શ્રીકૃષ્ણરૂપે પ્રગટ થયા અને નારાયણના સખા જે નર તે અર્જુનરૂપે પ્રગટ થયા. આ કારણથી નરનારાયણજ શ્રીકૃષ્ણ ભગવાન કહેવાય છે. એમ કહીને એજ નરનારાયણની પ્રતિમા અહીંયાં પધરાવી છે પણ બીજા કોઈ અવતારની નહિ એમ છેવટે કહે છે. વચનામૃત સા. ૧૬ માં 'અને તે પછી તે ભક્તજનના હૃદયને વિષે ભગવાનની ઈચ્છાએ કરીને જણાતું જે અક્ષર બ્રહ્મમય એવું તેજ તેને વિષે સાક્ષાત્ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેનું દર્શન થાય છે. એવી રીતે જે પોતાના ભક્ત છે તેમનું તે ભગવાનના તપે કરીને નિર્વિઘ્ન કલ્યાણ થાય છે'' આ રીતે નરનારાયણકૃત તપના પ્રતાપથી આશ્રિતોને અક્ષરધામી શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન થવાની બહુ ઊંચી વાત કહી છે. હવે સંપ્રદાયનો શાસ્ત્રીય ઉપોદ્‌ઘાત જોઈએ તો એજ નરનારાયણ એજ માતાપિતાથકી એજ બદરીકાશ્રમથકી ભગવાન સ્વામિનારાયણરૂપે પૃથ્વી ઉપર પ્રગટ થયાનો પ્રગટ છે. અને શ્રીજી આ બાબતને પોતેજ સ. પ્ર. ૪ અ. ૪૦ શ્લો. ૪૮ 'जानीत बदरीपतिम्' એમ બદરીપતિ નારાયણપણે જાણવાનું કહે છે; અને દત્તપુત્રોએ પણ તેજ પ્રમાણેનો નિશ્ચય શ્લો. ૫૫ થી જાહેર કર્યો છે. આ બધો શ્રીજીએ કહેલો સત્યાર્થ જોઈએ તો નરનારાયણ એ કેવળ બદરીકાશ્રમવાસીજ નહિ પણ ખરી રીતે ગોલોકાંતવર્તિ અક્ષરધામવાસી સ્વયં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાનજ મૂળરૂપ છે. અને એજ શ્રીજીમહારાજ પુરૂષોત્તમ મૂળરૂપ છે પણ જુદા જુદા નહિ, એમ સાબીત થાય છે. હવે લક્ષ્મીનારાયણ કોણ ? તો તેમનું ઓળખાણ વરતાલમાં મૂર્તિ પધરાવી તે વખતેજ શ્રીજીએ મહાસભામાં આપ્યું છે—સ પ્ર. ૪ અ. ૨૭ શ્લો. ૫૪ માં જે આ લક્ષ્મીનારાયણ મધ્ય મંદિરમાં પધરાવ્યા છે તે બીજા કોઈ અવતાર નહિ પણ સ્વયં દ્વારકાધીશ શ્રીકૃષ્ણજ છે એમ જાણવું એમ કહે છે. શ્લો. ૬૧ માં જે દ્વારકાધીશ શ્રીકૃષ્ણ છે એજ લક્ષ્મીનારાયણ છે એમાં ભેદ ન જાણવો આ મારૂ વચન સત્યજ છે એમ માનો એમ કહે છે. અ. ૩૨ શ્લો. ૪૧ માં દ્વારકાધીશ શ્રીકૃષ્ણને લક્ષ્મીનારાયણ નામથી રહેલા જાણીને સર્વે ભક્તો પરમાનંદને પામ્યા એમ કહીને છેવટે શ્લો. ૪૪માં 'एवं स्वयं स भगवान् स्वस्यैवागमनादिकम् । लीलया दर्शयामास नातो ज्ञेया तयोर्भिदा ॥' એમ શ્રીહરિ પોતાનો અને દ્વારકાધીશ શ્રીકૃષ્ણનો સ્વરૂપથી અભેદ સ્પષ્ટ કહે છે. આ જોતાં તો લક્ષ્મીનારાયણ એજ શ્રીજીમહારાજ છે એમ નિશ્ચિત થાય છે. જે લક્ષ્મીનારાયણ છે તે કેવળ વૈકુંઠવાસીજ નહિ પણ ખરી રીતે અક્ષરાધિપતિ સ્વયં પુરૂષોત્તમ છે એમ સ પ્ર. ૧ અ. ૧૪ શ્લો. ૫૮માં રામાનંદસ્વામીને સાકાર પરમાત્માનાં દર્શન થયાના પ્રસંગે કહેવામાં આવ્યું છે. અંડાંતર્વર્તિ વૈકુંઠના વાસી પણ પરંબ્રહ્મના સાક્ષાત અભિન્ન અવતારભૂત હોવાથી ખરી રીતે એ પણ અક્ષરધામવાસીજ છે. શ્રીકૃષ્ણ એજ શ્રીહરિ છે એવો તો સઘળો સાંપ્રદાયિક શાસ્ત્રીય સિદ્ધાંતાર્થ છે. શિક્ષાપત્રીમાં શ્રીજી લક્ષ્મીનારાયણ, નરનારાયણ, રાધાકૃષ્ણ આદિકમાં સર્વથા ભેદ નહિ સમજવાનો કહે છે. વચનામૃત લોયા ૧૧ માં 'પણ ભગવાનની મુર્તિઓમાં ભેદ નથી' એમ સિધ્ધાંતથી કહે છે આ બધાં શ્રીજીનાં શાસ્ત્રાનુસારી અમૃતવચનો વિચારીએ તો 'નરનારાયણ લક્ષ્મીનારાયણ આદિક સર્વે શ્રીજીની ઉપાસના તથા સેવા કરે છે' એવું જાલમજલ્પન અનુયાયીથી સ્વપ્ને પણ થઈ શકે નહિ. આથી તો શ્રીજી પોતે પોતાની ઉપાસના સેવા કરે છે એવો અતિ અવળો અર્થ થાય છે અને શ્રીજીના વચનમાં કશી કિંમત રહેતી નથી. વાતનો વાભાશય તો લક્ષ્મીનારાયણ નરનારાયણ રાધાકૃષ્ણાદિક થકી પ્રથમ શ્રીજીને અત્યંત જુદા પાડીને તેમને પુરૂષોત્તમ પદથી ઉતારી પાડીને જીવ ઈશ્વરાદિ જેવા કોઈ ક્ષુદ્ર વર્ગના ગણવાનો નાસ્તિકાગ્રણી ઉઘાડો છે. શ્રીજીએ જે જે કહ્યું હોય તેને જાણે પૂર્વના કોઈ ખરા સામાવડીયા હોય તેમ ખોટી રીતે ખોદી નાખવું કે ઉતારી પાડવું એટલોજ વિમુખકર્તવ્યાર્થ સમજાય છે. લુણહરામી વિમુખોને બીજો ધંધોજ શો ? ખાવું એનુંજ ખોદવું.

પ્ર. ૪ વાત ૩૦ 'ઐશ્વર્ય તેણે યુક્તથકા ને શ્રીધર્મદેવ ને ભક્તિમાતાથકી છે જન્મ જેમનો એવા

જે સ્વામિનારાયણ તેજ અક્ષરાતીત સર્વોપરી પુરૂષોત્તમ છે. તેમાંથી સર્વે અવતાર પ્રગટ થાય છે ને પાછા તેમને વિષે લીન થાય છે' આ વાત બીજી લવરી વિરોધી ન કરતા હોય તો મધ્ય ૧૩ "અને એ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વ અવતારનું કારણ છે અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે" આ શ્રીજી વચન પ્રમાણે શાસ્ત્ર રીતે સારામાં સારી છે. જ્યારે પુરૂષોત્તમમાંથી અવતારો થાય છે અને પાછા એમાંજ લીન થાય છે ત્યારે અવતારોને જુદુ બીજુ તત્વજ કેમ કહેવાય ? અને તે વચ્ચે અત્યંત ભેદ કેમ કહેવાય ? અને તેમનું ધામ જુદુ જુદુ કેમ કહેવાય ? વિચાર કરતાં વાસ્તવિક રીતે નજ કહેવાય. વળી કારણથી કાર્યની ઉત્પત્તિ અને પાછો કાર્યનો કારણમાં લય કહ્યો તે પણ કાર્ય કારણનું અનન્યપણું અંગીકાર કરીએ તોજ ઘટી શકે. એમ જોતાં પણ અવતારોને અવતારીથી જુદા અને તેમનું ધામાદિ જુદુ કહી શકાય નહિ. હવે પરમાત્મા તો સ્વરૂપ સ્વભાવથી અચ્યુત અક્ષર અખંડ નિરંશ નિર્વિકારી નિત્ય હોવાથી તેમાંથી અવતારોનું થવાપણું અને અંતે એમાંજ લય થવાપણું શી રીતે ઘટી શકે ? એનો એક વિચાર કરવાનો રહે છે. જડચિદાત્મક જગત અને પરમાત્મા વચ્ચે જેવો કાર્યકારણ ભાવ છે તેવો આમાં કહી શકાય નહિ. આમાં તો બીજુ તત્વ નથી. એટલે જેમ સૌભરી મહર્ષિ પ્રથમ એક હતા, પછીથી પચાસ રૂપે થયા, પછીથી પાછા એકરૂપ થઈ ગયા, એના જેવું આમાં સમઝવું પડે; આમાં આત્મતત્વથી સૌભરી પચાસ ન હતા પણ એકજ હતા. એક રૂપમાંથી જ પચાસ રૂપતા થઈ અને પાછી તેમાંજ તેની લીનતા થઈ. આરીતિએ પરમાત્મા આત્મતત્વથી તો એકજ છે, પરંતુ સ્વયં નિત્ય દિવ્યાકૃતિ વિશિષ્ટ હોવાથી પોતાની રૂપપર્યાય નિત્ય દિવ્ય આકૃતિમાંથી સજાતીય દ્વિતીય આકૃતિને ધારે તે અવતાર કહેવાય અને તેનું અદર્શન કરે તે તેનો લય કહેવાય. આ પ્રમાણે કહેતાં એવી એક શંકા આવે કે નિત્ય દિવ્ય આકૃતિમાં શિથિલતારૂપ વિકારનો સંભવ આવે અને જો વિકાર ન માને તો અવતારરૂપ કાર્ય સંભવી શકે નહિ. તો તેમ નથી. જેમ કાંઈ પણ સંસ્થાનની શિથિલતારૂપ વિકાર થયા વિના દેવાદિ અનેક દેહોને ઉત્પન્ન કરવાપણું બ્રહ્માના દેહમાં જોવામાં આવે છે તેમ પરમાત્માની દિવ્ય નિત્ય આકૃતિમાં કોઈપણ સંનિવેશની પ્રચ્યુતતા થયા વિનાજ એમાંથી અનેક અવતારોનું ઉત્પન્ન થવાપણું ઘટતું આવે છે. એટલે એવી શંકાને સ્થાન નથી. અભિપ્રાય એ થયો કે જે મૂળ રૂપ છે તે અવતારી કારણ અને પ્રયોજનવશાત્ સ્વેચ્છાથી સ્વીકારેલા મત્સ્યાદિ રામકૃષ્ણાદિભાવો તે અવતારકાર્ય કહેવાય. આવો અભિપ્રાય હોવાથીજ શ્રીજીએ લોયા ૧૮ તથા વરતાલ ૧૮ માં મૂળ રૂપનું અને અવતાર રૂપનું પરોક્ષ અપરોક્ષ શબ્દથી લાંબુ વિવેચન કર્યું છે. આ રીતે અવતારીથકી અવતારતત્વ જુદુ નહિ હોવાથી બન્નેની અત્યંત એકતા નિશ્ચિત થાય છે. એટલે તેમનું ધામ પણ એકજ અને તેમના ઉપાસકોને મળવાનું ધામ તથા ધામી પણ એક મૂળજ છે એમ અકામે પણ માનવું પડે. પોતાનાં સમગ્ર ઐશ્વર્ય તેણે યુક્તથકા ધર્મ ભક્તિથકી સજાતીય દ્વિતીય રૂપે જન્મ ધરવાપણું એજ અવતાર રૂપ શ્રીહરિ કહેવાય અને એમનું જે મૂળરૂપ તે અવતારી કહેવાય. અવતારી થકી અવતારો તત્વથી અભિન્ન હોઈને સર્વગુણ ઐશ્વર્ય પરિપૂર્ણ હોવાથી અવતારોને પણ અવતારી સર્વોપરી પુરૂષોત્તમપણે પણ કહી શકાય. વળી એક અવતાર રૂપમાંથી બીજા અનંત રૂપો ધરવાની શક્તિ હોવાથી પણ તેમને અવતારી કહી શકાય. આવો અભિપ્રાય હોવાથીજ શ્રીજી જે શ્રીકૃષ્ણને એકતરફથી અવતાર તરીકે કહે છે તેમનેજ બીજી તરફથી અવતારી સર્વોપરી પુરૂષોત્તમપણે કહે છે તેની પણ સારી સંગતિ થાય છે. આજ રીતિએ શ્રીજીને પણ મૂળની અપેક્ષાએ અવતાર કહેવાય અને અવતારી સર્વોપરી પુરૂષોત્તમ નારાયણ પણ કહેવાય. આમાં શ્રીજીએ આવોજ ન્યાય નિષ્પક્ષપાતી જણાવ્યો છે તે માનવાની પ્રથમ જરૂર છે. આ ન્યાય શાસ્ત્રીય સ્વીકારવામાં આવે તો બીજી કશી અશાસ્ત્રીય અવળી લખાડ લવરી કરવાની રહે નહિ.

પ્ર. ૫ વાત ૮ "બીજા અવતાર જેવા તો આ સત્સંગમાં ઘણા છે', આ કુસંગી વાતમાં સત્સંગના ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણાદિક ધ્યેય અવતારોને સર્વસાધારણ મનુષ્ય જેવા ગણીને પરમેશ્વર પદથી ઉતારી

પાડવાની સત્સંગમાં કુસંગતા વાપરી છે. સત્સંગમાં આવું કોઈ માનતું નથી પણ વિમુખ કુસંગમાં એમ મનાતું હશે. અવતારો જેવા ઘણાને ઠરાવ્યા છે તે કોણ હશે તેનું કશું નામ નિશાન ઓળખાણ તો આપ્યું નથી. વિમુખ મંડળમાં કોઈને ગોઠવ્યા હશે એમ જણાય છે. ભગવત્સ્વરૂપ અવતારોને અને અક્ષરાદિકને સરખા કહેનારાઓને તો શ્રીજી લોયા ૧૩ માં દુષ્ટમતવાળા અતિપાપી અને અદર્શનીય કહેવાપૂર્વક એવાના દર્શનથી મહાપાપ થવાનું કહે છે.

પ્ર. ૫ વાત ૨૧ "મહારાજે પણ કહ્યું છે જે 'અવતાર અવતારીમાં ભેદ એમ સમજવો જે રાજા ને રાજાનો ઉમરાવ ને તીરને તીરનો નાંખનાર એમ ભેદ છે. ઓલ્યો ઉમરાવ ઘણો ભારે હોય ને હુકમ ચલાવે એવો મોટો હોય તો પણ રાજા પાસે કેટલીક સલામ ભરે ત્યારે બેસાય ને રાજાનો એની ઉપર હુકમ ચાલે છે એમ છે'. આ વામ વાતમાં પ્રથમ તો આવી વિમુખ વાતનો અપવાદ મહારાજ માથે મૂકવાનું મહાપાપ નરકગામી કર્યું. મહારાજે આવાં ભેદક દુષ્ટ દૃષ્ટાંતોથી કોઈ સ્થળે આવી વાતનો અંશ પણ કાઢયો નથી. ઉલટો મહારાજે તો અનેક સ્થળે અવતાર અવતારીનો સ્વરૂપ સ્વભાવથી અત્યંત અભેદ નટાદિ દૃષ્ટાંતથી કહ્યો છે (વચનો પ્રથમ આપ્યાં છે). જ્યાં બન્ને વ્યક્તિઓ સ્વરૂપ સ્વભાવથી અત્યંત ભિન્ન હોય ત્યાંજ આવું દૃષ્ટાંત આપી શકાય. માટેજ શ્રીહરિએ લોયા ૧૩ માં નારાયણ અને મુક્તો વચ્ચે અત્યંત ભેદ જણાવા રાજા અને ચાકરનું દૃષ્ટાંત વિવેચનથી આપ્યું છે. અવતાર એ અવતારી પરમાત્માનું તત્ત્વથી અભિન્નસ્વરૂપ હોવાથી તેમને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ કદાપિ કહી શકાય નહિ. એટલે એ દૃષ્ટાંત અતિવિષમ હોઈને લેશથી સંભવિત નથી. જો એમ કહીએ તો પરમાત્મા અવતરતાજ નથી એમ નાસ્તિકવત ગોડું વાળી દેવું પડે વળી જ્યારે પરમાત્માના અવતાર નથી તો પછી તેની ધ્યેયતા પણ જીવાદિકની પેઠે કહેવાય નહિ અવતારી અવતારો વચ્ચે રાજા પ્રજાનું દૃષ્ટાંત અપાય ત્યારે તો અવતારો પૃથક પદાર્થજ જીવાદિક જેવા વિમુખ મતે ઠરે એમ થતાં શ્રીજીએ શાસ્ત્રોમાં પરંબ્રહ્મ પરમાત્માને આગળ ધરીનેજ સમગ્ર ગુણ ઐશ્વર્ય સાથે તેમનોજ અવતારભાવ વર્ણવ્યો છે તેનો બંડ મતે કશો અર્થજ રહે નહિ. અને બધાં શ્રીજીવચનામૃતોને વિષવત્ તિલાંજલિ આપી કહેવાય. આ તો શ્રીજીના મહાદ્રોહી મહાવિમુખોનું મહાધમ કામ કહેવાય. વળી જ્યારે અવતારોને આવી રીતે ભગવત્પદથીજ ઉતારી પાડવામાં આવે ત્યારે શ્રીજી પણ એક અવતારીથકી જુદા અવતાર રૂપમાં રહેલા હોવાથી તુલ્ય ન્યાયે એમને પણ એમજ કહેવાનો કોઈ પ્રસંગ લાવે તો તેનો શો ઉત્તર શાસ્ત્ર રીતે આપવો એનો પણ વિચાર વિમુખ મતે નથી. અવતારોને જે રીતે નિંદીને ઉતારી પાડવા એટલોજ મૂઢ ગૂઢ આસુર ભાવ વાતે વાતે આવે છે. શ્રીજી તો અવતારોના પરંભાવને નહિ જાણીને ઉલટા માણસ જેવા જાણીને અવજ્ઞા કરનારા છે તેને મૂઢ કહેવાપૂર્વક તેનો સત્સંગમાંથી પાત થવાનો લોયા ૧૮ માં '**अवजानन्ति मां मूढाः**' આ ગીતા શ્લોકને લખીને કહે છે. કયાં શ્રીજીની વૈદિક પરા વાણી ? અને કયાં વિમુખી વૈખરી વાણી ? આમાં આપેલાં દૃષ્ટાંતોના વિષમપણાનો વધારે વિચાર પ્રથમ આવી ગયો છે. વિમુખ બંડીયા અને શુદ્ધ સંપ્રદાય વચ્ચે તીર અને તીરને નાંખનારા જેટલો અત્યંત ભેદ સ્પષ્ટ થયો છે.

પ્ર. ૫ વાત ૨૨ "ને બીજા અવતાર તો કેવા છે ? તો તેનું દૃષ્ટાંત દીધું જે **દીલ્લીના પાદશાહનું નામ શેરખાં તે બીજાથી નામ ન પડે.** તે એક ગામનો સિપાઈ નામે શેરખાં દીલ્હી ગયો તેને પાદશાહે પુછ્યું જે 'કેમ તમારૂં નામ શેરખાં છે ?' ત્યારે કહ્યું જે 'હું **તો શેરખાં કેવો તો નામમાત્રે કરીને** શેરખાં છું **તે જેવાં પગરખાં ચબરખાં લબરખાં એવો છું**" એમ ભેદ છે. **એવી રીતે સમજવું તે સમજણ ઠીક છે**" આવીજ વાત પ્ર. ૩ વાત ૧૦૯ પણ છે તથા પ્ર. ૬ ની પ્ર. ૬ વાત ૨૨ પણ આવીજ છે. અવતારોની નિંદા કે અવજ્ઞા કે ખંડન કરનારી વાતો તો અનેક છે પણ તેમાં આ વાત તો રામ-કૃષ્ણાદિ ધ્યેય અવતારોને નિંદીને ઉતારી પાડવામાં પગરખાંતુલ્ય તુચ્છ અધમાધમ મહાસુર મહાનાસ્તિક-શિરોમણી છે. આ વિમુખ વાતથી બંડીયા ખુંણીયા હુંઢીયા મસાણીયાનો મલિનાશય એવો નીકળે છે કે—જેમ દીલ્હીના પાદશાહનું નામજ શેરખાં પડાય પણ બીજાનું નામ શેરખાં પડાય નહિ. જો કોઈ બીજા સિપાઈનું

નામ શેરખાં પાડ્યું હોય તે તો નામમાત્રજ કહેવાય. પણ ખરી રીતે તો તે પાદશાહ આગળ પગરખાં ચબરખાં લબરખાં જેવાં અતિ નીચ તુચ્છજ કહેવાય. તેમ શ્રીજીમહારાજ એકલાનેજ ભગવાન નામથી ખરી રીતે કહેવાય પણ રામ કૃષ્ણાદિ અવતારોને ખરી રીતે ભગવાન નામથી પણ કહી શકાય નહિ. તેમને વેદાદિ શાસ્ત્રોમાં કે શ્રીજીએ સ્વગ્રંથમાં ભગવાન નામથી કહ્યા હોય તો તે ખોટુંજ ભુલથારેલું કે હુલામણા તરીકે સમઝવાનું છે. ખરી રીતે રામકૃષ્ણાદિ અવતારોનો હિસાબ તો પગરખાં ચબરખાં નામનાં જુદી જુદી જાતનાં જોડાં જેવો અતિ તુચ્છ અતિ ઉતરતો છે. જેમ પાદશાહ અને બીજા સિપાઇઓ વચ્ચે અત્યંત ભેદ શેરખાં પગરખાં જેવો છે તેમ શ્રીજી અને અવતારો વચ્ચે આવો અત્યંત ભેદ અનાદિથી છે. એટલે અવતારોને સિપાઈઓ જેવા અને તેમનું ભગવાન નામ પગરખા જેવું કહેવાનો દુષ્ટાશય જણાયો. છેવટે આવી નીચ સમઝણનેજ સારામાં સારી સિદ્ધાંતવાળી જણાવી. આ મહાપાપ વાતનો અને શ્રીજી વાતનો વિચાર કરીએ તો પગરખાં શેરખાં કે આસુરી દૈવી કે નાસ્તિક આસ્તિક કે રાહુ ચંદ્રમા કે વૈખરી પરા વાણી જેટલો અત્યંત ભેદ જણાય છે. શ્રીજી તો અવતારોને પ્રથમ ૩ 'જે જે અવતારે કરીને જે જે સ્થાનકને વિષે જે જે લીલા કરી હોય તે સંભારી રાખવી' પ્રથમ ૪૨ 'ગોપીયો ગુણાતીત થઈને નિર્ગુણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીઓ, તેનું કારણ એ છે જે શ્રીકૃષ્ણ ભગવાન પોતે સાક્ષાત્ પુરૂષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ હતા' પ્રથમ ૫૧ અને તે ક્ષરઅક્ષરથકી પર અક્ષરાતીત એવા જે પુરૂષોત્તમ ભગવાન...તેજ કૃપા કરીને જીવના કલ્યાણને અર્થે સર્વ મનુષ્યને દર્શન આપે છે' પ્ર. ૬૩ 'એવી રીતે અતિ સમર્થ ને અતિ પ્રકાશે યુક્ત ને અતિ મોટા જે એ ભગવાન તે પોતાનું જે આવું ઐશ્વર્ય અને તેજ તેને શમાવીને જીવના કલ્યાણને અર્થે મનુષ્ય જેવા થાય છે' પ્રથમ ૭૮ 'રામ કૃષ્ણાદિક એ જે ભગવાનના અનંત અવતાર તેનો મહિમા બિચારે જે 'જે ભગવાને રામકૃષ્ણાદિ અવતારે કરીને અનંત જીવોનો ઉદ્ધાર કર્યો છે' લોયા ૧૧ 'અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે જે પુરૂષોત્તમનારાયણની રામ કૃષ્ણાદિ મૂર્તિઓ તેનું ધ્યાન કરવું' લોયા ૧૮ 'અને તેજ ભગવાન્ મત્સ્ય કચ્છ વરાહાદિ રૂપને તથા રામ કૃષ્ણાદિ રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે પણ જે એ પોતાનું મૂળ રૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ કરતા નથી' પંચાળા ૬ 'શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વ શક્તિએ યુક્ત બીજો કોઈ નથી થયો, કેમ જે બીજી જે સર્વે પોતાની મૂર્તિઓ ભિન્ન ભિન્ન પણે રહી છે તે સર્વેનો ભાવ પોતાને વિષે દેખાડ્યો...અને એ અવતાર સર્વોપરી વર્તે છે...માટે આ અવતાર સર્વોત્કર્ષપણે વર્તે છે' પંચાળા ૭ 'અને એવા તેજોમય દિવ્યમૂર્તિ જે ભગવાન તે જીવોના કલ્યાણને અર્થે ને પોતાને વિષે નવ પ્રકારની ભક્તિ જીવોને કરાવાને અર્થે કૃપા કરીને પોતાની જે સર્વ શક્તિ અને ઐશ્વર્ય પાર્ષદ તેણે સહિતથકાજ મનુષ્ય જેવા થાય છે ત્યારે પણ જે એવા મર્મના જાણનારા છે તે ભગવાનનું સ્વરૂપ અક્ષરધામને વિષે જેવું રહ્યું છે તેને સમઝે છે પણ તે સ્વરૂપને વિષે ને આ સ્વરૂપને વિષે લેશમાત્ર ફેર સમઝતા નથી'' મધ્ય ૧૩ 'અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે' મધ્ય ૩૧ 'અને જ્યારે ભગવાનના અવતાર જે રામ કૃષ્ણાદિ તેની ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય ને એવી મુક્તિ થાય' મધ્ય ૬૪ 'મત્સ્ય કચ્છાદિ જે ભગવાનના અવતાર છે તે સર્વે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણભગવાન છે...એવા જે શ્રીકૃષ્ણભગવાન તે આપણા ઈષ્ટદેવ છે...અને પોતાનું અક્ષરધામરૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે...અને તે શ્રીકૃષ્ણનો દેવકીજીથકી જે જન્મ તે તો કથનમાત્ર છે...સર્વે હરિભક્ત એમ જાણતા હતા જે એજ જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે' વરતાલ ૧૮ 'અને પાંચમા આપણા ઈષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન તેને જાણવા...અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં જે પરોક્ષ રૂપ ને પ્રત્યક્ષ રૂપ તેને જાણવાં...અને તે વ્યાસજીએ એમ સિદ્ધાંત કર્યો છે જે સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે ને બીજા જે અવતાર તે એના છે...એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ કહ્યા તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજીમહારાજ છે' અંત્ય ૩૧ 'પ્રત્યક્ષ ભગવાનની મૂર્તિ ને ધામની મૂર્તિ તે બેયમાં લગાર પણ ભેદ ન જણાય...તે મૂર્તિ ને આ મૂર્તિ એકજ છે... જેમ ધામની મૂર્તિ ગુણાતીત છે

તેમજ મનુષ્યમૂર્તિ પણ ગુણાતીત છે' અંત્ય ૩૮ 'સર્વોપરી જે પુરૂષોત્તમ ભગવાન તેજ દયાએ કરીને જીવોના કલ્યાણને અર્થે પ્રગટ થયા થકા સર્વ જનના નયનગોચર વર્તે છે ને તમારા ઈષ્ટદેવ છે...એવા જે એ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તેના સ્વરૂપમાં ને અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન તેના સ્વરૂપમાં કાંઈ પણ ભેદ નથી એ બે એકજ છે ને સર્વોપરી છે ને સર્વ અવતારના અવતારી છે' સ. પ્ર. ૩ અ. ૨૯ શ્લો. ૬૯ માં અક્ષરસ્થ દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ મનુષ્યાકૃતિ શ્રીકૃષ્ણના સ્વરૂપમાં ભેદને સમઝનારાને અજ્ઞાની કહ્યા છે. અને શ્લો ૮૪માં એવાને અસુરો કહ્યા છે. ઈત્યાદિ દિવ્ય વચનોથી અક્ષરપતિ પરંબ્રહ્મ પરમાત્મા અક્ષરાતીત પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ-નારાયણને આગળ ધરીનેજ એમના અવતારભાવને સર્વ ગુણ ઐશ્વર્ય સાથે કહેવાપૂર્વક બન્ને વચ્ચે અત્યંત અભેદ તત્વથી તાત્વિક કહીને તેમના ધ્યાન ઉપાસનથી અક્ષરધામની પ્રાપ્તિરૂપ મોક્ષ મળવાનું કહે છે. વિશેષમાં વસુદેવસુત શ્રીકૃષ્ણને ઉદ્ધવસંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વોપરી અવતારી કહેવાપૂર્વક તેમના બીજા અવતાર તરીકે પોતાને ખાસ ઓળખાવે છે. એક માટે નહિ પણ સર્વ અવતારો માટે આજ સામાન્ય રીતિ છે એમ સુધાસિંધુની ટીકામાં તથા રામાનુજાચાર્યકૃત ગીતાભાષ્યમાં કહ્યું છે. હવે જ્યારે શ્રીજીના કહેવા મુજબ ઐક્ય ન લઈએ અને વિમુખમત મુજબ સેરખાં પગરખાં જેવા ભેદ પાડીએ તો શ્રીજી પણ એક ધર્મસુત તરીકે પૃથ્વી ઉપર અવતાર રૂપમાં રહેલા હોવાથી તેમને પણ ખરી રીતે ભગવાન નહિ પણ પગરખાં જેવા કહેવામાત્ર ભગવાન ઠરવાનો પ્રસંગ વાદીતરફથી કેમ ન આવે ? ન્યાય આગળ પક્ષપાતને બહુ સ્થાન રહે નહિ. શ્રીજીએ પોતાની ભગવત્તા કહી છે તે શાસ્ત્રીય ન્યાયદૃષ્ટિએ નિષ્પક્ષપાતે દ્વેષ અસૂયાભાવ વિનાની વૃત્તિથી કહી છે. સત્ય ન્યાયે નિષ્પક્ષપાતપણે શાસ્ત્રીય દૃષ્ટિએ કહીએ તો જે તે વિતંડાવાદથી કે જલ્પવાદથી કેવળ દ્વેષ રોષ અસૂયાભરી મલિન મનોવૃત્તિથી અને બીભત્સ ભંડ ભાષાથી નાસ્તિક આસુરવત્ રામકૃષ્ણાદિ ધ્યેય અવતારોને દુષ્ટ દૃષ્ટાંતો આપીને પુરૂષોત્તમપદથી ઉતારી પાડવા અને પોતે માનેલા ગુ. સ્વામી જાગા ભગા વિગેરેને રામ કૃષ્ણાદિકથકી પણ મોટા ઠરાવવા અને તે દ્વારા પોતાને પણ મોટું ઠરવું એજ વિમુખપગરખાનું કર્તવ્યસૂત્ર છે. શ્રીજીસ્વરૂપ ધ્યેય રામ કૃષ્ણાદિક અવતારોને જે તે ખોટી રીતે ખોદી નાખવામાં વધારે વિમુખી લુણહરામી લવરી કરે એજ બંડમંડળમાં મોટા વિદ્વાન કે ઉપાસક કે જ્ઞાની કે મહાંત કે સંત મહાત્મા કે મહામુક્ત અક્ષરી કહેવાય છે. પરીક્ષાજ એવી રાખેલી સમઝાય છે. 'समानशीलव्यसनेषु सख्यम्' એ ન્યાયે બધી મંડળીઓ એવીજ ભેગી થાય અને પછી એકબીજાનાં 'अहो ! रूपमहो ! स्वरः' એ ન્યાયે વાયડાં વખાણ કર્યા કરે. અને સંપ્રદાયનાં સર્વ પૂજ્ય અંગોની અહર્નિશ નિંદા દ્રોહ કર્યા કરે. જગતમાં ઉપરના રામ કૃષ્ણાદિ અવતારોને પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ ભગવાનપણે ભાવથી માનીને ભજનારાની સંખ્યા આસ્તિક અત્યધિક હોવાથી તેમની પણ લાજ શરમે આવી દુષ્ટ વાતો કરતાં નાસ્તિક અસુરો પણ અચકાય અને લજવાય. આ તો આવી લોકલાજને પણ ધોળીને પીઈ ગએલા તે ક્યાંય અચકાય કે લજવાયજ નહિ. 'नास्ति नष्टे विचारः' किमकार्यं कदर्याणां' એવું છે. આ વાતુમાંજ લોકોના અનુવાદથી પોતે પોતાને વિમુખ કે બંડીયા કે ખુણીયા કે મસાણીયા કહે છે તે આવા અર્થના અનુસંધાનથીજ કહેતા હશે. જ્યાં જોડા સીવી ખાનારા કે ચામડાંનો વ્યાપાર કરી ખાનારા કે લુગડાં સીવી ખાનારા નીચ મોચી ખોજા દરજીજ વાતો ગોઠવનારા કે લખનારા હોય ત્યાં પોતાની જાત ભાત પ્રમાણેજ મોટા રામ કૃષ્ણાદિ અવતારોને પણ પગરખાં ચબરખાં લબરખાંજ લખે લખાવે. અને હીન્દુ નહિ પણ મુસલીમ દુષ્ટ દૃષ્ટાંત આપે અપાવે એમાં આશ્ચર્ય પામવા જેવું નહિ. 'यदा यदा मुञ्चति वाक्यबाणं तदा तदा । जातिकुल प्रमाणम्' આ નીતિવાક્ય આમાં બરોબર બંધબેસતું શું નથી થતું ? આ કેવી સમલંકૃત સંસ્કૃત પ્રિય વાણી ? અને કેવી અદ્રોહવૃત્તિ ? તે વિચારી લેવું. પગરખાં લબરખાં ચબરખાં આ ત્રણમાં શો ભેદ હશે તે તો જોડા સીવનારા જાણી શકે કે તેમના ખુદ શિષ્ય બનેલા જાણી શકે. બીજા જાણી શકે નહિ. અવતારોમાં પણ એવા ભેદથી કેને ઠરાવ્યા હશે તે પણ તેજ બંડીયા જાણી શકે. આવી વામ વાતો ગુ. સ્વામી કરે અને બા. સ્વામી સંગ્રહે એ બીલકુલ માનવા જેવું નથી. જો માને તો બધો દોષભાર તેમને માથેજ આવે. આ પાપ વાત અવતારોને ઉતારી પાડવા કે તેમનું અતિ અપમાન કરવાજ જોડાઈ છે એ તો કોર્ટમાંજ નક્કી થયું છે.

પ્રીવીકાઉન્સિલ/સદરકોર્ટમાં અધિકૃત ઓચાસણીયા શાસ્ત્રીની જુબાની વખતે આવી કેટલીક નિંદક વાતો વંચાએલી. એમાં એમણે કબૂલ કરેલું કે – આ વાતો અવતારોને ઉતારી પાડનારી અને અપમાન કરનારી છે અને એવી વાતોને અમે માનતા નથી. આ જુબાની પ્રમાણે વિમુખમતે પણ આવી વાતો અવતારોને ઉતારી પાડનારી કે અપમાન કરનારી ચોક્કસ થઈ અને કોર્ટે પણ એવોજ ન્યાય આપ્યો છે. જુબાનીનાં વાક્યો અને જજમેન્ટનાં વાક્યો પાછળ આપ્યાં છે. તો આવી વાતોને કહેનારા કે લખનારા કે પ્રચાર કરનારાને પાંચ મહાપાપીથી પણ વધુ પાપી કેમ ન કહેવાય ? શ્રીજી તો અવતારોનું કુયુક્તિથી ખંડન કરનારા શાસ્ત્રને સચ્છાસ્ત્ર તરીકે ન માનવું અને તે સાંભળવું પણ નહિ એમ શિક્ષાપત્રીમાં કહે છે અને વળી 'અવતારોનું ખંડન કે તેમનાં ચરિત્રોને વિષે દોષ પરઠનારાને મહા અસુર જાણવા એમ ગુ સ્વામી પ્રત્યેજ શ્રીજીએ સત્સંગિજીવનમાં કહ્યું છે. મધ્ય ૧૮ માં જેને શ્રીકૃષ્ણ વિષે પરમેશ્વરપણાની બુદ્ધિ નહિ તેને નાસ્તિક કહેવાપૂર્વક તેવાનો સંગ નહિ કરવાનો કહ્યો છે. આ અવતારકોદાળ વાતનો વિશેષ વિચાર કરીએ તો બંડીયા વિમુખો જેનાં તેનાં જ્યાં ત્યાં જુનાં સુકાં પગરખાં ચબરખાં લબરખાંથી સર્પ માર ખાય એવીજ વિષમ હોઈને અવાચ્ય અશ્રોતવ્ય છે. આવી નાસ્તિક વાતને કહેવા સાંભળવામાં અને વિચારવામાં પણ પ્રાયશ્ચિત્તપરિહાર્ય મહાપાપ છે. પણ ખંડનાદિ અવર્જનીય પ્રયોજનને લીધે તેમ કરવું પડે છે. હવે આ સમજણ ઠીક છે કે બહુ ભુંડી છે તેનો વિમર્શ શાસ્ત્રજ્ઞ આસ્તિક સ્વયં કરી લેશે.

પ્ર. ૫ વાત ૨૭ "અને એમ વાત કરી જે ભગવાનના અવતાર તો અસંખ્યાત છે પણ આ સમે મહારાજ પ્રગટ થયા તે ભેળા હજાર ભગવાનના અવતાર થયા ને પોતે તો એક આંહી અવતારી થયા એમ ચોખું સમજવું" આ વાત તો કશા ઢંગઢાળ વિનાની કલાભાઈની શાખી જેવી હાંઠો હાંઠો શાસ્ત્રવિરોધી અવતારદ્રોહી અજ્ઞાનગ્રસ્ત ઉથાડી છે. એક તરફથી ભગવાનને આગળ ધરીને એમના અસંખ્યાત અવતાર હોવાનું કહે છે, બીજી તરફથી આ વખતે મહારાજ ભેળા ભગવાનના હજાર અવતાર થયાનું કહે છે, ત્રીજી તરફથી આ સમે મહારાજને પ્રગટ થવાનું કહેવાપૂર્વક વળી અવતારી તરીકે થવાનું કહે છે. મહારાજ આ વખતે પ્રગટ થયા એમ કહીએ એટલે એ એક ભગવાનના અવતારજ કહેવાય. એમને અવતારી શી રીતે કહેવાય ? જો એમને અવતારી કહેવાય તો શ્રીજીના કહ્યા મુજબ શ્રીકૃષ્ણાદિક અવતારોને અવતારી કેમ ન કહેવાય ? બીજામાં પણ એ ન્યાય કેમ ન લેવાય ? આ બધું વિચારવાનું છે. મહારાજ પ્રગટ થયા તે ભેળા ભગવાનના એક હજાર અવતારો થયાની વાત અહીં કરે છે. બીજી વાતોમાં બે હજારની વાત કરી છે. પરંતુ તે સાધુ બ્રહ્મચારી પાળા સત્સંગીની અંદરના ? કે બીજા કોઈ અનિર્દેશ ? તેનું નામ નિશાન ઓળખાણ તો કશું આપ્યું નથી. આથી ગપ્પીજીના ગપ્પા જેવું જણાય છે. માનીતા બંડીયામાં કોઈ કોઈ વિષે એવો વિમુખ સંકેત કરી રાખ્યો હોય તો તે જાણે. સંપ્રદાયનો શાસ્ત્રીય ઉપોદ્ઘાત તો સ્વયં શ્રીજી નરનારાયણ ઋષિના અવતાર હતા અને સાધુ બ્રહ્મચારીઓ મરીચ્યાદિ મહર્ષિઓના અવતાર હતા એમ બહુ ચોખુ કહે છે. વળી શ્રીજી તો પુરૂષોત્તમમાંથી અવતારોને થવાનું અને પાછા એમાંજ લીન થવાનું કહેવાપૂર્વક અવતાર અવતારી વચ્ચે અત્યંત અભેદ કહે છે. એટલે આવી ગાંડી ગામઠી લવરી કરવાનીજ રહેતી નથી. આ વાત ઉપરથી અવતારો કેના ? અને એ શું તત્વ ? અને એમનો કેવો ભેદ ? વિગેરેનું કશું ભાનજ ન હોય એમ ભાસે છે. વાતનો પાપાશય તો એવોજ છે કે—અવતારો એ પરંબ્રહ્મ પુરૂષોત્તમના નહિ પણ એક એવું અનાદિનું ખાતુ જીવાદિક જેવું છે તે સંસારમાં અવતર્યા કરે છે, તે કલ્યાણ વિના રખડયાજ કરતું હતું તેમાંથી અત્યારે મહારાજ આવ્યા ત્યારે તે ભેળા ફક્ત હજારજ કલ્યાણ સાધવા આવ્યા છે, એમ કરીને સાધુ સત્સંગીઓથી પણ અવતારોને અત્યંત નીચે ઉતારી પાડવાનો વિમુખ ઈરાદો ચોખો જાહેરમાં આણ્યો છે. વિશેષ વિવેચન તો પ્રથમની વાતોમાં આવી ગયું છે.

પ્ર. ૫ વાત ૩૪ "અને એકવાર કહે જે અવતાર અવતારીનો ભેદ કેમ સમઝવો ? ત્યારે એક જણે કહ્યું જે 'ભવાયો ને વેષ' ત્યારે પોતે કહ્યું જે અવતાર અવતારીનો ભેદ એમ નહિ. રાજા ને રાજાનો

ઉમરાવ, તીર ને તીરને નાખનારો ને તારા ને ચંદ્રમા એમ ભેદ જાણવો" પ્ર. ૬ ની પ્ર. ૬ વાત ૩૪ પણ આવીજ છે. આ ભાજીપાલા જેવી તુચ્છ વાત વિષમ દૃષ્ટાંતથી અવતારોને અવતારીથકી અત્યંત જુદા પાડીને ઉતારી પાડવામાં વિમુખતાજ છે. જ્યાં બન્ને વ્યક્તિઓ સ્વરૂપ સ્વભાવથી ભિન્ન હોય ત્યાં આવાં ભેદક દૃષ્ટાંત આપી શકાય. અવતાર અવતારીની તો સ્વરૂપ સ્વભાવથી અત્યંત એકતા શ્રીજીપ્રતિપાદિત હોવાથી આવાં અત્યંત ભેદક દૃષ્ટાંતો આપી શકાય નહિ. આનું વિશેષ વિવેચન પાછળ આવી ગયું છે. અહીં જે એક જણે 'ભવાયો ને વેષ' એવું દૃષ્ટાંત આપ્યું તેનું જે ખોટી રીતે ખંડન કર્યું એનોજ ફક્ત વિચાર બાકી રહે છે. એક જણે જે આ દૃષ્ટાંત આપ્યું તે બીજાં પાછલાં કપોળકલ્પિત દુષ્ટ દૃષ્ટાંતો આપ્યાં તેના જેવું કપોળકલ્પિત નહિ પણ શાસ્ત્રીય હોઈને શ્રીજીઅભિમત સમન્વિત સમુચિત સમીચીન છે. શ્રીજીએ હરિવાક્યસુધાસિંધુમાં– 'गोलोकाधिपतिर्यो हि स एवास्त्यत्र नेतरः । स्वतन्त्रः स्वेच्छयैवासौ नराकारेण दृश्यते ॥ वेषान्तरं धृतवतो नटस्येवास्य सर्वथा । स्वरूपभेदो नास्त्येव ज्ञेयमित्थं मनीषिभिः ॥" (તરંગ ૯ શ્લો. ૧૦–૧૧) (અર્થ જે ગોલોકાધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ છે એજ અહીં નરનાટ્ય ધારીને વર્તે છે તથાપિ તે બીજા જુદા નહિ. એજ સ્વતંત્ર શ્રીકૃષ્ણ પોતાની ઈચ્છાથીજ નરાકારે દેખાય છે. જેમ નટ પ્રથમના પોતાના સ્વતઃસિદ્ધ વેષને બદલીને બીજા વેષને ધારે તથાપિ તે જુદો બીજો નથી પણ એનો એજ છે તેમ દિવ્યાકાર અને મનુષ્યાકારે વર્તતા શ્રીકૃષ્ણના સ્વરૂપમાં ભેદ છેજ નહિ એકજ છે એમ સુજ્ઞોએ સમજવું ) આ રીતે અવતાર અવતારીનો અભેદ સમઝાવામાં નટનું દૃષ્ટાંત સાર્થક સવિવેચન લીધું છે. નટ કહો કે ભવાયો કહો બન્નેનો એકજ મળતો અર્થ છે આ દૃષ્ટાંત પ્રમાણેજ અક્ષરસ્થ દિવ્યાકાર અવતારી અને ભૂમિસ્થ મનુષ્યાકાર અવતારનો અભેદ સમઝવાની વાત પંચાળા તરંગ ૭ તથા અંત્ય તરંગ ૩૧ માં પણ કહી છે. શ્લોકો પ્રથમ આવી ગયા છે. સ. પ્ર ૩ અ. ૨૯ કે જે અક્ષરસ્થ દિવ્યાકાર અવતારી અને ભૂમિસ્થ મનુષ્યાકાર અવતારનું અદ્વૈત (એક) પણું પ્રતિપાદન કરવા પર હોવાથી સ્વરૂપાદ્વૈત નામથીજ કહેવાય છે તેમાં શ્લોક ૩૭ થી અક્ષરસ્થ દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ નરાકૃતિમાં કિંચિત્ પણ ભેદ નહિ જાણવારૂપ વૈષ્ણવાચાર્યોનો સિદ્ધાંત કહીને, શ્લોક ૩૮ 'स दिव्यमूर्तिः सन्नेव नरनाट्यं दधौ प्रभुः' આ શ્લોકથી નરનાટ્યના દૃષ્ટાંતથી અવતાર અવતારીનો અભેદ કહેવાનો આરંભ કરીને, પછીના આખા અધ્યાયથી તેનું સમર્થન સવિસ્તર કર્યું છે. આવી અવતાર અવતારીની તત્વથી અભિન્નતા જાણવારૂપ વાત લોયા ૧૮ માં બહુ વિસ્તારથી કહી છે. આના વિવેચન માટે આમાં 'भूभारः क्षपितो येन' આ જે શ્લોકો ભાગવત સ્કંધ ૧ અ. ૧૫ શ્લો. ૩૪–૩૫ લીધા છે તેની વચ્ચેનો અર્ધો શ્લોક 'यथा मत्स्यादिरूपाणि धत्ते जह्याद्यथा नटः'. આવો છે. આનો ભાવાર્થ સંપ્રદાયની ભક્તરંજની ટીકામાં 'જેમ નટ નાટ્ય કરવામાં ઉપયોગી વેષાંતરને ધારીને તેનું ફળ સિદ્ધ થતાં તેનો ત્યાગ કરીને પોતાના અસલ રૂપથી રહે છે તેમ ભગવાન પણ પ્રયોજનોપયોગિ મત્સ્યાદિ રૂપોને ધારીને તેનું ફળ સિદ્ધ થતાં તેનો ત્યાગ કરીને પોતાના મૂળ રૂપથી રહે છે' આ રીતે કહ્યો છે. આ રીતે શ્રીજીએ અવતાર અવતારીનું ઐક્ય સમઝાવા જે નટનું દૃષ્ટાંત સુધાસિંધુ સત્સંગિજીવન વચનામૃત વિગેરેમાં લીધું છે તે મનઃકલ્પિત નહિ પણ ભાગવત જેવા પ્રામાણિક શાસ્ત્રને અનુસારે હતું. આ જોતાં એક જણે જે 'ભવાયો ને વેષ' આ દૃષ્ટાંત આપ્યું તે બરોબર મળતું હતું. આ રીતે અવતાર અવતારીનો તત્વથી અભેદ કોઈ સ્થળે નહિ આપેલાં કપોળકલ્પિત ઉટાંગ દુષ્ટ દૃષ્ટાંતો આપીને અવતાર અવતારીનો અત્યંત ભેદ કહેવો તે તેમના વચનવિદ્રોહી વિમુખ સામાવાડીયા પૂર્વશત્રુઓનું આપખુદ અપકર્તવ્યજ અવતારદ્રોહી કહેવાય. શ્રીજીએ જે જે કહ્યું હોય તેનું જેતે ખોટી રીતે ખંડન કરવું અને પોતાના મનઃકલ્પિતનું મંડન કરવું એવોજ આસુર વિમુખવ્યાપાર વાતે વાતે જોવામાં આવે છે. એના પ્રધાન પુરાવામાં આ વાત પરિપૂર્ણ પુરતી છે. આ વાત કરી કહેવાય નહિ પણ ભોળા લોકોને ભરમાવાની એક ભુંડી ભવાઈજ કરી કહેવાય. આવી વાત પોતે ગુ. સ્વામીએ કરેલી કે બા. સ્વામીએ સંગ્રહેલી કહીએ તો દોષાસ્પદ કોણ થાય ? એનો એકાંતમાં બેસીને શિષ્યોએ વિચાર કરવાનો છે. એમની ઉપર દોષ ન આવવા માટેજ એમની નથી એમ કહેવામાં આવે છે.

પ્ર. ૫ વાત ૯૪–૯૫ " અને આ મહારાજનો અવતાર તો મૂળ અજ્ઞાનનો નાશ કરીને બ્રહ્મરૂપ કરવા થયો છે **ને બીજે તો બધું ડાળી નાખ્યું છે...** ' ને એવા સાધુને વિષે જીવ બાંધવો, જેને **બીજાએ શસ્ત્ર કરાવ્યો ને એવા સાધુએ તોડાવ્યો ત્યારે એથી અધિક તો સાધુમાં સામર્થ્ય** છે ત્યારે પુરૂષોત્તમની તો વાતજ શી ? આ સિદ્ધાંત વાર્તા કહી છે તે જો નહિ સમઝાય તો ખોટ રહી જાશે ને વાંસેથી પસ્તાવો થાશે ". પ્ર. ૬ વાત ૯૫ પણ આવીજ છે. આ વાત મૂળાજ્ઞાનગ્રસ્ત હોઇને અવતારોનાં કલ્યાણકારી દિવ્ય ચરિત્રોમાં શિશુપાળવત્ દોષ આરોપીને તેમને કહેવાતા માનીતા તુચ્છ સાધુથકી પણ અત્યંત નીચે ઉતારી પાડવાના અપસિદ્ધાંતવાળી મહાઆસુરી છે. અવતારો કે જે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ પુરૂષોતમનાંજ સાક્ષાત્ દિવ્ય રૂપાંતરો હોઇને જેમના ઉપાસનથી મૂળ અજ્ઞાનનો નાશ કરી બ્રહ્મરૂપ કરી કલ્યાણ થવાનું મધ્ય ૩૧ માં ' અને જ્યારે ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિક તેની ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય ને એની મુક્તિ થાય ' મધ્ય ૨૭ ' ભગવાન તો પાપથકી ને અજ્ઞાનથકી મુકાવીને પોતાના ભક્તને અભયદાન આપે છે એવો સ્વાર્થ જાણ્યો હોય તો કોઈ રીતે ભગવાનનો અવગુણ આવે નહિ ' એવા ઉચ્ચ શબ્દોથી શ્રીહરિ કરે છે. વળી જેના ઉપાસનથી ઉપાસકને અક્ષરધામની પ્રાપ્તિ થવાની સ. પ્ર. ૩ અ. ૪૧ શ્લો. ૫૭ માં શ્રીજી કહે છે. વળી ગીતા અ. ૧૦ શ્લો. ૧૦–૧૧ ' ददामि बुद्धियोगं तं ' ' तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः । नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ' આમાં કહ્યા મુજબ જેમની પુનિત પ્રવૃત્તિજ સ્વસ્વરૂપનું જ્ઞાન આપી સ્વવિષયક અજ્ઞાનનો નાશ કરી બ્રહ્મરૂપ કરી કલ્યાણ કરવાનીજ ખાસ છે. આ બાબત પ્ર. ૭૮ ' જે ભગવાને રામ કૃષ્ણાદિ અવતારે કરીને **અનંત જીવોનો ઉદ્ધાર કર્યો છે** ' કા, ૧ ' એવી રીતે **સર્વ પ્રકારે જીવના હિતને અર્થે પ્રવર્ત્યા** એવા જે ભગવાન તે જ્યારે કૃપા કરીને મનુષ્યસરખા થાય છે ' કા. ૫ ' માટે પોતાના જે પ્રેમીભક્ત તેના મનોરથ પુરા કરવા એજ ભગવાનને અવતાર ધર્યાનું પ્રયોજન છે અને તે ભેળું **અસંખ્ય જીવનું કલ્યાણ કરે છે** ' ઈત્યાદિ સ્પષ્ટ શબ્દોથી શ્રીજી કહે છે. વળી જેઓ વેદ ગીતા ભાગવતાદિદ્વારા અજ્ઞાનનાશક જ્ઞાનનો ઉપદેશ આપી બ્રહ્મરૂપ કરનારા છે. વળી જેમનાં ગુણ ચરિત્રોને ' જેને અંતરમાં ભગવાનની મૂર્તિ અખંડ દેખાતી હોય તેણે પણ ભગવાને જે જે અવતારે કરીને જે જે સ્થાનકને વિષે જે જે લીલા કરી હોય તે સંભારી રાખવી ' એમ પ્રથમ ૩ માં સંભારી રાખવાની અનુજ્ઞા કરે છે. વળી જે અવતારોનાં જન્મ કર્મને દિવ્ય જાણવામાત્રથીજ કલ્યાણ થવાનું મધ્ય ૧૦ તથા વરતાલ ૧૮ માં ગીતાના ' जन्म कर्म च मे दिव्यं ' આ શ્લોકને લખીને શ્રીજી કહે છે. વળી જેમનાં ગુણ ચરિત્રોને કલ્યાણકારી નિત્યનિર્દોષપણે સમઝવાનું અને જે એમ ન સમજે તેને વિમુખ અજ્ઞાની અધર્મી અસુર મૂર્ખરાજ સમઝવાનું ઘણા વચનામૃતોમાં શ્રીજી કહે છે. (વચનસંગ્રહ પ્રથમ આપ્યો છે) એવા પૂજ્ય ધ્યેય કલ્યાણકારી શ્રીજીસ્વરૂપ અવતારોને મૂળાજ્ઞાનને નહિ નાશ કરનારા, બ્રહ્મરૂપ નહિ કરનારા પ્રલપીને બધુ ડોળી નાંખનારા કહેવા અને એમનાં દિવ્ય કલ્યાણકારી નિત્યનિર્દોષ ચરિત્રોમાં શસ્ત્ર કરાવ્યાનો દોષ કહેવો તે તો કોઈ શ્રીજીના પૂર્વના સામાવાળીયા આસુર શત્રુ વિમુખ વિના બીજા કોણ કહી શકે ? એમનુંજ એ હલકું અપકર્તવ્ય છે. શ્રીજીને અવતારી કહીએ એટલે એમનાજ બધા અવતારો કહેવા પડે. એમ થતાં એમણેજ પૂર્વે અવતારો ધરીને બધુ ડોળી નાંખ્યું છે કે મૂળ અજ્ઞાનનો નાશ કરી બ્રહ્મરૂપ કરી કોઈનું કલ્યાણ કર્યું નથી એમ એમને માથેજ બધા દોષોનો આરોપણપ્રસંગ કેમ ન આવે ? વળી સંપ્રદાયનો શાસ્ત્રીય ઉપોદ્ઘાત જોતાં શ્રીકૃષ્ણનાજ બીજા અવતાર શ્રીહરિને કહ્યા છે, તો શસ્ત્ર કરાવ્યાનો એમને માથે મહાદોષ અને તેથી તેમનીજ સાધુ કરતાં કનિષ્ટતા કહેવાનો પ્રસંગ કેમ ન આવે ? અને એમનીજ નિંદા કરી એમનેજ ઉતારી પાડવાનો પાપપ્રસંગ કેમ ન કહેવાય ? આ બધુ દીર્ઘદ્રષ્ટિએ વિચારવાનું છે. વળી આવી પાપમૂર્તિવાતને સિદ્ધાંતી અને વળી નહિ સમઝે તો ખોટ રહી જવાનું અને વળી પાછળથી પસ્તાવો થવાનું પણ વધારામાં લવે છે. ઉપર મુજબ વિચારતાં આ વાત અપસિદ્ધાંતવાળી નિશ્ચિત છે. આવી અવળી વાતને કોઈ સાચી માની બેશે તો ઘણી ખોટ આવે અને પાછળથી પસ્તાવો થાય એ કહેવું બરોબર છે. હવે બધુ ડોળી નાખનારા કોણ છે ? તે તો પ્ર. ૩ ની

વાત ૧૨૬ માં સુજ્ઞાનંદ મોટા સાધુ બે જાગા ભકતને ઉદ્દેશીને **'અવતારમાત્રનું ખોદી કાઢયું ને સંપ્રદાય ડોળી નાંખ્યો ને શિક્ષાપત્રીના અવળા અર્થ કરીને કહે છે'** આવાં વાકયો કહ્યાં છે તે જોતાં વિમુખ બંડીયા ખુંણીયા ઢુંઢીયા મક્ષાણીયાજ સંપ્રદાયને ડોળી નાખનારા બહુ આગળથી નક્કી થયા છે. અવતારોને બધુ ડોળી નાખનારા કહેતાં પોતેજ તેવા થયા. અને ઉલટે એમનુંજ બધુ ડોળાઈ ગયું અને સંપ્રદાયથકી વિમુખ થઈ ઘરોઘર રાસ કરતા સ્વયં થઈ ગયા. સૂર્ય સામે ધૂળ નાંખે તે પોતાની આંખ્ય ઉપરજ પડે છે અને ભગવાનમાં જે જાતનો દોષ પરઠે તે પોતામાંજ આવે છે એમ શ્રીજી પ્રથમ ૨૪માં સ્પષ્ટ કહે છે તે બરોબર બંધબેસતું છે. જે રામ કૃષ્ણાદિ અવતારોને આખુ જગત્ કલ્યાણ માટે ભજે પૂજે છે એવા જગન્માન્ય શાસ્ત્રપ્રતિપાદ્ય ધ્યેય અવતારોને 'બધુ ડોળી નાખનારા' કહેવા એ કાંઈ અલ્પ અપવાદ કે અલ્પ પાપ ન કહેવાય ? અસ્તુ વિમુખોનું બધુય વિમુખજ હોવાથી નવાઈ પામવા જેવું નથી. આ તો વિમુખમુખાઈનું મોટું જાહેર પ્રદર્શન કહેવાય અવતારોને ઉતારી પાડીને પોતાની તેથી અધિક મોટપ્ય જણાવાની વાત ગુ. સ્વામી કદાપિ કરેજ નહિ તેમનું ખોટું દેખાડવા તેમના કોઇ નીચ હિતશત્રુએ જુઠી જોડી કાઢેલી કઢંગી કુભંડી કુત્સિત છે.

પ્ર. ૫ વાત ૨૫૭ "જીવની કોટીયું, ઈશ્વરની કોટીયું, બ્રહ્માની પણ કોટીયું ને કોટીયું, ને **અનંત-કોટી રામ અનંતકોટી** કૃષ્ણ ને અનંતકોટી અક્ષરમુક્ત એ સર્વના કર્તા સર્વના આધાર સર્વના નિયંતા ને સર્વના કારણ મહારાજને સમજે ત્યારે જ્ઞાન થઈ રહ્યું" આ કૃષ્ણકોદાળ વાતમાં જીવ ઈશ્વર બ્રહ્માની કોટી જેવી એક રામ કૃષ્ણાદિકની કોટી ઠરાવીને તેમને પરમેશ્વરપદથી કે તેમના સાક્ષાત્ અવતારપદથી પણ ઉતારી પાડવાનો પાપાશય વ્યકત છે. રામકૃષ્ણને પાછળ લખીને અક્ષરાદિકને આગળ લખ્યા છે એ ઉપરથી અક્ષરાદિ મુક્તથકી પણ તે રામકૃષ્ણાદિકને કનિષ્ઠ ઠરાવાનો વિમુખાભિપ્રાય વ્યકત થાય છે. શ્રીજી તો રામ કૃષ્ણાદિકને પરબ્રહ્મ પરમાત્મા ઉપાસ્ય ઈષ્ટદેવ કહેવાપૂર્વક તેમનેજ સર્વકર્તા સર્વાધાર સર્વનિયંતા સર્વકારણ સમઝવાનું કહે છે અને એમ સમજે એનેજ જ્ઞાન થઈ રહ્યાનું કહે છે. અને વિશેષમાં શ્રીકૃષ્ણને પોતાના મૂળ પૂર્વરૂપ કહેવાપૂર્વક અભિન્નપણે સમઝવાનું કહે છે. એમ સમજે તોજ શાસ્ત્રનો મજકુર મળતો થાય નહિ તો પરસ્પર વિરોધ આવે. સ્વયં શ્રીકૃષ્ણપરમાત્માજ અવતારરૂપમાં રહેલા હોવાથી એમની વચ્ચે લૌકીક કાર્ય-કારણભાવ કે આધારાધેયભાવ કે નિયામ્યનિયામકભાવ કહેવો તે વસ્તુતઃ સંભવિત સમુચિત નથી. અજ્ઞાનને જ્ઞાન ને જ્ઞાનને અજ્ઞાન ઠરાવાનું તો વિમુખમંડળીને વરેલુંજ વાતે વાતે જણાય છે. શ્રીજીનું વચન અમૃત માનવામાં વિમુખોને તીવ્ર તાઢ છુટે છે. અને પોતાનાં વિષ વચનોને મનાવા માટે ઢોલ બ્યુગલો રણશીંગાં નગારાંને નિર્લજ્જ થઈ જયાં ત્યાં જેમ તેમ ટીપેજ જાય છે વગાડેજ જાય છે ફુંકેજ જાય છે.

પ્ર. ૬ ની ચોપડીના પ્ર. ૫ વાત ૨૯૮ **"બીજા કોકને કલ્યાણ કરતાં આવડયું નથી. નાળ કરતાં ગળું કર્યું છે** ને બીજા અવતારે એક બે જીવનાં કલ્યાણ કર્યાં છે ને **સત્સંગી ડોશીએ લાખુ જીવનાં કલ્યાણ કર્યાં છે"** આ વામ વાત નાળ કરતાં ગળું કર્યા જેવી અવતારઘાતકી હોઈને તેમને ખરાબ રીતે માનીતી અમંગળ રંડાથકી પણ ઉતારી પાડનારી પારાવાર પાપાશયવાળી છે. ખરી રીતે કહીએ તો શ્રીજીએ જે અવતારોને અનંત જીવોના કલ્યાણકર્તા અને એને માટેજ જેમની ખાસ પ્રવૃત્તિ પદે પદે કહી છે તેમને કલ્યાણ કરતાં આવડયું નથી કે એક બે જીવનાં કલ્યાણ કર્યાં છે એમ જલ્પવું તે આસુરાશયથી પણ અત્યધિક આગળ પડતુ છે. એમ જલ્પાક તો અત્યાર સુધી કોઈપણ કલ્યાણને પામ્યો નથી. બધા સાધનકર્તા રખડીજ ગયા છે એવોજ અનર્થ નીકળે. વધારામાં એવું એક અવાચ્ય અશ્રોતવ્ય દુષ્ટ દૃષ્ટાંત આપ્યું છે કે જેમ જન્મ્યા પછી બાળકના ગળા સાથે સંબન્ધ ધરાવતા લાંબા નાળાનો કોઇ જ્ઞાતા પાસે છેદ કરાવાય છે તેને બદલે કોઈ મૂર્ખ નહિ આવડતનો માણસ બાળકના ગળાનેજ કાપી નાંખે તેમ પૂર્વના રામકૃષ્ણાદિ અવતારોને કોઈનું કલ્યાણ કરવાનુંજ નહિ આવડતું હોવાથી કલ્યાણને બદલે અવળું અકલ્યાણજ કરી નાંખ્યું છે અને કલ્યાણને બદલે અકલ્યાણનોજ માર્ગ પ્રવર્તાવી દીધો છે, આવો નિરવધિ

ગુપ્ત દુષ્ટાશય જણાવ્યો છે. જ્યારે ધ્યેય કલ્યાણમૂર્તિ પરમાત્મસ્વરૂપ અવતારોને આ રીતે મૂર્ખભાવથી જલ્પાય ત્યારે શ્રીજી પણ એક પરબ્રહ્મની અપેક્ષાએ અવતારરૂપ હોવાથી તુલ્યન્યાય થતાં એમને પણ એમ કેમ ન કહેવાય ? એનોજ વિમુખોએ વિચાર કરવાનો છે. કઈ સત્સંગી ડોશી ? કયા લાખ માણસો ? અને કેવું કલ્યાણ કર્યું ? તે તો તે માનીતી ડોશી અને તેના પ્રસંગીઓ એકલાજ જાણે. એમાં કોઈ વૃદ્ધ સજ્જન સાક્ષી નથી. શ્રીજીએ જે જે શાસ્ત્રપદ્ધતિએ કહ્યું હોય તેનું આસુર વિમુખભાવથી ખંડન કરવું એટલોજ ઉદ્ધત ઉદ્દેશ વાતે વાતે તરી આવે છે. ભગવાનના સ્વરૂપના ભયંકર મહાદ્રોહ સીવાય બીજું શું સારૂ વિમુખ વાતોમાં છે ? આ શ્રીજીનો મહિમા કહ્યો કહેવાય નહિ પણ તેમની મહાનિંદાજ મહાપાપજનક કરી કહેવાય. મહિમા તો શ્રીજીએ અવતારોનો અનવધિ વચનામૃતાદિકમાં કહ્યો છે, પણ વિમુખોને વાંચવો વિચારવો માનવો ક્યાં છે ? અસ્તુ વિમુખ આસુરોનું બધુય વિમુખ આસુરજ હોઈ શકે. આથી નિશ્ચિત થાય છે કે વચનામૃતનું વિમુખોમાં અલ્પ પણ ભાન જ્ઞાન નથી.

પ્ર. ૫ વાત ૪૨૫ 'એક બ્રહ્માંડમાં દશ દશ મૂર્તિઓ છે ને પ્રધાન પુરૂષને રૂંવાડે રૂંવાડે દશ દશ **મૂર્તિઓ સોતાં બ્રહ્માંડ** છે તે પ્રધાન પુરૂષ માયામાં લીન થાય છે એમ કહીએ છીએ તેમાં જીવને શંકા નથી પણ **હમણાં એમ કહીએ જે અવતારમાત્ર માયામાં લીન થાય છે તો જીવ આ ઘડીએ કજીયો કરે, પણ પ્રધાન પુરૂષ માયામાં લીન થયા ત્યારે અવતાર પણ લીન થયાજ જાણવા'** આ માયામય વાતમાં બ્રહ્માંડમાં દશ મૂર્તિ પૈકી નરનારાયણ લક્ષ્મીનારાયણ વાસુદેવનારાયણ અને કૃષ્ણનારાયણ આ ચારને ગણવામાં આવ્યા છે. આ ચાર અને બીજા બધા અવતારોને માયામાં લીન થવાનો પૂર્ણપાપાશય જણાવ્યો છે. શ્રીજી તો મધ્ય ૧૩ માં 'અને એ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વ અવતારનું કારણ છે અને સર્વ અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષે લીન થાય છે' આ પ્રમાણે અવતારમાત્રનો અવતારી અક્ષરાતીત પુરૂષોત્તમ સાથેજ સાક્ષાત્ સંબન્ધ કહીને તેમનાથકીજ અવતારોનો આવિર્ભાવ અને એમને વિષેજ લય થવાનું કહે છે. એમ કહીને અવતાર અવતારીનું અત્યંત ઐક્ય સ્વરૂપ સ્વભાવથી કહે છે. આવા ભગવત્સ્વરૂપ અક્ષરાતીત માયાતીત માયાનિયંતા માયાનિવારક દિવ્ય અવતારોને માયામાં લીન થવાનું કહેવું તે અત્યંત શાસ્ત્રવિરૂદ્ધ શ્રીજીવચનવિરૂદ્ધ બંડખોર છે; આવા વિમુખવાદમાં જે જડ હોઇને શ્રીજીઆશ્રિત જીવો ન હોય તેમને શંકા ન થાય અને એની સામે એ કજીયો ન કરે પરંતુ જે જીવો હોઈને શ્રીજીના વચનવિશ્વાસી સાચા આશ્રિતો હોય તેમને તેજ ક્ષણે અતિશંકા થાયજ અને તેવા પાપને નહિ સહન કરીને તેવા વિમુખવાદ સામે તત્ક્ષણજ મહા કજીયો કરેજ. જો આવા વિમુખ મત મુજબ માનવામાં આવે ત્યારે તો સંપ્રદાયના શાસ્ત્રીય ઉપોદ્ઘાત પ્રમાણે શ્રીજી તો શ્રીકૃષ્ણનારાયણના એક અવતાર હોવાથી એમનો પણ માયામાં લીન થવાનો પ્રસંગ સામાન્ય ન્યાયે જરૂર આવેજ. આ વાત ઉપરથી વામાશયતો એજ નીકળે છે કે– અવતારો એ કોઈ પુરૂષોત્તમના નહિ પણ કોઈ જીવ ઈશ્વરાદિ જેવું ક્ષુદ્ર ખાતું અનાદિથી જન્મ મરણને પામ્યા કરતું રઝળતું છે તે પ્રલય થતાં માયામાં લીન થઈ જાય છે. આ વામ વાતનો અને શ્રીજીવચનામૃતનો વિચાર કરીએ તો માયા અને માયાતીત જેટલો કે તિમિરતેજ જેટલો કે આસુરી દૈવી જેટલો ભેદ સ્પષ્ટ જણાય છે. રામકૃષ્ણાદિ અવતારોને પ્રકૃતિ પુરૂષથી પણ નીચે ઉતારી પાડવાજ આવી ભયંકર ગોઠવણી કરી છે. અનંત કલ્પથી જન્મ મરણને પામીને અંતે માયામાં લીન થનારા વિમુખ બંડીયા પોતાની પ્રકૃતિ મુજબજ અવતારોને કહે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. વિવેકભ્રષ્ટ વિચારશૂન્ય ભગવદ્વિમુખોને તો સદાય અંધારૂ ઘોર હોવાથી એમજ બોલે લખે એમાં નવાઈ પામવા જેવું નહિ.

સિદ્ધાંતસાગર–સિદ્ધાંત ૩ 'મહારાજ પૃથ્વી ઉપર પધાર્યા તેની ખબર કરવાને માટે બીજા ધામ ને લોકાંતરમાં સંતદાસજીને અક્ષરધામમાંથી પરબારા મોકલતા હતા, તે તેમણે જઇને સર્વે **ધામના અનંત ભગવાન** અને તે તે ધામના અસંખ્ય મુક્તને કહ્યું જે પૃથ્વી ઉપર અનંત જીવનો મોક્ષ કરવાને અર્થે અક્ષરધામમાંથી પુરૂષોત્તમ પધાર્યા છે **માટે તમારે જો અક્ષરધામમાં જાવું હોય તો પૃથ્વી ઉપર દેહ**

**ધરીને મહારાજના સ્વરૂપનો નિશ્ચય કરો એમ સર્વને કહી આવ્યા. પછી તે અનંત ધામના અનંત ભગવાન અને** તેમના જે **અનંત** મુક્ત તે **સર્વે** પૃથ્વી ઉપર મનુષ્ય દેહને ધરતા હવા એમ **સ્વામીએ** વાત કરી હતી' આવી વાત સંપ્રદાયના શ્રીજીમાન્ય શાસ્ત્રમાં નહિ હોવાથી અને વળી અત્યંત વિરૂદ્ધ હોવાથી વિમુખકલ્પિત અપ્પાષ્ટક જેવી ગ્રામ્ય નિશ્ચિત થાય છે. સંતદાસે તો ઉલટું ભક્તચિંતામણી પ્ર. ૪૯ માં **"સંતદાસના છે સત્ય બોલ, કહે દીઠો મેં બ્રહ્મમહોલ, તેમાં મૂરતિ દીઠી મેં દોય, ઉદ્ધવ ને શ્રીકૃષ્ણની સોય, ઉદ્ધવ તે રામાનંદરૂપ, શ્રીકૃષ્ણ તે આ શ્રીહરિસ્વરૂપ"** આ પ્રમાણે બ્રહ્મધામી શ્રીકૃષ્ણના અવતારરૂપ શ્રીહરિને કહ્યા છે. વાતનો અપસિદ્ધાંત વિમુખમાન્ય એવો નીકળી આવે છે કે–અવતારોનો અક્ષરધામી પુરૂષોત્તમ સાથે કશો સંબન્ધજ નથી; એ તો અનાદિ કાળથી પોતે મોક્ષ વિના રખડતા અને પોતાના આશ્રિતોને પણ રખડાવતા બ્રહ્માંડની અંદર રહેનારા કોઈ જીવ ઈશ્વરાદિ જેવા અનાદિબદ્ધ વર્તે છે, અત્યારસુધી અક્ષરધામી પુરૂષોત્તમ પ્રગટયાજ ન હતા. હાલમાંજ પ્રગટયા હોવાથી મોક્ષ મેળવવાનો અવસર આવ્યો છે, જેથી તે અવતારોને અને તેમના મુક્તોને અક્ષરધામમાં જવું હોય તો મનુષ્ય દેહ ધરી પૃથ્વી ઉપર આવી નિશ્ચય કરવાની ખબર આગળથી અપાવી વિગેરે. શ્રીજી સ. પ્ર. ૩ અ. ૪૧ માં જે અક્ષરધામી અવતારોની ઉપાસનાથી આશ્રિતોને અક્ષરધામની પ્રાપ્તિ થવાની કહે છે તે મોક્ષમૂર્તિ અવતારોને ઉલટી પોતાને અક્ષરધામમાં જવું હોય તો મનુષ્ય દેહ ધરી ઉપાસના કરવાની કહેવી તે કેટલી બધી વિરૂદ્ધ વિગીત અને વિચિત્ર વાત છે. જ્યારે એમજ માનવામાં આવે ત્યારે તો શ્રીજી પણ શાસ્ત્ર રીતે શ્રીકૃષ્ણના એક અવતારરૂપ હોવાથી એમની પણ એવીજ અપદશા તુલ્ય ન્યાયે કેમ ન થાય ? ગુ. સ્વામીને રામકૃષ્ણાદિ ભગવદવતારો કરતાં પણ અતિ મોટા ઠરાવા આવો અપસિદ્ધાંતનો અધ અપલાપ કરવામાં આવ્યો જણાય છે. જાણે કોઈ શ્રીજીના વચનના વિદ્રોહી પૂર્વશત્રુજ જન્મ્યા હોય એમ વાતે વાતે અવળુંજ જલ્પવામાં આવે છે. આ વાતને તો અપસિદ્ધાંતનો કે સિદ્ધાંતાતરનો મહાસાગરજ ખરી રીતે કહેવાય. આવી અપસિદ્ધાંતી અવતારદ્રોહી વાત ગુ. સ્વામી કદાપિ કરે નહિ. એમની ઉપર પણ મિથ્યા અપવાદજ અપાયો છે. બંડીયા કોઈને છોડેજ નહિ

એજ પ્રકરણની ચોપડીના પ્ર. ૧ વાત ૬ "મહારાજે મોહનું રૂપ કર્યું જે **મહાપુરૂષથી લઈને બ્રહ્માપર્યંત સર્વે ચામડીયા છે. ને સર્વેને લોહીમાં મોહ છે"** આ મોહમૂર્તિ વાતમાં શ્રીકૃષ્ણાદિ અવતારોને ગંભીર રીતે અત્યંત નીચે દરજ્જે ઉતારી પાડવાની મહાવિમુખતા વાપરી છે. આજ ચોપડીના પ્ર ૨ વાત ૨૨૯ 'જીવકોટી ઈશ્વરકોટી **અવતારકોટી** પુરૂષકોટી અક્ષરકોટી ને મૂળ અક્ષર એ સર્વેના સ્વરૂપ સ્વભાવ ગુણ વિભૂતિ ઐશ્વર્ય પ્રતાપ બળ તેજ ઓજ આદિને મહારાજ હથેળીમાં જળના બિંદુને દેખીએ તેમ દેખે છે. **પણ એ સર્વે મળીને** મહારાજ જેવા છે તેવા જાણવાને કોઈ સમર્થ નથી" આ રીતની છે. આમાં જીવ ઈશ્વરકોટી અને પુરૂષ અક્ષરકોટી વચ્ચે **અવતારકોટી** ગોઠવી છે. એથી અવતારોને પુરૂષ અક્ષરથી પણ બહુ નીચે જીવ ઈશ્વર જેવાજ ઠરાવાનો પાપાશય વ્યક્ત થયો. બીજુ–અવતારકોટીના સ્વરૂપ સ્વભાવાદિકને શ્રીજીમહારાજ યથાસ્થિત જાણે છે પણ તેઓ મહારાજને યથાસ્થિત જાણી શકતા નથી, એમ કરીને અવતારોને જીવ ઈશ્વરાદિક જેવાજ ગણવાનો પાપાશય વ્યક્ત કર્યો. આ વાતનું અનુસંધાન તેમજ પ્ર. ૫ પ્ર. ૪ વાત ૨૬ માં શ્રીકૃષ્ણને મહાપુરૂષ ઠરાવ્યા છે. પ્ર. ૬ પ્ર. ૫ વાત ૧૮૭ માં શ્રીકૃષ્ણાદિકને પ્રકૃતિ પુરૂષની અંદર ઠરાવ્યા છે. પ્ર. ૬ પ્ર. ૫ વાત ૨૩૩ માં શ્રીકૃષ્ણને કૂટસ્થ પુરૂષ ઠરાવ્યા છે. સિદ્ધાંતસાગર ૨૪ માં સર્વ અવતારોને પ્રકૃતિ પુરૂષની અંદરનાજ સત્યાગ્રહથી ઠરાવ્યા છે. આ વાતનું અનુસંધાન આમાં લઈએ તો રામ કૃષ્ણાદિ અવતારોને પણ મહાપુરૂષથી નીચે **ચામડીયા** ઠરાવીને લોહીમાં મોહવાળા માયાબદ્ધ ઠરાવાનો આસુર પાપાશય અતિસ્પષ્ટ થાય છે. શ્રીજીએ વચનામૃત મધ્ય ૧ માં મોહનું રૂપ કર્યું છે તેમાં મોહને વશ વર્તનારા બ્રહ્માદિકભેળા અવતારોને ગણીને મોહવશ્ય કહ્યા નથી પણ સ્વયં નિર્મોહી હોઈને આશ્રિતોના મોહને નિવારનારા કહ્યા છે. શ્રીજી જે અવતારોને પરંબ્રહ્મ પરમાત્માનાં સાક્ષાત્ અભિન્ન દિવ્ય રૂપાંતરો ભજનીય વંદનીય મોક્ષપ્રદ નિર્મોહી કહે છે તે અવતારોને ચામડીયાની નીચ ઉપમા આપી લોહીમાં મોહવાળા (ગીલંપટ) કહેવાની નીચ પાપી સીવાય બીજો કોણ હિંમત કરી શકે ? જ્યારે આપ્તકામ પૂર્ણકામ આત્મારામ નિર્મોહી

અવતારોને પ્રકૃતિપુરૂષની અંદર ગણીને આવા નીચ ચામડીયા જેવા લોહીમાં મોહવાળા ઠરાવવા જાય છે તો શ્રીજી પણ એક અવતારરૂપ હોવાથી તુલ્યન્યાયે તેમની પણ એવી અવદશા કેમ ન કહેવાય ? એજ વિમુખોએ વિચારવાનું છે. વળી વાતમાં મહાપુરૂષથી બ્રહ્માપર્યંતના સર્વે અધિકારી ઇશ્વરોને ચામડીયા ઠરાવી લોહીમાં મોહવાળા ઠરાવ્યા છે પણ પછીનાની વાત તો કહી નથી. એ ઉપરથી આ ઈશ્વરોને પણ નિંદીને ઉતારી પાડીને પોતાને નિર્મોહી મોટા સર્વોપરી ઠરાવવાનો અધમાશય જણાય છે. ગુ. સ્વામીને દીકરો હતો એમ એક પ્રસ્તાવનાકાર લખે છે, તો આ દીકરો તેમને કરકાના લોહીમાં મોહ વિના થયો હશે ? જ્યાં વાતોને લખનારા કે સંગ્રહનારા ચામડાં ચુંથનારા મોચી ખોજા વિગેરે હોય અને તેમના શિષ્ય બનેલા બીજા જ્યાં શોધનાર છપાવનારા હોય ત્યાં સારી સમલંકૃત સંસ્કૃત વાણીની લેશ આશાજ શી રાખવી ? 'यदा यदा मुञ्चति वाक्यबाणं तदा तदा जातिकुलप्रमाणं' એ સાહિત્ય બંધબેસતું બરોબર છે. ક્યાં શ્રીજીની અમૃતવાણી ? અને ક્યાં વિમુખી વૈખરી વાણી ? અવતારોનો અપરાધ, નિંદા અને ખંડનનો કાંઈ અવધિ છે ?

પ્ર ૧ વાત ૪૩ "તેમ મહારાજની આગળ **સર્વે અવતારમાત્ર ઉમરાવની** પેઠે છે. પછી બીજી વાત કરી જે ચક્રવર્તી રાજા ગરાશીયા કહેવાય ને પાંચ ગામનો ધણી તથા એક ગામનો ધણી હોય તે પણ ગરાશીયા કહેવાય **ને વહાવાયાં પણ ગરાશીયા** કહેવાય છે તેમ ચક્રવર્તીને ઠેકાણે મહારાજ છે **ને બીજા અવતારાદિક સર્વે વહવાયાંને ઠેકાણે** છે એટલે પુરૂષોત્તમ તો એક સહજાનંદસ્વામી છે **ને બીજા તો એનું આપેલું કણેથું ખાય છે** એમ અવતાર અવતારીનો ભેદ સમઝવો **ને આ જે વાત તે તો અલૌકિક છે**" આ વહવાયા વાતમાં ધ્યેય મોક્ષપ્રદ અવતારોને જ્યાં ત્યાં જેતું તેતું એઠું કણેથું માગી ખાતાં રઝડતાં ભીખારાં વહવાયાંના દુષ્ટ દૃષ્ટાંતથી હદ ઉપરાંત ઉતારી પાડવામાં આવ્યા છે. શ્રીજીના વચનામૃતાનુસારે માનીએ તો સ્વયં પરમાત્મા પુરૂષોત્તમ શ્રીકૃષ્ણજ પોતાનાં સમગ્ર ગુણ ઐશ્વર્ય સાથે અવતારરૂપમાં સ્વયં લોકકલ્યાણ માટે કૃપાથી વિરાજતા હોઈને અવતાર અવતારી વચ્ચે અત્યંત ઐક્ય સ્વરૂપ સ્વભાવાદિકથી સિદ્ધ હોવાથી તેમની વચ્ચે સરકાર ને ઉમરાવ કે ચક્રવર્તી ગરાશીયા ને વહવાયાં ગરાશીયાનું ભેદક દૃષ્ટાંત આપીને ભેદ પાડી શકાયજ નહિ. જ્યાં બન્ને વ્યક્તિઓ સ્વરૂપ સ્વભાવાદિકથી ભિન્ન હોય ત્યાંજ આવું દૃષ્ટાંત આપી શકાય. જ્યારે શ્રીજી અવતાર અવતારી વચ્ચે અત્યંત અભેદ સમઝવાનો કહે છે ત્યારે વિમુખવહવાયાં અત્યંત ભેદ સમઝવાનો કહે છે. એમાં જોતાં બન્નેની વાતો વચ્ચે સરકાર ને ઉમરાવ કે ચક્રવર્તી ગરાશીયા અને વહવાયાં ગરાશીયાં જેટલો ભેદ જણાય છે. જ્યારે આવો વિષમ દૃષ્ટાંતથી અત્યંત ભેદ પડાય ત્યારે તો પરંબ્રહ્મ ભગવાન્ કદાપિ અવતરતાજ નથી એમ પરમાત્માના શાસ્ત્રીય અવતારવાદનેજ નાસ્તિકવત્ ખોટોજ કરવાનો દુરાશય સિદ્ધ થાય. વળી પાંચ ગામના એક ગામના અને દરિદ્ર ગરાશીયાને ખરી રીતે ચક્રવર્તી ગરાશીયા ન કહેવાય પણ વહવાયાંજ કહેવાય એમ અવતારોને ખરી રીતે ભગવાન પુરૂષોત્તમ ન કહેવાય પણ હલકાં ભીખારાં દરિદ્ર વહવાયાંજ કહેવાય એવો પણ બંડાથ નીકળી આવે છે. શ્રીજીને તો જેને વહવાયાં કહે છે એવા શ્રીકૃષ્ણના દ્વિતીય અવતાર રૂપે નક્કી કર્યાનો આખોય સાંપ્રદાયિક શાસ્ત્રીય ઉપોદ્ઘાત હોવાથી એમની તો શ્રીકૃષ્ણાદિક કરતાં પણ વધારે અવદશા કહેવાનો પ્રસંગ કોઈ તરફથી તુલ્ય ન્યાયે આવે તો કશો પ્રત્યુત્તર પ્રામાણિક નથી. મૂળ કારણની કનિષ્ઠતા કહેવાથી કાર્યનીજ કનિષ્ઠતા ઠરે. જ્યાં નીચ વહવાયાંજ વાતુ ગોઠવનારાં કે સંગ્રહનારાં હોય ત્યાં પોતાની જાતીય પાપદૃષ્ટિથી પૂજ્ય ધ્યેય ભગવદ્રૂપ અવતારોને પણ હલકી વહવાયાંની ઉપમા આપે એ એમની નીચ જાતિને શોભતું મળતુંજ છે. આ કેવી વહવાયાંની સમલંકૃત સંસ્કૃત મધુરી અદ્રોહ વાણી ? મહિમા કહેવા સમઝવાની મર્યાદા તથા રીતિ તે શ્રીજીએ બહુજ શીખવી છે તેનું અલ્પ પણ અનુસંધાન વહવાયાંને છે ? અસ્તુ જે શ્રીજીના વચનવિદ્રોહી વિમુખ સામાવડીયા થયા તેને કશો વિવેક વિચાર કે શાસ્ત્રાનુસંધાન કે લોકલાજ નજ હોય એ સહજ છે. વળી આ વામ વાતનાં વખાણુ તો 'અલૌકિક' શબ્દથી છેવટે કરે છે. એ બરોબર છે કે—નાસ્તિક લોકો પણ આવા જગન્માન્ય પૂજ્ય ધ્યેય અવતારોને આવી રીતે વહવાયાં કહેતાં જરૂર અચકાય છે અને લજવાય છે. આમને તો લોકલાજ પણ નહિ હોવાથી લોકબાહ્ય એમની વાત પણ અલૌકિકજ કહેવાય. આવી વિમુખ વાતોને વખાણનારા પણ 'અહો !

रूपाण्यहो ! स्वराः ।' આ રીતે વહવાયાં કેમ ન કહેવાય ? અવતારોને વહવાયાં કહેનારા બંડીયાજ સંપ્રદાયથી વિમુખ થઈ વહવાયાં જેવી ભુંડી દશાને ભોગવી રહ્યા છે તે અવતારદ્રોહનુંજ ફળ છે.

પ્ર. ૨ વાત ૨૨૯ "દત્તાત્રેય કપિલ ઋષભદેવ રામચંદ્ર **ને શ્રીકૃષ્ણાદિક અનંત અવતાર તે સર્વે આ સાધુમાં આવી** ગયા...જીવકોટી ઈશ્વરકોટી **અવતારકોટી** પુરૂષકોટી અક્ષરકોટી ને મૂળ અક્ષર" આ વાયડ વાત રામકૃષ્ણાદિ ધ્યેય અવતારોને તેમની એક જીવાદિક જેવી કોટી ઠરાવીને પ્રથમ માનીતા કહેવાતા અધ્યેય મૂળ અક્ષર સાધુથકી અને પછીથી અધ્યેય અક્ષરકોટી પુરૂષકોટીથકી પણ અત્યંત નીચે ઉતારી પાડવાના વિમુખાશયવાળી વ્યક્ત છે. શ્રીજી જે અવતારોને પરંબ્રહ્મ પરમાત્માનાં અભિન્ન રૂપાંતરો પ્રકૃતિપર, અક્ષરપર, ધ્યેય કલ્યાણકારી કહેવાપૂર્વક જેમના ઉપાસનથી આશ્રિતોને અક્ષરધામની પ્રાપ્તિ થવાની કહે છે તે અવતારોને તેમના દ્રોહી વિમુખો મૂળ અક્ષર અક્ષરકોટી પુરૂષકોટીથી પણ નીચે કહે છે અને શ્રીજી જે અક્ષર પુરૂષાદિકને ભગવદવતારોથકી અત્યંત નીચે તુચ્છ અનુપાસ્ય કહે છે તેને વિમુખો ભગવદવતારો કરતાં મોટા ઉપરી ઉપાસ્ય ઠરાવે છે. આ બાબત શ્રીજીવચનથી કેટલી વિરૂદ્ધ છે તેનો સદ્વિચાર કરીએ તો દિવાને રાત્રિ અને રાત્રિને દિવા કહેવા જેટલી અથવા રાજાને વહવાયું અને વહવાયાંને રાજા કહેવા જેટલી વિરૂદ્ધ છે. જ્યારે અવતારોની અક્ષરપુરૂષાદિકથી નીચે હલકી કોટીજ જલ્પવામાં આવી ત્યારે તો શ્રીજીએ કહેલો પુરૂષોત્તમથકી અવતારો થવાનો આખો વાદજ ખંડિત થઈ ગયો અને એમ થતાં શ્રીજી પણ એક અવતારરૂપ હોવાથી એમનો પણ સમાન ન્યાયે એમાંજ સમાવેશ થવાનો પ્રસંગ આવ્યો અને વળી શ્રીજીને તો શ્રીકૃષ્ણના દ્વિતીય અવતાર તરીકે નક્કી કરેલા હોવાથી શ્રીકૃષ્ણને ઉતારી પાડવામાં આવ્યા તો શ્રીજીને પણ ઉતારી પાડયાજ કહેવાય. વળી વાતમાં માનીતા સાધુંમાંજ રામચંદ્ર શ્રીકૃષ્ણાદિક અનંત અવતારો આવી જવાનું જલ્પે છે તો સાધુજ સર્વ અવતારોનું કારણ ઉપરી અવતારી ઠરતાં ધ્યેય અવતારોને પડ્યા મુકીને અધ્યેય સાધુંનુંજ ધ્યાન ઉપાસન કરવાનું બંડમતે સિદ્ધ થયું. આપણે શ્રીજીવચથી કેટલું વિરૂદ્ધ છે તેની કાંઈ સીમા છે ? અસ્તુ શ્રીજીના પૂર્વવૈરી સામાવડીયા વિમુખ થયા તેમનું બીજું કર્તવ્યજ શું હોઇ શકે ? શ્રીજીએ જે જે કહ્યું હોય કે વ્યવસ્થા કરી હોય તેનું વિતંડાવાદથી કે જલ્પવાદથી કે આસુર બળથી નિંદન ખંડન છેદન ભેદન નિકંદન જે તે ખોટી રીતે દ્વેષ અસૂયાથી કરવું અને ઘોર નરકે પહોચવું અને ભોળા લોકોને ઠગીને પહોચાડવા એજ. આ બધુ શ્રીજીદ્રોહી નરકગામી મહાપાપ કરવાનું કારણ તો પોતે કલ્પેલા નિરક્ષર અક્ષરને અવતારોપરી ઠરાવી એનું ઉપાસન પ્રવર્તાવી પોતાને પણ સર્વોપરી ઠરવું એજ જણાય છે. શ્રીજીના સર્વોપરીપણાની વાત તો એક અવલંબન માત્ર લોકોને ઠગવા પુરતું છે. તાન તો ઉપર કહ્યું એજ મુખ્ય વિમુખ છે

એકલા ત્રીજા પ્રકરણની વાત ૧૫ "રામદાસભાઈ ત્યાગમાં ચડે એવા હતા તોપણ અવતાર **અવતારીની નિષ્ઠા ન પેઠી** અને ગોપાળાનંદસ્વામીને કહેતા જે **છોકરા ભગવાનને તોળ માં ?"** આ વાતમાં રામદાસભાઈ કે જે રામાનંદસ્વામીના મુખ્ય શિષ્ય મહાત્યાગી હોઈને સ. પ્ર. ૩ અ. ૨ શ્લો. ૨૫ માં કહ્યા પ્રમાણે સર્વ સેવકોને શ્રીજીની તે તે સઘળી સેવામાં યથાસમય પ્રવર્તાવવારૂપ સેવાને કરતા અને શ્રીહરિના ભક્તોમાં પણ અગ્રણી હતા અને જેમની મોટપ્ય ઘણા ગ્રંથોમાં લખી છે અને આ વાતમાં પણ સ્વયં વખાણ કરે છે એમને પણ '**નિષ્ઠા ન હતી**' એમ લવીને ઉતારી પાડવાનું મહાપાપ કર્યું છે. શ્રીજીએ શાસ્ત્ર દૃષ્ટિએ જેવી અવતાર અવતારીની અભિન્નતારૂપ શ્રેષ્ઠ નિષ્ઠા કહી છે તેવી તો તેમનામાં પેઠી હતી પણ બંડીયાએ મનથી કલ્પેલી જુદી શાસ્ત્રવિરૂદ્ધ ભુંડી ભેદનિષ્ઠા નહિ પેઠી હોય તે ઉપરથી તેમનામાં નિષ્ઠા ન હતી એમજ અપવાદ આપ્યો. જ્યારે પરમાત્માજ સ્વયં ગુણ ઐશ્વર્ય સાથે અવતારરૂપમાં વિરાજતા હોય ત્યારે તેમની વચ્ચે સ્વરૂપ સ્વભાવથી કશો ભેદ નહિ સમઝવાનું શ્રીજીએજ કહ્યું છે. તેને નહિ ગણીને જ્યારે બંડીયા ન્યૂનાધિક ઠરાવા એક મણ બે મણ ત્રણ મણ દશ મણના પથરા વડે તાજવે ચઢાવીને અવતારોને તોળવાની તુચ્છ વાતો ખુણીયા કરતા હશે કે તેમ કરીને નિંદતા હશે ત્યારે **"છોકરા ભગવાનને તોળ માં ?"** એમ અવતારોને તોળવાનો નિષેધ કર્યો હશે. શ્રીજીના સિદ્ધાંત મુજબ મોટાએ સાવ સાચી પ્રામાણિક વાત કરી પણ બંડીયા જાણે એમેજ મોટપ્ય માટે મોટાઓમાં મહાદોષ કુબુદ્ધિથી કલ્પીને તેમને ઉતારી પાડવાની

છોકરબુદ્ધિ કરી. શાસ્ત્રોના અવળા શિશુપાળી અર્થો કરીને જાણે 'અમે એકલા બંડીયાજ સ્વરૂપ નિષ્ઠાવાળા છીએ બીજા કોઈજ નથી' એમ અભિમાનીને જાણે સ્વરૂપનિષ્ઠાનો કે જ્ઞાન ઉપાસનનો આખો ઈજારોજ રાખી લીધો હોય એમ વાતે વાતે વિમુખલપન કર્યાજ જાય છે. આ વાત ઉપરથી એટલું તો ચોક્કસ થાય છે કે–આવી બંડ વાતોને કોઈ મોટાઓ માનતા ન હતા. એટલુંજ નહિ પણ ઉલટો ઠપકો ઉઘાડો આપતા. વળી પોતા ઉપર અપવાદ ન આવવાના કુટિલ આશયથી 'ગોપાળાનંદસ્વામીને કહેતા' એમ એમને માથે અવતારોને તોળવાનો અપવાદ આપી એમને પણ બંડવાડામાં સંડોવી દેવાની દુષ્ટતા વાપરી દીધી. ગો. સ્વામીએ તો બહુ સ્થળે અવતાર અવતારીનો અને શ્રીકૃષ્ણ શ્રીહરિનો તત્વથી અભેદજ પ્રતિપાદન કરેલો પ્રસિદ્ધ છે. બંડીયા વિમુખોને ક્યાં કોઈનું માનવું છે ? પોતાનો વિમુખકક્કો સાચો કરવા ગમે તેને ઉતારી પાડે કે નિંદી કાઢે કે ખંડન કરી પાડે. આનું નામજ ખરી વિમુખતા કહેવાય.

પ્ર. ૩ વાત ૪૦ "મહારાજ પધાર્યા તે ભેળા સંતદાસના કહેવાથી **બે હજાર ભગવાન પોતપોતાની ખોટ કાઢવા આવ્યા** પણ જેણે **આ સાધુનો** તથા બીજા અક્ષરમુક્તનો સમાગમ કર્યો **તેની ખોટ ટળી ને બીજા પોતે પોતાને સ્થાનકે રાગે કરીને પાછા ગયા** ને તેવાના જોગમાં જે નવા હરિજન આવ્યા તેને પણ તેમના લોકમાં લઈ ગયા. **આવી ઉપાસનાની વાત બીજે કહેવાય નહિ"** આવી દુર્વાર્તાનો ગંધ પણ શ્રીજીએ કે તેમના સંતદાસાદિ મુક્તોએ નહિ આણેલો હોઈને સર્વ સચ્છાસ્ત્રોથી અતિવિરૂદ્ધ હોવાથી મઢ્યનાવટી અને ખોટી રીતે ભગવતસ્વરૂપ રામ કૃષ્ણાદિ અવતારોને અક્ષરાદિકથકી પણ નીચે ઉતારી પાડવાના મહાદ્રોહવાળી નક્કી થાય છે. જે અવતારો પરંબ્રહ્મ પરમાત્માના સજાતીય દ્વિતીય રૂપાંતરો ધ્યેય કલ્યાણમૂર્તિ પૂર્ણ ગુણ શક્તિવાળા અક્ષરધામી હોઈને જેમના ઉપાસનથી આશ્રિતોની ખોટ રાગાદિ નિવૃત્ત થયાની સાથે અક્ષરધામની પ્રાપ્તિ થવાના શ્રીજી સ. પ્ર. ૩ અ ૪૧માં કહે છે તે અવતારોને અત્યાર સુધી ગોલોક વૈકુંઠાદિ લોકમાં રખડતા કહેવા તેમજ રાગવાળા હોવાથી પોતાની અનાદિની ખોટ ટાળવા અહીં આવવાનું કહેવું તેમજ એમને પણ અક્ષર કે અક્ષરમુક્તોના સમાગમ વિના ખોટ રાગ નહિજ ટળવાનો કહેવો તેમજ આવ્યા પણ સમાગમ નહિ કરવાથી ખોટ રાગ નહિ ટળતાં પાછા સ્વલોકમાં ઠાલે હાથે ગયાનું કહેવું તેમજ પોતાના સમાગમમાં આવેલા નવા બીજા હરિજનને પણ ત્યાં ભોળવીને પકડી જવાનો અપવાદ આપવો, આ બધુ કેટલું વિરૂદ્ધ વિગીત વિચિત્ર છે તે કોઈથી કહી શકાય તેમજ નથી. આવી પાપ રીતે જ્યારે રામ કૃષ્ણાદિ અવતારોને અત્યાર સુધી રઝળતા રાગ ખોટવાળા કહેવામાં આવે ત્યારે શ્રીજી પણ બદરીકાશ્રમથકી અવતારરૂપમાં આવ્યાની શાસ્ત્રીય પ્રસ્તાવના હોવાથી એમની પણ એવી અવદશા તુલ્ય ન્યાય આવતાં કેમ ન થાય ? થાયજ. આ ઉપરથી બંડાર્થ એવો નીકળે છે કે–અવતારોનો પરંબ્રહ્મ પરમાત્મા સાથે સ્વલ્પ પણ સંબન્ધજ નથી તેમ તેમનામાં તેમનું ગુણ ઐશ્વર્ય પણ કશુંજ નથી, એ તો એક જીવ ઈશ્વરાદિ જેવું અનાદિથી રઝળતું રાગ ખોટવાળું ખાતુ છે તે અવતાર નામથી મિથ્યા કહેવાય છે અને એમના આશ્રયમાં જે આવેલા તે પણ અદ્યાપિ રાગવશાત મોક્ષ ન પામતાં સાથે રઝળ્યા કરે છે. એટલે અવતારોનો અને તેમના આશ્રિતોનો અદ્યાપિ મોક્ષજ થયો નથી. અત્યારે ઘણાકમાંથી પોતાની ખોટ કાઢવા બે હજાર આવ્યા ખરા પણ જેણે અક્ષર સાધુનો સમાગમ કર્યો તેની ખોટ ટળી અને જેણે ન કર્યો તે પાછા રાગવશાત્ સ્વસ્થાને પાછા જતા રહ્યા વિગેરે. આ રીતે આ વાતમાં રામકૃષ્ણાદિક ભગવાનોને મૂળ અક્ષર સાધુ અને અક્ષર મુક્તોથકી અત્યંત નીચે ગબડાવી પાડવાની વિમુખપ્રમુખતા વપરાઈ છે. આ બે હજાર ભગવાનો થયા તે કોણ કોણ સાધુ વર્ણી પાળા હરિભક્ત હશે ? તે તો વિમુખ બંડીયાજ જાણે. શ્રીજી તો બદરીકાશ્રમથકી આવ્યા છે અને સાથે મરિચ્યાદિ ઋષિઓને લાવ્યા છે એવો સાંપ્રદાયિક ઉપોદ્ઘાત છે. વળી છેવટે 'આવી ઉપાસનાની વાત બીજે કહેવાય નહિ' એમ પોતાનોજ ઈજારો જણાવ્યો છે. જેઓ શ્રીજીના આશ્રિતો હોઈને એમના વચનામૃતોને મુખ્ય માનનારા હોય તે તો આવી વંઠેલ વ્યભિચારી બંડીયા ઉપાસનાની વિમુખ વાત નજ કરી શકે એ બરોબર છે. વિમુખોનો કોઈ પ્રકારનો વિવેક નથી એ આ વાત ઉપરથી જણાય છે આ બધુ અવતારોના મહાદ્રોહ રૂપ મહાપાપ નરકપ્રાપક કરવાનું ખરૂં કારણ તો સાધુ ગુ. સ્વામીને અવતારાદિક કરતાં મોટા ઠરાવીને સાથે પોતાને પણ મોટા ઠરવું એજ છે.

પ્ર. ૩ વાત ૪૭ "પણ તે બધા મહારાજનું દીધું કણેથું ખાય છે અને પોથા બંધણાને ઠેકાણે છે, પણ મહારાજની આજ્ઞા પાળવા તેને પગે લાગવું અને જે સ્થાનકના તે છે તેટલા માનવા... વળી તે માયામાં કૂટસ્થ છે... બીજા સ્થાનકનું તો મોવાળા તોડયા જેવું છે તે આજ જેમ છે તેમ તમને કહ્યું છે અને બીજા તો એમ માનશે જે સ્વામી નિંદા કરે છે વિગેરે" આ નિંદક મોવાળા તોડયા જેવી વાતમાં પ્રથમ રામ કૃષ્ણાદિ બધાય અવતારોને હેય તુચ્છ પોથાબંધણાને ઠેકાણે અને કોઈનું આપેલું ચપટી એઠું કણેથું ખાનારા વહવાયાં જેવાં ઠરાવીને, પછીથી માયામાં લય પામનારા અને એમાંજ અનાદિથી કુટાયા કરતા જીવાદિક જેવા ઠરાવીને, તેમનાં બદરીકાશ્રમ શ્વેતદ્વીપ વૈકુંઠ ગોલોક-સ્થાન કલ્પીને તેને પણ મુવાળા તોડયા જેવાં તુચ્છ ઠરાવીને, નરનારાયણ લક્ષ્મીનારાયણ વાસુદેવનારાયણ શ્રીકૃષ્ણનારાયણ આદિકને અત્યંત નીચે ઉતારી પાડવાનો પાપાશય પ્રકાશમાં મુકયો છે. વિશેષમાં શ્રીજીની આજ્ઞા હોવાથી એને પગે લાગવું પડે, નહિ તો તે પગે લાગવા લાયકજ નથી એમ ઠરાવીને, તે તુચ્છ ગોલોકાદિ સ્થાનના હોવાથી એમને એટલાજ માનવા પણ અધિક અક્ષરધામના ન માનવા એવો પણ પાપાશય જણાવ્યો છે. શ્રીજી તો કૃષ્ણાદિક બધાયને અક્ષરધામાધિપતિ અવતારી સર્વોપરી પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ અક્ષરમાયાતીત ધ્યેય પૂજ્ય કલ્યાણમૂર્તિ કહેવાપૂર્વક એમના આશ્રયથી આશ્રિતોનું અક્ષરધામપ્રાપ્તિરૂપ મહા-કલ્યાણ થવાનું કહે છે. અને વિશેષમાં પોતાને પણ શ્રીકૃષ્ણનારાયણના બીજા અવતાર તરીકે કહે છે. આવા અવતારોને આવી નિંદાથી ઉતારી પાડવામાં આવે તો બદરીકાશ્રમથકી નરનારાયણના બીજા અવતારરૂપે આવેલા શ્રીહરિને પણ ઉતારી પાડયાજ કહેવાય જ્યાં મુવાળા તોડનારાં, માયામાં કુટાતાં, એંઠું ઉતરેલું કણેથું માગી ખાતાં, નીચ વહવાયાંજ વાતુ લખનારાં હોય ત્યાં સારી સમલંકૃત સંસ્કૃત અદ્રોહી અનિંદક મધુર વાણીની આશાજ શી રાખવી? છેવટે વાર્તાકારજ લોકાનુવાદથી કબૂલ કરે છે કે આ વાતો અવતારોની નિંદા પર છે, એટલે બીજાને વિશેષ કહેવાનું રહેતું નથી.

પ્ર. ૩ વાત ૬૨ "મહારાજે તો આ સાધુ (ગુણાતીતાનંદ) નેજ ભગવાન કહ્યા છે, વાસુદેવ-નારાયણરૂપે ગાયા છે......ભગવાન શબ્દથી ભડકાય છે પણ રામ કૃષ્ણ નરનારાયણને ભગવાન કહેતાં આંચકો ખાતા નથી અને આ તો અનંત ભગવાનના ભગવાન સર્વોપરી પુરૂષોત્તમ નારાયણ છે એક મહારાજના દાસ છે એવો ધામનો મહિમા સાધુના સમાગમ વગર નથી સમઝાતો" આમાં કલ્પિત ધામનો સર્વોપરી મહિમા સમજવાના ખાસ ઈરાદાથી પ્રથમ તો તેને સાધુ રૂપમાં ઠરાવીને, તેને શ્રીજીમતે ખરી રીતના ભગવાન અને રામ કૃષ્ણાદિકને ખોટી રીતના ભગવાન ઠરાવીને, તે અવતારોને કલ્પિત અક્ષરધામ સાધુથકી પણ નીચે ઉતારી પાડવાની પારાવાર વિમુખતા છડેચોક વાપરી છે. રામ કૃષ્ણાદિક કે જે ખરી રીતે ભગવાન નથી તેને ભગવાન કહેતાં આંચકો ખાતા નથી અને આ સાધુ કે જેને મહારાજે ખરી રીતે ભગવાન વાસુદેવનારાયણ કહ્યા છે તેને ભગવાન કહેતાં આંચકો ખાય છે એમ દિવસ રાત્રિ જેટલું અતિ અવળું જલ્પીને છેવટે આ સાધુને અનંત ભગવાનના ભગવાન સર્વોપરી પુરૂષોત્તમનારાયણ પણ ઠરાવાનો પરાવાર પાપાશય ગુપ્ત રીતે પ્રકાશમાં મુકયો હોય એવી વાકયરચના કરી છે. શ્રીજીએ તો ખરી રીતે રામ કૃષ્ણાદિકને પરંબ્રહ્મ ભગવાન અક્ષરાતીત પુરૂષોતમ ધ્યેય કહ્યા છે અને ખરી રીતે અક્ષરપર્યંત સર્વને અભગવાન અધ્યેય કહ્યા છે. એટલે એમના સાચા આશ્રિતો સાધુને ભગવાન શબ્દથી કહેતાં અવશ્ય ભડકવા પૂર્વક આંચકો ખાયજ અને રામ કૃષ્ણાદિકને ભગવાન શબ્દથી કહેતાં ન ભડકવા પૂર્વક આંચકો નજ ખાય એ શાસ્ત્ર પ્રમાણે છે. શ્રીજી-વિમુખો તો રામ કૃષ્ણાદિકને ભગવાન કહેતાં પણ ભડકે છે કે આંચકો ખાય છે અને કલ્પિત નિરક્ષર સાધુને અવતારી સર્વોપરી ભગવાન કહેતાં આંચકો ખાતા નથી. એમ વિમુખોનું સઘળું વિપરીતજ છે. જે તે ખોટી રીતે અવતારોને ઉતારી પાડીને પોતાને તેમનાથી પણ મોટું ઠરવું અને પુજાવુ એજ પાપ વાત વિમુખમંડળના રગરગમાં ઉંડી પ્રવેશી ગઈ છે. શાસ્ત્રથી અને શ્રીજીથી વિમુખ થયા એનોજ આ બધો વિપરિણામ પ્રકટ છે. અસ્તુ. પ્ર. ૨ ની પ્ર. ૧ વાત ૧૫૭ 'સંતમાંથી ને સત્સંગિમાંથી પડયો તે ભગવાનમાંથી પણ પડી ગયો એમ જાણવું' પ્ર. ૧ વાત ૩૪૭ 'મુસલમાન કોઈથી વટલાય નહિ તેમ વિમુખને

**કોઇ વાતનો વિચાર નથી'** પ્ર. ૨ વાત ૧૩ **'વિમુખને તો સદા અંધારૂંજ છે'** પ્ર. ૨ વાત ૨૯૫ **'આમાંથી નીકળે તે બહુ જીવને પાડે'** પ્ર. ૨ વાત ૧૦૮ **'સત્સંગમાંથી જવાય એ સૌથી મોટું પાપ, એથી બીજું કોઈ પાપ મોટું નથી'** પ્ર. ૨ વાત ૧૩૬ **'સત્સંગથી વિમુખ થયો એથી બીજી હાણુ નથી'** આ બધુ આ વાતુમાંજ બંડીયા વિમુખો માટે કહેવામાં આવ્યું છે તે બરોબર બંધ-બેસતું બહુ સારૂં છે. જેથી હવે બીજાને વિશેષ કહેવાની જરૂર રહેતી નથી.

પ્ર. ૩ વાત ૭૮ 'મહારાજને તો પોતાની મૂર્તિમાં જોડવા છે, પણ અનંત પ્રકારના સત્સંગમાં મનુષ્ય તે પચ ના પડ્યું, **ને બગીચામાં થોર બાવળ ને કાંટા પણ હોય તે મોગરા ગુલાબની રક્ષા કરે'** આમાં અવતારોને દુષ્ટ દૃષ્ટાંતથી ઉતારી પાડ્યા છે. જેમ કોઈ શાહુકાર બગીચો કરે છે તેમાં મોગરા ગુલાબ ચંપા આંબા વિગેરે પુષ્પપ્રધાન ફળપ્રધાન ઉત્તમ વૃક્ષોને રોપાવે છે અને એના રક્ષણ માટે ફરતી કાંટાવાળા થોર બાવળ વિગેરેથી વાડ કરાવે છે. આતું મુખ્ય પ્રયોજન તો મોગરા ગુલાબની રક્ષા કરવી એજ છે. તેમ સંપ્રદાયમાં રામ કૃષ્ણાદિ અવતારોને રાખ્યા છે કે સ્થાપ્યા છે તે તો થોર બાવળના કાંટાની વાડની ઠેકાણે રક્ષા માટે રાખેલા છે, એમનું બીજું કશું પ્રયોજન નથી. એમ ખરાબ દૃષ્ટાંતથી અવતારોને નિંદીને હલકા પાડવાની આસુરતા જણાવી છે. શ્રીજીએ તો પરંબ્રહ્મ પરમાત્માનાં સાક્ષાત્ અભિન્ન દિવ્ય રૂપાંતરો ભજનીય કલ્યાણકર્તા કહીને તેમના મહામંદિરોના મધ્ય ભાગે સ્થાપના કરી પુજાનદિ પ્રવર્તાવ્યું છે અને વિશેષમાં પોતાને શ્રીકૃષ્ણના દ્વિતીય અવતાર તરીકે ઓળખાવ્યા છે. આવા ધ્યેય ભગવદ્રુપ અવતારોને થોર બાવળના કાંટાની વાડ જેવા નીચ કહેવા એ કેટલું બધુ વિરૂદ્ધ છે તે થોર બાવળના કાંટા જેવા વિમુખ અસુરોને ખબર પડે નહિ, ખરી રીતે તો જેમ બાગમાં રોપેલા ગુલાબ ચંપા વિગેરે ભેગા ઉગીને તેને હરકત કરતા થોર બાવળ આદિક કંટકવૃક્ષોને ખોદીને બહાર કાઢી નાંખવામાં આવે છે તેમ સત્સંગમાં રહી શ્રીજીમાન્ય શાસ્ત્રમાન્ય ધ્યેય અવતારાદિકને નિંદનારા ખંડનારા વિમુખોને સંપ્રદાય બહાર કાઢી મુકયા છે એમજ કહેવું બંધબેસતું છે. સત્સંગમાં કુસંગ તે આતુંજ નામ જાણવું. અને એવા કુસંગી મનુષ્યોને શ્રીજીએ કહેલું વચન પચ ન પડે એ સહજ છે.

પ્ર. ૩ વાત ૧૨૯ "વળી બીજી વાત કરી જે એક સમે કાળમાં કાઠીના છોકરા સાધુ ભેગા રહ્યા હતા. તે ગુજરાતમાં ગયા, ત્યાં રાણ્યું ખાવામાં આવી, તે જોઇને કહે જે આ છે તો લીંબોળી પણ અહીંયાં આને રાણુ ભણતા છે. પછી કોઇ કહ્યું જે લીંબોળી તો નાની હોય ને આ તો બહુ મોટી ને ગળી પણ બહુ છે. ત્યારે તે કહે જે એ તો ધરતી ફેરે મોટી ને ગળી છે, પણ છે લીંબોળી. **એમ પુરૂષોત્તમ સર્વોપરી મળ્યા છે તો પણ બીજા અવતાર જેવા જાણી ભજે છે. જેમ લીંબોળી છે એમ ધારીને ખાય છે, પણ રાણની જાતજ નોંખી છે એમ જાણતા નથી તેમ. માટે આ તો સર્વેથી જુદા સ્વયં પુરૂષોત્તમ છે એમ જાણવું"** આમાં અવતાર અવતારી વચ્ચે કડવી લીંબોડી અને મીઠી રાણ્યનું વિષમ દૃષ્ટાંત આપીને સ્વરૂપ સ્વભાવાદિ સર્વ પ્રકારથી તેમની અત્યંત જુદાઈ જણાવાની જડજલ્પના કરી છે. શ્રીજી મધ્ય ૧૩માં પુરૂષોત્તમમાંથીજ અવતારો થવાનું અને એમાંજ પાછા લીન થવાનું કહેવાપૂર્વક અવતારોને સર્વ ગુણ શક્તિસંપન્ન સજાતીય દ્વિતીય દિવ્ય રૂપાંતર ભજનીય કહીને અવતારીથકી તેમની સ્વરૂપ સ્વભાવાદિક સર્વ પ્રકારે અભિન્નતા કહીને પુરૂષોત્તમશબ્દવાચતા સ્પષ્ટ કહે છે, આવા પુરૂષોત્તમસ્વરૂપ અવતારોને કડવી નાની લીંબોળીનું અને અવતારી પુરૂષોત્તમને ગળી મોટી રાણ્યનું વિષમ દૃષ્ટાંત આપીને બન્નેને જુદી જાતજ ઠરાવીને અવતારોને પુરૂષોત્તમપદથી તેમજ અભિન્ન તેમના અવતારપદથી પણ ઉતારી પાડવાની આસુરી ઉદ્ધતાઈ શ્રીજીવચનવિરૂદ્ધ અનવધિ કરી છે, જેમ લીંબોળી અને રાણ્યની જાતજ જુદી હોઇને તેમના ગુણો જુદા જુદા છે તેમ અવતાર અવતારીની જાતજ જુંદી હોઈને તેમના ગુણો કડવા મીઠા જુદાજ કલ્પાય તો પરંબ્રહ્મ પુરૂષોત્તમના અવતારો છે અને તે સર્વ શકિતએ સંપન્ન અભિન્ન છે એ આખો શ્રીજીબોધિત વાદજ નિષ્પ્રમાણ નિષ્ફળ થઈ ગયો કહેવાય. વિષમ દૃષ્ટાંત પ્રમાણે લઈએ ત્યારે અવતારોને અવતારી પુરૂષોત્તમ સાથે કશો સંબન્ધજ નથી, એ તો કોઈ જીવ ઈશ્વરાદિ જેવું તુચ્છ જુદુ ખાતુજ છે, એમનેજ અવતાર નામથી કહે છે, એને પુરૂષોત્તમ નજ કહેવાય, એવોજ બંડ ભાવાર્થ નીકળ્યો. એમ થતાં શ્રીજીવચનનો કશો અર્થજ રહ્યો નહિ. શ્રીજીને સર્વોપરી

અવતારી પુરૂષોત્તમ કહેવા હોય તો અવતારો એ તેમનાં સર્વ ગુણ ઐશ્વર્યે સંપન્ન અભિન્ન રૂપાંતરો પુરૂષોત્તમજ છે એમ માનવુંજ પડે જ્યારે બન્ને લીંબોળી રાણયની પેઠે જુદુ તત્વજ હોય ત્યારે એકને અવતારી અને એકને એમના અવતાર એમ કહી શકાયજ નહિ. અભેદ હોય તોજ એમ કહી શકાય. જો અવતારોને જુદુ તત્વજ ઠરાવીને ઉતારી પાડવામાં આવે તો સાંપ્રદાયિક ઉપોદ્ઘાત જોતાં શ્રીજી તો વસુદેવસુત શ્રીકૃષ્ણ પુરૂષોત્તમના બીજા અવતાર હોવાથી એમની અવદશા એવીજ તુલ્ય ન્યાયે થયા વિનાની રહેજ નહિ. જેમ કાઠીનાં છોકરાં ગુજરાતમાં આવીને ગીઠી રાણયને પણ એક જાતની લીંબોળીજ અવિવેકને લીધે સમઝયા તેમ જેને શાસ્ત્રનું કે શ્રીજીવચનનું અનુસંધાન નથી એવા અવિવેકી વિમુખો અવતારો કે જે સ્વયં પુરૂષોત્તમજ છે તેમને તેમ નહિ સમઝતાં પોતાના જેવા સાધારણ જીવકોટીનાજ સમઝી બેસે એ બંધ બેસતું છે. અને શ્રીજીના કહેવા મુજબ વિવેકી ગુજરાતી તો ગીઠી રાણયને કડવી લીંબોળી કદાપિ સમઝેજ નહિ તેમ પૂજ્ય અવતારોને પુરૂષોત્તમજ સમઝે પણ જીવાદિક જેવા નજ સમઝે. આ બધુ સદસદ્વિવેકનું ફળ છે. કાઠીયાવાડમાં કડવી લીંબોળીને રાણય સમઝે એવા અવિવેકી છે એમ પોતે સોરઠવાળા સ્વયં કબૂલ કરે છે. તો આવી શાસ્ત્રીય બાબતમાં પણ અવિવેક વાપરે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. અવતાર અવતારીનો અભેદ તો શ્રીજીએ અનેકવાર કહ્યો છે તેમને પણ બંડ અતે અવિવેકી બનાવ્યા કહેવાય. વિમુખોને કોઈ જાતનો વિચાર નથી એ આ વાતમાંજ કહ્યું છે તે બરોબર ઘટતું આવે છે. રામ કૃષ્ણાદિ અવતારોને કડવી લીંબોળીના દર્ષ્ટાંતથી જુદી જાતજ ઠરાવીને પુરૂષોત્તમપદથી ઉતારી પાડ્યા એ એમનો તથા શ્રીજીનો ઓછો અપરાધ નથી. ક્યાં શ્રીજીની અમૃત વાણી? અને ક્યાં વિમુખ વૈખરી વાણી? ગીઠી રાણય અને કડવી લીંબોળી જેટલો જાતથીજ ભેદ છે. ક્યાં સંપ્રદાયનિષ્ઠ સન્મુખ અને ક્યાં બહિષ્કૃત વિમુખ? ગીઠી રાણય અને કડવી લીંબોળી જેટલો જાત ભાતથીજ ભેદ છે. છતાં અવિવેકી વિમુખો રાણયને લીંબોળી સમઝીને પડી મુકે છે અને લીંબોળીને રાણય સમઝીને ખાવા મંડી પડે છે. વિવેક વિચારના અભાવેજ એમ બધુ અવળું બને છે તે વિમુખવાડામાં પ્રત્યક્ષ છે.

પ્ર. ૩ વાત ૨૩૪ "**અખંડાનંદ બ્રહ્મચારીને** પુરૂષોત્તમપણાની વાત ન બેઠી અને અમદાવાદવાળા **વાસુદેવાનંદ બ્રહ્મચારીને** પણ એ વાત ન બેઠી ને અવતાર અવતારીની વાત સભામાં કોઈએ કાઢી, ત્યારે **વાસુદેવાનંદ** બ્રહ્મચારીએ કહ્યું જે **ભવાયો ને વેષ એમ સમઝવું.** ત્યારે અમે કહ્યું જે તારા ને ચંદ્રમા, તીર અને તીરનો નાંખનાર એમ ભેદ છે" આ વાયડ વાતમાં વડતાલના મહાવિદ્વાન અખંડાનંદ બ્રહ્મચારી કે જે પૂર્વાશ્રમમાં શિવરામ વિપ્ર નામથી હતા, જેમને ઉદ્દેશીને શ્રીજીએ પંચમ પ્રકરણનો ઉપદેશ કર્યો છે. વાસુદેવાનંદ વર્ણી કે જે અમદાવાદના મહાવિદ્વાન સમર્થ હતા. આ બેને પુરૂષોત્તમપણાની નિષ્ઠા ન હતી એમ કહીને ઉતારી પાડ્યા. અને એમણે જે શાસ્ત્રના અને શ્રીજીના અભિપ્રાય મુજબ અવતાર અવતારી વચ્ચે ભવાયો ને વેષનું અભેદ દષ્ટાંત આપ્યું તેને પણ અવળું કરીને બીજાં બનાવટી અશાસ્ત્રીય ભેદક દષ્ટાંત આપીને ભેદ સાધવાની વિમુખતા આગળ ધરી. આ પણ કાશીની મહાસભા જીત્યા જેવી જાલ્મ વાત છે. આ ઉપરથી એટલું તો નક્કી જણાય છે કે મોટા મોટા સાધુ બ્રહ્મચારી વિદ્વાનો આવી વિમુખ વાતોને માનતા નહિ, એટલુંજ નહિ પણ વિમુખવાદને અને તેમણે કરાતી પોતાની ખોટી નિંદાને નહિ ગણીને સભામાં ચોખેચોખું કહેતા. પછીથી વિમુખો તો 'પુરૂષોત્તમપણાની નિષ્ઠા ન બેઠી' એવી પાછળથી ખાનગીમાં નિંદા કર્યા કરે. વસ્તુતત્વનો વિચાર કરતાં સ્વયં શ્રીજી પુંરૂષોત્તમનો સ્વયં અવતાર હોવાથી પુરૂષોત્તમજ છે એવી નિષ્ઠા શાસ્ત્રીય સર્વને હતી. પરંતુ બંડીયાએ માનેલી અત્યંત ભેદરૂપ નિષ્ઠાને તેઓ ન માનતા હોવાથી ખોટા ફજેતો કરવા કે હલકા પાડવા લવરી કર્યા કરે. દુરભિપ્રાય તો એવોજ કે– 'અમે એકલાજ નિષ્ઠાવાળા છીએ, બીજા કોઈ નથી,' એમ પોતાની મિથ્યા મોટપ્ય માટે લવરી કર્યા કરે કોઈ વાતમાં મુક્તાનંદસ્વામીને નિષ્ઠા ન હતી. કોઈ વાતમાં બ્રહ્માનંદસ્વામીને નિષ્ઠા ન હતી, કોઈમાં શુકાનંદને નિષ્ઠા ન હતી, કોઈમાં અયોધ્યાપ્રસાદને નિષ્ઠા ન હતી, કોઈમાં મહાનુભાવાનંદને નિષ્ઠા ન હતી એમ વાતે વાતે જડજલ્પન કર્યાજ જાય છે. તે તેમની વિમુખ જાતને શોભતુંજ છે. અપદષ્ટાંતોનો વિચાર પ્રથમ આવી ગયો છે.

પ્ર. ૩ વાત ૨૪૭ "વડતાલમાં બે આચાર્ય ભેળા થયા ત્યારે રઘુવીરજી મહારાજ **અમને ભળાવીને**

**ઉઠી નીકળ્યા.** પછી અમે ઉહ ઉઠાવ્યો ને લૌકિક દૃષ્ટાંત દઈને સમઝાવ્યા ને **ચબરખાં ને પગરખાં ને લબરખાંને દૃષ્ટાંતે કરીને પુરૂષોત્તમપણાની વાત કરી"** આ વાત ગુ. સ્વામીની મિથ્યા મોટપ્ય માટે અને અવતારોને નીચ પગરખાંના દૃષ્ટાંતથી ઉતારી પાડવા માટે જુઠી જોડી કાઢી છે. પુરૂષોત્તમપણાની વાત તો ઉપનિષદાદિ શાસ્ત્રવચનોથી થાય પણ પગરખાં ચબરખાંથી નજ થાય. છતાં શાસ્ત્રોને પડતાં મુકીને પગરખાંથી પુરૂષોત્તમપણાની વાત કરવા જાય છે આ કેવી વિષમ વિગીત વિપરીત બાબત છે ? આ તો શાસ્ત્રથી નહિ પણ ભરવાડી ભારે જોડાંથીજ શાસ્ત્રાર્થ કરે એવા મહાબળીયા ધુરંધર વિદ્વાન શાસ્ત્રો કહેવાય ! આવાને દુર્બળ શાસ્ત્રજ્ઞ શી રીતે પહોંચી શકે ? જ્યાં બે ધર્મધુરંધર આચાર્યો ભેળા થયા હોય અને જ્યાં સાથે સભાસદ વિદ્વાનો હોય ત્યાં આવી અવતારોને પગરખાં ઠરાવાની વાતનો ગંધ પણ કોઈથી કાઢી શકાય નહિ. જ્યાં શાસ્ત્રસિદ્ધાંતથી વાત થતી હોય ત્યાં લૌકિક ઉહ કે વિષમ દૃષ્ટાંતો ચાલી શકેજ નહિ. સિદ્ધાંતને અનુગુણ થતું હોય એજ દૃષ્ટાંત અને બીજું તો દુષ્ટાંત ભ્રષ્ટાંત કહેવાય. આવું પાપ દૃષ્ટાંત કોઇ સ્થળે શ્રીજીએ કે તેમના મુક્તોએ આપ્યું નથી. આ તો વિમુખ બંડીયાનું બનાવટી છે. વળી આ વસ્તુ ઉહથી સાધી શકાતી નથી. કેમકે તેની ગતિ અને પ્રતિષ્ઠાજ નથી. પ્ર. ૩ વાત ૧૦૦ માં 'એકલો પોતાના હૈયાનો ઉઠાવ કામ ન આવે. શાસ્ત્ર પણ જોઈએ.' પ્ર. ૩ વાત ૨૭૧ માં "કાલથી અમને એક વિચાર થયો જે શાસ્ત્ર વિના તો સર્વે અધુરિયું છે.... કાંચળીઓ પંથ ને નાસ્તિકનો પંથ એવું છે" પ્ર. ૩ વાત ૫૭ 'જેનું દશ જણ પ્રમાણ કરે તે ખરો કહેવાય પણ એકનું કહ્યું પ્રમાણ નહિ' એમ શાસ્ત્રની અને શાસ્ત્રજ્ઞ પ્રામાણિકની જરૂર જણાવે છે. શાસ્ત્ર વિના કેવળ ઉહથી કે લૌકિક દૃષ્ટાંતથી જડજલ્પન કરવા જાય તો નાસ્તિકના પંથ જેવું બધુ વિમુખજ ઠરે અને છેવટે તન મન ધનનો દુરંત દાખડો કરીને કોર્ટથી એવુંજ સ્વયં મેળવ્યુ છે, છેવટે પોતેજ વાતમાં કબૂલ થાય છે કે–આ બધો પંથ કે વાડો તર્કપર્યાય ઉહથી અને પગરખાં આદિક દુષ્ટ દૃષ્ટાંતથીજ ચલાવેલો જુદો પાડેલો છે, પણ શ્રીજીઅભિમત સચ્છાસ્ત્રોથી તેમ સંપ્રદાયનાં શાસ્ત્રોથી તેમ શ્રીજીએ બાંધેલા શુદ્ધ બંધારણથી નહિ. આ તો જેમ કોઈ મૂર્ખરાજે કાશીના પંડિતોની સભા જીતી એના જેવી વાયડ વાત છે. શ્રીજી જે રામ કૃષ્ણાદિ અવતારોને પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવ સર્વોપરી અવતારી કહેવાપૂર્વક અવતારીથકી અત્યંત અભિન્ન કહે છે તેને બે આચાર્યોની સભામાં જોડાં જેવા કહેવા ઉભું થવું તે તો તેમના મહાદ્રોહી મહાઅસુરનુંજ બકવાદભર્યું દુષ્કામ કહેવાય. વડતાલમાં રઘુવીરજીને કોઈ વિદ્વાનજ જાણે નહિ મળ્યા હોય એમ ગુ. સ્વામીને ભળાવીને ઉઠી ગયા ! રઘુવીરજીએ સ્વગ્રંથમાં આવી દુર્વાતનો ગંધ પણ આવવા દીધો નથી. જ્યાં જુદી જુદી જાતનાં જોડાં સીવનારાં નીચ વાતો લખનારાં હોય ત્યાં આવીજ નીચ ગલીચ ભાષા હોય એમાં નવાઈ નહિ. નિંદાનો કે ખંડનનો કે અપરાધનો કાંઈ અવધિ છે ? આવી બનાવટી બાહ્ય વાત ગુ. સ્વામી કરે એ માનવા જેવું છે ? ઘણી વાતો અવતારનિંદક છે એમ પ્રતિવાદીના સાક્ષી શાસ્ત્રીએ કબૂલ કર્યું છે.

ઉપર પ્રમાણે અક્ષરાધિપતિ પરંબ્રહ્મ પરમાત્માના ધ્યેય મોક્ષપ્રદ રામ કૃષ્ણાદિ અવતારોને શિશુપાળવત નિંદીને ઉતારી પાડવાના ખાસ પાપ ઈરાદાથીજ ગુ. સ્વામીના ખોટા નામથી જુદી જુદી ગોઠવી કાઢેલી જુઠી અનેક જડ વાતો ત્યાં ત્યાં રઝળતી જોવામાં આવે છે, તેમાંથી આ તો અલ્પ દિગ્દર્શન કરાવ્યું છે. આવી લોકશાસ્ત્રવિરૂદ્ધ શ્રીહરિસિદ્ધાંતવિરૂદ્ધ વાતોનેજ પ્રેતની પેઠે વળગીને ચલવેલા વિમુખ બંડ કુભંડ પંથમાં અવતારનિંદાનો ઘણો વધારો થયો છે અને થતો જાય છે. અને હાલમાં એ પંથના વાજીંત્રસમા સ્વા. ના. પ્રકાશ નામના ગુણાતીત બંડીયા માસીકે તો સંપ્રદાયનાં અવતારાદિ સર્વ પૂજ્ય અંગોને જે તે રીતે નિંદવા ખોદવાનો આગવો ઈજારોજ રાખ્યો હોય એમ જણાય છે. અસ્તુ. આવી વાતનું લેશથી પણ પ્રામાણ્ય સંપ્રદાયમાં હોઈ શકે નહિ અને એને અનુસરીને આવેલા બંડવાડાનો સંપ્રદાય સાથે કશો સંબન્ધ હોઈ શકે નહિ એટલુંજ કહેવું સમઝવાનું મુખ્ય છે.

ઉપર જે અવતાર અવતારીની સ્વરૂપથી અભિન્નતા અને શ્રીકૃષ્ણ શ્રીહરિની સ્વરૂપથી અભિન્નતા સપ્રમાણ સયુક્તિ સમર્થન કરી તેને કેટલાક એકદેશી અર્ધદગ્ધો મૂળમાંથી ઉથલાવી ગબડાવી પાડવાની પારાવાર

પાપપ્રવૃત્તિ કરી રહ્યા છે અને તેમાં વચનામૃત મધ્ય ૯ ના કેટલાક શબ્દોને એક તરફી પ્રમાણ તરીકે લઈને પૂર્વાપરના અનુસંધાન વિના જેમ તેમ અડાવતા જાય છે અને એમ કરીને બીજાં શાસ્ત્રપ્રમાણોને તથા શાસ્ત્રજ્ઞોને પણ બીભત્સ બંડ શબ્દોથી ઉતારી પાડવાની ઉત્શૃંખલ પ્રવૃત્તિમાં ઉઘાડા પડ્યા છે અને આ અંધપ્રવૃત્તિથી ઘણા ભોળા લોકો પણ ભરમાયા છે. આ પ્રસંગે તેમના મનઃસમાધાન માટે સત્ય શાસ્ત્રીય હકીકત નિવેદન કરવાની જરૂર જણાય છે.

પ્રથમ તો આ વચનામૃતનો મુખ્ય ઉદ્દેશ શાસ્ત્રીય શો છે તે ખાસ સમઝવાનું છે. ઉપસંહારમાં **'અતિદૃઢ ભગવાનનો આશરો કરવો એજ મત અતિસારમાં સાર છે'** એમ શ્રીજી કહે છે. આ ઉપરથી આશ્રયનો મુખ્ય ઉદ્દેશ નિશ્ચિત થાય છે. વળી **सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज' स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्'** આ ગીતા શ્લોકોને અર્થ સાથે લખીને તેમાં ભગવત્સ્વરૂપના બળવાળા અર્જુન અને ધર્મ શાસ્ત્રના બળવાળા યુધિષ્ઠિરને દૃષ્ટાંત તરીકે લઈને બધી વાતનું વિવેચન કરેલું હોવાથી પણ એમજ દૃઢ થાય છે. ઓ જોતાં આશ્રય કહો કે શરણ કહો કે ભગવત્સ્વરૂપનું બળ કહો કે નિષ્ઠા કહો એ બધું એકાર્થજ છે. વરતાલ ૫ માં **'मामेव ये प्रपद्यन्ते'** આ ગીતા શ્લોકથી જે **પ્રપત્તિ** કહી છે તે પણ આનેજ કહે છે. શબ્દો જુદા જુદા છે પણ વસ્તુ જુદી જુદી નથી. આ રીતે ગીતા વિગેરેમાં જે એક સરલ સફળ શરણાગતિ માર્ગ ગાયો છે તેનું સ્વરૂપ અને તેનો મહિમા જણાવાનો મુખ્ય ઉદ્દેશ આ વચનામૃતમાં છે એમજ સુદૃઢ થાય છે. આ બધી બાબત પ્રથમ ૩૩ 'ભગવાનનો દૃઢ **આશરો** એજ એક સર્વ સાધનમાં મોટું સાધન છે તેણે કરીને ભગવાન પ્રસન્ન થાય છે.' મધ્ય ૧૦ 'ને પરમેશ્વરનો દૃઢ **આશ્રય** કરવો એનું જ નામ ભક્તિ છે' મધ્ય ૧૩ 'માટે એ જે ભગવાનનો દૃઢ **આશ્રય** છે એવો નિર્વિઘ્ન માર્ગ કોઈ નથી' મધ્ય ૬૬ 'કલ્યાણ તો એક ભગવાનના **આશ્રયે** કરીનેજ છે' વરતાલ ૫ 'એવો જે હોય તે પ્રભુનો **શરણાગત** જીવ કહેવાય' વરતાલ ૧૦ 'માટે જેને કલ્યાણ ઇચ્છવું તેને તે તે લક્ષણે કરી તે ભગવાનને ઓળખીને તે ભગવાનને **શરણે** થવું અને તેનો દૃઢ વિશ્વાસ કરવો' અંત્ય ૨૫ 'કેવળ પોતાનુંજ બળ રાખે પણ ભગવાનનું **બળ** ન રાખે તે ન ગમે' ઈત્યાદિ વચનામૃતોમાંજ વિસ્પષ્ટ છે. આવો આશ્રયપર્યાય શરણનો મહિમા હોવાથીજ **'श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु मां' 'श्रीकृष्ण त्वं गतिर्मम'** ઇત્યાદિ શરણવરણના મંત્રો સંપ્રદાયમાં પ્રવર્ત્યા છે.

જેનું શરણ સ્વીકારવાનું હોય તે શરણ્ય ભગવાનનો મહિમા પણ બરોબર સમઝવો જોઈએ એ બીજી બાબત છે. માટે જે ઉપસંહારમાં **'ભગવાનના સ્વરૂપનો મહિમા સમઝવો જોઇએ'** એમ શ્રીજી કહે છે. મહિમામાં તેમનું સ્વરૂપ સામર્થ્ય વિગેરેનો ઉત્કર્ષ સમઝવાનો હોય છે, માટેજ અહીં **'સર્વોપરી ને સદા દિવ્ય સાકારમૂર્તિ અને સર્વ અવતારનું અવતારી એવું જે ભગવાનનું સ્વરૂપ છે તેજ અને પ્રાપ્ત થયું છે......સર્વ ધર્મને તજીને તું એક મારાજ શરણને પામ્ય તો હું તને સર્વ પાપથકી મુકાવીશ તું કાંઇ શોક કરીશ નહિ'** એમ કહે છે. ભગવાનજ મારું રક્ષણ કરશે અને અભીષ્ટ આપશે એવો દૃઢ વિશ્વાસ મહિમા સાથે જોઈએ. આ બધી બાબત બીજાં વચનામૃતોમાં પણ બહુ વ્યક્ત છે, હવે **'જ્ઞાનમાર્ગ તો એવો સમઝવો જે કોઈ રીતે ભગવાનના સ્વરૂપનો દ્રોહ થાય નહિ'** એમ આરંભ કરી તેનું થોડું વિવેચન કરીને **'માટે જે સમજુ હોય તેને ભગવાનના વચનમાં તો જેટલું પોતાની સામર્થિ પ્રમાણે રહેવાય તેટલું અવશ્ય રહેવું પણ ભગવાનની મૂર્તિનું બળ અતિશય રાખવું'** એમ કહે છે. આ ઉપરથી ચોક્કસ થાય છે કે—બીજાં ધર્માદિ સાધનોમાં બળ-બુદ્ધિનો ત્યાગ કરીને ભગવાનુંજ એક બળ રાખવું. ભગવાનનું મુખ્ય બળ નહિ રાખતાં સાધનોનું બળ રાખે તો ભગવાનનો દ્રોહ કર્યા બરાબર છે. આ બાબત 'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज' 'स्वल्पमप्यस्य धर्मस्य' આ વચનથી જ આમાંજ વ્યક્ત છે. 'अनन्यसाध्ये स्वाभीष्टे महाविश्वासपूर्वकम् । तदेकोपायतायाञ्चा प्रपत्तिः शरणागतिः' मुख्योऽयं सर्वसिद्धिकृत्' ઈત્યાદિ વચનાવલિઓ પણ એજ અર્થને પુષ્ટિ આપે છે. આ બધી બાબતને 'અને કોઇક કાળે ભગવાનના **વચનનો** લોપ થતો હોય તો તેની ચિંતા નહિ પણ ભગવાનના સ્વરૂપનો દ્રોહ થવા દેવો નહિ અને જો ભગવાનનું **વચન** કાંઈક લોપાયું હોય તો તે ભગવાનની પ્રાર્થના કરીને પણ છુટકો થાય....માટે જે સમજું તેને ભગવાનના **વચનમાં તો** જેટલું પોતાની સામર્થિ પ્રમાણે

રહેવાય તેટલું અવશ્ય રહેવું......યુધિષ્ઠિર રાજાને તો **શાસ્ત્રના વચનનું** બળ હતું...અને યુધિષ્ઠિરે કાંઇ પાપ કર્યું નહિ તો પણ **શાસ્ત્રના વચનનો** વિશ્વાસ હતો તેણે કરીને એમ જાણ્યું જે મારૂં કોઈ કાળે કલ્યાણ નહિ થાય. અને ભાગવતમાં એજ વાત પ્રધાન છે જે શ્રુતિસ્મૃતિના ધર્મને કાંઈક તજાય તેની ચિંતા નહિ પણ ભગવાનનો આશ્રય તજવો નહિ અને કોઇક એમ જાણે જે આવી વાત કરીએ તો ધર્મ ખોટા થઈ જાય પણ આ વાર્તા કાંઇ ધર્મને ખોટા કર્યા સારૂ નથી.... . અને જો ભગવાનના સ્વરૂપની નિષ્ઠામાં કાચ્ચપ હોય તો જે દિવસ **ધર્મમાંથી** ચળી જવાય તે દિવસ તે એમ જાણે જે હું નરકમાં પડી ચુકયો" ઈત્યાદિ વાકયેથી આમાંજ સ્પષ્ટ કહે છે. પ્ર. ૩૭ 'અને એવી નિષ્ઠા વિનાના જે જીવ છે તે પોતાના **સાધનને બળે કરીને** પોતાનું કલ્યાણ ઈચ્છે છે પણ એવા **પરમેશ્વરના પ્રતાપે** કરીને પોતાનું કલ્યાણ ઈચ્છતા નથી એવા જે જડમતિવાળા પુરૂષ છે તે તો જેમ નાવ વિના પોતાના બાહુ બળે કરીને સમુદ્ર તરવાને ઈચ્છે **તેવા મૂર્ખ** છે અને જે એવા ભગવાનને પ્રતાપે કરીને પોતાનું કલ્યાણ ઈચ્છે છે તે તો જેમ નાવમાં બેસીને સમુદ્ર તરવાને ઈચ્છે **એવા ડાહ્યા** છે' મધ્ય ૧૩ 'ભગવાનનો આ કહ્યો એવી રીતે દૃઢ આશ્રય હોય તે જાણીને તો ભુંડું કર્મ કરે નહિ પણ કદાચિત્ ભુંડા દેશ કાળાદિકને યોગે કરીને જો **કાંઇક અવળું કર્મ થઇ જાય** તોપણ તે દૃઢ આશ્રયવાળો કલ્યાણના માર્ગથકી પડી જાય નહિં આ પ્રકારે બીજાં બહુ વચનામૃતોમાં પણ બહુ વ્યક્ત છે આ રીતે દ્રોહ વસ્તુનું પણ સાથે નિરૂપણ કરી દીધું છે. આ રીતનો મહિમા સમઝીને શરણાગતિ કરનારાને બહુ અર્થની પ્રાપ્તિ અને બીજાને અનર્થની પ્રાપ્તિ કહેવાપૂર્વક શરણાગતિને પેઠે શરણાગતનો પણ મહિમા અર્જુનના દૃષ્ટાંતથી સ્પષ્ટ કહ્યો છે આ રીતે આશ્રય બાબતમાં જે જે ખાસ સમઝણની જરૂર હતી તે બધી ઉપપાદન કરી છે. આથી ઉપક્રમોપસંહારની એકાર્થતા અવિરોધથી નિશ્ચિત થાય છે.

વળી આ જે શરણાગતિનિષ્ઠાની વાત કરી તે શ્રીજીએ કેવળ પોતા માટેજ કરી છે એમ નહિ પણ સર્વ અવતાર સાધારણ છે. અક્ષરધામી પર રૂપ તો આપણને અગોચર હોવાથી તેની શરણાગતિ સંભવતી નથી. અવતારરૂપ ગોચર થતું હોવાથી તેની શરણાગતિ સંભવે છે. માટેજ શ્રીજી વરતાલ ૧૦ માં સાધુરૂપ રાજારૂપ ભગવદવતારોનાં લક્ષણો કહીને પછીથી માટે જેને પોતાનું કલ્યાણ ઈચ્છવું તેને તે તે લક્ષણે કરીને **તે ભગવાનને ઓળખીને તે ભગવાનને શરણે થવું** અને તેનો દૃઢ વિશ્વાસ રાખવો' એમ સર્વ અવતાર સાધારણ કહીને તેમાં ઉપયોગી લોયા ૯ "તથા રામ કૃષ્ણાદિક જે ભગવાનના અવતાર તેની જે કથાઓ તેને હેતે સહિત સાંભળે તો ભગવાનને વિષે ભક્તિ ઉપજે' લોયા ૧૧ 'અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે જે પુરૂષોત્તમનારાયણની રામ કૃષ્ણાદિ મૂર્તિઓ તેનું ધ્યાન કરવું પ્રથમ ૩ 'ભગવાનને જે જે અવતારે કરીને જે જે સ્થાનને વિષે જે જે લીલા કરી હોય તે સંભારી રાખવી' મધ્ય ૩૧ 'અને જ્યારે ભગવાનના અવતાર જે રામ કૃષ્ણાદિક તેવી ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય ને એની મુક્તિ થાય' ઈત્યાદિક બાબતને પણ સર્વ સામાન્ય કહે છે. આ બધુ જોતાં શ્રીજીએ કેવળ પોતા માટેજ આ વાત કરી છે એમ નહિ.

હવે આ નિરૂપણમાં **( તે માટે પોતાને સાક્ષાત્ મળ્યું જે ભગવાનનું સ્વરૂપ તેને સદા દિવ્ય સાકારમૂર્તિને સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય )** આ વાકયોની કાંઈ જરૂર જણાતી નથી. ઉલટું અનુપયોગિતા સાથે કેટલાક શબ્દો વિપરીત અર્થને જણાવનાર અને વિશેષમાં બીજાં અનેક શ્રીજીવચનો સાથે તથા વેદાદિ શાસ્ત્રો સાથે બહુ વિરોધ લાવનાર પણ થાય છે. અને પુનરૂક્તિ જેવું પણ થાય છે. મધ્ય ૧૩ માં પુરૂષોત્તમમાંથી અવતારો થવાનું પાછું એમાંજ લય થવાનું કહે છે. અંત્ય ૩૧ ૩૮ માં અક્ષરધામસ્થ અવતારી દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ અવતાર મૂર્તઓમાં લગારપણ તત્વથી ભેદ નથી એમ કહે છે. સ. પ્ર. ૩ અ. ૨૯ માં અવતાર અવતારી વચ્ચે અત્યંત અદ્વૈત સ્વરૂપથી કહે છે. લોયા ૧૧ માં ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી એમ કહે છે. શિક્ષાપત્રીમાં ભગવત્સ્વરૂપોમાં ભેદ નહિ એમ સમઝવાનો કહે છે. આ બધો પૂર્વાપરનો પૂર્ણ વિચાર કરતાં અવતાર અવતારીનો સ્વરૂપ સ્વભાવથી અત્યંત અભેદ સ્વીકારવોજ પડે. જો ભેદ કહીએ તો અક્ષરધામી દિવ્યાકૃતિ પરંબ્રહ્મના અવતારભૂત શ્રીજીને પણ સર્વોપરી અવતારી કહી શકાય નહિ. વળી શ્રીકૃષ્ણને તો ઉદ્ધવસંપ્રદાય મતે

પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ સર્વોપરી અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવ ભગવાન કહેવાપૂર્વક શ્રીજીને તેમના દ્વિતીય અવતારરૂપે સ્થાપવાનો આખો સાંપ્રદાયિક શાસ્ત્રીય ઉપોદ્ઘાત વચનામૃત ગ્રંથમાંજ છે. (વચનો પાછળ આપ્યાં છે) સ. પ્ર. ૧ અ. ૩૮ શ્લો. ૧૫ 'कृष्णतुल्याखिलाकारं' એમ શ્રીકૃષ્ણના જેવા સર્વ આકારવાળા શ્રીહરિને કહ્યા છે. હરિદિગ્વિજય ઉલ્લાસ ૪૨ માં 'ज्ञेयः कृष्णावतारत्वात्कृष्ण एव न संशयः' 'तस्मात्कृष्णावतारोऽयमित्यस्माभिरुदीर्यते' વચનામૃત મધ્ય ૬૪ 'એજ જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજીમહારાજ છે' એમ પરંબ્રહ્મ કૃષ્ણના અવતાર હોવાથી કૃષ્ણતુલ્ય અભિન્ન જાણવાના કહે છે. એ બાબતને વૃદ્ધો 'अन्योऽपि धर्मरक्षार्थं' ઈત્યાદિ ભાગવત શ્લોકોને પ્રમાણપણે લઈને બહુ સમર્થન કરે છે. વળી દીક્ષામાં વાસુદેવ શ્રીકૃષ્ણનેજ ઉપાસ્ય ઈષ્ટદેવપણે માનેલા હોવાથી એમનીજ શરણાગતિ કરવાની સ. પ્ર. ૪ અ ૪૬ માં કહેતાં શરણમંત્રજ 'श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु माम्' श्रीकृष्ण त्वं गतिर्मम' એમ શ્રીકૃષ્ણવિષયના કહે છે કિં બહુના—આજ વચનામૃતમાં 'सर्वं धर्मान्' આ ગીતા શ્લોકને અને અર્જુનને આગળ ધરીને શ્રીકૃષ્ણશરણનુંજ નિરૂપણ છે. આ બધો આખો ચોમેરનો વિચાર કરતાં અવતાર અવતારી વચ્ચે તેમજ પરસ્પર અવતારો વચ્ચે તેમજ શ્રીકૃષ્ણ શ્રીહરિ વચ્ચે સ્વરૂપ સ્વભાવાદિકથી અત્યંત અભેદ વાસ્તવિક સિદ્ધ થતો હોવાથી **'ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય'** આ શબ્દો બહુજ ભારે પડતા અવતારદ્રોહક શ્રીજીવચનવિરોધી અશાસ્ત્રીય નિશ્ચિત થાય છે. ઉપર પ્રમાણે અભેદને સમર્થન કરતા શ્રીજી આવી અતિભેદની વાત કદાપિ કહેજે નહિ આવી વાત બીજા કોઈ વચનામૃતમાં કે મુખ્ય માન્ય સત્સંગિજીવન શિક્ષાપત્રી વગેરે ગ્રંથોમાં પણ શ્રીજીએ કરેલી ઉપલબ્ધ થતી નથી જો આ લખાણને સત્ય માનીએ તો શ્રીજીનાં અન્ય અનેક વચનામૃતો સાથે તેમજ વેદાદિ શાસ્ત્રો સાથે બહુ વિરોધ આવે અને શ્રીજીવચનોનો કશો અર્થજ રહે નહિ. અને વિશેષમાં એવો અભેદ લખનારા શ્રીજી અને એમના મહાસદ્‌ગુરુઓજ પ્રથમ મહાદ્રોહ કરનારા ઠરે તો આ જે અસંગત અનુપયોગી અસંબદ્ધ અતિવિરોધી વાતનો અહીં પ્રવેશ થયો છે તે પાછળથી ક્ષેપક થયો છે એમજ માનવાનો સંભવ આવે છે જેમ શ્રીજીએ અંત્ય ૧૦ માં પદ્મપુરાણ વિષે ક્ષેપકતાની વાત કરી છે તેમ તેમના આ વચનામૃતમાં પણ થઈ હોય એમ જણાય છે.

હવે આની ક્ષેપકતા આ રીતે સાબીત થાય છે. બોરસદકોર્ટમાં મંડાએલા દાવામાં પ્રતિવાદી બોચાસણીયાએ પ્રથમ સુરતમાં ૧૯૬૪ માં છપાએલી આવૃત્તિ રજુ કરેલી. વાદી તરફથી પાછળથી પત્રાત્મક તથા મુંબાઈવાળી આવૃત્તિ રજુ થએલી. વાદી પ્રતિવાદીઓના વકીલો પાસે વળી બીજીજ આવૃત્તિઓ હતી. શાસ્ત્રી હરિજીવનદાસની જુબાની વખતે ઉલટ તપાસમાં પ્રતિવાદીઓએ મધ્ય ૯ નો ઉપરોક્ત વિચાર વિમુખ સ્વપક્ષ સ્થાપવા ઉકેલ્યો ત્યારે કોર્ટની આવૃત્તિમાં **'અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય ને તે સ્વરૂપને બીજા અવતાર જેવું પણ ન સમજવું'** એમ દ્રોહ શબ્દનો અન્વય ફક્ત નિરાકાર બાબતને લાગુ કરેલો નીકળ્યો. પાછળની રાજકોટની અને તેને આધારે મુંબઈમાં છપાએલી આવૃત્તિમાં **'અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય'** એમ દ્રોહ શબ્દનો અન્વય અવતાર બાબતને પણ લાગુ કરેલો નીકળ્યો. આવા અઘટિત ફેરફારથી કોર્ટને અને બીજાઓને પણ મોટો સંશય થયો અને તે શબ્દો ઉપર કેટલીક ચોવટ ચર્ચા પણ થઈ. આ ઉપરથી સત્ય વસ્તુ નક્કી કરવાને કારણે બીજી જુની મુદ્રિત અને લેખિત આવૃત્તિઓ પણ મેળવવાનો અને ઠેઠ મૂળ સુધી શોધવાનો પ્રસંગ પ્રતિવાદીના પ્રવાદથી અણધાર્યો આવી પડ્યો. પ્રથમ તો સં. ૧૮૯૦માં ગઢડામાં લખાએલી જુની પ્રત કોર્ટમાં બતાવવામાં આવી તેમાં ( **તે માટે પોતાને સાક્ષાત્ મળ્યું જે ભગવાનનું સ્વરૂપ તેને સદા દિવ્ય સાકારમૂર્તિ ને સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય ને તે સ્વરૂપને બીજા અવતાર જેવું પણ ન સમજવું** ) આટલા શબ્દોજ નીકળ્યા નહિ એટલે વળી સર્વને મોટા અપરિહાર્ય સંશયને સ્થાન મળ્યું અને મોટી ચર્ચા પણ થઈ. આ પ્રસંગથી બીજી ઘણી જુની પ્રતો લેખિત પણ જોવામાં આવી તેમાં પણ ઉપરની પંક્તિઓ નીકળી નહિ આચાર્યશ્રીના ખાનગી ઓરડામાં કેટલાક જુનાં

પુસ્તકો લેખી રહે છે તેમાં તપાસ કરતાં બ્ર. મુકુંદાનંદજીના શિષ્ય વૈકુંઠાનંદજીના નામવાળી એક પ્રત નીકળી તેમાં પણ ઉપરની પંક્તિઓ નીકળી નહિ. આ ઉપરથી તે વખતના મૂળ સ્થાન ગઢડામાં કો. પ્રેમવતીનંદનદાસજી દ્વારા તપાસ કરાવતાં તેમાં પણ ઘણી જુની પ્રતોમાં ઉપરના શબ્દો નીકળ્યા નહિ. વડતાલ લાયબ્રેરીમાં એક પ્રત સં ૧૮૮૬ માં લખેલી મળી આવી તેમાં ઉપરના શબ્દો નીકળ્યા ખરા પરંતુ તેમાં જે પાન ઉપર ઉપરના શબ્દો હતા તે કાગળજ જુદો અને અક્ષરો પણ જુદા અને સાઈઝ પણ જુદી એમ બધું જુદુજ નીકળ્યું. એટલે આખી પ્રતમાં આ એક પાનજ ફક્ત નવું લખીને પાછળથી દાખલ કર્યા જેવું ઉઘાડું જણાયું, આ ઉપરથી ક્ષેપકભાવને વધારે પુષ્ટિ મળી. શાસ્ત્રી યજ્ઞપુરૂષદાસ કે જે આ કેસમાં પ્રમુખ પ્રતિવાદી અને ગુણાતીત નિરક્ષર જ્ઞાનના અત્યારે અગ્રેસર છે તે વડતાલથી વિમુખ થયા ત્યારે તેમનો પુસ્તકનો પટારો રહી ગએલો તે જે સાધુને હાથ આવેલો તેમાંથી એક વચનામૃતનું લેખી પુસ્તક કે જેમાં યજ્ઞપુરૂષદાસ શાસ્ત્રીનું નામ લખેલું હતું અને જે પાછળથી લખાએલું હતું તેમાં પણ ઉપરના બધા શબ્દોજ નથી. આ ઉપરથી ક્ષેપકભાવને પરિપુષ્ટિ મળે છે. વધારે સંશય સાથે અતિ આશ્ચર્ય પામવા જેવી તો આ એક વાત છે કે–સં. ૧૯૩૩ માં પહેલવહેલી આવૃત્તિ પત્રાત્મક આચાર્યશ્રી કેશવપ્રસાદજી મહારાજશ્રીએ શેઠ ચીમનલાલ હરિલાલ કે જે રા. રા. જેઠાલાલભાઈ પ્રોફેસરના પિતાશ્રી થાય તેમના દ્વારા છપાએલી પ્રકાશમાં આવી છે તેમાં પણ ઉપરના બધાજ શબ્દો ઉપલબ્ધ થતા નથી. આ બાબત અમદાવાદ ગાદીના આચાર્યશ્રી તથા મહંત પ્રમુખ બધા અનુયાયિઓએ અવશ્ય જાણવા જેવી છે. આ ઉપરથી તો ક્ષેપકભાવ અતિદૃઢ અસંશય થાય છે. વળી આ ઉપરથી સંસ્કૃત હરિવાક્યસુધાસિંધુનો પણ તપાસ કરવાનો પ્રસંગ આવ્યો. જે એક જુનું લખેલું મૂળ પુસ્તક હતું તેમાં ઉપરના અભિપ્રાયનો શ્લોક નીકળ્યો નહિ તે પછીથી લખાયેલી એક પ્રતમાં ઉપરના અભિપ્રાયનો શ્લોક અંદર નહિ પણ બહાર જુદો પાના ઉપર જુદા અક્ષરોથી લખેલો જોવામાં આવ્યો. અને તેના નંબરો પણ છેકીને સુધારવામાં આવેલા જોવામાં આવ્યા. વળી આ ઉપરથી વિશેષ શોધ કરતાં એક સુધાસિંધુની ટીકાનું પુસ્તક શુકાનંદમુનિહસ્તે લખાએલું મળી આવ્યું. તેમાં ક્ષેપકશ્લોકની ટીકા જ ન હતી અને શ્લોકના નંબરો મેળવતાં એક શ્લોક ઓછો હતો. આ જોતાં તો પુરેપુરો નિશ્ચયજ થયો કે આ બાબતનો આમાં પણ પાછળથીજ પ્રક્ષેપ થયો છે. આ બધુ જોતાં વિચારતાં આ બાબત શ્રીજી અભિપ્રાયથી કે તેમના નિરીક્ષણથી કે સંગ્રહકર્તા સદ્‌ગુરૂઓના અભિપ્રાયથી બહુ દૂર બહારજ છે એમ ચોક્કસ કહી શકાય અને ક્ષેપકભાવ પાછળથી થએલો એમ પણ ચોક્કસ કહી શકાય. હવે ક્યારે કોણે કેવી રીતે પ્રક્ષેપ કર્યો હશે તે અત્યારે નિશ્ચિત થવું અશક્ય છે. કેમકે લખેલાં છાપેલાં અનેક પુસ્તકો ફેરફારવાળાં છે.

આ રીતે ઉપરના શબ્દોના ક્ષેપકભાવની વાત થઈ. હવે દ્રોહશબ્દના અન્વયનો ફેરફાર ક્યાંથી થયો તેનો વિચાર કરવાનો બાકી રહે છે. ઘણીખરી લખેલી પાછલી પ્રતોમાં તથા સં. ૧૯૩૩ માં આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજશ્રીની આજ્ઞાથી શા. વલ્લભજીએ મુંબાઈમાં પહેલવહેલી છપાએલી તથા સં. ૧૯૪૪ માં આચાર્યશ્રી વિહારીલાલજીની આજ્ઞાથી અમદાવાદમાં છપાએલી પત્રાત્મક આવૃત્તિમાં 'ને જો એમ ન જાણે ને નિરાકાર જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય ને તે સ્વરૂપને બીજા અવતાર જેવું પણ ન સમજવું' આવા શબ્દો છે, એટલે દ્રોહ શબ્દનો અન્વય ફક્ત નિરાકારવાદને પણ અવતારોને લગાવેલો ન હતો. સં. ૧૯૬૪માં સુરતમાં એક આવૃત્તિ નીકળી તેમાં પણ તેમજ છે. અમદાવાદમાં આચાર્યશ્રી પુરૂષોત્તમપ્રસાદજીની આજ્ઞાથી ધર્માદા ફંડની વ્યવસ્થાપક મંડળી તરફથી સં. ૧૯૫૫ માં મોટા ટાઈપોથી આવૃત્તિ નીકળી છે. તેમાં પણ ઉપર મુજબ છે. કિં બહુના. સં. ૧૯૪૬ માં રાજકોટ કે જે આવા કજીયામાં બહુ વર્ષથી કુટાતું પ્રસિદ્ધ છે તેમાં સ્વામી બાળમુકુંદદાસજીની સંપૂર્ણ સહાયથી ઠક્કર દામોદર ગોરધનદાસે મોટા ટાઇપોથી ગૂટકો છપાવ્યો તેમાં પણ ઉપર મુજબજ શબ્દો છે. એટલે દ્રોહ શબ્દનો અન્વય અવતારોને લગાવ્યો નથી. આ પછી એજ રાજકોટમાં એજ પ્રેસમાં એવાજ ટાઈપોથી એની એજ સહાયથી એના એજ માલીકે સં. ૧૯૫૫ માં ગૂટકા છપાયા તેમાં 'અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય' એમ દ્રોહ શબ્દનો અન્વય અવતારોને પણ લગાવેલો જોવામાં આવ્યો. એટલે અહીંથી વધારે પડતો ક્ષેપકભાવનો પ્રવેશ થયો એમ સાબીત થાય છે. આ પછી સં. ૧૯૫૭ માં તથા સં. ૧૯૬૩ માં આવૃત્તિઓ નાની સાઈઝની નીકળી તેમાં પણ એમજ આવ્યું. રાજકોટની આવૃત્તિ વધું શુદ્ધ

હોવાથી જુની માન્યતાથી તેને આધારે મુંબાઈમાં બે ત્રણ આવૃત્તિઓ છપાઈ તેમાં પણ તેમજ આવ્યું. આ રીતે પ્રથમ ઘણા શબ્દોના ક્ષેપકનો પ્રવેશ થયો અને પાછળથી દ્રોહ શબ્દના અન્વયમાં ફેરફારો થતા ગયા. સં. ૧૯૪૬ ની આવૃત્તિમાં જે વસ્તુ ન હતી તે ૧૯૫૫ ની આવૃત્તિમાં કેના તરફથી કેવી રીતે કેવા સંયોગોમાં પ્રવેશી હશે તે તો તે રાજકોટવાળા પ્રેરક સહાયક શોધક મુદ્રક પ્રકાશકજ જાણી શકે. બીજાઓ તો એમજ અનુમાન કરે કે—આવી બાબતમાં બહુ ઉંડા ઉતરેલા કોઈ જાણભેદુ કુમંડી બંડીયાનીજ કપટ કારીગરી હશે. કેમકે આ સમયમાં ગુણાતીત જ્ઞાન નામના અજ્ઞાનમાં યજ્ઞપુરૂષદાસ શાસ્ત્રી પણ બહુ ભળેલા હોઈને ભણવા નિમિત્તે જાગા આગા ભક્તને મળવા જુનાગઢ રાજકોટની મુસાફરી બહુધા કરતા અને કોઈ પુસ્તક લખવા શોધવામાં ભાગ લેતા એમ તેમના જીવનવૃત્તાંતથીજ જણાય છે. અસ્તુ ગમે તેમ થયું હશે પરંતુ પ્રથમ વડતાલગાદી તરફથી છપાઈ બહાર પડેલી બે ત્રણ આવૃત્તિમાં જે વસ્તુ ન હતી તે ૧૯૫૫ ની આવૃત્તિમાં આવી હોવાથી અહીંથીજ ફેરફાર થયાનું સુખેથી કહી શકાય. આ તત્વજીજ્ઞાસુઓને સાધ્યસિદ્ધિમાં મહાસંશય થાય એ સહજ છે અને આ ક્ષેપક બાબત શ્રીજીના તેમજ સંગ્રહકર્તા સદ્‌ગુરૂઓના અભિપ્રાયથી વિશેષ વિદૂર વિપરીત છે એમ પણ માનવામાં સબળ સાધન મળે છે, હવે આ ક્ષેપક શબ્દોને શ્રીજીના વચનામૃત તરીકે માન અપાય કે કેમ ? તેનો વિચાર સદસદ્વિવેકિઓ સ્વયં કરી લેશે જો કે આ બધી વિવેચન કરેલી બાબત સત્ય પ્રમાણભૂત અસંશય છે તથાપિ કોઈ અંતરિતને કાંઇ સંશય રહેતો હોય અને તેથી ખરી ખાત્રી કરવાની ઈચ્છા થાય તો વડતાલની લાયબ્રેરીમાં બધાં ઉક્ત પુસ્તકો સંગ્રહી રાખેલાં બતાવામાં આવશે. આ વચનામૃતની ઉક્ત બાબત પ્રતિવાદીઓએ વિમુખ પોતાને ફાવતી ઘણી હકીકતો જોરથી રજુ કરેલી અને તેની સિદ્ધિ માટે વચનામૃતને શિક્ષાપત્રી સત્સંગિજીવન ગ્રંથની અપેક્ષાએ મુખ્ય ઠરાવોની ઘણી દલીલો કરેલી પરંતુ ઉપરના યોગ્ય સબળ કારણને લીધે તેનો કશો વિચાર કોર્ટે લીધો નહિ અને વચનામૃતને મુખ્ય ગ્રંથ તરીકે સ્વીકાર્યો નહિ. વચનામૃત મુખ્ય ગ્રંથ નથી આ બાબતને બોચાસણીવાળા અંતરંગ અનુયાયી બનેલા અને જ્ઞાતાતરીકે તેમનામાં મનાતા પંડ્યા ઉલ્લાસરામભાઈ પણ સુધા માસિકના વર્ષ ૭ અંક ૮ તા. ૧–૧૦–૩૪ પાન ૨૦૦ ઉપરના લેખમાં પ્રથમ વચનામૃતોની જુદી જુદી પ્રતોના જુદા જુદા શબ્દોનું ફેરફારી દિગ્દર્શન કરાવાપૂર્વક "હાલમાં તો એટલુંજ કહેવું બસ થશે કે જેમ બન્ને દેશોની શિક્ષાપત્રી તથા સત્સંગિજીવન ગ્રંથો સર્વમાન્ય મનાયા છે તેમ વચનામૃત ગ્રંથ આચાર્યોની તકરારોમાં અમદાવાદ તથા મુંબાઈ કોરટે સર્વમાન્ય તરીકે ગાણ્યો નથી. વળી શ્રીજીમહારાજે વચનામૃતો પ્રાકૃત વાણિમાં કહેલાં છે ને તેના ઉપરથી 'સુધાસિંધુ' નામે સંસ્કૃત વચનામૃતો કરવામાં આવેલાં છે તે સત્ય છે" આવા વાકયો લખીને પુરેપુરી પુષ્ટિ આપે છે. તો આવી બાબતમાં એક શબ્દથી કે એક વાક્યથી અર્થનો નિર્ણય થતો નથી, આગળ પાછળ શું કહે છે તેમજ બીજાં વચનામૃતો અને મુખ્ય ગ્રંથ શિક્ષાપત્રી સત્સંગિજીવન શું કહે છે આ બધાનું પણ અનુસંધાન લેવું પડે. પછીથી તત્વનિશ્ચય તાત્વિક થાય છે.

ઉપર પ્રમાણે જે ખંધ ૯ ના શબ્દો અનુપયોગી ક્ષેપકજ નિશ્ચિત થાય છે તેનેજ મુખ્ય માનીને અને બીજાં વચનામૃતો તથા મુખ્ય શાસ્ત્ર શિક્ષાપત્રી સત્સંગિજીવન વિગેરેને અતિ ગૌણ પાડીને ગુ. સ્વામીના ખોટા નામથી ગુંથાએલી જુદી જુદી વાતો કે જે રામ કૃષ્ણાદિ અવતારોનું જે તે રીતે ખંડન ભંડન નિંદન આદિજ ખાસ પ્રવર્તેલી છે તેને આગળ ધરીને નિરક્ષર બંડીયા ખુંણીયા વિમુખો અવતારોને હદ બહાર ઉતારી પાડવાજ મલિન મનોવૃત્તિથી અને ભંડભાષાથી લબાડ લવરી કર્યેજ જાય છે અને વિશેષમાં શ્રીજીના કહ્યા પ્રમાણે અવતારવાદને માનનારા સંપ્રદાયનિષ્ઠોને હલકા પાડવાના પાપાશયથી સ્વા. ના. પ્રકાશ માસિક વિગેરેમાં એવા ગરબડગોટાળા ગબડાવ્યાજ જાય છે. આમાં જો ઉંડા પેશીને જોઈએ તો એટલોજ ઉદ્દેશ તરી આવે છે કે "અમેજ શ્રીજીનો સર્વોપરી મહિમા સમઝનારા શુદ્ધ ઉપાસક છીએ, એટલે અમો સંપ્રદાયના દેવ આચાર્ય શાસ્ત્ર ત્યાગી સત્સંગી અને બંધારણ આદિક કોઈપણ અંગને ન અનુસરીએ કે ઉલટું અહનિશ શિશુપાળવત્ નિંદીએ અને છેવટે આ સર્વેનો ત્યાગ કરીને શુદ્ધ સત્સંગથી બહાર જઈ બહારવટું ઉઘાડું કરીએ તો પણ દેહને અંતે અક્ષર ધામમાં ઠેઠ જવાના અને બીજા બધાય સંપ્રદાયમાં રહીને દેવ આચાર્ય આદિક અંગોને સારી રીતે અનુસરનારા પણ અવતાર અવતારીને સ્વરૂપથી જુદા નહિ માનનારા હોઈને શુદ્ધ ઉપાસક નહિ

હોવાથી અક્ષર ધામમાં નહિ જવાના વિગેરે અતિગંભીર અતિવિમુખ છે. આમ ખરી વાત તો એ છે કે—શરણાગત કે સ્વરૂપનિષ્ઠાવાળાને સંપ્રદાયનાં સર્વ અંગો દેવ આચાર્ય સંત વિગેરેનો આશ્રય દૃઢ રાખવાનો છે. તેને સર્વથા છોડીને બહાર જનારા, એટલુંજ નહિ પણ તે અંગોને અનેક પ્રકારે નિંદનારા બહારવટું કરનારા સત્સંગીજ ન રહ્યા હોવાથી તેમને ધામને બદલે ધક્કા મુક્કાજ યમદૂત હસ્તક અંતે મળવાના છે. પ્ર ૨ ની પ્ર. ૧ ની વાત ૧૫૭ માં 'સંતમાંથી ને સત્સંગિમાંથી પડ્યો તે ભગવાનમાંથી પણ પડી ગયો એમ જાણવું'. પ્ર ૨ વાત ૧૦૮ 'સત્સંગમાંથી જવાય એ સૌથી મોટું પાપ. એથી બીજું કોઈ પાપ મોટું નથી' પ્ર ૨ વાત ૧૩૬ 'સત્સંગથી વિમુખ થયો એથી બીજી હાણ નથી' આ રીતે વાતોમાંજ સત્સંગમાંથી પડ્યો તે ભગવાનથકી પણ પડી ગયો એમ કહેવાપૂર્વક તેને મહાપાપ અને મહાહાનિ તરીકે સ્પષ્ટ કહે છે, એટલે બીજાએ બહુ કહેવાનું રહેતું નથી.

જો કે ઉપરની બહુ જુની બાબત બહુ વર્ષે અત્યારે ઉકેલવા જેવી નહિ પરંતુ બહિષ્કૃત ઓચાસણીયાએ આ બાબતનો છેદોજ લીધો અને આ ક્ષેપક ભાગનેજ આગળ ધરીને જ્યાં ત્યાં બીજા ગ્રંથાર્થને ખોટા કરવા મંડ્યા અને એમ કરીને સંપ્રદાયનિષ્ઠ સર્વ કોઈની પણ જ્યાં ત્યાં શિશુપાળવત્ ખોટી નિંદા તિરસ્કારજ કરવા લાગ્યા. એટલુંજ નહિ પણ આ ચર્ચાને કોર્ટમાં મુખ્ય સ્થાન આપીને દુરાગ્રહમાં સામા ઉતાર્યા ત્યારેજ આ વિચાર ઈચ્છા ન છતાં જાહેરમાં જણાવાની જરૂર પડી. એટલે આ ગુણ બાબતને ઉથામનારા વિમુખ બંડીયાજ પ્રથમ દોષારપદ છે આ મધ્ય ૯ ના જેવીજ એક ફેરફારી ભક્તચિંતામણિ પ્ર. ૭૭ 'અક્ષર પર પુરૂષોત્તમ જેહ' આ ચોપાઈમાં પર શબ્દ માટે થએલી તેમજ બીજીપણ કેટલીક આવાહનનામમંત્રાદિકમાં થએલી કોર્ટમાં ઘણી ચર્ચાઈ હતી. એમાં પણ ઉપરના જેવું પોકળ બંડીયું સાબીત થયું હતું. આ બધાનો વિસ્તારભયથી વિચાર કર્યો નથી.

હવે જો કે ( તે માટે પોતાને સાક્ષાત્ મળ્યું જે ભગવાનનું સ્વરૂપ તેને સદા દિવ્ય સાકારમૂર્તિ ને સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય ને તે સ્વરૂપને બીજા અવતાર જેવું પણ ન સમજવું ) આ બધા શબ્દો ઉપર પ્રમાણે અસંબદ્ધ અનુપયોગી ક્ષેપક નિશ્ચિત થતા હોઈને શ્રીજીવચનથી બહુ દૂર હોવાથી તેની સંગતિનો વિચાર કરવાનો રહેતો નથી. તથાપિ જે કેટલીક પાછળથી લખાએલી તેમજ પ્રથમ છપાયેલી પ્રતોમાં ઉપરના શબ્દો આવ્યા છે તેની સંગતિ 'ઉક્તં નિર્વહેત્' આ ન્યાયે આ રીતે થઈ શકે છે-શ્રીજીએ રામાનુજાચાર્યનો સાકાર સિદ્ધાંત સ્વીકારેલો હોવાથી ભગવાનને દિવ્ય સાકાર મૂર્તિ ન સમઝતાં નિરાકાર સમઝવા એ મહાદ્રોહ છે એ બાબત પ્રથમ ૭૧ 'ભગવાનના સર્વે અપરાધ થકી જે ભગવાનના આકારનું ખંડન કરવું એ મોટો અપરાધ છે એ અપરાધ કરે તો એને પંચ મહાપાપ કરતાં પણ અધિક પાપ લાગે છે અને ભગવાન તો સદા સાકારમૂર્તિ છે તેને જે નિરાકાર સમઝવા એજ ભગવાનના આકારનું ખંડન કર્યું કહેવાય છે' મધ્ય ૩૯ 'ભગવાનને જે નિરાકાર સમજે એ તો પંચ મહાપાપ કરતાં પણ અતિમોટું પાપ છે એ પાપનું કોઈ પ્રાયશ્ચિત નથી' વરતાલ ૨ 'અને સદા મૂર્તિમાનજ છે તેને અકર્તા કહેવા તથા અરૂપ કહેવા ને ભગવાન વિના બીજા કાલાદિકને કર્તા કહેવા એજ ભગવાનનો દ્રોહ છે' ઈત્યાદિ શ્રીજી વચનામૃતો જોતાં **'નિરાકાર જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય'** બરાબર છે, બીજુ—ભગવાનનું મૂળરૂપ પરોક્ષ હોવાથી કોઈને તેની પ્રત્યક્ષ પ્રાપ્તિ નથી; એનું મળવાપણું તો અવતારોના આશ્રયથીજ કહી શકાય જેનો આશ્રય કરાય તે ભગવદવતારને પરિપૂર્ણ માનીનેજ ઉપાસનનું વિધાન હોવાથી તેમને સ્વયં ભગવાન અવતારી કે સર્વ ગુણ ઐશ્વર્યસંપન્ન માનવાજ જોઈએ. વળી અવતારો એ અવતારી પરમાત્માનાંજ સમગ્ર ગુણ ઐશ્વર્ય પરિપૂર્ણ અન્યૂન રૂપાંતરો હોવાથી તે વચ્ચે બીલકુલ ભેદ નહિ સમઝવાનો શ્રીજીએ કરેલો છે, ( વચનો પ્રથમ આવી ગયાં છે ) આ બધુ જોતાં **'પોતાને સાક્ષાત્ મળ્યું જે ભગવાનનું સ્વરૂપ...તે સર્વ અવતારનું કારણ અવતારી એવું જાણવું'** આ બાબત પણ બરાબર છે. **'અને બીજા અવતાર જેવું પણ સમઝવું'** આ વાક્ય તો એક પતિવ્રતાની ટેક પુરતું ભક્તાપેક્ષાવાળું છે. ભગવાનની પર વ્યૂહ વિભવ અંતર્યામી અર્ચાવતાર આ પાંચ પ્રકારે સ્થિતિ હોવાથી એના અવાંતર બીજા ભેદો બહુ થતાં ભગવાનની અગણિત મૂર્તિઓ ધ્યેય ઉપાસ્ય પતિ તરીકે થઈ. આમાં કેવું વ્રત ઉપાસન કરવું ? આ પ્રશ્નનો ઉત્તર ખાસ જરૂરી છે. તો જેને જે મૂર્તિ જે સમયે શુભાશ્રયપણે મળી હોય તેમાં પતિવ્રતાના જેવી

ટેક રાખીને ભક્તિ કરવી. આ બાબત પણ શ્રીજીએ શાસ્ત્રીય ન્યાય યુક્તિથી મધ્ય ૧૯ 'શ્રીકૃષ્ણનારાયણ એવા જે પુરૂષોત્તમ ભગવાન તેના જે અવતાર તે દેવ મનુષ્યાદિકને વિષે થાય છે **તે અવતારને વિષે પતિવ્રતાના જેવી ટેક રાખવી.** જેમ **સીતાજીને** શ્રી રામચંદ્રને વિષે નિર્દોષપણે નિષ્ઠા હતી તેમ...**પણ ભગવાન વિના બીજા દેવની ઉપાસના ન કરવી** અને જો બીજા દેવની ઉપાસના કરીએ તો તેમાં મોટો દોષ લાગે છે ને **પતિવ્રતાપણું** જાય છે ને વેશ્યાના જેવી ભક્તિ થાય છે' લોયા ૧૮ 'ઈત્યાદિક જે ભગવાને આકૃતિઓ ધારણ કરી હતી ત્યારે **તેને તે તે કાળે જે જે મળ્યા તેમણે તેવા તેવા રૂપનું ધ્યાન કર્યું છે. અને તે ધ્યાને કરીને તે તે રૂપને પામ્યા છે'** અંત્ય ૧૬ 'અને **જેવે રૂપે કરીને** ભગવાનનું દર્શન પોતાને થયું છે તે સંઘાથે જેને પતિવ્રતાના જેવી દૃઢ પ્રીતિ બંધાણી છે તેને પોતાના ઈષ્ટદેવ જે ભગવાન તેના જે બીજા અવતાર હોય તે સંઘાથે પણ પ્રીતિ થાયજ નહિ...જેમ **હનુમાનજી** શ્રીરઘુનાથજીના ભકત છે તે રામાવતાર પછી **બીજા** કેટલાક ભગવાનના અવતાર થયા છે પણ **હનુમાનજીની** રામચંદ્રને વિષે **પતિવ્રતાના** જેવી ભકિત છે' લોયા ૧૧ એક પુરૂષોત્તમનારાયણ વિના બીજા જે શિવ બ્રહ્માદિક દેવતા તેનું ધ્યાન મોક્ષને ઇચ્છતો હોય તેને ન કરવું અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે તથા જે પુરૂષોત્તમનારાયણની **રામ કૃષ્ણાદિક મૂર્તિઓ તેનું ધ્યાન કરવું**...અને **જેવી ભગવાનની મૂર્તિ પોતાને મળી હોય તેનુંજ ધ્યાન કરવું અને પૂર્વે** ભગવાનના અવતાર થઇ ગયા તે મૂર્તિનું ધ્યાન ન કરવું અને પોતાને ભગવાનની જે **મૂર્તિ** મળી હોય તેને વિષેજ પતિવ્રતાની ટેક રાખવી જેમ **પાર્વતીએ** કહ્યું છે જે...એવી રીતે પતિવ્રતાની ટેક તે પણ ભગવાનનું રૂપ અને અન્ય જીવનું રૂપ તે બેયને વિષે અવિવેકી પુરૂષને સમભાવ થાય છે તેની નિવૃત્તિને અર્થે કહી છે...પણ **ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી** આવી રીત સત્પુરુષની સમઝણ છે' ઈત્યાદિ શબ્દોથી સમઝાવી છે. આ બધા શબ્દોનો મુદ્દો એટલોજ નીકળે છે કે–ભગવાનની રામ કૃષ્ણાદિક અનંત અવતારમૂર્તિઓ છે તે તમામમાં પતિપણું તો વ્યાપક વિશાળ હોવાથી તેમાંથી જેનો જેણે આશ્રય કર્યો હોય તેને વિષે પતિવ્રતાના જેવું વ્રત રાખીને તેની ભક્તિ કરવી. આ ઉપરથી બીજી મૂર્તિઓ વિશ્વપતિ આત્મપતિ ભગવાનની નથી કે તે ધ્યેય મોક્ષપ્રદ નથી કે કનિષ્ટ હોય નિંદનીય ભર્ત્સનીય છે એમ નહિ. કેમકે રામકૃષ્ણાદિકને ભગવાનનીજ અભિન્ન મૂર્તિઓ તરીકે કહેવાપૂર્વક તેમની ધ્યેયતા અને મોક્ષપ્રદતા પ્રથમ નક્કી કરે છે. પતિવ્રતાની ટેક રાખવાનું સબળ કારણ કહીને છેવટે ભગવાનની મૂર્તિઓમાં ભેદ નથી એમ ઉપસંહારમાં સ્પષ્ટ કહે છે. વળી જેમ ભગવાન સિવાય બીજા શિવ બ્રહ્માદિક દેવના ધ્યાનનો નિષેધ કરે છે તેમ અવતારમૂર્તિઓના ધ્યાનનો નિષેધ કરતા નથી. લોયા ૧૧ માં પતિવ્રતાની ટેક સંબન્ધમાં ઉપયોગી કહેવાનું સર્વ કહીને છેવટે '**પણ ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી**' એમ ઉપસંહાર કરવામાં આવ્યો છે તે બહુ મુદ્દાનો શાસ્ત્રીય સમુચિત છે. અંતે આ બાબત શિક્ષાપત્રીમાં કરેલી સ્વરૂપાભેદની વાતને પણ બહુ મળતી છે. આ બાબતમાં સૌભરીસ્ત્રીયોનું દૃષ્ટાંત બરોબર બંધ બેસતું છે. જેમ એકજ સૌભરી ઋષિ માંધાતા રાજાની પચાસ કન્યાઓ એક સાથે પરણ્યા અને પછી પોતે પચાસરૂપે થઈ પચાસેય સ્ત્રીયો સાથે એક સાથે જુદા જુદા ભવનમાં રહ્યા. આમાં સૌભરીનું જે રૂપ જે સ્ત્રીને મળ્યું હોય તેમાંજ તેણીને પતિ તરીકેની ટેક રાખવાની પણ બીજામાં નહિ. આ ઉપરથી બીજા પતિ સૌભરીનાં રૂપ નથી કે ગૌણ નિંદ્ય હોય છે એમ પણ નહિ. પ્રથમ સૌભરી એક હતા, પછીથી પચાસ રૂપે એજ થયા હતા. પછીથી પાછા પોતેજ એકરૂપ થઈ ગયા હતા. આ બધીજ બાબતને બધીજ સ્ત્રીયો જાણતી હતી. એટલે એક બીજીને મળેલાં સૌભરીરૂપો પરસ્પર દ્વેષ નિંદા તિરસ્કારનાં કે ગૌણભાવનાં સ્થાન ન હતાં. માટેજ અનેક રૂપે થયેલા સૌભરીમાં પતિ તરીકેના દૃઢ સ્નેહ ભાવને લીધે સર્વ સ્ત્રીયોનો સૌભરીના જેવોજ સરખો મોક્ષ થવાની વાત શ્રીજીએ વચનામૃત પ્રથમ ૭૫ માં કહી છે તે બરોબર બંધ બેસતી થાય છે. આ છેવટનો સરખો મોક્ષ થયાનો મુદ્દો ખાસ સમઝવા જેવો છે. આ દૃષ્ટાંત મુજબ એકજ ભગવાન અનંતરૂપને ધારે છે તેમાં જેને જે રૂપ શુભાશય તરીકે મળ્યું તેમાં પતિવ્રતાના જેવી ટેક રાખીને ભક્તિ કરે. આ ઉપરથી બીજાં સ્વરૂપો જગત્પતિ ભગવાનનાં નથી કે ધ્યેય મોક્ષપ્રદ નથી કે ગૌણ છે કે દ્વેષ નિંદા તિરસ્કારનાં સ્થાન છે એમ કહી શકાય

નહિ પતિવ્રતાની ટેકમાં તુળસીદાસનું દષ્ટાંત અપાય છે એનો અર્થ પણ ઉપરોક્તજ છે. તુલસીદાસે શ્રીકૃષ્ણને રામચંદ્રથકી અભિન્ન અન્યતૂ ભગવાનજ ભજનીય મોક્ષપ્રદ માન્યા હતા અને તેથીજ શ્રીકૃષ્ણે ઈચ્છાનુસાર રામ રૂપે દર્શન આપ્યું હતું. જો શ્રીકૃષ્ણે અને રામચંદ્રને સ્વરૂપથી જુદા જુદા ભગવાનો સમજતા હોય તો આ દષ્ટાંત બંધ બેસેજ નહિ. તુલસીદાસે શિશુપાળવત્ શ્રીકૃષ્ણનું હદ ઉપરાંત ખંડન નિંદન ભંડન કર્યું ન હતું. આ બાબત પણ બહુ સમજવા જેવી છે. આ બધીજ બાબત હરિદિગવિજયના ઉલ્લાસ ૪૧ શ્લો. ૧૮ ની ટીકામાં બહુ સ્પષ્ટ કરી છે. :"ननु भवत्वेवं-परं नैकविधत्वदास्थापितस्वरूपोपासकानां भक्तौ व्यभिचारिताऽऽयाता, यत उपासनायां साध्वी एकपतिवदेषामेकार्चोपासनोक्तेरिति चेत्र- लक्ष्मीनारायणराधाकृष्णादिनां मदेकरूपत्वात्, 'एतानि मम रूपाणि सर्वाण्यत्र न संशयः ॥१८॥ प्रयोजनवशादेव मूर्तिरेकास्त्यनेकधा । अतोऽत्र भेदो न ज्ञेयो ध्यानं कार्यं यथारुचि ॥१९॥ एतच्च शिक्षापत्र्यां 'स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभुः' इत्यादौ स्पष्टमभिहितम्" (અર્થ—શંકા—ભલે તમે કહો છો તેમ હોય, પરંતુ તમોએ સ્થાપેલાં અનેક સ્વરૂપોની ઉપાસના કરનારા જનોને ભક્તિમાં વ્યભિચારપણું આવશે ? કેમકે ઉપાસનામાં તો જેમ પતિવ્રતા વનિતાને એકજ પતિ છે તેમજ ઉપાસકોને એકજ સ્વરૂપનુ ઉપાસન કરવાનું કહ્યું છે. સમાધાન—તો એમ નથી. લક્ષ્મીનારાયણનું રાધાકૃષ્ણ આદિક જે છે તે એક મારાંજ અભિન્ન સ્વરૂપો છે. તે કહે છે—આ સર્વે મારાંજ સ્વરૂપ છે એમાં સંશય નથી. એકજ મૂર્તિ પ્રયોજનવશાતજ અનેક પ્રકારે વર્તે છે. માટે એમાં સ્વરૂપથી ભેદ ન સમજવો. જેમાં રૂચિ ઉપજે તેનું ધ્યાન ઉપાસન કરવું. આ બાબત શિક્ષાપત્રીમાંજ 'स राधया' ઈત્યાદિ શ્લોકમાં સ્પષ્ટ કહી છે) આ રીતે શંકા સમાધાન સાથે પતિવ્રતા ટેકનું સુંદર નિરૂપણ કર્યું છે. આ સર્વનો ખરો અર્થ તો અનુપાસ્ય ભવ બ્રહ્માદિ દેવોમાં નિષ્ઠા નહિ કરતાં એક પરબ્રહ્મ ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ જગત્પતિમાંજ કરવી એવો છે. આ રીતે 'અને બીજા અવતાર જેવું પણ ન સમજવું' આ વાક્યની પણ સુસંગતિ થઈ શકે છે.

શ્રીકૃષ્ણ શ્રીહરિની બાબતમાં તો આટલું વિશેષ વિધાન છે—વસુદેવસુત શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સર્વોપરી અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદન કરવાપૂર્વક ધર્મસુત શ્રીહરિને તેમના બીજા અવતાર તરીકે સમર્થન કરવાની સાથે શ્રીજીને શ્રીકૃષ્ણના અવતાર જેવાજ અત્યંત અભિન્ન એકરૂપ સમજીનેજ સ્નેહ ભક્તિ કરવાની કહેલી છે. એટલે આ વાક્ય એમના સંબન્ધમાં તો સંભવિત નથી. ઉલટું શ્રીકૃષ્ણ શ્રીહરિને જો કોઈ રીતે જુદા સમજે સમજાવે તો દ્રોહ કર્યો કહેવાય એમ કહેવું એજ વધારે બંધબેસતુ શાસ્ત્રીય છે "બીજા અવતાર જેવા જાણે તો દ્રોહ કર્યો કહેવાય' આ વાક્ય તો વધારે ક્ષેપક હોઈને ત્યાજ્ય છે. ધ્યેય અવતારો માટે આવો શબ્દ શ્રીજીએ કોઈ સ્થળે વાપર્યો નથી. જો ઉપર પ્રમાણે સિદ્ધાંતમાં લઈએ તો પૂર્વે થએલા રામ કૃષ્ણાદિ અવતારો કે જે બહુધા જગતને પ્રત્યક્ષ મળ્યા હતા. તેમને પડ્યા મૂકીને શ્રીજીને ભગવાન તરીકે માનનારા પણ બધા મહાદ્રોહીજ ઠરે, અને શ્રીજીને ભગવાનના અવતાર તરીકે માનીને કોઇને ભજવાનો પ્રસંગજ ન રહે. માટે શ્રીજીએ જે શાસ્ત્રપદ્ધતિએ માન્યતા નિશ્ચિત કરી છે તેને અનુસરીને શ્રીજીને પણ એક પૂર્ણ અવતાર અવતારી સમજીને પતિવ્રતાભાવથી ભજવા અને બીજાને ન નિંદવા એજ સારમાં સાર માર્ગ કલ્યાણકારી છે. બંડપદ્ધતિ મુજબ શ્રીજીસ્વરૂપ અવતારોને નિંદી ઉતારી પાડીને મહાપાપજનક નરકપ્રાપક મહાદ્રોહ કરવાની કોઇને કાંઈ જરૂર નથી. જગત્કારણ જગત્પતિ પરમેશ્વર એકજ છે, એમનાજ બધા અભિન્ન અવતારો છે, અવતારો પણ સમસ્ત ગુણ ઐશ્વર્ય પરિપૂર્ણ ધ્યેય મોક્ષપ્રદ છે, આટલી શાસ્ત્રીય બાબત માન્યા વિના સાંપ્રદાયિક વૈદિકને છુટકોજ નથી. તો આને અનુસરીનેજ બોલવું લખવું સમજવું જોઇએ.

ઉપર પ્રમાણે આમાં બોરસદ કોર્ટનું જજમેન્ટ અને તેને સમજવામાં ઉપયોગી કોર્ટમાંજ ચર્ચાએલા કેટલાક વિષયોનું વિવેચન કરતાં, ગુ. સ્વામીના નામથી ગુંથાએલી જુદી જુદી વામ વાતનું અનેક પ્રકારે અપ્રામાણ્ય સમર્થન કરવાપૂર્વક તેને આધારે પ્રસરેલી સંપ્રદાયવિરોધી મનમાની બંડમાન્યતાના ખંડન સાથે, સ્વામિનારાયણ શબ્દનો તાત્વિક અર્થ, સંપ્રદાયની ગુરુપરંપરા, અક્ષરધામની ગોલોકાંતર્વર્તિતા, પરમ ધામ ધામીનું સ્વરૂપ, શ્રીકૃષ્ણ શ્રીહરિની એકતા અને અવતારનિરૂપણ વિગેરે વિષયોનું વિવેચન કર્યું હવે અક્ષરમુક્તો વિગેરે જે વિષયો કોર્ટમાં ચર્ચાયા હતા તેનું વિવેચન કરવામાં આવશે. (અપૂર્ણ)